



## ચીનના આત્માની રક્ષા

સાથેની તસ્વીર ચીનના પ્રજાસત્તાકના સ્થાપક સન્-યાત્-સેનના સમાધિમંદિરની છે. નાનકિંગના ભયંકર સર્વનાશમાંથી પણ એ અક્ષુણ્ણ ને અખંડ ઊભું રહ્યું છે. અને તેવા ઘણપ્રહાર સામે અણનમ રહેતી ચીની તાકાતનું એ પ્રતીક છે. આજે નવા વર્ષના પ્રભાતે આપણે ઇચ્છીએ કે એ મહાન આત્માના આ અવશેષની માફક ચીનનો આત્મા પણ આંતરવિગ્રહમાંથી હેમખેમ નીકળી પુનઃ પ્રકાશી રહો!

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક
ઊર્મિ અને નવરચના : જાન્યુઆરી : ૧૯૪૬

## છેલ્લો સૂર્યાસ્ત

191

સંવત્સરનો છેલ્લો દિવાકર પશ્ચિમના રુધિર-રાતાં વાદળાં અને વિદ્વેષ-વંટોળની વચ્ચે ડૂબી રહ્યો છે.

રાષ્ટ્રોના સ્વાર્થપ્રેમની લોભચકચૂર નગ્ન લાલસા, તલવાર-સંઘર્ષને તાલે તાલે, વેર-ગીતોને છંદે છંદે, નાચી રહી છે.

નિર્લજ્જપણે આરોગેલા પોતાના જ ભોજન થકી, પ્રજાનો ક્ષુધિત પ્રાણ હિંસાગ્નિએ પ્રજ્જવલી ઊઠશે.

કારણ કે જગતને એણે પોતાનું ભક્ષ બનાવ્યું છે.

એને ચાટતો, ચાવતો, મોટે કોળીએ જઠરમાં ઓરતો એ ફૂલી રહ્યો છે—વધુ ને વધુ ફૂલી રહ્યો છે.

ફાંદ એની ફાટ ફાટ થાય છે.

આખરે એકાએક એની નાપાક મહેફિલની વચ્ચે દૈવનું વજ્ર પટકાય છે, એની ફાંદને વીંધી નાખે છે.

ક્ષિતિજ પરની આ લાલિમાને શાંતિની પ્રાતપ્રભા ન સમજતી, ઓ મારી માતૃભૂમિ!

એ તો છે, પોતાના જ અતિભક્ષણે ખતમ થયેલા રાષ્ટ્રસ્વાર્થની ચિતા-જ્વાલા.

પ્રભાત તો વાટ જુએ છે ત્યાં—નમ્ર, નીરવ પૂર્વના સુધીર અંધકારની પાછળ.

(ગત સદીના સમાપ્તિ-કાળે રવીન્દ્રનાથે રચેલ ગાનનો ગદ્યાનુવાદ)

## યાદ કર!

મારી છાતીએથી ઊતરડીને આ અણમૂલ જવાહિરો મેં પૂર્વમાં ને પશ્ચિમમાં પાથરી આપ્યાં છે.

મારાં જાયાંજણ્યાં પેટનાં જાયાઓને, ઓ ઇંગ્લાંડ! મેં તારા પડઘમ-ઢોલને તાલે તાલે કૂચ કરાવી, કાળની સમશેર તળે કઢાવ્યા છે

એ મારાં રાંકનાં રતન પરદેશી કબરોમાં દટાયાં છે. એ મારા લાડીલાઓ ઇરાની સાગરતીરે સૂઈ ગયા છે

મિસરની રેત પર એ શબ ખડકાં થા વેરાયા છે. ફ્લેન્ડર્સ અને ફ્રાંસના રુધિરાક્ત મેદાનોમાં, એ મારાં તકદીર-અઝેરેલ ફૂલડાં ઘા ઢળી પડ્યા છે.

ઓ ઇંગ્લાંડ! ઓ દુનિયા! મારા એ બિસ્મિલ બેટાઓના ખૂનને યાદ કર

મારા એ મૂએલાઓને માટે, એ શહીદ બનેલાઓને માટે રુદન કર.

(શ્રી સરોજિની નાયડુના અંગ્રેજી કાવ્યનો ગદ્યાનુવાદ)

# પ્રવેશ

વિનાશમાંથી યે જીવનની તાજગી ટકાવી રહેલા, ગીતના તારણહાર સત્-પાત્-મેતના સમાધિ-મંદિરના પૂનિત દ્વારમાંથી તમે પ્રવેશ તો કર્યો અને પશ્ચિમી રક્તસંધ્યાના ભડકા નિહાળી, માતૃભૂમિના બલિદાનની સ્મૃતિ સંઘરી અહીં સુધી આવી પહોંચ્યા. હવે જરા હળવે પગલે આગળ વધજો ! મહિનાભરના મહોત્સવના કાળવહેણોને વળોટી કાકા સાહેબના કથન પ્રમાણે એક માણુભાઈ સિવાય બીજી બધી બાબતોમા કલ્પનાતીત પ્રગતિ કરી ચૂકેલા સમાજ ને તેને ગાતા સાહિત્યકારના ધર્મને પીછી તમે આગળ વધજો !—એક જૂનેર ખોખાખજ કિલ્લો ને ભાગીતૂટી નિસરણીના પગથિયા પાસે તમારી નજર આવીને અટકી જશે !

એ કિલ્લાની પડખે એક કબર સૂતી છે માથે કીર્તિલેખ કોતર્યો છે, પણ અનામી વીરોના રઝળતા હાડકાઓ ભેળા કરી, શબ્દોના જાદુથી મેઘાણીભાઈએ તેમને સજીવન કરી દીધા છે એની પાસે—ભલેને મણુ મણની આરસ-શિલામાં એવા કીર્તિલેખો કોતરાય પણ—લોકજીવનને જાગૃત કરનારા આવા ઈન્દગી મળે છે ત્યાં સુધી એવા લેખોનું મહત્ત્વ નથી ભુલાયાં, વિસરાયેલા, મરદાનગી દાખવીને મૂગા થયેલા માનવીઓને ચેતના અર્પી, *સિકારે કર્યું એ જ સૌ દેશોને કહી જાય છે ને ?* ખૂણે પડેલા સ્વાર્પણને ખોળીને જુહારનારા કોઈક તો આ ધરામાંથી જાગી જાય છે નહિ તો એનું સત કયાં સુધી ટકે ?

અને આ તો સનાતન કથા છે દીવાના દર્શનમાં, કાજળની આડશે પણ પ્રકાશ પાથરતા માનવીના અંતરની કથા તમે સાંભળશો માણસાઈ જ મોટી ચીજ છે બાઈ ? કાગળના ફૂલ કોતરમાં પણ કોઈક વાર તેની નિષ્કંપ જ્યોત જાગી રહે છે

પણ કાકાસાહેબે કહ્યું તેમ એ માણસાઈ જ મોટે ભાગે આજે વખણાય છે, નહીં તો બાકી જેમની ઓળખ આપે છે તે કોનો બાલુભાઈ ! કેવો તેજસ્વી ને ફૂટડો જુવાન ! તેનું હૈયુ—આમ કોમળ ગણાતી નારી જ શું નડવી નાખી શકે ? જીવનની કરુણા ત્યાં પોતાનો ઊંડો ને ઘેરો ઓછાયો પાડીને બેઠી છે

ઇતિહાસનું દર્શન—રજવાડી હિંદનો પરાજય—પણ પૂરા હૈયાની વાત કરેલું જશે

આપની જોખમે તો ૧લી એપ્રિલ ને ૧૯૪૬ના રોજ પણ ગયા વર્ષની મજાક, રજમાંથી પણ કેટલું ગજબનું પરિણામ આવી જાય છે તે બતાવવા માટે આગળથી કહી દેવી સારી ચેતવણી રૂપે

પણ આમ આગળથી ચીંધીને બધી વસ્તુ બતાવી, તમારી દૃષ્ટિનું અપમાન નહિ કરું વિજ્ઞાન ને વૈદક, અમેરિકાની એકતા ને માનવીના વિકાસની કથાને તો તમે જાતે પારખીને પોતાની કરી લેશો પણ એક માસ્તરના જીવનમાં જે અરેખાત બની ગયું તે કહ્યા વિના નહિ ચાલે ગામલોક ભલે તેને વેદિયો કહે પણ જેના જીવનમાં ઇમાનને સ્થાન છે તેનો હિમાયત ઈશ્વર રાખે છે એ વેદિયો બહારવટિયો થોડા દિવસ પછી એ જ ગામમાં ધાડ પાડવા આવ્યો હતો કહે છે કે તેના *સાથીઓએ જ તેને મારી નાખી, તેના શબને દાઝોડિયું* કરી નીતિની બેવફાઈનો બદલો લીધો ઈશ્વર પેટલીકરે પણ વેદિયો તે આનું નામ' વાર્તામાં એ સત્યધર્મનો હિમાયત રાખી તેને કળામય રીતે કહી છે

ઊંડે વધારે નહિ તો બે ફૂલોની આછી મીઠી ફોરમ આપી જવાનો લોભ રોકી શકાતો નથી દેશગૌરવ પરમારનું 'પડેલા ફૂલ' ને ઉમાશંકરનું 'શામળું'—એક કરમાયા બીજું, ધરતી પર ઢળીને સુગંધ વેરતું જાય છે ને બીજું આવી આવીને ઊડી જઈ આંખોને આંજતું જાય છે. આખરે બને જવાના તો છે જ, છ વ-કપાટમાં એની મહેક મૂકતા જાય તો બસ !



## ગુજરાતી

### લેખકમિલન

'ગુજરાત લેખકમિલનનું બીજું અધિવેશન અમદાવાદ ખાતે ભરાય છે. કાર્યક્રમમાં અગ્રગણ્ય સાહિત્યકારો ટૂંકી વાર્તા, નાટક અને તખ્તો, સાહિત્ય અને સમાજદૃષ્ટિ, એ ત્રણ વિષયોને લઈ ચર્ચા ઉપાડશે, અને તા. ૨૫મીની રાત્રે રખાયેલા જાહેર કાર્યક્રમમાં એક આખ્યાન, એક એકાંકી નાટક, તેમ જ પોતાના લખાણની પૂણીઓ તેમ જ ખામીઓ વિષે જાણીતા સાહિત્યકારોના એકરારો, પાદપૂર્તિ, મુશાયરો તેમ જ ભજનોગીતોનો સમાવેશ કરવામાં આવ્યો છે.' (સમાચાર)

નાની એવી સંખ્યા ધરાવતો ગુજરાતી લેખકસમાજ આમ તો આડે દહાડે ય મળવાહળવાના પ્રસંગોથી વંચિત નથી. મુંબઈ, અમદાવાદ, સુરત જેવાં મથકોમાં તેઓ જથ્થાબંધ રહેતા હોઈ જાહેર અને વ્યક્તિગત રીતે પરસ્પરના ગાઢ સંપર્કમાં આવતા હોય છે. એથી કરીને મિલન રૂપે એકઠા થવાનું મહત્ત્વ, નાવીન્ય અગર તો પ્રયોજન કંઈક પાતળું પડી રહે છે. આવાં અધિવેશનોની વિશિષ્ટતા આડે દહાડે ન મળાઈ શકે તેવા સામૂહિક નિકટ સંપર્કની સિદ્ધિ કરવામાં અને પોતાનાં મંથનો, અનુભવો તેમ જ અભિપ્રાયોમાં અરસપરસને ભાગીદાર બનાવવામાં રહેલી છે. અધિવેશનનો ટૂંકો સમય, ભરચક ગોઠવાયેલા જાહેર કાર્યક્રમોની શિષ્ટાચારયુક્ત એકવાક્યતા, અને એ કાર્યક્રમોની ગૂંગળામણમાંથી હળવા બનવાને માટે લેવું પડતું આમોદવિનોદનું શરણ વગેરે અંગો નિરંતરાય લેખકોને આવો હાર્દિક સાચો સંપર્ક સાધવા આપતા નથી.

### ચલણી બાબતો વડે
### નહિ મપાય

લેખકમિલનની અધિવેશન-પ્રથા અન્ય પરિષદો, સંમેલનોના કરતાં વિશિષ્ટ કંઈ કંઈ રીતિનીતિને અપનાવે તો તેના ઉદ્દેશો વધુ સચવાય તે તો કહેવું સૂચવવું જરા કઠણ છે. એની ન્યારી અને નિરાળી કાર્યપ્રણાલિ તો એના પોતાના ઉત્તરોત્તર અધિવેશનોમાંથી મળતા અનુભવોમાંથી જ સાંપડતી જશે. એટલે એ સંબંધે લખવાને અમે અધિકારી નથી. પરંતુ આ મિલનને એક સ્થાયી સંસ્થા તરીકે અન્ય સાહિત્યસંસ્થાઓથી જુદું અને વિશિષ્ટ પ્રયોજન તો હોવું જ જોઈએ. એ પ્રયોજનની દિશામાં એનું પ્રયાણ થાય છે તે ચોક્કસપણે દેખાવું જોઈએ, અને એનાં અધિવેશનોની સફળતા પણ, ચર્ચા, મનોરંજક કાર્યક્રમો વગેરે ચલણી બાબતો વડે નહિ પણ મૂળ ધ્યેય તરફ મંડાતાં પગલાં વડે જ મપાવી જોઈએ.

### પુરસ્કારનું
### પાસું

મૂળ ધ્યેય લેખકનો તેમ જ લેખનરૂપ ધરતા સર્જિત સાહિત્યનો ઉત્કર્ષ સાધવાનું હોઈ શકે. લેખકના ઉત્કર્ષનું એક પાસું એની સર્જકતાનો વિકાસ છે, અને બીજું પાસું એની આર્થિક સ્થિતિમાં સ્થિરતા પ્રાપ્ત કરાવવી તે છે. આ બીજે પાસે તો લેખકવર્ગ એકંદરે નક્કર જમીન પર આવી રહ્યો છે. એનાં લખાણોની માગ ઉત્તરોત્તર વધતી આવે છે, એ લખાણોનાં વેતન, પુરસ્કાર પણ હવે તો કોઈ વિવાદ કે મતભેદનો વિષય નથી રહ્યા. જેઓ લખાણો માગે છે તેઓ મૂલ્ય પણ આપે છે. કલમ એ સ્વતંત્ર આજીવિકાનું સંપૂર્ણ નહિ તો અંશતઃ પણ નિઃશંક સાધન બન્યું છે. જૂના અને ઘણાખરા નવા લેખકો—કેટલાક તો હજુ પ્રારંભદશામાં પગલું માંડનારા પણ—લખીને આમદાની કરતા થયા છે. પ્રકાશકો વધ્યા છે, ને હવે તો ઊલટી લેખકોની તાણ પડતી હોય તેવી બૂમ છે. સત્ત્વશાળી લેખન કરી શકે તેવા કોઈ પણ લેખકને—પછી ભલે તે અનુવાદક જ માત્ર હોય—પ્રકાશકની રાહ જોઈ બેસી રહેવું પડતું નથી. વર્તમાનપત્રોનો પ્રદેશ પણ બહુવિધ રીતે વિસ્તરતો જતો હોઈ એ પ્રદેશે સંખ્યાબંધ કલમોને કામ કાઢી આપ્યાં છે. આમ આ આર્થિક ઉન્નતિને પગલે તો લેખકવર્ગ નક્કર ભૂમિકા પર આવી ઊભો છે. ને લેખકમિલનને એ પાસે ખાસ મહેનત તો યોગ્ય લેખકોની યોગ્ય પ્રકાશકો સાથે સુમેળની કડી જોડી આપી, બન્ને વચ્ચે વાતાવરણ મીઠું બનાવવાની લેવી રહે છે.

### સત્ત્વ ઘટે છે
### શા માટે ?

બીજું પાસું કે જે લેખનકૃતિની, સાહિત્યસર્જનની સમુન્નતિ સાધવાનું છે, તેની સારવાર લેખકમિલનની મુખ્ય ચિંતા અને આત્મશોધનનો વિષય બનવો ઘટે છે. આ પાસે આપણે કોઈ વાર સરવૈયું કાઢવા બેઠા છીએ? સરવૈયાં કોઈ કોઈ નીકળે છે સોગંદ ખાવા પૂરતાં, પણ તે તો આટલી કૃતિ સારી ને આટલી નબળી એવાં. ઔપચારિકતાના ભારણે વિશેષત લદાયેલાં સ ક્રુ કનાં

આછાંધિયાં અવલોકનો રૂપે. તેટલું જ બસ નથી. નક્કર હકીકતની સામે મિલન નજર કરતી રહે છે. નક્કર હકીકત આ છે. કે વર્તમાન લેખકોમાં એકધારી સત્વશીલતા ટકી રહેતી નથી. ઘણાએક દાવો પણ પૂરો કર્યા પહેલાં ફૂંકી જાય છે. અનેક નવોદિત તારલાઓ, પ્રકાશ્યા ન પ્રકાશ્યા ત્યાં તો પાછા અસ્તને પામી રહે છે. એકાદ ચમકતી કૃતિનો ઝગઝગાટ પોતાની પાછળ નિસ્તેજ રચનાઓનો લીસોટો મૂકીને વાતવાતમાં વિલય પામે છે. વાચક દુનિયાનો સમાદર પામ્યા પછી પણ આવી ઉત્તરોત્તર નિસ્તેજને, વિકાશને અને લગભગ વિલય-દશાને પામવાના કારણો શાં છે તે લેખકમિલન વધુ નહિ તો પોતાના જ સભ્યો પૂરતી નજર ફેરવીને તપાસશે ? પોતાના સભ્યો અને તેમની પ્રત્યેકની પ્રગતિ પરાગતિનો હિસાબ રાખશે ?

### સદાને માટે

#### વરેલો છે

જેમાં પડ્યા પછી ઓછામાં ઓછા પંદર વર્ષ તો ટકી રહેવું જ જોઈએ એવો આ લેખનનો પણ વ્યવસાય છે. લેખનધંધો એ વહેલે મોડે લાભ મળતાં બીજા કોઈક કસદાર ક્ષેત્ર પર કૂદકો મારી ચડી જવાનું સ્પ્રીંગ-બોર્ડ નથી-ન હોવું ઘટે એકવાર જે લેખક બને છે, તે તો એ ક્ષેત્રને કાયમને માટે વરેલો છે એવી મનોદશા, એવી ગૌરવવૃત્તિ લેખકમાં રોપાવી જોઈએ. અને જેને પોતે સદાને માટે વરેલો છે તે ક્ષેત્રમાં લેખક પોતાની પ્રતિષ્ઠાની એકવાર થઈ ચૂકેલી સ્થાપના પર જ મુસ્તાક રહી બેસી ન શકે. એણે આગળ ને આગળ જવું જોઈએ. એની કક્ષા ઊતરી પડે તેવું પ્રકાશન પોતાની કૃતિનું પોતે -ધરાજ ન આપે, એવા પ્રલોભનનો ભોગ બનતો એને કાં એના ગુરુ, મિત્રો, ને દિગ્દર્શકો અટકાવે અને કાં તો આ લેખકમિલનના જેવી સંસ્થા એના હાથ ઝાલી રાખે

### તકલાદીપણાથી

#### રક્ષા કરો

આંહીં જ લેખકમિલન સમી સંસ્થાનો સર્વોપરિ સ્વધર્મ ઊભો થાય છે. અન્ય સાહિત્યસંસ્થાઓનાથી અનેરું એનું સ્થાન અપાવનાર સર્વોપરિ સ્વધર્મ, નેમ એની આ એક જ હોવી ઘટે, કે એ પોતાના સભ્ય બનવા આવનાર લેખકને તકલાદીપણાથી રક્ષે, એની તાકાતને કસે, એની મોકળાશને મારે, એનું સંવર્ધન કરે. અધિવેશનના પ્રત્યેક કાર્યક્રમની યોજના પણ આ એક જ નેમની ચકાસણીએ થવી ઘટે છે. બાકી સાહિત્યના આ અથવા તે પ્રકાર પરની ચર્ચા, ભાષણો, ગાન, પાનસોપારી ઇત્યાદિ અવસરો તો સાલભર ઠેર ઠેર યોજાય છે, એમાંથી ઉકાવવાનો લાભ લેખકો આસાનીથી અન્યત્ર પહોંચીને લઈ શકશે. મિલન જેવી વિશિષ્ટ ધ્યેયને વરેલી સંસ્થાએ પોતાની શક્તિઓને શીદ એવા ચવાણા કાર્યક્રમ પર વેડફી દેવી ? મિલન થોડું જ એ દિશામાં કોઈ નવીન ભાત પાડી શકે તેમ છે ? કારણ પીરસણીઆ તો એના એ જ હોય છે. મિલનનું સર્વોપરિ કર્તવ્ય તેમ જ ધ્યેય એક જ હોઈ શકે: પોતાના સભ્યના લેખકજીવનની સત્વ-શીલતા ચિરાયુ અને ઉત્તરોત્તર ઉત્કર્ષગામી કેમ બને તેની તકેદારી રાખવી તે એ એક જ હિસાબ મિલને પોતાના સભ્યો પાસેથી માગવાનો હોય કારણ કે જાહેર પ્રજા એ એક જ જવાબ પોતાના સાહિત્યકારો કનેથી માગે છે.

### ભાગેડુ સેનાપતિ

#### સામેનો ખટલો

મલાયામાંનાં ઑસ્ટ્રેલિયન સૈન્યોને જાપાનીઓના પંજામાં છોડીને, ૧૯૪૨ની શરૂઆતમાં નાસી છૂટનાર તેમના સેનાપતિ બેનેટની ઉપર, ઑસ્ટ્રેલિયન સરકાર કામ ચલાવી રહી છે એવા ખબર દૈનિક છાપાં આપે છે. પોતાની નીચેના સૈનિકોને નધણિયાતી હાલતમાં મૂકીને સિંગાપુરમાંથી નાસી છૂટનારા જવાબદાર અફસરોમાં ઑસ્ટ્રેલિયાના આ બેનેટ એકલા જ નથી; આજે હિંદુસ્તાનના વડા હોદ્દે બિરાજતા સેનાપતિ વેવલથી માંડીને નીચલી કોટિના અનેક ગોરા અફસરો ઉપર પણ એ જ તહોમતનામું તોળાઈ રહ્યું છે. માત્ર ઑસ્ટ્રેલિયા અને હિંદુસ્તાન વચ્ચે જે તફાવત છે તેને પરિણામે ત્યાં એ આરોપીને ન્યાયકચેરીના પીંજરામાં ખડો કરવામાં આવ્યો છે અહીં એવા માનવીઓ ઉચ્ચ હોદ્દાએ ચડી બેઠેલા દેખાય છે. આપણી એ કમનસીબી જાણે કે ઓછી હોય તેમ ઊંચે આસને ચડી બેઠેલા એ જ માનવીઓ પોતાની જે ફરજ ચૂક્યા તેનું જાનસાટે પાલન કરનારા વીરનરો ઉપર જ આજે કામ ચલાવાઈ રહ્યું છે.

### ગુનેગારો અને વતનપ્રેમીઓની

#### સ્થાન બદલી

સિંગાપુર અને મલાયામાં હજારો હિંદી સૈનિકો અને નાગરિકોને દુશ્મનના હાથમાં જડબાંમાં અરક્ષિત

મૂકીને જ્યારે ગોરાઓ ભાગી છૂટ્યા હતા ત્યારે એમના જાનમાલનું અને એમની ઇજ્જતનું રક્ષણ એકમાત્ર આઝાદ હિંદ સરકાર જ કરી શકી હતી. મલાયા, બરમા વિ. દેશોને જાપાનીઓએ રોળીરોળી નાખ્યા એ જોઈને એમણે પોતાના દેશને માથે પણ ઝઝૂમી રહેલી એવી જ કારમી આફતનો ખ્યાલ કર્યો, અને પાણી પહેલાં જ પાળ બાંધવા એમણે 'આઝાદ હિંદ ફોજ' ઊભી કરી કે જે વખત આવ્યે ખુદ જાપાનીઓ સામે પણ વતનની રક્ષા કાજે લડે. એમનો અહેસાન તો આ દેશવાસીઓની પેઢીઓ સુધી ન ભૂલાય તેવો છે. પ્રજા જેને ગુનેગારો માને છે તેઓને હાથે જ આ દેશપ્રેમીઓની જિંદગી યા મોતનો ફેંસલો થઈ રહ્યો છે એ આ દેશની અનેકવિધ કરુણાઓમાં એકનો વધારો કરે છે. દેશના હાથ બાંધેલા છે. ગુનેગારોને એ જેમ નસિયત નથી કરી શકતા તેમ પોતાના રક્ષણહારોને સલામો પણ નથી કરી શકતા. એટલુ કરવા માટે પણ આપણા જુવાનો અને કિશોરોને ગોળીઓ ખાવી પડી છે, આપણી કન્યાઓને લાઠીઓ ખાવી પડી છે. પણ આ દેશપ્રેમી લડવૈયાઓ માટે એમના કુટીબંધ નાનેરા ભાંડુઓનું રુધિર એ જ કદાચ સાચું સન્માન–તિલક થવા નિર્માયું હશે!

## એને અપમાનિત
### ન બનાવશો

ઉત્સાહના અતિરેકમાં આવીને આ યોદ્ધાઓને સન્માનવામાં આપણે ક્યાંક એમની ગેરઇજ્જત ન કરી બેસીએ તે સામે સાવધાન રહેવું જરૂરી છે. આઝાદ હિંદ ફોજના જે ત્રણ અફસરો ઉપર કામ ચાલી રહ્યું છે તેમાંના કેપ્ટન શાહનવાઝને પ્રાંતિક ધારાસભાની ચૂંટણી માટે ઊભા કરવાનો નિર્ણય પંજાબની કોંગ્રેસે કર્યો હતો. સદ્‌ભાગ્યે ઠીક છેલ્લી ઘડીએ એ વિચાર પડતો મૂકાયો છે અને કારણમાં એમ જણાવાયું છે કે દેશના સર્વપક્ષોએ બિરદાવેલા આ અફસર સામે પણ પોતાનો હરીફ ઊભો કરવાની ધૃષ્ટતા પંજાબની મુસ્લિમ લીગે બતાવી છે અને તેથી શાહનવાઝને ચૂંટણીમાં ઊભા રાખવાનું માંડી વળાયું છે. મુસ્લિમ લીગે કોઈ પણ ઉમેદવાર સામે હરીફ ઊભો કર્યો એટલે એ ઉમેદવારની ઉમેદવારી પાછી ખેંચી લેવી એ દલીલ ન સમજાય તેવી છે કોંગ્રેસના ચાહે તેવા મર્વાંગે લોકપ્રિય નેતા સામે લીગ કે બીજી કોઈ સંસ્થા પોતાનો ઉમેદવાર ઊભો રાખે તો તેને તેમ કરવાનો સંપૂર્ણ હક્ક છે. ઊલટાનું, કોંગ્રેસનો ઉમેદવાર બિનહરીફ ચૂંટાય તેના કરતાં તો તો તેના હરીફને ચૂંટણીમાં સજ્જડ થપાટ મારે અને તેની અનામત રકમ ખોવરાવે એમાં જ લોકશાહીની રસમ પ્રમાણેનું તેનું તાકાતદર્શન છે. કેપ્ટન શાહનવાઝ જો ચૂંટણીમાં ઊભા હોત તો તેમના ગમે તે હરીફને એ સખત પરાજય આપત એમાં કોઈ શંકા જ નથી.

## એ યશકલગી
### ધૂળ ન ઉડાડશો

પણ મૂળ વાત તો એ છે કે એમને ચૂંટણીમાં ઊભા રાખવાનો વિચાર ફેલાવીને આપણે લાખનાં બાર હજાર કર્યાં છે.

આપણે જાણીએ છીએ કે ચૂંટણીઓ એ તો એક તૂત છે અને એમાંથી સર્જાનારી ધારાસભાઓ એક ફારસ છે. દેશની ભાવિ લડત વેળા ધારાસભાઓમાં કોઈ કાળા મોંઢા જઈને સરકારને ઊજળી દેખાડવામાં મદદરૂપ ન થાય એ કારણસર કોંગ્રેસ જેવી લડાયક સંસ્થાના માણસો એમાં ચૂંટાય એ જરૂરી છે. દેશના સંજોગો એવા છે કે આ વખતે ધારાસભાઓમાં ચૂંટાનારા કદાચ પોતાના ધારાગૃહો સુધી પહોંચતાં પૂર્વે કારાગૃહોમાં પણ જઈ પડે. એવી ધારાસભામાં શાહનવાઝ કે એમના સાથીઓને મોકલીએ તો એમનાં તો ભૂંડાં જ મેલાં થાય.

પોતાની જિંદગીના બાકીના દિવસો કાં તો આઝાદ હિંદમાં અથવા ફાંસીખોલીમાં વિતાવવાના મનસૂબા ઘડીને જ જે સરકારના કેદી બન્યા છે તેવા આઝાદ હિંદ ફોજના અફસરો અને સૈનિકો આવી ચૂંટણીઓ અને પક્ષીય રાજકારણમાં ન ફસાય એમાં જ દેશનું ગૌરવ છે એનું સ્થાન તો લડાઈના મેદાનમાં છે. ધારાસભાઓમાં તો એ મારગભૂલ્યાં દીસશે. લોહીભીની એમની કીર્તિને શબ્દમાળની ખેપટ ત્યાં ઊડશે.

## દસગણી વધેલી
### મતદારોની ફરજ

મત દેવાની લાયકાત ધરાવનારા હજારોનાં નામ આ વખતની ચૂંટણીનાં મતદાર–પત્રકોમાં શામિલ થઈ શક્યાં નથી અને છતાં આ ચૂંટણીનું પરિણામ દેશના ભાવિના ઘડતર માટે વધુઓછે અંશે મદદરૂપ થઈ પડવાનું છે. તેથી, જેમનાં નામ મતદાર–પત્રકમાં આવી

ણમાં છે એમને માથે બેવડી જવાબદારી આવી પડી છે. માત્ર પોતાની વતી નહિ, પણ જેઓ પોતાના હક્કનો ઉપયોગ આજે નથી કરી શકતા એવા દમ-દમ માનવીઓ વતી પોતાને મત દેવા જવાનું છે એવી પ્રત્યેક મતદારની ફરજનું ભાન એને વિવિધ રાજકીય સંસ્થાઓનો પ્રચાર કરાવી રહ્યો છે. મત દેવાના હકદાર હજારમાંથી ભલે એકસોનાં જ નામ મતદાર-પત્રકમાં આવ્યાં હોય. પણ પછી એ સોમાંથી તો ૭૫-૮૦-૯૦ અને તેટલા વધુ માણસોએ મત દેવા જઈને પોતાના હક્કનો ઉપયોગ કરવો જોઈએ, પોતાની ફરજનું પાલન કરવું જોઈએ.

સામાન્ય રીતે પ્રમાણમાં ઓછી શિક્ષિત ગણાતી મુસ્લિમ કોમમાં આ વખતની ચૂંટણીથી ઘણી જાગૃતિ આવી છે તે હર્ષનો વિષય છે. મુંબઈમાં થયેલી મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીમાં મુસ્લિમ મતદારોના પચોતેર ટકાએ પોતાનો મત નોંધાવ્યો હતો. ૨૦૦ જેટલી મુસ્લિમ સ્ત્રીઓને મત દેવાનો હક્ક હતો તેમાંની લગભગ બધીએ જઈને પોતાનો મત નોંધાવ્યો છે એ તો સાચે જ અભિનંદનીય છે. બીજી બાજુ બિનમુસ્લિમ વિભાગમાંથી માત્ર પંચાવન ટકા મતદારોએ પોતાના હક્કનો ઉપયોગ કર્યો હતો. બિનમુસ્લિમ વિભાગમાં ઊભેલા કોંગ્રેસના ઉમેદવારો તો ચૂંટાઈ જ જવાના છે એવી ખાતરીમાં રાચતા અને તેથી મત આપવા જવામાં બેદરકાર બનતા મતદારો આ રીતે પોતે જેને વિજયી બનાવવા માગતા હોય છે એ સંસ્થાને જ હાનિ પહોંચાડતા હોય છે.

### ચૂંટણી જંગમાં
### પ્રગટેલી ગુંડાગીરી

મુસ્લિમ મતદારોમાં આવેલી ચૂંટણીની ગરમીએ કેટલાંક સ્થળોએ લીગવાદી ગુંડાગીરીનો માર્ગ લીધો છે એમ લગભગ રોજેરોજનાં અહેવાલો ઉપરથી સમજાય છે. યુક્તપ્રાંત, બંગાળ અને આસામમાં રાષ્ટ્રવાદી મુસ્લિમો અને લીગવાદીઓ વચ્ચે ઠેર ઠેર ચૂંટણી-જંગ મંડાઈ ચૂક્યો છે. એના છાંટા ઠેઠ મુંબઈ સુધી ઊડ્યા છે. મુસ્લિમ લીગના પ્રમુખ શ્રી ઝીણા સામે હરીફ તરીકે ઊભા થયેલા શ્રી હુસેનભાઈ લાલજીને આવી ગુંડાગીરીનો અનુભવ થયો છે. હુસેનભાઈને મત દેવા જતા મતદારોને ધાક પમાડવાના પ્રયાસો થયા છે. 'બોમ્બે ક્રોનિકલ'ના તંત્રી શ્રી બ્રેલ્વી જ્યારે મત દેવા જતા હતા ત્યારે લીગવાદીઓએ એમને ઘેરી લીધા અને એમની ઉપર ... સુદ્ધાં. ખુદ હુસેનભાઈ પોતાનો મત દેવા આવ્યા ત્યાં એમની મોટર પર હુમલો થયો અને મત દીધા વિના એમને પાછા વળવું પડ્યું એ વિગત જણાવતું નિવેદન એમણે કર્યું છે.

### મેદાને પડનારથી
### ભગાય કેમ ?

લીગની કે બીજી કોઈપણ સંસ્થાની આવી ગુંડાગીરી સામે આખી પ્રજાએ એક બનીને વિરોધ કરવો જોઈએ. પોલીસની આંખ સામે જ આ બધું બન્યું છતાં જે કાંઈ કર્યું નહિ એમાં કાં તો પોલીસખાતાની શરમ અથવા તો એમને ઉપરથી મળેલી સૂચનાઓનું પાલન જણાય છે. પણ જે ગુંડાથી ભાગે છે તે પ્રજાનું પીઠબળ નથી પામતા. હુસેનભાઈએ પોતાનો મત દીધા વિના પાછા ન જ જવાનો નિશ્ચય કર્યો હોત અને જો એમને કાંઈ ઈજા પહોંચી હોત તો ગુંડાઓ તેમજ પોલીસનાં મોઢાં આજે છે તેથી પણ વધુ કલંકિત જનતાની નજરમાં બન્યાં હોત. જો ખુદ હુસેનભાઈ જેવા નેતા જ સામા પક્ષની ગુંડાગીરીને આમ વશ થઈને પાછા ફરી જાય તો પછી એમને ટેકો દેવા આવનારા બિચારા સામાન્ય મતદારો તો એવી ધાકધમકીનો ભોગ ઘડીએકમાં બની જાય. જમિયત-ઉલ-ઉલેમાના મૌલાના મદની અને બીજા નેતાઓ, બંગાળના ફઝલુલ હક્ક, અને બીજા પ્રાંતોના રાષ્ટ્રવાદી મુસ્લિમો ઉપર રીતસરના હુમલાઓ થયા છે છતાં પણ તેઓ ભાગ્યા નથી. એકવાર મેદાનમાં ઉતર્યા પછી તો ગુંડા સામે ભડ બનીને ઊભા રહેવું જોઈએ. ભાગનારાઓ માટે બહેતર છે કે પડમાં આવે જ નહિ.

### ઝઘડાસ્થાનમાં
### પલટાતાં ધર્મસ્થાનો

'હિંદુસ્તાન ટાઈમ્સ'ના તંત્રી ઉપર આવેલો અખલાક અહમદ નામના વાચકનો નીચેનો પત્ર પ્રગટ થયો છે:

શ્રીમાન,

મસીદોની મિંબરને ચૂંટણી-પ્રચાર માટેના મંચ તરીકે વાપરવાની પ્રથા દુર્ભાગ્યે દિનપ્રતિદિન વધતી ચાલી છે. વધુ કંઈ ન કહું તો પણ આ મહત્વનું જ વખોડી કાઢવા જેવું છે. મસીદ એ મસીદ જ છે અને એનો ઉપયોગ એ રીતે જ થવો જોઈએ. દિલ્હીના ના નિઝામુદ્દીનમાં એક દાખલો બન્યું. ઘેરા વખત પર જેઓ એક મસીદમાં ગયા ત્યારે એમનો એક ચારીત્ર્ય જ

એમના માનમાં એક કાવ્ય વાંચી સંભળાવવા ઈચ્છતો હતો. એમણે એને સખત ઠપકો આપ્યો અને કહ્યું કે મસીદ તો માત્ર ખુદાની બંદગી માટેની જગ્યા છે અને તે બીજા કોઈ ઉપયોગમાં ન લેવાવી જોઈએ. જે લોકો ચૂંટણીકાર્ય માટે મસીદોનો ઉપયોગ કરે છે તેઓ ધર્મને રાજકારણમાં ઘસડાવીને ધર્મસ્થાનને ઝગડાસ્થાનમાં ફેરવે છે અને ઈસ્લામની કુસેવા બજાવે છે.

એવું જ આ વેળા મોહરમમાં બન્યું છે. મહોરમના સરઘસોમાં લીગ અને પાકીસ્તાનના વાવટા ઉડાડવા બાબત મુસ્લિમોમાં જ ઉગ્ર મતભેદ પડ્યા છે.

આપણા રાજકારણમાં ધર્મ એટલો બધો પેસી ગયો છે કે આવી અનેક ચેતવણીઓ છતાં એ હવે કદાચ નહિ અટકે અને હજી કોણ જાણે કેટલી આંતરકોમી ખૂનામરકીઓ કરાવ્યા પછી જ જંપશે!

## અમૂલ્ય સંદેશો

ઇન્ડોનેશિયાના રાષ્ટ્રીય નેતાઓની એક પરિષદ બટેવીઆમાં થોડા વખત પર મળી હતી. તેના 'રોઇટરે' મોકલેલા અહેવાલમાં નીચેની ચાર-પાંચ લીટીઓ આપણે માટે એક અમૂલ્ય સંદેશારૂપ છે.

સાથે બાળી મૂકવામાં આવ્યો હતો. આ રક્તક્રીડા માટેની જવાબદારી સરકારી તંત્ર ઉપર મૂકવાની સાથે સાથે સૌ નેતાઓએ વિદ્યાર્થીઓની ગેરશિસ્ત પણ વખોડી કાઢી છે. શ્રી કિરણશંકર રોય એક નિવેદનમાં કહે છે–

'પણ એ નિઃશસ્ત્ર અને અવ્યવસ્થિત લોકોની વ્યર્થ હિંસા અને કાયદો તથા વ્યવસ્થાના નામ નીચેની ઘાતકી અને યાંત્રિક હિંસામાંથી એકને વખોડવાની હોય તો હું બીજીને એને માટે વધુ યોગ્ય ગણું. મારો ખ્યાલ એવો છે કે હિંદી પોલીસે સારી પેઠે સંયમ દાખવ્યો હતો. પણ હુમલાઓ અને ગોળીબારો તો કલકત્તા પોલીસ દળના સારજંટોએ કર્યા હતા. પોલીસના સારજંટોની રિવોલ્વરો ઉતારી લેવાનો સમય હવે આવી ગયો છે......હિંદીઓએ મરી જાણ્યું છે–આઝાદી માટે વીરતાપૂર્વક મરી જાણ્યું છે પણ સંગઠન, શિસ્ત, વ્યવસ્થિત કાર્ય, અને લાંબી લડત માટેના કાર્યક્રમની હજી આપણામાં ખામી છે. હિંદી હાણીની હજી માઝુલા નથી બનવાની. આપણને ઉત્સાહ તેમજ ચાલાકી, હિંમત તેમજ ધીરજ અને સૌથી પ્રથમ તો શિસ્તની જરૂર પડશે'

## દેખાવો નહીં

—તાકાત

પેશાવરની એક સભામાં ભાષણ કરતાં ખાન

## જ્યારે સૂત્રોની શોભા મલિન બને છે

યોગ્ય સમયે સૂત્રોના પોકારો સમૂહની એકતાનતાનું દર્શન કરાવવા અને જુસ્સો ટકાવી રાખવામાં મદદરૂપ થાય છે ખરા. પણ સમૂહની શોભા મટીને નર્યા કાદવસમા મલિન બનતાં સૂત્રોને વાર નથી લાગતી. હુતાશણીના ઉલ્લાસિત કેસુડા-રંગો જેવા ભભકી ઊઠતા સૂત્રો એના અનંત પોકારો પછી ધૂળેટીના કાદવ-છાંટણા જેવાં ઘડીવારમાં આપણે ત્યાં થઈ જતા હોય છે. એક નવું જ સૂત્ર આજે આપણને મળ્યું છે. 'જય હિન્દ.' સેંકડો દેશવાસીઓના લોહીથી લખાયેલા એ અક્ષરો છે. હિંદુસ્તાનના બીજા સ્વાતંત્ર્ય-સંગ્રામની કથાના કાળઘોષ સાંભળનારના કાનમાં ગજાવવા માટે એ બે શબ્દો પૂરતા છે. પણ એ સૂત્રને લોકપ્રિય બનાવવા જતા આપણે એને સસ્તું બનાવવા લાગ્યા છીએ. એક કૉલેજના વિદ્યાર્થીએ વર્ગમાં હાજરી પુરાવતી વખતે 'જય હિંદ' કહ્યું તેથી અધ્યાપકે તેને વર્ગબહાર કાઢી મૂક્યો, પરિણામે આખા વર્ગના વિદ્યાર્થીઓ બહાર નીકળી ગયા. વર્ગમાં હાજરી પુરાવતી વેળા શિરસ્તા મુજબના પોકારને બદલે કોઈ પણ બીજો અવાજ કાઢવો એ સામાન્ય બુદ્ધિને પણ અરુચિકર પગલું છે. એમ તો પછી બીજો કોઈ વિદ્યાર્થી હાજરી પુરાવતી વખતે કહેશે 'પાકિસ્તાન!' ત્રીજો કહેશે 'લોકયુદ્ધ!' એમ એનો અંત ક્યાં આવશે? સભા-સરઘસો ઉપરના પ્રતિબંધો હવે તો લગભગ દેશ આખામાંથી ઊઠી ગયા છે તો પછી ત્યાં પોકારવાનાં સૂત્રો અભ્યાસના વર્ગમાં શા માટે પોકારાય છે?

## નવશક્તિની લગામ આગેવાનોના હાથમાં છે

૧૯૪૨ની લડત દરમિયાન વિદ્યાર્થીઓમાં આવેલી જાગૃતિ કેટલેક સ્થળોએ ગેરરસ્તે દોરવાઈ ગઈ હતી પણ તેનું કારણ એ હતું કે પ્રજાના પ્યારા અને જવાબદાર નેતાઓ ત્યારે એમની વચ્ચે નહોતા. આજે હવે નેતાઓ કારાવાસ બહાર છે ત્યારે જુવાનો-વિદ્યાર્થીઓની નવશક્તિને યોગ્ય માર્ગે વાળી લેવાનું કાર્ય એમની રાહ જોતું ખડું છે. નેતાઓની નકલ કરવી જુવાનોને બહુ ગમતી હોય છે અને તેથી જ વિદ્યાર્થીઓ સમક્ષ બોલનારાઓ, કાર્ય કરનારાઓ પોતાનું વિચાર-વાણી-કાર્યનું સમતોલપણું ઘણી સંભાળપૂર્વક સાચવી રાખે એ વધુ જરૂરી બન્યું છે.

## આ ભાષાનું અનુકરણ સૌ કરશે તો?

ગયે મહિને રાજકોટમાં મળેલી કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી બળવંતરાય મહેતાએ ૧૪થી ૨૦ વર્ષના અઢીસોએક કિશોરો સમક્ષ કરેલા ભાષણમાંથી નીચેના છૂટક શબ્દો ટાંક્યા છે:

'દેશના ઇતિહાસમાં સોનેરી સદી ઊગેલી છે......આઝાદી આવશે. કુરબાનીના બંધનથી જકડેલો રાખ્યો છે......સ્વાર્પણના જ્યોતિર્ધરોને આપણી વંદના હો..... હૃદયમાં મ રાખીને આપણી ભારત માતાના એ પનોતા પુત્રપુત્રીઓએ એ માતાની શૃંખલા તોડવા લડત દીધી છે.. ...ત્રીસ વરસ પૂર્વે એક જણે આ દેશમાં પગ મૂક્યો. મૂંગા મૂંગા દેશની પરિક્રમા કરી દેશદર્શન કર્યું. એને અધઃપતનના ઊંડા ખાડામાં પડેલા આ દેશની આંખો ભીની બની. આ સ્થિતિ પલટાવવા, આડા બંધ બાંધવા એમણે સાધના આદરી અને તેણે રચનાત્મક કાર્યક્રમ આપીને નવક્રાંતિ જગાવી.. આપણે ક્રાંતિ ઝંડાધારીઓ છીએ. આપણે સમાજનું રૂપાંતર માગીએ છીએ. ક્રાંતિનો ઉદય આપણા પોતાના દિલમાંથી થવાનો છે... ..આ રીતે મેલેરિયા મચાવતા કીડાઓના જાળાં સાફ કરી અંધારામાં રોશની નાખશે. સમાજને કોરી રહેલા છૂંદવાનો નાશ કરી અનાચાર અને અત્યાચાર સામે જેહાદ જગાવશે ....'

## ચીલાબદ્ધ પોપટવાણીનો કાળ વીતી ચૂક્યો છે

એ અઢીસોમાંના મોટા ભાગના વિદ્યાર્થીઓનાં કુમળાં મગજ માટે આ ભાષણ સમજવું એ એક જુલમ થઈ પડ્યો હશે. એમાં દર્શાવેલા વિચાર સાથે કોઈને વાંધો હોઈ શકે નહિ. પણ કોઈ અઘરા નિબંધગ્રંથને વાંચીને જે લાગણી સામાન્ય વિદ્યાર્થી અનુભવે છે તે જ એને આવા ભાષણ સાંભળીને થઈ આવે. એમાંના થોડાઘણા શબ્દો કદાચ કોઈને યાદ રહ્યા હશે, પણ અર્થ હજુ નહિ વસ્યો હોય. એટલે પ્રસંગ આવતાં એમાંનો કોઈ વિદ્યાર્થી ભાષણ કરવા ઊભો થશે ત્યારે એની એ જ પોપટવાણી, 'ક્રાંતિ-ઝંડાધારી-જ્યોતિર્ધરો-મશાલચી' બોલી જશે. એના અર્થથી પોતે અને પોતાને સાંભળનારા-બેઉ અજાણ રહેશે. આજથી વીસ-પચીસ વર્ષ પૂર્વે જે જુવાનો હતા એમણે આવાની ભભકભર્યાં ભાષણો સાંભળ્યાં હતાં. આજે તેમને ઘેર કિશોર-જુવાન પુત્રો છે તે એમણે પણ શું એના એ જ ચીલાબદ્ધ ભાષણો અખત્યાર કરવાનાં છે?

ઉપલી જ પરિષદે પસાર કરેલા મુખ્ય ઠરાવો પણ વિદ્યાર્થીઓની આગેવાની જેમના હાથમાં છે તેમની મનોદશાનું પ્રતિબિંબ પાડી રહે છેઃ

(૧) દેશના શહીદોને અંજલિ આપતો, (૨) આઝાદ હિંદ ફોજના સૈનિકોની મુક્તિ માગતો, (૩) કાઠિયાવાડનાં કેટલાંક દેશી-રાજ્યો નિર્દોષ વિદ્યાર્થીપ્રવૃત્તિમાં રૂકાવટ કરી રહ્યા છે તેવાં રાજ્યોની નીતિ વખોડી કાઢતો અને નવાં વિદ્યાર્થીમંડળો ઊભાં કરવાની પરિષદને હાકલ કરતો (૪) કલકત્તામાં આઝાદ ફોજ પ્રત્યે હમદર્દી દર્શાવવા નીકળેલા વિદ્યાર્થીઓના સરઘસ પર પોલીસે કરેલા ગોળીબાર વખોડી કાઢતો અને (૫) રચનાત્મક કાર્ય વિશેનો.

## નિજના નિરાળા પ્રશ્નોનો અગ્રહક જોઈએ

ખુદ વિદ્યાર્થી જીવનનો પ્રશ્નો ઉપરના ઠરાવોને સ્થાને આવાં માત્ર શબ્દોની રંગપૂરણીસમા ઠરાવો વિદ્યાર્થીપરિષદમાં થાય છે. વિષયવિચારિણી સમિતિમાંથી પસાર થઈ ચૂકેલા ઠરાવો ઉપર અગાઉથી ગોઠવી રાખ્યા મુજબ ચોક્કસ વિદ્યાર્થીઓ જ ભાષણ કરી જાય અને કોંગ્રેસની નકલ કરીને ભજવાતા આ નાટકમાં સામાન્ય વિદ્યાર્થી-તો બિચારો ઠરાવો સર્વાનુમતે પસાર કરવા હાથ ઊંચો કરવા પૂરતો જ ભાગીદાર બને છે શાળાઓમાં વિદ્યાર્થીઓને પાણી પીવાની, જાજરૂ કે મૂતરડીની રોજેરોજ પરેશાન કરતી અગવડો, આજની મોંઘવારીમાં વર્ષે વર્ષે બદલાતાં અને મોંઘાં બનતાં બિનજરૂરી રીતે ફરજિયાત બનતી નોટબુકોના કાગળો, શાહી અને પેનસિલો, રમતગમતને નામે ઉઘરાવાતી ફીમાંથી ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ મોજ ઉડાવતા હોય ત્યારે નાના વિદ્યાર્થીઓ ઊતરેલાં બેટ અને ફાટેલા દડા ઉપર જ વરસ વિતાવે છે તે, (કૉલેજોમાં પણ જીમખાનાંઓમાં એ જ દશા છે), કેટલીય શાળાઓમાં હજી શિક્ષકોના હાથનો માર વેઠતાં કુમળાં બાળકો, બોર્ડિંગોના ગૃહપતિઓના જુલમો, હોસ્ટેલ-રસોડાંની સડેલી રૂશ્વતખોરી, વારતહેવારે પડાવાતી હડતાલોથી અભ્યાસને પહોંચતી ભારે ખલેલ, છાશવારે છાશવારે વિદ્યાર્થીઓને ભણતરમાં વિક્ષેપ કરતાં હડતાલો-સરઘસો, વિદ્યાર્થીઓમાં કોમવાદ, વગેરે અનેક પ્રશ્નો ઉપર વીતેલાં વર્ષ દરમિયાન વિદ્યાર્થીમંડળોએ શું કર્યું, હવે પછી શું કરવા ધારે છે, પોતાનામાંથી જ તોફાની નીવડેલાઓને ઠેકો ઠપકો આપે છે, પોતાની કેટલી ભૂલો ગણાવે છે, એ બધું આવી પરિષદોમાંથી સામાન્ય રીતે ગેરહાજર હોય છે.-આ રોજિંદી ખાનાખરાબીને ખાળવાનો પ્રબળ લોકમત વિદ્યાર્થી આલમમાંથી ઊભો થયો નથી.

## જીવનઘડતરનું મહત્ત્વ સૌથી વિશેષ છે

ઉપલી પરિષદ પછી પંદર દિવસે અમદાવાદમાં મળેલી ગુજરાત-કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદને સદ્‌ભાગ્યે ગુજરાતની કોંગ્રેસ તરફથી દોરવણી આપતું નિવેદન એમની સમક્ષ દીવાની જેમ ઊભું હતું : . .

'સામાન્યપણે વિદ્યાર્થીમંડળો અને તેમની પરિષદોએ લાંબા, ગૂંચવણભર્યા અને વિવાદાસ્પદ રાજકીય ઠરાવો કરવાની લાલચથી દૂર રહેવાનો પ્રમાણિક પ્રયત્ન કરવો જોઈએ...વિદ્યાર્થી મંડળોના ઠરાવો રાજકારણની ગૂંચમાં ઊતર્યા વગર દેશની આઝાદીની લડતના એક માત્ર પ્રશ્ન પર અને તે માટે જરૂરી શિસ્ત અને તાકાત એકઠી કરવા પર -વિદ્યાર્થીઓનું ધ્યાન કેંદ્રિત કરનારા હોવા જોઈએ.

'વિદ્યાર્થીઓના જીવનઘડતરની પ્રવૃત્તિને વિદ્યાર્થીમંડળોએ સૌથી મહત્ત્વનું સ્થાન આપવું જોઈએ. આ પ્રકારની પ્રવૃત્તિને વેગ આપે તેવા ઠરાવો પરિષદોએ પસાર કરવા જોઈએ. શરીરશ્રમને હલકો ગણીને પારકાની મહેનત પર જીવનારા ભીડા જેવી વૃત્તિ સામે લાલ બત્તી ધરીને જાતમહેનતના ગૌરવ પર વિદ્યાર્થીઓનું ધ્યાન દોરતો ઠરાવ આનું એક ઉદાહરણ હોઈ શકે. વિદ્યાર્થીઓના આજના નબળા શરીર તરફ ધ્યાન દોરી વિદ્યાર્થીઓને નિયમિત કસરત કરવાનો આગ્રહ કરતો ઠરાવ અથવા આજકાલ વ્યાપક બનેલી રંજન પ્રવૃત્તિના અતિરેક સામે વિદ્યાર્થીસંસ્થાઓનું ધ્યાન દોરતો ઠરાવ થઈ શકે.'

## પ્રથમ કાર્ય અને પછી ઠરાવો

ઉપલી દોરવણી સાચી છતાં અપૂર્ણ છે. વિદ્યોપાર્જન એ મુખ્ય વિદ્યાર્થી-ધર્મ છે. ક્રાંતિના તબક્કાનો પણ એ વિદ્યાર્થીઓને ભળાવાયેલો કાર્યક્રમ છે. એના પરથી બાળકોનું લક્ષ આજકાલ ચલિત બન્યું છે. ચાલુ કેળવણીના માઠા અંશો અનેક હોવા છતાં, રાષ્ટ્રીય શિક્ષણના પાયા જ્યાં રાષ્ટ્ર પોતે જ રોપી શક્યો નથી, ત્યાં ઉપલબ્ધ કેળવણીનો મળે તેટલો લાભ ઉઠાવી જ લેવો રહે છે. ભણતરની ખુદની કુરબાની તો અત્યારે કોંગ્રેસ પણ માગતી નથી. એક કષ્ટ અથવા દુર્ગતિ લેખે પણ અભ્યાસની પૂર્ણાહુતિ

અને સુંદર મુખભાવ રહિત તૈલચિત્રોના વિચિત્ર મિશ્રણવાળા રાજમહેલો, 'જ્યૂકસો બોક્ષી', ઘણું સસ્તુ વાપરતી સ્ત્રીઓ અને રાષ્ટ્રવીરોની છબીઓથી છવાયેલી દીવાલોવાળા મધ્યમ-વર્ગીઓના ઘર અને સસ્તા સુશોભનોવાળી પાનવાળાઓની દુકાનો એ બધામા એક જ માનસ રજૂ થાય છે

'પણ આ રોગ તો મકાનો કરતા ઘણો વિશેષ ઊંડો ગયેલો હોય છે લોકોના ઘરના ફક્ત ફરનિચરના ઘાટઘડને જ અસર કરી તે નથી અટકતો, એ તો એમના પહેરવેશ, એમના ઉત્સવો, તેમના કલા અને સાહિત્ય, તેમની રીતભાત અને તેમના બોલીના સ્વરભાર ઉપર પણ આક્રમણ કરે છે પણ રુચિ-ભ્રષ્ટતા એ રુચિભ્રષ્ટતા જ છે. ભલે પછી એ મેલીકથાઓ વાચતી, ખિખિયાટા કરતી અને હોલીવુડના સૌ ઉતલા આદેશ પ્રમાણે પોતાના મોઢાનો 'મેઇક-અપ' બદલતી છોકરી હોય કે પરદા પરના ચુંબન દશ્યો અને ઉતલામા ઉતલા ફિલ્મ-ગીતો ગાથી ધબકાર અનુભવતી ચિમળાયેલી ગૃહિણી હોય

## મૂળ છેડે ખોસેલાં
## જીવન-મૂલ્યો

'પ્રત્યેક કિસ્સામા આ રુચિભ્રષ્ટતા અને ભદ્દાપણું એ ઉછીના લીધેલાં જીવનમૂલ્યોના પરિણામરૂપ હોય છે જેમ પીઠા તેમ જીવનમૂલ્યો પણ એક જગ્યાએથી ઉખેડીને બીજે રોપી શકાતા નથી કાતો એ માણસમા ઊગે છે અથવા તો એ પારકા લઈને મૂળ છેડે ખોસેલા હોય છે અજંટાની મુખા કૃતિઓ ભરેલી હોય કે જીવતી પણ આજના 'મેક્સ ફેક્ટર' કરેલા મોઢા કરતા તો જરૂર વધુ જીવત દેખાય છે અમેરિકન 'સ્લેંગ' બોલતા જતા દેશી વિદ્યાર્થીઓ અને પોતાના માબાપને ગોરા 'બાબાલોગ'ની માફક 'પપા' 'ડેડી' કહી સંબોધનારા હિંદી બાળકો તો ગંદી ચાલીમા રહેતા, સૌથી વધુ જીવાતભર્યા છોકરા કરતા પણ વિશેષ તિરસ્કારપાત્ર છે પોતાના મૂળિયા ખોઈ બેઠા પછી એને ફરી પામવા માટે પ્રયત્ન કર્યા વિના જે હાથ આવે તે તણખલાને પણ જે પ્રજા ઝનૂનપૂર્વક વળગી પડે છે તેને માટે આ એક શાપ સમાન છે

'પરદેશીઓની માફક જ ભોજન કરવું કે વેશ પહેરવો કે જીવન જીવવું, ગોરા સૈનિકોની ટેવ જેવો દેખાવ આપણા ઘરને આપવો, પાશ્ચાત્ય સંગીત પાછળ ઘેલા બનવું, અથવા તો ગોરા સાહેબો માફકની જ ચામડીની સુખાકારીમા નાણા વેડફવા એવી કોઇ ફરજ આપણી ઉપર પાડવામા આવતી નથી એ એક ભાવદયી વાત છે કે ગામડાની ગરીબાઇ અને અલગાપણુંને પરિણામે જ તેઓ શહેરી જીવનની રુચિભ્રષ્ટતાઓથી સહમત રહ્યા છે જો કે કેટલાક શહેરીઓને પણ આ બધી રુચિભ્રષ્ટતાઓનું ભાન થવા માડયુ છે 'બાપુ'એ હિંદી પોષાક ફરી અપનાવવો જોઈએ એવો કલકત્તાના રાજનો આગ્રહ એ પાછી ફરી રહેલી તંદુરસ્તીની એંધાણી છે'

એ અગ્રલેખમા દર્શાવાયેલા આપણા જીવનના સડેલા છિદ્રોની યાદીમા દરેક વ્યક્તિ પોતાની આસપાસના સંજોગોની વિશિષ્ટ રુચિભ્રષ્ટતાઓનો ઉમેરો કરી શકે તેમ છે આંધળી પરનકલને રવાડે ચડી રહેલા સમાજને જો મોડું થઈ જતા પૂર્વે વાળી લેવામા નહિ આવે તો પછી પરદેશી સત્તાની ગુલામી દૂર થશે તે દિવસે પણ પરદેશીઓની સંસ્કાર-ગુલામી તો આપણા રાષ્ટ્રના ઉજ્જ્વલ વર્તમાન સામે દાંતિયાં કરતી ઊભી જ હશે.

## અપરિણિત માતાઓ
## અને તેમનાં બાળકો

લડાઈના લાંબા વર્ષોના કારમા સંજોગો વચ્ચે દેશ-દેશના માનવીઓના નૈતિક બંધનોને શિથિલ બનવુ પડ્યું હતુ પતિવિહોણી લાખ્ખો નારીઓનું જીવતર ભાગીને ભૂક્કો થઇ રહ્યુ હતુ પરદેશી સૈનિકોના મોહમાં પડનારી આપણા જ નહિ પણ યુરોપના તમામ દેશોની કુમારિકાઓ માતૃત્વમા એકાએક સરકી પડી હતી લડાઈ પૂરી કરીને ઘેર પાછા ફરેલા પુરુષો પોતાની પત્નીઓ અને કુંવારી બહેનોના ખોળામા અજાણ્યાં બાળકોને રમતા જોઇને દિગ્મૂઢ બની ગયા હતા. દુશ્મનના યુદ્ધકેદી તરીકે વર્ષો વિતાવ્યા પછી નવો જન્મ પામીને સ્વદેશ પાછા ફરનારાઓમાના અનેકે પણ એજ દશ્ય નિહાળ્યુ હશે કુવારી માતાઓ અને નબાપા બાળકો લગભગ બધા દેશોમા વત્તેઓછે અંશે વ્યાપક બન્યા હશે એમને માટે બ્રિટનની સરકાર તરફથી શુ પગલાં લેવાયાં હતાં તે લંડનનો એક સંદેશો જણાવે છે—

'અપરિણિત માતાઓ માટેના વસવાટ-ગૃહોની બ્રિટનમા અઢી વરસથી હયાતી છે તે હકીકત ઉપરનો પડદો હવે ઉઠાવાયો છે પ્રસૂતિ પૂર્વેના અને પ્રસૂતિ બાદના આ વસવાટ-ગૃહો એક મહાન સામાજિક અખતરારૂપે તંદુરસ્તીખાતાના પ્રધાન હસ્તક દેશના જુદા જુદા ભાગોમા ચાલી રહ્યા છે આ ગૃહોનો ઉદ્દેશ માતા અને બાળકને સાથે રાખવાનો છે, અને લડાઈને પરિણામે બ્રિટનમા ઊભા થવા પામેલા એક વિકટ કોયડાના ઉકેલમા મદદરૂપ થવાનો છે ઘણીવાર પોતાનાં કુટુંબો તરફથી તે જે નથી પામતી તે મમતાથી અપરિણિત માતાઓને જાળવવાનો એનો ઉદ્દેશ છે જેથી કરીને એ માતાઓ અને એમના બાળકો મોટા થઇને સમાજના ઉપયોગી સભ્યો બને'

પશ્ચિમના દેશોમાં લડાઇને કારણે આ પ્રશ્ન જેટલો ઉગ્ર બન્યો છે તેટલો આપણા દેશમાં નથી બન્યો. પણ લડાઈ ન હોય ત્યારે પણ આપણે ત્યાં એ સવાલ ઓછો વ્યાપક નથી હોતો. શહેરની ગટરો, રેલ્વેની સડકો, ધોરી રાજમાર્ગો, ગામની સીમો વિગેરે સ્થળોએથી તરતનાં જન્મેલાં બાળકો મળી આવ્યાના બનાવો રોજબરોજ સાંભળીએ છીએ. એવા પ્રસંગોમાં બાળકો જાય અનાથાશ્રમે અને સ્ત્રી જાય કોઈ નારી–આશ્રમમાં. તેના કરતાં સ્ત્રી અને તેનું બાળક સાથે રહી શકે એવાં આવાં વસનટ–ગૃહો વધુ લાભદાયી નહિ થઇ શકે? માતાની મૃદુ સાચવણ વિના પશુ જેવાં જડ કે વિફરેલાં બનતાં અનાથાશ્રમો–બોર્ડિંગોનાં છોકરાં અને બાળઉછેરની અતૃપ્ત તૃષ્ણાએ ફરી અધઃપતનને માર્ગે વળતી નારી–આશ્રમવાસિનીઓ એ બેઉના કોયડાનો સમુકેલ આ રીતે આવી શકશે કે નહિ?

## આપખુદ, અન્યાયી
## અને અપમાનિત પ્રતિબંધ

પૂર્વમાંનો છેલ્લામાં છેલ્લો અમેરિકન સૈનિક પોતાને વતન પહોંચી ન રહે ત્યાં સુધી એક પણ હિંદી વિદ્યાર્થીને અમેરિકામાં દાખલ કરવા ઉપર અમેરિકન સરકારે પ્રતિબંધ મૂક્યો છે. પાત્ર–અપાત્ર સૌ કોઈના સામૂહિક અમેરિકા પ્રયાણની પ્રસરતી જતી ઈચ્છા સામે અગાઉ આ કતારોમાં ચેતવણીના સૂર ઉચ્ચારાયા છે. પણ અમેરિકન સરકારનો આ પ્રતિબંધ તો સૂકા સાથે લીલાને પણ બાળી મૂકનારો છે. વર્ષોથી પોતાના ઘરથી વિખૂટા પડેલા અમેરિકન સૈનિકો અને ઘરઆંગણે તેમની વાટ જોઈ જોઈને અધીરાં બનેલાં સ્વજનો વચ્ચેનો મેળો મળવામાં ચોવીસ કલાકનો પણ વિલંબ થાય એવું કોઇ નહિ ઇચ્છે. વિદ્યાભ્યાસ બેશક એક જરૂરી વસ્તુ છે પણ વિખૂટાં પ્રિયજનોના પુનર્મિલન જેટલી તાકીદ બીજા કશાને હોઈ શકે નહિ. એટલું સ્વીકાર્યા છતાં આવો આપખુદ મનાહુકમ વિદ્યાર્થીઓ અને તેમનાં હિતૈષીઓને જરૂર દુઃખકર થઈ પડશે.

પૂર્વમાં હજુ હજારો લાખો અમેરિકન સૈનિકો પડ્યા છે. 'કાયદો અને વ્યવસ્થા જાળવવા' 'સરમુખત્યારીના નવજન્મો અટકાવવા' એવાં એવાં એમના રાજકર્તાઓએ નિરધારેલાં અનેક કાર્યો બજાવવા જતાં એમનું રોકાણ હજી મહિનાઓ સુધી આ પ્રદેશમાં લંબાઈ જવાનો સંભવ છે. એવી અનિશ્ચિત મુદત સુધી કોઈપણ પરદેશી વિદ્યાર્થીઓને પોતાના દેશમાં પ્રવેશતાં રોકવા એનો શું અમેરિકાની રૂઝવેલ્ટ–રચિત 'ચાર આઝાદી'ની ઘોષણામાં સમાવેશ થાય છે? સેંકડો હજારો સૈનિકોને લઈ જતાં પ્રત્યેક જહાજનો એકાદ ખૂણો રોકીને થોડાએક ડઝન હિંદી વિદ્યાર્થીઓએ જો અમેરિકા જવાનું ચાલુ રાખ્યું હોત તો એવી કઈ મોટી ઢીલ એ સૈનિકોના ગૃહાગમનમાં થઈ જવાની હતી તે ન સમજી શકાય તેવું છે. આવા બેહૂદા ફરમાનથી ઊલટી કુશંકાઓ ઊઠે છે કે વધુ હિંદી વિદ્યાર્થીઓને અમેરિકામાં પ્રવેશતા રોકવા માટે આ એક બહાનું માત્ર તો નહિ હોય ને!

અને કુશંકા પ્રબળ તો એટલા માટે બને છે કે માત્ર હિંદી વિદ્યાર્થીઓ ઉપર જ આ પ્રવેશબંધી ફરમાવાઈ છે. પૂર્વમાંથી તો ચીનાઓ, ફિલિપાઇનવાસીઓ, એરેબિયનો, આરબો, તૂર્કો, મિસરીઓ, અનેક વિદ્યાર્થીઓ અમેરિકન વિશ્વવિદ્યાલયો ભણી દોડી રહ્યા છે. એ બધામાંથી માત્ર હિંદી વિદ્યાર્થીને જ વીણીને તેની ઉપર આ બાધ અને અપમાન બેઉ લાદવાનું અમેરિકન સરકારને કેમ સૂઝ્યું? તેનો જવાબ અમેરિકન એલચીખાતા ઉપર કૂચ લઈ જઈને માગવાનો વિદ્યાર્થીઓને હક્ક છે.

## ઑસ્ટ્રેલિયાની
## સાનુકૂળ બજારો

અમેરિકા સાથે વેપારી સંબંધો બાંધવામાં હિંદુસ્તાનના વેપારીઓને કેટલીક મુશ્કેલીઓ નડે છે. એમાંની મુખ્ય છે રૂપિયાના ડોલર અને ડોલરના રૂપિયા કરવામાં આવતા સરકારી નડતરો. બીજી મુશ્કેલી એ છે કે એટલી લાંબી સફર માટે પૂરી સંખ્યામાં જરૂરી જહાજો હજી મળી શકે તેમ નથી. પણ ઑસ્ટ્રેલિયા સાથેના વેપારમાં બહારની પ્રતિકૂળતાઓ ઓછી જણાય છે. ઑસ્ટ્રેલિયા સાથેની લેવડદેવડ પાઉંડમાં થઈ શકે છે. અમેરિકાની સરખામણીએ ઑસ્ટ્રેલિયા હિંદથી ઘણું નજીક પણ છે. વળી લડાઈ દરમિયાન જ્યારે બીજા દેશો સાથેના ઑસ્ટ્રેલિયાના વ્યાપારી સંબંધો કપાઈ ગયા હતા ત્યારે પણ મુખ્યત્વે એક હિંદુસ્તાન સાથેના એના સંબંધો ચાલુ રહ્યા હતા—અને લડાઈનાં વર્ષો દરમિયાન ઉત્તરોત્તર વધતા જતા હતા. એટલે હિંદુસ્તાનના માલ માટે ઑસ્ટ્રેલિયાની બજારો સાવ અજાણી નથી.

## રદ્દી બનાવટનો હિંદી માલ

ઑસ્ટ્રેલિયા ખાતેના હિંદી વ્યાપારી કમિશ્નરના એક અહેવાલમાં જણાવાયું છે કે લડાઇ પહેલાં હિંદમાંથી ત્રીસ લાખ પાઉન્ડનો માલ ઑસ્ટ્રેલિયામાં નિકાસ થતો. આવી નિકાસનો ૧૯૪૪નો આંકડો સાતગણો વધીને બે કરોડ પાઉન્ડ ઉપર પહોંચી ગયો છે. રૂ, સૂતરાઉ કાપડ અને શણ એ ત્રણ હિંદી બનાવટોએ ઑસ્ટ્રેલિયામાં પોતાનું સ્થાન નિશ્ચિત કરી લીધું છે. તે ઉપરાંત તેલીબિયાં, ગાલીચા, ચટાઇઓ, મિપાલકોટના લાકડામાંથી બનેલાં રમતગમતનાં સાધનો, હરડાં, બકરાંનાં ચામડાં તેમ જ વાળ અને અબરખ માટે પણ વસ્તુઓ છે અંગે ઑસ્ટ્રેલિયામાં માંગ ઊભી થઈ ચૂકી છે. આ જાણ્યા પછી કેટલાક વેપારીઓએ પોતાની આયાત-નિકાસની યોજનાઓમાં ઑસ્ટ્રેલિયાને સ્થાન આપવા માંડ્યું છે. તે પ્રસંગે, ઑસ્ટ્રેલિયા ખાતેના હિંદી વ્યાપારી કમિશ્નર શ્રી સક્સેનાએ ગયે મહિને હિંદી નિકાસ-વેપારીઓના સંઘે યોજેલા એક મેળાવડામાં જે વાત કહી છે તે તરફ સૌનું લક્ષ ખેંચવા જેવું છે:

'લડાઇને પરિણામે સૂતરાઉ માલ અને બીજી જરૂરિયાતો માટે ઑસ્ટ્રેલિયાને હિંદ ઉપર આધાર રાખવાની ફરજ પડી હતી. હિંદુસ્તાની માલને મોટા જથ્થામાં એણે ખરીદ્યો પણ એ દેશમાં મોકલાયેલો માલ એટલી હલકી કોટિનો હતો કે ત્યાંની ગૃહિણી-સંસ્થાઓ, ત્યાંનાં અખબારો અને ત્યાંના વાપરનારાઓએ તેની વિરુદ્ધ જબ્બર એક અવાજ ઉઠાવ્યો. માલના ભાવ પણ આભ-ઊંચા હતા પરિણામે હિંદી માલની આયાત બંધ કરી દેવાની ધમકી ઑસ્ટ્રેલિયન સરકારે આપી. હિંદી નિકાસકારોએ આ ખ્યાલમાં રાખવું જોઇએ અને ઑસ્ટ્રેલિયનોના મગજમાં ઊભી થયેલી કડવાશ દૂર કરવી જોઇએ.'

## રાષ્ટ્રની ઇજ્જત વેપારીઓના હાથમાં

જાપાનીઓએ કેટલીક-તકલાદી બનાવટોના ધોધપૂરથી આપણી બજારો જ્યારે છલકાવી દીધી હતી ત્યારે આપણે ત્યાં જાપાની એટલું બધું તકલાદી જ છે એવી સહજ માન્યતા ઊભી થઈ ગઈ હતી અને પરિણામે કેટલોક સાચે જ ટકાઉ જાપાની માલ પણ ઘરાકોના પૂર્વગ્રહોને લીધે હિંદની બજારમાં વેચાઇ શકતો નહોતો એ જાણીતી વાત છે. એ જ રીતે આપણા અમુક વેપારીઓની ટૂંકી દૃષ્ટિના ફળરૂપે હિંદના સમગ્ર નિકાસ-વ્યાપારને જફા ન પહોંચે તે જોવું જરૂરી છે. પરદેશોમાં આપણા દેશની ઇજ્જત-બેઇજ્જત કરવી એ આપણા રાજકીય નેતાઓ માટે છે તેથી પણ વધુ સુગમ આપણાં વેપારીઓ માટે છે.

શ્રી સક્સેનાએ રજૂ કરેલી હકીકતમાંથી વેપારીઓ ઉપરાંત આપણા નારીસમાજને પણ એક કાર્યનું સૂચન મળી રહે છે. આપણી બજારોમાં વેચાતી સ્વદેશી કે પરદેશી કેટલીય તકલાદી, છેતરામણી અને નુકસાનકારી એવી બનાવટો છે કે જે આપણો ઓગણ અજાણપણે ગૃહિણી-સંસ્થાએ કર્યું તે પ્રમાણે અથવા તો દેખાદેખીથી વાપરી રહ્યો છે. ઑસ્ટ્રેલિયાની માફક આપણા દેશની કે પ્રાંતની નારી-સંસ્થાઓ તરફથી જો આવી બનાવટો સામે આંગળી ચિંધાય અને અમુક બનાવટો વાપરવાનું સદંતર બંધ કરી દેવાની ધમકી અપાય તો એ માલના ઉત્પાદકો અને વેપારીઓ તેની પ્રત્યે દુર્લક્ષ નહિ કરી શકે.

૧૧-૧૨-'૪૫

## એકોપાસક સંશોધકનું મૃત્યુ

જૈન ગુર્જર કવિઓના ત્રણ ખંડો, અનેક જૈન સાહિત્યનો ઇતિહાસ, એ ચાર સંશોધન-ગ્રંથોના પ્રખર શોધક અને લેખક શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇનું અવસાન કેવળ જૈન સાહિત્યની દુનિયામાં જ નહિ પણ સમગ્ર સંશોધન-સાહિત્યની ગુર્જર સૃષ્ટિમાં એક ખેદકારક ઘટના ગણાશે અને સમગ્ર ગુર્જર સાહિત્ય-જનતા સદ્‌ગતને અંજલિ આપશે. દરેક શબ્દે ચોકસાઈ અને તુલના, સપ્રમાણતા અને વિશ્વસનીય પુરાવાને માગી લેતું સંશોધન જેવા ક્ષેત્રનું કાર્ય હજારો પૃષ્ઠો ભરીને કરનાર સ્વ. દેસાઇએ સમસ્ત ગુજરાતી વાઙ્મય પર મોટો ઉપકાર કર્યો છે અને અવિરત ઉપાસનાવૃત્તિનો ઉજ્જવળ દાખલો બેસાડ્યો છે. કારણ કે જે વસ્તુ પ્રખર પંડિતને જેબ આપે તેવી એમણે સંગ્રહી તેમજ સંકલિત કરી છે, તેનાં મૂલ્ય મેળવવા એમણે પરવા કરી નથી, અને વકીલાતના આજીવિકા-ઉપાર્જનના આકર્ષક ધંધાને મોટે ભાગે પોતે બાજુએ રાખી સંશોધનનાં સાહિત્ય-ડુંગરા તળે દબાયેલા રહ્યા ત્યારે જ આ સિદ્ધિ સાંપડી શકી હતી. વાણીની વિમળ આરાધનાનો આદર્શ જ આ છે. અને એ આદર્શ ભયંકર મૂલ્યો માગી લે છે. એના એકોપાસકને અંજલિ આપતાં હૃદય નમે છે.

ર્ચા કરવાનો શિરસ્તો પાડવો જોઈએ. તેને કારણે સાહિત્યને ઠીક ઠીક પોષણ મળી રહેશે રસનિર્મિતીનો વિચાર કરતી તે સાહિત્ય, સંગીત અને કલા એ ત્રણેને ભેગા લેવાં જ છે.

અને જોવા તો સંગીત, નૃત્યકલા, ચિત્રકલા, સ્થાપત્ય, શિલ્પ યાદિ કલાઓનું પિયેર છે. આ બધામાંથી પ્રેરણા મેળવવી ને પાછી તેમને પ્રેરણા આપવી એ સાહિત્યકારોનું કામ છે. ી તેઓ આ બન્ને વિભાગોને પોતાના ઉત્સવમાં આમંત્રણ પે એ યોગ્ય જ થશે. તેઓ પોતપોતાનો નગારું બરાબર વાગે ત્યાંસુધી તો સાહિત્યસંમેલનને આટલો પરોણો રાખવો જોઈએ.

ગોવામાં સંગીત અને નૃત્યકલાની અખંડ ઉપાસના ચાલતી ાય અને સંગીતશાસ્ત્રીનું સંશોધન પણ કોંકણીમાના કોઈ ગીતાચાર્યે કર્યું હોય તો પણ સંગીતના માનસશાસ્ત્રનું ધ્યયન આપણી તરફ કોઈએ કર્યું હોય એવું લાગતું નથી ા કામમાં સાહિત્યકાર અને સંગીતકોવિદ એ બંનેનો સહયોગ ત્યંત ફલપ્રદ થશે એમ લાગે છે.

તે જ પ્રમાણે મનોરચનાની ખૂબીઓ જાણનાર સાહિત્યકારો સમાજશાસ્ત્રનું બરાબર અધ્યયન કરે, તો તે નગરરચનાના દર સુંદર પ્રકાર પણ સૂચવી શકશે અનંત વિભૂતિઓમા ાદ યન રું જીવન મૂળમા જેમ એકરૂપ છે તેમ રસાત્મકતા ને કલાત્મકતા પણ બધે એક રૂપ જ છે એક જ ાશક્તિની આનંદસ્વરૂપ અનેક વિભૂતિઓ આ ભિન્ન ભિન્ન ામા પ્રકટ થની હોય છે. પૃથક્કરણ અને એકીકરણ એ બંને ાઓમા પ્રવીણ એવા સવ્યસાચી સાહિત્યકારોને જ આ ાત્યનો સાક્ષાત્કાર સૌ પહેલા થવાનો તેથી તેમણે જ આ ામમાં આગેવાની લેવી જોઈએ

સાહિત્ય, સંગીત અને કલાદ્વારા સમાજ પોતાની સંસ્કા ાતા અને રસિકતા વ્યક્ત કરે છે; પણ સામાજિક હૃદયની ારી તૃપ્તિ ઉત્સવ, યાત્રા અને મેળા મારફત જ થાય છે, ાકરંજનતા અને સંસ્કૃતિસંવર્ધનના આ પ્રકાર જેમાણે શા ાં તે દીર્ઘદર્શી સમાજશાસ્ત્રી હોવા જોઈએ; પણ તેમની ંપરા આજે તૂટી ગઈ છે અશિક્ષિત સમાજ રૂઢિ તરીકે આ ા પ્રકારો જૂના આરવાથી ચલાવે છે; પણ આ સંસ્થાઓ ે ઘણીખરી નિષ્પ્રાણ થની જાય છે. સમાજનેતા સાહિત્યકા એ પોતાના લખાણદ્વારા આ બધી સંસ્થાઓનું પુનરુજ્જીવન ને નવીકરણ કરવું જોઈએ નવીકરણ વિના કરેલું પુનરુ જીવન ઘણીવાર બાધક થાય છે તેથી ભવિષ્યકાળની યોગ્ય ઘનાવાળા સાહિત્યકારોએ આ કામ કરવું જોઈએ

વાલ્મીકિએ પહેલું રામાયણ રચ્યું અને પછી શ્રી રામચંદ્ર તાનાં અવતારકૃત્યો તદનુરૂપ કર્યાં એમ કહે છે. આજના હિત્યકારો-ભવિષ્યનાં ચિત્રોમા જેવા ઉજ્જ્વલ રંગરૂપની ાી કરી તે જ પ્રકારનાં રંગરૂપ વાળી સમાજ મારફ કરવાનો છે એ પિછાનીને સાહિત્યકારોએ પોતપોતાની કલ્પનાઓને વેગ આપવો જોઈએ કેટલાક સમાજવાદીઓએ આવાં ચિત્રો આલેખી બતાવ્યાં છે. પણ હવે પછી આવા સાહિત્યનું સમાજમા પૂર રેલાવવું જોઈએ તેમ કરશે તોજ આજના સાહિત્યકારો આદિકવિ વાલ્મીકિના વંશજ કહેવડાવવા પાત્ર થશે નવલકથાલેખકોએ અને મહાકવિઓએ આ દિશામા હવે વિપુલ અને વિશાળ પ્રયત્નો કરવા જોઈએ.

વાલ્મીકિએ આદર્શ રાજા કેવો હોવો જોઈએ તે પોતાની રામાયણ નામની નવલકથામા આપ્યું છે આ જ જાતના આધુનિક વિચારોનાં જીવનગંભીર રેખાચિત્રો આજના સાહિત્યકારોને આપવા આવડવાં જોઈએ. આજના જેવા લોકોત્તર યુગમા જન્મીને જો સાહિત્યકારો અને કવિઓ લોકભાષામા લોકોત્તર સાહિત્યકૃતિઓ નિર્માણ ન કરે તો આજનો યુગ ફોગટ જ ગયો ગણવો પડશે. મહાયુદ્ધ પૂર્વેનો જમાનો હવે પૂરો થયો. નાશ પામ્યો. નામશેષ થયો એમ જ હુ કહેવા જતો હતો. મહાયુદ્ધની પછીનો આ કાળ બધી બાજુએથી અદ્ભુત રૂપ ધારણ કરવાનો છે. તેનું સ્વરૂપ પિછાનીને તેને આપૂર્વ અને અદ્ભુત રૂપ આપવાની જવાબદારી સમાજસેવક સહિત્યકારોની છે.

આ પછીના સમયનો સમાજ કેવો હોય તેના ચિત્રો આલેખવા એ જેટલું મહત્ત્વનું છે, તેના કરતાએ તેવા પ્રકારના સમાજની સ્થાપના કરવા માટે સમાજે કઇ સાધનામાંથી પસાર થવું જોઈએ એ વિસ્તારથી બતાવનારું સાહિત્ય, વધારે મહત્ત્વનું છે. જાતિનિષ્ઠા, રાષ્ટ્રનિષ્ઠા, ધર્મનિષ્ઠા અને તત્ત્વનિષ્ઠા એ બધાને નામે માનવસમાજે આ ત્રણ ચાર પેઢીઓમા અખંડ કલહ મચાવ્યો છે. એક માણસાઇની વાત છોડીને, બાકીની બધી દિશાઓમા માણસે કલ્પનાતીત પ્રગતિ કરી છે હવે આ બધાં ક્ષેત્રોમા માનવબુદ્ધિને વિરામ આપીને માનવહૃદય એ માણસાઈ વધારવાની સાધના શરૂ કરી તોજ માનવજાતિ બચી શકશે પણ આ બધું સમાજને ગળે જ્યારે ઊતરશે ત્યારે જ તેનો અમલ થશે સમાજને કોઈ એક નવી વસ્તુ- ઠસાવવાની જવાબદારી એક કાળે ધર્મકારોની અને સાધુસંતોની હતી આજે તે જ કામ સમાજહિતૈષી સહિત્યકારે કરવાનું છે. રાષ્ટ્રના ઇતિહાસમા અને માનવજાતિના જીવનમાં એવો એક સમય આવે છે કે જ્યારે મન મોટું ન કરવું એ મનુષ્યત્વનો દ્રોહ જ બને છે. તેવો સમય હવે આવ્યો છે સાહિત્યનું તંત્ર કેવું હોવું જોઈએ તેની જ ચર્ચા કરીને હવે ચાલવાનું નથી, વાસણનો આકાર કેવો હોવો જોઈએ તે નક્કી કરવા કરતા વાસણમાન ખાદ્યપેય કઇ જાતનાં હોય તે નક્કી કરવું વધારે મહત્ત્વનું થઇ પડ્યું છે હિંદુસ્તાનમાં આપણે ઊંચનીચના ઝઘડા ચલાવવામાં કેટલાયે પેઢીઓનું નુકસાન કર્યું છે. ભૂતકાળના રાગદ્વેષ ખોતરી કાઢવામાં અને મડદાં મડાને જીવતા કરવાના પ્રયત્નમાં કેટલાએ સામાજિક શક્તિ વેડફી મારી છે. આપણા સમાજમાંથી પ્રયોગવીરતા નાશ પામી છે. નવસર્જનની હિંમત રહી નથી. દુનિયામાંના

# સાહિત્યકારનો યુગધર્મ

કાકા કાલેલકર

[તા ૧-૭ ઑક્ટોબર ૧૯૪૫ના મુંબઈમાં ગોમંતક મરાઠી સાહિત્ય-સંમેલનનું ત્રીજું અધિવેશન ભરાયેલું તે પ્રસંગે અધ્યક્ષપદેથી આચાર્ય કાકાસાહેબ કાલેલકરે જે મનનીય ભાષણ આપેલું તેમાંથી સ્થાનિક પ્રશ્નોને છોડી દઈ બાકીના મરાઠી ભાષણનો અનુવાદ અહીં પ્રગટ કર્યો છે. —સં]

સાહિત્યને ખાતર સાહિત્ય લખનારા લલિત-લેખકોનો હું દ્વેષ નથી કરતો તેમની લોકપ્રિયતા અને તેમની અર્થપ્રાપ્તિ તેમને મુબારક હો હું તેમનો પ્રતિનિધિ થવા માગતો નથી સમાજસેવાને ખાતર સાહિત્યનો ઉપયોગ કરનારો અને સાહિત્યની શક્તિ ઓળખીને શુદ્ધ સાહિત્યની ભક્તિ કરનારો સાહિત્યપ્રેમી હું છું સરસ્વતીના દરબારમાં સર્વોચ્ચ સ્થાન મને મળે એવી આકાંક્ષા મેં કદી પણ સેવી નથી સમાજસેવા કરતાં કરતાં શક્ય તેટલો સાહિત્યનો ઉપયોગ કરી લેવો એટલી જ દૃષ્ટિ મેં મારી સામે રાખી છે

કેવળ લલિત-સાહિત્યનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે રવિબાબુએ 'ઉર્વશી' ઉપર લખેલા ગીતનું મને સ્મરણ થાય છે તે ઉર્વશીને કહે છે, "તું કન્યા નથી માતા નથી, પત્ની પણ નથી તારે ગૃહસ્થાશ્રમ સજવાનો નથી, પ્રેમનું માંગલ્ય ખીલવવાનું નથી પાવિત્ર્યની સુવાસ તારી આસપાસ પમરાતી નથી, તું કેવળ રૂપરાશિ છે તું પ્રમદા હોવાથી લોકોને પ્રમત્ત કરી શકે છે તારા ઉપર આસક્ત થનારા તારા સહવાસમાં અધીરા થાય છે અને તે અનુભૂતિના બધા પરિણામો મૂંગે મોઢે અથવા વિહ્વળ થઈને ભોગવે છે તને તેનું સુખદુઃખ કંઈ નથી તું કેવળ લાવણ્યની રૂપરાશિ છે"

આવું શબ્દચિત્ર તેમણે આલેખ્યું છે તેમાં લલિત સાહિત્યનું ગૌરવ ઉત્તમ રીતે પ્રતિબિંબિત થયું છે મારે એટલું જ કહેવું છે કે આવી ઉર્વશીના અનુયાયી થવાની શિફારસ હું કરી શકતો નથી, મને જગદ્ધાત્રી અન્નપૂર્ણા પણ તેજસ્વિની એવી મહિષાસુરમર્દિનીની ઉપાસના ઇષ્ટ છે તેને વિશ્વજનની કલ્યાણી અંબિકા તરીકે હું ઓળખું છું તે જ સરસ્વતી હોવાથી તે રૂપે પણ તેની ઉપાસના કરીને તેનો કૃપાપ્રસાદ મેળવવો એ જ આદર્શ હું મારી સામે અને બીજાઓની સામે મૂકી શકું છું

ઉર્વશીના ઉપાસકોને મારા તરફથી અભયદાન છે હું તેમનું નામ નહિ લઉં તો પણ તેમને એટલું તો સૂચવવા જેવું લાગે છે કે, તેમણે મુહૂર્તનું થોડું ઘણું જ્ઞાન પ્રાપ્ત કરી લેવું કંઈ નહિ તો યે તેમણે ઉર્વશીને સ્થાને રમાને તો ન જ પધરાવવી

પ્રચંડ પુરુષાર્થ કરીને નિસર્ગ અને માનવતાને પાવન કરીને વૈભવને શિખરે પહોંચ્યા પછી દરેક સમાજને તે વૈભવનો ઉપભોગ લેતાં લેતાં નીચે પડવાનો વારો આવે છે પરમેશ્વરને ત્યાં થતી પડતીનો ન્યાય છે જ તેથી વૈભવના ઉપભોગની સાથોસાથ પતનની તૈયારી કરવાના દિવસો જ્યારે આવશે ત્યારે તે જ સમય રમાની ઉપાસનાનું મુહૂર્ત હોય છે આવે વખતે તમે પોતાની લલિત લેખિની દ્વારા સર્વ વિલાસ પ્રકટ કરજો આજનો સમાજ પારતંત્ર્ય દારિદ્ર્ય અજ્ઞાન અરસપરસ દ્વેષ અને અનાથદશા એ બધા દોષોથી ભરેલો છે તેને વખતે 'રમા'ને કેટલાક વખત સુધી ભૂલી જઈએ તો તે ઇષ્ટ જ છે

પતનકાળે જો નિરાશા વ્યાપી જાય તો મરણ દુઃખનું આવે તે માટે નાસ્તિક લોકો વિલાસિતામાં ડૂબકી મારે છે સદ્ભાગ્યે આપણા સમાજની તેવી દશા નથી આપણો સમાજ નિરાશાનો ભોગ બન્યો નથી, મતાનુગતિકતાને મુખે પડ્યો નથી, સ્વતંત્ર થવાને રસ્તે પળ્યો છે

'શિસ ઉતારે ભૂમિ ધરે તાપર રખને પાંવ ।
દાસ કબિરા યોં કહે ઐસા હોય તો આવ"

આવી વૃત્તિ રાખીને કેટલાક દેશસેવકો અને સમાજના નેતાઓ સામસામે આહ્વાન ફેંકે છે ઉન્નતિમાં કામ આવે એવી પાયરી ન દેખાય તો પોતાનું માથું ઉતારીને તેની પાયરી બનાવનારા ત્યાગવીરોનો આ યુગ છે કંઈ નહિ તો આ યુગમાં તમારો કામુકતાનો સૂર જોરથી કાઢશો નહિ એટલી વિનંતિ છે

સ્ત્રીપુરુષોએ લગ્ન કરવાં નહિ, દાંપત્યસુખ અનુભવવું નહિ, અપત્ય વાત્સલ્યનો છેદ ઉડાવી દેવો એવું થોડું જ કંઈ કોઈ કહે છે ? વૈરાગ્યનો ત્યાગ આપણા દેશમાં કંઈ અલ્પસ્વલ્પ નથી. તેનો પુરસ્કાર કરવો નથી, પણ સુવર્ણનો તોડો ફક્ત ડાબા પગમાં ધારણ કરનારા શૂરા વીરોનો ત્યાગ અને તેમણે પ્રસન્નમુખે કરેલું આત્મબલિદાન એને જ આજે લોકસુલભ કરવું છે. આવે વખતે વાસી સાહિત્યના ગંધરા ઊભા કરીને હમણાં જ અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરવા માંડેલા સમાજનો બુદ્ધિભેદ કરશો નહિ

સાહિત્ય, સંગીત અને કલા એ સરસ્વતીનાં ત્રણ અંગ છે એવું આપણા પૂર્વજોએ ઠરાવ્યું છે સાહિત્યસંમેલનની જેમ સંગીતનાં અને વિવિધ કલાઓનાં સંમેલનો પણ ભરવાં જોઈએ પણ આવું જ્યાં સુધી આપણા પ્રાંતમાં શરૂ થયું નથી, ત્યાં સુધી સાહિત્યે જ બીજાં બંને વિભાગોની પોતાને ત્યાં યોગ્ય રીતે સગવડ કરવી જોઈએ સંગીતની અને કલાઓની શક્તિ સાહિત્યથી કદાચ વધારે હશે પણ સાહિત્યનું ક્ષેત્ર વ્યાપક છે સાહિત્યનું રાજ્ય મજબૂત છે અને તેથી જ મુરબ્બીપણાનું માન સાહિત્યને ભાગે જાય છે પોતાની આ જવાબદારી ઓળખીને સાહિત્યે, એટલે કે સાહિત્યસંમેલને પોતાના વાર્ષિક અધિવેશનમાં હવે પછી સંગીત અને ચિત્રકલા જેવી પ્રભાવશાળી કલાઓના વિકાસની

ચર્ચા કરવાનો સિરસ્તો પાડવો જોઈએ તેને કારણે સાહિત્યને પણ ઠીક ઠીક પોષણ મળી રહેશે રસનિર્મિતીનો વિચાર કરતી વખતે સાહિત્ય, સંગીત અને કલા એ ત્રણેને ભેગા લેવા જ ઇષ્ટ છે

અને જોવા તો સંગીત, નૃત્યકલા, ચિત્રકલા, સ્થાપત્ય, શિલ્પ ઇત્યાદિ કલાઓનું પિયર છે આ બધામાથી પ્રેરણા મેળવવી અને પાછી તેમને પ્રેરણા આપવી એ સાહિત્યકારોનું કામ છે તેથી તેઓ આ બન્ને વિભાગોને પોતાના ઉત્સવમા આમંત્રણ આપે એ યોગ્ય જ થશે તેઓ પોતપોતાનો ગરાસ બરાબર જમાવે ત્યાસુધી તો સાહિત્યસંમેલને આટલો ધરોઆ રાખવો જોઈએ

ગોવામા સંગીત અને નૃત્યકલાની અખંડ ઉપાસના ચાલતી હોય અને સંગીતશાસ્ત્રીનું સંશોધન પણ કોકણીમના કોઈ સંગીતાચાર્યે કર્યું હોય તો પણ સંગીતના માનસશાસ્ત્રનુ અધ્યયન આપણી તરફ કોઈએ કર્યું હોય એવુ લાગતુ નથી આ કામમા સાહિત્યકાર અને સંગીતકોવિદ એ બન્નેનો સહયોગ અત્યંત ફલપ્રદ થશે એમ લાગે છે

તે જ પ્રમાણે મનોરચનાની ખૂબીઓ જાણનાર સાહિત્યકારો જો સમાજશાસ્ત્રનુ બરાબર અધ્યયન કરે, તો તે નગરરચનાના સુંદર સુંદર પ્રકાર પણ સૂચવી શકશે અનંત વિભૂતિઓમા પ્રકટ થનારું જીવન મૂળમા જેમ એકરૂપ છે તેમ રસાત્મકતા અને કલાત્મકતા પણ બધે એક રૂપ જ છે એક જ ચેતશક્તિની આનંદસ્વરૂપ અનેક વિભૂતિયો આ ભિન્ન ભિન્ન ક્ષેત્રમા પ્રકટ થતી હોય છે. પૃથક્કરણ અને એકીકરણ એ બન્ને કલાઓમા પ્રવીણ એવા સવ્યસાચી સાહિત્યકારોને જ આ અદ્વયનો સાક્ષાત્કાર સૌ પહેલા થવાનો તેથી તેમણે જ આ કામમા આગેવાની લેવી જોઈએ

સાહિત્ય, સંગીત અને કલાદ્વારા સમાજ પોતાની સંસ્કારિતા અને રસિકતા વ્યક્ત કરે છે, પણ સામાજિક હૃદયની ખરી વૃત્તિ ઉત્સવ, યાત્રા અને મેળા મારફત જ થાય છે, લોકરંજનના અને સંસ્કૃતિસંવર્ધનના આ પ્રકાર જેમણે શરૂ કર્યા તે દીર્ઘદર્શી સમાજધુરીણો હોવા જોઈએ, પણ તેમની પરંપરા આજે તૂટી ગઈ છે અશિક્ષિત સમાજ રૂઢિ તરીકે આ બધા પ્રકારો ખૂબ આસ્થાથી ચલાવે છે; પણ આ સંસ્થાઓ હવે ઘણીખરી નિષ્પ્રાણ થતી જાય છે સમાજનેતા સાહિત્યકારોએ પોતાના લખાણદ્વારા આ બધી સંસ્થાઓનું પુનરુજ્જીવન અને નવીકરણ કરવુ જોઈએ નવીકરણ વિના કરેલુ પુનરુજ્જીવન ઘણીવાર બાધક થાય છે તેથી ભવિષ્યકાળની યોગ્ય કલ્પનાવાળા સાહિત્યકારોએ આ કામ કરવુ જોઈએ

વાલ્મીકિએ પહેલુ રામાયણ રચ્યુ અને પછી શ્રી રામચંદ્રે પોતાના અવતારકાર્યો તદનુરૂપ કર્યાં એમ કહે છે આજના સાહિત્યકારો ભવિષ્યના ચિત્રોમા જેવા ઉજ્જ્વલ રંગરૂપની કલ્પના કરશે તે જ પ્રકારના રંગરૂપ આખો સમાજ ધારણ કરવાનો છે એ પિછાનીને સાહિત્યકારોએ પોતપોતાની કલ્પનાઓને વેગ આપવો જોઈએ કેટલાક સમાજદ્રષ્ટાઓએ આવા ચિત્રો આલેખી બતાવ્યા છે પણ હવે પછી આવા સાહિત્યનુ સમાજમા પૂર રેલાવવુ જોઈએ તેમ કરશે તો જ આજના સાહિત્યકારો આદિકવિ વાલ્મીકિના વંશજ કહેવડાવવા પાત્ર થશે નવલકથાલેખકોએ અને મહાકવિઓએ આ દિશામા હવે વિપુલ અને વિશાળ પ્રયત્નો કરવા જોઈએ

વાલ્મીકિએ આદર્શ રાજા કેવો હોવો જોઈએ તે પોતાની રામાયણ નામની નવલકથામા આપ્યુ છે આ જ જાતના આધુનિક વિચારોના જીવનગંભીર રેખાચિત્રો આજના સાહિત્યકારોને આપતા આવડવા જોઈએ આજના જેવા લોકોત્તર યુગમા જન્મીને જો સાહિત્યકારો અને કવિઓ લોકભાષામા લોકોત્તર સાહિત્યકૃતિઓ નિર્માણ ન કરે તો આજનો યુગ ફોગટ જ ગયો ગણવો પડશે મહાયુદ્ધ [illegible]નો જમાનો હવે પૂરો થયો નાશ પામ્યો નામશેષ થયો એમ જ હું કહેવા જતો હતો મહાયુદ્ધની પછીનો આ કાળ બધી બાજુએથી અદ્ભુત રૂપ ધારણ કરવાનો છે. તેનુ સ્વરૂપ પિછાનીને તેને અપૂર્વ અને અદ્ભુત રૂપ આપવાની જવાબદારી સમાજસેવક સાહિત્યકારોની છે

આ પછીના સમયનો સમાજ કેવો હોય તેના ચિત્રો આલેખવા એ જેટલુ મહત્ત્વનું છે, તેના કરતાએ તેવા પ્રકારના સમાજની સ્થાપના કરવા માટે સમાજે કઈ સાધનામાથી પસાર થવુ જોઈએ એ વિસ્તારથી બતાવનારુ સાહિત્ય, વધારે મહત્ત્વનુ છે જાતિનિષ્ઠા, રાષ્ટ્રનિષ્ઠા, ધર્મનિષ્ઠા અને તત્ત્વનિષ્ઠા એ બધાને નામે માનવસમાજે આ ત્રણ ચાર પેઢીઓમા અખંડ કલહ મચવ્યો છે એક માણસાઈની વાત છોડીને, બાકીની બધી દિશાઓમા મનુષ્યે કલ્પનાતીત પ્રગતિ કરી છે હવે આ બધા ક્ષેત્રોમા માનવબુદ્ધિને વિરામ આપીને માનવહૃદય ને માણસાઈ વધારવાની સાધના શરૂ કરશે તો જ માનવજાતિ બચી શકશે પણ આ બધુ સમાજને ગળે જ્યારે ઊતરશે ત્યારે જ તેનો અમલ થશે સમાજને કોઈ એક નવી વસ્તુ ઠસાવવાની જવાબદારી એક કાળે ધર્મકારોની અને સાધુસંતોની હતી આજે તે જ કામ સમાજહિતૈષી સાહિત્યકારે કરવાનુ છે રાષ્ટ્રના ઇતિહાસમા અને માનવજાતિના જીવનમા એવો એક સમય આવે છે કે જ્યારે મન મોટુ ન કરવુ એ મનુષ્યત્વનો દ્રોહ જ બને છે તેવો સમય હવે આવ્યો છે સાહિત્યનુ તંત્ર કેવુ હોવુ જોઈએ તેની જ ચર્ચા કરીને હવે ચલવાનુ નથી વાસણનો આકાર કેવો હોવો જોઈએ તે નક્કી કરતા કરતા વાસણમાના ખાદ્યપેય કઈ જાતના હોય તે નક્કી કરવુ વધારે મહત્ત્વનુ થઈ પડ્યુ છે હિંદુસ્તાનમા આપણે ઉપનીષના જમાના ચલાવવામાં કેટલીયે પેઢીઓનુ નુકસાન કર્યું છે જૂનાકાળના સાર્વભૌમ ખોતરી કાઢવામા અને સહેજ મહાને જીવતા કરવાના પ્રેમમા કેટલાએ સામાજિક સ્તંભ તોડી નાખી છે આપણા સમાજમાથી પ્રયોગવીરતા નાશ પામી છે નવસર્જનની હિંમત જતી રહી દુનિયામાંના

બધા ધર્મોની અહીંની ભૂમિ ઉપર આપણે જે કુસ્તીઓ કરાવીએ છીએ તેના પરિણામે હૃદયધર્મ છૂંદાઈ ગયો છે. આચારશુદ્ધિને નામે આપણે માનવજીવનની સ્વાભાવિકતા અને તેમાંના સુરસાની ખસી કરી નાખી છે. પછાત લોકોને પ્રેમપૂર્વક હાથ આપવાને બદલે આપણે તેમનો જીવનરસ જ સૂકવી નાખ્યો છે. આ બધા પાપ જો ધોઈ નાખવા હોય, તો હવે પછીના સાહિત્યે જૂની દિશા બદલી નાખવી જોઈએ. જે રામાયણી પ્રજાએ કૈકેયીની રાજખટપટ સહન કરી તે જ પ્રજાને સીતાનો વનવાસ સહન થયો નહિ. આવી પ્રજાની પરંપરાને આપણે જો ન ફગાવી દઈએ તો આપણો અધઃપાત થવાનો. હવે આપણને રામની સાથે વિમાનમાં બેસીને સ્વર્ગમાં જવાની ટીકીટ મળવાની નથી. હવે તો ઊંચવું હોય તો માણસાઈને નામે જ છૂટી શકાશે. તેને માટે આપણે નમ્રતાથી પતિતોની સેવા કરવી પડશે. આપણા અભિમાનોને છોડી દેવા પડશે. નૈતિક ઉત્કર્ષની બાબતમાં અસ્પષ્ટતાથી ચાલશે નહિ. આ બધી જીવનક્રાંતિ હવે સમાજસેવી સાહિત્યકારે એ જ કરવી જોઈશે. જનતાના હૃદયે આવા સંમેલનો દ્વારા યુગપ્રવર્તક સાહિત્યકારનું આવાહન કર્યું છે.

મરાઠીના સાહિત્યસંમેલનમાં જો હું કોંકણીનો પ્રશ્ન છેડી શક્યો તો રાષ્ટ્રભાષાનો પ્રશ્ન હું શું કામ રહેવા દઉં? જો મરાઠી સાહિત્યકારોને ગોમાંતકના સમાજની સર્વાંગીણ સેવા કરવી હોય, તો તેમણે હવે પછી ભારતીય સાંસ્કૃતિક વિનિમય કરવા વાસ્તે રાષ્ટ્રભાષા હિંદુસ્તાની શીખવી જ જોઈશે. કેવળ હિંદી શીખ્યે નહિ ચાલે. પણ હિંદુ અને મુસલમાનોને સરખી જ નજીકની લાગતી હિંદુસ્તાની હવે આપણે ખૂબ આસ્થાપૂર્વક શીખવી જોઈએ. કોંકણીની સાથે મરાઠી શીખતા અને પોર્ટુગીઝની સાથે અંગ્રેજી શીખતા સમયજ્ઞ અને કર્તૃત્વવાન ગોમાંતકવાસીઓને બાળબોધ લિપીની સાથોસાથ ઉર્દૂના કંઈ અક્ષર વધારે શીખી લેવાની ભલામણ કરતા મને ભય કે સંકોચ થતો નથી. લેટિન શીખીને યુરોપમાં જેમની સહાયે થતી તેમના જ ધર્મજનોને અને ભાવિકાઈઓને સમસ્ત હિંદુસ્તાન સાથે ઓતપ્રોત થવા માટે, ગોવાની સાંસ્કૃતિક સમૃદ્ધિ વધારીને ગોવાની પ્રતિષ્ઠા ફરી પ્રસ્થાપિત કરવા માટે હિંદુસ્તાની શીખવી અશક્ય કે કઠણ લાગવી ન જોઈએ. જે જે લોકો વખતસર હિંદુસ્તાની શીખી લેશે, તેઓ હિંદુસ્તાનના અને ગોવાના સ્વરાજ્યનો પાયો નાખનારા રાષ્ટ્રસેવક ગણાશે. અને જેઓ પોતાની કેવળ બડાઈનો જ વિચાર કરતા હશે તેમને પણ હિંદુસ્તાની શીખવાથી આ જમાનામાં ફાયદો જ થશે.

કોંકણી, મરાઠી, હિંદી, હિંદુસ્તાની, કાનડી, તેલુગુ, બંગાળી મલયાળી વગેરે બધી જ ભાષાઓમાં સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલ શબ્દોની રેલમછેલ હોય છે. પોતપોતાની ભાષામાં કોઈ પણ સંસ્કૃત શબ્દનો ઉપયોગ કરવા માટે કોઈને કોઈની પણ પરવાનગી લેવી પડતી નથી. હિંદુસ્તાનમાંની લગભગ બધી જ ભાષાઓ સંસ્કૃત કુટુંબની છે. હિંદુસ્તાનની બધી ભાષાઓમાં જે આંતરિક એકતા અનુસ્યૂત છે, પરોવાયેલી છે, તે સંસ્કૃતને લીધે જ એ ભૂલવું ન જોઈએ. હું સંસ્કૃતનો ભક્ત છું. આપણી સંસ્કૃતિને સંસ્કૃત-સંસ્કૃતિ કહેતાં પણ હું તૈયાર છું. સંસ્કૃત ભાષાની શક્તિ, તેમાંના ધ્વનિનું માધુર્ય, સંસ્કૃત ભાષામાં ઓતપ્રોત થયેલું સાહિત્ય અને લાવણ્ય એ બધાનો મેં આદરપૂર્વક સાક્ષાત્કાર કર્યો છે. કોઈ પણ પ્રાંતની ભાષા થોડી ઘણી આપણે ઝટ પકડી શકીએ છીએ તેનું કારણ પણ સંસ્કૃત ભાષા જ છે. ભાષામાં નવા શબ્દો લાવવા માટે સંસ્કૃત ધાતુ ઉપસર્ગ અને પ્રત્યયનો જ આશ્રય લેવો પડે છે એ હું જાણું છું. અર્થઘન સમાસ બનાવીને લખવું અને વિચારોનું ઓજસ કેમ વધારવું એ તો સંસ્કૃત પાસેથી જ શીખવું જોઈએ. આજે જો હું મરાઠીમાં અને ગુજરાતીમાં અને કેટલેક અંશે હિંદુસ્તાનીમાં થોડું ઘણું પણ લખી શક્યો હોઈશ તો તે સંસ્કૃતના અલ્પસ્વલ્પ જ્ઞાનને લીધે જ મને તે શક્ય થયું છે. આપણી સંસ્કૃતિને ટકાવવી અને વધારવી હોય તો આપણા સાહિત્યકારોએ સંસ્કૃતનું અધ્યયન અખંડ ચલાવવું જોઈએ એવું હું આગ્રહપૂર્વક કહેતો આવ્યો છું અને હવે પછી પણ કહેવાનો છું. પણ સાથોસાથ મારે એ પણ કહેવું જોઈએ કે, વપરાશમાં નહિ એવા અને સામાન્ય જનતાને સમજવા કઠણ પડે એવા સંસ્કૃત શબ્દોથી આપણે આપણી ભાષાને ભારેખમ કર્યે નહિ ચાલે.

આ જનતાનો યુગ છે. શિક્ષિત લોકોને પણ આપણું કહેવું ઠસાવીને તેમનાં મન મેળવીને રાજ્યસૂત્ર આપણા હાથમાં લેવાના આ દિવસો છે. આ કાળમાં જેની ભાષા સરળ સહેલી અને જનતાપરાયણ હશે તેમના જ હાથમાં લોકસત્તા આવશે. જનતાના યુગમાં ભાષા લોકમુખ થાય જ છે એ ખ્યાલમાં રાખીને તે દિશામાં આપણી પોત પોતાની ભાષા ઘડવી જોઈએ.

આપણે એ પણ ન ભૂલવું જોઈએ કે પર્શિયન એટલે ફારસી ભાષા એ સંસ્કૃતની બહેન છે. તે ભાષામાંથી આપણે ત્યાં આવેલા શબ્દો આપણા જ છે. તેમનો બહિષ્કાર કરવાનો ખોટો પ્રયત્ન આપણે ન કરીએ. જે જે શબ્દો લોકોને સમજાય છે તે બધા આપણે પક્ષપાત રહિત પોતાપણાથી સ્વીકારવા જોઈએ.

# કીર્તિલેખ કોના રચાય છે? ★

ટાંચણપોથીનાં વધુ પાનાં
હપ્તો અગિયારમો

## ઝવેરચંદ મેઘાણી

ટાંચણમાં પહેલી જ વાર માણસ, મિતિ અને ગામનું નામ નોંધાયેલાં મળે છે.

**વિકટર : તા. ૧૯-૧૧-૨૭ : પસાયતો સંધી**

યાદ આવે છેઃ વિકટર મહાલના વહીવટદાર ભાઈ અબ્દલ્લા ગાગનાણીનો મહેમાન બનેલો. કૉલેજકાળના એ સહાધ્યાયી, ક્રિકેટ ટેનિસના અવલ દરજ્જાના ખેલાડી તરીકે મારા જેવા બિનખેલાડીના સન્માનિત. '૨૭ માં એ વહીવટદાર દરજ્જે હતા. મને ડુંગર રાજુલા વગેરે ગામોમા ફેરવીને વાતો કહેનારાઓનો સુયોગ કરાવ્યો હતો. તે વખતે હું હતો બહારવટીઆ જોગીદાસ ખુમાણની કાળી શોધમાં. એ શિરોમણિ બહારવટીઆની લીલાભૂમિમા હુ ભટકતો હતો. એને નામે બોલાતી એકેક ઘટનાને હું ચકાસતો ચકાસતો નવા નવા સાહેદોને શોધતો હતો. એમાં ડુંગર ગામનો આ દરબારી સંધી પસાયતો ભેટી ગયો. ડુંગરથી વિકટર ત્રણેક ગાઉને માર્ગે, અમે ઘોડા-ગાડીમાં, અને એ પડખે પડખે પગપાળો હીંડતો વાતો કરતો આવે. છેક વિકટર સુધીનો માર્ગ પંથ એ પસાયતાએ જોગીદાસ ખુમાણનાં ઘોડાની રજ–ડમ્મરે જાણે ધૂંધળો કરી આપ્યો. હમણાં જ જાણે જોગીદાસ આંહીંથી નીકળ્યા હતા : એનાં ઘોડાંના ડાબલા જાણે કે એ રસ્તા પર તાજા પડેલા હતાઃ મારે ને બહારવટીઆને જાણે કે ઘડીઅઘડીનું જ છેટું પડયુ હતું:

### અસ્થિઓ વીણ્યાં છે

સિલસિલાબંધ કરીને મૂકી આપેલી એ જોગીદાસ–કથા જ્યારે તમે વાંચતા હશો વાચકો! ત્યારે તમને થતું હશે કે અંકોડાબંધ એ કોઈ એકાદ માણસે ઉતરાવી આપી હશે! એ મારી કથાને નાટક લેખે વાપરનારાઓ, બહારવટીઆનાં વૃત્તાંતોને રેડીઓ ઉપર કથનારાઓ, બીજી ત્રીજી રીતે જાહેર પાસે મૂકનારાઓ, સહુ એવો સંતોષ ને દાવો ધરાવતા હશો કે આ તો છે પ્રચલિત સાહિત્ય, આ તો છે સર્વકોઈના સ્વાધિકારની સામગ્રી. તમને ભાગ્યે જ આ સત્ય સમજાશે કે એ કથાનું સમગ્ર પટ વણવા માટે કેટલે કેટલે ઠેકાણેથી ત્રાગડા મેળવી મેળવી મારે વાણા–તાણા કરવા પડયા છે. ગઢવી માધવદાનને, સ્વ. પીંગળશી પાતાભાઈએ, રાજપ્રકરણી અધિકારી ગુજરાત નાગર સ્વ. ભૂપતરાયભાઈએ, ગગુભાઈ ગઢવીએ, સૂરા બારોટે, જેસૂર બારોટે, ગઢવી દાદાભાઈએ, ખેંગા વાલજી ઠક્કરે, આ ડુંગરના સંધી પસાયતાએ–નામો જેનાં નથી સાંભરતાં એવા બીજા પણ કેટલા કેટલાએ–એકેક અસ્થિ આપ્યું, આખું કલેવર એ અસ્થિઓને બંધબેસતાં કરી કરીને ઘડવું પડયું અને તેના પર ઊર્મિની અંજલિ છાંટી પ્રાણ જગાડયો.

ખેર! અત્યારે તો એક આ સંધી પસાયતાનું જ સ્મરણ કરું છું. એ એક મુસલમાન હતો. પણ એના સાહિત્યરસમા કોઈ ભેદભાવ નહોતો. જોગીદાસ બહારવટીઓ એની નજરમાં નહોતો હિંદુ કે નહોતો મુસ્લિમ. એના ચિત્તતંત્રમાં રમતી હતી બહાદુરી, માણસની માણસાઈ. એ હતો તો દરબારી દાણાનો જમનારો, પણ એનું મગજ કોઈ રાજના દફતર જેવું. સત્યને દબાવી રાખી પક્ષહિતોને જ મજબૂત બનાવે તેવા દસ્તાવેજોથી ભરેલું નહોતુ. ફિફાદની ઝાડીમાં પીર ઘંતરશાના મોરલાને મારી ખાઈ જનાર સંધી સિબંદીઓના કુકર્મનો કિસ્સો એ સંધી પસાયતાનો જ કહેલો છે. નરસખાના નેરડામાં જોગીદાસને ભેટેલી જુવાન સુતારકન્યાની પ્રેમ–યાચનાની અને એવી પ્રેમયાચનાના 'તુ તો મારી દીકરી!' એવા બહારવટીએ દીધેલા જવાબની ઘટના પણ એ કંગાલ સંધી પસાયતાએ કહી તે નિવસથી પરનારીઓનાં લુબ્ધકર નેન–કટાક્ષોથી આત્મરક્ષા કરવા માટે જોગીદાસે જનપદના રસ્તા તરફ પીઠ ફેરવીને જ ચોરા પર બેસવાનું નીમ લીધાની વાત પણ એણે કહી. બહારવટીઆની સામે રાજ્યનાં લૂણ હક્ક કરવા હથિયાર બાંધી, પીરસેલે ભાણેથી ઊભા થઈ ઘોડે ચડેલા અને ધિંગાણે ખપી ગયેલા નાગર આણંદજીભાઈની વાત પણ એણે કહી; અને નીચલો એક જે કિસ્સો સરતચૂકથી અણવપરાયો ટાંચણમાં જ પડયો રહ્યો છે તે પણ એણે કહેલો—

### 'રાજુલા! હુશિયાર!'

ડુંગર ગામમાં ભાવનગર રાજના આરબ જમાદારનું થાણું, જોગીદાસનો પડાવ મીતીઆળા-ડુંગરમાં. એક વાર આરબ જમાદારને બહારવટીઆએ મીતીઆળે મહેમાન

રોકી ખૂબ ખાતર બરદાસ કરી. પછી કહ્યું કે નાગેશરી માથે ચડવું છે, અમારા ભાઈ હરસુર ખુમાણને મારનાર ઓઘડ વરુને માથે વેર વાળવા.

કે, 'ભલે, હાલો.'

વાત એમ હતી કે હરસુર ખુમાણ વિશે ચારણે નીચે મુજબ દુહો કીધો હતો.

વરુ, કોટીલા ને ધાંખડા, સાંભળજો સઉ,
મેથાળે હરસો ડુબો, કૈ રંગ વરુઓની વઉ.

(હે વરુ, કોટીલા ને ધાંખડા નામે ત્રણે શાખાના આમરીઆઓ! મેથાળ ગામનો હરસુર ખુમાણ તમારી વરુઓની વહુને લઈ ગયો છે)

કોઈની સવેલી ઉપાડી લાવ્યો હશે. એ મશ્કરીના ડંખથી આ નાગેશરી ગામના ઓઘડ વરુએ હરસુર ખુમાણને માર્યો હશે.

બહારવટીઆ આમ આરબ જમાદારની મદદ લઈને ચડયા. ઝાંપોદર ગામ આવ્યું ત્યાં આડો નાર ઓળાંડયો.

રાવ નામે પંજાબ તરફનો કોઈ મુસલમાન નજૂમી (જોશ જોનારો) સાથે હતો તેણે તુરત ઘોડો થોભાવ્યો.

કહે, 'કાં ?'

કે 'જે મોઢા આગળ હાલે ઇ લોહીઆળો થાય.'

આરબ બોલ્યા–'અમે કયાં ખીચડું ખાવા આવ્યા છીએ ? અમે મોઢા આગળ હાલીએ.'

પહેલી ઘોડી આરબે હાંકી.

ધાંતરવડી નદીને કાંઠે જ્યારે સૌ ચડયા ત્યારે જોગીદાસે અને ભાણે નાગેશરીનો કેડો હાલતો તે પડતો મેલીને રાજુલાને માથે ઘોડી કરડી કરી.

આરબે પૂછ્યું, 'કાં ?'

કે, 'રાજુલા માથે પડવું છે.'

'અરે ન્હોય એવી વાત.' આરબ જમાદાર, પોતાના જ ધણી ભાવનગર દરબારનું ગામ રાજુલા ભાંગવાની વાતથી ચોંકી ઊઠયા.

ત્યારે ભાણ જોગીદાસે પેટમાં રાખેલી વાત પ્રકટ કરી: 'અમે તમારી ખાતર બરદાસ્ત કરીએ છીએ તે રાજુલા માટે.'

આરબે કહ્યું: 'ભાગ્યની વાત ! હવે કાંઈ સરાય નહિ.'

રાજુલે ચાગલ જમાદારનું થાણું. પણ ચાગલો બહાર નીકળી ગયો હતો.

મશાલ વખતે જોગીદાસે રાજુલું ઘેર્યું. પણ ગામમાં ગરાય નહિ. ચારે દરવાજા ઉપર માણસ. બંદૂકોની નાળ્યું છૂટે છે.

ડૂંગરીઆ પામાં બેરાઈ દરવાજે ઉમર સામેડા સપાઇ ૩૫ માણસે. ડુંગરના રસ્તા માથે મામદ જમાદારનું થાણું. વડલીને ઝાંપે પણ પાકો બંદોબસ્ત.

એટલે આરબ જમાદારે કહ્યું: 'તો રાજલીઆના ગાળામાંથી ગરીએ.'

પોતે છ જણા ચાલ્યા. એમાં એ ઠેકાણે ચોકીદાર મસ્રુત સીદી હોકો પીતો બેઠો છે, પગરખાંના ખડખડાટ સાંભળીને મસ્રુત ઊભો થયો. આરબોએ કહ્યું:

'મસ્રુત ! તું ખસી જા.'

મસ્રુતે જવાબ વાળ્યો: 'ખરચાં ખરચાં ! એમ શું ભાવનગરનાં નગારાં ઊંધાં વળી ગ્યાં છે !'

'ના, ભાવનગરનાં આબાદ, પણ તારાં અવળાં !'

તો પણ મસ્રુત ન ભાગ્યો, એને બંદૂક લાગી. પડતે પડતે એણે હાકલો કર્યો: 'રાજુલા ! હુશિયાર !'

આરબો ગામમાં પેઠા. બજારે ચાલ્યા, ચોરા માથે આવ્યા. ધાંખડો આઠ માણસે ઊઠયો. પણ આરબોએ બે ચંભા કર્યા, આઠેને ઉપાડી લીધા. ગામમાં ચાકડા થવા લાગ્યા.

એ જ ટાણે, એક લગન હતાં. મામદ જમાદારનો ભાઈ પીઆરો જમાદાર માંડવામાં વરરાજા વેશે તૈયાર બેઠો હતો ત્યાંથી દોડયો.

ચોકમાં આવ્યો ત્યાં આરબોએ દીઠો: 'અરરે ! આ તો પીઆરો આવે છે ! માથે મોડ છે. એને પકડી લ્યો.'

ચારે આરબોએ હાલો આડી રાખીને દોટ દીધી. પીઆરાને બથમાં લઈને ઉપાડયો. હાદા સોનીના હાટમાં પૂરી દીધો.

ત્યાં પીઆરાથી નાનેરો ફકીરમામદ દોડયો આવે. એણે ભાઈને ભાળ્યો નહિ એટલે ઘા કર્યો આરબ જમાદારને માથે. બરાબર હાથની કળાઇને માથે તરવાર પડી. કોણીનું હાડકું ખાઈ ગઈ. આરબે ફકીરાનું માથું ઉડાવી દીધું.

ત્યાં સામેથી એક બંદૂકની ગોળી આવી હતી. બરાબર આરબ જમાદારના પાટમાં. પગ ઉડી નાખ્યો.

સવારનો પહોર થઇ ગયો. જોગીદાસ ને ભાણુ બેઉ રાજુલા માથે પડ્યા. આવીને બેય જણા કહેઃ 'આરબ જમાદાર, આવી જા અમારા ઘોડા માથે. મીનીઆળા ભેળો કરું.'

કે 'ના.'

ડોળીએ નાખીને પાવા પોપટને ઘેર પહોંચાડયો. પણ રાજે ઘરેઘરની જડતી લીધી. આરબનો ખાટલો ઉપાડીને ભૂંકણધારની ઝાડીમાં લઇ ગયા, ડોળા તળાવને માથે.

આરબ કહે હવે હું દરબારને મોઢું ન દેખાડું [ નીમકહરામી કરી ખરીને ! ]

પછી નાંદોદ દરબારને લખ્યું. નાંદોદને ને ભાવનગરને વેર. નાંદોદે કહેવરાવ્યું. 'જમાદાર, ખુશીથી આવો.'

નાંદોદ જવા ઊપડયા. વળાને પાદર આવ્યા ત્યાં ભાવનગરના ફરાયા હરભમજીના મહેમાન બન્યા. એની પાસેથી જાણ્યું કે ધરમપુરની ચઢાઈ લઈ છોટા કુમાર ભાવનગરના વળાને માથે માર માર કરતો આવતો હતો. વળાની રક્ષા કરવા પચ્છેગામના ત્રણસે દેવાણી આવી બેઠા હતા.

આરબ જમાદારે પોતના સિબંદીઓને કહ્યું, 'આપણાથી ઝાંપેથી જવાય ? ભાવનગરનું તો નીમક ખાધું છે.'

હરભમજી કહેઃ 'તમે તો મહેમાન છો.'

'મહેમાન તો તમારા ને ! ખબર સાંભળેથી ન જવાય. અટાણથી જ મોરચો કરી લઇએ.' ઘેલા નદીના કાંઠે આરબોએ મોરચો બાંધી લીધો.

પ્રાગડે દોરા દીધા. [ પ્રભાત પડયું ] નગારું થયું. સામે કાંઠે શત્રુઓની સેના તોપ માંડીને તૈયાર હતી. આરબોની બંદૂકે ગોલન્દાજને ઉડાડી મૂકયો ને પછી જમાદારે હાક દીધીઃ 'ભેળી દિયો.'

હાથોહાથની લડાઈ ચાલી. દેવાણીઓ ભાગ્યા. પણ આરબો ન ખસ્યા. શત્રુને તગડી મૂકયો.

મહારાજને સિહોર ખબર પડી, કે મારા દેવાણીને ભાગવું પડયું ને આ મને છોડી જનારા આરબે રંગ રાખ્યો. રાજુલાની વાતને વિસારી દઈ મહારાજે આરબ જમાદારને પાછા લઈ આવવા મીરાં દાદાને મોકલ્યો.

## ભૂલું પડેલું માનવહૃદય

મધ્યયુગી માનવ-સિદ્ધાંતો કેવી વિચિત્રતા બતાવે છે ! આરબ જમાદાર એક રાજ્યનો પગાર ખાય છે, પણ બીજાનો રોટલો ખાધો, ભાઇબંધી કરી, તેનું નૈતિક બંધન એને એ જ રાજ્યના અન્ય ગામની લૂંટમાં બહાર-વટીઆનો સંગાથ કરવા ખેંચી જાય છે. પછી પાછો એ જ માનવી એક ગામને ઝાંપે સ્વાગત પામે છે, તેટલા જ કારણે ત્યાં તે ગામને ખાતર ખપી જવા તત્પર બને છે. એની ખાનદાની નિહાળીને એ જ રાજા એ આરબની આગલી ખૂટલાઇને ભૂલી જાય છે અને આરબને પાછો તેડાવે છે. મૈત્રી, અદાવત, આશરાધર્મ, ખૂટલાઈ અને ખાનદાની, બધાં અરસપરસ અટવાઇ જઇને માનવીની આંખો સામે અંધકારભરી રાત્રિ ઉતારે છે. ભૂલું પડેલું માનવ-હૃદય એ અટવીની અંદર જ્યાંથી શક્ય હોય ત્યાંથી ઝડપે મારગ કરતુ આગળ ચાલે છે. સર્વકાલીન અને સનાતન માનવ-ધર્મની એને ગતાગમ નથી. એ વિચારવા તોળવાની એને વેળા નથી.

## કોનો કીર્તિલેખ !

ટાંચણ-પાનું ફરે છે અને એક કબર દેખાય છે—

'દ્વારકાઃ કબર કિલ્લા પાસે. કબર છે એક ગોરાની. કબરના પથ્થર પર આ લેખ કોતર્યો છે—

William Henry Mariot. Lientenent in H. M. 67 regiment and A. D. C. to Elphinstone, Governer of Bombay, 26 years old died Dec 1820; first to ascend on the ladder to the Fort.

ફોર્ટ : કોનો કિલ્લો ? ગાયકવાડ રાજ્યનો. કોના મુલકમાં ? મૂળ માલિકો વાઘેરોના. સીડી પર પ્રથમ ચડી જઇને મરેલો ગોરો. કોની ગોળીએ મૂઓ ? કિલ્લાની અંદર કબજો કરી બેઠેલા વાઘેરોની ગોળીએ.

એક ભાડૂતી ફોજના એક ભાડૂતી ગોરાનો આ કીર્તિલેખ છે. કબરની સામે ઊભો ઊભો મારી પોથીમાં હું આ 'કીર્તિલેખ' ટપકાવતો હતો ત્યારે ઇ. સ. ૧૮૫૭ની સાલના એક મહા-નાટકના પરદા પછી પરદા આંખો સામે ઊઘડતા આવતા હતા. દેશી જવાંમર્દોનો દાળોવાટો કાઢવા માટે ગાયકવાડે સૌરાષ્ટ્ર કાંઠે ઉતારેલી આ ભાડૂતી ફોજના એક ભાડૂતી માણસનો કીર્તિલેખ મારાં નેત્રોને લજ્જાથી ભરતો હતો. માચા કીર્તિલેખો ત્યાં કોતરાયા નથી. એ જ ગાયકવાડી કિલ્લાને માથે

૧૮૫૭ના ડિસેમ્બરથી થોડા જ મહિના અગાઉ બળવો પુકારી ઊઠનારા જોધા, ગોવિંદદાસ, ધરતીજાયા વાઘેરોએ નીસરણી માંડી તેનો કીર્તિલેખ ક્યાં છે ? જનતાનાં કલેજામાં. ઓખામંડળમાં હું ૧૯૨૮માં ગયો, જઈને મેં લોકજબાન પરથી નીચેના કીર્તિલેખો ઉકેલીને ટપકાવ્યા.

## 'કોની માએ શેર સૂંઠ ખાધી છે ?'

બળવો મુકરર થયો છે.

જસરાજ માણેકના પાળીઆ પાસે સમસ્ત વાઘેર જવાંમર્દો મુકરર સમયે જમા થયા છે. કિલ્લો તોડવો છે

શુકનાવળીએ શુકન જોયા, બોલ્યો કે ભાઈ, જુવાન પુંજા માણેક પર ઘાત છે.

એને ઘરમા પૂરીને નીકળ્યા. પુરાયેલા પુંજાને બાઈઓએ તાનું દીધું: 'અસાંજા' લૂગડાં પેરી ગીનો ! (અમારાં લૂગડાં પહેરી લ્યો.)

—ને પુંજો કમાડ ભાંગીને નીકળ્યો અને છપન પગથીઆંવાળી સરગદુવારી પર ચડી કિલ્લો તોડવા પહોંચ્યો. ગાયકવાડી દુર્ગરક્ષકોની પહેલી શત્રુ-ગોળીએ પડ્યો.

એ કીર્તિલેખ ક્યાં કોતરાયો છે ?

'નિસરણી હાથ એક ટૂંકી પડી ગઢ એક જ હાથ છેટો રહ્યો. હાકલ પડે છે—

'કોનજી મા શેર સૂંઠ ખાધી આય !'

એના જવાબમાં, મોંમાં તલવાર પકડી નિસરણી માથેથી ગઢ માથે ઠેક મારીને પહોંચનાર વાઘેર પતરામલ ભીંખણીનો કીર્તિલેખ ક્યાં છે ? પથ્થરના ટુકડામાં નથી. જનતાની જબાન પર છે.

## રતનશીભાઈ

સત્યો, અર્ધસત્યો ને અસત્યોના સંમિશ્રણ પર કલ્પનાના રંગો લગાવીને વસ્તુસ્થિતિની બદનામીમાંથી છટકબારી મેળવતી જબાનોની આ વાત નથી. આ તો એક પ્રત્યક્ષ સાહેદે પૂરો પાડેલ પુરાવો છે. દ્વારકાથી આગળ વધી હું બેટ શંખોદ્ધાર ગયો હતો. પોણો સો વર્ષના ભાટીઆ રતનશીભાઈનું ઘર મને લોકોએ ચિંધાડી દીધું. છૂટી પાટલીએ પહેરેલ પોતડી, કસોવાળા સફેદ પામાબંડી. ઝભે ઘડી પાડેલ ખેસ, માથે ગાંધી-ટોપી: પાતળી ઊંચી દેહ-કાઠી અને રણકો કરતો કંઠ આજે પણ સાંભરે છે. એકલ પંડયે હતા દીકરો દેશાવરે. રોટલા કરી દેવા માટે હજુ તો ફક્ત વાગ્દત્તા સ્થિતિમાં હતી તોપણ દીકરાની વહુ સાસરે-ઘેરે આવી રહી હતી રતનશીભાઈએ ઊંડી ઊંડીને નજરે દીઠેલી વાઘેર બળવાની પ્રવાહબદ્ધ કથા કહેવા માંડી. નજરે દીઠેલ, કારણ કે પોતે, પોતાના પિતા લધુભા, ને પોતાના દાદા રામજીભા, ત્રણે એ કાળ-નાટકનાં પાત્રો હતાં. પાંચ-સાત વર્ષનું એનું બાળપણ વાઘેર-બળવાની સ્મૃતિ સંઘરીને સિત્તેર સંવત્સરોથી એ બુઢ્ઢા દેહમાં લપાયું હતું. એ પાંચ વર્ષના શિશુની આંખો અને સ્મરણ શક્તિ નીચે મુજબ બોલી ઊઠી ને મેં ટપકાવી લીધું—

## 'સેન નાંઈ થિન્દો !'

'મારા દાદા રામજીભાનાં ખોરડાં દ્વારકામાં હતાં. વસઈવાળા વાઘેરોએ અમરાપરવાળા જોધા માણેકની અને બાપુ માણેકની વિરુદ્ધ ગાયકવાડના મરાઠા વહીવટદાર બાપુ સખારામને કાન ભંભેરી ચડાવ્યો, કે અમે તો એ જોધા અને બાપુના ચડાવ્યા પહેલીવાર તમારી સામે ઊઠ્યા હતા. વહીવટદારે અમરાપરવાળાઓની રોજી બંધ કરી દીધી. એના લશ્કરીઆઓએ અમરાપર જઈ તોફાનો માંડ્યાં. મોરલા મારે ને બાઈઓને કાંકરીઉ નાખે. બાઈઓએ મહેણે કહ્યું કે 'અસાંજા' થેપાડાં આંઈ પર્યો, ને આંજી પાઘડી અસાંકે ડ્યો. (અમારા ઘાઘરા તમે પહેરો ને તમારી પાઘડીઓ અમને આપો)

જોધો આ બધું સહન કરે, પણ બાપુને ઝનૂન ચડ્યું. એણે જોધાને કહ્યું: 'તોંથી કીંયે નાંઈ થીંદું. અસાંથી સેન નાંઈ થિન્દો. દ્વારકા તો પાંજી આય. પાંજી રોજી બંધ કરી છડ્યુ આય. પાણ પાંજો ગામ ગીની ગીંડા. (તારાથી કંઈ નહિ થાય. અમારાથી હવે સહન નહિ થાય. દ્વારકા તો આપણી છે. આપણી રોજી બંધ કરી છે. આપણે આપણાં ગામ પાછા લઈ લેશું)

જોધો કહે—પાણ રામજીભાજી સલાહ ઘીનું. (આપણે રામજીભાની સલાહ લઈએ.)

'મારા દાદા પાસે આવ્યા. રામજીભાએ કહ્યું— 'વસઈવાલેજા ચડાવ્યા મ ચડો.'

પણ જોધાને મિટ્ટીનો સલેમાન (હોળીનું નાળીએર) બનાવ્યો. આડમેરની નિસરણી તૈયાર કરાવી કિલ્લે માંડી. નિસરણી ન પહોંચી. ફાળીઆં નાખી વાઘેરોને દીવાલ

પર ઉઠાવી લીધા. પુંજા દેવાડીઆએ ભોં તોડી. એમાંથી નારણ રગનાથને કુટુંબ સાથે કાઢી જામપરે પહોંચાડી દીધું.

બાપુ સખારામ (ગાયકવાડી વહીવટદાર) બોલ્યો કે, 'વાઘેરાત મંજે કાય આહેત !' (વાઘેરો આપણી શી વિસાતમાં છે !)

બાપુ સખારામ સૈન્ય લઈ ભેરી ફૂંકતો આવ્યો. વાઘેરોએ કહ્યું: 'વયો રે, નીકર મરી વીંજો.' (જતો રહે, નીકર મરી જઇશ.)

## ભડવીર લધુભા

બાપુ સખારામ સૈન્ય લઈ ભાગ્યો. જામપરામાં પેઠા ત્યાં અનાજ પહોંચે નહિ. ૩૦૦-૪૦૦ જણા ભૂખે મરે. હરિભાઈ કુંવરજીએ મારા દાદાને સંદેશો પહોંચાડયો કે 'ભૂખે મરીએ છીએ.' કિલ્લાની બહાર દાદાની વખારો. પણ ત્યાંથી દુશ્મનોને ખોરાક પહોંચાડવાનો છે એવી શંકાથી વાઘેરોએ બન્ને વખારો લૂંટી લીધી. તો પણ વખારોમાંથી દાદાએ જામપરે માલ મોકલ્યો. વાઘેરોને ખબર પડી. વખારો તોડી. એ વખતે મારા બાપા લધુભા આવ્યા ને તેણે વાઘેરોને કહ્યું: 'ભણે' માછીઆરાવ ! આંકે રાજ ખપે ! જંજે ખાવતા તીંજેજ ખોદેતા ! (હરામી માછીમારો ! તમને તે રાજ હોય કદી ? જેનું ખાવ છો એનું જ ખોદો છો ?)

એ રીતે મારા બાપ લધુભાએ ખૂબ ગાળો દીધી. ત્યારે વાઘેરો ઝનૂનમાં આવી ગયા ને કહ્યું, 'લધુભા ! તું ખસી જા, નીકર મારી પાડશું.'

પણ મારો બાપ ન માન્યો. ગાળો જ દીધે રાખી. ઉપાડયો. પગમાં બેડી પહેરાવી મંદિરના કિલ્લામાં દુશ્મનોનાં મુડદાં રાખેલાં તેની સાથે પૂર્યો.

(વાઘેરોએ મંદિરો ફરતો ગાયકવાડી કિલ્લો સર કરી પોતાનો વિજય વાવટો ચડાવી દીધો છે તે કાળની આ હકીકત છે. દક્ષિણીઓ તો ભાગી નીકળ્યા હતા તે જ ખૂબી છે !)

આગેવાન જોધો માણેક આ બળવો ચલાવતી વખતે બીજે ન જમતો-ઝેર અપાય તેની બીકે રામજીભાને ઘેર જ જમે. આવ્યો જમવા. 'ચાલો રામજીભા ! ઝટ કરો.'

ખાવા બેસવા ટાણે લધુભા ન મળે.' 'લધુભા કયાં ?' ખબર પડી કે જીભ કુહાડા-જેવી તેને કારણે કેદ પૂરાણા છે. ખાધા વગર જોધોભા ગયો, તાળું તોડયું, લધુભાને કાઢયો. પગ લોહીવાળા જોયા. પૂછયું 'આ કેમ ?'

લધુભાઃ-'આ તારે વાઘેરાએ બેડી નાખી છે તું હવે હાથકડી નાખ.

જોધો—લધુભા ! તોજી જીભ હેડી આય, કે મુકે શુડીજો ટીલો તુંજ ડીને. હીન ટાણે વન વનજી લકડી આય. તોજી જીભ મેરબાની કરીને વસ રાખ.' (તારી જીભ એવી છે કે તું જ મને ગુળીની કાળી ટીલી દઇશ. મહેરબાનીથી તારી જીભને વશ રાખ. કારણ કે અત્યારે તો આંહીં વનવનનાં લાકડાં જેવા કૈક જાણ્યા અજાણ્યા, નરમ ને ખુન્નસભર્યા વાઘેરો ભેગા થયા છે.)

લધુભા કહે, 'મુકે તો ઝેર અચેતો મુંજી વખાર ખાલી કરી વીંની.'

એ પછી જોધા માણેકે અમરાપરથી બે ગાડાં મગાવી જસરાજના પાળીઆ આગળ ગુપ્ત ઊભાં રખાવ્યાં. અને પછી અમારા કુટુંબ સહિત પાંત્રીશ માણસોને ખરચુ જવાને બહાને નાળીએરના ઉલકા (કાચલી) પકડાવી કિલ્લા બહાર કઢાવ્યા, ગાડામાં બેસરાવી અમરાપર પોતાના ઘર ભેગા કર્યા. ત્યાં ચાર પાંચ દિવસ ગુપ્ત રખાવ્યા, એને ઘેર ભેંસો હતી તેના દૂધનો રોજ દૂધપાક કરી અમને એની બાઇઓએ જમાડયા. એ દૂધપાક મને હજી પણ સાંભરે છે. પછી અમને સૌને જામખંભાળીઆ તરફ લઈ ચાલ્યા. મારા કાકા રામજીભા તો દ્વારકામાં જ રહ્યા, ને મારા કાકાના ભાઈ જેરામભા, દાદી વગેરે બેટમાં હતા.

## લૂંટારો લજવાયો

ચાર ગાડાં જોડાવી મારા પિતા લધુભા ચાલ્યા જાય ત્યાં રસ્તે છુપાઇ રહેલા વાઘેરો ઊભા થયા, પહેલા ગાડાને જવા દીધું, પછી બીજા ગાડાના બળદની નાથ પકડી લૂંટવા માંડે.

એટલે તુરત મારા બાપે પાછલે ગાડેથી ઊતરી દોડતા આવી હાક દીધીઃ 'કેર આય? અચો પાંજે ગડે.' (કોણ છે ? આવો મારે ગાડે)

જવાબમાં લૂંટારો બોલ્યો નહિ. મોંએ તો બોસરિયું વાળેલું, પણ ફક્ત આંખો તગમગે.

મારા બાપે કહ્યુઃ 'હાં, તોજી અખતાં મું સુઞાણ્યો

આય કે તું વરજાંગ અપેં.' (તારી આંખો પરથી જ મને સૂઝી આવે છે કે તું બીજો કોઈ નહિ, વરજાંગ છે.)

લૂંટારો જવાબમાં શરમાઈને બોલી ઊઠ્યો: 'મુંકો ડન્ને લધુભા! ચાર ગાઉ દોડી દોડીને અસીં મરી વિંયાસીં! હણે તો અસાંથી લૂંટાય ન.' (પકડી પાડ્યો મને લધુભા! ખટું કરી! ચાર ગાઉ દોડી દોડીને અમો તો મરી ગયા, પણ હવે તો અમારાથી લૂંટાય નહિ ને!)

લધુભા કહે–ઇનજી પાસે તો બસો ચારસો કોરીયેંજો માલ હુંદો, પણ મુ આગર બ હજાર કોરીઉં આય. આંકે ખપે તો ગીની વીંજ. (એ ગાડાવાળાઓની પાસે તો બસો ચારસો કોરીઓનો માલ હશે. પણ મારી આગળ બે હજાર છે આવને લેવા)

લૂંટારો વરજાંગ:–'હણેં તો લધુભા, સરમાઇ વિયાસી. તોજે મેં'તે કે લૂંટણા વા. ચોપડેમેં અસાંજે ખાતેમેં ખૂબ કલમેંજા ઘોદા માણું આય. (હવે તો લધુભા, અમે શરમાઈ ગયા. અમારે તો તારા આ મહેતાને લૂંટવા હતા. ચોપડામાં અમારાં ખાતામાં ખૂબ કલમના ઘોદા લગાવી લગાવી બ્યાજ ચડાવ્યાં છે.)

લધુભા:—'હણે કુરો?' (હવે તમારે શું કરવું છે?)

લૂંટારો:—'હણે હલો. આંકે રણજી હુન કંધી છડી વંજુ. નક આંકે બીઆ કોક અચીને સંતાપીતા. (હવે હાલો, રણને ઓલે (સામે) કાંઠે તમને મૂકી જાઉં, નીકર તમને કોક બીજા આવીને સંતાપશે) પણ લધુભા! ભૂખ લગી આય.'

લધુભા—'તો ઠીક. જોધે માણેકજો પરતાપ આય.' (તો ખાવાનું દઉં, જોધા માણેકનો પ્રતાપ છે)'

પાંચ છ વર્ષનો બાળક રતનશી ગાડામાં બેઠો બેઠો આ ઘટનાનો સાક્ષી હતો. એના અહેવાલમાં લૂંટારાની જે શરમીંદાઇ ઝલકે છે તે મને રવિશંકર મહારાજના બેઉ કિસ્સાના પ્રસંગનું સ્મરણ કરાવે છે. લુહાણાના ઘીના ડબા ચોરનાર પાટણવાડીઓ પોતે જ એકરાર કરીને કહે છે કે, 'શું કરવું મહારાજ! બધું કબૂલ કરું છું. કારણ કે તમે આટલે સુધી જશો (ઉપવાસો કરશો) એવું નહોતું ધાર્યું.' પાટણવાડીઓ ઘીના ડબા કાઢી આપે છે, ને અહીં સોરઠીઓ લૂંટારો શરમાઈ જઈ ઊલટાનો સૌ ભાટીઆઓને રણને સામે પાર પહોંચાડવા જાય છે!

## જેરામભાની મદાંધ

બાળક રતનશીએ દોરેલ આ દૃશ્ય એક વેપારીની વીરમૂર્તિને ખડી કરે છે. વડોદરા જેવા અડીખમ રાજ્યની શસ્ત્રસજ્જ પલટનોને ભૂંજી નાખી વાઘેરો કિલ્લો સર કરી બેઠા હતા તેવા ધગતા કાળમાં એ જ વિજેતા વાઘેરોને મોઢામોઢ ગાળો ચોડતો ભાટીઓ યુવાન લધુભા મધ્યયુગની જે માટીનો બનેલો હતો તે માટી વિચારમાં નાખી દે છે પણ રતનશીભાઈની સાહેદીને સાંભળતા હજુ આગળ વધીએ—

'મારા દાદા રામજીભા દ્વારકામાં જ રોકાયા, ને એના ભાઈ જેરામભા બેટ શંખોદ્ધાર ગયા. એણે વાઘેરોની વિરુદ્ધમાં ગાયકવાડી વહીવટનો પક્ષ લીધો. સિપાહીઓને કહ્યું કે 'તમે ખૂટશો નહિ. બેટનો કિલ્લો ન સોંપજો.'

સિપાહીઓ—'અમારે ખાવું શું?'

જેરામભા—'હું સગવડ કરી દઉં. મંદિરમાં તૂટો નથી.'

પોતાનાં છોકરાંને શંખનારાયણના મંદિરમાં મૂકી દઈને જેરામભા બેટનો કિલ્લો ઘેરી લેનારાં વાઘેર–દળોની વચ્ચે, કિલ્લા પર ચડી 'ખબરદાર! ખબરદાર!' એવી હાક દેતા રાતે ચોકી કરે, કપાસીઆ અને તેલ સળગાવી કિલ્લા પર દીવા માંડે, કિલ્લા પર વાઘેરો ચડી શકતા નથી. વાઘેરો સમજ્યા કે જ્યાં સુધી જેરામભા છે ત્યાં સુધી કિલ્લો નહિ લઈ શકાય. માટે દ્વારકા જઈ જોધા માણેકને ને રામજીભાઈને તેડી લાવીએ ને જેરામભાને સમજાવી બહાર કાઢીએ.

જોધો માણેક ને રામજીભા આવ્યા. નીચેથી કિલ્લાવાસી જેરામભાને સાદ કર્યો: 'જેરામભા, તું ઊતરી જા.'

જેરામભા જવાબ વાળે છે: 'ના જોધા માણેક! ન ઊતરું. તું બે હજારની ફોજ લાવીને કિલ્લો ભલે જીતી લે. બાકી તો હું ઊતરી રહ્યો.

જોધો–'જેરામભા, હું તને શરમાવવા આવ્યો છું. પછી વેળા નહિ રહે.'

રામજીભા:–'જેરામ, હવે હુજત ન કર.'

જેરામભા:–'જોધાભા, આઈ મુકે હકડી બાંયધરી ડિનાં?' (તમે મને એક બાંહ્યધરી દેશો?)

'કુરો?' (શું?)

'કે કિલ્લામાંના કોઈ પણ આદમી પર અત્યાજ ન કરવો. બધાને સલામત ચાલ્યા જવા દેવા.'

'ભલે.'

## ધૂળમાં લીટા

જેરામભાએ જઈ સિપાહીઓને કહ્યું, 'હવે બચી શકાશે નહિ. વાઘેરો કાપી નાંખશે. કિલ્લો છોડવો પડશે ચાલો તમને હું સલામત બહાર કાઢી જાઉં.'

સિપાહીઓને લઈને ચુપચાપ નીકળી ગયા. શંખા તળાવની પાસે પહોંચતાં તો વાઘેરો આડા ફર્યા કહે કે એક ધીંગાણું તો અમે કરશું; કેમકે આ સિપાહીઓએ અમારા એક આદમીને માર્યો છે.

જેરામભાએ આડો લીટો કરીને કહ્યું: 'જો આ લીટો વળોટીને તમે આવો તો તમને જોધા માણેકના આણ ! રણછોડરાયજીની આણ !'

બસ થઇ ગયું. લોહીના તરસ્યા વાઘેરો પાછા વળી ગયા. જઇને તેઓએ જોધા માણેકને વાત કરી. જોધો શું કહે છે !—

'હે ભેણે કુત્તાઓ ! હી કુરો કરેતા ! ભગ્ગી વિનો.' (હે કુતરાઓ ! આ શું કરો છો તમે ? ભાગી જાવ)

કાળ—નાટકનાં આ દસ્તાવેજી પાનાં તો ઉકેલી વાચકો ! પોતડીદાસ વેપારી ભાટીઆઓની જવાંમર્દી બોલે છે, સર્વસંહિયારી સિપાહીગીરીના બોલ. જેરામભાને વાઘેરયેર્યા કિલ્લા પર કપસીઆના દીવા સાથે પહેરેગીરી કરતો, 'ખબરદાર !' શબ્દે રાત્રિનાં તિમિર કમ્પાવતો કલ્પો; કિલ્લો નહિ સોંપું, કિલ્લેથી નહિ ઊતરૂ, પ્રાણ વહાલા નથી, ઇજ્જત વહાલી છે, જોધએ તો છાતીને કબજે કર જોધા ! એ શબ્દો એક હીંગતોળના છે. છેવટે કિલ્લો છોડવાની કબૂલાત આપે છે, પણ કેવી શરતે ? પોતાના શબ્દના ઇતબાર પર જે અણુખૂટયા ઊભા હતા તે સર્વ કિલ્લેદારોનો વાળ પણ વાંકો ન થવો જોઇએ એવી શરતે.

તેની સામે વાઘેરોની નીતિ નિહાળો—પોતાના જણનો જાન લેનારા સિપાહીઓમાંથી એક જાતના બદલામાં પાંચ પચાસના પ્રાણ માગવાની, કે વગરપૂછે શરણાગતો પર તૂટી પડવાની અર્વાચીન યુદ્ધકૂરતા ત્યાં નહોતી. માગણી તો હતી 'એક ધીંગાણું' કરી લેવાની: સામી છાતીએ આવી જવાની.

આડો એક ધૂળ—લીટો થાય છે, સરદારના ને પ્રભુનાં બે સમોવડ મનાતાં નામોની દુહાઈ દેવાય છે, રક્તપિપાસુઓ પાછા વળી જાય છે. ઓ માનવીઓ ! સરખાવો તો ખરા, ને પછી કહો, પૈસાને—બસ ફક્ત પૈસાને માટે જ ગાયકવાડની કુમકે પહોંચનાર વિદેશી મંદિરભંજકોનાં બેશુમાર દળકટકમાંથી એક જણ નિસરણીએ ચડયો તેના કીર્તિલેખ છાજે ? કે આ જોધાનો ? જેરામભાનો ? રામજીભાનો ? ને આ દુહાઇનો ધૂળ—લીટો ભાળી પાછા વળી જનાર સાધારણ વાઘેર યોદ્ધાઓનો ?

ખેર, રતનશીભાની સાહેદીને અજવાળે આપણે આગળ ચાલીએ. શસ્ત્રસરંજામવિહોણા રંક વાઘેરોના બળવાનો ભયાનક અંજામ ચોથે જ દહાડે આવી ઊભો રહે છે !

## હથિયાર ન છંડયું

'ચાર દિવસે સાત આગબોટ દેખાણી સમીઆણીની દીવાદાંડી પાસે. ત્રણ દેખાણી નાની ખાડીમાં. વાઘેરોએ હાજી કરમાણીશા પીરની જગા પાસે જઇ નાની તોપો વછોડી. સામા મોટા ગોળા આવ્યા.

વાઘેરો બોલી ઊઠયા: 'હે ભેણે ! હેડે હેડે જો તો વદાડ ન વો.' (આવડા આવડા તોપગોળા ફેંકવાનો તો કરાર નહોતો થયો !)

જાલી બોટમાં બેસીને આગબોટવાળાઓ પાણી માપી ગયા. એક સ્ટીમર હડમાનદાંડીથી આવી, ગોળા વછોડયા.

રાધુ શામજી નામે ભાટીઓ, અંગ્રેજી બોલી જાણે. તેણે ગામને બચાવ્યું. વાઘેરોને કહ્યું: 'વષ્ટિ કરીએ.'

વાઘેરોએ ધોળો વાવટો ચડાવ્યો. દરિયાઇ ફોજનો કેપ્ટન આવ્યો. બુઢ્ઢા વાઘેરોને એની પાસે લઇ ગયા. કેપ્ટને કહ્યું: 'કદમમાં હથિયાર મૂકો, ને કિલ્લો સોંપો.'

વાઘેરોએ જવાબ વાળ્યો: 'હથિયાર તો ન છડયું. હી કિલ્લો સોંપી ડયું.' (હથિયાર નહિ છોડીએ.) ગોરો શેનો માને ? એણે તો હલ્લો કીધો.

રૂની મલીઓની આડશવાળી, કોઠા પાસેની એક ગલી હતી. ત્યાં ખાડો કરી ચાર વાઘેર ઊભા રહ્યા. એમાંથી બે જણ બ્હીના. એને બીજા બેએ કહ્યું: 'હે ભેણે ! મૂરતમેં જ માઠો વેણ ! ભગ્ગી વીનો.' (ધિક્કાર છે. મૂરતમાં જ મોળી વાણી ! ભાગી જાવ)

બે ગયા. બે ઊભા રહ્યા. પાંચસો ગોરા સોલ્જરો બેટ કાંઠે ઊતર્યા. કાંઇ પણ સોલ્જરોની ચોકી બેઠી.

બે વાઘેરાએ રૂની ગાંસડીઓમાં તોપ ગોઠવી. તેમાં કચ્છી ઢીંગલા ભર્યા હતા. તોપ દાગી. કિનારે ઊતરેલા હતા તેમાંથી પચીસ સોલ્જરને ઘાયલ કર્યા, ને એ વાઘેરા પાંચસો સોલ્જરોની ફોજમાં ઠેકી પડયા. સાંકડે રસ્તે એ બે જણાએ ૩૦–૪૦ માથાં કાપી બાકીનાને પાછા કાઢ્યા.

સોલ્જરોએ ફેર (ફાયર) કર્યો બન્ને વાઘેરોને ચાર ચાર ગોળી વાગી. બેઉ ખલ્લાસ. બેય લાશોને વાઘેરો ઉપર ( કિલ્લા પર ) લઇ ગયા.

## સોના માટે મંદિર-ધ્વંસ

રાત પડી, સોલ્જરની ફોજે હલ્લો કરી, કિલ્લે સીડી માંડી.-કિલ્લાના પહેરા પર એક વાઘેર છોકરો. એણે સીડી મંડાયેલી દીઠી, બૂમ પાડી દેવો માણેક દોડયો, એણે બુરજા પર ચડીને સીડીના બાંધાને ધક્કો દીધો. સીડી પટકાઇ, લેફ્ટીનેન્ટ પડયો.

( આ પોતે જ શું પેલો કબર પરનો કીર્તિલેખ કામનાર લેફ્ટીનેન્ટ ! )

પણ દેવો સીડીને હડસેલવા જતાં એની છાતી મહાર ઊંચી નીકળેલ તેથી ગોળીબારથી વિંધાઇ ગઇ. કિલ્લા પરથી બીજા વાઘેરો પાણા નાખવા મંડયા. (બાપડા ! દારૂગોળા વિહોણા !)

દેવાને અને બીજા બે મૂએલા વાઘેરોને કિલ્લા પર ઘી તથા રૂથી દેન દેવાણુ. બાકીના વાઘેરો ભાગી છૂટયા બાલાપુર તરફ.

બારીઆ જેરામ અણંદજી અને રાણુ શામજી ખીકનરા માર્યા ભંડકમાં હતા તે બહાર નીકળ્યા. જુએ તો વાઘેરો ભાગી ગએલા. બન્ને જણા સાહેબની પાસે ગયા, બન્નેને બાવડે ઝાલીને ઉપાડયા. ગોરાએ કિલ્લો સર કર્યો. ત્રણ કલાકમાં મંદિરોની મૂર્તિઓ ઉઠાવી જવાની મહેતલ આપી. પણ દરમ્યાનમાં ગોરાઓને સોનાનો એક લાટો જડયો. ગોરા સમજ્યા કે મંદિરોમાં સોનું જ ભર્યું હશે ! એટલે દેરાંને સુરંગે ઉડાડયાં, દેરાંના ભુક્કા થયા, લૂંટ ચાલી. દારૂ ઢીંચાણા. ચકચૂર થઈ થઈ ગોરા નીકળી પડયા. રસ્તે જે દેખે તેને ગોળીએ મારે, કૂતરાને પણ.

ગોરો કપ્તાન ઍંજીને દારૂડિયા સોલ્જરોને સોટીએ મારી પાછા લઈ ગયો.

પછી તો જોધો માણેક બહારવટે નીકળ્યો. એ બહારવટાંની રોમાંચક કરુણ કથા મેં બહારવટીઆ ભા. ૨ માં કરી છે. તેમાંનો આ કિસ્સો રતનશીબાઇ પાસેથી સાંપડ્યો છે—

## જોધાને જોવાના કોડ

બાર્ટન સાહેબની મડમ નામે મેરી. જોધાને જોવાનું એને બહુ મન. રામજીભાને કહ્યું. રામજીભા કહે કે 'સાહેબને પૂછો. એ હા પાડે તો દેખાડું.'

સાહેબે હા પાડી.

રામજીભા કહે છે કે 'ન પકડો તો ભેટાડું.' કે 'ભલે.'

રામજીભાએ જોધાને કહેવરાવ્યું: 'સારું થાય તેવું છે. માટે આવો.'

આવ્યો રાતે.

મડમ કહે–'ના, સાહેબની કચેરીમાં ન લાવશો વખતે દગો થાય. બહાર લઈ જાવ.'

ગામ બહાર સીમમાં જોધો માણેક રામજીભાને બથમાં ઘાલીને મળ્યા. બોલ્યા: 'રામજીભા ! જીવે જીવે મિલ્યા સી પાણ. પાકે ભરોસો તો ન વો.' (જીવતે જન્મારે મળ્યા ખરા આપણે. મને તો ભરોસો નહોતો )

સાહેબને મળ્યા. સાહેબે કહ્યું કે 'હું બહારવટું પાર પડાવું પણ મારે જોધા માણેકને નજરકેદ રાખવા પડશે.' જોધો કહે–'રામજી શેઠ જામીન થાય તો હું નજરકેદ રહેવા કબૂલ છુ.'

સાહેબ—'હું લાચાર છુ. એવો કાયદો નથી, બાકી રાજની રીતે નજરકેદ રાખું.'

રામજીભા કહે—'જોધાભા, ચાલ્યા જાવ'

સાહેબે જવા દીધા. ગયો, કોડીનાર ભાંગ્યું પછી તો મુઓ તેનું બયાન મેં આપ્યુ છે.

તે પછી એક દી'—

'જોધા માણેકની દીકરી નામે ગંગીબાઇ. પડછંદ. બહુ રૂપાળી. પોલીટીકલ એજન્ટ કીટીન્જ સાહેબે જોધાની વહુઓને પૂછ્યું, 'મહારાજ ખંડેરાવ ગાયકવાડ સાથે દીકરીનું સગપણ કરાવીએ તો વાઘેરોનો પ્રશ્ન સરસ રીતે પતે. ને બાઇના પેટના બહુ જોરાવર પાકશે.'

બાઇઓએ ખુલાસો ન દીધો.

આખરે એક દિવસ, વાઘેરોનું બહારવટું નિર્મૂળ બન્યા પછી, રામજીભાના કહેવાથી ગાયકવાડે જોધા માણેકની બેઉ સ્રીઓને રૂા ૩૦–૩૦ની જીવાઇ બાંધી આપી, ઘર ચણાવી દીધા, વાડી દીધી.

## દેઢ મૂરૂ ટાપુ

અણેક કલાક ધારાવાહી રહેલી રતનશી ડોસાની કથા અહીં ખતમ થઈ. એ સમાપ્તિભાગને સહન કરવા માટે જે વજ્રહૃદય જોઈએ તે મારામાં નહોતું. બળવાની લીલાભૂમિ નિહાળી, થાનકો જોયાં, સમુદ્રકાંઠો જોયો, એ કાંઠેથી જળજંતુઓએ કસબ કરેલા નાના પાણકા અને જળ-ઝાડવાંનાં ડાંખળાં વીણ્યાં. પંજ પીર, સુણી-મહારના ડુંગરા નામનું એ ખડકોનું જળતીર્થ, જ્યાંથી વાઘેરો વગર વહાણે ઊતરી ગયા તે શંખોલીઓ કાંઠો, કચુ નામનો બેટ, માનવરોડી ટાપુ, ધબધબા ટાપુ, સાવઝ ટાપુ, વાઘ ટાપુ, લેફામુરડી ટાપુ, એ દૂર દૂરથી દીઠાં. પ્રથમ આરંભડા ગામથી મછવામાં બેસી બેટમાં ગયો ત્યારે જળમાં ઊભેલા સાતમૂરૂ, પારેવો, ને દેઢમૂરૂ નામનાં બેટડાં પણ જોયાં. દેઢમૂરૂ નામ અર્થપૂર્ણ છે. બેટ શંખોદ્ધારની એ છેલ્લામાં છેલ્લી અણી : દેઢ લોકોને ખુદ બેટની ધરતી પર પગ મૂકવાની મનાઈ હતી. મંદિરોના માલિકો તરફથી! અરપૃશ્યોએ તો દેવની ઝાંખી એ દેઢ-મૂરૂ નામના ખડક પરથી જ કરીને પાછા વળવાનું હતું. જેઓએ દેવને આટલા બધા- આભડછેટીઆ બનાવ્યા તેઓ આખરે શું કમાયા? ગોરાઓના હાથથી સર્વ મંદિરોનો સુરંગ-ધ્વંસ! દૈવી ન્યાયને ચોપડે તો પાપપુણ્યનાં ચક્રવર્તી વ્યાજ ચડે છે.

## 'હું પંદર વર્ષની હતી'

એટમાં રતનશી શેઠ મળ્યા, તેમ આરંભડામાં દાદીમા મળી ગયાં. મને ઓખામંડળમાં લઈ જનાર શ્રી ભૂપત-સિંહભાઈ વાઢેર (તે વખતે ભાવનગર રેલ્વેના ગાર્ડ) હતા. ઓખામંડળના જમીનધણી બે : વાઘેરો ને વાઢેરો. બેઉને ગાયકવાડે જીવાઈદારો બનાવી દીધા. આ ભૂપતસિંહ-ભાઈનો પણ જીવાઈભાગ હતો. દર વર્ષે ચડત જીવાઈ લેવા આરંભડે પોતે જાય. ત્યાં વાઢેર દરબારના ગઢમાં પોતે મને લઈ ગયા અને એક નેવું૬ વર્ષનાં રાજ-પુતાણી દાદીમાની સામે લઈ જઈ બેસાડયો. વાઘેર-બળવાનાં સગી નજરનાં આ બીજાં સાક્ષી દાદીમા બોલતાં ગયાં ને હું ટાંકતો ગયો—

'અમારા વડવા રાણા સુમરામણ સં. ૧૮૦૦ પૂર્વે થઈ ગયા. એમની બેટમાં ગાદી. દરિયાનાં વહાણ લૂંટે. એક વાર એક સાહેબનો મરછો લૂંટી, એમાંથી સાહે-બની મઢમને લઈ ગયા, બેન કરી રાખી. પછી અંગ્રે-જોની ચડાઈ આવી. મઢમને પાછી લઈ ગયા, અને સુમરામણને પકડીને સૂરતમાં રાખ્યા. પોતે ફળફૂલનો જ આહાર કરતા. મઢમના જ કહેવાથી એમને ગોરા પાછા આંહીં મૂકી ગયા. આરંભડામાં જ એ ગુજરી ગયા.

'એના અભેસંગજી એની પછી જાલમસંગજી. વાઘે-રોએ રાજપલટો કર્યો તે વખતે તેમણે આવીને જાલ-મસંગજીને કહ્યું કે 'ચાલો, તમને બેટની ગાદી અપા-વીએ.' એમાં રાતના ભવાયા રમે. વાઘેરો જોવા ગયા. એટલે જાલમસંગજી, પૂંજોજી વગેરે ભાગીને નગર ચાલ્યા ગયા.

આંહીં મનવારો આવી, લડાઈ ચાલી. હું પંદર વર્ષની હતી. પરણીને આવ્યાં બે જ વર્ષ થયાં હતાં. મેડી ઉપર ઊભી રહીને હું લડાઈ જોતી હતી. ધરતી ધણેધુણી હતી. બિચારા વાઘેરો પાસે તોપો નહોતી.

અમે તો ટાંકાંની અંદર પડીને મરી જવાનું નક્કી પણ કરેલું. (કારણ? કારણ કે ગોરા ઊતરીને શું ન કરે!) પણ નાગરેચી (કચ્છ)થી જાલમસંગજીના સસરા ચંદ્રોભાઈ, દીકરીના સમાચાર પહોંચી જવાથી આવી પહોંચ્યા. સરકારને ખબર દઈ કહેવરાવ્યું કે આવીને વાવટો ચડાવી જાવ! પછી માંડવી બંદરનું એક ભાંગલ વહાણ જે સમું થવા અહીં આરંભડે આવેલ તેમાં અમને બેસારીને લઈ ગયા. વહાણ ભાંગેલું હતું. વચ્ચે વહાણમાં પાણી ભરાણું, તોફાન ઊપડ્યું. પણ ખારવાઓએ અમને બચાવ્યાં. બે છોકરાં મરી ગયાં.'

સામે જ દેખાતા બેટ શંખોદ્ધાર પરનો અંગ્રેજ-વાઘેર સંગ્રામ જેણે મેડીએ ચડીને નજરોનજર જોયો હતો, એવાં સાહેદની આ પ્રાપ્તિ વિરલ કહેવાય. એ બન્ને ભાગ્યાં સાહેદો આ જગતને છોડી ગયા છે. મને સંતાપ થાય છે કે હું આ દાદીમા અને રતનશીભાની પાસે વધુ દિવસો કેમ ન રોકાયો! પ્રશ્નો પૂછી પૂછી અન્યથા અપ્રાપ્ય એવી હકીકતો હું કઢાવી શક્યો હોત. પણ આપણાં જીવનમાં ઘર નામે એક બંદીખાનું છે. ઘરસંસાર એ એક સોનાની શૃંખલા છે. ગળામાં એક રસી પડી છે. સ્ત્રીનો એક છેડો પકડીને ગૃહજીવનનો મોહામુગ્ધ બેઠો છે જરાક દૂર જાઓ, ત્યાં એ દરોગો ખેંચી બેસે છે. ટાગોર જેને 'ઘરછાડા' કહી ઓળખાવે છે ને બન્યા વિના સાહસ શું? સાહિત્યનું સર્જન શું!

આ 'ઘરછાડા'—ગૃહત્યાગી સાહસબુદ્ધિની શું એકલા વેપારમાં ઉદ્યોગમાં કે વિજ્ઞાનશોધનમાં જ જરૂર પડે છે ને સાહિત્યમાં નહિ? વાણીવ્યાપાર એ શું આરામખુરસીની વસ્તુ છે? એથી કદાચ ઊલટું જ છે. વાણી તેજ પકડતી નથી કારણકે વાણીને આપણે અમારા એકાદ શીતળ સુંવાળા ખૂણામાં મેજ કે ગાદીની જોડે જકડી રાખી છે. શારદાનું વાહન મોર કે હંસ છે તે એકજ વાત આપણે વીસરી બેઠા. ગામભાગોળ સુધીના પર્યટનોથી મોરલા ને હંસલા સંતોષાતા નથી. મોરલા અને હંસનાં મહોપ્રયાણોને ભૂલી જઈ હું ઝટપટ આગગાડી પકડી પાછો પળ્યો. અને ઓખામંડળથી જામનગર સુધીના એ જોડીઓ બોલીના જે સંસ્કારો મને રતનશીભાએ પાયા હતા, તેના પ્રતાપે ટ્રેનમાંના એક બુઢ્ઢા કાંટીઆ મુસાફરના આ કાવ્ય-બોલ મીઠા લાગ્યા—

જોગી તો હિન જુમળ;
  ખાય ખનૂ ને ખીર;
રાતએ ચડી સુવે પલ ગ મથે,
  હિન્ને તો ચોવાય પીર,
હેન ઓદ્દતન વીર,
  ઉદેસી અગો વિ થા!

જો ભાયે તુ ભગા પિયે
  તો હિકમે ધક્ક સુખાયે,
કર કાયાજી કીનરી,
  મીજ તનખુ તંદુ પાય;
સુખ રવાભીડા! સૂર વજાય,
  કરે ઇદા કાપડી.

*

જે જોગીજી જાત કે,
  નાથ ચોથ નાથ વડાઈ;
ધરોધર હીંડે ભીખડા,
  ચોયજા માતા ને માઈ;
ઝરી તો ધૂડ લગન મથે,
  મર્થે તો આય છતરજી છાય;
પણુ જાં વડામે વાય,
  તા મુજા માગા વીજી હડે નાથરો.

*

ડુંગર મથે વીલડી,
  તેજ સોસાહીલા ફૂલ;
કોઇ કાણુ કોઈ કોનડા,
  કોઇ માણુક તુલ

# ભુલાયાંને સાદ

ગાતુ રહે ઓ પંખી!
વનવન ફરી નિસાસે;
સૂકી આ ડાળીઓથી,
કોઇ તો જાગી જાશે. ૧

ચિત્કારતું વહ્યે જા!
તારી અગન—કથાને;
વેરાનને પટે ક્યાં,
ચિનગારી લાગી જાશે. ૨

છોને રહી બિડેલી
સૂની દિશાની બારી;
ખંડેર તારે આંસુ
બે-કોઈ માગી જાશે. ૩

તું ગા હજુ વધુ ગા!
સળગે અણુ અણુ છો;
આખર તો તારી ખાકે,
ફૂલ કોઇ રાખી જાશે. ૪

મ. વ. દ.

પણ 'માણસાઈનો દીવો ચેતાવીને કોઈરંગ ઉકેલવામાં આવે તો માનવલાગણીની અનેરી બાજુરી સાંભળવાની મઝે.

જેઓ કાયદાને હાથતાળી આપી ને શહેરની અંદર એમનાં કામો ચાલુ રાખતા હોય છે એવા 'દાદાઓ' પણ કોઈ ક્ષણે સાવ બાળકના જેવા બની જાય છે અને એવા ઉસ્તાદબાજ માણસો પણ માણસાઈની ભૂલને કારણે ઝડપાતા હોય છે

આપણા રૂપેરી પરદા પર આ પ્રકારના માણસો આવ્યા છે પણ એમને ખલનાયકોના બીબામાં એવા ઢાળી દેવામાં આવ્યા હોય છે કે એમાંથી કોઈ રંગત ઊભી થતી નથી. આમાં આપણો એક કલાકાર યાકુબ તરી આવે છે. આપણા રૂપેરી પરદાનો આ સૌથી સરસ 'બૂરો' આદમી છે છેવટ સુધી એ એની માણસાઈ જાગતો હોય છે.

ચિત્રની આખરે યાકુબ જ્યારે મજબૂરીથી ઘેરાઈ જાય છે અને એ ઝડપાય જાય છે ત્યારે આપણા દિલમાં દર્દ ઊભું થાય છે.

એને તમે જોશો અને સાંભળશો ગઝલની લીટીઓ ગાતો, દોસ્ત માટે ફના થતો, બીજાના દિલમાંથી ગુનાખોરી મિટાવવા માટે તોફાન કરતો, જોખમ ખેડતો

પણ આપણા રૂપેરી પરદાના ઘણા લેખકોને બનાવટી સાહિત્ય લખવાની ટેવ પડી ગઈ હોય છે એટલે આવાં પાત્રો પણ એની અસર ગુમાવી બેસે છે

દંફરી બોગાર્ટ એડવર્ડ જી રોબીન્સન, ચાર્લ્સ લાફ્ટન અને એવા કાબેલ કાબેલ કલાકારો આવાં ભયંકર કામો કરનારાં પાત્રોને સર્જન કરે છે, એટલું જ નહિ પણ એમાંથી માણસાઈના દીવાને પ્રગટાવે છે.

સાંભરે છે? એ ચિત્ર? એમાં એક જુવાન શરાબર ભિડાય છે. પોલિસ એને પકડે છે, પોલિસની સિસોટી, દોડતી મોટરનો અવાજ, પિસ્તોલનો ચળકાટ અને એવી હરોફરીની ક્ષણમાં એ જુવાન જ્યારે ગિરફ્તાર થાય છે ત્યારે પોલિસને એ પહેલી વાત આવી કરે છે,

'મારા નાનાભાઈને મારા આવા ધંધાની મહેરબાની કરીને જાણ થવા દેતા નહિ. એ ગુનાના ગોટા જેવો છે, એને મારા કોઈ ખરાબ કામની ખબર ન પડે એવી તજવીજ કરો તો હું છાનોમાનો તમારી સાથે ચાલી નીકળું. જો મારા નાના ભાઈને વધુ ભણવાની તક મળે એવો બંદોબસ્ત કરો તો હું અમારી આખી ટોળીને પકડાવી આપું.'

માણસાઈના દીવા આમ અંધારાં અંતરમાંથી એની રોશની મેળવે છે.. મેઘાણીભાઈએ આ માણસોને જે જમીન પર ચલાવ્યાં છે, એ જમીન પણ આપણા પગ તળે આવી જાય એવી સ્વાભાવિક છે

ઉપર નકશોને જે રીતે મૂકી આપ્યાં છે એનાથી મને સ્ટાઈનબેકની 'માઇસ એન્ડ મેન' નામની મહાન નવલકથા યાદ આવી જાય છે, એ ફિલ્મ સાંભરી જાય છે.

આવા ફિલ્મની સમજ લેવી જરૂરી છે માનસની અંદરના જુવાનોને જીવવાની જરૂર છે માણસાઈ ઓળખવી એ દરેકે દરેક કલાકારનો ધર્મ છે.

'માણસાઈના દીવા'માંનો એક જ કિસ્સો મેં રૂપેરી પરદાના આપણા સરસ બૂરા આદમી યાકુબને સમજાવ્યો ત્યારે એની આંખ ભીની થઈ ગઈ એ, આંખમાંથી મને માણસાઈની રોશની જોવા મળી.

ને હું ભૂલી ગયો, જમનાજીમાં તરતા દીવા. જમનાજીનાં પવિત્ર નીરના કરતાંય જીવતા જાગતા માણસની આંખના નીર મને વધુ પવિત્ર લાગ્યાં.



જીવન જીવવાની એ મહાન કળાને હું યાકુબ છું—જેને લોકો 'સહાનુભૂતિ'ના નામથી ઓળખે છે

કળાકાર રોડીન

# 'મારો બાલુભાઈ'

લે૰ યાત્રી

દૂરથી ટ્રેનનો દીવો દેખાણો, અને છેક તે ઘડીએ હું મારા વાર્તાકાર સ્નેહીની સાથે વિશાખા–બાલુવાળો બનાવ નીકળી પડ્યો. મેં એ કિસ્સો વર્ણવવામાં બનતી ઝડપ કરી, પણ ગાડીની ઝડપ મારી જીભની ઝડપના કરતાં, ડિસ્ટન્સ-સિગ્નલની આ બાજુ આવ્યા પછી પણ વધારે રહી. ગાડી ઊભી રહ્યા પછી હું દોટદોટ જગ્યા ગોતતો હતો ત્યારે વાર્તાકાર પણ મારી સાથોસાથ દોડતા દોડતા 'હં પછી?' 'હં પછી?' એમ પૂછ્યે જ જતા હતા. ગાડી ચાલવા લાગી એટલે પોતે ગાડીની સાથે ચાલતા, દોડતા, 'હં પછી? હં પછી?' કરતા રહ્યા અને સ્ટેશન–યાર્ડને છેક બીજે છેડે એન્જિનમાંથી પાણી ભરીને ઊભેલ સાંધાવાળાની બૈરીઓની હડફેટમાં આવી ગોથું ખાઈ ગયા એ પણ મેં ચાલતી ગાડીએથી જોયું; ને ગાડીએ વળાંક લીધો. ત્યારવેળાની છેલ્લી ઘડીએ મેં જોઈ લીધું, કે પાણી-ભરેલ બેડાં ગબડી પડેલાં અને સાંધાવાળાની બૈરીઓ લાંબા હાથ કરી કરી મારા સ્નેહીને કાંઈક 'પત્રં પુષ્પં ફલં તોયં'ની પ્રસાદી પીરસી રહી હતી.

વળતે દિવસે બપોરની ગાડીમાં તો મારે દરવાજે ટપાના ઘોડાના ઘૂઘરા અટકી ગયા અને બૂમ પડી, 'એ સાહેબ, તમારા મે'માન છે.'

હું જઈને જોઉં છું તો માથે હળદરમાં રંગાયેલા પીળા પાટાપીંડીવાળા એક જણને ટપાવાળો ટેકો આપીને ઉતારતો હતો! મારે ઘેર જુવાન દીકરી નહિ, નીકર તો પલભર શંકા પડી જાય કે પીઠીઆળા મારા જમાઈ તોરણે પધાર્યા હશે. મારા તરફ ફેરેલ એ મોં પાટાની વચ્ચેથી જરા વારે પરખાયું. મારા વાર્તાકાર સ્નેહી પોતે જ! હજુ તો હું આશ્ચર્ય બતાવું તે પૂર્વે એના સોજેલા હોઠ ફફડી ઊઠ્યા: 'ઓલી વિશાખાની ને બાલુની વાત સાંભળવા આવ્યો છું.'

વાત સાંભળવાના ચસકાનું આ ઘેલું જોઈને મારા મનમાં એક વાક્ય રમી રહ્યું: 'બહુરત્ના વસુંધરા!' હું સમજી ગયો કે ગઈ કાલ રાતે એના ગામને સ્ટેશને મારી ગાડી સાથે 'હં પછી! હં પછી?' કરતા કરતા, પૈસા ભીખતા કોઈક ભિખારીની માફક દોડતા, પેલી સાંધાવાળી બાઈઓનાં ભર્યાં બેડાં માથે ભટકાઈને આ હાલે તેઓ રંગાયા હોવા જોઈએ.

મેં કહ્યું, 'ભલા આદમી, આટલી ઉતાવળ શી હતી! રવિવારે તો હું પાછો આવવાનો હતો.'

એ કહે, 'મારાથી ન રહેવાયું. વિશાખાને મેં પાંચેક વરસ પર સુરતમાં જોઈ છે. બે જ મિનિટ જોઈ છે, પણ જો હું ચિત્રકાર હોત તો અત્યારે જ પ્રત્યેક રંગ-રેખા પૂરીને આલેખી આપત. આટલું રૂપ મેં તે પહેલાં કે પછી કદી દીઠું નથી. એનું આમ બને જ કેમ!'

'ચાલો અંદર. અમારી ગૃહલક્ષ્મીને ખબર છે બધી.' એમ કહી, એને ટેકો આપી મેં બેઠક–ખંડમાં લીધો અને મારી પત્નીને બોલાવી: 'અરે ફ્રૌ,' અહીં આવજે તો જરી!' પત્નીને 'ફ્રૌ' કહી સંબોધવાનું હું જર્મનીમાંથી શીખી લાવેલો.

'એ મારા હાથ એંઠા છે. રાંધું છું. હમણાં આવું છું.' ફ્રૌએ, હિટલરસ્થાપિત ગૃહિણી–આદર્શ ગુંજતો જવાબ વાળ્યો.

વાર્તાકાર કહે, 'તો ચાલોને આપણે જ રાંધણીઆમાં જઈ બેસીએ. વાર્તાઓ મેળવવાનું સાચું સ્થાન જ રસોડાં છે.' ને હું હા પાડું તેની રાહ પણ જોયા વિના પોતે રસોડા ભણી લંગડાતા લંગડાતા ચાલ્યા. મારે પાછળ ખેંચાવું પડ્યું. મિત્રના આ દીદાર દેખી ફ્રૌ સંકોચાઈ ગઈ. બાજરાનો રોટલો તાવડીમાં નાખતાં એ સરખો પડ્યો નહિ. પતિના તાજા મિત્ર બનેલ વાર્તાકારને પોતે ઓળખતી નહોતી. લૂગડાં ઠીકઠાક કરી શકે તે પહેલાં તો વાર્તાકારે એક પાટલો ઉપાડી, રસોડાની સામે જ ઢાળી તે પર બેસતાં બેસતાં ફ્રૌને કહ્યું કે 'વિશાખાનું વેવિશાળ કરેલ તે બાલુ શું તમારો ભાઈ થતો હતો?'

ફ્રૌએ બીકભરી આંખે મારી સામે જોયું. મેં હસીને એને નિર્ભય બનાવી: 'ફ્રૌ, આ આપણા વાર્તાકાર ભાઈ, જેની હું તને વારંવાર વાત કરું છું.'

ફ્રૌનું મોં મચકોડાયું. એનો ભાવ હું પામી ગયો. વાર્તાકારોને એણે હમેશાં નમણા, ફૂટડા, ફાંકડા કલ્પેલ હતા. તેને બદલે એક તો આ ભાઈ શીળીઆળા હતા તેમાં પાછા હળદરના લપેડા ને પાટાપીંડી. એમણે ફ્રૌને કહેવા માંડ્યું:

'વિશાખાને મેં જોઈ છે. રૂપરૂપના ઢગલા અને

સંસ્કારિતા પણ એ રૂપના સોનાની વચ્ચે નીલમ શી ઝળકે. સંસ્કાર, સંસ્કાર, નખશિખ નિર્મળો સંસ્કાર!

વાર્તાકારનાં એવાં વખાણે ફોની ઉજ્ભના બંધ ઢીલા કર્યા. એના મોં પરની કડક બનેલી રેખાઓ કૂણી પડી, ને બીજા-રોટલાનો લુવો લઈ બે હાથ વચ્ચે ઘાટ ઘડતી ઘડતી એ મારી સામે જોઈને બોલી ઊઠી: 'મારો બાલુભાઈ પણ ક્યાં ઓછો રૂપાળો હતો! અને સંસ્કારમાં પણ ક્યાં કોઈથી ઊતરતો હતો!'

'હા ભૈ!' વાર્તાકારને મેં ખાતરી આપી: 'બાલુ તો અજબ દેખાવડો હતો; ને સંસ્કારે પૂરો હતો માટે તો એ ગરીબ ગામડિયાને, એ ટ્યૂશનો કરી કરી ભણનારને જ વિશાખાના બાપુએ પસંદ કર્યો હતો ને!'

'નહિતર અમારી ન્યાતમાં ક્યાં મૂરતીઆનો તોટો હતો? રૂપાળો કંઈ જેવો તેવો હતો મારો બાલુભાઈ હેં, તમે જ કહોને!' ફોએ મારી ગવાહી માગી.

'એ તો તમારા મોં પરથી જ સમજી શકું છું.' વાર્તાકારે ફોના વદન પર પોતાની દૃષ્ટિથી જાણે કે સ્પર્શ કર્યો એવું લાગતાં ફો કેવી કમ્પી ઊઠી! ફોના ગાલ પર મેં શાંત સરોવર-સપાટી પર પ્રથમ લહરે લહેરાઈ ઊઠે તેવો મંદમંદ થરથરાટ જોયો. ને આ વાર્તાકારની ધૃષ્ટતામાંથી બચવા ફોએ મારી મદદ માગતી મૂંગી દૃષ્ટિ માંડી. મેં વાર્તાકારને કહ્યું–

'બાલુ એનો સગો ભાઈ નહિ, પણ ચારેક પેઢી છેટેનો, માશીની મામીની ફુઈનો દીકરો થાય.'

'તો પણ શું થઈ ગયું! લોહી તો એકજ ને! હું બરાબર કલ્પી શકું છું બાલુભાઈની સુંદરતાને. પણ તો પછી આમ કેમ બન્યું! એ મૂરખો હોવો જોઈએ તો.'

'હા, મૂરખો તો ખરોજ ને?' એમ કહી, લાલાશ પકડતે ચહેરે ફો બોલવા લાગી: 'નહિતર વિશાખાના બાપુએ કહ્યું તે સાચું જ સમજી લઈને શીદ બધું પોતાનું જ માની બેસે!'

'શું માની લીધું? વિશાખાના બાપુએ શું કહ્યું?'

'કહ્યું કે, બાલચંદ, તમે તો મારા દીકરા-થયા. મેં તો દીકરી દઈને દીકરો મેળવ્યો. મારી આ બધી સંપત્તિનો ભોગવટો કરનાર કોણ બીજો છે? એક જ દીકરી છે, ને એ તો તમારી છે. તમારે હવે ટ્યૂશન ટ્યૂશન કરવાનાં હોય? તમારે હવે સાઈકલ ખેંચવી નહિ. ભણવાનો બધો જ ખર્ચ અહીંથી લ્યો. મારો બાલુભાઈ કહે કે ન લઉં. બડો અભિમાની હતો મારો બાલુભાઈ. માબાપ મૂએ કેટલાં વરસ થયાં, પણ જાત-મહેનતથી જ ભણ્યો. કોઈની સ્કોલરશીપ પણ માગી નહિ. બાના બાપા શ્રીમંત હોવા છતાં તેની પાસે પણ હાથ લંબાવ્યો નહોતો. સસરાનું એ માન્યો જ નહિ. પણ વિશાખાની આંખોના મોટા મોટા ડોળા આંસુડે ડળક ડળક થઈ રહ્યા, ત્યારે પછી એણે ટ્યૂશનો છોડ્યાં ને સાઈકલ એક આઈબંધને ભેટ દઈ દીધી. સસરાની મોટરમાં ફરવા મંડ્યો.-પહેલાં પહેલાં તો વિશાખાના બાપુ જ્યાં સુધી પોતે જ મોટર લઈ જવાનું ન કહે ત્યાં સુધી મારો બાલુભાઈ માગે પણ નહિ. 'મોટર લઈ જાવ' એવા શબ્દોની વાટ જુએ, ને પછી ચાલતો જ પાછો જવા લાગે ત્યારે વિશાખા સોગંદ દઈ દઈને રોકે, એના બાપુને જઈ ઠપકો આપે કે, 'બાપુ, તમે તો કાર લઈ જવાનું કહેતા નથી!' ત્યારે એના બાપુ મારા બાલુભાઈને ઊલટો ઠપકો આપે કે ભલા માણસ! હજુ ય શું મેમાન છો! અરેરે, છેવટે તો મારો ભાઈ મહેમાન જ બની ગયો ને!'

એમ કહીને ફો ચૂલા બાજુ જોઈ ગઈ. ત્યાં તો બળતું બુઝાઈ ગયું હતું ને રોટલો તાવડીમાં ઠીકરા જેવો થઈ ગયેલો. નવું છાણું નાખતાં નાખતાં ફોએ પાછું ચાલુ કર્યું:—

'પછી તો મારો બાલુભાઈ મોટરની ના પાડે, તો ય ઓલી ડળક ડળક ડોળા નિતારવા મંડે. જમવા બેસવાની ના પાડે તો ય ડળકો ડળક! કૉલેજની ફી લેતાં આચકાય તો પણ ઓલીની પાંપણો પટ પટ પટ વરસવા માંડે. ઝટ જઈને બાપને ઠપકો આપે, એટલે બાપ બસ પોપટની જેમ પઢે કે 'આ મારું બધું ય એનું જ છે, પછી વળી કહેવા વાટ શેની!' આમ મારો બાલુભાઈ એ પોપટ-વાક્યમાં જ ભરમાઈ ગયો એટલે જ આમ બન્યું ના!'

'પણ એમાં ભરમાવાનું શું બન્યું?' વાર્તાકારે ફોના ઉશ્કેરાટનો પારો ઓર ઊંચે ચડાવનારું વાક્ય કાઢ્યું: 'હું હોત તો ધીરે ધીરે બધું ય મારા સસરાનું મારું જ કરી લેત. હૈયાફૂટો શીદ બન્યો તમારો બાલુભાઈ?'

'એણે પણ એ જ કર્યું ને!' ફો કહેવા લાગી: 'એવો ભરમાણો, એવો ભરમાણો, કે પછી તો પોતે

સસરાનો વારસદાર દીકરો હોય તેમ વાપરવા મંડ્યો. સસરાએ એક જુદી બેગી–કાર એને લઇ આપી, બેન્કમાં એનું ખાતું ખોલાવી દીધું. મારો બાલુભાઈ જેની જેની ના કહેતો રહ્યો તે બધું જ વિશાખાના બાપ કર્યે જ રહે. તું મારો દીકરો છે, તું જ મારે સર્વસ્વ છે, તું ચાપ તે માગ : બસ એ જ રટણ; ને ઓલીની આંખના ડળક ડળક ડોળા...મોત બગાડ્યું એ બે વાનાંએ.'

એ 'ડળક ડળક' શબ્દ તો ફૈબા એવી છટાથી બોલ્યા કરતી હતી કે મોહિતપણાની મુદત અમારાં લગ્નજીવનમાંથી પાંચ વર્ષ પૂર્વે જ ખલાસ થઇ ગએલી છતાં એની છટા પર હું મોહી પડ્યો. વાર્તાકાર તો જાણે કે વાટ જ જોતો હતો કે આ 'ડળક ડળક' શબ્દ ફરીવાર ફૈબા ક્યારે બોલે!

'હૈયાફૂટા જુવાનોનું એ જ મોત છે ને બેન! એ ડળક ડળક ડોળામાં જ હૈયાફૂટા જુવાનો ડૂબી મરે છે. હં, પછી?'

વાર્તાકારે ફૈબાને આ વેણે ડાંભી, એટલે વળી એ લોટમાં પાણી નાખવાનું પ્રમાણભાન ખોઈ બેઠી. કાથરોટમાં રબડી બની ગઇ, પરિણામે ફૈબાએ જ્વાળા કાઢી.

'પછી શું! પછી જ્યારે સાચેસાચ મારો બાલુભાઇ બધું પોતાનું સમજીને વર્તવા લાગ્યો ત્યારે પછી ઓલીના ડોળા ડળક ડળક થવાને બદલે ભવાં કપાળે ચડવા લાગ્યાં અને એના બાપનું મોઢું 'આ બધું તમારું જ છે' ને બદલે એમ બોલતું થયું કે 'આ ધણીપતું તો ભાઈ! ન ગ્યાવી લેવાય.' મારે બાલુભાઇએ એક દી ચોકરને ધમકાવ્યો, એક દી' પાછી રસોયાની ધૂળ કાઢી, એક દી' સસરાની પાસે જઇને બેઠા વગર પરબારો વિશાખા પાસે ગયો. આ એવું એવું બનવા લાગ્યું એટલે સસરોજી અકળાણા. પણ મોંમાંથી કાઢે તો મારા બાલુભાઇને વખાનમર સાન આવે ને! બાપ, મા ને દીકરી, ત્રણે જણાં મનમાં ને મનમાં ધૂંધવાય, મનમાં પરણે ને મનમાં રાંડે. મારો બાલુભાઈ બાપડો માપલો ભેદ પામી જ ન શક્યો. એનું તો પેલી કહેવતવાળું, 'રંડીપુતર રો'જ્યાદા' એના જેવું બન્યું. એક વરસ વિશાખા ટક્યું, બીજે વરે' પોતે બી. એ. થાય કે તુરત લગ્ન કરવાનાં હતાં; ત્યાં તો કાચની બંગડીના કટકા થાય તેમ એનું દૈયું નંદવાઈ ગયું.

'કાં?'

'નાની એવી વાતમાં. એક વાર જઇને સસરાને કહે કે મારે કાલે રૂપીઆ અઢીસો જોશે. આ બસ, એ 'જોશે' શબ્દ સસરાને લમણાંમાં બંદૂકની ગોળી જેવો લાગ્યો. કહે કે, ''જોશે' એટલે? મારો બાલુભાઇ બોલ્યો કે 'જોશે એટલે જોશે.' બીજું શું વળી? શી ભરવાની છે તે જોશે.' સસરો કહે કે એમ 'જોશે' કહ્યે નહિ ચાલે. કે 'કેમ નહિ ચાલે?' કે 'નહિ ચાલે. તમે શું કોઈના રણીધણી છો?' આ એમ કહ્યું એને સસરે, અને મારા બાલુભાઇની ખોપરી ખદખદી. ચેતી જઇને ચુપચાપ ચાલ્યો જાય તો તો કાંઈ નહિ, પણ ઊખડી પડ્યો: કે 'ત્યારે આજ લગી શું ઉલ્લુ બનાવતા'તા!' તો સસરો કહે કે 'તું શું આંહીં ધણીપતું કરવા આવ્યો છો? આ તો ઠીક છે, પણ લગ્ન કર્યાં હોત તો તો તેં શી બાકી રાખી હોત?' આ ઈ 'હોત' શબ્દ પર લાગી પડી. મારો બાલુભાઈ કહે કે 'લગ્ન કર્યાં હોત' એટલે શું કહેવા માગો છો? સસરો કહે કે 'ઈ વ્યાકરણ ફ્યાકરણ હું ભણ્યો નથી. જા પૂછ તારા પ્રોફેસરને.' મારો બાલુભાઇ કહે કે 'ન ભણ્યા હો તો હું ભણાવી શકું તેમ છું. તમારા ઉપર કાંઈ ભૂંગળું ભાંગ્યું નથી.' ઓલ્યો કહે કે 'ચાલતો થા.'–આ કહે કે 'આ ચાલ્યો.' ઊઠીને મંડ્યો એ તો ચાલવા. ચાલ્યો આવ્યો હોત તો તો કાંઈ નો'તું. પણ બારણાંમાંથી પાછો વળ્યો બચાડો, અને કહે કે 'મારે જરા વિશાખાને મળી લેવું છે.'

'હં,' વાર્તાકારે ટમકું મેલ્યું: 'પછી તો ઓલ્યો મા ભૂલે!' અને ફૈબા તો રાતી રાતી થઈ જઇને આગળ વધી:–

'હા રતો. બચાડાને ભાન ભુલાવ્યા પછી તો બાકી શીદ રાખે? કહે કે 'હાલતો થા હાલતો. મળવું વિશાખાને! મોઢું છે મારા ચંપલને જોગ.' તોય બાંગો ઊભો રહ્યો. હમણાં જાણે એની વિશાખા દોડતી આવીને બાપની પટકી પાડી નાખશે!'

'હં–અ–' વાર્તાકારે ટહુકો માર્યો: 'નાટકના તખ્તા ઉપર વીંગમાંથી સબૂર સબૂર કરતું પાત્ર દોડ્યું આવે છે ને કોલકીની ઘડીએ! એમ આપણા વીર બાલુભાઇને આશા હશે બહુ ને? પણ વિશાખા બાપડી, વિધાતાના નાટકમાં શું કરી શકે! એમાં હશે જ નહિ શું તો.'

'નદોની રોવે! રૂપા...ડી ફેલી'તી ત્યાં જ.'

'હેં ! ક્યાં ?'

'હા. ત્યા બાજુના ઓરડામાં. બારણાંની પાછળ જ. ઉ...ભા...ણી ઊભી'તી. ઊભી ઊભી તમાશો જોતી'તી.'

'પ્રેક્ષકની પેઠે કે ?'

'મૂઆં પ્રેક્ષક ! નજરોનજર દીઠી હતી મારે બાલુભાઈએ. બાપ ચંપલ મારવાનું બોલ્યો તયેં તો ઊલટાની સરકી ગઈ.'

'બહાર દરવાજે જઈને ઊભી હશે !' વાર્તાકાર ફટકો ભૂલતો નહોતો.

'ના બાપુ ના,' ફૈઆએ દાઝ કાઢી: 'મારો બાલુભાઈ પણ એ જ આશા રાખીને બહાર નીકળ્યો, કે બગીચામાં ઊભી હશે; રાતની રાણીના રોપ પાસે ઊભી હશે; ત્યાં નહિ તો આગળ પારિજાતના છોડ પાસે લપાઈ હશે, કાંઈ નહિ તો છેવટે માળીના ઝૂંપડામાથી નીકળશે ! પણ મારો બાલુભાઈ મૂરખો બન્યો. હળવે હળવે હાલ્યો, પંદર વાર તો પાછું વાળી જોયુ, પણ કેવી વિશાખા ને કેવી બિશાખા ! બચાડો મને તે રાતની વાત તો માંડીને તસેતલ કહેતો. ને મેં તોય પાંચક વાર કીધી હશે મેં કહ્યુ કે બાલુભાઈ ! એ દરપને જ હવે બંધ કરી દે અને બીજે નજર નાખ. આપણી ન્યાતમાં કાંઈ તારે માટે તોટો નથી. પચીસ નાળીએર કાલ સવારે તારા પગમા રડતાં આવે છે કે નહિ તે ઓફપાને બતાવી દઈએ, પણ એ કહે કે 'નહિ રે બેન ! જગત બદલે પણ વિશાખા ન બદલે; જરૂર એને એની બાએ ઝકડી રાખી હશે; મારા ચાલ્યા આવ્યા પછી એના બાપુની એણે પટકી જ પાડી નાખી હશે; જોજેને, સવારે એની મોટર અહીં ગાજી જ સમજેને ! પણ બેન ક્યાં એની ગાલાવેલી હતી ! બેન શું એની પોતાની અસ્ત્રી જાતને નહિ ઓળખતી હોય બાપુ !'

ચૂલો ચૂલાને ઠેકાણે રહ્યો, રોટલા ફૈએ બંધ રાખ્યા, ત્યારે મેં કહ્યુ કે, 'તારી વાતથી સાંજે વાળુ નહિ થાય દો, ફૈ ! આ વાર્તાકાર ભલે ધરાય, મારે તો ખારસો જોગં જોશે.'

'મારે પણ.' વાર્તાકારે સાહિત્યના કરતાં રોટલાને ઊંચી પદવી આપી.

'એ તો હું તપેલું ચઢાવી દઉંશ. ખાઈ લેજો ખીચડી.'

'તારા ભાઈનું ખીચડું' રહ્યું એમાં......

'ના, ના, મારા ભાઈનું ખીચડું તો કોઈ રઝળવાનું નો'તું. મેં એને ઘેર આવ્યો ને કહી દીધું કે માર જોઈ ધારી ધીને. સવાર પડવા દે, હું તને પંદર છોકરીઉં બતાવું, તારે ગમે તે એક ઉપાડી લે. ને એણે ય કહ્યું કે હા બહેન, એક વાર એને તો બતાવી દઈએ. પણ સવાર પડી ત્યાં ફસકયો, કે ના બેન ! નહિ નહિ ! વિશાખાનાં ને મારાં તો ખોળીઆં નોખાં, બાકી શ્વાસ એક. મારી ને એની ચાર નજરું એક થાય પછી જોઈ લ્યો. ગયો બાપડો ચાર નજરું એક કરવા. ભાઈબંધો મોટરમાં નીકળ્યા. ગયા છંડા ઈને બંગલે રાત વેળા. બાવડો ઇ સમજ્યો કે કાં વિશાખાને ઉપાડી જવા ને કાં તો પોતાને મારવા ગુંડા લાવ્યો છે ! મોટર ઊભી રહી એટલે એણે એના દરવાન પઠાણને હડકાવી મૂક્યો.

'કૂતરાને હડદાવે એમ ?' વાર્તાકારે ઉપમા વાપરી એ ફૈને ગમી ગઈ. કહે કે 'હા, મૂઆ માણસો પણ કાંઠીઆ કૂતરા જ છે ના ! દરવાન, કૂતરા જેવો, તૂટી પડ્યો મારા બાલુભાઈ માથે.

'વિશાખા નહોતી ?' વાર્તાકારે ખંજર માર્યું.

'હતી. મારે બાલુભાઈએ સગી આંખે જોઈ ને ! મેડીની બારીએ ઊભી'તી. જાંબલી રંગનો દીવો બળ તો'તો ને એનાં અંજવાળાંમાં ઊભી'તી, મારે બાલુભાઈએ નજરે જોયું. એણે રઢીઆળાએ એક દેશી ભરતનો પોશાક ભેટ આપેલો તે જ પોશાક પહેરીને ઝળાંઝળાં થાતી ઊભી'તી. મારો બાલુભાઈ બારીને પચારીમાં પડ્યો, હું હળદર ભરીને શેક કરતી બેઠી તે ટાણે એ કહેતો'તો કે બેન ! શું એનાં ચોળી ચણીઆનાં આભલાં જાંખુડીઆ દીવાને અંજવાળે ઝગારા ઝળક થતા'તાં ! મને માર ખાતો દેખીને બાપડી બારીમાં જડાઈ ગઈ હોય એવું લાગ્યું. એ તો ફ્રેમમાં મઢેલી છબી જ જોઈ લ્યો બેન !'

'ખરો કવિ !' વાર્તાકારે ટમકું મૂક્યું.

'કવિપણાએ જ આજકાલ ઘર ઘાલ્યું છે ના ! નીકર માર ખાતાં ખાતાં કોઈને આવો વિચાર આવે કાંઈ ? મેં કહ્યુ કે રઢિયાળા, હવે એ દરપને મૂકી દે, ને સવાર પડવા દે હાલ્ય, તને દેવનાં ચક્કર જેવી ન્યાતની કોડભરી છોકરીઉં દેખાડું. ઈ ટાણે તો કબૂલ થયો કે હા, હા, બેન ! સવાર પડવા દ્યો, પરણીને ઈજ મોટરમાં સજોડે બેસીને ધોળે દા'ડે એના બંગલાને

ધસાઈને જ નીકળું તો જ હું ખરો બાલુભાઈ! એકવાર તો એને બતાવી દઉં કે તારા કરતાં તો નવટાંક વિશેષ રૂપ પણ મારા પગમાં આળોટે છે!' પણ સવાર પડતાં પાછો ફસક્યો. કહે કે 'નારે ના બેન! મને એ ગાળ દેવી હોય તો દઈ લ્યો; વિશાખાને માટે વાંકો હરફ પણ બોલશો મા. નીકર મારો જીવ કળીએ કળીએ કપાશે. અરે બાપુ! મારી તો કાંઈ હસાં કરી છે એ છોકરે. પાકાં ટબા બોર જેવી ત્રણ છોકરીઓને તો મેં વળતે દી તેડાવી રાખી, પણ કેવી! તમે જુઓ તો—

'રહેવા દે જે ફો.' હું વચ્ચે પ્રોટેસ્ટ પુકારી ઊઠયો, 'મને જોવાનું કહીશ નહિ ભલી થઈને! તું જાણ છ કે તું વિશાખા નથી ને હું તારો બાલુભાઈ નથી, તારા બાપને બંગલે મેં માર ખાધો નથી, તે છતાં મારું મન ઈ ત્રણને દીઠે. મજબૂત નહિ રહે.'

'રાખો રાખો હવે! હું એમ જોવાનું ક્યાં કહું છુ! એક જુઓ તો બબે અંબોડા લીધેલા, બીજીએ વાંકો સેંથો પાડેલો, ને ત્રીજીને ખંભે કપાળે મોકળી લટો. ઝપેટા ખાય.' કહ્યું હોય કે ત્રણે પરણી લ્યો તો ત્રણે પરણી લ્યે એક મારા બાલુભાઈને; પણ એ તો ભરખાઈ ગયેલો જ જાણો ને! નિસાસો નાખીને કહે કે 'ના બેન, વિશાખા તરફડી મરે. એકવાર એને મળું પછી જ બીજો વિચાર. એકવાર વિશાખા મને મોઢામોઢ થાય અને મને ચોખીફૂલ ના સંભળાવી દે, એટલે પછી મારે ને એને હિસાબ ચોખો. પછી હું તમે કહેશો તેને પરણીશ બેન!'

'પછી વિશાખા મળીને?'

'ના ભાઈ ના. આવડો આ કાગળો લખ્યા જ કરે. પણ જવાબ દે નહિ ને! એના બાપે સોલીસીટરની સલાહ લઈ લીધી હતી ને વિશાખાની સહીવાળું કાંઈક વકીલી લખાણ પણ તૈયાર રાખેલું'

'પછી તો બાલુભાઈને સાન......

'સાન ન જ આવી ભાઈ! સાન ન જ આવી તે ન જ આવી. દેવનાં ચક્કર જેવી કન્યાઓ વરવા તલપાપડ હતી તેને એકેયને નજરમાં લેવાની ના પાડી દઈને મારો બાલુભાઈ બેઠો રહ્યો. કહે કે જોજો ને બેન! હું એમ. એ. થઈશ કે તુરત જ વિશાખા ચાલી આવશે. પણ એમ. એ. થાય શી રીતે! હાથપગ તો ભાંગી નાખ્યા'તા બોલે એને સાસરે. બે વરસ સુધી વારસદાર બનાવીને રાખ્યો, એટલે મારો બાલુભાઈ પુરુષાર્થ જ ભૂલી ગયો, પાંગળો બની ગયો, ટ્યૂશન આપવા જવાનું જોર ન રહ્યું, આવ્યો દેશમાં અમારે ગામડે. એના દાદાને કહે કે લાવો મારે ભણવાના પૈસા—પણ દાદા પગલે પગલે જ્યોતિષમાં માનનારા—જોવરાવી રાખ્યો'તો જોષ: જવાબ દીધો કે 'હેં બાલિયા, તારે ભણીને શું કરવાનું છે? તું કાંઈ એમ. એ. થવાનો નથી, તુંને વિશાખા પરણવાની નથી, ને ત્રીસમે વર્ષે તો તારું મોત નક્કી છે મેં જોષ જોવરાવી રાખેલ છે. તારે માથે હું શીદ પૈસા બગાડું!'

'સગા દાદાએ આમ કહ્યું!'

'હા, સગી માના સગા બાપે; આ જ શબ્દો સંભળાવી દીધા. જોષ એણે જોવરાવી રાખેલો! પૈસા આપ્યા નહિ. મારો બાલુભાઈ દાદાને ઘેર બેઠો. ઘરમાં સૌને મોઢે વિશાખાની જ વાતઃ બસ પરણીશ જ વિશાખાને! ને કહી દઉં છું, કે વિશાખા કાંઈ ઘરચોળું પહેરશે નહિ, ને તમને દાદીમા! વિશાખા કાંઈ પગે પડીને મળશે નહિ; અમે કાંઈ અહીં રહેશું નહિ. અમે તો જુદાં રહેવા ચાલ્યા જશું, આ હમારું કાંઈ વિશાખાને પસંદ પડે નહિ; એવું એવું......

'ત્યારે તો ગાંડપણ......'

'હા, બધાને એમ જ થયું કે બાલિયો ગાંડો થયો છે, ફટકી ગયું છે. કોઈ બોલાવે ચલાવે નહિ,' કોઈ સાંત્વનનો શબ્દ કહે નહિ, એક અમારે ઘેર મારી બા એને પ્રેમથી બોલાવે ચલાવે, એટલે અમારે ઘેર જ પડયો પાથર્યો રહેઃ પણ વાત એક ફક્ત વિશાખાની જ કર્યા કરે. એક વાર મારા બાપુને મોઢે પણ મારી વિશાખા આવી ને તેવી એવું લવવા લાગ્યો, એટલે બાપુએ સંભળાવ્યું કે હવે તડકે મૂકને તારી વિશાખાને!' તો બસ, બાપુની સામો થઈ ગયો, કે 'બસ, મારી વિશાખાને માટે એક બોલ પણ આડો બોલનાર તમે કોણ? તમે આવા ને તમે તેવા!' આ તે દા'થી બાપુએ અમારે ઘેરથી પણ એનો ટાંટિયો કાઢયોઃ કૂતરાને હડકારે એમ એને હડકારી મેલ્યો.'

અહીં હંસે પાલવ ઊંચકીને આંખો લૂછી. વાર્તાકારે પણ વચ્ચે ટમકાં મૂકવાનું છોડી દીધું. મારાથી પણ

ખીચડીની કે બીજી કોઈ બાબત કાઢી એને હળવી મનોદશામાં રાખવાનું અશક્ય બન્યું. એણે પણ, પછી તો, થોભ્યા વગર આગળ ચલાવે રાખ્યું—

'એમાં એક દિવસ મારો બાબુભાઈ અમારે ઘેર સવારમાં આવીને ઊભો રહ્યો. અમને તો ઓળખતા ય વાર લાગી. ટસરનાં કોટપાટલૂનને બદલે ખાદીનું પોતીઉં અને ખાદીનો ઝભ્ભો માથા પર હેટને બદલે ગાંધી-ટોપી. ખંભામાં એક બગલથેલી લિંગાય, ને મારાં બાને કહે કે 'ફૈબા ! મને ચાંદલો કરો, મને આશિષો આપો. જઉં છું.' બા કહે 'અરે બેટા, ક્યાં ?' કે 'ફૈબા, વિક્રમગઢના સત્યાગ્રહ સંગ્રામમાં'

બા તો હસી હસીને ઢગલા ! કહે કે હવે રાખરાખ કર્ય, તારે ને સત્યાગ્રહને વળી લાગે ને વળગે શું !'

કે, 'હા, ફૈબા, વાત તો સાચી, હું કાંઇ ખાદીમાં, મહાત્માજીની હજાર લપમાં કે સરદાર વલ્લભભાઇના સત્યાગ્રહોમાં માનતો નથી, પણ આ તો મારી વિશાખાને કારણે'

'એટલે ?'

'ખબર મળી છે ફૈબા, કે વિશાખાએ પણ અમદાવાદમાં સત્યાગ્રહી બની લડતમાં ઝુકાવેલ છે. એને ગમશે તેટલા માટે હું વિક્રમપુરના સત્યાગ્રહમાં જઉં છું. બીજું મારે સત્યાગ્રહ સાથે કાંઇ લાગે વળગે નહિ વિશાખા રાજી થશે'

'અરે બાબુ ! બેટા !' બા તો મો વકાસી જોઇ રહ્યાં; પણ બાપુની જીભ ન રહી શકી, એણે કહ્યું કે 'તારી વિશાખા તો અમદાવાદના સંગ્રામમાં ગઈ, ત્યાં એને જેલ મળશે ખરી, પણ એ ને 'બી' ક્લાસમાં પાઉં મસ્કા ઉડાવશે ઘેરથી સુંવાળું બિસ્તર લઈ જશે, મછરદાની ઢાંકેલો પલંગ પામશે ખાશે પીશે ને તેલ પોમેડ નાખી કાંચકે વાળ હોળશે, ત્યારે તું તો બચ્ચા ! વિક્રમપુરમાંથી જીવતો જ નહિ આવી શકે. મહનો કોંજી પી પી મરડામાં મરી રહીશ. વિશાખા વિશાખા શું કર છ, ગાંડા ! વિક્રમપુરના દીવાનને ઓળખ છ ? માણસ નથી, વાઘ છે લોહીતરસ્યો'

—ને બાપડો બાના હાથનો ચાંદલો પણ પામ્યા વગર બાપુની સાથે બાખડતો ચાલી નીકળ્યો છ મહિને પાછો આવ્યો, બાપુની વાત પણ સાચી પડી. વિક્રમપુરવાળાઓએ માર જ ખવરાવ્યો, મારી મારીને હાડકાં ભાંગ્યાં, હાડપીંજર જેવો બનીને બહાર આવ્યો, એકદમ દોડ્યો અમદાવાદ અને ત્યાં એક સંબંધીને ઘેર—જે ઘેર એણે પહેલવહેલી વિશાખાને જોઈ હતી, ત્યાં એ સંબંધીએ વિશાખાને, બાબુભાઈ આવ્યાની ખબર પડવા દીધા વગર તેડાવી હતી. ત્યાં અમદાવાદની જેલમાં મહાલી આવેલી રાતીરાણ જેવી વિશાખાને બાબુભાઇએ જોઈ. ઓળીએ સામું પણ ન જોયું ઘરવાળા કહે કે 'વિશાખા, આ બાબચંદ્ર ! ન ઓળખ્યો ! ઓળખાય તેવો નથી રિયો ને ! એ તારે ખાતર માળખું બન્યો છે વિશાખા ! બાબચંદ્રે વિક્રમપુરનો સત્યાગ્રહ સહ્યો છે તારે માટે.'

'મારે ને એને કંઇ નથી' એમ કહીને વિશાખા ત્યાંથી સડેડાટ ચાલી નીકળી. મારા બાબુભાઇની સામે પણ ન જોયું પછી બાબુભાઈ અમદાવાદમાં રહી શક્યો નહિ. નીકળીને આવ્યો વેરાવળ ત્યાં એક ટંક ઊતર્યો, પછી અમારે ગામડે આવ્યો, અમને સૌને મળ્યો, પછી બાજે દાદાના મેડા પર ચડી ગયો, કાંઇક પીને સૂઈ ગયો.

રાતે એની નાની બેન એને. વાળુ કરવા તેડવા ગઇ જગાડે કે 'ભાઇ હાલો વાળુ કરવા.' જવાબ મળ્યો કે 'ઊંઘ આવે છે ! ઉઠાડશો નહિ.'

રાતમાં તો ઘરડ ! ઘરડ ! અવાજ સંભળાયા. નાની બેન દોડી ગઈ, જોઇને બૂમો પાડી કે 'એ દાદા દોડો ! દાદા ! દાદા ! બાબુભાઈ ને દવાખાને પહોંચાડીએ.' દાદા તો જ્યોતિષમાં માનનારા, કહે કે 'કંઈ જરૂર નથી. ઝટ ન્યાતીલાને બોલાવો ન્યાતીલાને. એ તો થવાનું જ હતું-મે તો જોવરાવી જ રાખ્યું હતું દવાદારૂ વળી શાં ! બોલાવો ન્યાતીલાને !

પણ પોલીસની બીક લાગી. ઇસ્પિતાલે લઈ ગયા. ત્યાં ઝેર ઉતારવા દાક્તર મથતા હતા તેને મરતો મરતો પણ મારો બાબુભાઈ કહે છે, કે 'શીદ મને જીવાડવા મથો છો ? મારે જીવવું નથી. વિશાખા વગરની દુનિયામાં મારે જીવવું નથી. મને મરવા દો.'

મર્યો બાપડો. ને વિશાખા પછી બીજે પરણી ગઈ

ફૈબા આથી વધુ કશું બોલી શકી નહિ. ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી વાર્તાકાર સડક બની ગયો, ને મને થયું કે આ વાર્તાલેખકની સપને મેં કયા ઘરમાં ઘાલી !

# રજવાડી હિંદનો પરાજય

મગનભાઈ પ્ર. દેસાઈ.

ખંડ ૩ જો [ચાલુ]

## [ મરાઠા રાજ્યમંડળ પર હલ્લો ]

[ ગયા અંકમાં આપણે જોયું કે, વસઈની સંધિ કરવામાંથી વેલેસ્લીએ કેવું પોતાને માટે નવું રાજકારણ ઊભું કર્યું. અને એ એણે ગણતરીપૂર્વક ભરેલું પગલું હતું, છતાં, જો બને તો, લડવાની તેની ઇચ્છા નહોતી. વસઈના ઉપપરિણામ રૂપે જ શિંદે હોલ્કર સહાયકારી સેનાપદ્ધતિને માન્યા કહેશે, એમ એ ધારતો હતો. આ ધારણાથી તે વરતે છે. હવે સામેવાળી દેશી સત્તાઓ કેવાં પગલાં ભરે છે તે જોઈએ. ]

### ૨

### મરાઠા રાજ્યમંડળમાં ફૂટ

'આપણે એવી સમતુલા રાખવી જોઈએ કે જે નિઝામના રાજ્યને હમેશ વ્યવસ્થિત દશામાં રાખે આ દૃષ્ટિએ, બની શકે તો, મરાઠાસત્તા કોર્નવૉલીસના યુદ્ધ પૂર્વે જે દશામાં હતી, તે દશામાં તેને સાચવી રાખવી જોઈએ; અને એટલી જ કાળજીથી તેનો અંદરનાશ થાય તે તથા મરાઠા સામ્રાજ્યના બધા ભાગો એક સમૂહ બનીને એકઠા થાય તે પણ રોકવું જોઈએ.'

આર્થર વેલેસ્લી (૧૭૯૯)

બાજીરાવ પેશ્વા બ્રિટિશ લશ્કરી છત્ર તળે પૂના તો પહોંચ્યો, પરંતુ શિંદે વગર એને ચેન પડતું નહોતું. બીજી બાજુ અંગ્રેજો એને એમ કહેતા હતા કે, તું બધા મરાઠા સરદારો પાસે વસઈનું તહનામું મંજૂર રખાવ. બે ઘોડે ચડવાનો ઢોંગ કરવામાં તો બાજીરાવ પૂરો હતો તેણે ઉપરથી અંગ્રેજોને હા હા કરી, પણ અંદરખાનેથી એ શિંદે તથા ભોંસલેને પોતાની વહારે બોલાવતો હતો, જેથી કરી અંગ્રેજ કબજામાંથી પોતે છૂટે. પરંતુ તેને એ વાતનું ભાન નહિ કે જસવંતરાવ હોલ્કરની બકરી કાઢવા જતાં અંગ્રેજોનું ઊંટ પેઠું, ને તે કેમે કરીને નીકળે એવું કાચુંપોચું ન હોતું!

એ ઘોડે ચડવાની વિદ્યામાં અંગ્રેજો પણ કાચા તો નહોતા જ અને રાજકાજમાં સતા થવાનું એ તો તેમની મૂળથી નીતિ જ નહોતી. તેમણે એવું કર્યું કે, પૂનાને પોતાની લશ્કરી છાવણી કરી બાજીરાવને પૂરો અંકુશમાં રાખ્યો; અને બીજી તરફથી એમ પામી ગયા કે, તે શી રમત રમે છે. તેમણે જોયું કે, શિંદે અને ભોંસલે બુરાનપુર પાસે પડાવ નાખીને રહે, એ નિઝામ તથા પેશ્વા ઉપરના પોતાના સહાયકારી લશ્કર દ્વારા મેળવેલા કાબૂ ઉપર પૂરી શક છે; તેથી એ તો ત્યાંથી ઊઠવા જ જોઈએ.

અને એથી મોટો ભય તો એમને હતો તે બીજી વાતનો: જસવંતરાવ હોલ્કર આ વખતે શિંદે ભોંસલેના પડાવ પાસે જ—ખાનદેશ વરાડની હદમાં હતો, અને આખા મરાઠા રાજમંડળ' એકચિત્ત થઈને અંગ્રેજોનો સામનો કરવો, એવો વિચાર ભોંસલેની મારફત તે શિંદેની જોડે ચર્ચતો હતો. આવા એકચિત્ત સામનામાંથી ગાયકવાડ તો ક્યારનો બાકાત થઈ ગયો હતો. અંગ્રેજોનો ઇરાદો એવો હતો કે, કોઈ ને કોઈ રીતે તેમાંથી હોલ્કરને ય છૂટો પાડવો જોઈએ, નહિ તો ત્રણ જબરા સામંતો મળે તો તેમનું એક મોટું જોર અદમ્ય બને *

આ કામ પહોંચેલા અંગ્રેજ સેનાપતિ વેલેસ્લીએ આબાદ યુક્તિથી સાધ્યું. હોલ્કરને શિંદે જોડે ફાવતું નહોતું, એ જગજાણીતી વાત હતી; અને બાજીરાવને તો એ માણસ જોવો ગમતો નહોતો! અંગ્રેજોએ બાજીરાવને બહુ સમજાવ્યો કે, તું હોલ્કર જેવા મહાયોદ્ધા જોડે સમાધાન કર પરંતુ તે રંગીલો અને આપતરંગી માણસ એ બાબત એકનો બે ન થયો. પણ ત્યારે બીજી બાજુય તેણે કાંઈ ઘોળ્યું નહિ—મરાઠાશાહીની આ અસાધારણ આપત્તિની કટોકટી વખતે તે તો નાચ તમાશા ને ચેનબાજીમાં જ પૂર્વવત્, નફ્ફટ પેઠે, વર્તે છે, એમ સરદેસાઈ જણાવે છે. પરંતુ શિંદે આ સંકટ સમજતો હતો. તેણે હોલ્કરની જોડે સારાસારી બાંધવા તત્પરતા બતાવી; પણ મનમાં એક આંટી રાખી, અને તે એ કે, વસઈની તહ તોડી નાંખી અંગ્રેજોને હરાવી કાઢવા પૂરતાસી સામંતોએ સાથે થવું જોઈએ, કેમકે

---

* કર્નલ ક્લોઝએ માલકમને લખેલા એક પત્રમાં આ પ્રમાણે છે:—

"યશવંતરાવ હોલ્કર જેવા કલ્પનાવાળા ને સાહસિક સેનાનીને પોતાની બાજુએ વાળી લેવાને માટે બધા સરદારોનો અનીશ્ચ પ્રયત્ન ચાલુ હતો, અને તે જો શિંદે ભોંસલેને જઈને મળત તો તે ત્રણેનો સામનો કરવાની તાકાત મારી બિલકુલ નહોતી."

—સરદેસાઈ ૩-૧૫૫

ચારો નથી પરંતુ એ આંહિ ટાણા પછી હોલ્કરને પાંસરો કરવો, ને તે કરી લેવાશે અને આ પ્રકારનો પત્ર તેણે બાજીરાવને લખ્યો બન્યુ એવું કે આવો ભારે ગંભીર મુદ્દાનો મહત્ત્વનો પત્ર તેના દૂતક ભાઈ અમૃતરાવના હાથમાં ગયો એટલું જ નહિ આ કાળમાં ચાલેલો શિંદે પેશ્વા વચ્ચેનો બીજો કેટલોક પત્રવ્યવહાર પણ આ માણસના હાથમાં ગયો હતો એ દ્રોહી નીવડ્યો ને એ બધો ગવર્નર જનરલને સોંપ્યો આ માણસ મરાઠાં સામ્રાજ્ય ત્રિપુટી પેશ્વાની મદદમાં ન ભળે-તેમાંથી હોલ્કર છૂટો પડે, એનો પેંતરો જ ગોઠવાતો હતો આ પત્ર એ માટે બાદ લાગ મળી ગયો * એક પોતાના પત્રમાં આ બધા અંગ્રેજે પોતે આ પત્રોનું શું કર્યું, તે જણાવ્યું છે —

'(શિંદે, ભોસલે અને હોલ્કર) એ ત્રણ જણ મળે તો તેમનો સામનો કરવાની મારી બિલકુલ તાકાત નહોતી એટલે શું કરવું એની મૂંઝવણમાં હતો ત્યાં જ. એક મહત્ત્વનો પત્ર શિંદેએ બાજીરાવને પૂના લખેલો, એ વચ્ચેથી અમૃતરાવે પકડ્યો બાજીરાવ દોલતરાવના બીજા આવા પુષ્કળ પત્રો પકડીને મને તેણે આપ્યા તેમના મને અત્યંત ઉપયોગ થયો મારા કહ્યાથી અમૃતરાવે, આ પત્રવ્યવહાર ગોપિત હોલ્કરને મોકલાવ્યો અને તેનું પરિણામ તત્કાળ મેં ધાર્યા પ્રમાણે આવ્યું શિંદે અને ભોંસલેને મળવા માટે બે મજલો જેટલું પાસે આવેલો હોલ્કર આ પત્રો હાથમાં આવતા જ આઘાતની આંખ ઊઘડે એમ, લાગલો જ પાછો ફર્યો અને નર્મદા પાર કરી શિંદેનો મુલક લૂંટતો રહ્યો એટલું જ નહિ બે ત્રણ માસ એ મેંનું યુદ્ધ ચાલ્યું ત્યાંસુધી આ પણી જોડે અત્યંત મિત્રતાથી વર્ત્યો'

અને આ દ્રોહ કરવા માટે પેલા અમૃતરાવને એ બદલો મળ્યો કે, પેશ્વા પદે બાજીરાવને બેસાડ્યો ત્યારે અમૃતરાવ જોડે સારાસારી રાખવા તેને ૮ લાખનું જે વર્ષાસન આપવામાં આવ્યું હતું, તે બંધ કરવા બાજીરાવે આકાશ–પાતાળ એક કરવા છતાં, અંગ્રેજોએ તે ન બંધ કર્યું તે ન જ કર્યું શું કામ કરે? પહેલું તો કયા તેમને પેશ્વાથી આપ્યુંને એ આપવાનું હતું? અને ખરે વખતે તેણે તેમને કેવી મદદ કરી હતી! જે અમૃતરાવ ૧૮૦૨–૩માં જયવંતરાવ હોલ્કર જોડે મળીને અંગ્રેજો સામે એકચિત્ત સામનો વિચારતો હતો તે જ આ હતો! ને તેની ક્યારે પણ શંકા ના હોય તોય તેના ઉપર તેણે આમ આખરી ઘા કર્યા જેવું કર્યું! આ પણ એક કમનસીબ જ કહેવાય નિષ્ઠા અને ચારિત્ર્યના દોષ આમ જ રાજકાર ણમાં દેશ અને પ્રજાના ભાવીની અંદર ઊથલપાથલ કરી દે છે

હોલ્કર છૂટો પડ્યો એટલે વસઈનું તહનામું તોડી નાખવાનું અને પેશ્વાઈને પરદેશીના કાબૂમાંથી બચાવવાનું કામ હવે શિંદે અને ભોસલેને જ માથે રહ્યું નાદાન બાજીરાવ તો એમાં ઓછો જ કાંઈ કરે એમ હતો? અને પૂનામાં જ એની છાતી ઉપર બેઠેલા અંગ્રેજો એને કશું કરવા જેવી છૂટ કે બારી રાખે, એવા કાચા પણ નહોતા એમણે હવે શિંદે ભોસલે સામે પોતાનો વ્યૂહ રચવાનો રહ્યો તે અંગે તેમણે શું કર્યું, તે હવે પછીના પ્રકરણમાં

—ચાલુ

* કર્નલ વેલેસ્લીની આખી નીતિ વિષે થોમ્સન–ગેરેટ લખે છે કે Gen W noted the necessity in all Indian wars (and again, particularly against Marathas) of having a part of the people on your side" (પા ૨૨૩)



જેણે પોતાનું કર્તવ્ય પીછાન્યું છે તે ધન્યભાગ છે બીજો કોઈ કૃપાની તેને જરૂર નથી તેની પાસે એક કાર્ય છે જીવનધ્યેય છે તેણે એ પ્રાપ્ત કર્યું છે અને તેને એ અનુસરતો જાય

કાર્લાઈલ

# લેખક અને સાહિત્યકાર

ધૂમકેતુ

**મા**ણસ પોતાના જીવનધ્યેય તરીકે કોઈ વસ્તુને સ્વીકારે ત્યારે એ ધ્યેયની સિદ્ધિ માટે આવશ્યક એવાં કેટલાંક તત્ત્વોનો પણ સ્વીકાર કરે છે. એવાં તત્ત્વોના સ્વીકાર વિના એ પોતાના જીવનધ્યેયને વફાદાર રહી શકતો નથી. લેખનકલાને જો માણસ પોતાના જીવનધ્યેય તરીકે સ્વીકારે, તો એણે, એ ટવાને વફાદાર રહેવા માટે આવશ્યક એવાં કેટલાંક તત્ત્વો પણ સ્વીકાર્યે જ છૂટકો છે. એટલે પહેલાં તો લેખકોએ આ વિચાર કરવો ઘટે છે કે એમની પાસે જે વસ્તુ છે—એ વસ્તુને તેઓ કઈ દૃષ્ટિથી જોવા માગે છે? એ વસ્તુ—એટલે કે લખાણ આપવાની શક્તિ—એને એ મૂલ્યવાન માને છે કે એક જીવનપ્રશ્નો ઉપર વેધક દૃષ્ટિથી પ્રકાશ નાખનારા લેખકોનો સમૂહ, એ પ્રજા શરીર માટે ડૉક્ટર અને વકીલની માફક જ આવશ્યક બને છે. સુવ્યવસ્થિત સ્વરાજતંત્રમાં આવો લેખકસમૂહ મેળવવો પડે એટલું જ નહિ એમના જીવનનિર્વાહની યોગ્ય જવાબદારી પણ એણે સ્વીકારવી પડે. આપણાં વર્તમાનપત્રો જ્યારે મુક્ત સ્વતંત્ર વિચારપત્રો થઈ શકશે, ત્યારે આપણા સામાજિક પુનર્રચનાના માર્ગમાં આપણને મોટામાં મોટું બળ આવા લેખક સમૂહમાંથી મળશે. અત્યારે જેવો છે તેવો આપણો વર્તમાનપત્રી લેખક-સમૂહ પ્રજાના વિચારણા પથમાં કાંઈક પણ પ્રકાશ આપે છે અને એ રીતે પોતાના ભાવિ અસ્તિત્વનો પંથનિર્મા

પાસે સભાનપૂર્વક કાંઈક શક્તિ હોવાનો ઉલ્લેખ કરે છે. આ શક્તિને તેઓ પોતાનું જીવનબળ માનતા લાગે છે. આ શક્તિ વિના એમને પોતાની કિંમત એક કોડીની પણ લાગતી નથી. આ શક્તિના આવિર્ભાવ માટે એમણે જીવનની અનેક સુખદ સગવડતાઓનો ભોગ આપ્યાના ઐતિહાસિક ઉલ્લેખો મળે છે. આવો સાહિત્યકારનો જે સમૂહ છે એ સમૂહનો આપણને કાંઈ ખપ પડશે ખરો? એ સમૂહને આપણે વારંવાર શીખામણ આપીએ તો પણ એ પોતાની દૃષ્ટિ તજીને ચાલુ જમાનાની દૃષ્ટિ સાથે પોતાનો પંથ કાપવાનું સ્વીકારશે ખરો? જમાનામાં ટકી ન શકવાને પરિણામે એ ઘસાઈ ભુંસાઈ જશે કે દરેક જમાનામાં પોતાનો અનોખો ધ્વજ પ્રગટાવતો એ ફરી ફરીને જન્મશે અને ફરી ફરીને મરશે? આ વિચાર વિશદ રીતે સમજાય માટે ઉદાહરણ લઈએ. મેક્સીમ ગોર્કી એ નૂતન રશિયાનો પ્રિય લેખક. નૂતન રશિયાએ એને સન્માનિત પણ કર્યો. આ મેક્સીમ ગોર્કીએ જે લખ્યું તે લખાણ સાહિત્યકારનું હોવાથી આપણને આકર્ષે છે કે જમાનાના પ્રચલિત બળોને અનુરૂપ હોવાથી આપણને આકર્ષે છે? અને જમાનાના પ્રચલિત બળોને અનુરૂપ એ છે—એ એના પ્રયત્નનું પરિણામ છે કે એની શ્રદ્ધાનો પરિપાક છે? એટલે કે આ વસ્તુ આ પ્રમાણે મૂકવાથી હું વધારે વ્યાપક બનીશ એવો સભાનપૂર્વક કરાયેલો પ્રીતિવાંછુ યત્ન છે કે પોતાની આસપાસની દુનિયાને જોતાં એના માનસમાં પ્રતિબિંબિત થયેલા દશ્યોને એ લેખિનીમાં ટપકાવ્યા વિના રહી શક્યો નહિ, માટે જન્મ લેવા મથતા એના આંતરિક જીવનવ્યાપારનો એ એક પડછાયો છે? પોતે પોતાની રીતે વિચારેલા—અને પાંગીથી જમાનાને ઘડતા, એવા તેજનો વારસો મેક્સીમ ગોર્કીનો વિરલ ગુણ છે કે જમાનામાંથી જન્મેલો એવો પરિસ્થિતિનો એ બાળક છે? આ પ્રશ્નોને આપણે જો સમતુલનાથી જોઈને વિચારી શકીએ કે મૂલવી શકીએ એમાંથી આપણા લેખકોની ભવિષ્યની સિદ્ધિ અસિદ્ધિનો કાંઈક ઝાંખો ખ્યાલ પણ આવી જશે.

જીવનના જ્વલંત પ્રશ્નોને વિશદ દૃષ્ટિથી છણી શકે એવા લેખકોની આપણે આજે જેટલી જરૂર છે તેટલી ક્યારે ય ન હતી. કારણ કે આજે પ્રજાકીયબળ ઉપર ઉભી થતી સત્તા જન્મ લે છે. એ સત્તાને દૃષ્ટિ આપવાનો ધર્મ વર્તમાનપત્રોનો છે. એ વર્તમાનપત્રોનો પ્રાણ લેખકોના લખાણમાં પડ્યો છે. પોતાના જીવનની ગહન અને અચલ શ્રદ્ધાને વ્યક્ત કરતો સાહિત્યકાર—આ લેખકોમાંથી પ્રગટ થશે કે કેવળ લોકનેતાઓના પ્રાસંગિક વિચારોના પડઘા ઝીલનારો લેખક જ એમાંથી જન્મશે—એના ઉપર આજે સૌ મીટ માંડે: અને બીજા કોને? પોતાની જાતને જ પ્રશ્ન પૂછે કે મારે મેક્સીમ ગોર્કી થવું છે કે સ્ટેલીનના ક્લાર્ક રહેવું છે?

આપણો આજનો પ્રાણપ્રશ્ન તો આ છે: લેખક, સાહિત્યકારને હણી નાખશે કે એ જ સાહિત્યકારને જન્માવશે?

*

# ૧લી એપ્રિલ ૧૯૪૫

ગુલાબદાસ બ્રોકર

વીણા મીઠું એવું ગીત ગુંજતી ગુંજતી ઓરડો સાફ કરી રહી હતી ત્યાં બારણે ટપાલીનો ટકોરો સંભળાયો. ટપાલની બાબતમાં હજી બાળક જેવું જે કૌતુક પોતે સાચવી રાખ્યું હતું તે કૌતુક તેની આંખોમાં ભરાયું અને દોડીને તેણે બારણું ઉઘાડ્યું. ટપાલીએ એક જ પત્ર પોતા સામે ધર્યો, ત્યારે તેણે આતુરતાથી પૂછ્યું:

'મારા નામનો કાગળ નથી ? 'વીણા મહેતા ?'

કચરો કચરાને ઠેકાણે રહ્યો. ઓરડો ઓરડાને ઠેકાણે.

ઘણી બધી વાર સુધી તે એમને એમ બેસી રહી; નિશ્ચલ અને દુ:ખમગ્ન. પછી 'હે ભગવાન' કરી એક દીર્ઘ નિશ્વાસ સાથે તે ઊભી થઇ. અને એ પત્રને જતનપૂર્વક પરબીડિયામાં પાછો મૂક્યો સાચવીને એ પરબીડિયાને ટેબલ ઉપર ચોપડી નીચે દબાવીને મૂક્યું અને જીવને કામમાં ફરી પરોવવા પ્રયત્ન કરવા લાગી.

ઉદ્વેગમાં હતું છતાં એ પત્રનો અક્ષરે અક્ષર વીણાની નજર સામે સ્પષ્ટ રમી રહ્યો:

"તું કહે છે તે પ્રમાણે વીણા બિચારી કેટલી ભલી છે, ભોળી છે, સ્નેહાળ છે ? એને દુભવવાનું તને તો ન જ ગમે, મને પણ ગમતું નથી. પણ, પ્રિયતમ, પ્રેમની આડા એવા ગમા અણગમા ક્યારે ય ટક્યા છે ? ક્યાં યે ટક્યા છે ? નથી રહેવાતું, નાથ, તારા વિના હવે નથી જ રહેવાતું.'

ધીકતી મેળવતા છે તારી જ તારી જ,
હો પ્રિયતમ.'

ગામદેવી મુબઇ, તા ૧ એપ્રિલ ૧૯૪૫.

ક્ષણે ક્ષણે એ પત્રનો શબ્દે શબ્દ યાદ આવતા સળગ વીધાઈ જતા અને અજવાળે બહાર ધસી આવતા મથતા હૈયાની જાણે એની જગ્યાએ જ સ્થિર રાખવા માગતી હોય એ રીતે એક હાથે વીણાએ છલકાવતી આખોને લૂછી નાખી, અને બીજે હાથે ઉર પ્રદેશને દાબી રહી ફરી પાછુ તેણે ઘડિયાળ તરફ જોયુ ઝડપી ગણતરીએ તેને સાબિત કરી આપ્યુ કે આટલા સમયમા તો તે ઓફિસે પહોચી ગયા હોવા જોઈએ 'સારુ થયુ કે આજે એ વહેલા નીકળી ગયા અને પત્ર અહીં આવ્યો નહિતર મને શી ખબર પડત? અને કાગળ તો અહીં આવ્યો છે એટલે પેલી ચીબાવલીને તે 'ટાઢા મા ક્યાથી મળશે? ઓફિસમા જ તેને પકડી પાડુ '

વિચાર આવતા જ વીણા સફાળી બેઠી થઇ ગઈ અને પોતાના કમરાના બાર વાસવાની પણ રાહ જોયા સિવાય તે દોડતી દોડતી દાદર ઊતરી ગઈ નજીકની રેસ્ટોરામાથી તેણે પતિની ઓફિસે ટેલિફોન જોડયો.

તેની છાતી ધડકતી હતી દોડીને આવ્યાથી ચઢી ગયેલો શ્વાસ હજી ઊતર્યો નહોતો આખો આસુ ઢાળી ન દે તેટલા ખાતર તેનો નીચલો હોઠ તેના દાતે બરાબર દાબી રાખ્યો હતો એ સ્થિતિમા જ સામેના ટેલિફોનમાથી શેઠનો જ અવાજ આવ્યો

' હેલ્લો

', હા, જી મિ અનિલ મહેતાને જરા બોલાવો ને તે હાફતા હાફતા બોલી.

' મહેતા તો હજી આવ્યા લાગતા નથી.' જવાબ મળ્યો.

' આવી ગયા હશે, જરા બરાબર જુઓ ને વિનતી કરતી હોય તેમ વીણા બોલી

' અરે હા, મહેતા કયથી આવે? તે તો આજે મોડા આવશે'

' એમ કહી ગયા છે?'

' જી, હા '

' ઠીક ત્યારે ' રડુ રડુ થઈ જતી વીણાએ એક નિશ્વાસ નાખી કહ્યુ પણ ટેલિફોન મૂકી ન દીધો તેની આખોના ખૂણા આસુથી ભરાઇ ગયા

' એમને કંઈ કહેવુ છે?' સામેથી પ્રશ્ન આવ્યો

' હા જુઓને ના, ના, કશુ નથી કહેવુ ' કહી ઝડપથી ટેલિફોનને મૂકી દઇ વીણા પાછી દોડતી દોડતી પોતાના ઘરમા ચાલી ગઈ

ઘરમા પહોચતાજ ખાટલામા પડી તે મોટેથી રડી પડી અવાજ બહાર ન જાય તે ખાતર તેણે ઓશીકામા પોતાના મોને દાબી દીધુ રુદનના આવેગથી તેની આખી કાયા હલમલી ઊઠી

' કેવી બનાવટ? કેવી બનાવટ! કેવી બનાવટ?' આખો વખત તેના મનમા આ જ શબ્દો ઘૂમ્યા કર્યા

અનિલ પેશ્થી આજે વિશેષ કામ હોવાનુ બહાનુ બતાવી વહેલો નીકળી ગયો હતો ઓફિસે તો ગયો જ નહોતો. જવાનો યે મોડો જ હતો બનાવટ સિવાય એને બીજુ શુ કહી શકાય? ગમે ત્યાથી તેણે પેલી મેઘલતાને શોધી કહાડી હશે અને અત્યારે તો પ્રણયના મસ્ત ભાવોની આપ લે કરતા બન્ને કોઈ સુરક્ષિત જગ્યાએ બિરાજ્યા હશે એ ખ્યાલ થાત પડતી જતી અશ્રુધારાને નવા આવેગથી વહાવી મૂકતો

એને એ સ્થિતિમા કેટલા સમય સુધી વીણા પડી રહી! અશ્રુબિન્દુઓ યે સુકાઈ જઈ તેના ગાલ પર ચોટી ગયા અવ્યવસ્થિત બની ગએલી તેની વિચારસરણીમા વ્યવસ્થિત એવો એક વિચાર પરોવાયો

' હુ તો અહીં રડી રડી મરી જાઉ છુ અને એ તો ત્યા પેલી ચીબાવલી સાથે ચમન કરતો હશે.'

' રડે મારી બલા,' કહી પરાણે એક સ્મિત કરી તે ઊભી થઈ એ પળે તેણે અરીસામા જોયુ હોત તો તેને ખ્યાલ આવત કે પેલા રોવા કરતા યે આ હસવુ વધારે રુદનમય હતુ

ચોળાઇ ગયેલા વસ્ત્રોને ખખેરી સરખા કરતી તે કબાટના અરીસા સામે જઈને ઊભી રહી, છૂટી ગયેલો ચોટલો વેણી સ્વરૂપે તેના ખભા ઉપર પથરાઇ ગયો હતો રડી રડીને આખો લાલચોળ બની ગઇ હતી પોપચા સૂજી ગયા હતા ચહેરા ઉપર પથરાઈ ગયેલો નિરાધારીનો, દીનતાનો ભાવ આખી એક દયામય આકૃતિ રજૂ કરતો હતો

વીણા એ આકૃતિ સામે જોઇ રહી સૂજેલા પોપચા, લાલચુમ આખો, ચોળાયેલા વસ્ત્રો અને નિરાધાર દીન લાગતા ચહેરાવાળી હોવા છતા યે, તેનુ હૃદય વેદનાનો ભભકાર હરપળે અનુભવતુ હતુ છતા યે પોતાના રૂપને જોઇને પોતે રાચવાની લેશમાત્ર ઇચ્છા વિના પોતે અરીસા પાસે ગઈ હતી એ જાણતી હોવા છતા યે વીણાને એ આકૃતિ સુદર લાગી એ સૌંદર્યનુ દર્શન તેના ચહેરા ઉપર એક રમણીય સ્મિત મૂકી ગયુ—આખોએ આકૃતિને મધુર રચના અર્પેણ

બે પાચ પળ તો એ સ્મિતમડિત સૌંદર્યને વીણા નિર્નિમેષ ભાવે જોઈ રહી—હુ રૂપાળી તો છુ જ તે પોતાને કહી રહી એ ભાનનો આનદ પણ તેના ચહેરા ઉપર પણ બે પળ ચમકી ગયા—પણ તરત જ ' તો યે પેલી સાથે એ પ્રેમ કરવા ગયો?' એ વિચારે એના આનદને હરી લીધો મનમા સ્પર્ધા પણ જાગી ઊઠી ' એ મારા કરતા યે વધારે રૂપાળી હશે?'

ફરી પાછુ અરીસામા તેણે પોતાના સૌંદર્યનુ પ્રતિબિબ ઝીલ્યુ પણ આ વખતે તેનો સતોષ એ રૂપાળી હોય કે ન હોય તો યે મને શો ફાયદો? મારા કરતા એને તો એ વિશેષ ગમી ગઈને? એ વિચારે હરી લીધો ફરી તેની આખમા પાણી ભરાઈ આવ્યા ફરી પાછી ખાટલામા જઈ તે આડી પડી

અનેક વાર પોતાના સૌંદર્યથી મુગ્ધ બની ગયેલા, વીણા તુ અદ્ભુત સુદર છે હો એમ ભાવપૂર્વક કહી જાણે કોઈ

ચિત્રનાં સૌંદર્યને બારીકાઈથી તપાસી તપાસી પોતાનું કરી લેવા માગતો હોય એવી નજરથી પોતાની કાયા તરફ નીરખી રહેલા પતિને, એના શબ્દોને, એના હાવભાવને એના પ્રણય પરિરંભોને વારાફરતી યાદ કરી રહેલી વીણા અનેક વિધવિધ ભાવોનો અનુભવ કરતી, ઘડીમાં રડતી તો ઘડીમાં પાછાં આંસુ લૂછી સ્વસ્થ બની, જૂના આનંદોના સ્મરણમાં લીન બની જતી. કલાકો પસાર કરી રહી. ન તેને કશું કામ કરવાનું સૂઝ્યું ન કંઇ કાજ. દૂધવાળો ચા પાણી માટે બપોરે દૂધ દઇ ગયો એ પણ એણે યંત્રવત્ લઇ લીધું અને ગરમ પણ કર્યા સિવાય એમને એમ એને ખાટલા આગળ મૂકી દીધું. ચા પીવાનો કે સાંજ પડયે બજારમાં જઈ શાકભાજી લઈ આવવાનો પણ તેને વિચાર ન આવ્યો.

એમ ને એમ સાંજ પડી. રસોઈનો સમય થયો હવે ઊઠયા વિના છૂટકો નહોતો સવારે વહેલો પતિ ભૂખ્યો થઈ ઘેર આવે ત્યારે ખાવાનું યે તૈયાર ન કરી રાખે તો પોતે કેવી કહેવાય એ વિચારે એ ત્વરાથી ઊઠી મોં ધોવા ગઈ ત્યાં જ વિચાર આવ્યો કે એની પેલી સખીએ એને ખૂબ ખવાડયું હશે. પાછી જઇને પડી રહું, પણ એ વિચાર આવ્યો તેવો જ ચાલ્યો ગયો. ઘેર આવતાં જ તૈયાર ભાણા પર બેસનાર પતિને ખાવાની રાહ જોવડાવવાનો વિચાર આવતા બદલ પણ તેને દુઃખ થયું. મોં ધોઇ કપડાં બદલી વિચારમાં ઘુમઘુમ બનેલી વીણાએ જેમ તેમ રસોઇ કરી નાખી.

રસોઈમાંથી પરવારી આળસ મરડી જેવી તે રસોડામાંથી બહાર નીકળતી હતી ત્યાં જ અનિલે ઘરમાં પ્રવેશ કર્યો.

તેને મળવા ધસી આવતા પતિ સાથે રસોડાના બારણા પાસે અટકાતાં અટકાતાં વીણા માંડ બચી ગઈ. પણ પેલાએ એને પકડી લીધી.

"આ સાડીમાં કેટલી સુંદર લાગે છે તું, વીણા ?"

વીણાને આ વાક્ય વીંછીના ડંશ જેવું લાગ્યું. એ ડંશ સહન ન થતો હોય તેમ પતિના હાથમાં તે કંપી ઊઠી. ફટ દઈને કહી દેવાનું મન થયું: "તને મેં મારું આખું હૃદય આપીને ચાહ્યો એ યે તને ઓછું પડયું તો ભલે, પણ હવે નાહકનો દંભ કરી મને બળેલીને બાળે છે શા માટે, ઘવાયેલીના ઘામાં મીઠું શા માટે ભભરાવે છે?' પણ પહેલાં તેને શાંતિથી જમવા દેવો, જે કંઈ કહેવું હોય તે જમી રહ્યા પછી જ કહેવું એવો કલાક પહેલાં પોતે કરેલો નિશ્ચય તેને યાદ આવ્યો અને નયન નીચાં ઢાળી દઈ, તેની સામે એક સ્મિત પણ કર્યા સિવાયઃ

'હવે જમવું છે કે આમ તોફાન જ કરવું છે?' એમ બોલી પતિના હાથમાંથી તે બળપૂર્વક છટકી ગઈ

છૂટી થતા જ વીણાએ કોઈ નાગપાશમાંથી છૂટી હોય એવી રાહત અનુભવી હમેશાં, ગઇ કાલે જ, અને સવારે જ એ બાહુપાશમાં પોતાને સ્વર્ગ મળતું હોય એવા આનંદથી એમાંથી પતિ છૂટી કરે તો યે પળ બે પળ પોતે વધારે લપાઈ રહેતી તે વીણાને યાદ આવ્યું અને તેની આંખો ફરીથી ભીની થશે તેમ તેને લાગ્યું. પ્રેમ, સંવનન, લગ્ન, અન્યોન્ય વચનોની આપલે વર્ષોનો ઇતિહાસ ભાણાં પીરસતાં પીરસતાં તેના નયનો સમક્ષ તરવરી રહ્યો. અર્ધી પીરસેલી થાળી છોડી એ ઇતિહાસની આંસુ ચૂકાવા એ ક્ષણ તે બાથરૂમમાં જઈ આવી અને પછી

'મને આજે ભૂખ નથી, મોડેથી રુચિ થશે તો જમીશ" કહી પતિને એકલાને જમવા બેસાડયો.

જાણે કશું જ ન બન્યું હોય, પોતે, વીણા, આખી દુનિયા એની એ હોય એવી રીતે જમી આવ્યા પછી ઓપા

"શું જોઈ રહી છો, મૂર્ખી?"

વીણાએ હસીને કહ્યું "ઘણું બધું" અને પછી જાણે ઓચિંતુ જ યાદ આવ્યું હોય તેમ પોતાના હાથ સુધી પહોંચી ગયેલા તેના હાથને હડસેલતાં બોલી.

"હા સાચે, એતો ભૂલી જ ગઈ આજે તારો એક કાગળ આવ્યો છે"

"કોનો છે?" આતુરતાથી પત્ર માટે હાથ લંબાવતા અનિલ બોલ્યો.

વીણા તો જોઇ જ રહી તેને હતું કે પત્રનું નામ પાડતાં અનિલ જરા ઝંખવાઈ જશે, જરા મુંઝાઈ જશે પણ એતો જાણે કશું ન હોય તેમ હાથ લંબાવી પત્રની રાહ જોઇ રહ્યો હતો.

"આવું કરનારાએ, એવા પાકા થવું જ જોઇએ"

વીણાને થયું. નહિતર અત્યારતાં જ આટઆટલો પ્રેમનો દંભ એ કરી શક્યો હશે?

પત્રને વીણાએ પતિના હાથમાં અર્પ્યો. ફૂટેલું પરબીડિયું જોઈ તેમાંથી પત્ર કાઢતાં કાઢતાં તેણે ફરી પૂછ્યું:

"તેં તો વાંચ્યો લાગે છે કોનો છે?"

"મને શી ખબર નહિ વાંચવાનો હોય! મેં તો મારે દમેશની જેમ ફોડી નાખ્યો." વીણાએ કહ્યું.

"કોણ કહે છે, ગાંડી, કે તેં શા માટે ફોડયો?" પત્રની ઘડી ઉકેલતાં પતિ બોલ્યોઃ "કેમ આમ આડું બોલે છે?"

વીણા કશું ન બોલી, પણ પત્ર વાંચતા પતિના મુખ સામે બારીકાઈથી જોઈ રહી. પતિએ પત્રના અપરિચિત અક્ષરો જોયા અને પોતને ઉદ્દેશીને લખેલું સંબોધન જોયું કે તે ચમક્યો. પત્રને પાછળ ફેરવી તેણે લખનારની સહી જોઈને વિશેષ ચમક્યો. વીણા સામે જોઇ તે બોલ્યોઃ

પત્ર વાચતા વાચતા અનિલના ચહેરા ઉપર ઉપહાસ, ક્રોધ, તિરસ્કાર, ચીડ વગેરેના ફેરવાતા જતા ભાવ વીણા જોઈ રહી વાંચી રહ્યા પછી વીણા સામે જોઇ તેણે પૂછ્યું

'કોણે લખ્યું હશે આ, વીણા?

"મને શી ખબર પડે? હું કંઈ એ મેઘલતાને ઓળખું છું?'

'તે હું યે ક્યાં ઓળખું છું, મૂરખ?' અનિલ હસી પડ્યો

"એ તું જાણે.' વીણા બોલી.

"હું શું જાણું ને તું યે શું જાણે?' અનિલ બોલ્યો ફરી પાછો પત્ર સામે જોઈ તેને આડાઅવળો ફેરવતા ફેરવતા તેણે કહ્યું

"કોઈએ મશ્કરી કરી લાગે છે, નહિ?'

"આવી મશ્કરી કરવા કોણ નવરું બેઠું છે?' વીણાએ ગુસ્સાથી કહ્યું

"ત્યારે શું ખરેખર કોઈ મારા પ્રેમમા પડ્યું છે?" અનિલે મશ્કરીનો અવાજ ચાલુ રાખ્યો

"પડ્યું હોય તો ય મારે શું?' વીણાનો ગુસ્સો વધ્યો

"કેમ તારે શું એટલે? અનિલે આશ્ચર્યથી પૂછ્યું

"મારે શું એટલે મારે શું?' વીણા ઊભી થઈ ગઇ 'જે માણસને મારા પોતાથી યે વધારે ચાહતી હોય, જે માણસ હંમેશા, "હું તને ચાહું છું, ચાહું છું, ચાહું છું" એમ મન કહી કહીને મારું હૃદય પોતાના શબ્દ ઉપર નચાવતો હોય એ માણસને આવા છૂપા પ્રેમ પ્રયોગો કરવા હોય તો પછી એ ભલે તેની સાથે કરે, એ મેઘલતા હોય કે પુષ્પલતા હોય એમા મારે શું? હવે સમજ્યો?" એની આંખોમા ઝળઝળિયા ભરાઇ આવ્યા

"હું કશું ન સમજ્યો," અનિલે ઝંખવાણા બનીને કહ્યું, 'એટલે શું તું આ બધું સાચું માને છે, વીણા?"

વીણા તેની નજીક આવી તેની આંખોમા આંખ મિલાવી તેણે કહ્યું

"હવે આ નાટક કરવું રહેવા દેને, અનિલ, હું બધું જ સમજી ગઈ છું આપો હિંમત ને" જરા ડૂસકાં ભરી "હું તો એમ સમજતી હતી કે આપણા જેવું પ્રેમી જોડું આખી દુનિયામા ક્યાંયે નહિ હોય" પછી કપાળે ત્રણવાર હાથ અફાળી ને ત્રણવાર બોલી "મૂર્ખી, મૂર્ખી, મૂર્ખી"

અને બન્ને હાથોથી પોતાનું મો છુપાવી દઇ તે ખાટલા ઉપર બેસી પડી ઉભરાઈ આવતા ડૂસકાંથી તેની આખી કાયા હલી ઊઠી

અનિલ તેની પાસે જઈ તેનું મો ઊંચું કરવા ગયો હાથના એક ઝપાટાથી જ વીણાએ તેને દૂર રાખ્યો

"મને તારો હાથ ના અડાડીશ" તે રોતા રોતા માંડ માંડ બોલી શકી.

અવાચક બની ગયો હોય તેમ અનિલ મૂંગો મૂંગો તેની બાજુમા ઊભો રહ્યો

કલાક બે કલાક આને આ માથાફોડમા વીતી ગયા. હજાર વાતે પણ વીણાને સમજાવવામા નિષ્ફળ નીવડેલ અનિલ અંતે પોતાના હાથમા એ કાગળના ટુકડાને આમતેમ ફેરવતો એક ખુરશી ઉપર ચિંતાયુક્ત ચહેરે બેસી ગયો. વીણા ખાટલાના દીવાલને સ્પર્શતા ખૂણામા ગૂંચળુંવાળી, બન્ને પગોમા પોતાનું માથું સંતાડી બેસી ગઇ નિઃશબ્દ ઓરડો બે હૈયાના ધબકારા ગણી રહ્યો

"કેમ અનિલ, વીણા બહેન, શું કરો છો?' હસતા હસતા, નિઃશબ્દતાને શબ્દમય કરી મૂકતો દાખલ થયેલો અરુણ ઓરડાની અધવચ્ચે જ થંભી ગયો પળ વાર તો એ એકથી બીજા તરફ જોતો સ્તબ્ધ ઊભો રહ્યો પછી હસતા હસતા બોલ્યો.

"કેવું આદર્શ જોડું પ્રભુએ રચ્યું છે? અહીં ભાઈ ચિન્તનમા ડૂબી ગયા છે અને બાઈ પણ તેના ચિન્તનમા જરા પણ વિક્ષેપ ન નાખતા પોતાનું અનેરું ચિન્તન કરી રહ્યા છે"

"જીવનની એવી તે કઈ સમસ્યા ઉકેલી રહ્યા છો, મહાનુભાવો?" તેણે બનેને એકી સાથે પૂછ્યું.

અરુણભાઈ આવતા હરહંમેશ હસી ઊઠી એનું સ્વાગત કરતી વીણાએ બન્ને પગ વચ્ચેથી માથું ઊંચું કરી એની સામે સ્મિત તો શું તેની રેખાયે વિનાનું પોતાનું મુખ ફેરવ્યું ફિક્કા એવા, માંદલા એવા સ્મિત માત્રથી અનિલે પોતાના પ્રિય મિત્રને સત્કાર્યો

અરુણને કશા ગંભીર અનિષ્ટની શંકા આવી અનિલની બાજુ એક ખુરશી ખેંચી બેસતા બેસતા જ તે ભાવપૂર્વક બોલ્યો.

"શું થયું છે, અનિલ? તમે બન્ને આવા કેમ બની ગયા છો? કંઈ સમાચાર આવ્યા છે?"

અનિલે કશું બોલ્યા વિના પોતાના હાથમાનો પત્ર અરુણના હાથમાં મૂકી દીધો.

પત્ર વાચતો ગયો તેમ અરુણના ચહેરા ઉપર હાસ્ય પ્રસરતું ગયું "શાબાશ, રે, અનિલ," તું યે ચગ્યો લાગે છે" તે હસતો હસતો બોલ્યો

"મશ્કરીનો આ સમય નથી, અરુણ", અનિલે જરા ગુસ્સાથી કહ્યું "વીણા સામે તું જોતો નથી?'

અરુણ ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો, 'એમની સામે શું જોઉં? રોજ માથે આવે તે કોને ગમે? અને એ પણ કેવી? મેઘલતા!" અક્ષરે અક્ષર છૂટો પાડીને અરુણે મેઘલતાનું નામ લીધું

વીણા છેક હવે બોલી

"તમને હસવું આવે છે, અરુણભાઈ, પણ મારો જીવ નીકળી જાય છે હવે આ તમારા મિત્રને પરમ પવિત્ર ગણતા હતા. અમારા બન્નેનો 'પ્રેમ જોઈ હને તમને અમારી ઈર્ષ્યા આવે છે' એમ કહેતા હતા!" તેનો અવાજ ભારે બની ગયો.

"મૂરખ જ છે ને" અનિલ જરા ચિડાઈ બોલ્યો "આ અરુણ કંઈ માનતો નથી ને કરવું કાંઈ છે તો યે નથી સમજતી" તેણે એક નિઃશ્વાસ નાખ્યો પછી અરુણ તરફ ફરીને કહ્યું

"મને તો કોઈએ મશ્કરી કરી હોય તેમ લાગે છે."

"આવી મશ્કરી તે કોણ કરે, અરુણભાઈ? ક્યારના મશ્કરી મશ્કરી કરી મારો જીવ લઈ ગયા છે." વીણા હવે ફરી રડી પડી. "ક્યારની તમારી રાહ જોતી'તી, તમને વિનંતિ કરવા કે આને સમજાવો કે એને જે કરવું હોય તે ભલે કરે પણ આવો દંભ કરીને મને વધારે છેતરે નહિ"

"અનિલ, શું તું યે બિચારીને હેરાન કરે છે?" અરુણે મશ્કરી જ ચાલુ રાખી. "આવાં આવાં લફરાં ક્યાંથી ઊભાં કરે છે?

"એટલા પાકા છે કે એના હાથમાં કાગળ મૂક્યો તો યે જાણે કંઈ જાણતા જ ન હોય ને?" વીણા વચ્ચે જ બોલી ઊઠી.

થોડો વધુ સમય અરુણે મશ્કરી કરવાનું ચાલુ રાખ્યું પણ એ જોઈ શક્યો કે દર પળે મામલો વધારે ગંભીર સ્વરૂપ પકડતો જતો હતો. વીણા વધુ ને વધુ ઉશ્કેરાતી જતી હતી. અનિલ વધુ ને વધુ નિસ્તેજ ગ્લાનિમય, વિષાદપૂર્ણ બનતો જતો હતો. હવે આ નાટક પૂરું કરવું જોઈએ નહિ તો હાસ્યમાં પરિણામ આણવા ધારેલું નાટક ક્યાંક કરુણ અંતમાં જ પરિણમે તેણે ગંભીર બની ગયો હોય એવો દેખાવ કરી કહ્યું.

"હું આ મેખલાને ઓળખું છું!" અનિલ ગુસ્સાથી ઊભો થઈ ગયો. અરુણ સામે ફરી તેણે કહ્યું:

"આ બાબતની મશ્કરી જો તેં એક મિનિટ પણ વધારે ચાલુ રાખી તો હું તારી સાથે જિંદગીભર બોલીશ જ નહિ"

વીણા પણ પોતાની જગ્યાએથી ઊઠી આવી અનિલની ખાલી પડેલી ખુરશી ઉપર બેસી જતાં બોલી.

"ખરેખર, અરુણભાઈ? તે છતાં તમે મને અનિલ જેવો કોઈ પતિ ન હોય, કોઈ પ્રેમી ન હોય એમ કહીને બેસાડી રાખીને?"

બન્નેમાંથી એકેને ન સમજાયું હોય તેમ અરુણે આગળ ચલાવ્યું.

"મારી ખોલીની બાજુમાં એના મામા રહે છે તેને ત્યાં રજાઓ ગાળવા તે આવેલી. તેનું નામ રમા છે. અને તે કાઠીઆવાડમાં રહે છે અને..." એ પળ મૂંગો રહી જઈ પોતાની જ સામે તાકી રહેલાં પતિપત્ની સામે જોઈ રહી, ખડખડાટ હસી પડતાં તે બોલ્યો: "અને આજે એપ્રિલની પહેલી તારીખ છે."

"સીધું બોલોને બોલવું હોય તો" વીણાએ તેનો હાથ દબાવી નાખતાં કહ્યું: "કંઈ ન સમજાય તેવું શું બોલી જાઓ છો?"

અનિલ કશું બોલ્યા સિવાય તેની સામે તાકી રહ્યો.

"એમાં શું સમજવા જેવું છે?" અરુણ હસતાં હસતાં બોલ્યો: "આજે એપ્રિલની પહેલી તારીખ છે તે નથી સમજતાં? આમ બાળકોની જેમ લડવા બેઠાં છો તે?"

અનિલનો તંગ બની ગયેલો ચહેરો જરા સ્વસ્થ બન્યો. તેના ચહેરા ઉપર એકાદ નાનું સ્મિત પણ ફરકી ગયું. વીણા તો તંગ જ રહી:

"બધી વાતની મશ્કરી ન હોય, અરુણભાઈ" વીણા બોલી: "ને એપ્રિલની પહેલી આજે હોય એટલે તમે યે મને મૂર્ખ બનાવશો? એ મેખલા કોણ છે એ તો કહેતા જ નથી. અને ન સમજાય એવી આડીઅવળી વાતો કર્યે રાખો છો" પછી ગુસ્સો કરી: 'જહન્નમમાં જાઈ એ જે હોય તે મેં તો એમને પણ કહી રાખ્યું છે કે મારે એ કોણ છે એ જાણવું યે નથી ને જોવું યે નથી.'

વીણા ત્યાંથી ઝડપભેર ઊઠી ફરી પાછી ખાટલા ઉપર ધબ દઈને બેસી ગઈ. બન્ને પત્રોમાં ફરી પાછું તેણે પોતાનું માથું દાબી દીધું.

અરુણે ધાર્યું હતું તે કરતાં પ્રસંગ વધારે ગંભીર બની ગયો તે પોતે પણ ગંભીર બની ગયો. ખાટલા પાસે જઈ વીણાની છેક નજીક બેસતાં તે કહેવા

'શું તમે યે વીણાબહેન આની વાતને મોટું રૂપ આપો છો? હું આટલું કહું છું તો યે નથી સમજતાં કે આ મશ્કરી મેં જ કરી હતી?'

વીણાએ માથું ઊંચું ન કર્યું. અનિલે પૂછ્યું.

'ખરેખર?'

'નહિ તો? અને એટલે તો અત્યારે એનું પરિણામ જોવા આવ્યો. મને તો હતું કે આવા પત્ર ઉપર તમે બન્ને ખોટેખોટું થોડું લડી હું આવીશ. ત્યાં હસતાં હસતાં મને એની વાત કરશો,'

'તમે તો અનિલ કરતાં યે હોશિયાર લાગો છો, અરુણભાઈ' માથું દાબેલું જ રાખી રોતી હોય એવા અવાજે વીણા બોલી.

"ખરું કહું છું, વીણાબહેન." અરુણ હવે પૂરેપૂરો ગંભીર બની ગયો. "મારી બાજુમાં જે ભાઈ રહે છે એની કાઠિયાવાડમાં ભણતી અઢાર ઓગણીસ વર્ષની ભાણેજ રમા રજાઓ ગાળવા એને ઘેર આવી હતી. એની કૉલેજમાં ભણતા એક છોકરાને એના મિત્રોએ કોઈ છોકરીને નામે પ્રેમપત્રો લખી ઠેઠ બનાવ્યો હતો, અને છેવટે એપ્રિલને દિવસે આખો ભેદ ખૂલ્લો કરી તેને ઠીકઠીક હેરાન હેરાન કરી મૂક્યો હતો, તેની વાત તેણે અમને કરી ને મને પણ તમારી મશ્કરી કરવાનું મન થયું. એ કાલે ગઈ, એની પહેલાં મેં કરવા ધારેલી મશ્કરીની વાત મેં એને કરી. અક્ષર ન ઓળખાય એવા હોવા જોઈએ તેથી અમે નવેસરથી ઘસી ઘડી કાઢેલો પત્ર તેણે પોતાના અક્ષરોમાં લખી નાખ્યો. આજે સવારે ટપાલ નીકળતાં પહેલાં મેં એ પત્ર અહીં નજીકની જ પોસ્ટઑફિસમાં નાખી દીધો. અનિલ, તેં મને વાત નહોતી કરી કે અમુક પરાકને મળવાનું તેં પહેલી તારીખે નક્કી કર્યું છે? મને ખબર હતી એટલે પત્ર ઘેર આવતાં હું તો ઘેર નહિ જ હો, એની મને ખાતરી હતી વીણા બહેન એ પત્ર વાંચી મુંઝાશે, ગભરાશે ને વિચારમાં પે પડી જશે એ પણ મને ખાતરી હતી.

(અનુસંધાન પૃષ્ઠ ૮૫૪)

# विज्ञान-दर्शन

[ વિજ્ઞાનના વિવિધ પ્રશ્નોને લોકભોગ્ય ભાષામાં રજુ કરતો આ 'વિજ્ઞાન દર્શન' વિભાગ જેટલા ઉપયોગી છે, એટલો જ રસપ્રદ અને અભ્યસનીય એ આપણા માટે છે, વિજ્ઞાનની જુદીજુદી શાખાઓને લગતી આવી વિશદ માહિતી વાચકોને વિજ્ઞાન પ્રત્યે રુચિ પેદા કરનારી બનશે. આપણે વિજ્ઞાનયુગમાં જીવીએ છીએ એ જણાવવાની જરૂર ભાગ્યે જ રહે છે —સંપાદક]

## રોયલ ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સ, મુંબઈ

વિજ્ઞાન આજે અભ્યાસના અનેક વિષયોમાંનો એક માત્ર વિષય જ રહ્યું નથી વૈજ્ઞાનિક સંશોધનો દ્વારા ઉપસ્થિત થયેલી શોધોની જનતાના જીવન પર અસર થાય છે. સંશોધન અર્થે જગતના પ્રગતિમાન દેશોમાં મોટી મોટી સંસ્થાઓ ઉઘાડી તેની પાછળ લાખો રૂપિયા ખર્ચાય છે. હિંદમાં આવી ગણીગાંઠી સંસ્થાઓમાં મુંબઈની રૉયલ ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સ એક છે. ૧૯૨૦માં સ્થપાયેલી આ સંસ્થાને પચ્ચીસ વર્ષ પૂરાં થયા છે. તેના રજત મહોત્સવની ઊજવણી પ્રસંગે તેનો ઇતિહાસ અને કાર્યનો ઉલ્લેખ અસ્થાને નહીં ગણાય.

૧૯મી સદીમાં હિંદમા વૈજ્ઞાનિક શિક્ષણ અને સંશોધન પ્રત્યે ખાસ ધ્યાન અપાતું નહોતું. ઉચ્ચ શિક્ષણ ખાસ કરીને સાહિત્ય, કાયદા વગેરે વિષયોમા અપાતુ. વીસમી સદીની શરૂઆતમા આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય અને જગદીશચંદ્ર બોઝે પોતાના સંશોધનોથી જગતના વૈજ્ઞાનિકોની દૃષ્ટિ હિંદ તરફ ખેંચી; હિંદમાં વૈજ્ઞાનિક શિક્ષણ અને સંશોધનને વેગ આપ્યો.

દાનવીર જમશેદજી નસરવાનજી તાતાએ પશ્ચિમના દેશોમાં થયેલી વૈજ્ઞાનિક પ્રગતિ અને તેથી તે દેશોને થયેલા લાભોનું અવલોકન કર્યું અને હિંદમાં વૈજ્ઞાનિક સંશોધન માટે કાંઈક કરવાની તેમને અગત્ય જણાઈ. તેમણે સંશોધન અર્થે એક મોટી સંસ્થા સ્થાપવાનો નિર્ણય કર્યો અને ઇંગ્લાંડના વિખ્યાત વૈજ્ઞાનિક સર વિલિયમ રામ્સેને સલાહ આપવા હિંદ બોલાવ્યા પરિણામે બેંગ્લોરમાં ઇન્ડીયન ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સ સ્થપાયું.

મુંબઈ પ્રાંતમાં પણ આવી એક સંસ્થા સ્થાપવાની જરૂર ઘણાને લાગી હતી પ્રાંતના અનેક વૈજ્ઞાનિક પ્રશ્નોના ઉકેલ અર્થે આવી સંસ્થા આવશ્યક છે એમ મુંબઈ યુનિવર્સિટીના ૧૯૦૩ના પદવીદાન સમારંભ પ્રસંગે વાઇસ-ચાન્સેલર ડૉ. મેકીખને ભારપૂર્વક જણાવ્યું હતું. મુંબઈ સરકારને વિખ્યાત વિજ્ઞાની ડૉ. ટ્રેવર્સે એક પત્ર લખી મુંબઈમાં વિજ્ઞાન-શિક્ષણ અને સંશોધન માટે એક સંસ્થા સ્થાપવાની સૂચના કરી હતી. તે વખતના મુંબઈના ગવર્નર સર જ્યોર્જ ક્લાર્કે (પાછળથી લોર્ડ સીડેનહામ) આ વિષયમાં ખૂબ રસ લઈ આવી સંસ્થા કાઢવા માટે ફંડ મેળવવા અપીલ કરી. મુંબઈના ધનાઢ્ય શહેરીઓએ તે વિનંતિનો સુંદર જવાબ આપ્યો, અને રૂ. ૨૫ લાખ સંસ્થા માટે અને રૂ. ૪॥ લાખ એક સભાગૃહ બાંધવા માટે એકઠા થયા.

સર ચીનુભાઈ માધવલાલે પણ અમદાવાદમાં આવી સંસ્થા માટે મોટી રકમ આપી હતી. પરિણામે ગુજરાત કૉલેજ સાથે સંકળાયેલ માધવલાલ રણછોડલાલ સાયન્સ ઇન્સ્ટીટ્યુટ અસ્તિત્વમાં આવ્યું હતું.

રૉયલ ઇન્સ્ટીટ્યુટનો પાયો ૧૯૧૧માં નાખવામાં આવ્યો હતો અને ૧૯૧૫માં મકાન તૈયાર થયું હતું ઇંગ્લાંડના રાજાની હિંદની મુસાફરી દરમિયાન તેમણે આ સંસ્થાની આગળ "રૉયલ" શબ્દ લગાડવાની દરખાસ્તને સંમતિ આપી હતી એટલે સંસ્થાનું નામ 'રૉયલ ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સ' થયું; અને સભાગૃહનું નામ સર કાવસજી જહાંગીર પબ્લીક હૉલ રાખવામાં આવ્યું. સંસ્થાનું વિશાળ મકાન અને સભાગૃહ મુંબઈની ભવ્ય ઇમારતોમાંનું એક છે.

૧૯૧૪-૧૮ની લડાઈને લીધે સંસ્થાનું કામ શરૂ ન થઈ શક્યું. ૧૯૨૦માં મકાનનો મોટો ભાગ શિક્ષણ ખાતાને સોંપાયો. એલ્ફીન્સ્ટન કૉલેજનું વિજ્ઞાનખાતું ત્યાં ફેરવવામાં આવ્યું. અને સને ૧૯૨૧થી શિક્ષણ કાર્ય શરૂ થયું.

આ સંસ્થાનાં ત્રણ ધ્યેયો રાખવામાં આવ્યા હતા:

૧. જાહેર વ્યાખ્યાનો દ્વારા જનતાને વિજ્ઞાનમાં રસ લેતી કરવી.

૨. 'અંડર ગ્રેજ્યુએટો'ને વિજ્ઞાનના વિષયો શીખવવા અને વૈજ્ઞાનિક સંશોધન અર્થે અગત્યની કેળવણી આપવી તેમજ તે અંગે તેમની વિચારશક્તિ અને કાર્યશક્તિ કેળવવી

★ માનવજીવનના ઘડતરમાં વિજ્ઞાને સારો એવો ભાગ ભજવ્યો છે. અને ભવિષ્યમાં પણ આથી વિશેષ ભાગ ભજવશે. ઔદ્યોગિક ખેતીવાડી, સાંસ્કૃતિક પ્રગતિ તેમજ રાષ્ટ્રીય સંરક્ષણનો આધાર વિજ્ઞાન પર છે. આથી વૈજ્ઞાનિક શોધખોળ એ રાજ્યની આવશ્યક મૂળભૂત બાબત છે, એટલે તેની વ્યવસ્થા અને ઉત્તેજન વિસ્તૃત પાયા પર થવું જોઈએ. ★

(કોંગ્રેસ-ચુંટણીના કલકત્તાના ઢંઢેરામાંથી)

૩. બીજી કોલેજોના અધ્યાપકો અને સ્નાતકોને વૈજ્ઞાનિક સંશોધન કરવા માટે પુસ્તકો, સામગ્રી વગેરે જોઈતાં સાધનો પૂરાં પાડવાં અને ઔદ્યોગિક વિષયો પર સંશોધન કરી ઉદ્યોગોને મદદ કરવી.

૧૯૨૨માં મુંબઈ યુનિવર્સિટીની સેનેટે એક ઠરાવ દ્વારા સરકારને જણાવ્યું કે રોયલ ઈન્સ્ટીટ્યુટ અનુસ્નાતક શિક્ષણ સંસ્થા રાખવી કે જ્યાં વૈજ્ઞાનિક સંશોધન થઈ શકે. ઉપરાંત જેમને ડીગ્રી માટે નહીં પણ આવડત અને શોખને ખાતર વૈજ્ઞાનિક સંશોધન કરવું હોય તેમને પણ ત્યાં તેવી સગવડ આપવી. સરકારે જવાબમાં જણાવ્યું કે આ સંસ્થા 'અંડર ગ્રેજ્યુએટ' શિક્ષણ તેમજ અનુસ્નાતક સંશોધન એ બંને કાર્ય કરશે, જો અંડર-ગ્રેજ્યુએટ શિક્ષણને લીધે અનુસ્નાતક કાર્યમાં અડચણો ઊભી થશે તો 'અંડર ગ્રેજ્યુએટ' શિક્ષણ તેટલે અંશે બંધ કરવામાં આવશે. ૧૯૨૬માં મુંબઈ યુનિવર્સિટીએ ઈન્સ્ટીટ્યુટને માન્ય કર્યું હતું ત્યાં સુધી ઈન્સ્ટીટ્યુટના વિદ્યાર્થીઓ એલ્ફીન્સ્ટન કોલેજમાંથી પરીક્ષાઓમાં બેસતા. ૧૯૩૭થી સંસ્થાના વધતા જતા અનુસ્નાતક કાર્યને લીધે અંડર ગ્રેજ્યુએટનાં પહેલાં બે વર્ગો એલ્ફીન્સ્ટન કોલેજમાં લઈ જવામાં આવ્યા છે.

ઈન્સ્ટીટ્યુટે પ્રાંતની શિક્ષણ સંસ્થાઓને અને ઉદ્યોગોને ભૌતિકવિજ્ઞાન, રસાયણ, ગણિત અને જીવવિજ્ઞાનમાં ઉચ્ચ વૈજ્ઞાનિક શિક્ષણ અને કેળવણી પામેલા પદવીધરો—એમ. એસસી. અને પી.એચ. ડી. પૂરા પાડ્યા છે.

અત્યારસુધીમાં લગભગ ૫૫૦ ઉપરાંત સંશોધનના પ્રકાશનો હિંદ તેમજ પરદેશના સંશોધન સામયિકોમાં આ સંસ્થામાંથી બહાર પડ્યાં છે.

સંસ્થાનું પુસ્તકાલય મુંબઈ પ્રાંતમાં વિજ્ઞાનના વિષયોને લગતાં પુસ્તકો તેમજ સામયિકો માટે એક સારામાં સારું પુસ્તકાલય છે.

ગુજરાત રેલફંડ, મુંબઈ હૉસ્પીટાલો અને બીજાં એવાં પરોપકારી ફંડો માટે, સંસ્થાએ વિજ્ઞાન-પ્રદર્શનો ભર્યાં છે અને સારો એવો ફાળો એકઠો કરી આપ્યો છે.

રોયલ ઈન્સ્ટીટ્યુટનો રજત મહોત્સવ ૧૯૪૫ના નવેમ્બરની ૧૫ મીથી ૨૨ સુધી ઊજવવામાં આવ્યો હતો. તે પ્રસંગે એક મોટું વિજ્ઞાન પ્રદર્શન ભરવામાં આવ્યું હતું અને હિંદના જાણીતા વિજ્ઞાનીઓને તે પ્રસંગે આમંત્રી જાહેર વ્યાખ્યાનો ગોઠવાયાં હતાં. આ પ્રસંગની વિશેષ માહિતી આવતા અંકમાં આવશે.

[ રોયલ ઈન્સ્ટીટ્યુટના ડૉ. સુરેશ શેઠનાએ પૂરી પાડેલ માહિતીના આધારે ]

❈

## યુદ્ધ અને માનવીનું ભાવિ

ગુજરાત કોલેજ સાપ્તાહિક એસોસિયેશનની આ વર્ષની પ્રારંભિક સભામાં પ્રીન્સીપાલ એન. એલ. અહમદે આપેલ ભાષણમાંથી અગત્યના મુદ્દાનો સારભાગ અહીં આપ્યો છે:

'હંમેશાં બનતુ આવ્યું છે કે યુદ્ધ વૈજ્ઞાનિક શોધખોળને વેગ આપે છે. આમાંની કેટલીક માનવીના જીવનમાં હિતકારી નીવડે છે; તો કેટલીક વિનાશને નોતરનારી હોય છે. તાજેતરમાં બંધ પડેલ વિશ્વયુદ્ધમાં પણ આમ જ બન્યું છે. માનવીના જીવનમાં અત્યંત ઉપયોગી નીવડેલ શોધોમાં સલ્ફા ઔષધો, પેનિસીલીન અને ડી. ડી. ટીની ગણના કરી શકાય. પણ તાજેતરમાં બહાર પડેલ 'સ્ટ્રેપ્ટોમાઇસીન'ની શોધ આ બધાની કલગીરૂપ લાગે છે. આ ઔષધ અકસ્માત જડી આવ્યું નથી. તેની પાછળ વ્યવસ્થિત પરિશ્રમ રહેલો છે. જૂની માન્યતા પ્રમાણે કબ્રસ્તાનની આસપાસની ભૂમિમાંથી રોગચાળો ફાટે છે. આ માન્યતા ખોટી ઠરી છે. અમેરિકન વૈજ્ઞાનિક ડૉ. વેક્સમાન અને તેના સહકારીઓએ શોધી કાઢ્યું છે કે જમીનમાં રહેલા કરોડો સૂક્ષ્મ જીવાણુઓમાંથી એક જાત એવી છે કે જે દર્દના ભયંકર જીવાણુઓનો નાશ કરે છે, આવા હિતકારી જંતુઓ જુદા પાડવા માટે પ્રયત્નો શરૂ થયા. આ મહાભારત કામ ઉકેલે પાર ઊતર્યું અને આવા જીવાણુઓનું સત્વ ખેંચી જે પદાર્થ તૈયાર થયો તેનું નામ સ્ટ્રેપ્ટોમાઇસીન. પેનિસીલીન અને

સલ્ફા ઔષધો જ્યાં અસરકારક નીવડી શકયાં નથી ત્યાં સ્ટ્રેપ્ટોમાઇસીન સફળ નીવડ્યું છે. ટાઇફોઇડ, કોલેરા, ભયંકર તાવો અને ક્ષયરોગ જેવાં અસાધ્ય દર્દોમાં આ ઔષધ ઉપયોગી થઈ પડશે.

આવી હિતકારી શોધોના સામા પલ્લામાં, સર્વ–વિનાશક અણુબોમ્બની મહાભયંકર શોધ છે. આ અસ્ત્ર જૂના કાળના બ્રહ્માસ્ત્રની માફક સર્વત્ર સંહાર પ્રસરાવે છે. છતાં, વિજ્ઞાનની મદદ વડે સર્જાયેલ સંહારક શોધોથી નિરાશાવાદી થવાની જરૂર નથી. સૃષ્ટિના આદિકાળથી માંડીને માનવીએ પોતાના રક્ષણાર્થે અનેક યુક્તિઓ રચી છે અને માનવજાતને બચાવી છે. આજે સર્વ–વિનાશી નીવડેલ અણુબોમ્બની શક્તિ ભવિષ્યમાં કોઈ સર્જનાત્મક કાર્યના ઉપયોગમાં લેવાય એવી બુદ્ધિ મનુષ્ય ધરાવે છે પણ વિજ્ઞાને રચેલા સંહારક બળોએ વિચારકોને માનવીના ભાવિ વિષે ચિંતા ઉપજાવી છે. આમાંથી બચવા માટે કાંતો દુનિયાના દેશોનું સમવાય–તંત્ર રચાવું જોઈએ, નહીંતર દુનિયાનો નાશ થવો જોઈએ. આ સિવાય બીજો કોઈ ઉપાય નથી. ધારો કે આખી માનવજાતને માટે એક રાજતંત્ર થયું. પણ આટલું જ બસ નહીં થાય. આ બધું આપણા નૈતિક મૂલ્યાંકનોની પુનર્વિચારણા માગી લે છે. પોતાની જાતના સંહાર માટે હિંસાત્મક બળો વાપરવાનો વિચાર માત્ર કોઈ પણ માનવીમાં પેદા ન થાય એવું થવું જોઈએ.

❁

## વિજ્ઞાન–કળાનો સમન્વય !

વિજ્ઞાન ક્યાં નથી? વૈજ્ઞાનિક શું નથી? એ પ્રશ્ન વિચારવા જેવા છે. બજારમાં વેચાતી તમામ ચીજો માટે સસ્તું વિશેષણ 'સાયન્ટિફિક' થઈ ગયું છે. અરે! હોટલો અને હેર-કટીંગ સલુનો પણ 'સાયન્ટીફીક' થઈ ગયાં છે. ફક્ત નવલકથાઓ અને નવલિકાઓ એ 'વિશેષણ'નો ઉપયોગ કરતા નથી.

વિજ્ઞાન અને કળા માટે ઘણું ઘણું કહેવાયું છે. સાચું વિજ્ઞાન એ કળા છે. સાચી કળા એ વિજ્ઞાન છે એવાં વિધાન પણ નજરે પડે છે. પણ વ્યવહારમાં એ બંને જલકમલવત્ નજરે પડે છે અને એ આ જમાનાની ખાસિયત છે એમ કહીએ તો અસ્થાને ન ગણાય.

વાળ કાપવા એ એક કળા છે. પણ વાળ કપાવવાની દુકાનો વાળ કાપવા પૂરતી જ હોય છે એવું નથી. દાઢી પણ ત્યાં જ કઢાવવાની હોય છે, અને કોણ કહેશે કે ચતુર કારીગરના હાથમાંનો અસ્રો કે બ્લેડ કલાનું દર્શન કરાવતાં નથી? 'સાયન્ટીફીક' વાળ કાપવાની દુકાનમાં આટલાં તો કળાના અંગ નજરે પડે છે તો પછી બોર્ડ ઉપરના સાયન્ટિફીક અને અંદરના આ કળાનાં તત્વો કસી જોતાં સહેજે લાગે કે વિજ્ઞાન અને કળાનો સમન્વય હશે! પણ અનુભવ જુદું જ કહેશે. પ્રશ્ન કે અસ્રો ડીસઇન્ફેક્ટન્ટથી બને તેટલો દૂર જ રહે છે, અને કાતરનું પણ તેવું જ. ટુવાલ તો સો હજામતેય ન બદલાય, ન ધોવાય ત્યારે આ સસ્તા 'સાયન્ટિફિક' જમાનાની દયા જ આવી રહી!

કળા અને વિજ્ઞાનનો સમન્વય સાધવાનો એક સુંદર (!) પ્રયત્ન મને યાદ આવે છે. ઇંટર સાયન્સની પ્રેક્ટીકલ કેમિસ્ટ્રીની પરીક્ષા હતી. દીવાસળી અને ટેબલ સાફ કરવા લુગડાનો કકડો દરેકે લેતા આવવું એવું ફરમાન હતું. કોલેજીયન લુગડાનો કકડો લાવે નહિ; હાથરૂમાલનો ઉપયોગ કરે: પણ હાથરૂમાલ તે હાથરૂમાલ. અને તે પણ રેશમી હોય તો! તેનાથી કંઈ ટેબલ લુછાય? પરીક્ષા પૂરી થવા આવી અને એક બહેન પેપર આપી ચાલવા માંડયા. પરીક્ષક ઉઠાઇ પડયા. તેમણે સંભળાવી દીધું: 'અહીં કંઈ ઘર માંડવાનું નથી. સાડીનો છેડો ફાડી ટેબલ સાફ કરી નાખો. શીશીઓ ઠેકાણે મૂકો...'

સાડી તેમજ અન્ય વસ્ત્રમાં રંગનો સુમેળ તો હતો જ. વળી સાડી પહેરવી તે પણ એક કળા તો છે જ. પરીક્ષકની કડવી વાણી સાંભળવા નહિ ટેવાયેલાં બેનની આંખમાં એકાદ બે આંસુ દેખાયા. 'ઝાકળ બિંદુઓ' શાં એ બિંદુએ કળામાં કંઇક વિશેષ વધારો કર્યો. અને વિજ્ઞાન? એ તો ટેબલ ઉપર અસ્તવ્યસ્ત પડેલી શીશીઓ તેમજ સાધનોમાં ક્યાં નહોતું! ટેબલ ઉપર ઢળેલા પાઉડર અને એસિડ અટકલી મુક્ત પાણી પણ વિજ્ઞાનની સાક્ષી પૂરતાં હતાં.. ફક્ત વિજ્ઞાન અને કળાના સમન્વયની જ ખામી હતી. પછી શું બન્યું, તે મને યાદ નથી. 'ઘર માંડવું' અને 'પરીક્ષક બનવું' તેમાં કયું કામ વિકટ હતું તે પરીક્ષકને શી રીતે સમજાય! અને રસોડાંની રસકલામાં તે વિજ્ઞાનના પરીક્ષક હાથ અજમાવે તો? રસોડાંની દશા કેમિસ્ટ્રીના ટેબલ કરતાં વધારે સારી બને! સમન્વયની એક ખૂબી એ છે કે તે નવજાં અંગોજ 'અપનાવે' એટલે જ

'your intelligence and my beauty' એ શબ્દો કહેવતરૂપ બની ગયા છે.

હમણાં ગુજરાતીઓના ખોરાક સંબંધી ટીકટીક ઉહાપોહ થાય છે. ગુજરાતીનું આરોગ્ય અને ખોરાક એ વિષય પર નિબંધ અને પુસ્તકો લખાય છે, ચર્ચા થાય છે, દૈનિક, અઠવાડિક અને માસિકો પણ તે સામગ્રી પીરસ્યા જ કરે છે. પણ?

આરોગ્યને વિટામીન સાથે સંબંધ, વિટામીનને ખોરાક સાથે સંબંધ. ખોરાકને લલિતકળાની ઉપાસક બહેનો સાથે સંબંધ રસોડું તેમની મહાન કલા. વિજ્ઞાની તેમાં વિટામીનના બહાને કે આરોગ્યના બહાને હસ્તક્ષેપ કરે એ બને જ કેમ? ખોરાકને તેનાં તત્ત્વો કરતાં રંગ અને રસ (જીહ્વારસ) સાથે વધારે સંબંધ છે એમ સમજનાર વર્ગ વિજ્ઞાન સામું શા માટે જુએ? વૈદો તેલ મરચાંને નુકશાનકારક ગણે તો ભલે ગણે ડાક્ટરો હાથછડનાં unpolished ચોખાની હિમાયત કરે તો ભલે કરે. અરે! ખુદ રેશનીંગખાતું વગર છડેલા ચોખા આપે તો પણ શું થઈ ગયું? એને છડી છડીને મશીનના કરતાં પણ વધારે ઉજળા કરીને પછી જ એ ખવાય. વિટામીન માથું ફરે. તેની શી પરવા? મેંદો ગમે તેટલો નુકશાનકારક હોય, તેમાં ગમે તેટલાં ઓછાં પોષક દ્રવ્ય હોય, તો પણ ઘઉંના જાડા લોટ કરતાં તેને જ રસોડામાં ઊંચું સ્થાન મળે. શું બાફીને ખાવું કે શું તળીને ખાવું તે પણ રસનો જ પ્રશ્ન છે. તેમાં વિજ્ઞાની શું સમજે? ગુજરાતી બેનોના રસશાસ્ત્રમાં ડખલ કરી વિજ્ઞાન દાખલ કરવું એ કપરું કામ છે. અને છતાં કોઈ હિંમત કરે તો?

. તો શું વળી? નમળાં અંગેજ સ્વીકારવાનાં. ન રહે રસ કે ન રહે વિજ્ઞાન તેની પૂરતી કાળજી રાખવાની.

❉

## પેનીસીલીનઃ અર્વાચીન સંજીવિની

તાજેતરમાં (ઓકટોબર ૧૯૪૫) સ્વીડીશ એકેડેમીએ મેડીસીન માટેનું નોબેલ પારિતોષિક કેમ્બ્રીજ વિશ્વવિદ્યાલયના સર એલેકઝાન્ડર ફ્લેમીંગ અને ઓક્સફર્ડ વિશ્વવિદ્યાલયના સર હાવર્ડ વોલ્ટર ફ્લોરે અને ડૉ. અર્નેસ્ટ બોરિસ ચેઈનને પેનીસીલીનની શોધ માટે આપ્યાનું જાહેર કર્યું છે. પેનીસીલીનની આરંભિક શોધનો રસમય ઇતિહાસ નીચે પ્રમાણે છેઃ

સને ૧૯૨૯માં લંડનની સેન્ટ મેરી હોસ્પીટલના એક ડોક્ટર, એલેક્ઝાન્ડર ફ્લેમીંગ, 'સ્ટેફીલોકોક્સ' નામના જીવાણુઓનો અભ્યાસ કરતા હતા. સ્ટેફીલોકોક્સ જીવાણુઓ એટલે એક જાતના ભયંકર રોગજનક બેકટીરીઆ જંતુઓ. એમનો ઉદ્દેશ હતો આ જીવાણુઓની જીવન-પ્રવૃત્તિનો સૂક્ષ્મ અભ્યાસ કરવાનો અને તે અંગે મળેલ માહિતી ઉપરથી માનવહિતને માટે તે જંતુઓથી થતા અસાધ્ય રોગોના નિવારણ માટે ઉપાયો યોજવાનો. આ હેતુથી તેમણે સ્ટેફીલોકોક્સ જંતુઓને નાની કાચની રકાબીઓમાં ઉગાડેલા હતા. દરેક કાચની રકાબીમાં જંતુઓને ઉછેરવા માટે થોડું જંતુપોષક માધ્યમ મૂકેલું હતું અને દરેક રકાબી, બહારના બીજાં જંતુઓને અંદર દાખલ થતાં અટકાવવા માટે, કાચના ઢાંકણથી ઢાંકી દીધેલી હતી. સ્ટેફીલોકોક્સ જંતુઓ તો રહ્યાં અતિ સૂક્ષ્મ, એટલે એના અભ્યાસ માટે તો યંત્રની મદદ લેવી પડે. આ અભ્યાસ દરમિયાન જંતુઓને સૂક્ષ્મદર્શક યંત્ર નીચે જોવા માટે ડૉ. ફ્લેમીંગને રકાબીનું ઢાંકણ વારંવાર ઉઘાડવું અને બંધ કરવું પડતું. હવે દરેક જગ્યાએ આપણી આસ-પાસની હવામાં બેકટીરીઆ અને 'moulds' ગણાય છે તે ફુગના અસંખ્ય જંતુઓ હોય છે. કાચની રકાબીનું ઢાંકણ જો થોડી મિનિટ માટે પણ ઉઘાડું રાખવામાં આવે તો હવામાના બેકટીરીઆ અને ફુગના જંતુઓ રકાબીની અંદરના પોષક પદાર્થ પર બેસે અને થોડા દિવસમાં તો તેની સપાટી પર બેકટીરીઆ અને ફુગનો વિકાસ નજરે પડે. ડૉ. ફ્લેમીંગના કાચની રકા-બીની અંદર ઉગાડેલા સ્ટેફીલોકોક્સ જંતુઓના અભ્યાસ દરમિયાન, અભ્યાસ માટે તે પરનું કાચનું ઢાંકણ ઉઘાડ-બંધ કરવાને અંગે, હવામાં રહેલ એકાદ ફુગ જંતુ કાચની રકાબીની અંદર દાખલ થઈ પોષક પદાર્થ પર સ્થિર થયેલ હતો. શરૂઆતમાં તો આ ફુગજંતુ સૂક્ષ્મ હોઈ ડૉ. ફ્લેમીંગને કાચની રકાબીમાં તેના અસ્તિ-ત્વની ખબર નહિં પડેલી. પરંતુ થોડા દિવસ પછી એજ રકાબી સ્ટેફીલોકોક્સ જંતુઓના આગળ અભ્યાસ માટે લેતાં, તેમને માલમ પડ્યું કે રકાબીમાં સ્ટેફીલોકોક્સ જંતુઓની સાથે એક લીલીફુગ પણ ઊગેલી છે. આ બીના તો સામાન્ય હતી. સૂક્ષ્મ નિરીક્ષણને અંતે ડૉ. ફ્લેમીંગને એક અજબની બીના માલમ પડી કે રકાબીના જે ભાગમાં ફુગ ઊગેલી હતી તેની નજીકના આસપાસના સ્ટેફીલોકોક્સ જંતુઓ ધીમે ધીમે નાશ પામતા હતા. ડૉ. ફ્લેમીંગને આ નિરીક્ષણ અતિ મહત્ત્વનું

જણાયું. તેથી તેમણે તે રકાબીમાંથી થોડી ફુગને લઇ તેને કેટલીક કાચની કુપ્પીઓમાં ઉગાડી. આ કુપ્પીઓમાં ઉગાડેલ ફુગના પોષણ માટે તેમણે પ્રવાહી (બ્રોથ) માધ્યમ રાખ્યું. આ અભ્યાસ દરમિયાન તેમને જણાયું કે ફુગના ઊગવા અને વિકાસ દરમિયાન તેમાંથી પ્રવાહી 'બ્રોથ'માં કાંઇક નવીન પદાર્થ ઊમેરાતો જણાય છે જે રોગોત્પાદક જંતુઓના વિકાસને રોકવાની પ્રચંડ શક્તિ ધરાવે છે. સ્ટેફીલોકોકસ જંતુઓના વિનાશ અગર વિકાસને રોકવાના સાધનોની શોધ માટેના ડૉ. ફ્લેમીંગના આ પ્રયત્નો સફળ થયા અને તેમની અડગ શ્રદ્ધા, અખંડ ઉત્સાહ અને અવિરત પરિશ્રમથી માનવજાતને એક અતિ મહત્ત્વની શોધનાં દર્શન થયાં. સ્ટેફીલોકોકસ જંતુઓ ઉગાડેલી રકાબીમાં પ્રથમ ઉગેલી લીલી ફુગનું નિદાન કરાવતાં તે ફુગ 'પેનીસીલીઅમ નોટેટમ' જણાઇ; એ ઉપરથી ડૉ. ફ્લેમીંગે નવા પદાર્થનું નામ 'પેનીસીલીન' પાડ્યું.

પેનીસીલીનની શોધ તો થઇ. પરંતુ હજુ એક મહત્ત્વનું કાર્ય રહ્યું અને તે, પ્રવાહી માધ્યમમાંથી તેને શુદ્ધ રૂપમાં છુટું પાડવાનું, કારણ કે તો જ તેનો દર્દનિવારણમાં ઉપયોગ થઇ શકે. જુદી જુદી પ્રયોગશાળાઓમાં આ માટે પ્રયત્નો શરૂ થયા અને કેટલાય નિષ્ફળ પ્રયત્નો પછી અંતે સને ૧૯૩૯માં ઓક્સફર્ડની સર વીલીઅમ ડન સ્કુલ ઓફ પેથોલોજીમાં બે ડોકટરો, ડૉ. ફ્લોરે અને ડૉ. ચેઇને અનેક વિજ્ઞાની સહકાર્યકરોની મદદથી કામ આરંભ્યું. પ્રાથમિક મુશ્કેલીઓ પછી તેમના પ્રયત્નોને સફળતા મળી અને પેનીસીલીન શુદ્ધ સ્વરૂપમાં વૈજ્ઞાનિક જગત સમક્ષ મૂકાયું. તેની વૈદકીય ઉપયોગિતા પુરવાર કરવા માટે તેમણે પહેલાં, રોગોત્પાદક સ્ટેફીલોકોકસ, સ્ટ્રેપ્ટોકોકસ અને ગેસ ગેંગ્રીન જંતુઓને કેટલાક ઉંદરોના શરીરમાં દાખલ કર્યા. અને પછી રોગપીડિત ઉંદરોના શરીરમાં સતત દર ત્રણ કલાકે પેનીસીલીનના ઇન્જેક્શન આપ્યા કર્યા. પ્રયોગ દરમિયાન આખી રાત આ પ્રમાણે ઇન્જેક્શન આપ્યા પછી બીજે દિવસે સવારના જોયું તો જે ઉંદરોને પેનીસીલીનના ઇન્જેક્શન આપેલ હતા તે જીવતા રહ્યા હતા; અને જે રોગપીડિત ઉંદરોને પેનીસીલીનના ઇન્જેક્શન નહોતા આપ્યા તે સવારના મરેલા માલુમ પડ્યા. લંડનની રોયલ ઇન્સ્ટીટ્યુશનમાં વિદ્વાન વૈજ્ઞાનિકો સમક્ષ પેનીસીલીન વિષે ભાષણ આપતાં, ડૉ. ફ્લોરેએ ઉદ્‌ગાર કાઢેલા કે ઉંદરોપરના ઉપર વર્ણવેલ પ્રયોગની સફળતાની પળ એમના જીવનની એક અસાધારણ પળ હતી. ઉંદર ઉપરનો પ્રયોગ સફળ થયા પછી મનુષ્ય ઉપરના પ્રયોગો શરૂ કરવામાં આવ્યા અને આજે તો આખું જગત જાણે છે કે કેટલાક અસાધ્ય રોગો માટે પેનીસીલીન આ જમાનાની એક ચમત્કારિક ઔષધિ છે.

★

## લીમડાના તેલમાંથી મળતાં કડવાં તત્ત્વો

**લીમડા (Azadirachta Indica Juss)** નો ઘણા દર્દોમાં એક ઘરગથ્થુ દવા તરીકે થતો ઉપયોગ સુવિદિત છે. તેની અનેકવિધ ઔષધીય ઉપયોગિતાને અંગે તેમાંથી જુદાં જુદાં તત્ત્વો—ખાસ કરીને કડવાં તત્ત્વો—છૂટાં પાડવા માટે અત્યારસુધી અનેક સંશોધનાત્મક પ્રયત્નો થયાં છે. જુલાઇ ૧૯૪૫ના 'જર્નલ ઓફ સાયન્ટીફીક એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ રીસર્ચ'માં 'નીમ (લીમડો) તેલ અને તેના કડવાં તત્ત્વોનો ફાર્માસ્યુટીકલ ઉદ્યોગમાં ઉપયોગ' એ વિષે સીદીકી અને મિત્રનો લેખ છે. તેમના લખવા પ્રમાણે લીમડાના તેલમાંથી તેના વજનના લગભગ બે ટકા જેટલાં કડવાં તત્ત્વો મળે છે. તેનું ટૂંકું વર્ણન નીચે પ્રમાણે છે:

૧. મુખ્ય તત્ત્વ **'નીમ્બીડીન'** ૧.૨ થી ૧.૬ ટકા. રંગે આછું પીળું. કણીદાર ભૂકા જેવું. પાણીમાં ન ઓગળે તેવું પરંતુ આલ્કોહોલ, એસિટોન, ઇથર, બેન્ઝીન વગેરે કેટલાક પ્રવાહીમાં ઓગળી જાય તેવું. આ નીમ્બીડીનમાંથી 'નીમ્બીડીનીક એસિડ' અને નીમ્બીડીનેટ્સ નામના ક્ષાર પદાર્થો બની શકે છે દા. ત. ક્વીનાઇન નીમ્બીડીનેટ, સોડીઅમ નીમ્બીડીનેટ વગેરે. લખનૌની મેડિકલ કોલેજના પ્રા. ભાટીઆએ દર્દીઓ પર આ દવાઓનો ઉપયોગ કરીને પુરવાર કર્યું છે કે નીમ્બીડીન અને સોડીઅમ નીમ્બીડીનેટ બન્ને ઔષધી તરીકે બીનજોખમકારક છે.

૨. **'નીમ્બીન'** ૦.૧૨ થી ૦.૧૮ ટકા રંગ વગરનો; પાણીમાં ન ઓગળે તેવો પાસાદાર પદાર્થ.

૩. **'નીમ્બીનીન.'** ૦.૦૧ ટકા. નીમ્બીનને મળતો પદાર્થ.

૪. **'નીમ્બીડોલ'.** ૦.૫ ટકા. પાણીમાં ન ઓગળે તેવો પરંતુ તેલમાં ઓગળતો, ગંધવાળો, અર્ધપ્રવાહી મધ જેવો જાડો પદાર્થ.

લીમડાના ઔષધીય ઉપયોગ વિષે આયુર્વેદિક ગ્રંથોમાં પણ ખૂબ ઉલ્લેખ છે.

# વૈદકમાં કુદરત, કલા અને કેળવણી

રમણલાલ એન્જિનીઅર

એલોપેથી અને નિસર્ગોપચાર વચ્ચે જે ઝઘડો છે, તે કુદરત વિરુદ્ધ કલાનો છે. એવો ઘણા લોકોને ખ્યાલ હોય છે. તેઓ એમ માને છે. કે નિસર્ગોપચાર કુદરતના પક્ષે છે, અને એલોપથી કલાના પક્ષે. પણ આ ખ્યાલ એ ખોટો ખ્યાલ છે. આ બે પદ્ધતિઓ વચ્ચેનો ખરો ઝઘડો તો ખરાબ કલા અને સારી કલા વચ્ચેનો ઝઘડો છે.

દરેક ક્ષેત્રમાં કરકસર એ કલાકારની લાયકાત માપવાની મહત્ત્વની પારાશીશી છે. સારો સાહિત્યકાર શબ્દોની વિપુલ સમૃદ્ધિ ધરાવતો હોવા છતાં એ શબ્દો કદી વેડફી મારશે નહિ. એક વિવેચક, શેક્સ્પીઅર અને શીલરની સરખામણી કરતાં કહે છે કે શીલર પોતાના વાચકમા ભય પેદા કરવા એક આખું શહેર બાળી મૂકે છે. જ્યારે શેક્સ્પીઅરના પાત્રના હાથમાંથી રૂમાલ સરકે છે અને વાચકનું લોહી ઠંડું થઈ જાય છે. એકની અસર પેદા કરવા માટે એક કલાકાર કેટલો દુર્વ્યય કરે છે, અને બીજો કલાકાર કેટલી કરકસર કરે છે, એનો આ એક સુંદર દાખલો છે.

આ કરકસરને વિવેચકો કલાકારના સંયમને નામે પણ ઓળખે છે.

એલોપથીની વિરુદ્ધ એના વિરોધીઓની એ એક જાણીતી દલીલ છે, કે શારીરિકથી માંડી આર્થિક સંપત્તિ સુધીની સઘળી સંપત્તિઓના વ્યયથી એ જે પરિણામ લાવે છે તે એટલું તો ક્ષુદ્ર હોય છે કે સરવાળે તટસ્થ નિરીક્ષકને ડુંગર ખોદીને ઊંદર કાઢવામાં આવ્યો હોય એવો આભાસ થાય છે. આજે એલોપેથી પાછળ દરસાલ જે જડચેતન સંપત્તિનો વ્યય થઈ રહ્યો છે અને માનવજાતને એનું જે ફળ મળે છે એ બેની જો આપણે સરખામણી કરીએ તો એક ગ્રામ્ય કહેવત મુજબ એલોપેથી, વાધરી (ચામડાનો નાનો ટૂકડો) માટે ભેંસ મારી રહી છે, અથવા તો સોપારી ભાંગવા સ્ટીમરોલર ચલાવી રહી છે

કલાની કરકસરના મારા જાણવામાં આવેલા બે દાખલા રજુ કરું છું. એક દમના દર્દીનો લાંબા વખતનો દમ હોમિઓપેથીની ઊંચી પોટન્સીની અર્ધો ડઝન માત્રાથી મટી ગયો. બીજા દમના દર્દીએ એ રોગથી મરતાં પહેલાં ડાક્તરોના હાથે ૨૦૦૦ ઈન્જેક્શન લીધાં.

પહેલી પદ્ધતિ કલા કહેવાય. બીજીનું શું નામ પાડવું તે વાચકોજ નક્કી કરી લે. પણ આ બગાડ વિરુદ્ધ કરકસરનો પ્રશ્ન આપણે જરા વિગતથી તપાસીએ.

સારવારમાં સૌથી મહત્ત્વનો પ્રશ્ન મરણપ્રમાણનો છે. દર્દીને કંઈ પણ સારવાર ન આપો તોપણ ઉગ્રરોગમાં મોટાભાગના દર્દીઓ બચી જાય છે, અને અમુક પ્રમાણમાં મરણ થાય છે. હવે આપણે જો શાસ્ત્રીય ઉપચારકલા યોજી હોય તો આ કુદરતી મરણો કરતાં ઓછા પ્રમાણમાં મરણો થવાં જોઈએ. જે ઉપચારકલા હેઠળ કુદરતી મરણો કરતા વધુ મરણો થાય એ સારવાર નિઃશંક ખૂની સારવાર મનાવી જોઈએ. એ એક જાણીતી હકીકત છે કે ઉગ્રરોગોમાં નિસર્ગોપચારની સારવાર હેઠળ જ્યાં એક મરણ થાય છે ત્યાં એલોપથીની સારવાર હેઠળ ત્રણથી પાંચ મરણ થાય છે. આ સંખ્યાને હજારોએ જો ગુણીએ તો આપણને ખ્યાલ આવશે કે દર સાલ કેટલી અમૂલ્ય માનવજિંદગીઓ જૂના વૈદકની સારવાર હેઠળ વેડફાઈ જાય છે. અનેક વૈદકીય વિચારોએ વૈદકીય સારવાર હેઠળ થતા જીવનનાશને યુદ્ધના જીવનનાશ કરતાં ક્યાંય વધુ મોટો અને ભયંકર ગણ્યો છે.

વૈજ્ઞાનિક નિસર્ગોપચાર એ જ એક એવી ચિકિત્સાપદ્ધતિ છે કે જેની સારવાર હેઠળ ઉગ્ર તેમજ હઠીલા રોગોમાં વધુમાં વધુ માનવ જિંદગીઓ બચે છે.

જીવનના નાશ પછી સૌથી વધુ મહત્ત્વનો પ્રશ્ન આરોગ્યના નાશનો છે. ઉગ્રરોગોની જો અધૂરી, અધકચરી કે દમનકારી સારવાર થાય તો એનાથી કેવળ જીવનનો નાશ નથી થતો પણ અનેક પ્રકારના નિમ્નરોગો અને પશ્ચાત્ અસરો ઉદ્ભવી આરોગ્યનો લાંબા સમયને માટે કે કાયમને માટે નાશ થાય છે. હઠીલા રોગોના ઘણા કેસોની શરૂઆત ઉગ્રરોગોના દમનથી થાય છે. એટલે જે ચિકિત્સા પદ્ધતિ પોતાની સારવારથી દર્દીને વધુમાં વધુ આરોગ્ય આપે તે ચિકિત્સા પદ્ધતિને સૌથી સારી ચિકિત્સા પદ્ધતિ ગણવી જોઈએ.

પહેલાના કોઈપણ જમાના કરતાં આ જમાનામાં બનાવટી અવયવો બનાવવાનું શાસ્ત્ર બહુ ઊંચી ભૂમિકાએ પહોંચ્યું હોવા છતાં હજી માણસ બનાવટી જીવનકેન્દ્રો બનાવી શકતો નથી. આ સ્થિતિમાં જીવનકેન્દ્રોનો નાશ ન છૂટકે અને છેવટના ઇલાજ તરીકે થવો જોઈએ. એને બદલે આપણે એ જોઈએ છીએ કે, દરસાલ લાખોની સંખ્યામાં દાંત, કાકડા, નાકના મસા, એપેન્ડીક્સ, આંતરડાં, પિત્તાશય, ગુરદાઓ, પૌરૂષગ્રંથિઓ, અને ગર્ભાશયોનો વિનાશ થઈ રહ્યો છે. આ આંધળા વિનાશના બદલામાં દર્દીને થોડીઘણી તાત્કાલિક રાહત મળે છે. પણ સરવાળે તો એનું જીવન ટૂંકાય છે અને આરોગ્ય નાશ પામે છે.

જીવનકેન્દ્રોના આ આંધળા વિનાશની સાથે નિસર્ગોપચારની કરકસર ભરેલી સંરક્ષક સારવાર સરખાવી જુઓ.

દરેક માણસને ઈશ્વરે મર્યાદિત પ્રમાણમાં જીવનશક્તિ આપી હોય છે. એમાંય માંદગીમાં તો જીવનશક્તિમાં ખોટ આવી હોય છે. આવે વખતે ચિકિત્સકની પહેલી અને પવિત્ર ફરજ એ છે કે એણે એવા ઉપાયો યોજવા જેનાથી જીવનશક્તિના ઓછામાં ઓછા વ્યયથી વધુમાં વધુ કાર્યસિદ્ધિ થાય. દાક્તરો ઝેરી દવાઓથી જે જે અસરો સર્જે છે તેની તે અસરો પ્રમાણમાં જીવનશક્તિના ઘણા ઓછા વ્યયથી–ઉપવાસ, જલોપચાર, કે હોમિઓપેથિક ઔષધોથી સરજી શકાય છે. ડૉ. કેલોગ જુલાબની ઝેરી દવાઓ અને એનીમાની સરખામણી કરતાં કહે છે કે એક માણસને પોતાના ઘરનું ભોંયતળિયું ધોવું હોય એ જો અગાસી ઉપર ચઢી સાતમે માળથી પાણી રેડવા માંડે અને એ પાણી-દરેક માળનો સરસામાન બગાડતું બગાડતું નીચે જાય અને ભોંયતળિયું સાફ કરે તો એ માણસને તમે કઈ કોટિનો મૂર્ખ કહેશો ? મોટા આંતરડામાં ભરાએલો મળ કાઢવા માટે જુલાબ લેનાર દર્દીઓ અને આપનાર દાક્તરો બન્ને આ જ કોટિના માણસો છે જુલાબની ઝેરી દવા આંતરડાં સાફ તો કરે છે જ પણ મુખથી મળદ્વાર સુધીની આખી અન્નનળીમાં ક્ષોભ અને દાહ ઉત્પન્ન કરીને અને કીમતી જીવનરસો ચેડી મારીને તે આ કાર્ય સિદ્ધ કરે છે.

આદર્શ ચિકિત્સાની પદ્ધતિએ જીવનશક્તિ અને જીવનરસોનો ઓછામાં ઓછો બગાડ કરવો જોઈએ અને વધુમાં વધુ કરકસર કરવી જોઈએ.

જે કલાકારનો પોતાના કસબ ઉપર હાથ બે
તે સાધનોનો ઉડાઉ ઉપયોગ કદી નહિ કરે; નિ
પચારમાં મિતાહારની જે હિમાયત થાય છે એની પ
કેવળ ધાર્મિક કે સંયમની જ દૃષ્ટિ નથી, પણ એ ક
વધુ તો કલાની દૃષ્ટિ છે, એક રતલ ખોરાક ખા
જેટલું વજન, શક્તિ, સ્ફુર્તિ અને કાર્યશક્તિ બ
શકાતાં હોય તેટલાં જ કે તેથી વધુ વજન, શ
સ્ફુર્તિ અને કાર્યશક્તિ જો વીસ તોલા સમતોલ
પોષક ખોરાક લેવાથી જાળવી શકાતાં હોય તો બા
વીસ તોલા ખોરાક શા માટે બગાડવો ?

ઓછા ખોરાકની પેઠે ઓછી વાનીઓ લેવાથી
વાનીઓ લીધી હોય તેની સારી રીતે
થઈ શકે છે. વાનીઓનો અમર્યાદિત ખી
કરવાથી જીભ, હોજરી અને સ્વાદવૃત્તિ બધાંજ ં
છે. એકી સાથે અનેક ફૂલોનો ગુચ્છો કરીને સુઘ
આપણી ટેવ ચીન જાપાનના કલાપ્રિય લોકોને જં
લાગે છે. તેઓ એકી સાથે એક ફૂલ સુંઘવામાં
સાચી રસિકતા સમજે છે. આહારમાં ઓછી વાનીઓ
ઉપયોગ પાછળ અનેક દૃષ્ટિઓની સાથે આ કલાદ
પણ રહેલી છે.

આહારની પેઠે ઔષધોપચારમાં પણ કલા
દુર્વ્યયને અને ઉડાઉપણાને ધિક્કારે છે. એલો
જ્યારે એકી સાથે દશવીસ દવાઓ ઝેરી માત્રામાં વા
વાર વાપરે છે ત્યારે ઊલટપક્ષે હોમિઓપેથ એ
ઔષધ અત્યંત સૂક્ષ્મ માત્રામાં લાંબે ગાળે વા
દર્દીનો વ્યાધિ મટાડવાનો પ્રયાસ કરે છે. હોમિ
પેથીની કલાદૃષ્ટિ એના ઔષધોપચારની યોજના
સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. જેમનામાં વૈદકીય કલાદૃષ્ટિ
અભાવ છે, એવા લોકોને જ હોમિઓપેથીનો ઔષ
પચાર નિરર્થક કે હાસ્યાસ્પદ લાગે છે. મેલેરીઆ
ક્વીનાઈન, સીફીલીસમાં પારો, દમમાં સોમલ. ઞ
આંખના સોજામાં સીલ્વર નાઈટ્રેટ એલોપેથી
હોમિયોપેથી બન્ને વાપરે છે પણ બન્નેની માત્રા
વચ્ચે જમીન–આસમાનનું અંતર છે, પરિણામે દ
એનો દુરુપયોગ કરનાર એલોપેથી રોગને દબાવે
ત્યારે એનો સદુપયોગ કરનાર હોમિયોપેથી રો
મૂળમાંથી મટાડે છે.

શરદીના દરદીને એલોપેથ ક્વીનાઈન આપે
ક્વીનાઈન આખાયે શરીરને શિથિલ કરી નાખી, ઞ

રના રોગનિવારક પ્રયત્ન–શરદીને શાંત કરી દે છે. બીજી બાજુ હોમિયોપેથિક દરદીનાં રોગલક્ષણો મુજબ કેમોમીલા, હેપર, નક્સ વોમીકા કે બીજું કોઈ ઔષધ આપે છે. હોમિયોપેથિક ઔષધ નીરોગી અંગમાં કોઈપણ જાતનો ઉત્પાત મચાવ્યા સિવાય માત્ર રોગી ભાગને જઈને સ્પર્શે છે, એ ભાગને મૃદુ ઉત્તેજન આપી, એની કાર્યક્ષમતા વધારી, એના મલોત્સર્ગના કાર્યમાં અસરકારક રીતે મદદરૂપ થાય છે.

એલોપેથિક સારવાર આખા શરીરને શિથિલ કરે છે. હોમિયોપેથિક સારવાર માત્ર રોગી ભાગને મદદ કરી આખા શરીરને સ્વસ્થ કરે છે.

રોગનિવારણનો પ્રશ્ન બાજુએ મૂકી રોગદમનનો પ્રશ્ન લઈએ તો પણ એ સ્પષ્ટ જોઈ શકાય એમ છે કે એ દિશામાં પણ આજસુધી દવાઓનો પુષ્કળ બગાડ થયો છે. ઓગણીસમી સદીમાં એલોપેથો કહેતા Salsyation is Dalvation' 'મોં લાવીને મુક્તિ રહેલી છે' સીફીલીસના દરદીઓને તેઓ એટલો બધો પારો ખવડાવતા કે બીચારા દરદીઓના મોં પાકી ઊઠી ગંધાય એમાંથી ડોલોની ડોલો ભરાય એટલી લાળ નીકળતી અને એમના બધા દાંત ખરી પડતા.

વાને બદલે એની નાજુક સમતુલા તૂટી જઈ રોગ પેદા થાય છે. એટલે અમુક ચોક્કસ વ્યક્તિઓ માટે ચોક્કસ રોગોમાં, કે ચોક્કસ સંજોગો હોય કોઈ એક જાતની અતિશયતા સંપૂર્ણ રીતે વાજબી હોઈ શકે પણ એનો સમજણ વિનાનો સર્વવ્યાપી પ્રચાર કરવાથી એક માણસ લાભ પામે તો દશ નુકશાન પામે એવી પરિસ્થિતિ ઊભી થાય છે.

દવાઓની બાબતમાં જે નિયમ લાગુ પડે છે, તે જ નિયમ દવારહિત આરોગ્ય સાધનોની બાબતમાં લાગુ પડે છે. જેમ હોમિઓપેથીની સૂક્ષ્મ માત્રા રોગનિવારણ કરે છે અને એલોપેથીની ઉગ્ર માત્રા રોગ દમન કરે છે. તે જ રીતે પ્રમાણસર લેવાતાં આરોગ્યતત્ત્વો આરોગ્ય બાંધે છે. અને એના એ જ તત્ત્વોનો અભાવ કે અતિરેક રોગ રચે છે. પ્રમાણસરની કસરત દરેક રીતે લાભકારક છે. જ્યારે હદ બહારની કસરત જીવનકેન્દ્રોને તોડી નાખી આવરદા ટૂંકાવે છે. એ જ રીતે મિતાહાર અને અત્યાહારનું તેમજ ખોરાકનાં નત્રીલ, કર્બોદિત [illegible] તત્ત્વોના અતિરેકના પરિણામે વિવિધ

'ખૂબ વાપરો' એ ન હોવું જોઈએ. પણ 'ઓછામાં ઓછા સાધનથી વધુમાં વધુ કાર્યસિદ્ધિ' એ હોવું જોઈએ. આ દૃષ્ટિએ જો જોઈએ તો હમણાં 'વિટામીન ખૂબ ખાઓ'નો જે પ્રચાર થઈ રહ્યો છે. એ કેટલો નિરર્થક પ્રચાર છે એ સ્પષ્ટ સમજી શકાશે.

રોગનિવારણમાં સમયની કરકસર એ પણ એક એવો જ મહત્ત્વનો પ્રશ્ન છે ઉગ્રરોગોમા નિસર્ગોપચારની સારવાર હેઠળ સાજા થતા તેમ જ શરીરની પુનર્રચના માટે એલોપેથી કરતા બહુ જ ઓછો સમય જોઈએ છીએ એવો જેમણે જેમણે બન્ને પદ્ધતિઓનો તુલનાત્મક અભ્યાસ કર્યો છે તેમનો અભિપ્રાય છે.

હઠીલા રોગોમા નિસર્ગોપચારથી બહુ જ ધીમેધીમે આરામ થાય છે એવી એક લોકપ્રિય માન્યતા છે. સાચી હકીકત તો એ છે કે હઠીલા રોગોમા પણ નિસર્ગોપચાર જેટલી ઝડપથી રોગ 'મટાડે છે એટલી ઝડપથી બીજી કોઈ પદ્ધતિ રોગ મટાડી શકતી નથી।

અજ્ઞાન માણસો વારંવાર ફરિયાદ કરતા હોય છે કે, "કુદરતી ઉપચારથી રોગ મટે છે ખરો પણ તે બહુ ધીમેધીમે" જો આ ફરિયાદ સાચી હોય તો નિસર્ગોપચાર એ એક સમયનો નિરર્થક દુર્વ્યય કરનાર એલોપેથીથી ઊતરતી અને હલકી કોટિની કલા ગણવી જોઈએ. એક અપસ્મારનો દરદી છ થી બાર મહિનાની સારવારમા રોગમુક્ત થાય તો દરદીને તેમ જ તેના સગાવહાલાને લાગશે કે આ સારવારે બહુ જ સમય ખાધો! પણ ઊલટપક્ષે એ જો એલોપેથીની સારવાર લેશે તો એ આખી જિંદગી ઔષધિ ખાવા છતાં સાજો થવાનો નથી. કાંતો એ અપસ્મારથી મરશે કે પછી અપસ્માર અને ઔષધિ–સંચય–કુદરતી રોગ અને દવારોગ બેના સંમિશ્રણથી ગાંડો થઈને મરશે

આવું ને આવું જ પરિણામ બીજા હઠીલા રોગોમાં આવે છે

હવે પ્રશ્ન એટલો જ વિચારવાનો રહે છે કે એમાંથી ધીમી પદ્ધતિ કઈ? આખી જિંદગી સારવાર લેવા છતાં રોગ ન મટાડનાર પદ્ધતિ કે છથી બાર મહિનામાં જડમૂળથી ગેરંટી મટાડનારી પદ્ધતિ?

નિસર્ગોપચારની પદ્ધતિ ધીમી છે એ ભ્રમ ઉત્પન્ન થવાનું કારણ એ છે કે લોકો રાહત (palliation) અને મટાડ (cure) એ બે વચ્ચેનો તફાવત સમજી શકતા નથી પથરીમાં અફીણનું ઇન્જેક્શન દમમાં ધંતુરાની બીડી, મધુમેહમાં ઇન્સ્યુલીન કે ત્વચારોગોમાં બાહ્યોપચાર રાહત અવશ્ય આપે છે. પણ એનાથી રોગ મટી શકતો નથી એતો દરદી પોતેજ ટૂંક સમયમાં સમજી જાય છે રાહત આપવાનું કામ પ્રમાણમાં સહેલું છે. ખરું મુશ્કેલ કામ તો રોગ મટાડવાનું છે.

અને છેવટે છતાંય બીજી કોઈ કરતાં લેશમાત્ર ઓછી મહત્ત્વની નહિ એવી કરકસર એ આર્થિક કરકસર છે. આજે લોકો સારવાર પાછળ શું ખર્ચે છે, અને બદલામાં શું મેળવે છે, એનો જો હિસાબ કાઢીએ તો આ ચિકિત્સાના વેપાર જેવો દેવાળીઓ વેપાર બીજો કોઈ પણ નહિ હોય એમ આપણને લાગ્યા વિના નહિ રહે હઠીલા રોગથી પીડાતા કોઈપણ શ્રીમંત દરદીને મળો અને એની વિતકકથા સાંભળો, તો મોટે ભાગે એક જ અનુભવ સાંભળવાનો મળશે. દેશ અને પરદેશના મહાન નિષ્ણાતો પાસે નિદાન અને ચિકિત્સા કરાવવા પાછળ સેંકડો અને હજારો રૂપિયાનો ખર્ચ અને પરિણામ શૂન્ય અથવા તો શૂન્યથી પણ ભૂંડું। કેસ મૂળ હતો તેથી ય વિશેષ ખરાબ થઈ ગયો હોય છે.

મધ્યમ વર્ગના અને ગરીબ દરદીઓ પણ ઘણીવાર ગજા ઉપરવટ ખર્ચ કરી ચૂકયા હોય છે, છતાંય એમની સ્થિતિમાં લેશમાત્ર સુધારો થયો હોતો નથી

સારી કલાએ વ્યક્તિગત અને રાષ્ટ્રીય સંપત્તિનો થતો આ ભયાનક દુર્વ્યય અટકાવવો જોઈએ.

જ્યારે આપણે કરકસર વિષે જ વિચાર કરીએ છીએ ત્યારે એક ચેતવણી ખાસ જરૂરની છે. અને તે એ કે આદર્શકલાની કરકસર એકાંગી ન હોવી જોઈએ. પણ સર્વાંગી (all round economy) હોવી જોઈએ. સામાન્ય રીતે મોટા ભાગના લોકો કેવળ આર્થિક રીતે જ સસ્તી સારવારને સારી સારવાર માને છે. અને જ્યારે પૈસા ખર્ચે છે ત્યારે પણ એની પાછળ કોઈપણ જાતની બુદ્ધિપૂર્વકની સમજણ હોતી નથી. પણ અજ્ઞાન, મોહ કે ભયને અંગે લોકો પૈસા ઉડાડતા હોય છે.

સાચી કલાના મૂલ્યો સંબંધી આમપ્રજાના આવા અજ્ઞાનને લઈને સાચા કલાકારોની ભાગ્યે જ યોગ્ય કદર થાય છે. અને જે માલુમ પડી એ ગમે તે રીતે

[illegible] ત જ લોકોને વધુમાં વધુ આંજી શકે કે વધુમાં વધુ ભ્રમિત કે ભયભિત કરી શકે તે વધુમાં વધુ સફળ થાય છે.

સર્વગ્રાહી કરકસરને સમજવા માટે એક સાદો દાખલો લઈએ.

બે દર્દીઓ ખસથી પીડાઈ રહ્યા છે, એક દર્દી સલ્ફેનેમાઈડ ગોળીઓ ખાય છે. અને બીજો જંતુનાશક મલમ ચોપડે છે. એકથી બે રૂપિયાના ખર્ચમાં અને એક અઠવાડિયામાં એને પૂરેપૂરો આરામ થઈ જાય છે.

બીજો દર્દી ઉપવાસ કરે છે. દૂધ, ફળ અને શાકભાજી ઉપર રહે છે. હોમિઓપેથિક ઔષધો લે છે. નિયમિત આખા શરીરના પેક, સૂર્યસ્નાન હવાસ્નાન અને ઘર્ષણસ્નાનથી ચામડીને કાર્યક્ષમ કરે છે. પરિણામે ત્રણથી ચાર મહિના પીડાઈને ૩૦૦ થી ૪૦૦ રૂપિયાના ખર્ચ પછી સાજો થાય છે.

પહેલી નજરે પહેલી સારવાર દરેક રીતે કરકસર ભરેલી લાગે છે. જૂના અને જાણીતા ધોરણે, નવો અખતરો કરવાનો નહિ. આજુબાજુના સગાવહાલામાંથી કોઈ રોકટોક ના કરે. સમયનો બચાવ, મામુલી ખર્ચ, લેશમાત્ર માથાફોડ નહિ, અને ટૂંક વખતમાં ચામડી ચોકખી.

એની વિરુદ્ધમાં નિસર્ગોપચારની સારવાર મૂર્તિમંત દુર્વ્યય લાગે. નવો પ્રયોગ, આજુબાજુના માણસોની સહાનુભૂતિ નહિ, દરેક જણ વિરુદ્ધની ટીકા અને ટકોર કરે. મહીનાઓ સુધી નિરર્થક પીડા. શારીરિક પરિશ્રમનો પાર નહિ અને ખસ જેવા મામુલી રોગ માટે આવડો મોટો ખર્ચ.

હવે દર્દી જો એમ સમજતો હોય કે ખસ એ મામુલી દર્દ નથી. પણ એ એક મહાન રોગ છે. એને દબાવી દેવાથી ક્ષય, કેન્સર, દમ, અને મીરગીપેશાબ જેવા જીવલેણ, ભયંકર અને અસાધ્ય વ્યાધિ ઊભા થાય છે. આ વ્યાધિઓ ઉત્પન્ન થયા પછી મોટાભાગના કેસોમાં રોગદમનની બાબતમાં હાથચાલાકીના ખેલ કરનારો દાક્તર હાથ ખંખેરી નાખે છે. અને નિસર્ગોપચારથી પણ ઘણા મોટા ખર્ચે અને ઘણા લાંબા સમયે આ વ્યાધિઓના ઘણાખરા કેસો સારા થાય છે. અને કેટલાય કેસોમાં નિસર્ગોપચાર પણ સંપૂર્ણપણે લાચાર હોય છે. ખસને શરીરમાં ઠેલવાનું કામ કોઈપણ મૂર્ખ માણસ કરી શકે છે. ખરું વિકટ કામ તો એને શરીરમાંથી બહાર કાઢવાનું છે.

તો આવી સમજણ ધરાવનાર દર્દી ખસને કદી સહેલા, સસ્તા અને ફોગટીઆ ઈલાજોથી દબાવશે નહી. પણ મુશ્કેલ, કપરા અને ખર્ચાળ ઈલાજોથી મટાડશે. નિસર્ગોપચારકોનો અનુભવ એ છે કે લાંબા રસ્તા સરવાળે ટૂંકા પડે છે, અને ટૂંકે રસ્તે ચઢી ગએલો માણસ કદી પોતાને ધ્યેય સ્થાને પહોંચતો નથી.

અલબત્ત મેં આ એક અંતિમ દાખલો આપ્યો છે. એના ઉપરથી કોઈ એવો ખોટો ખ્યાલ ન લેવે કે નિસર્ગોપચારની સારવાર દરેક રોગમાં એલોપથી કરતાં વિશેષ ખર્ચાળ હોય છે.

મુદ્દાનો પ્રશ્ન એટલો જ છે કે નિરામિષાહારીને મફત મળે તો પણ એ જેમ માંસ ખાતો નથી, તેમ સાચી સમજણ ધરાવનાર દર્દીએ ગમે એટલી સસ્તી કે ફોગટીઆ સારવાર જો આરોગ્યઘાતક હોય તો એને ફગાવી દેવી જોઈએ. અને આરોગ્યપોષક સારવાર ખર્ચાળ હોય તો પણ શક્ય હોય એટલી હદે એને અનુસરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

ઉપચારકલામાં એકાંગી કરકસર કલાને કેવી રીતે વિકૃત કરે છે એનો અભ્યાસ ખૂબ રસપ્રદ છે.

એલોપેથીમાં વિજ્ઞાને અદ્ભુત પ્રગતિ કરી હોવા છતાં તત્ત્વજ્ઞાન અને કલાને નામે એમાં મોટું મીંડું છે. પૂ૦ ગાંધીજી કહે છે કે "એલોપેથી અદ્ભુત વિજ્ઞાન છે." પણ એ એક અર્ધસત્ય છે. એલોપથીમાં અદ્ભુત વિજ્ઞાન હો ! છતાં, સાથે સાથે એમાં પેટભર તત્ત્વજ્ઞાન અને જંગલી ને ક્રૂરમેલ કલા છે એ આપણે ભૂલવું ન જોઈએ.

એલોપેથીનું સાચું ચિત્ર તો બે વિદ્વાન એલોપેથોએ જ આપ્યું છે.

પ્રો. સોલમેન કહે છે કે : "એક પેઢી પહેલાં તબીબી ચિકિત્સા એ એક કલા હતી, અને એનો વિજ્ઞાનમાં વિકાસ થશે એવી સૌને આશા હતી. આજે તો એનું કલા તરીકે કે વિજ્ઞાન તરીકે વર્ગીકરણ થઈ શકે એમ છે જ નહિ. આજે એક ગોટાળા તરીકે એનું વર્ગીકરણ થઈ શકે."

બીજી બાજુ ડૉ. ડબલ્યું જે. રોબીનસન કહે છે કે: "આજે જે રીતે ચાલી રહી છે, તે રીતે તો વૈદકવિદ્યા એ વિજ્ઞાન, નસીબ, અને પાખંડનું વિચિત્ર મિશ્રણ છે."

—ચાલુ

# સાહિત્યકાર

મકરન્દ દવે

એક દિવસ અચાનક મને ખબર પડી કે ફલ્ગુની પેઠે વહેતી મારી કીર્તિ રેતીમાં અદૃશ્ય થવાને બદલે દૂરના હૃદય-સાગરમાં ઠલવાઈ રહી છે. પહેલેથી જ ગામલોક મને સાહિત્યપ્રિય તરીકે તો પીછાણતા જ પણ હવે દૂર દૂરના સીમાડામાંયે સાહિત્યસર્જક તરીકે મારો કીર્તિ-ધ્વજ રોપાઈ ગયો છે. અને ખાસ તો ડૉ. શિવનારાયણના 'કૃષ્ણાયન'માં. સાંજે કાવ્યમંડળમાંથી નિવૃત્ત થઈ ઘેર આવ્યો તો પિતાજી, મોટાભાઈ વ. અત્યંત ધીમે સ્વરે કોઈ એક વાતની વિચારણા ચલાવી રહ્યા હતા. એ જ વાત હતી કે ડૉ. શિવનારાયણ તો મારી કાવ્યશક્તિ પર ખરેખર મુગ્ધ થઈ ગયા છે અને તેમની એકની એક પુત્રી—અરે શું નામ? જે યાદ રાખવા માગીએ એ જ ભુલાઈ જાય! સૃષ્ટિનો નિયમ જ એવો છે. પણ એ તો પ્રગલ્ભ વાદળની આડે છૂપાઈ ગયેલ વીજળી જેવું નામ! તેની પળવારની અદ-બ્ના મનોભોમને વધારે ને વધારે સળગાવવા માટે જ. એનું નામ કૃષ્ણા. અર્જુને મત્સ્યવેધ કરી કૃષ્ણાને જીતી લીધી તેમ મારી કાવ્યમેધામાં એવું એકાંગી જોર નહોતું. મારે તો પિતાજી, મોટાભાઈ મા વગેરેના સંયુક્ત સંમતિબળ પર આધાર રાખવાનો હતો.

ખેર, જવા દો એ વાત. એક દિવસ પિતાજીએ હાક મારી કહ્યું. 'જોગેન, જરા અહીં આવ તો!' હું બહાર 'સાહિત્યોદ્ધારક શિષ્ટ સમાજ'માં જવાની તૈયારી કરતો હતો. માથું ઓળી, કપડાં બદલાવી બેઠકમાં ગયો તો એક અજાણ્યા માણસને આરામથી ખુરશી પર બેઠેલા જોયા. મોટું ટાલવાળું માથું, તેની આસપાસ નાના નાના રૂપેરી વાળ અને ભરાવદાર ચહેરો. તેમની આંખોમાં, ન કળાય તેવી ચમક હતી. પિતાજીએ કહ્યું, 'ડૉક્ટર સાહેબને પ્રણામ તો કર!' પ્રણામ કરી હું બેઠો. પછી તો સાહિત્યની વાત નીકળી. તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ મારા કાવ્યસંગ્રહના ડૉક્ટર સાહેબે ખૂબ ખૂબ વખાણ કર્યાં—ખાસ કરીને તો મારાં ક્રાન્તિ ગીતો પર આફરીન થયા. રાતે સાંભળ્યું કે લગ્ન વિષે લગભગ નેવું ટકા નક્કી થઈ ગયું છે.

ડૉક્ટર પાસેના જ ચન્દ્રપુરમાં પ્રેક્ટિસ કરતા હતા. મનમાં થયું: એકવાર ત્યાંની યાત્રા કર્યા વિના હવે છૂટકો નથી. અને તક પણ તરત જ મળી ગઈ. મિત્રના લગ્નમાં આમંત્રણ મળ્યું હતું. તેના લગ્નોત્સવ પછી મેં વાત કરી.

'દોસ્ત, આ ગામમાં જ એક ડૉ. શિવનારાયણ છે...'

મિત્રે કહ્યું, 'અરે! તેને ન ઓળખું? અમારે અને તેમને ઘરના જેવો સંબંધ. બહુ બાહોશ માણસ, એવા જ સરળ, શાંત...' આ ગુણની યાદી કોણ જાણે ક્યારે પૂરી થાત. મેં મિત્રને અટકાવી વચ્ચે જ કહ્યું, 'હં, તેમના મકાનનું નામ શું કૃષ્ણાયન?' મિત્ર એકદમ ઉત્તેજિત થઈ બોલ્યો 'તે શું એ તારે કાંઈ સગા થાય?' મેં હસીને કહ્યું, 'સગા થવાના નથી. નજીકના ભવિષ્યમાં થવાના છે.' પહેલેથી છેલ્લે સુધી ઇતિહાસ સાંભળી મિત્રે કહ્યું, 'તો આ સોમવારે આપણે ભવનાથના મંદિરે જઈએ. કૃષ્ણા અને તેની મા બંને સોમવારે સાંજે ત્યાં દર્શન કરવા આવે છે. તારે સીધો પરિચય ન કરવો હોય તો એ જ ઉત્તમ વાત છે.'

સોમવાર આવ્યો ને અમે ભવનાથ કે ભવસાથ રહેનારનાં દર્શને ઊપડ્યા. મંદિરમાં મહાદેવને નમ્યા, ઘંટ વગાડ્યો, નમણ લીધું, પ્રદક્ષિણા યે ફર્યા છતાં દર્શનની પૂર્ણાહુતિ ન થઈ. છેવટે મિત્ર ચીડાઈને કહ્યું, 'તું ખરે જ કમનસીબ છો!' પણ મહાદેવનું નમન નિષ્ફળ કેમ જાય? મિત્રે આંગળી ચીંધી કહ્યું, 'એ પેલાં આવે ડૉક્ટરનાં પત્ની!' હાથ જોડી નમસ્કાર કરતા મિત્રે પૂછ્યું, 'કેમ માજી, કૃષ્ણાબેન આજે ન આવ્યાં?' જવાબ મળ્યો, 'કૃષ્ણા તો માધવપુર ગઈ છે. બેનપણીના લગ્ન ઉપર. કાગળ આવ્યો એટલે જવાની હઠ લઈને જ બેઠી.' થયું. સાંજની ગાડી ઊપડી ત્યારે મિત્ર 'વિશ યુ ગુડ લક, વિશ યુ ગુડ લક' કરતો રૂમાલ ફરકાવી છૂટો પડ્યો. ચન્દ્રપુરથી અમારું ગામ માધવપુર કોઈ બહુ દૂર નથી. માત્ર ચાર જ સ્ટેશન અને કપાયે ગાડી વધારે પણ રોકાતી નથી. વચમાં એક જગ્યાએ ક્રોસિંગ થાય છે અને ત્યાં ગાડીને સૌથી વધારે-વીસ મિનિટ આરામ મળે છે.

ક્રોસિંગ સ્ટેશન આવ્યું. ગાડી ઊભી રહી. વર્તમાનપત્રને બાજુ પર મૂકી જ્યાં બહાર ડોકિયું કાઢવા જાઉં

કે ત્યાં જ અડાબમ પોલિસ કોન્સ્ટેબલ આવ્યા. મારા ડબ્બાનું બારણું ઉઘાડી, મારો હાથ પકડી કહ્યું,

'મિસ્તર, તમને ગિરફતાર કરવામાં આવે છે.'

એક જણાએ મારી બેગ અને બિસ્તરો નીચે ઉતારી નાખ્યા. અત્યાર સુધી એકલા મુસાફરી કરવાનું મારા ભાગ્યમાં બહુ ઓછું આવ્યું હતું. ભયથી મારું અંગેઅંગ ધ્રૂજી ઊઠયું. કંપતા સ્વરે મેં પૂછયું, 'શા માટે? પણ ગુનો?' એક જણાએ જરા વક્રદૃષ્ટિ કરી કહ્યું, 'ગુનો ગુનો પૂછજે ઇનસપેક્ટર સાહેબને. બરાબર નિશાની મળી ગઈ છે.' બીજો પંજાબ તરફનો લાગ્યો. તેણે મારું કાંડું ખેંચી કહ્યું, 'જોયો મોટો એનાર્કિસ્ટ, સાહેબલોકનું ખૂન કરી ભાગવું રમતવાત નથી બચ્ચાજી!' એનાર્કિસ્ટનું નામ સાંભળી મારા રહ્યા સહ્યા યે હોશકોશ ઊડી ગયા. એકદમ રડતા સ્વરે હું બોલી ઊઠયો, 'હું એનાર્કિસ્ટ નથી. હું તો માધવપુરમાં રહું છું. બ્રાહ્મણનો દીકરો છું, જોગેન્દ્ર મારું નામ.' સામેની ગાડીની બારીમાં આ વખતે એક છોકરીનું ડોકું દેખાયું તેણે મક્કમ સ્વરે અંગ્રેજીમાં કહ્યું, 'તમને કોઇપણ માણસને એમ એરેસ્ટ કરવાનો અધિકાર નથી. પહેલાં વૉરંટ બતાવો!' પેલો પંજાબી કંઇક ભાંગ્યું તૂટ્યું અંગ્રેજી જાણતો હશે. તેણે કહ્યું, 'વારંટ! વારંટ સાહેબ પાસે છે. અમને બરાબર નિશાની આપી છે. એનાર્કિસ્ટ આ જ ગાડીમાં છે. સર રથફોર્ડનો ખૂની.' પેલી છોકરીએ આથી વધુ ઉત્તેજિત થઇ કહ્યું, 'તો પણ તમારાથી કોઇ પણ મુસાફરને આમ હાલાકીમાં ન મૂકી શકાય. તમારા સાહેબ આ જ ગાડીમાં સાથે હશે. તેઓ જાતે ખાતરી કરવા આવી શકે છે.' વાત પૂરી ન થઇ ત્યાં જ ઇન્સ્પેક્ટર દરેક ડબ્બો તપાસતા આવી પહોંચ્યા. આનંદથી ઉતાવળે પગલે દોડતા આવી તેમણે કહ્યું, 'મળી ગયો ને છેવટ!' એક શબ્દ પણ બોલવાની મારામાં હિંમત નહોતી રહી. ફાંસીનો માંચડો ને ઝુલતેણુ દોરીની કલ્પનાથી મારું આખું શરીર પરસેવે નીતરી રહ્યું હતું. પેલી છોકરી હજુપણ બારીમાંથી ઝૂકાવી પેલા પંજાબી સાથે લમણાઝીક કરી રહી હતી. ઇન્સ્પેક્ટરે પોલિસનો બચાવ કરતાં કહ્યું, 'અરે હું પોતે જ જ્યાં ભૂલ ખાઇ જાઉં ત્યાં આ કોન્સ્ટેબલનો શો વાંક? તમે પોતે જ જૂઓને બ્હેન! આ ચોપડીમાં ગુનેગારનું વર્ણન છે તેવી જ વેષભૂષા આ સાહેબની છે ના? અરે! વાળ ઓળવાની રીતમાંયે ફેર નથી.' એમ કહી તેમણે પેલા ક્રાન્તિકારનો ફોટો કાઢયો. અને ઉમેરતાં કહ્યું, 'કાલ સાંજથી સુખે ખાવા બેગા થયા નથી. અમારા સખત કામનો જરા ખ્યાલ કરો તો અમારી વર્તણુક માટે તમારે ગુસ્સે થવાનું કારણ ન રહે.' પેલી છોકરીએ સ્વસ્થ બેસતાં કહ્યું, 'પણ છતાં અમાનુષી આચરણ માટે પોલિસોએ તેમની માફી માગવી જોઇએ. રક્ષણકર્તાએ તો ગમે તેવા સંજોગોમાં મગજનું સમતોલપણું જાળવી રાખવું જોઇએ.' પોલિસવતી ઇન્સ્પેક્ટરે જાતે જ માફી માગી. વિસ્ફારિત આંખે હું તેમના તરફ જોઇ રહ્યો. બંને ગાડીના મુસાફરોની આંખો મારા તરફ મંડાઇ રહી હતી. તેમાંથી બચવા મેં જેમ તેમ મારો સામાન પાછો ગાડીમાં ગોઠવ્યો. સામેની ગાડીવાળી છોકરીએ પૂછયું, 'શું માધવપુર રહો છો?' આભાર માનવા જેટલીએ માનસિક સ્વસ્થતા મારામાં નહોતી. મેં ડોકું હલાવ્યું, 'પહેલી જ વાર બહાર નીકળતા હશો' તેણે ઉમેર્યું, હું આંખો ફાડી જોઈ રહ્યો. 'મિત્રની જાનમાં ગયા હશો.' કહી કોઈ વસ્તુ લેવા તેણે પોતાની નાજુક હેન્ડબેગ ઊંચી કરી. તેના પર લખ્યું હતું, 'કુમારી કૃષ્ણા પુરોહિત' ઓહ! નીચે કંઈ ડિગ્રી લખી હતી તે પણ હું વાંચી ન શક્યો. વ્હિસલ થઇ ને સામેની ગાડી ઊપડી. પેલી છોકરીએ ટટાર ગર્દન કરી, જરા તિરસ્કારભર્યું હસી કહ્યું, 'સાહિત્યનો શાર્દુલવિક્રીડિત ભલે જીવનમાં યે ખેલવા ઊતરે કાંઇ નુકસાન નહિ થાય.' તેની આંખો ડૉક્ટર કરતાંયે વેધક હતી. ગાડીમાં ને ગાડીમાં હું પગથી તે માથા સુધી સળગી રહ્યો.

ત્યારપછી પિતાજીએ ડોક્ટરને ઘણા પત્રો લખ્યા. પણ કાં તો ડોક્ટર આંખે અંધ થયા હશે. એમ હોય તો પત્ર કોઇ વાંચી સંભળાવતું નહિ હોય અને વાંચી સંભળાવતુ હશે તો ચોક્કસ તેઓ બહેરા બની ગયા હોવા જોઇએ. કારણ કે એકપ પત્રનો જવાબ ન આવ્યો.

# અમેરિકાનો એક બોધક પ્રસંગ

વિઠ્ઠલદાસ કોઠારી

[ હાલ કેટલાક લોકો હિન્દુસ્તાનના ભાગલા પાડવાની વાતો જોરશોરથી કરે છે તેમ બીજા દેશોમાં પણ એવા પ્રસંગો બનેલા છે. પહેલા વિશ્વયુદ્ધ પછી સૈકાઓની મથામણ બાદ આયર્લેન્ડને સરખાનિક સ્વરાજ આપવાનું થયું ત્યારે બ્રિટિશ સરકારે ઉત્તર આયર્લેન્ડને જુદું પાડીને તે દેશને માથે કાયમની ફાંસ મારી હતી. હાલમા પેલેસ્ટાઈનમાં યહુદીઓને વસાવવા માટે પેલેસ્ટાઇનના ભાગલા પાડવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. તે જ રીતે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના ભાગલા પાડવાનો પ્રયત્ન થયો હતો. તે પ્રસંગ આપણે માટે બોધક હોઇ અહીં તે ટૂંકામાં ઉતાર્યો છે. ]

હાલ જેને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો કહેવામાં આવે છે તે ઉત્તર અમેરિકાનો દક્ષિણ ભાગ છે. ઉત્તરમાં કેનેડા આવેલું છે તેની દક્ષિણે ૪૮ નાનાં મોટાં રાજ્યોનો આ સમૂહ છે. દક્ષિણ અમેરિકાનાં રાજ્યો તેનાથી સ્વતંત્ર છે. આ સંયુક્ત રાજ્યોમાંથી ૧૮૬૦ના અરસામાં દક્ષિણનાં રાજ્યો ઉત્તરનાં રાજ્યોથી જુદાં પડવા માગતાં હતાં. તેને માટે દેખીતુ કારણ ગુલામી પ્રથાનું હતું. દક્ષિણમાં ગુલામી પ્રથા હતી ત્યારે ઉત્તરમાં નહોતી એટલે ગુલામી પ્રથાના બળે પોતાનું આર્થિક વર્ચસ્વ ટકાવી રાખવા માટે દક્ષિણનાં રાજ્યો જુદા પડવા માગતાં હતા.

આ રીતે ભાગલા કરવાની નીતિના હિમાયતીઓમાં કેલ્હૂનનું નામ જાણીતું છે. તે પોતે ૧૮૬૦ના આંતરવિગ્રહ પહેલા મરણ પામ્યો હતો. પણ તે વિગ્રહ લાવવામા તેણે આગળ પડતો ભાગ ભજવ્યો હતો તે પહેલાં મક્કમ રાષ્ટ્રવાદી હતો પણ પછીથી અલગપણાની ચળવળનો અગ્રેસર થયો હતો.

તેની અને તેના સાથીઓની ઉશ્કેરણીથી ઊભા થયેલા જોશને પરિણામે ૧૮૬૦ના ઓક્ટોબરમાં દક્ષિણ કેરોલીના રાજ્યની પ્રતિનિધિ સભાએ સંયુક્ત રાજ્યોમાંથી જુદા પડવાનો ઠરાવ કર્યો અને લડાઇની તૈયારી કરી. તે જ પ્રમાણે મિસિસિપી, ફ્લોરીડા, અલ્બામા, જેવાં બીજાં રાજ્યોએ પણ ઠરાવો કર્યા. તે બધાંએ પછી ભેગાં થઇને જુદું સમવાયતંત્ર સ્થાપ્યુ.

આ પ્રમાણે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાંથી જુદા પડવું કે નહિ તે બાબત દક્ષિણનાં રાજ્યોમાં પણ મતભેદ હતો. કેટલાંક સંયુક્ત તંત્રમાં રહીને વધારે સગવડો મેળવવા ઇચ્છતા હતા ત્યારે કેટલાક જુદા પડીને વધારે સારી સગવડો મેળવવા ઇચ્છતા હતા. બીજા પક્ષનું કહેવું એમ હતું કે 'એક વખત જુદા પડીશું તો આપણું કોઇ સાંભળશે અને આપણને વધારે સારી શરતો મળશે. એમ અનુકૂળ શરતો મળ્યા પછી ફરી પાછા સંયુક્તતંત્રમાં જોડાઈ જઇશું અને આપણી સ્થિતિ મજબૂત કરીશુ.'

આ પ્રમાણે અલગતાવાદીઓ ફાવ્યા અને અલગપણું જાહેર થયું. તેમાં પ્રજાનો મત પૂછવામાં આવ્યો નહોતો પરંતુ સ્થાનિક પ્રતિનિધિ સભાએ તે પગલું લીધું હતું.

અમેરિકાના બંધારણ મુજબ બધાં રાજ્યો રાજી ખુશીથી સમવાયતંત્રમાં જોડાયાં હતાં. પરંતુ એક વખત જોડાયા પછી સ્વેચ્છાએ ગમે ત્યારે છૂટાં પડી શકે તેમ નહોતું. આથી સંયુક્ત રાજ્યોની સરકારે પોતાના બંધારણનો અમલ કરાવવા માટે જુદાં પડનાર રાજ્યો સામે લડાઈ જાહેર કરી અને સામસામાં લશ્કરો ભાથડ્યાં. કેટલુંક ખૂન રેડાયું અને છેવટે બન્ને પક્ષે એકંદરે ૭ લાખ માણસો અને ૪૨ અબજ રૂપિયાનો ધુમાડો કર્યા પછી દક્ષિણનાં રાજ્યોને નમતું આપવું પડ્યું પરિણામે સંયુક્ત રાજ્યોની અખંડતા કાયમ રહી અને આજે તે રાજ્યો અમેરિકાને નામે સમગ્ર દુનિયા ઉપર વેપાર, ઉદ્યોગ લશ્કરીબળ વગેરે બાબતમાં વર્ચસ્વ ભોગવે છે. તે વખતે તેના બે ભાગલા પડ્યા હોત તો આજે તે કેવી સ્થિતિમાં હોત તે વિચારવા જેવો પ્રશ્ન છે.

'સંપ એ જ બળ છે' એ સનાતન સિદ્ધાંત છે. બળ ભાગલામાં નથી પણ એકતામાં છે. ચીનમાં આજે બધા પક્ષો એક થવા મથે છે તેમાં તેમને સફળતા મળશે તો ચીનની શક્તિ દુનિયાને ચમકાવશે. તે જ પ્રમાણે હિંદ એક થાય તો દુનિયામાં તેની શકિત અજોડ થઈ શકે. ચાલીસ કરોડની વસ્તી અને કુદરતી સાધનસંપત્તિનું હિંદ પાસે જે બળ છે તે હિંદના ભાગલા પડી જાય તો શું રહે? અલસ્ટર જુદું પડવાથી આયર્લેન્ડની જેવી સ્થિતિ થઈ તેવી જ સ્થિતિ થાય ને?

સમગ્ર દેશના વિકાસની દૃષ્ટિએ અને કુદરતી રચનાની દૃષ્ટિએ જોતાં હિંદના ભાગલા પાડવા એ દેહછેદન કરવા જેવું છે. તેને પરિણામે રાષ્ટ્રશરીર નબળું જ પડશે અગર તેનું દહન થશે.

અમેરિકાની બાબતમાં આર્થિક હિતોનો વિરોધ એ ભાગલા પાડવાની પ્રવૃત્તિનું કારણ હતું. હિંદને માટે ધાર્મિક હિતોનો વિરોધ એ ભાગલાનું કારણ બતાવવામાં આવે છે. આર્થિક હિતો પરસ્પર વિરોધી હોય તો તેનો સમન્વય કરવો ઘણી વખત મુશ્કેલ થઈ પડે છે. પણ ધાર્મિક-હિતોનો સમન્વય કરવાનું મુશ્કેલ ન હોવું જોઈએ. ધર્મ પોતે જગતને નિભાવનાર વસ્તુ છે. તે જગતને સાંધે તો જ શોભે. એટલે ખરી ધાર્મિક ભાવનાથી પ્રેરાયેલાને ભેગા મળીને કામ કરવામાં મુશ્કેલી ન હોવી જોઈએ ઇજિપ્ત જેવા ઘણા દેશોમાં જુદા જુદા ધર્મના લોકો ભેગા મળીને રાજતંત્ર ચલાવે છે તેમાં ધર્મ આડે આવતો નથી તો હિંદમાં શા માટે આવવો જોઈએ? ઘણાય દેશોમાં ખ્રિસ્તીઓ અને મુસલમાનો ભેગા મળીને રાજતંત્ર ચલાવે છે તો હિંદમાં હિંદુઓ અને મુસલમાનો તેમ કેમ ન કરી શકે? ઇસ્લામ શાંતિનો ધર્મ છે તો હિંદુ એ સમન્વયનો ધર્મ છે. તે બન્નેના અનુયાયીઓએ પોતાના ધાર્મિક સિદ્ધાન્તોને અનુસરીને બન્નેનાં હિતોનો સમન્વય સાધવો જોઈએ અને કલહને ટાળવો જોઈએ.

હિંદમાં આજે અખંડહિંદ અને વિભક્ત હિંદના પક્ષો જોર પકડતા જાય છે તેવે પ્રસંગે અમેરિકાનો આ સૈકા જૂનો પ્રસંગ અને બીજા દેશોના અનુભવો ધ્યાનમાં રાખવા જેવા છે. તેમને સમજી વિચારીને આપણે ચેતીએ અને સ્થિતિ વીફરે તે પહેલાં સમજીને એકરાગ થઈએ તે ઇષ્ટ છે આપણે માટે સૈન્યોને લડાવવાનો સવાલ છે નહિ, પણ નિર્દોષોનું લોહી રેડાય એ વધારે ખરાબ અનિષ્ટ છે એ અટકાવવું જોઈએ.

◆

# વેઢિયો તે આનું નામ!

ઈશ્વર પેટલીકર

બેસતા ઉનાળામાં આકળા લાગતા સુરજની વિદાયના પડઘા પશ્ચિમાકાશમાં હજુ પૂરા શમ્યા ય નહોતા, ઢોરઢાંખરને અને પશુપંખીને ય હજુ લાગેલી ગરમીની પૂરી કળ વળી ન હતી, તડામાર ચાલતી કપાસની વીણણીથી પરવારી ઘણાખરા લોકો હજુ સીમમાંથી ઘેર આવ્યા ય ન હતા, દીવામાં સગ મૂકવાની બૈરાં તૈયારી કરતાં હતાં ને છૂપી પોલીસનો ઓચિંતો છાપો વાગે તેમ ગામના છેડે આવેલા સુથારના ઘરને ઘોઘા ધાડપાડુની ટોળીએ ઘેરો ઘાલી દીધો.

૧૯૪૨ની ઓગસ્ટની લોકક્રાન્તિ પછીનો અંધાધૂંધીનો સમય હતો. દેશમાં જુદાં જુદાં સ્થળોએ ચોરી, લૂંટ ને ધાડના પ્રસંગો બન્યે જ જતા હતા, તેમ કાનમ પ્રદેશના ગામોમાં આખા શિયાળામાં જુદે જુદે સ્થળે ધાડ પડયાના બનાવો રોજ નવા નવા સંભળાતા હતા. આજ બચારમાં વાણિયાને ઘેર, તો કાલ દેરોલી પાટીદારને ઘેર, તો પરમ દા'ડે દોરામાં લુવાણાને ત્યાં તો વળી ચોથે દિવસે કોઈ વખત ન સાંભળ્યું હોય તેવું નવું—ઢેઢને ઘેર ધાડ પડયાની વાત આવે. તો વળી પાંચમે દિવસે વાણિયાનો ફરી વારો બેસતો હોય તેમ દિવેરના વાણિયાની વાત આવે.

આમ આખોય કાનમનો શિયાળો ધાડથી ગયો હતો છતાં કોઈ ધાડના ધાડપાડુ પકડાયા ન હતા. કોણ હશે તે તો પકડાયા વિના કેમ કહી શકાય? પરંતુ દરેક ઠેકાણે એના એ માણસો હોય તેમ ઊંટ, ગાડાં, બુકાનીઓ અને પોલીસના પહેરવેશની વાતો આવતી. કરજણ તાલુકાના વલણ ગામનો ઘોઘો (અટક) નામનો વહોરો બહારવટીઓ થયો હતો એટલે લોકો અનુમાન કરતા હતા કે એ હોવો જોઈએ.

દરેક ઠેકાણાની વાત તો એ જાણે, પોલીસખાતું જાણે કે ભગવાન જાણે; પરંતુ '૪૩ના બેસતા ઉનાળાની સમી સાંજે કરજણ તાલુકાના કરણ ગામે એ ત્રાટક્યો એ વાત તો સાચી!

સમી સાંજના દીવાટાણે રજપૂતની ૫૦૦ માણસની વસ્તીવાળું એ ગામ, 'ઘોઘે સુથારનું ઘર ઘેર્યું'' એ વાતે તેલમાં માખ ડૂબે તેમ ડૂબી ગયું. દારૂ પીને રજપૂતી બતાવવા અમસ્તા અમસ્તા હાથ ઊંચા કરતા, અને હોળી-ધૂળેટી જેવા ઉત્સવોમાં ભાન ભૂલી પોતાના ભાઈઓનાં કપાળ ચૂવરાવતા એ વીર રજપૂતોમાંથી માનો એક પણ પૂત એવો ન નીકળ્યો કે એક રાંડીરાંડ ડોસીને ઘેરથી ઘોઘાને પાછો વાળે!

આ ધાડમાં નહોતાં દેખાતાં ઊંટ, ગાડાં કે ઘોડાં. ચારપાંચ માણસો જ ત્યાં હતા. બે પાછલે બારણે હતા. બે આગળ ને એક બે ઘરમાં દાખલ થયા હતા.

ઘોઘે ઘેર્યું''નું તો એક ઘર પણ ધરમીને ઘેર ધાડ આવવાની હશે તે કોણ મિથ્યા કરે? એટલે એકને બદલે બે ઘર ઘેરાઈ ગયાં.

આખા ગામમાં સીમેન્ટના પ્લાસ્ટરવાળું ઊંચું ને અટૂલું એ એકજ ઘરે ગામને છેડે આવેલું હતું. મૂળ એ બે ઘરાં હતાં, પરંતુ એની ઓશરી,

પરસાળ એક હતાં એટલે એક દેખાતું. બાકી અંદરનું રસોડું ને ઓરડો બંને ઘરનાં જુદાં હતાં. કુટુંબ પણ બે રહેતાં હતા, એકમાં ઘરધણી જાતે સુથાર ને બીજામાં નિશાળનો બ્રાહ્મણ માસ્તર. ને આમ એ માસ્તર અનાયાસે ઘેરાઇ ગયો તો ગયો, પરંતુ જે ઘેર ધાડ આવી હતી એણે એને અંદર હડસેલી પણ દીધો!

'કોણ છે ઘરમાં?' ધાડપાડુએ ભરી બંદૂકે ઉમગમાં પગ દીધો તેવું અંદરથી સુથારની ડોસીએ બહાર મોં કાઢયું.

હજુ એ કંઈ જવાબ આપે તે પહેલાં ધાડપાડુએ અંદર પગ મૂકતાં કહ્યું, 'મને ના ઓળખ્યો માસી! હું......'

ધાડપાડુ પોતાનું ઓળખાણ પાડે તે પહેલા છપ્પનીઓ જોયેલી ડોસીએ ઓળખાણ પડયાની ખાતરીમાં ડોકું નમાવ્યું જાણે પોતાને ઘેર ઘીનાં આધણ મૂકી એક દા'ડો ચૂરમું જમાડેલ તે અતિથિને—ભાણેજને—માસી એ વાતને વર્ષો વીત્યાં હોય છતાં કંઈ ભૂલે?

સાચજૂઠની પુરી ખાતરી નથી, પરંતુ ખોટું હોવાનું ય કારણ નથી. વર્ષો પૂર્વે એ જ ડોસીના દીકરાએ ઘોઘો જ્યારે બહારવટીઓ નહોતો પણ સૌની જેમ 'ગૃહસ્થ' હતો ત્યારે કોઈ એક કેસમા એને પોતાના તરફે સાક્ષીમા બોલાવ્યો હતો. ત્યારનું એ ઘર જોડે એને જૂનું ઓળખાણ. જૂની લેણદેણ વસુલ કરવા કે મિત્રતા સાભરી આવતા મહેમાની કરવા એ સમી સાંજે આવી ચડયો હતો.

પણ એની થાપ ખાલી ગઇ. એ આવ્યો હતો તો મામીના દીકરાઓને મળવા; પણ બે દીકરામાથી એકે ય ઘેર ન હતો. કહે છે—એમને ય ઘોઘાની ગંધ આવી હતી એટલે જ એ સલામાલેકમ્ કરી ગયા હતા.

ડોસી ય જાણે એની વાટ જોઈ રહી હોય તેમ સ્વસ્થ જ હતી 'આવ ભાઇ' એમ એણે આવકાર આપ્યો કે નહિ એ ઘોઘે પૂરો સાંભળ્યો ન હતો.

ધાડપાડુનાં પગલાંનો અવાજ બાજુના રસોડામાં વાળુ કરતા પતિ પત્ની ને આઠ વરસની બાળકીના માસ્તરના કુટુંબના ખ્યાલમાં આવ્યો જ ન હતો. 'કોણ છે?' એવો ઘોઘાનો અવાજ અંદર સંભળાયો હતો, અને એટલે જ વાળુ કરી રહેલા ભીના જમણા હાથને ડાબા હાથ સાથે મસળતાં મસળતા, ડોસીને ઘેર કોણ આવ્યું તે જાણવા માસ્તરે ઓરડો ઓળંગી બંનેની એક થતી પરસાળમા પગ મૂકયો.

ને માસ્તરનો એ પગ ત્યાંનો ત્યાં—અર્ધો ધરતી સાથે મંડાએલો ને અર્ધો ઊંચો ને ઊંચો જડાઇ ગયો! એક તો માસ્તર ને તેમાં પાછો બ્રાહ્મણ! ને બ્રાહ્મણમાં ય પાછો બ્રહ્મા જેવો ભોળો ને એના રોજના જમણની ઢીલી દાળ જેવો પોચો. એક ડોસો વાગે તો પછી બીજો ન માગે તેવા નીચા ને નકલી કાઠાનો એ જુવાન માસ્તર જાણે આળમની કંડારેલી મૂર્તિ હોય તેમ જડાઇ ગયો ને તેમા એ ડોસીએ એને વધુ જડી દીધો.

ડોસીને ઓરડામાં બેઠતાં ઘોઘે કહ્યું, 'મારે બીજી કશી પંચાત નથી. ભીખો કે એનો ભાઇ જ્યાં આ હોય ત્યાં ભલે રિયા. પાંચસો રૂપિયા જ મને આપો દે એટલે બસ!'

'સાચું કહું છું મારી પાસે નથી'

દારુના નશામાં ઘોઘાની આખ ઘેરાયેલી હતી મોંમાંથી વાસ પણ છૂટતી હતી છતાં અર્ધો ભાનમાં તો એ હતો જ. સાથે અર્ધો ભાનરતા ય હતી એટલે મોંમાંથી અપશબ્દ શરૂ થયો ન હતો. એણે કહ્યું: 'બનાવવાની વાત જવાદે, કપાસની આપી મોસમમા તારી પાસે પૈસા ન હોય તે હું માનું જ શી રીતે?' આટલું બોલતાં લોચા તો બે ત્રણ વખત વળ્યા હતા, પરંતુ સાંભળનાર ન સમજે તેવો ખીચડો નહોતો થતો એટલું જ.

'હું તને ખોટું કહું!' ડોસી મામીનું હેત બનાવતી હોય તેમ [illegible] સ્હીને વાત કરતી હતી 'ઘેર કાઇ પાઇ રાખતાં જ નથી પૈસાબૈસ બધું માસ્તરને ઘેર'

અને તેની સાથે જ ડોસીની નજર આગળથી પરસાળની સામી બાજુ જડાઇ ગએલી માસ્તરની મૂર્તિ ઉપર પડી એણે તરત ધાડપાડુના પંજા માથી છૂટવા માસ્તરને સંબોધીને કહ્યું, 'ખરું ને માસ્તર! મારા ઘરમાં કશું છે?'

મૂર્તિમા ઓચિંતો જીવ આવે તેમ માસ્તરનો જડાઇ ગયેલો દેહ ચેતનમાં આવી ગયો. ઘોઘાનું મો એના તરફ ફરે તે પહેલાં માસ્તરે પાછા હટવાને બદલે બે ડગલા એના ભણી આગળ ભર્યાં!

'ત્યારે માસ્તર, તમે આપો' માસ્તર તરફ દૃષ્ટિ માંડતાં ઘોઘે કહ્યું—

'માસ્તર' શબ્દમાં થયેલો ગોટાળો દૂર કરતાં ડોસી બોલી, 'એ માસ્તર નહિ, પણ પેલા..'

જોડેના ગામના જમીનદાર, શાહુકાર ને સાથે માસ્તરની અહીં વર્ષો સુધી નોકરી કરી ગયેલા 'માસ્તર' કે જેને ઘેર પોતે પૈસા મૂક્યા છે એમ કહી, તેનું નામ આપવું કે ન આપવું તેના વિચારમાં પડી જતાં ડોસીના મોંમાંનું વાક્ય અધૂરું જ રહ્યું.

નીસામાં ચકચૂર થયેલા એ ધાડપાડુને આ માસ્તર કે તે માસ્તરની લપમાં પડવાનો અવકાશ ન હતો, વિચારશકિત પણ એટલી ન હતી કે એટલું પૂરું ભાન પણ ન હતું. એ આવ્યો હતો તો મોટી આશાએ, પરંતુ ડોસી એકલી મળતાં બહાર ખાલી ગયો હતો. એને હવે ૫૦૦ જેટલી રકમ મળે તો સંતોષ માની લેવાય થતું હતું.

રસોડામાં જભી રહીને હાથ ધોવા જતી માસ્તરની પત્ની, વાતની ગંધ આવતાં બેઠી હતી ત્યાં ને ત્યાં ચોંટી ઈ. બ્રાહ્મણની દીકરી લાકડીઓ ગામવાની સ્થિતિ આવતાં છળી ડે ત્યાં આ તો સામે બંદૂકધારી, ક નહિ ને બે ઘરમાં આવ્યા. છળના બારણે હતા એ માણ- ની એને ખબર ન હતી. છતાં ઈ ન હોત તોય ભાગી જવાનું એના મુમાં જોર ન હતું. ને હોય તોય ના પતિને મૂકી, એનો જીવ પણ ન ચાલે? બાળકીને તો શું થઈ ગયું તે જ સમજાતું ન હતું. માના ખોળામાં માથું ઘાલી દઈ એ ડૂસકાં ભરવા લાગી ત્યારે માની જવાબદારી બેવડી વધી ગઈ.

'મારી પાસે રૂપિયા?' ઘડી પહેલાં જડાઈ ગયેલો માસ્તર કોઈ અનેરી સ્વસ્થતાથી, કોઈ સામાન્ય માણસ સાથે સ્વાભાવિક વાતચીત કરતો હોય તેમ ધાડપાડુને જવાબ આપી રહ્યો હતો. 'બત્રીસ રૂપિયા મને પગાર મળે અને આ મોંઘવારી......'

ધાડપાડુના એ પીધેલ અને અર્ધા બેભાન મોં ઉપર એ જવાબથી આછું સ્મિત ફરકી ગયું. એય જાણે સામાન્ય વાત કરતો હોય તેમ બોલ્યો, 'માસ્તર! તમારી સ્થિતિ મારી જાણ બહાર નથી. હું ય સમજું છું કે તમારી પાસે કશું ન હોય......'

બોલતા બોલતાં ધાડપાડુની જીભના લોચા વળી ગયા. તે બોલતો અટકી પડ્યો. માસ્તર વચ્ચે કંઈ બોલ્યો નહિ એટલે એ સ્હેજ અટકી બોલ્યો, 'હું ય તમારા જેવો કોંગ્રેસમાં માનવાવાળો છું.' પણ ફરીથી એની જીભ થોથરાઈ ગઈ. એની જીભનો લવો ન વળ્યો. જાણે અમળાઇને એ નીચે પડી જશે તેમ અડબડિયું ખાઈ ગયો. પણ ઊંચે અદ્ધર દોરડા ઉપર ચાલતો નટ પોતાની સ્વસ્થતા સાચવી લે તેમ જાતને કાબુમાં લઈ લેતાં એ બોલ્યો, 'પૈસાદારને લૂંટવામાં પાપ નથી.'

'પણ હું ક્યાં પૈસાદાર છું.' માસ્તરે સહજ હસીને જવાબ આપ્યો.

'પણ હું તમારી પાસે ક્યાં માગું છું? આ ડોસી તમને મજરે આપશે.' અને સ્હેજ દૂર ઊભેલી એની યજમાન ડોસી તરફ દૃષ્ટિ કરતાં એ બોલ્યો, 'કેમ, માશી! આપી દેશો ને!'

ડોસી હજુ હા-ના કંઈ કહે તે પહેલાં માસ્તરે કહ્યું, 'પણ મારી પાસે હોવા જોઈએ ને!'

પોતાના પતિને ગામ આખું જે રીતે માન રાખીને બોલાવતું હતું, વાતું કરતું હતું તે રીતે એક ધાડપાડુ પણ એની સાથે વાત કરતો હતો એટલે માસ્તરની પત્નીના મનમાં થોડી શાંતિ વળી. રડતી દીકરીની પીઠ થાબડવાની એના હાથમાં શક્તિ આવી. એણે ધાર્યો ય ન હતો એટલો ધાડપાડુ ખાનદાન નીકળ્યો. એને મોઢે કોંગ્રેસ હતી, ગરીબને ન લૂંટવાની વાત હતી, 'તમે' જેવા સંબોધનથી વાત કરવાની અર્ધ બેભાન સ્થિતિમાં ભાષા હતી.

ઘડી પહેલાં છવાઈ ગયેલી શ્મશાન દશામાં આશાનાં ચિહ્ન દેખાયાં. લૂંટશે તોય ખાનદાનીથી લૂંટશે તેવી બાઇના અંતરમાં શ્રદ્ધા પ્રગટી.

અને એ શ્રદ્ધા પછી પ્રથમ જ મોઢામાંથી દીકરીને આશ્વાસન આપતું વેણ નીકળ્યું. 'રડ નહિ બેટા! કોઈ કશું કરવાનું નથી.'

ધાડપાડુની સાથેની વાત પડતી મૂકી માસ્તરે રસોડા તરફ નજર કરતાં કહ્યું, 'શું કામ રડે છે બહેન! છાની રહે!' જાણે એ શબ્દોમાં કોઈ જાતનો ભય ન હોય તેટલી આસાનીથી એ અવાજનાં મોજાં વાતાવરણમાં ગુંજતાં હતાં.

'કોણ રડે છે? તમારી દીકરી છે?' ધાડપાડુએ ઝટ ઘરને એ ઘરની હદમાં મૂકેલો પગ પાછો હઠાવતાં કહ્યું, 'મારાથી બીએ છે? લે બેન! હું આ ચાલ્યો.' કહેતો ધાડપાડુ ડોસીના ઘરમાં આવીને વાત કરવા લાગ્યો.

'તમારી પાસે રૂપિયા નહિ હોય તે હું માનું છું. પણ મારે

રૂપિયા તો જોઈએ છે ગમે ત્યાંથી લઈ આવો '

' પણ ક્યાંથી લાવું ? '

' ગામમાંથી ગમે ત્યાંથી લઈ આવો '

માસ્તર ઘડી વાર એની સામે તાકી રહ્યો આ ધાડપાડુ ! અર્ધો પોણો કલાક સુધી આમ તું કે તા વગર વાત કરતો ધાડપાડુ–કોઈ બહાર કે અંદર પેસી નીકળી ન જાય એ તે માટે ચોકી ગોઠવ્યા છતાં પોતાને ગામમાં જઈ પૈસા લઈ આવવાની છૂટ આપે છે ! એની એ ઉદારતા કે પછી મામને નિર્માલ્ય માની કહેતો હશે ?

માસ્તરને વિચારમાં પડી ગયેલો જોઈ એ બોલ્યો, 'કેમ, મારું કહેવું ગળે ઊતરે છે કે નહિ ?'

માસ્તરે કંઈ જવાબ આપતા પહેલાં ડોસી તરફ નજર કરી એ દૃષ્ટિનો ભાવાર્થ સાનમાં સમજી ગયો હોય તેમ એ બોલ્યો, 'ડોસી, કહી નાખ કે એ રૂપિયા આપવા હું કબૂલ છું '

' હા ~બાપલા ! હા ! મારે કબૂલ છે.' ડોસીએ જવાબદારી લેતાં કહ્યું.

હજુ માસ્તરનું મન સચુંનું હોય તેમ એની નજર પોતાના ઘર તરફ–રસોડા તરફ–જ્યાં એની પત્ની તથા બાળકો બળતા નીંભાડામાં માંજારનાં બાળ પૂરાયાં જેવી સ્થિતિમાં હતા તે તરફ ગઈ

ચકોર ધાડપાડુ, ધીમે ધીમે વખત વીતતો હતો તેથી, હાથ ખાલી જવાથી અને નીસાની અસર વધતી જતી હોવાથી ભાન વધુ ગુમાવતો જતો હતો. છતાં માસ્તરની મૂંઝવણ પારખી જતાં બોલ્યો, 'માસ્તર ! હું ધાડપાડુ છું પણ મારે બૈરી છે, છોકરાં છે, ઈમાન છે, તમે ખુશીથી જાવ '

ધાડપાડુને એથી વિશેષ ખાતરી આપવાની જરૂર ન લાગી એના એટલા શબ્દો જ બસ હોય તેમ એ ત્યાં જ અટકી ગયો

જાણે, ક્યારે એના પંજામાંથી છૂટાય એમ માની ડોસીએ માસ્તરને ગામમાંથી પૈસા લઈ આવવા ઇશારત પણ કરી.

* * *

જામની રાત્રિને ધીમે ધીમે અંધકારનો ગારો અને ધાડપાડુનો બીજ્યું પામ બેસવો ક્યારનો ય શરૂ થઈ ગયો હતો સીમમાં રહી ગયેલાં માણસો–જે અજાણ્યમાં ગામમાં આવી ગયાં તે ટાઢના ચમકારથી ઠૂંઠવાઈ ગયાં હોય તેમ 'ધોધા'ના નામ માત્રથી ધ્રૂજી જઈ ઠેઠ ચૂલાની સોડમાં લપાઈ ગયાં હતાં ' ભોંમાં કોળિયો ઘાલેલાને વાત જાણતાં કોળિયો ગળે ઉતારવો ભારે થઈ પડ્યો હતો જેમને નાસવાનો લાગ હતો તે–બૈરાં છોકરાં–બીજનાં છાપરાંમાં નાસીને છુપાઈ ગયાં હતાં કારણ કે એવાં ગરીબ ને પછાત છાપરામાં ધાડપાડુ શું લેવા પેસે ? અને વાતો વાયરો ભાગોળ સુધી વાત લઈ ગયો ત્યારે સીમમાંથી જે ભાગોળ સુધી આવ્યા હતા તેમાંના થોડા ઘણા પાછા સીમમાં જ વિદાય થઈ ગયા ! રડતા છોકરાના મોઢા ઉપર એની મા હાથ દાબી એના રુદનને ગૂંગળાવી રહી હતી પાંચ જ માણસના આગમને પાંચસો માણસોની વસ્તી, જે રજપૂતાઈ ગઈ કાલે મેવાડની ગિરિકંદરાઓના રૂંવેરૂંવે શૌર્ય પ્રગટાવી ગઈ હતી અને જે રાણો પ્રતાપ વર્ષો સુધી રજપૂતાઈના ટેક માટે મોગલાઈને નમ્યા ન હતા તે જ રજપૂત વસ્તી, જો શિવાજી ન હોત તો સુન્નત હોત મળકી, એ રજપૂતાઈનો અવશેષ આજે રાખ થઈ જઈ નામશેષ બની ગયો હોય તેમ આખાય ગામમાં ધોંગ્ય નામ તો એક માત્ર મન ભડોભડ બીડાયેલાં બધ બારણાંની મૂંગી ભાષામાં છતી રહ્યો હતો

બિચારો માસ્તર ! એ બૂમ પાડતો છતાં કોઈ બારણું ઉઘાડતું નહિ, રખેને સાથે ધાડપાડુ હોય ! માસ્તર કહેતો–બારણું તો ઉઘાડો–હું એકલો જ છું. પણ એની મૂર્ખાઈ કર્યા વગર બીડાયેલા બારણા પાછળથી એટલો જ જવાબ આવતો 'માસ્તર સા'બ ! આપતા પણ નથી'

માસ્તરનું જે છેડે ઘર આવ્યું હતું તેને બીજે છેડે બાપુની ડેલી હતી બાપુ ગામના વૃદ્ધ, વડીલ ને ગામની નાડ જેવા હતા.

એણે ડેલી ઠોકી કે તરત માસ્તરે શબ્દ પડતાં દ્વાર ખોલ્યાં બાપુ અને એના દીકરા બેઠા હતા માસ્તરે ટૂંકમાં વાત પતાવી આવવાનું કારણ કહ્યું

બધી વાત સાનમાં સમજી લેતા બાપુ બોલ્યા, 'માસ્તર ! મારું માનો તો તમે હવે ઘેર જ ન જશો.'

'હેં ! ! !' માસ્તરનો અવાજ આશ્ચર્યથી ફાટી ગયો

અને એની સામે ઘરના રસોડામાં–નીંભાડામાં બળતાં માંજારનાં બાળ જેમ પોતાની પત્ની અને બાળકો દેખાયાં એના હૈયામાં એ

સલાહ સાત-સોનાની હોય પણ ઊતરે જ શી રીતે ? એણે કહ્યું, 'પણ ઘેર બચી અને એની મા છે તે?'

અનુભવી ડોસો રજપૂની ગુમાવી બેઠો હોય તેમ વ્યવહારડાહી સલાહ આપતાં બોલ્યો, 'તમે હજુ ત્યારે કંઇ સમજ્યા નથી. એણે તમારી સાથે જે રીતે વાત કરી તેનું કારણ જાણો છો ? તમે બ્રાહ્મણ છો, તમને હાથ અડાડવો કે લૂંટવા એને એ અધર્મ માને છે. તમે નહિ જાવ તો ય એ ઘરવાળાનું નામ નહિ દે તેની ખાતરી રાખજો.'

પરંતુ એવી વણીની ખલી ખાતરી માસ્તર સ્વીકારવા તૈયાર ન હોય તેમ આગળ દલીલમાં ન પડતાં એ બોલ્યો, 'બાપુ ! વૈરી છોકરીને ઘરમાં ધાડપાડુને સોંપી હું ભાગી જાઉં તેવું તો મારાથી શી રીતે બને ? હું બ્રાહ્મણ છું, શરીરે નિર્બળ છું ને મનનો પોચો છું પણ પતિ થઇને હું મારી સ્ત્રીને ધાડપાડુને સોંપું, પિતા થઇને મારી બાળકીને લૂંટારાને સોંપું—સોંપુ નહિ ને એમના ધર્મ ઉપર વિશ્વાસ મૂકું, એમાં મારો કયો ધર્મ ? એમાં મારું કયુ ઊંતરતર ? એના કરતાં તો ભલે હું ખાલી હાથે પાછો જાઉં મારું જે થવાનું હશે તે થશે પણ......'

એના અંતરમાં શી શી વેદના થતી હશે એ તો એનું મન જ જાણતું 'ભલું', પણ છતાં છેલ્લે જતાં જતાં માસ્તરે માગણી કરી જોઈ, 'બાપુ ! આપશો તો તમારા પૈસા નહિ જાય ડોસી જવાબ નહિ દે તો હું આપનારો તો બેઠો છું જ.'

બાપુની ઘરડી ને અંદરથી પોતાના કૃત્ય બદલ શરમાતી આંખ નીચું જોઇ રહેતાં બોલી, 'તમે માસ્તર, મારો સ્વભાવ તો જાણો છો; આખું ચોખળું ધાડથી ગાજી રહ્યું હોય ત્યારે હું ઘરમાં જોખમ રાખું એવો નથી......'

માસ્તરે બાપુની ડેલી છોડી. ડેલીનાં દ્વાર ફરીથી બંધ થયાં. માસ્તરનાં પગલાં ફળિયામાંથી ભૂંસાતાં બાપુએ દીકરાઓને ડહાપણની વાત કરતાં કહ્યું, 'પોતાનુ તો પોતાનું પણ સામાનુ ય માથું કપાવે તે આનું નામ ! માસ્તર પૂરો વેદિયો નહિ તો બીજું શું ? ધાડપાડુ માટે રૂપિયા ઊછીના લેવા નીકળતાં એને વિચારેય ન આવ્યો ! એનુ તો બહુએય લાગતું હોય પણ રૂપિયા આપે એનો મરો થાય તેનું એને ભાન છે ? જઇને એને આપે એટલે પેલો પહેલો જ સવાલ કરે—ક્યાંથી આણ્યાં ? ને પછી તરત બાપુના બારણે બંદૂકો મંડાય !'

૩

માસ્તરનો નકાર સાંભળતાં જાણે નિર્ણય કરી રાખ્યો હોય તેમ ઘોઘે કહ્યુ, 'ચાલો, ઘરમાં જે હોય તે—પેટી–પટારું તોડો !'

ખાલી હાથે જવાથી અપશુકન માનતા હોય તેમ, કે હાથ નાખ્યો એટલે નાખ્યો, ગમે તેમ થાય પણ ખર્ચ જોગા ૨૦૦-૫૦૦માં શું દીઠું માની અત્યારસુધી માસ્તરની ગેરહાજરીમાં જે ઘોઘો શાંત બેઠો હતો તે એના છેલ્લા દાવ ઉપર આવી ગયો.

હુકમ થતાં બે જણ પેટીઓ તોડવા તૈયાર થયા. ઓરડામાં કપડાં વગેરે ભરેલી ત્રણ પેટીઓ ઉપરાછાપરી હતી. એક જણ જ્યાં હજુ ઉપલી પેટી તોડવા જાય ત્યાં માસ્તરનો જીવ ઊંચે ચડી ગયો. ઉપર જ, ધોતિયાની ગડી નીચે નિશાળના નવા મકાન બાંધવાના ઉઘરાણાના ઉઘરાવેલા પાંચસો રૂપિયા ગડીબંધ પડ્યા હતા.

ને આખરે એને જુદા પડવાની જે ધાસ્તી હતી એ તો આવીને ઊભી રહી !

ઓચિંતું એને કંઇ સૂઝી આવ્યું હોય તેમ એ ખિસ્સાના કોટમાંથી ચાવીઓ કાઢતાં બોલી ઊઠયો, 'શું કામ પેટી તોડો છો. લેને હું જ ઉઘાડી આપું.'

ધાડપાડુએ પોતાની પાસે ચાવી માગવ ને બદલે માસ્તરના હાથમાં પેટી સોંપી દીધી— 'હયો..., તમે ઉઘાડી આપતા હો તો મારે કંઇ તોડવાની જરૂર નથી.'

એક બે વખત તો ખોટી બેટી ચાવી બેસાડી જોઇ પેટી ઉઘાડવામાં માસ્તરે જરા વાર કરી, અને એ રૂપિયા બચી જવાના હોય તેમ પેટી ઊઘડી ત્યારે એની ચોકી કરતા ધાડપાડુની નજર, કંઇ બીજા વિચારમાં હોય તેમ માસ્તરે રૂપિયાની થોકડી કાઢી પેટ આગળ ધોતિયાની પાટલીમાં ઘાલી દીધી.

'જુઓ આમાં કંઇ હોય તો,' કહી માસ્તરે અંદરનાં લૂગડાં પહોળાં કરવા માંડયાં ત્યારે જ એની ઉપરે ચોકી કરતા ધાડપાડુને ભાન આવ્યું.

પરંતુ આ એકજ નજર માસ્તરથી ચુકાવી શકાઈ. બાકી નીચલી પેટીમાં એના પોતાના રૂપિયા એકસો વીસ હતા તે તો ન જ બચ્યા,

એકસો વીસ જ રૂપિયા ! નાની છોડીના દસ તોલાના ચાંદીના છડા એ તે કંઇ વિસાત કહેવાતી હશે?

ઉવટ ધાડપાડુની નજર બ્રાહ્મણ–ણીના દેહ ઉપર મંડાઈ. અત્યાર સુધી સૂના ઘરમાં જે આંખે ઊંચી દૃષ્ટિ માંડી ન હતી તેમાં મેલ આવીને વસ્યો. હાથે પહેરેલી સોનાની બંગડીઓ ઉપર એની મેલી નજરે ત્રાક માંડી.

તરત જ બાઈએ પોતાના હાથેજ બંગડીઓ ઉતારી નીચે મૂકી દીધી. ધાડપાડુઓને હવે વખત ન હતો. કામ પતી જતાં એ જવા તૈયાર થયા.

માસ્તરને સોનાની બંગડીઓ કરતા ય દીકરીના કિંમતમાં મામુલી પણ જે ભાવથી દીકરીએ લેવડાવ્યા હતા અને પોતે મુશ્કેલીમાં લીધા હતા તે છડા સાંભરી આવતાં, નહોતું બોલવું છતાં તેનાથી બોલ્યા વિના ન રહેવાયું. 'નાની છોડીના એક છડા......'

જેના ખિસ્સામાં એ પડયા હતા એને ય જાણે એ ચટકા ભરતા હોય તેમ માસ્તરને આગળ બોલવાનો વારો જ ન રહે તેમ એણે ઉમરા ઓળંગતા પહેલાં અંદર એ પાછા નાખ્યા.

પંદર, વીસ ને પચ્ચીસ મિનિટ; જ્યાં લોકોને ખબર પડી કે ધાડપાડુઓ વિદાય થયા કે તરત લોકોનું ટોળું એ ઐતિહાસિક જગાએ ભેગું થઈ ગયું માસ્તરના દુઃખ માટે અફસોસ કરવા લાગ્યું પવિત્ર બ્રાહ્મણીને હાથેથી બંગડીઓ ઉતરાવી તે માટે ધાડપાડુઓને ફિટકાર વંર્ષાવવા લાગ્યું.

અને જ્યારે માસ્તરે કહ્યું કે નિશાળના ઉઘરાવેલા પાંચસો રૂપિયા ગયા ત્યારે, 'મૂઆ ગયા તો માસ્તર, એની ચિંતા ના કરશો. ગામના કરમના નહિ હોય ત્યાં તમે શું કરો? તમારી પાસે કોઈ માગતાનું નથી' એમ આશ્વાસન આપી મોડી રાત્રે લોક વેરાઈ ગયુ

સવારમાં જ્યારે એણે બાપુને ગામના આગેવાન તરીકે નિશાળની બચી ગયેલી પાંચસોની રકમ આપી ત્યારે બધાંના આશ્ચર્યનો પાર ન રહ્યો !

લોકો પૂછતા જ રહ્યા–'માસ્તર ! તમે કહેતા'તાને એ લૂંટાઇ ગયા?'

હસતા હસતા માસ્તર જવાબ આપતા 'એ તો હું તમારી પરીક્ષા કરતો હતો કે તમે કેટલામાં છો'

એક આખાબોલો બોલ્યો, 'અમારી પરીક્ષા હજુ તમારે બાકી હતી?'

અને સાચે જ એમની બીજી પરીક્ષા પણ પુરી થઈ. પાંચસો રૂપિયા ગયા હતા એમ રાત્રે જાણી માંડી વાળ્યા જેવા હતા, છતાં બીજે દિવસે પોતાના સવાસો રૂપિયાના ભોગે પાંચસો રૂપિયા બચાવનાર, પાછા આપનારને એટલા એના બ્રાહ્મણના મજરે આપવાની કોઇની જબાન ન ફાટી !

વર્ષોથી એ ગામનું ઉપરવાડે રહી, બહારગામથી ગોરપદું કરતા નરોત્તમ જોશીએ આ વાત જાણી, ભારે ખડખડ હસી પડતાં એમની લાક્ષણિક ઢબે બોલતાં એમણે કહ્યું, 'વેદિયો તે આનું નામ. આમે ય ગયા એમ કહ્યું'તુ ત્યારે પાછો ધર્મનો દાડો ઝાલી પાછા શું કરવા આપ્યા! એમાં અધર્મ ય શો હતો ! બંગડીઓ ને એ સૌ થઈને પાંચસોનું ગયું'તું ને પાંચસો મજરે લેવાના હતા !'



ધમધરી જિંદગીની આહ નાખનાર તું કોણ છે ભાઈ ! ફરિયાદ ન કર. મારા મૃમિન બંધુ, ઊંચે જો ! ઇશ્વર તારા પ્રત્યે જરા કઠોર છે પણ ક્રૂર નથી. ઇશ્વર પેલી ઉમદા માતાની જેમ કૃપાળુ છે. પેલી સ્પાર્ટન માતાની જેમ કે જે પોતાના પુત્રને ખભે ઢાલ બેરવતા કહેતી, 'એની સાથે ભિડા, અથવા તો એની ઉપર' હું પણ સંગ્રામભર્યો ઘેર પાછો ફરીશ—જો તેં રણમાં તારી ઢાલ સાબત રાખી હશે તો

કાર્લાઇલ

# માનવી આજનો અને આવતી કાલનો

લેખક : ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

એક અબજ વર્ષો પૂર્વે પૃથ્વી પર જીવસૃષ્ટિનો પ્રારંભ થયા બાદ ઉત્ક્રાંતિમાં છેલ્લી ઉત્પત્તિ મનુષ્યની છે. સાઠ કે સીત્તેર લાખ વર્ષો પહેલાં માનવ, અત્યારના ગીબન ચીમ્પાન્ઝીની પેઠે ઝાડની ડાળીએ ડાળીએ કૂદકા મારતો ચારપગો વાનર જેવો હતો. ભૂસ્તરવિદો અને મનુષ્યશાસ્ત્રવિશારદોના કથન મુજબ માનવજીવનનો ઉષઃકાળ ત્રીસ લાખ વર્ષો અગાઉનો આંકવામાં આવ્યો છે. અને અદ્યતન સર્વાંગસંપૂર્ણ માનવીના જેવા પ્રાચીન માનવીનો અસ્તિત્વકાળ ત્રીસ કે ચાલીસ હજાર વર્ષો પૂર્વેનો ગણવામાં આવ્યો છે. મનુષ્યની ઉત્પત્તિ થતા પહેલાં તેનો પ્રાણીસૃષ્ટિમાંથી વિકાસ થયો હતો. વિવિધ રૂપમાં વિકાસ પામતાં પામતાં અમુક જાતના વાનરોને મળતી જાત હસ્તીમાં આવી. આ જાતના બે ફાંટા પડયા. એક શુદ્ધ વાનરનો અને બીજો તેને મળતા વનમાનવનો, વનમાનવ એટલે વાનરોની નજીક આવે એવા ઘાટનો માનવી. વનમાનવમાંથી મનુષ્યનું રૂપાંતર થતાં સુધીમાં, માનવકુળની દસ હજાર પેઢીઓ પૃથ્વી પર પગલાં પાડી ગઈ છે.

ચાર્લ્સ ડાર્વિનના સિદ્ધાંત અનુસાર મનુષ્ય અને વાનરોના પૂર્વજો એક હતા. આના સમર્થનમાં મનુષ્ય અને વાનર વચ્ચે ગર્ભાધાનથી માંડી, લોહીના સમાન ધર્મ, બાહ્ય અને આંતરિક દેહબંધારણ અને રોગગ્રસ્ત બનવાની આસક્તિ વગેરેમાં ઘણું ઘણું સામ્ય છે. વળી પ્રાણી અને મનુષ્યને જુદાં પડયાંને લાખો વર્ષોના યુગ વહી ગયા છતાંયે અત્યારે કેમેરૂન પ્રદેશના બટકા પુરુષના મોંના ઘાટ ગોરીલાને આબેહૂબ મળતા આવતા હોય છે. બંનેની મુખાકૃતિઓ વચ્ચેનું સામ્ય જોતાં, આપણા વાનર સાથેના પુરાણા સંબંધો તાજા થયા વિના રહેતા નથી. ડાર્વિનના સિદ્ધાંતના વિરોધીઓ પણ છે. તેઓ માનવ અને વાનરના એક જ પૂર્વજ હોવાનું માન્ય રાખતા નથી.



ચાર્લ્સ ડારવિન

આની દલીલમાં મનુષ્યના હાથની રચના અને બુદ્ધિશક્તિ આગળ ધરવામાં આવે છે.

મનુષ્ય અને વાનરના મગજ સંબંધી ઘણી તપાસો હાથ ધરાઇ છે. પ્રો. ફ્રેડરીક ટીલનેએ (Tilney) સાબિત કર્યું છે કે "ગોરીલાનું મગજ બંધારણની દૃષ્ટિએ મનુષ્યના જેવું જ છે," ડૉ. સ્મીથ કહે છે કે "વાનરના મગજમાં કોઇ એવો ભાગ નથી કે જે માનવના મગજમાં ન હોય અને મનુષ્યના મગજની કોઇ એવી વિશિષ્ટ રચના નથી કે જે ગોરીલા અને ચીમ્પાન્ઝીના મગજમાં ન હોય. બન્નેના મગજ વચ્ચે જો કંઇ અસમાનતા હોય તો તે મનુષ્યના મગજના આગલા ભાગનાં ત્રણ કેન્દ્રોની (Centres) બાહુલ્યતા છે. આ કેન્દ્રો માનવીમાં પ્રમાણમાં વધારે ખીલેલાં હોય છે જ્યારે વાનરમાં નાનાં હોય છે. આ ત્રણ કેન્દ્રોના વિશિષ્ટ ગુણધર્મને લીધે વાનર, વાનર રહ્યો છે અને માનવ વાનર કરતાં સર્વોપરી બન્યો છે."

વિકાસક્રમના સિદ્ધાંતમા રસ લેતા વિદ્વાનોનું કહેવું એમ છે કે માણસની ઉત્ક્રાંતિ શારીરિક બળથી નહીં પણ મગજના વિસ્તારથી સધાઈ છે. મગજની ખિલવણી હાથને આભારી છે. કોઈ એક સુભગ પળે નરવાનર (ape man) અંતઃસ્ફુરણાથી બે પગે ચાલતાં શીખ્યો અને તેના હાથ અવનવાં કાર્યો કરવા છૂટા થયા.

પ્રાગૈતિહાસિક માનવ વસ્તુ-ચીજ હાથ વતી ઉપાડતો ગયો, તેને નિહાળતો ગયો અને તેનો ઉપયોગ કરતો ગયો. તેણે જોયું તે પ્રમાણે વર્તનમાં ઉતાર્યું. તેને વિચાર આવતા ગયા અને તે પ્રમાણે વર્તનમાં ઉતાર્યા. તે જેમ જેમ વર્તનમાં ઉતારતો ગયો તેમ તેમ તેને ઘણું સત્ય સમજાતું ગયું અને આ રીતે તે ઘણું ઘણું શીખતો ગયો. વનમાનવના જીવનમાં વિચાર પ્રમાણે આચરવાનું સત્ય પ્રગટયું હતું. આથી જ તેનો ક્રમિક વિકાસ સધાયો છે. કારણ કે વિચાર અને વર્તન વચ્ચેની સંગતિ સદા-ફલદાયી નીવડે છે.

નરવાનરમાંથી આધુનિક મનુષ્યની જન્માવતાર અવસ્થા સુધીમાં માનવના મગજની ક્રમિક ખિલવણી થતી ગઇ તેની સાબિતી જાવામાંથી હાથ લાગેલી માન-

ષના વર્ણન જેવા નરવાનરની (Pithecanthropus Erectus) ખોપરી છે આ ખોપરી પ્રાચીનમાં પ્રાચીન માનવીઓનો અસ્તિત્વ કાળ (પાચલાખ વર્ષો નો) રજૂ કરે છે વળી આ ખોપરી ધરાવનાર પ્રાણીની એક જાતી પતાની સાં



નર વાનર

કળ રજૂ કરતી પેકીનના ગાધીની દુકાનેથી હાથ લાગેની બીજી ખોપરી છે આ ખોપરી અઢી લાખ વર્ષો ઉપરના માનવીનો અસ્તિત્વકાળ રજૂ કરે છે

આ ખોપરીઓ ઉપર લાગેલા સ્નાયુઓના માપ અને આકાનુ નિરીક્ષણ કરતા એવુ અનુમાન કરવામા આવ્યું છે કે 'આ ખોપરીઓનુ મગજ વાનર કરતા ઊચી કક્ષાનુ અને આધુનિક માનવ કરતા નીચી કક્ષાનુ છે આ ઉપરાત શોધખોળ કરતાં જડી આવેલી બે ખોપરીઓની (રૂહોડેશીઅન અને નીઅનડરથલ માનવોની) રચના તથા તેના ઉપર અકાયેલા કાપાઓ ઉપરથી માનવીના મગજનો ક્રમિક વિકાસ સધાતો ગયો એ સ્પષ્ટ થાય છે

ઉત્ક્રાંતિવાદમા વિશ્વાસ નહિ ધરાવનારાઓ દલીલ કરે છે કે ગોરીલા અને ચીમ્પાન્ઝી બુદ્ધિશાળી તો છે જ તો તેમનુ માનવમા રૂપાતર થતું કેમ અટકી ગયુ છે ? પ્રાણી તરીકે ગોરીલા અને ચીમ્પાન્ઝી ખરે બુદ્ધિશાળી તો છે જ તેઓ સીધા ઊભા રહે છે અને



ચીમ્પાન્ઝી

હાથનો વપરાશ પણ કરે છે હાથના વપરાશથી તેમના મગજની વધુ ખિલવણી થાય પણ હવે તો આયુએ તેમની પ્રગતિ રૂંધી છે અને તેમના વિકાસને રુકાવ્યો ?.

માનવ અને વાનર વચ્ચે બાહ્યરેક બધારણની દૃષ્ટિએ એકમાત્ર અને આગળ પડતું જુદાપણુ હોય તો તે હાથપગના અગૂઠાઓમા છે આપણા હાથની બીજી આગળીઓથી અગૂઠાને આપણે સ્વતત્ર રીતે હલાવી શકીએ છીએ અને વાળી શકીએ છીએ અગૂઠાના આના હલનચલનથી આપણે હથિયાર ઝાલી શકીએ છીએ અને વાપરી શકીએ છીએ વાનરનો અગૂઠો આપણા અગૂઠા કરતા નાનો, આગળીઓથી આવે ગોઠવયેલો અને બીજી આગળીઓની પાસે ન લાવી શકાય કે આવો પાછો હલાવી ન શકાય તેવો હોય છે આથી વાનરને અગૂઠા અને આગળી વચ્ચે તણખલુ



વાનર

પણ પકડવુ મુશ્કેલ કે અશક્ય થઇ પડે છે આવી જ રીતે તેના પગના અગૂઠાની સ્થિતિ છે આપણા પગનો અગૂઠો શક્તિવતા 'લેવર' જેવો છે તેના ઉપર ઊભા રહી આખા શરીરનો ભાર ટેકવી શકાય છે એકલા અગૂઠા ઉપર શરીર ટેકવી ચલી પણ શકાય છે વાનરને અગૂઠો કશો ઉપયોગી નથી નીવડતો તે ધુંટી ઉપર ચાલે છે

પૃથ્વી ક્યારે બધાઈ અને કેમ વિકસી તેના કરોડો વર્ષોનો ઇતિહાસ રેડિયમ દ્વારા નક્કી કરી શકાયો છે અના આધારે એવુ અનુમાનવામા આવ્યુ છે કે પૃથ્વીની જિંદગીના ત્રણ અબજ વર્ષો વીતી ગયા છે આ સખ્યાતીત વર્ષોની પૃથ્વીની જિંદગી લેખે તેના પટ પર માનવીનું રૂપ વિકસવ ને તો માત્ર ત્રીસ જેટલા જ વર્ષો થયા છે આ કોટિ યુગોના કાળને ઘડિયાળની પેઠે માપીને નક્કી કરીએ અને તને આજના દિવસની પુરાણી કલ્પના

લગાડીએ તો એ ઘડિયાળનો એક કલાક પચીસ કરોડ વર્ષનો થાય. બ્રહ્માના દિવસની કલ્પના અનુસાર પૃથ્વી પર માનવીનું રૂપ વિકસવાને માત્ર ચાલીસ સેકન્ડ જેટલો જ સમય લાગ્યો છે!

વળી એક ગણિતીના કથન અનુસાર માનવરૂપ વિકસ્યાના સમય લેખે, સિત્તેર વર્ષની સરેરાશ ચાલુ મર્યાદાવાળો માનવ, માત્ર ત્રણ દિવસની ઉમ્મરવાળો જ લેખાય. અગણિત કાળથી વિસ્તરતા વિશ્વમાં વર્તમાન કાળનો


માનવ

માનવ તો હજુ નાના બાળ જેવો છે. હજુ હમણાં જ તેણે ઘોડિયું અને ઘાવણું છોડ્યાં છે. હમણાં જ તે ઘરનો ખૂણો છોડી વિશાળ વિશ્વની વિસ્તૃતતાનો ખ્યાલ પામ્યો છે. અબઘડી જ તે વિશ્વનિયંતાની અકળ કળા અને લીલા અસ્ફુટ નયને નિહાળતાં શીખ્યો છે. હજુ તેની બુદ્ધિનો વિશેષ વ્યય ખાનપાન અને સુખસગવડની શોધમાં થાય છે.

કાળભગવાનની ઘડિયાળની સેકન્ડોની ટક્ ટક્ તે વર્ષો છે અને મિનિટો તે માનવની આયુની અવધિ છે. કાળભગવાનની ઘડિયાળની થોડી મિનિટો થયાં જ માનવીને વિશ્વની વિશાળતાનો અને અવકાશની અનંતતાનો ખ્યાલ આવ્યો છે. કાળભગવાનની દોઢ મિનિટની અવધ અગાઉ જ તેણે તારા અને નિહારિકાઓનાં અંતર જાણ્યાં છે. પોણી મિનિટ પહેલાં જ હર્ટ્ઝસ્પ્રન્ગ અને શેપલીએ તારાના પ્રકાશવર્ષનું જ્ઞાન આપ્યું છે. કાળભગવાનની ઘડિયાળની છેલ્લી ટક્ વખતે જ હબલેએ જે તારાના પ્રકાશને પૃથ્વી પર આવતાં ૧૪૦ લાખ પ્રકાશ વર્ષો થાય એવા કલ્પનાતીત દૂરના તારાનું દૂરબીન દ્વારા નિરીક્ષણ કર્યું છે. માનવજાતિ તો હજુ બાલ્યાવસ્થામાં છે અને તેણે હમણાં જ તેને વિશ્વની વિશાલતા અને ગહનતા અવલોકવાનું અને રહસ્યમયતા ઉકેલવાનું સ્ફુરણ થયું છે.

પૃથ્વીને અસ્તિત્વમાં આવ્યાં જેટલાં વર્ષો વીત્યાં છે તેટલાં અગર તો લગભગ બે અબજ વર્ષો પછી પૃથ્વીના છેલ્લા શ્વાસ ઘૂંટાશે. માનવકુળની 'જિંદગી' પણ આટલા સમય પર્યંત વિદ્યમાન તો રહેશે જ. કાળના સતત પ્રવાહમાં માનવકુળનો ભૂતકાળ જેટલો અસ્પષ્ટ છે તેટલો જ તેનો ભવિષ્યકાળ પણ અગમ્ય છે. પણ એ અંધારપડછાયામાંયે વિદ્વાન પુરુષો બુદ્ધિ અને કલ્પનાની તેજમશાલ ધરી ભાવિના માનવીની દેહરચના અને જીવનતંત્રમાં થનારા અવનવા ફેરફારો વિષે કથન કરી રહ્યા છે.

સર જેમ્સ જીન્સ હજારો લાખો વર્ષોના ભાવિના ગર્ભમાં દૃષ્ટિપાત કરી દ્રષ્ટા તરીકે કહે છે કે: "સૃષ્ટિના સૌંદર્યદાતા અને પાલક સૂર્યદેવ તો તેવાને તેવા જ રહેશે અને પૃથ્વીની તેમની આસપાસની પરકમ્મા પણ અત્યારની જેમ ચાલુ જ રહેશે. સમયની ગણતરી કરવા આપણે બાંધેલા વર્ષની મર્યાદા લાંબી થવી જોઈએ. હાલના કરતાં વધારે ઠંડી વ્યાપવી જોઈએ. મનુષ્યના વપરાશને લીધે કોલસો, તેલ, જંગલો નાશ પામ્યાં હશે પણ આથી કંઈ માનવવંશ નાશ પામશે એમ ધારવું નહિ. હા, એમ બનશે ખરું કે આપણા વંશજોની સંખ્યાવૃદ્ધિને લીધે પૃથ્વી ઉપર તેમનો સમાસ કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થશે અને વળી થોડા જ માણસો પૃથ્વી ઉપર વસવાની ખાહેશ ધરાવતા હશે. તે અરસામાં માનવજાતિ અત્યારના કરતાં ત્રણ લાખ ગણી "વૃદ્ધ" હશે એટલે તેઓ આપણા કરતાં એટલા બધા ગણા જ્ઞાનવૃદ્ધ તો હશે જ, એટલે તેમને વસાહતના અને જીવનવ્યવહારના પ્રશ્નો નહિ મૂંઝવે એ સહજ સમજાય એવી બીના છે."

વિદ્વાનોનું ભાવિકથન કલ્પનાવિહાર કે ટાઢા પહોરનાં ગપ્પાં સમજવાનું નથી, પણ તે માનવીની ઉત્પત્તિથી માંડી અત્યાર સુધીના તેના શારીરિક વિકાસક્રમના શ્રેણીબદ્ધ અભ્યાસના આધારે કરવામાં આવેલું હોય છે. આપણી પાસે અડધા લાખ વર્ષો ઉપરના જાવાના નરવાનરની ખોપરીઓ તથા ઉત્ખનિત અવશેષો (Fossils) થી માંડી આજદિન સુધીના માનવીના રૂપાંતર


જાવાનો નરવાનર

અને ક્રમિક વિકાસની સળંગ કથા રજૂ કરતા પુરાવાઓ મોજૂદ છે. આ ઉપરથી ભવિષ્યમાં થનારી આપણી શારીરિક ખિલવણી કે કેટલાંક અવયવોના નાશ પામવાની સંભવિતતા ઉપર, વૈજ્ઞાનિક દષ્ટિએ થયેલાં અનુમાનો અને મંતવ્યો સાચાં માનવા માટે સબળ કારણો છે.

અમેરિકાના અગ્રગણ્ય મનુષ્યશાસ્ત્રવિદ્ ડૉ. હર્ડલીકા (Hardlicka) અને ન્યૂયોર્ક નેચર મ્યૂઝીઅમના ડીરેક્ટર, પ્રાણીશાસ્ત્રવિદ્યામાં ખ્યાતનામ રોય ચેપમેન એન્ડ્રુઝે ભવિષ્યના માનવ વિષે રસિક કથન કર્યું છે. વિકાસ-ક્રમની દષ્ટિએ માનવ હજુ સર્વાંગસંપૂર્ણ નથી. દેહને યંત્રવત્ લેખીએ તો યાંત્રિક બંધારણની દષ્ટિએ માનવ-દેહ સંપૂર્ણ અને ખોડખાપણ વગરનો નથી. આમ હોવાથી તેને અમુક ઉમ્મર વટાવ્યા બાદ કેડકમ્મર અને પગના દુખાવા થઇ આવે છે અને સારણગાંઠ, એપેન્ડી-સાઇટીસ જેવાં દર્દોનો તે ભોગ થઇ પડે છે.

માનવીની રૂપાંતરસ્થા પ્રત્યેની પ્રગતિ કાયમ છે. આ વિકાસ એવો તો ધીમો ધીમો અને જરા જરા થતો જતો હોય છે અને હજારો વર્ષોના ગાળે અમુક સ્થિતિએ પહોંચતો હોય છે કે આપણને તે વિષે કશો ખ્યાલ કે કલ્પના પણ ન આવી શકે. ભૂતકાળના આવા ક્રમિક વિકાસને દષ્ટિ સમીપ રાખી, રોય ચેપમેન એન્ડ્રુઝ ભાખે છે કે "આજથી પચાસ હજાર વર્ષ પછીનો માનવ આપણી નજરે હાસ્યાસ્પદ નીવડે તેવો, કોઇ ખરાબ સ્વપ્નામાં આવેલી વિચિત્ર આકૃતિ જેવો હશે. તેમનાં મોં નાનાં બચુકલા પણ તેના ઉપર ઘડા જેવા મોટા માથાની શોભા હશે. માથાની શોભા તો વાળથી દીપે પણ ઘડા જેવું મોટું માથું ટાલિયું હશે, તેને પણ વાળની શોભા નહિ હોય—સ્ત્રીઓને પણ.

ભવિષ્યનો માનવી ખૂબ બુદ્ધિશાળી અને કાર્યદક્ષ હશે પણ તેની શ્રવણ, સ્વાદ, નેત્ર અને ઘ્રાણેન્દ્રિયોની ક્રિયાશક્તિ મંદ પડેલી હશે. જાવાના નરવાનરની ખોપરીથી માંડી આજસુધીના માનવીના મગજના કદ અને વજન વધતા ગયાના પુરાવા મળી આવે છે. આ દષ્ટિએ ભાવિના માનવીનું મગજ કદમાં વધારે હશે એ નિઃશંક છે. મોટું માથું બુદ્ધિમત્તાનું દર્શક હોય છે એવું પણ નથી હોતું, પણ વિકાસની કક્ષા જોતાં "હીર બડા" મો સકર્મી'ની સત્યતા પુરવાર થતી જોવામાં આવે છે. પરાપૂર્વ માનવીથી માંડી અદ્યતન માનવીના મગજનાં વિચાર ચિંતન કેન્દ્રો પુષ્ટ થતાં



ભાવિ માનવી

જતાં જોવામાં આવે છે. પણ મગજનો ઉત્તરોત્તર વિકાસ સધાતાં કેટલીક ચેતનેન્દ્રિયો મંદ થતી જાય છે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. પણ આજે માનવીએ ઇન્દ્રિયોની કાર્યશિથિલતા નિવારવા 'ટેલિસ્કોપ' અને શ્રવણેન્દ્રિયને મદદકર્તા યંત્ર-સાધનો શોધ્યાં છે પણ ખરાં—આ પણ વિકસેલા મગજની બક્ષિસો તો છે ને! આપણી આંખના ગોખલાની ઉપર ભવાંવાળું હાડકું ઉપસેલું અને આગળ પડતું હોય છે. જાવાના નરવાનરથી માંડી પેકીંગ માનવ કે રહોડેશિયન કે નીઅન્ડરથલ માનવને આ હાડકું વધારે આગળ પડતું અને છાજલી જેવું હતું. તાર્કિક દષ્ટિએ ભવિષ્યમાં આ હાડકું ઘટતાં ઘટતાં છેક નાબૂદ થઇ જતાં સપાટ સમાં થઇ જશે. સર આર્થર કીથ કહે છે કે "અદ્યતન સ્ત્રીઓના મ્હોંના ઘાટ આ વિકાસના દિશાસૂચક હોય તેવા બનતાં જાય છે."

આપણા દાંતની સ્થિતિ દિનપ્રતિદિન ખરાબ થતી જતી આપણે અનુભવી છીએ. મૂળમાંથી નબળા, વાંકા-ચૂંકા ઊગેલા અને વળી કેટલાકને ઉગેલા દાંત જ ન ઊગેલા હોય, આવી આપણા દાંતની સ્થિતિ છે. આનું કારણ આપણો પોચો અને અતિ પકવેલો ખોરાક છે. વળી આ કારણોથી ભવિષ્યમાં આગલા કાપવાના દાંત સદાને માટે અદશ્ય થશે અને જો કદાચ ભાવિ માનવ ખોરાકના સર્વ ગુણો અને મૂલ્યોધારક ગુટિકાઓ ઉપર જ નભતો થઇ જશે તો તેના મોમાંના દાંત સદાને માટે રજા લેશે, એ ચોક્કસ છે.

માનવ જેમ જેમ ઉત્ક્રાંતિનાં સોપાન ચડતો ગયો તેમ તેમ તેનું આગળ પડતું મોં અને લાંબા જડબાં નાનાં થતાં ગયાં. જેમ જડબાંનો વપરાશ ઓછો થતો ગયો તેમ ફકત ખોરાકના ચવર્ણ માટે જ મોની અંદર શક્તિવંતા સ્નાયુઓ વધતા ગયા. પણ દિવસે દિવસે આપણો ખોરાક ઓછો ચાવવો પડે એવો થતો જાય

છે એટલે ભવિષ્યમાં મોંમાના સ્નાયુઓ ઘટતા જઈ, મોંનો ઘાટ નાનો અને અંદર ઊતરી ગયેલો થાય તો નવાઈ નહિ.'

ભાવિમાનવીના ઘૂંટણ નીચેના પગ લાંબા, ઉપલું અડધું અંગ ટૂંકું, પગ અને હાથ સાંકડા, અને આંગળીઓ અને અંગૂઠા નાજુક હશે. અર્વાચીન માનવીમાં ચાલતી વખતે મધ્યવર્તી રેખા–ગતિ વચલી આંગળીથી અંગૂઠા ઉપર આવી પડી છે. આથી નાની આંગળીનો ઉપયોગ ક્રમશઃ ઘટતો ગયો છે. રૂપાંતરાવસ્થાઓમાં પ્રાણીઓનાં અવયવ ભાગ્યે જ કાયમ રહે છે, એટલે પગની નાની આંગળી નાની નાની બનતાં કદાચ નાશ પણ પામશે. બને કે ભાવિમાનવની જીવનમર્યાદા વધશે પણ તેનાં દાંત, મોં, આંખ, કાન, નાક વગેરેની અનારોગ્યતા ચિંતાજનક નીવડશે. હૃદયરોગ, કેન્સર, મધુમેહ, ચામડીનાં દરદો વગેરે વધતાં જશે. પણ આ દરમ્યાન માનવીની જ્ઞાનવૃદ્ધિ થતાં તે માટે રામબાણ ઉપચારો પણ અસ્તિત્વમાં આવશે.

આ તો બધી શારીરિક પરિવર્તનની વાત થઈ. માનવીના માનસિક અને આધ્યાત્મિક દશાનાં શાં પરિવર્તન થશે તે વિષે કશું કહી ન શકાય."

કેટલાક વિદ્વાનોનું ધારવું એમ છે કે ભવિષ્યમાં માનવકુળધ્વંસક કોઈ તત્ત્વ નથી, જ્યારે કેટલાક જ્ઞાનીઓનું કહેવું એમ છે કે માનવજાત અડધા લાખ વર્ષ પછી વધુ જીવી નહિ શકે.

દરેક જીવસૃષ્ટિની જીવનમર્યાદાનો આંક નિર્માયેલો હોય છે. હજારો વરસોના ગાળામાં પ્રાણીમાત્ર શારીરિક અનેક રૂપાંતરો વટાવી દેહબંધારણમાં અનેક પરિવર્તનો પામી છે. કેટલાંક પ્રાણીઓ મહાકાય દેહધારી બની, અનેક પેઢીઓ પર્યંત પ્રજનન ચાલુ રાખી, તેના અંડદેહની નિર્બળતા વધતાં તે પૃથ્વી પરથી સદાને માટે અદૃશ્ય થાય છે. પૃથ્વી પર અસંખ્ય કોટિ યુગો વહી ગયા છે. યુગે યુગે આવી અનેક જીવસૃષ્ટિ ધ્વંસ પામતી ગઈ છે અને એમનાં કલેવર કાદવ માટી રેતી વગેરેના થર નીચે દબાઈ ગયાં છે. આ કલેવરનાં રૂપાંતરિત સ્વરૂપોના ઉત્ખાત અવશેષો અત્યારે જડી આવે છે. આ ઉપરથી આપણને ખ્યાલ આવે છે કે એક યુગમાં ડાયેનોસેરીસ અને મેમોથ જેવાં બીહામણ અને મહાકાયધારી પ્રાણીઓ ભૂપૃષ્ઠ ઉપર વિચરી રહ્યાં હતાં.

બીજાં પ્રાણીઓના વિકાસક્રમની કથા જેનાં માનવજાતનો વિકાસ કાળના ટૂંકા ગાળામાં અને ઝડપી થયો લેખાય. આપણા અશ્વનો દાખલો જુઓ. ઇઓસીન યુગમાં તે ઘેટા જેવડા કદનો અને ચાર આંગળાંવાળો હતો. ઓલીગોસિન યુગમાં તેનું એક આંગળું લુપ્ત થયું અને ગેંડાની જેમ ત્રણ આંગળાં કાયમ રહ્યાં જેમ જેમ આગળ વધતા જઈએ છીએ તેમ તેમ તેનાં આંગળાં ઘટતાં જાય છે અને તેના શરીરના બંધારણમાં ફેરફારો થતાં જાય છે. આજના અશ્વને તેના કદની પુખ્તાઈ અને સુઘડતા પ્રાપ્ત થતાં સાઠ લાખ વર્ષોના યુગ વહી ગયા છે.

પૃથ્વીનાં પડલો અને આકાશના વાયુમંડળો ઉપર સ્વામિત્વ ભોગવતા અર્વાચીન માનવીના જીવન પાંગર્યાનો ઇતિહાસ ટૂંકો પણ જ્વલંત છે. જાણે કે આકાશમાંથી વર્ષતા "ખરતા તારા"ની જેમ, પ્રાણી જગત ઉપર વર્ચસ્વ જમાવવા, પ્રાણી જગતમાં ઉચ્ચતમ સ્થાન પ્રાપ્ત કરવા તેણે જન્મ ધર્યો છે. પણ ખરતો તારો જેમ ક્ષણભર ઝળૂકી, તુરતમાં જ તેજવિહીન બની પથરો થઈ પડે છે તેમ માનવકુળ પણ ભાવિ ભૂતકાળના અવશેષો પાછળ મૂકી ઝડપથી અદૃશ્ય થઈ જશે.



પૃથ્વી પર આત્મા ચેતનાનો આવિર્ભાવ ને આ નાશવંત ખોળિયામાં પણ અનંતનું અસ્તિત્વ આપણે કબુલ રાખતા હોઈએ તો આ ક્ષણભંગુર ને માટીની કાયાના વાસી તરીકે જ આત્મ ને આપણે પિછાણવો ન જોઈએ. પણ જેમાં તે ઉત્પન્ન થયો છે, વારંવાર જેના તાણાવાણા વણી તે જીવનની પછેડી વણાટ કરે છે, જેનાથી એ પોતાનું ઘર સર્જે છે, તે વસ્તુને, તે માટીના પીંડાને પણ એ આત્માને યોગ્ય ને ઉમદા ઉપાદાન તરીકે આપણે માન્ય રાખવો જ જોઈએ. જીવનનાં પાર્થિવ તત્ત્વોનો સંપૂર્ણ સ્વીકાર કર્યા વિના આત્માની ઉચ્ચતા ઓછી અદ્ધર રહી ન શકે.

શ્રી અરવિંદ
(લાઇફ ડિવાઇન)

# દેશદેશની લોકકથાઓ



## મોતી પદમણી [ ગયા અંકથી સંપૂર્ણ ]

સાંજ વીતી, રાત પડી. અંધારાં ઘેરાયાં કે રાજાને રૂડા શણગાર સજાવી રાણી નગર બહાર ચાલી. નગરની ઉત્તરે સતી માતાનું કાળજૂનું મંદિર હાજરાહજુર સતી મા. પણ રાત વખતે ત્યાં કોઈ પગલું ન માંડે રાજાને મંદિરે પહોંચાડ્યો અને રાણી પાછી ફરી ગઈ પાછી ફરતાં કહેતી ગઈ: જાગે સો પાવે; સોવે સો ખોવે.

બરાબર બારનાં ઘડિયાળાં વાગ્યાં કે મોતી પદમણી સોળ શણગાર સજી, બાર આભૂષણ પહેરી બહાર નીકળી. મોલ બહાર પગ દેતાં આખી નગરીમાં અજવાળાં પથરાઈ ગયાં.

નગરીને બીજે છેડે કોટવાળ પહેરો ભરે. એની નજરે અજવાળાં પડ્યાં કે આંખો અંજાઈ ગઈ. આંખ આડો હાથ દઈને એણે ઘોડાને ધરણીધર શેઠની મહોલાત તરફ હાંક્યો. આગળ કોટવાળ પાછળ પહેરેગીર પાસે આવતા જાય તેમ અજવાળાં વધતાં જાય અને આંખ આડા હાથ દેતા જાય જ્યાં પાસે આવે તો રૂપરૂપનો અંબાર સમી સોળ વરસની સુંદરી છમછમ ઝાંઝરના છમકાર કરતી ચાલી આવે છે.

કોટવાળને થયું કે આવા રૂપ તો શેઠની દીકરી મોતી પદમણીનાં જ. પણ મધરાતને વખતે એ બહાર ક્યાં જાય? કોટવાળે ઘોડાને પાછળ કર્યો. આગળ પદમણી. પાછળ કોટવાળ.

પદમણીએ નગર મૂક્યું, પાદર મૂક્યું. પાદર પાર કરી સતી માતાને મંદિરે આવી મંદિરનાં બારણાં ઉઘાડી, પાછળ જોયું ન જોયું ને મંદિરમાં ચાલી ગઈ. પાછળ બારણાં બીડી દીધાં.

બારણાં ઊઘડતાં રાજાની પાઘ કોટવાળની નજરે પડી. એને થયું કે આ તો કાંઈક દાળમાં કાળું લાગે છે.

કોટવાળે મંદિર ફરતા પહેરેગીર મૂકી દીધા ને ઝટ ઘોડો રાજાને મહેલે વાળ્યો. જઈને રાજાને જાણ કરી. રાજા કહે: 'શેઠની દીકરી તો પદમણીનો અવતાર. એ અત્યારે મંદિરે શું કરે! જાઓ, મંદિર ફરતો પહેરો ગોઠવી દો. સવાર સુધી મંદિરમાંથી કોઈને બહાર નીકળવા ન દો. સવારે હું પોતે હાજર રહું.'

કોટવાળે આવીને મંદિર ફરતો બથરો પહેરો ગોઠવી દીધો પહેરેગીરો હરવાફરવા લાગ્યા. એમના પગના સંચારે ધરતી થરથરી. પદમણીને થયું કે ભારે થઈ. રાજાની સાથે વાત તો શું

કરે?—આમાંથી ઊગરવું કેમ? પદમણી રાજા સામે જુએ. રાજા પદમણી સામે જુએ. પદમણી કહે: 'શું કરશું?' તો રાજા ય કહે: 'શું કરશું?'

પદમણીને થયું કે આ તો અચંબૂચ લાગે છે. મારા સંકેત ઉકેલનાર આવો જવાબ ન આપે એની સાથે કોઈ હોવું જોઈએ. એણે પૂછયું: 'તમે એકલા કે કોઈ સાથીદાર સાથે ખરો?'

રાજા કહે: 'મારી રાણી સાથે છે.'

પદમણીને થયું કે રાણી કદાચ આમાંથી બચાવે. એણે સોનામહોરની થેલી લીધી ને બારણું ઉઘાડી બહાર આવી. ઈશારો કરી એક પહેરેગીરને પાસે બોલાવ્યો. એકને બોલાવતાં ચાર આવ્યા. ચારેને સોનામહોરની થેલી બતાવતાં કહે: 'એક કામ કરો તો આટલી સોનામહોર ઇનામ આપું.'

આટલી સોનામહોર તો પહેરેગીરોએ ભાળી યે ક્યાંથી હોય? એક કહે કે મને કામ કહો, બીજો કહે કે મને કામ કહો.

પદમણી કહે: 'કામ છે તો સાવ નજીવું. ગમે એ કરી આપે. આપણી નગરીને છેડે તૂટેલ ખંડેર પર કાંકરી ફેંકી એટલું કહી આવો કે કોઈના હાથી, ઘોડા કે ઊંટ બહાર ચાલ્યાં ગયાં હોય એ રાતની રાત ગોતીને ઘરે બાંધી લે. નહિ તો સવારે એ ઠગે જાશે.'

ચારે પહેરેગીર અંદરોઅંદર સમજી ગયા. ચારેએ સોનામહોર સરખે ભાગે વહેંચી લીધી અને એક પહેરેગીર નગરીએ ચાલ્યો. નગરીને છેડે તૂટેલ ખંડેર. એના પર કાંકરી ફેંકી બૂમ મારી: 'જેના હાથી, ઘોડા, ઊંટ બહાર હોય એ રાતોરાત ઘેર બાંધી લે. નહિ તો સવારે એ ઠગે જશે.'

રાણી પડી પથારીમાં જાગે એને કાને અવાજ આવ્યો એને થયું કે રાજા ને પદમણી ભીડમાં લાગે છે. તરત એણે સોળ શણગાર સજ્યા, બાર આભૂષણ પહેર્યાં. હાથમાં સોનાનો થાળ લીધો. થાળમાં એક બાજુ પૂજાપો ને બીજી બાજુ મધરા લાડુ લીધા. લાડુમાં ભાંગ ભરાવી દીધી. થાળ લઈને રાણી નગર બહાર ચાલી.

જ્યાં માતાના મંદિર પાસે આવી કે કોટવાળ આડો ફર્યો. તરવાર ઉગામીને કહે: 'આજની રાત આઘાં રહેજો. પાસે આવો તો તરવાર પડશે.'

રાણી કહે: 'મને મંદિરે જતાં અટકાવનાર તમે કોણ? હું નગરશેઠની દીકરાવહુ. મારે માતાજીનાં બાર વરસનાં અખંડ વ્રત. રોજ રાતે મંદિરે પૂજા કરું. આજે અટકાવો તો મારાં વ્રત તૂટે.'

કોટવાળ કહે: 'પણ મંદિરમાં જવાની રાજાજીની મનાઈ. કહો, મારે કેમ કરવું?'

રાણી કહે: 'એ વાતને મારે શું? હું તો આ પાછી ચાલી. જઈને નગરશેઠને જગાડું. જઈ રાજાજી પાસે ફરિયાદ કરું.'

કોટવાળને થયું કે નગરશેઠને અને રાજાને નો આંટીએ છીએ. એ રાજાજી પાસે રાવે જાય તો તો ભારે થાય ને? વળી રાજાજીએ અંદરથી કોઈને બહાર નીકળવા દેવાની ના પાડી છે. પૂજા કરવાની ક્યાં ના પાડી છે? વિચાર કરી કોટવાળે બાઈને જવા દીધી.

કોટવાળ પાસેથી રાણી મંદિરને બારણે આવી. જુએ તો ચારે તરફ ચાર પહેરેગીર. પહેરેગીર પાસે આવીને ઊભા ત્યાં લાડુના મઘમઘાટે એમનાં માથાં તર થયાં. કહે: 'બાઈ! પૂજા કરી પાછાં વળો ત્યારે પ્રસાદ દેવો ન ભૂલતાં.'

રાણી કહે: 'પછી શું કામ, પ્રસાદ અત્યારે જ લો ને!' રાણીએ ચારેને એક એક લાડુ આપી

દીધો. લાડુ લઈને પહેરેગીર પાછા વળ્યા કે રાણીએ બારણે ટકોરા દીધા. ટકોરા દેતાં હાથનાં કંકણ રણક્યાં. પદમણીને થયું કે રાણી આવી પહોંચી. તરત એણે બારણાં ઉઘાડ્યાં. રાણી અંદર ચાલી ગઈ.

પદમણી કહે: 'બહેન! અમે તો અહીં ફસાઈ ગયાં. હવે કરવું શું?'

રાણી કહે: 'મારાં કપડાં તું પહેરી લે. તારાં મને આપ. આ થાળ લઈ પાછી ચાલી જા.'

પદમણીએ રાણીનાં કપડાં પહેર્યાં. રાણીએ પદમણીનાં પહેર્યાં. થાળ લઈ પદમણી પાછી ફરી. જતાંજતાં કહેતી ગઈ: 'આટલાં વરસ મેં અખંડ કુંવારકાનાં નિયમ પાળ્યાં. હવે મારા પિતાજીને મોઢે વાત કેમ કરું! રાજાને પરણાવવો હોય તો તમે મારગ કાઢજો.'

પદમણી બહાર નીકળી જુએ તો લાડુ ખાઈને ચારે પહેરેગીર ઘેનમાં ઘોર્યાં કરે છે. પહેરેગીરને વટાવી પદમણી પાદર આવી. પાદર મૂકી નગરમાં આવી. ઝાંઝર હાથમાં લઈ ઝણકાર ઓછા કર્યા. હળવે પગલે મહેલમાં ચાલી ગઈ.

આ બાજુ સવાર થયું કે રાજા માતાજીને મંદિર આવી પહોંચ્યો. સાથે પ્રધાન આવ્યા, મંત્રી આવ્યા. મહેતા મુસદ્દી આવ્યા. વાત સાંભળી આખું નગર હલક્યું. રાજા મંદિરને બારણે ઊભો રહ્યો કે કોટવાળે બારણાં ઉઘાડ્યાં.

ઉઘાડીને જુએ તો માતાજીની સામે અખંડ દીવડા બળે છે. દીવડાની સામે રાજાજીની જ કુંવરી ને પડખે જમાઈરાજ પોતે. દીકરી દીવડામાં ઘી હોમે છે ને જમાઈરાજ જાપ કરે છે. દીકરીને જોતાં રાજાને અચરજ થયાં. એ કહે: 'અરે દીકરી! તું અહીં ક્યાંથી!'

દીકરી કહે: 'બાપુજી! જાણ્યા જોષીએ જોષ જોયા. મારા ચૂડા માથે વિપદ જાય. ... નિવારવા માતાજીનાં અજવાળી પૂનમનાં વ્રત લીધાં. વ્રત ઊજવવા બારોબાર કાલ આવી ને ઊજવણાં કર્યાં.'

કહીને રાણી પિતાજીને પગે પડી. જાપ પૂરા કરી રાજા પણ સસરાને પગે પડ્યો. વાજતેગાજતે દીકરી-જમાઈને મહેલે લઈ ગયા. બે દિવસ રંગેચંગે રાખ્યાં ને ત્રીજે દિવસે વિદાય દીધી. સાથે લાવ-લશ્કર દીધાં. રથ-પાલખી દીધાં. પણ લાવલશ્કરને અરધે રસ્તે નગરીએ જવાનો હુકમ દઈ બન્ને પાછાં તૂટેલ ખંડેરે આવી પહોંચ્યાં.

આ બાજુ આખી નગરીમાં ખબર પડી કે માતાજીને મંદિરે મોતી પદમણી નહિ પણ કુંવરીબા પોતે હતાં. સાંભળતાં બિચારા કોટવાળના ટાંગા ઢીલા થયા તરવાર મૂકી એ ઘરમાં ભરાઈ ગયો. રાજાને થયું કે મારી નગરીનો મોટો કોટવાળ. એ પોતે આવી ભૂલ કરે તો કેમ ચાલે! રાજાએ હુકમ દીધો કે કોટવાળને હાજર કરો.

રાજાનાં માણસ કોટવાળને ઘેર દોડ્યાં. ઘર ઉઘાડી કોટવાળને પકડ્યો. પાછોટિયે બાંધી રાજા પાસે રજૂ કર્યો. રાજા કહે: 'પદમણી તો કુંવરીનો અવતાર. એનાં નામ તેં બદનામ કર્યાં. એવી કસૂર માટે ફાંસી દીધા વગર છૂટકો નહિ'

કોટવાળને થયું કે આ તો જાતે મોતની વાત આવી. એને થયું કે મારી આંખ ખોટું જુએ નહિ. એ કહે: 'રાજાજી! સાચું ખોટું રામ જાણે, પણ મારી આંખ ખોટું ભાળે નહિ. બોલાવો મોતી પદમણીને. સતી માતાજી તો હાજરાહજૂર દેવ. એને પગે હાથ મૂકીને એ કહે કે પૂનમની રાતે એ કોઈ પુરુષ સાથે હતી નહિ તો હું વાત હારી જાઉં.'

સતી માતાજીનો પરચો ભારે. એને પગે

હાથ મૂકી કોઈ ખોટું બોલે કે ઊભેઊભું ફાટી જ પડે. રાજાને થયું કે કોટવાળનું મન રાખવા આટલી વાત કરવામાં કાંઈ વાંધો નહિ. રાજાએ મોતી પદમણીને વાત કહેવરાવી. પદમણીએ આવવા હા પાડી. મંદિરે આવવા માટે અજવાળી અગિયારશની તિથિ દીધી.

પદમણીએ હા તો પાડી પણ હવે કરવું શું? સતી માને પગે હાથ મૂકીને સોગંદ કેમ લેવા? રાતનાં અંધારાં ઘેરાયાં કે અંધારાની આડશે એ તૂટેલ ખડેરે ચાલી. જઈને રાણીને કહે : આમાં કરવું શું? રાણીએ વિચાર કરીને એના કાનમાં એક વાત કરી. વાત સાંભળીને પદમણી હસતી હસતી પાછી ફરી.

આજકાલ કરતાં આઠ દિવસ વીતી ગયા અને અજવાળી અગિયારશ આવી પહોંચી. રાણીએ રાજાને જોગીનો વેશ પહેરાવ્યો. માથે જટા ને આખે અંગે ભભૂત. એક હાથમાં ચીપિયો ને બીજા હાથમાં ખપ્પર. અહાલેક ગજવતો જોગી નગર બહાર ચાલ્યો.

જુએ તો માતાજીને મંદિરે આખી નગરી હલકી છે. મંદિરને બારણે રાજા બેઠા છે, પ્રધાન બેઠા છે, મહેતા-મુસદ્દી બેઠા છે. એક બાજુ કોટવાળ બેઠો છે.

સાંજનો વખત થયો કે પાલખીમાં બેસીને પદમણી આવી. પડદા ઊંચા કરીને જેવો એણે પાલખી હેઠે પગ દીધો કે અહલે....ક ગજવતો જોગી પાસેથી નીકળ્યો. ધડ કરતો પદમણીને ધક્કો દીધો અને બોલ્યો 'અરે પદમણી! તું પદમણી, પણ હું જોગી. તારે ગયા જનમનાં પૂન્ય. મારે આ જનમનાં સત. મારાં સતને નમન કરી કાંઈક દાન દે તો તારાં મત રહે '

પદમણી કહે : 'મહારાજ! અત્યારે તો દાન શું દઉં? જો સતી માતાની તાવણીમાં પાર પડું તો તમે આખી જિંદગી ન ભૂલો એવું દાન દઉં.'

જોગી મહારાજે ઝોળીમાંથી રાખ કાઢી અને પદમણીને કપાળે પીળ તાણી. પીળ તાણીને અહાલેક ગજવતો ચાલ્યો ગયો.

તરત પદમણી મંદિરમાં ગઈ. જઈને માતાજીને પગે હાથ મૂક્યો અને બોલી: 'હે માતાજી! તમે તો હાજરાહજુર ને સાતે લોકની તલેતલ વાતનાં જાણકાર. મેં જનમ ધરીને હમણાં આ જોગીએ મને પીળ તાણી એ વગર કોઈ પુરુષને અડી હોઉં તો હે માતાજી! તમારા દીવડાની ઝાળ મને લાગજો ને અંગેઅંગે આગ પરવરજો'

આમ કહીને પદમણીએ માતાજીનો દીવડો હાથ ઝાલ્યો ને દીવડાની ઝાળ લૂગડે દીધી. પણ આખા અંગનાં લૂગડાં અકબંધ રહ્યાં. પદમણી જીતી ગઈ. હવે કોટવાળ શું બોલે? હેઠું જોઈને બિચારો ધરતી ખોતરવા લાગ્યો.

પણ પાછી ફરતાં પદમણી કહે : 'રાજાજી! આપ મારા પિતા સમા. હું તમારી પુત્રી સમી. તમારી સામે મારાં સત પુરવાર થઈ ગયાં. પણ મારે કારણે કોટવાળને મરવું પડે એ મને ન ગમે મારું એક વચન માનો. કોટવાળને માથે દયા કરો ને એમને જીવતદાન આપો.'

રાજાએ કોટવાળની સજા માફ કરી.

પદમણી તો આ વાતમાંથી પાર ઊતરી, પણ હવે એને રાજા સાથે પરણાવવી કેમ?

રાણીએ વળી એક તરકીબ કરી. રાજા ને રાણી પાછાં પોતાને નગર ગયાં. નગરમાંથી મોટું લશ્કર લીધું. લશ્કર લઈને પાછાં પદમાવતી આવ્યાં. રાણીએ એક સેનાપતિનો વેશ લીધો અને રાજાને સુંદરીનો વેશ પહેરાવી દીધો. વેશ પહેરાવી રાજાને પાલખીમાં બેસાડી દીધો અને પાલખી લઈને સેનાપતિ ધરણીધર શેઠને ઘેર આવીને ઊભો રહ્યો

ધરણીધર શેઠને બોલાવીને કહે : 'શેઠજી, હું શિયાળકોટનો સેનાપતિ. મારે દક્ષિણમાં લડાઇ કરવા જવું. પણ મારી સાથે મારી રાણીજી. મારી રાણીજીને બાર દિવસથી અસુખ. એને મારી સાથે કેવી રીતે લઇ જવી! તમે નગરના મોટા મહાજન. કહો તો તમારે ત્યાં રાખી જઉં. વળતી વખત મારી સાથે લેતો જઉં.'

ધરણીધર શેઠને ઘેર રોજ બાર કઠા અન્ન રંધાય અને આવતાં જતાં મહેમાનના ઉતારા થાય. એમાં એક બાઈ શું ભારે પડે! શેઠે હા પાડી એટલે સેનાપતિની રાણીની પાલખી મહેલમાં ગઈ. પાલખી જોતાં પદમણી સમજી ગઈ. સીધી પાલખી પોતાને ઓરડે ઉતારી.

અંદરને ઓરડે આખો દિવસ પદમણી ને રાજા અમનચેન કરે છે ને આનંદમાં દિવસ ગાળે છે. કોઇને પોતાના ઓરડા તરફ પદમણી આવવા દેતી નથી.

મોતી પદમણીને એક મોટી બહેન. મોટી બહેનનાં પહેલાં આણાં. આણું વાળવા જમાઇરાજ આવ્યા. જમાઇરાજને સામે ઓરડે ઉતારા અપાયા.

એક સવારે દાતણ કરી પદમણીએ દાતણની ચીર ફેંકી. ચીર ફેંકતાં હાથ ઊંચો થયો અને હાથ માથે સામે ઓરડે બેઠેલા બનેવીની નજર પડી. પરવાળા સમી આંગળીઓ અને પદમકમળ સમી હથેળી જોતાં બનેવી થીજી ગયો. એને થયું કે આ તો પદમણીનો જ હાથ. જેનો હાથ આવો રૂડો એ પદમણી કેવી રૂપાળી હશે! મારી બાય-ડીમાં કાંઈ નહિ. એના કરતાં આ મોતી પદમણી હાથ પડે તો એને લઈ જાઉં.

પણ પદમણી હાથ કેમ લાગે! આખો દિવસ તો આડા ચોકી-પહેરા. એ મહેલે જવાની બધી

એણે રાતનો વખત નક્કી કર્યો. મધરાત વીતી કે અંધારાંની આડશે પદમણીને મહેલે ચાલ્યો. પદમણીને મહેલે કાચને દીવડે ચૂવાનાં તેલ બળી રહ્યાં છે ને હીરાં કંચન અજવાળાં પાથરી રહ્યાં છે. હીરાં કંચન અજવાળે નજર કરે તો એકને બદલે બે પલંગ અને બીજે પલંગે બીજું કોઈ સૂતું છે.

જેવો એ બીજા પલંગ પાસે જોવા જાય છે કે એનો ઓછાયો દીવડે પડ્યો અને ઓછાયો પડતાં દીવડાની જ્યોત ડગી. જ્યોત ડગતાં રાજા જાગ્યો. નજર કરે તો કોઈ આદમી પોતાના પલંગ પાસે આવી રહ્યો છે. રાજાને થયું કે ભારે થઈ. તરત એણે કમરેથી કટાર કાઢી. જેવો બનેવી પલંગ પાસે આવી નીચે નમીને જોવા જાય કે રાજાએ ઝબ્બ... કરતી કટાર ફેરવી, અને કટ... કરતું બનેવીનું નાક કાપી લીધું.

બિચારો બનેવી એક હાથમાં કાપેલું નાક પકડી અને બીજે હાથે બૂચું નાક દબાવી ભાગ્યો. નાકકટો થઇને અહીં કેમ રહેવાય! બિચારો બારોબાર ભાગી છૂટ્યો. રાતોરાત પોતાને ગામ ચાલ્યો ગયો.

રાજાને પણ થયું કે આ ઠીક સમય છે. તરત પદમણીને જગાડી અને બધી વાત કરી. પદ-મણીએ હીરની દોરી લીધી અને રાજાને પાછલે ગોખેથી હેઠો ઉતારી દીધો. રાજા અંધારાની આડશે તૂટેલ ખંડેરે પહોંચી ગયો. જઇને રાણીને જગાડી અને બધી વાત કરી. રાણી કહે 'રૂડું થયું. હવે પદમણી આપણા હાથમાં.'

સવાર પડતાં નગરશેઠને ઘેર ધમાલ ચાલી. એક બાજુ જમાઇરાજ ન મળે, બીજી બાજુ સેના-પતિની રાણી ન મળે. પદમણીએ વાત ઉડાડી કે બનેવી રાતવરત આ બાજુ આવ્યા હશે તો જ રાણીજીને ઉપાડી ગયા. ધરણીધર શેઠે ચારેકોર

માણસ તપાસ કરવા મોકલ્યાં પણ નહિ જમાઈ-રાજનો પત્તો કે નહિ રાણીનો પત્તો.

ત્રણ દિવસ ગયા કે સેનાપતિ શેઠને ઘેર આવીને ઊભા રહ્યા. કહે કે: 'શેઠજી! આપનો અહેસાન. લાવો મારાં રાણીજી. મારે પાછું શિયાળ-કોટ જવું. રાણીજીને શિયાળકોટ મૂકતો આવું.'

બિચારા શેઠ નીચે જોઇ ગયા. એણે બધી વાત કરી. પણ આ તો શિયાળકોટનો સેનાપતિ વાત સાંભળતાં લાલઘૂમ આંખ કરી અને મોઢું અવળું કર્યું. કહે,કે 'લાવો મારાં રાણીજી. નહિ તો આખું નગર રોળી નાખું. શિયાળકોટના રાજા શાલીવાહનની આખી સેના ઉતારું.'

શેઠ બિચારા મૂંઝાયા. એમણે મહાજનના પાંચ મોવડી ભેગા કર્યા. મહાજનને પણ થયું કે આ તો શિયાળકોટની વાત નગરને રોળી નાખે એમાં ના નહિ. મહાજને નવો મારગ કાઢયો મહાજન કહે: 'રાણીજી ખોવાયાં શેઠની બેદર-કારીથી. માટે શેઠ પોતાની દીકરી મોતી પદમણી સેનાપતિને આપી દે.'

શેઠને થયું કે કબૂલ. એટલેથી યે જો છૂટકો થતો હોય તો. સેનાપતિએ પણ હા પાડી

તરત ઘડિયાં લગન લીધાં ધામેધૂમે ધરણી-ધર શેઠે મોતી પદમણીનાં લગન સેનાપતિ સાથે કરી દીધાં. દીકરીને કરોડોનો કરિયાવર કર્યો દીકરીને સેનાપતિ સાથે વિદાય દીધી.

સેનાપતિ પદમણીને નગરના સીમાડા સુધી રવાના કરી પાછો આવ્યો. તૂટેલ ખંડેરથી રાજાને સાથે લઈ લીધો મારતે ઘોડે રાજા ને રાણી પદમણી સાથે થઇ ગયાં અને માંડવગઢ પહોચ્યાં. માંડવગઢ જઇને રાજા, રાણી અને મોતી પદમણીએ ખાધાં, પીધાં ને રાજ કર્યાં.

★

## પડેલાં ફૂલ

પડેલ ફૂલો પ્રિય છે મને તો:
મુર્ઝાઈ જતાં કદિ ઉદ્ધરું જો,
ને જાતને ચંદનધર્મ પેરે
ઘસી દઉં, તેજ નવીન પૂરું:
ન એ અરેરે! મુજથી બને જો–
એની કને અંતઘડી રહું અને
આશ્વાસતું નીંદરમાં વહંતું
જોઈ રહું, કે મુજથી બને તો–
એકાદ આંસૂ ઉરનું સરે તે
લૂછી શકું, અંક પરે ધરું ને
એ રીત પ્રેમાર્દ્ર વિદાય આપું.

દેશળજી પરમાર

# ૧ લી એપ્રિલ ૧૯૪૫ [ પૃષ્ઠ ૮૨૮ થી ચાલુ ]

પણ અંતે પહેલી તારીખ જોતા એ સમજી જઈને હું ઘેર આવતા તને પજવી પજવી હેરાન કરી નાખશે એમ મને લાગતું હતું એ આનંદ મારે મનુષ્ટ ન થાય એથી તો હું યે બન્યું તેટલો વહેલો આવ્યો' ને અવાજમા દુખ લાવી કહ્યું 'અહીં તો ઊલટુ જ બની ગયું '

'આવી મશ્કરી તે કરાય, અરુણ?' અનિલ વિષાદસહિત બોલ્યો 'ઝેરના તે પારખા હોય?'

'મને શી ખબર?' અરુણનો અવાજ દુઃખ, શોકમય, ગંભીર હતો.

'મને શી ખબર?' ચાબુક પાડતી હોય તેમ વીણા બોલી ઊઠી તેણે મુખ ફેરવ્યુ અરુણ સામે તિરસ્કાર કર્યું આંસુ અને ગુસ્સાથી લાલ બનેલ તેના નેત્રો સામે અરુણ ન જોઈ શક્યો 'તમે યે ઠીક વાત ગોઠવી કાઢી રમા નામની એક છોકરી આવી તી કાલે જ ચાલી ગઈ, નહિતર, વીણાબહેન, તમારી આગળ હાજર કરાવી કબૂલ કરાવી દેત હવે શું કરું? કઠિયાવાડ છે એને શોધવા ક્યાં જાઉં? વાહ અરુણભાઈ વાહ!'

અવાચક બની જવાનો હવે અરુણનો વારો આવ્યો વીણા કે અનિલની સામે જોયા સિવાય તે નીચું જોઈ બેસી રહ્યો અનિલ વીણા પાસે જઈ તેનો હાથ હાથમા લેવા પ્રયત્ન કરતો બોલ્યો

'તને આજે થઈ શું ગયુ છે, વીણા? આ અરુણે આટલી સમજાવીને વાત કરી તો યે હજી નથી ઊતરતી? તને અરુણમા યે વિશ્વાસ નથી?'

વીણા પળ એક એની સામુ જોઈ રહી પછી અરુણ તરફ ફરી તેણે કહ્યું

'તમે બધા પુરુષો જ એવા આને મે કહેલ્યો ત્યારે એણે આવું કર્યું ને તમે? તમને મે સમજાવ્યા કરતા યે વિરોધ ગણ્યા છતા સમય આવ્યે તમે યે એનો જ પક્ષ કરી બેઠા'

બન્ને મૂઝા રહ્યા વીણા રોતી રહી પછી ઊભી થઈ જઈ તે જુસ્સાથી 'વિશ્વાસ? મને કોઈનો યે વિશ્વાસ રહ્યો નથી ' કહી દોડીને રસોડામા જતી રહી બારણું દઈને પોતાની પાછળ બાર વાસી દીધુ

મહામહેનતે અનિલ અને અરુણની કેટલી યે વિનતિ વિનવણી પછી વીણાએ બાર ઉઘાડ્યુ પછી યે કલાકોની સમજાવટને અંતે તે કંઈક સ્વસ્થ થઈ, શાંત થઈ અરુણની વાત સાંભળવાને અભિમુખ થઈ રમા પોતે જે મશ્કરીમા ભાગ લીધો હતો તેનું પરિણામ જાણવા જરૂર પત્ર લખશે અને ત્યારે એ પત્રના અને આ પત્રના અક્ષરો સરખાવી વીણાને ખાતરી કરાવી આપવાનુ અરુણે વચન આપ્યુ

આખરે વીણાએ એ વાત સ્વીકારી અનિલ અરુણ હર્ષમા આવી ગયા અનિલે તો "હમેશા હું તને મૂર્ખી કહ્યા રાખુ છુ તે ખોટુ કહેતો હઈશ, કેમ?" પૂછીને પોતાનો હર્ષ વ્યક્ત પણ કર્યો

જરા ઊભીરુ પડી ગયેલુ વીણાનુ મુખ અનિલના સ્નેહવચને તેની નિત્યની મનોહારી રમણીયતા ધરી રહેતા સ્મિતમા પણ એક વિકસ્યુ

કલાક બે કલાક એ લોકોએ વાતોમા વિતાવ્યા વચ્ચે વચ્ચે વિચારમગ્ન બની જતી વીણાને અનિલ કે અરુણ પોતપોતાના લાક્ષણિક વાક્યપ્રયોગોએ આનંદમા લાવી દેતા છેવટે જ્યારે અરુણને લાગ્યુ કે મામલો હવે શાંત પડી ગયો છે ત્યારે તે ઘેર જવા ઊઠ્યો જતા પહેલા તેણે પૂછ્યુ

"સાચુ કહો, વીણાબહેન, હવે તમને કશુ નથી ને? મને ઉપાલંભ મને ખરે ખર સારે પડી ગયો"

વીણાએ હસતા હસતા કહ્યું "મને કશુ જ નથી.'

અરુણે ચંપલ પહેર્યા પતિ-પત્ની દાદર સુધી તેને વળાવવા ગયા વીણા ગંભીર બની ગઈ હતી

અરુણ એક પગથિયુ ઊતરે તે પહેલા વીણા બોલી

'એક વાત કહું, અરુણભાઈ? આ વાત તો નકી મશ્કરી જ હતી એ કબૂલ પણ કોઈની આવી મશ્કરી કરવાનો અમસ્તા અમસ્તા ખ્યાલ કેમ આવે? એ તો સામા માણસમા એવો કંઈ દોષ હોય તો જ આવુ સૂઝે કે નહિ?"

અરુણનો પગ પગથિયા ઉપર જ સ્થિર થઈ ગયો દુઃખભર્યાં નેત્રે તે વીણા સામે જોઈ રહ્યો અનિલનો ચહેરો યે દુઃખની છાયા ધારી રહ્યો વીણા ગંભીર જ હતી તેણે એ બન્ને જણ સામે જોયુ અરુણ કંઈ બોલવા જતો હતો તેને અટકાવતા સ્મિત જેવુ કશુ મો પર લાવવા પ્રયત્ન કરતા તે જ બોલી

"હું તો મશ્કરી કરુ છુ હો, અરુણભાઈ, મને કશુ જ નથી

ત્યારે પગથિ અરુણ ત્યાથી ચાલ્યો ગયો *

---

* દર વર્ષે પહેલી એપ્રિલનો દિવસ મશ્કરીનો દિવસ ગણાય છે અંગ્રેજીમા તેને All Fools' Day કહે છે અને તે દિવસે કરેલી મશ્કરી આનંદથી સહેવાય છે

૪

## સાચી કમાણી મહોબ્બત છે

માણસને જીવનવ્યવહાર નભાવવા માટે ધન જમીન કે બીજી ચીજવસ્તુઓ જોઈએ છે અને એણે પ્રમાણિક ધંધો કરીને એ મેળવવી પણ જોઈએ. પણ આ દુનિયામાં સાચી કમાણી પ્રેમ છે. એક બીજા સાથેનો મીઠો સંબંધ છે એ કેળવવા માટે જેટલું કરીએ એટલું ઓછું છે.

માણસ એનું જીવન પૂરું કરીને ચાલતો થાય છે ત્યારે એની સાથે કશું જતું નથી પણ એણે ફેલાવેલી સુવાસ લોકો એના ગયા પછી પણ યાદ કરે છે.

ચાલુ જીવનમાં પણ માણસનો જેટલો પ્રેમાળ સ્વભાવ એટલો એના જીવનમાં વધારે આનંદ અને ઉલ્લાસ.

એટલે હું તો એમ કહું કે જેટલો બને એટલો પ્રેમ વધારો. નજીકના સાથે તો વધારો પણ દૂરના સાથે પણ વધારો. પ્રેમ આપવાથી ખૂટતો નથી પણ એ આપીએ છીએ એમ વધતો જાય છે. સમાંવહાલાં, આડોશી પાડોશી, નોકર ચાકર બધા સાથે મીઠો પ્રેમ વધારો એ જીવનમાં ઓર મજા છે. જમીન ભલે ઓછી હોય, પૈસા ભલે થોડા હોય, મકાન ભલે નીચું કે નાનું હોય પણ જો તમારો પ્રેમનો ઝરો અખંડ વહેતો હશે તો એમાંથી તમને નવું જ આશ્વાસન મળશે તમારું હૃદય વધારે વિશાળ, વધારે ઉદાર અને ઊજળું દૂધ જેવું બની રહેશે.

આખી દુનિયા જ્યારે વેરઝેર અને કલેશથી અકળાતી હશે એ વખતે પણ પ્રેમરૂપી ધનવાળો આનંદમાં મસ્ત રહેશે. એને પોતાને તો આનંદ મળશે જ પણ એની આજુબાજુમાં જે કોઈ આવશે એ પણ એના આનંદી સ્વભાવમાંથી નવી તાજગી મેળવતો જશે.

બસ એક જ કરો. પ્રેમની સુવાસ ફેલાઈ આપણી હૈયાતીમાં અને આપણી પાછળ પ્રેમ પ્રેમ અને પ્રેમની સૌરભ ફેલાવતા જાવ.

૨૯-૧૧-૪૫

૫

## હાથે કરીને કેમ હારી તું જા?

ગાંધીજી રેંટિયો કાંતવું કહે છે એટલે આપણી ખાદી ઢીલી પડવા લાગે છે. ગાંધીજી સમાનતાની ભાવના ફેલાવવા કહે છે એટલે આપણા પગ નીચેની ઈંટો સરકતી દેખાય છે. અને આપણે આપણી એમની સાથે ચાલવાની નિર્બળતા કબૂલ કરવા તૈયાર થઈ જઈએ છીએ, આવે વખતે આપણને જુગતરામભાઈનું એક ગીત પ્રેરણા આપે એવું છે.

'હાથે કરી કેમ હારી તું જા!
થાતું નથી કહી બેસી શું જા?
સત્યાગ્રહી જો પ્રેર્યો બાળો પ્રહ્લાદજી
તુંથી હતી શું એની લાંબી જુવાની?
—હાથે૦

જુલમની ઝાળમાંય રમતો એ બાળુડો
રૈતાન થાતા શું તને નાવે લજ્જા?
—હાથે૦

છુંદ્યો, છેદ્યો ને એને સળગાવ્યો જીવતો
એવી કયાં તેં તો હજી સાંખી સજા?
—હાથે૦

નાજુક કાયા તે તારી કેવી કાયરા?
કંઈક પ્રહ્લાદ હને તું તો કુચા,
—હાથે૦

જોયો જોયો રે તારો જાલિમ જોગવર
દિલ્ય વાઘ અને એ તો અજા.
—હાથે૦

મૃત્યુને રોજ તાલી દેતા પ્રહ્લાદજી
સંકટ સ્પર્શ્યું કે નક્ક નહોતા તજ્યા
—હાથે૦

સાચાને શક્ય સહુ, ખોટાને મિથ બધું
બાળે ત્રિકાળ એવી રોપી ધજા.
—હાથે૦

માણસ બળવાન કે નબળો એના પોતાના મનથી જ બનતો હોય છે.'

૧-૧૨-૩૦

૬

## કપાસિયાને બદલે મગફળી વાપરી શકાય છે.

સરકારે કપાસિયા આપવા બંધ કર્યાં છે ત્યારથી દૂઝણા ઢોરને શું ખવડાવવું એની મોટી હાડમારી ઊભી થઈ છે. એક બાજુથી સરકાર ખેડા જિલ્લાનું દૂધ મુંબઈ લઈ જાય છે. અને બીજી બાજુથી ભેંસોને ખવડાવવા માટે કપાસિયાની પણ સગવડ નથી કરી આપતી. એનો અર્થ એ જ થયો કે વર મરો કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો. એટલે કે તમારું જે થવાનું હોય તે થાય પણ અમને અમે માગ્યા કરીએ તે આપ્યા કરો એવી સરકારની વાત છે.

એક અજમાવવા જેવો ઉપાય અહીં સૂચવું છું.

કપાસિયા અને છોડાવાળી મગફળીનો ભાવ આજકાલ લગભગ સરખો છે. પ્રયોગ કરનારા જણાવે છે કે કપાસિયાને બદલે એના જેટલાં જ વજનની છોડાવાળી ખાંડેલી મગફળી મૂકવાથી એ કપાસિયા જેટલો જ ગુણ દે છે. આપણે આ પ્રયોગ

ફરી જોવો જોઈએ મરફ આવી જાય તો આજે કપાસિયા નથી મળતા એ વખતે મગફળીનો ટેકો મળી જાય.

૧-૧૨-૩૦

૭

## પોલસનના દૂધના ઇજારા સામેનો વિરોધ

સરકારે ખેડા જિલ્લામાંથી મુંબઇને દૂધ પૂરું પાડવા માટે આણંદ તાલુકાના ૧૭ ગામનું દૂધ એકલી પોલસન ડેરીને જ ખરીદવાનો ઇજારો આપ્યો છે. અને લોકોને એમનો માત્ર એ કંપનીને જ વેચવાની નોટિસ આપી છે પોલસન ડેરી અંગ્રેજોની માલિકીની છે આપણે ત્યાંના સ્થાનિક બીજા ઘણા વેપારીઓએ આ ઇજારા માટે અરજીઓ કરેલી પણ એ રદ કરીને ફક્ત એકલી પોલસન કંપનીને જ દૂધનો ઇજારો આપવામાં આવ્યો છે.

વખત આવ્યે આ કંપની મરજી પડે એમ ભાવની ચડ ઊતર કરીને દૂધ વેચનારાઓને પજવી શકે આવી અન્યાયી ઇજારાપદ્ધતિ સામે આણંદ તાલુકામાં સખત વિરોધ થયો છે. આણંદમાં બે દિવસ પહેલાં મુંબઇના ગવર્નર આવ્યા હતા ત્યારે એ અંગેનો વિરોધ દર્શાવવા માટે આણંદ શહેરમાં સખત હડતાલ પડી હતી, અને ગવર્નરના મેળાવડામાં થોડા સરકારી માણસો સિવાય કોઈ જ ગયું નહિ

સરદાર વલ્લભભાઈએ પણ આ અન્યાયનો સામનો કરવા કહ્યું છે, અને આખા જિલ્લાના ખેડૂતોને પોલસન કંપનીને દૂધ ન વેચવાની સલાહ આપી છે એમણે તો એમ પણ કહ્યું છે કે દૂધ વેચવા કરતાં ઘી બનાવીને જ વેચો ને આજે તો ઘીના ભાવ પણ સારા છે,

દૂધ વેચવા કરતાં ઘી બનાવવું એ હજાર દરજ્જે સારું છે. કેમકે દેખીતી રીતે દૂધ વેચતા જતાં આજે કદાચ સેંકડા બે પૈસા હાથમાં વધારે દેખાતા હશે. પણ ભેંસનું દૂધજ વેચવું હોય એ એને દુધિયો ખોરાક પણ નથી ખવડાવતા એથી ભેંસ બે ત્રણ વેતર ઓછી થઇ જાય છે. એટલું જ નહિ પણ એનું છાણ પણ ખાતર માટે ઓછા કસવાળું બની જાય છે. દૂધમાં પાણી ભેળવવાની અનીતિ ભરી લાલચ પેસે છે. અને ઘરતાં બાળકો તથા આડોશીપાડોશી છાશપાણીમાંથી પણ જાય છે.

આપણુ ગામ તો વર્ષોથી ઘી જ બનાવે છે એટલુ સારું છે. પણ આ પ્રસંગ ઊભો થયો છે તો આપણે સગે વહાલે જ્યા જઇએ ત્યાં આટલો સંદેશો ફેલાવવો એ આપણી ફરજ છે.

તા. ૪-૧૨-૪૫

૮

## નીચે લપસવાનાં બે બારાં

આજકાલ નીચે લપસવાની, અનીતિને માર્ગે જવાની અનેક લાલચો આજુબાજુ ઊભી થઈ હોય છે એમાંથી ભાગ્યેજ કોઈ બચી શકે છે.

પશ્ચિમના સુધારાનો વાયરો જ્યાં ત્યાંથી આપણને અને આપણાં બાળકોને અડી જાય છે. અને 'બધાં કરે છે ને એમાં શું?' એવું બહાનું કાઢીને આપણને ઢોળાવ વાળે રસ્તે પાડે છે. માણસ આવે રસ્તે એક બે પગથિયા ચૂક્યો પછી એ કઈ ઊંડી ખીણમાં ગબડી પડશે એ કહી ન શકાય.

આપણે ત્યાંના અભ્યાસગૃહની જ વાત કરું તો ત્યાં આવતાં નાના નાના વિદ્યાર્થીઓમાંથી અડધા ઉપરાંત વિદ્યાર્થીઓ બીડી પીતા હતા. એમાંનાં ઘણા ખરાએ આજે બીડી પીવાનું છોડી દીધું છે. અને કેટલાક આજે પણ છોડવાના પ્રયત્નો કરી રહ્યા છે. પણ ૧૦-૧૫ વર્ષની ઉમ્મરના વિદ્યાર્થીઓ આજથી જ રોજ ૮-૧૦ બીડીઓ પીએ પછી મોટા થતાં એ કયાં જઇને પહોંચે એનો ખ્યાલ કરો. માબાપની ફરજ છે કે એમણે એમને આવી લતમાંથી બચવામાં મદદ કરવી જોઇએ. 'ઊગે ત્યારે ઊખેડવું' 'છોને પીતો, આગળ વધશે મોટો થશે પાંદડાં વધારે ઉગાડીશું' એવી દલીલ બાપ જ કરે તો પછી શું બાકી રહે?

હું તો એવું માનું છું કે આજકાલ ફેલાતી બદીઓમાંથી ઉગરવું હોય તો બાળકોને બે બાબતમાંથી બચાવી લેવાં જોઇએ.

એક ચાહ અને બીજી બીડી.

કેમકે એ બે જ બીજાં અનેક બૂરાં વ્યસનો તરફ દોરી જવાનાં દ્વાર બને છે. બીડીમાંથી સીગરેટ, એમાંથી પાન, એમાંથી હોટેલ, એમાંથી જૂગાર અને ચોરી, એમાંથી દારૂ અને બીજી અનીતિ. આમ એ લપસણો રસ્તો આગળ ને આગળ લપસાવ્યે જ જાય છે. એ બેના પંજામાં જે નહિ સપડાય એ કુદરતી રીતે બીજી બૂરી સોબતમાંથી પણ ઊગરી જાય છે.

હું તો વિદ્યાર્થીઓને આગ્રહ કરું છું કે ત્યારે નહિ તો બીડી અને ચાને વિદ્યાર્થીકાળ દરમિયાન તો ન જ અડવું એવું પણ લો. પોતાના બાળકનું ભલું ઇચ્છનાર માબાપે પણ

આવે રસ્તે ચાલવામાં એને પ્રોત્સાહન આપવું જોઈએ.

તા. ૭-૧૨-૪૫

૯

## બાળકોને બચાવવાનો અસરકારક ઉપાય

મોટા પાટિયા ઉપર વ્યસનોથી આપણા બાળકોનો સર્વનાશ શી રીતે થાય છે એ બતાવ્યું છે. કોઈ પણ માબાપને પોતાના બાળકને આવા સર્વનાશમાંથી બચાવવાનું મન થાય

બાળકને એમાંથી બચાવવા માટે જેટલા ઉપાયો થઈ શકે એટલા કરવા જોઈએ, પણ એ બધામાં સર્વોત્તમ રસ્તો છે પોતે છોડીને દાખલો બેસાડવાનો ગીતામાં પણ લખ્યું છે કે મોટા જે રસ્તે જાય એ રસ્તે જવા નાના પણ પ્રેરાય છે. એટલે મોટાઓની સાચે રસ્તે જવાની મોટી ફરજ બને છે.

પણ વિદ્યાર્થીઓને તો હું એવી જ સલાહ આપીશ કે મોટાઓ એમની કુટેવ ન છોડી શકે એથી આપણે પણ એમની નબળાઈનું અનુકરણ કરવાનું ન હોય. આપણે તો એમના સદ્‌ગુણો અને સત્કાર્યોનું જ અનુકરણ કરવાનું છે.

તા. ૭-૧૨-૪૫

૧૦

## ધન્ય છે એ પત્નીને અને ધન્ય છે એ પિતાને

થોડા દિવસ પહેલાં આપણે છાપાઓમાં વાંચ્યું હતું કે આઝાદ હિંદ સેનાના એક કપ્તાન શ્રી. ધીલોન જેમના ઉપર આજે લાલ કિલ્લામાં રાજદ્રોહ અને ખૂનનો આરોપ મૂકીને મુકદ્દમો ચલાવવામાં આવે છે એમના પત્નીએ જાહેર સભામાં જણાવ્યું હતું કે હું મારા પતિના કાર્ય માટે મગરૂર છું અને આઝાદી મેળવવા જતાં જેટલાં બલિદાનો આપવાં પડે એટલાં ઓછાં છે. એનાં વચનો આપણને જૂના કાળની રજપૂત વીરાંગનાની યાદ કરાવે છે.

ગઈ કાલના છાપામાં એવો જ એક એથી પણ વધારે રોમાંચક અને હૃદયસ્પર્શી કિસ્સો આવ્યો છે

આઝાદ હિંદ સેના સામેના મુકદ્દમાના વિરોધમાં કલકત્તામાં વિદ્યાર્થીઓનું સરઘસ નીકળેલું, અને ગોળીઓ છૂટેલી એ આપણે જાણીએ છીએ ત્યાર બાદ ત્યાં શાંતિ સ્થપાઈ અને મહાસભાની કારોબારી ત્યાં મળી અને જવાહરલાલ તથા સરદાર સાહેબના ભાષણો થયાં પછી ત્યાં ખૂબ જ ઉત્સાહ વધ્યો

પણ એ વખતે ગોળીથી ઠાર થયેલા રામેશ્વર નામના એક વિદ્યાર્થીના પિતાએ એના ઉપર આવેલા આશ્વાસનના પત્રના જવાબ રૂપે એક તંત્રી ઉપર પત્ર લખ્યો છે એ પત્ર કોઈ પણ પિતા માટે એક આદર્શના નમૂના રૂપ છે.

એ લાંબા પત્રમાં પિતા શૈલેન્દ્ર મોહન બેનરજી લખે છે કે, 'તમારો આશ્વાસન પત્ર મળ્યો. હું મારા મનને આશ્વાસન આપવાના પ્રયાસો કરું છું. મારો શોકનો સમય જતાં શમી જશે પરંતુ ઘા તો સદાને માટે રહેવાનો. રામેશ્વર વિદ્યાર્થી મહામંડળમાં જોડાયો હતો. એ હમેશાં કોંગ્રેસનો અનુયાયી હતો મેં એના કાર્યમાં દખલ નહિ કરવાની મારી ફરજ માની હતી.

સરઘસમાં ગોરા સાર્જંટના કહેવા છતાં એણે પોતાના હાથમાંથી રાષ્ટ્રધ્વજ છોડયો નહિ. આથી એને માર મારવામાં આવ્યો અને એક ગોળી જતાં બીજી ગોળી એના માથા ઉપર મારવામાં આવી. એથી તત્ક્ષણ એનું મૃત્યુ થયું. એના મિત્રોએ મને કહ્યું છે કે એણે એક વીર સૈનિકની પેઠે દેશના રાષ્ટ્રધ્વજનું સન્માન જાળવ્યું છે. આ મારું એક માત્ર આશ્વાસન છે.

હિંદની આઝાદીનું મહાન કાર્ય બલિદાન માગે છે. અને રામેશ્વરની જિંદગી હિન્દ માતાની વેદીમાં એક નમ્ર બલિ છે.. આ મહાન કાર્યપરિપાલન માટે આવાં વધુ બીજાં કેટલાં બલિદાનોની જરૂર પડશે તેની કોને ખબર છે ?

આઝાદીની વેદીમાં પોતાના બલિદાન આપનારા બાળકના પિતાને તેની અંગત ખોટ પૂરી પુરાય તેવી નથી હોતી અને તે છતાં યે આ દેશના માતાપિતાએ આવા ભોગો આપવા તૈયાર રહેવું જોઈએ.

તા. ૮-૧૨-૪૫.

૧૧

## ગીતા જયંતિ

ગીતા એટલે હિંદુ ધર્મશાસ્ત્રનો સાર. કોઈ પણ સંપ્રદાયના વાડામાં બંધાયેલી ન હોવા છતાં દરેક સંપ્રદાયના આચાર્યે શ્રીમદ્ ભગવદ્ ગીતાને માન્ય કરી છે. ગીતા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુન પાસે ગાઈ છે પણ એમાં દરેક માણસે કેવું જીવન જીવવું જોઈએ અને પોતાની પ્રકૃતિ પ્રમાણે ક્રમે ક્રમે કઈ રીતે વિકાસ કરીને પ્રભુપદ પામી શકાય એનો અસરકારક માર્ગ બતાવવામાં આવ્યો છે. દરેક માણસ શ્રેય અને પ્રેયના દ્વંદ્વમાં મુંઝાતો હોય છે

એ વખતે આ ગીતા એને શ્રેયના માર્ગ તરફ પ્રેરે છે.

આથી માગશર સુદ અગિયારસને દિવસે ગીતા પ્રેમીઓ ગીતા જયંતિ ઊજવે છે. અને આ દિવસે ગીતાનું પારાયણ કરીને તેમજ મનન કરીને પોતાના જીવન ઉપર બાઝી ગયેલી રાખને ઉડાડી મૂકે છે.

આપણે પણ આ પવિત્ર દિવસે ગીતા વિષે વધુ સમજીએ અને આપણું જીવન વધારે શુદ્ધ અને પવિત્ર બનાવીએ.

તા. ૧૫–૧૨–૪૫

૧૨

### આજનો કાર્યક્રમ

આજે બપોરે ૧થી ૨ આપણા અભ્યાસગૃહમાં ગીતાજયંતિનો ઉત્સવ ઉજવાશે એ વખતે એમાં રસ પડે એ દરેકને આવવાનું અમારું હૃદયપૂર્વકનું આમંત્રણ છે

૧ પ્રાર્થના
૨ ગીતાના એક અધ્યાયનું પારાયણ
૩ ગીતા–ગીતિનું ગાન
૪ શ્રીકૃષ્ણનું જીવન

બ્રહ્મચારી મથુરદાસજી

રાથી ૩ા ત્યાં જ હિંદુસ્તાનીનો વર્ગ ચાલશે.

તા ૧૫–૧૨–૪૫

૧૩

### ચાંદા અને ખસનો સારો ઇલાજ

બહુ ચાંદા અગર ખસ થઇ હોય એને દિવસમાં બે વખત લિંબડાના પાન અને ડાંખળાં ઉકાળેલાં પાણીથી નવડાવવું. સફાઇ એ ચાંદા અને ખસનો સાદો છતાં રામબાણ ઇલાજ છે.

તા. ૧૬–૧૨–૪૫

૧૪

### પતંગો

આજકાલ આપણે ત્યાં પતંગો બહુ ઊડે છે એમાં મર્યાદા મુકાવી જોઈએ. પતંગ અને દોર પાછળ પૈસા તો ખર્ચાય જ છે, પણ મોટા કારખાનાનાં પણ આપણે ટેકદાર બનીએ છીએ.

પતંગની રમતમાં સાહસ આવતું હશે પણ રમતિયાળપણું અને લૂંટારાવૃત્તિ વધે છે એ તો નિશંક વાત છે. એની પાછળ કેટલો સમય બગડે છે એ પણ જરા વિચારી જોજો,

૧૩–૧૨–૪૫

*

## શમણું

શમણું ઊડયુ જાય,
જો જો 'લી પોયણી,
શમણું ઊડયુ જાય.

મારી આંખડીમાં ના માય,
મારી પાંપણથી લચીલચી જાય,
મારા હૈયાથી ઊભરાય,
જો જો 'લી પોયણી,
શમણું૦—

જરી પાછુ આવે ને સરી જાય,
મારા ઉચાટમાં અટવાય,
મારા જોબનશું' ઝોલાં ખાય,
જો જો 'લી પોયણી,
શમણું૦—

એ તો આઘુ ઊઠે ને મલકાય,
પેલા ચાંદલામાં જઇને લપાય,
ઓ રે આ રે આવ્યું ને ઓ જાય,
જો જો 'લી પોયણી
શમણું ઊડયું જાય.

ઉમાશંકર જોષી

[પ્રગટ થનાર સંગ્રહ 'આતિથ્ય'માંથી]

# ગ્રંથસમીક્ષા

**આપની સેવામાં** [લેખક - જીવુભાઈ મહેતા પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ પૃષ્ઠ : ૨૪૦ : કિં રૂ ૩-૦-૦]

એકસઠ નાનાનિબંધો અને સાઠમો 'કેમ જાણી' લેખકનો પોતાનો પ્રવેશક મળીને પ્રસિદ્ધ થતુ આ પુસ્તક જીવુભાઈ મહેતાની પ્રથમ કૃતિ તરીકે પ્રસિદ્ધિ પામે છે શિષ્ટ માસિકોથી માંડીને સાપ્તાહિકોના ચીલાચાલુ અંકો અને દૈનિકોના વાચકોને 'જીવુભાઈ મહેતા' એ નામ એટલુ પરિચિત છે કે એમની 'વંદે માતરમ્'મા પ્રસિદ્ધ થતી આ નિબંધિકાઓ પ્રથમ કૃતિ તરીકે બહાર પડે એ આશ્ચર્યજનક ઘટના જ ગણાય પણ આ ઘટના ઉપરથી તમે આ લેખકના માનસની એક વિચિત્ર પ્રકારની ઈશ્વરીતુ માપ કાઢી શકો છો લેખક, એક સ્થળે પોતાની વિશિષ્ટ શૈલીમા કહે છે, "તમે ઉંધાનો સટ્ટો કદી નહિ ખેલતા, એની રમત નહિ રમતા" પણ પોતે કોઈ અગમ્ય શ્રદ્ધાથી પોતાની પ્રસિદ્ધ થયેલ નવલિકાઓ, રૂપેરી જગતના લખાણો, કલા અને સાહિત્યના લેખો, અનુવાદો વગેરેને દાબી રાખી લઈને પોતાની બેદરકારીરૂપી ગેડીથી વેરવિખેર કરી નાખી શકે છે। છતાં, વાચકોને હવે કાઈક આશા બંધાય છે હવે પછીના પ્રગટ થનારા એમના પુસ્તકો 'એક પંખી', 'ચિત્ર અને ચિંતામણી', 'ઉડાન અને આલાપ', 'સાજનો, ચકુવ આવે છે' અને 'અપના પરાયા' પ્રકાશનને પંથે છે ખાતરી એટલી જ રાખવાની કે 'એ પ્રકાશનને પંથે પ્રસ્થાન કરતા પુસ્તકોને વચમાથી જ અંધકાર ચૂમી નહિ લે।" પ્રભુ કરે ને આપણી એ ખાતરી ખોટી ઠરે

લેખક કહે છે તેમ, "આપણી આશાઓ, આપણી નિષ્ફળતાઓ, આપણી સફળતાઓ, આપણી સાધનાઓ, આપણી આધિ ઉપાધિઓ વિજતો ચાહે છે, વ્યવસ્થા ચાહે છે, યોજના ચાહે છે" અને એ વિશે લેખક આ પુસ્તકમા વ્યવહારૂ સૂચનાઓ કરે છે આવા પ્રકારના નાના નિબંધો અમેરિકન સામયિકોમા સામાન્ય છે અને ત્યાના વાચકો એમને અતિ ઉત્સાહભેર વાંચે છે દિવસના ચોવીસ કલાકમા પચીસ-ત્રીસ કલાક જીવવાની ઈચ્છા રાખનાર અમેરિકન, આવી નિબંધિકાઓ વાચી વંચાવી જીવનયુદ્ધ ખેલવા કટિબદ્ધ થાય છે પરંતુ અહીં આ પ્રકારનુ સાહિત્ય નહિ જેવુ છે એટલે આ પુસ્તક સાચેજ આવકારદાયક છે' પુસ્તકની અનુક્રમણિકા પ્રત્યે દૃષ્ટિપાત કરતા તમને 'સસ્તી કીર્તિ' 'અવાજનો આલાપ' 'આંસુને ઓળખો' 'માનવતાની ઝાલર,' 'સીમંતિનીના પગલા' 'અજવાળાના અજવાળા' વગેરે અનેક મથાળા જડી આવશે અને તે વાચવાની તમારી આકાંક્ષાને તીવ્રતર બનાવી દેશે

જીવુભાઈ વર્તમાનપત્રોના ખોળામાંથી 'સાહિત્યકાર થયા છે એટલે શૈલી એ એમનુ, સ્વાભાવિક રીતે જ, સૌથી બળવાન શસ્ત્ર છે વર્તમાનપત્રો સામાન્ય વાચકોના દિલના દર્દ સમજી લે છે અને સાદી, ઘરગથ્થુ ઓષધિઓથી એ દર્દ મીટાવવાના સરળ, નૈસર્ગિક ઉપચાર યોજે છે એટલે લેખક કહે છે કે, 'સામાન્ય વાચક માટે મે ખાસ તકલીફ લીધી છે એને મે મારો મિત્ર ગણ્યો છે એના મગજમા ઉતરે એવી રીતે એના ઘડતર માટે એનામા ઉમળકો જાગે એવા આશયથી મે મારા આ લખાણોને આકાર આપ્યો છે' એમા નવાઈ નથી લાગતી

જીવુભાઈએ એ જ દિશામા કાર્ય કરતા બીજા બે ત્રણ સાહિત્યકારો સાથે એક સરળ, પ્રવાહી, અલંકારોથી ભરી ભરી, દિલચસ્પ શૈલીને જન્મ આપ્યો છે એ બધા ય સાહિત્યકારોની સર્વ પ્રકારની કૃતિઓમા-નવલિકા, નિબંધો, રૂપેરી જગતની વાતો, અગ્રલેખો વગેરેમા આ શૈલી પ્રાણ પૂરે છે અને એથી જ આ શૈલીનો પરિચય આપતા અવલોકનકારો પણ 'શબ્દોના સાથિયા' અને એવા પ્રકારના રૂપકોનો આશ્રય લે છે એમની અને ખાસ કરીને જીવુભાઈ મહેતાની શૈલીના આવા આલંકારિક વર્ણન શૈલીની ચિત્રમયતાનો ખ્યાલ આપે છે

આ ચિત્રમય ભાષાશૈલીના બે અર્થ થઈ શકે એક પશ્ચિમમાં જેને 'વર્ડ પિક્ચર'-શબ્દચિત્ર કહે છે તેવી અને બીજો સંસ્કૃતમા ચિત્રકાવ્યનામક કાવ્યશૈલી ગણાય છે તેવી અગ્રભાષાની શૈલી-જીવુભાઈની ચિત્રમય શૈલી આ બીજા પ્રકારની છે આ શૈલીમા કુશળ કારીગરને હાથે રૂપક, અતિશયોક્તિ, સમાસોક્તિ, ઉત્પ્રેક્ષા વગેરે અલંકારો સહજ જન્મે છે જીવુભાઈના 'આપની સેવામા' પુસ્તકમા આવા ઉદાહરણો અનેક મળે છે દૃષ્ટાંત તરીકે, મનની જીવન્ત તાજગી આવરી લેતા અને ક્વચિત નષ્ટ કરતા કલહની વાત કરતા જીવુભાઈને વૃક્ષને કોરી લેતી અને પરિણામે એનુ ચેતન હરતી-નાગવેલનુ સ્મરણ થતા તેઓ કહે છે

'કલહની વેલને મન ઉપર ચડવા ન દીધી [પા ૬૭] અહીં રૂપક અલંકાર કથનને સચોટ બનાવે છે 'એક ખૂણામા પડયા રહી બુદ્ધિનો હોકો ગગડાવવો' [પા ૬૨], 'આગની રાતી રાતી કળા અનેક ઈમારતોને બાળતી ગઈ' [પા ૬૮], 'પ્રશ્નોના તાળા ઉઘાડવા માટે નવી નોખી ગુણચાવી' [પૃ ૬૦] 'વરસાદની પ્રત્યેક ઝરી તરી બની વાગતી હોય' [પા ૨૦] 'યોગ્ય પળે કાર્યની ચાપ દબી વીજળી ઝબકાવવાની એનામા શક્તિ છે' [પા ૫૪] આવા અનેક વાક્યો આ અલંકારિક શૈલીના ઉદાહરણો છે એવા બીજા ઘણા વાક્યો પુસ્તકને જુદે જુદે પાને ભગાડીને મઢાયેલ હીરાકણી પેઠે જડાયેલ પડયા છે

ક્વચિત્ આ શૈલી [જીવુભાઈનો પોતાનો જ પ્રિય શબ્દ વાપરુ તો] 'નવા નોખા' અલંકારોનો સાજ સજે છે 'જીવનરૂપી વૃક્ષની ડાળી' કહેવાથી રૂપક થાય, તો ભલે વૃક્ષને ડાળા નાખીને 'જીવનની લીલાછમ ડાળ' [પા ૨૦] એમ કહીને લેખકે નવો અલંકાર યોજ્યો છે 'એક તને કઈ રીતે ખોળશે [પ ૧૮] પણ ખોળશે' શબ્દથી 'કુંજા'નુ સ્મરણ કરાવતો આ પ્રયોગ ચાતુર્યયુક્ત અલંકારનો નમૂનો પૂરો પાડે છે

બ્રાહ્મણામાં ગ્રંથસ્થ થવાનો યોગ પ્રાપ્ત કરી શકે છે અને તે પણ વિદ્યોત્તેજક સંસ્થાઓ દ્વારા જ એ હકીકતને લક્ષમાં લેતાં, શ્રી સાંડેસરાના ગયા પંદરેક વરસના જ ગાળામાં છૂટક છૂટક પ્રસિદ્ધ થયેલા ઇતિહાસ, પુરાતત્ત્વ વગેરે જેવા 'લલિતેતર' વિષયને સ્પર્શતા લેખોનો આ સંગ્રહ એક પ્રકાશન સંસ્થાએ બહાર પાડયો છે એ ખરે જ સુચિહ્ન ગણાય. 'ઇતિહાસની કેડી' એ શીર્ષક કોઇને કદાચ એવો ખ્યાલ આપે કે આમાં રાજકીય ઇતિહાસને લગતું કાંઇક હશે તો તે ખ્યાલ સાચો નહીં ઠરે. અહીં 'ઇતિહાસ' શબ્દ સંસ્કૃતિના ગમે તે એક પાસાને લગતી ઘટનાઓનો કાળક્રમાનુસારી વૃત્તાન્ત એવા વિશાળ 'અર્થ'માં લેવાનો છે.

ગુજરાતના પ્રાચીન સાહિત્યને પુરાતત્ત્વ સંબંધી આ ચૌદ લેખોમાંથી 'ગુજરાતમાં સંસ્કૃત નાટક' 'પ્રબન્ધચિન્તામણિ' 'આપણું લોકવાર્તા વિષયક પ્રાચીન સાહિત્ય'ને 'નરસિંહ પૂર્વેનું ગુજરાતી સાહિત્ય' આટલાનો વિષય સાહિત્ય છે 'ગુજરાતમાં સંસ્કૃત નાટક' એ નિબંધમાં ગુજરાતમાં મુખ્યત્વે વિક્રમના બારમા સૈકાના આરંભથી તેરમા સૈકાના અંત સુધીમાં રચાયેલાં પચીસથી યે વધારે સંસ્કૃત નાટકો વિશે માહિતી આપેલી છે 'પ્રબન્ધ ચિન્તામણિ' આમ તો શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ કરેલા પ્રબન્ધ ચિન્તામણિના ગુજરાતી ભાષાન્તરનું અવલોકન છે; પણ તેમાં ગુજરાતના મધ્યકાલીન પ્રબંધાત્મક સાહિત્યનું ઐતિહાસિક મૂલ્ય ને ગુજરાતના તત્કાલીન સાંસ્કૃતિક જીવનને લગતી તેમાંથી મળતી પુષ્કળ માહિતી સબંધે લેખક વિગતથી લખ્યું છે. સાહિત્ય વિષયક બાકીના બે નિબંધો આ સંગ્રહના વધારે મૂલ્યવાન નિબંધો તરીકે ગણાવી શકાય 'આપણું લોકવાર્તા વિષયક પ્રાચીન સાહિત્ય'માં અમુક લૌકિક કથાવસ્તુને લઈને પ્રાચીન ગુજરાતી સાહિત્યકારોએ સમયસમય પર જે કાંઇ કૃતિઓ રચી છે તેમને લગતી માહિતી એકત્ર કરી છે, તે તે કૃતિઓની તુલનાએ સાહિત્યિક મૂલ્યવત્તા કેટલી છે તે તરફ આંગળી ચીંધી છે. અને આમ આ વિષયના તુલનાત્મક અભ્યાસ માટે સારી એવી સામગ્રી એકઠી કરવાનો મૌલિક પ્રયાસ કરેલો છે. એ જ રીતે 'નરસિંહ-પૂર્વેનું ગુજરાતી સાહિત્ય' એ સંવત ૧૫૦૦ પહેલાના ગુજરાતી સાહિત્યને વિષયવાર વિહંગદૃષ્ટિએ જોઇ જવાનો આ રીતનો પહેલો પ્રયત્ન છે.

સંગ્રહગત પુરાતત્ત્વના લેખો ઠીકઠીક વૈવિધ્ય ધરાવે છે. 'પાટણ'માં તે નગરના ભવગૌરવ, સંસ્કારિતા ને સમૃદ્ધિનો અને 'પાટણના ગ્રંથભંડારો'માં પાટણના કેટલીક દૃષ્ટિએ વિશ્વમાં અજોડ કહી શકાય તેવા હસ્તલિખિત ગ્રંથસંગ્રહની વિશાળતા, પ્રાચીનતા ને સાહિત્યિક મૂલ્યવત્તાનો ખ્યાલ આપવામાં આવ્યો છે. હેમચંદ્રાચાર્યનું શિષ્યમંડળ'માં એ 'કલિકાલસર્વજ્ઞ'નું અન્વર્થ બિરુદ ધરાવતા આચાર્યના શિષ્યો વિશે ઉપલબ્ધ હકીકત એકઠી કરેલી છે, તો 'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ગુજરાતના ઉલ્લેખો'માં, આ વિશે આ પહેલાં બીજાએ કરેલા પ્રયાસોને અદ્યતન અને વ્યવસ્થિત સ્વરૂપ અપાયું છે. 'કામદેવની મૂર્તિ'માં શિલ્પ અને ચિત્રકળામાં આ બાબત કયો ખાસ પ્રવર્તતો તેની તપાસ કરેલી છે, પણ વધારે રસિક 'દેવમંદિરોમાં કોકાસનોના શિલ્પ' છે હિંદભરનાં મંદિરોમાં જે કામશાસ્ત્રીય આસનોની પ્રતિમાઓ મળે છે તેમના નિર્માણ પાછળ કયો હેતુ રહેલો હશે એ સમસ્યાનો લેખકે આમાં ઉકેલ આપેલો છે 'ગુજરાતના સ્થળનામો' એ આ સંગ્રહનો નબળો કહી શકાય તેવો નિબંધ હોવા છતાં આ દિશામાંના વ્યવસ્થિત કહેવાય તેવા પહેલા પ્રયાસ તરીકે જરૂર આવકારપાત્ર લેખાય. પ્રવાસ, ગુજરાતનાં ગામોના પદાન્તોનું મૂળ સમજવા પૂરતો મર્યાદિત હોવાથી એકદેશી કહી શકાય. બાકીના 'આયુર્વેદનું સંશોધન,' 'પ્રાચીન ભારતમાં વિમાન' અને 'કુત્રિકાપણ' આપણી ભૂતકાલીન સ્થૂલ સાંસ્કારિક પ્રગતિની દ્યોતક કેટલીક બાબતો તરફ આપણું ધ્યાન દોરે છે

આ રીતે આ સંગ્રહ આપણી મધ્યકાલીન સંસ્કૃતિના વિધવિધ પાસાઓમાં લેખકને રહેલા રસને, તેમના અભ્યાસને અને મૌલિક સંશોધન તરફની વૃત્તિને છતાં કરે છે. સામાન્ય વિદ્યારસિકોને કાંઇક રુચિકર થાય એવા લેખોને અહીં સંગ્રહસ્થ કરવાનો લેખકનો હેતુ છે, અને તે નિશ્ચે બર આવ્યો દેખાશે. એટલું જ નહીં આમાંના કેટલાક લેખો તો આ વિષયમાં વિશેષ સ્વરૂપનો રસ ધરાવનારને-અભ્યાસીને પણ ઘણા ઉપયોગી થઈ પડે તેવા છે ખાસ તો આ છેલ્લી હકીકતને લીધે લેખોના બહિરંગમાં દેખાતી થોડીક ઝીણી ઝીણી ત્રુટિઓનો ઉલ્લેખ કરવો પ્રાપ્ત થાય છે.

સંગ્રહસ્થ લેખો પહેલાં ક્યાં ને ક્યારે પ્રસિદ્ધ થયેલા તેની માહિતી 'સમયનિર્દેશ'ના મથાળે ગ્રંથને છેડે આપેલી છે પણ આ માહિતી સંપૂર્ણ કહી શકાય તેવી નથી કોઇ-કોઇ લેખ જરા સ્વરૂપફેરે બીજે પણ પ્રસિદ્ધ થયેલા છે તેના ઉલ્લેખ આપવા જરૂરી હતા એક બે સ્થાને સંગ્રહસ્થ લેખનો હવાલો આપવાને બદલે તે લેખ આ પહેલાં સામયિક વગેરેમાં છૂટક રૂપે પ્રસિદ્ધ થયેલો તેનો હવાલો આપેલો છે ઉલ્લેખાયેલા ગ્રંથો વિશે પણ તે ક્યાં ક્યારે પ્રસિદ્ધ થયા છે તે બધું કયાંક અપૂરતું આપેલું છે; તો ક્યાંક સુલભ નહીં. સાધારણ રીતે સૌ ઇસવીસનથી વધારે ટેવાયેલા છે, છતાં સાલ બધે વિક્રમ સંવતની આપેલી છે. આવી બાબતને લગતી સહેજ શિથિલતા બાજુએ રાખતાં તો 'પ્રબન્ધચિંતામણિ'ના [illegible] પ્રબન્ધોમાં સન્દેસડઓ વાળા દુહાની જિનવિજયજીની આવૃત્તિને આધારે તપાસતાં, છેદો-વિષયક ચન્દ્રપ્રભનો નાટ્ય (નારદ) ને બદલે તાલ્ય પાઠથી નીપજતી અર્થહાનિ જરાક જ વધારે સંપાદનક્રમથી નિવારી શકાય તેવા છે, સામગ્રી, પ્રતિપાદન, રજૂઆત વિચારસરણિ અનુમાનપદ્ધતિ ભાષા, શૈલી, કે મુદ્રણ આમાંથી કશું પણ સંશોધનના ક્ષેત્રમાં જરાયે ઓછી અગત્યનું નથી

એ તો સ્વાભાવિક છે કે લેખોમાંના કોઇક વિધાન કે મૂલ્યાંકન સાથે કોઇને મતભેદ રહે. બ્રાહ્મણ પરંપરાના આખ્યાનોમાંથી ચમત્કારી અંશો ગાળી-નાખવાનું—તેમને અહીં rationalize કરવાનું વલણ જૈન રામાયણ વગેરે-એનાં જૈન પરંપરા માટે લાક્ષણિક હોવાનું લાગે છે, ને તો

'નલવિલાસ' નાટકમાં મૂળની કથામાંથી ચમત્કારો જતા કરવા માટે રામચંદ્રને કેટલો જશ આપવો તે વિચારવાનું રહે છે

દિવ્ય અસ્ત્રો ને વિદ્યાઓના હડહડતા ચોકબંધ વર્ણનોના અને આયુર્વેદના કેટલાક અસંભવિતવત્ પરિણામ લાવી આપવાનું કહેતા ઔષધિકલ્પોના પ્રકાશમાં તેમજ ઉડ્ડયન કરતી વસ્તુની ગતિને દિશાનું નિયમન કરવાનું શક્ય બન્યું હોય તેટલો ભૌતિક વિકાસ થયો હોવાનું આપણી પ્રાચીન પરંપરાના ચોકઠામાં કેમેય બંધ બેસતું ન આવતું હોવાથી તેવી જ રીતે વિમાન વિશેના પ્રાચીન ઉલ્લેખો પર કેટલો મદાર બાંધવો એ સમજી શકાય તેવું છે પણ જરા ગંભીર કહી શકાય તેવી ત્રુટિ તો માત્ર એકજ બાબતમાં જોવા મળે છે તે છે 'ગુજરાતના સ્થળનામો' એ લેખનું સાવ નબળું ભાષાશાસ્ત્રીય પાસું એ લેખમાં ચર્ચાયેલી ગામનામોની વ્યુત્પત્તિઓ વિશે - બોલવું જ જોઈએ કે એમાં લેખક આપે છે ત્યાંની અશાસ્ત્રીય અને તરંગી વ્યુત્પત્તિઓ આપવાની પરંપરાને જાળવી રાખે છે એક પદ્ર કે પદ્રક સંજ્ઞા સાર્વત્રિક રૂપે અર્વાચીન ગુજરાતીમાં ઊતરી આવી શકે એવું આ લેખમાં જોવા મળે છે લાગે છે કે જગતની કોઈ પણ ભાષાના વિકાસ-ઇતિહાસમાં આ ઘટનાનો જોટો નહીં મળે! પૂરતી ખાતરી હોય ત્યાંજ વિચાર સ્થળે મૂળ સ્વરૂપ સૂચવીને પર્યાન્તો વર્ણાનુક્રમે આપી સંતોષ માન્યો હોત તો અશાસ્ત્રીયતાથી બચી જવાત

સમગ્ર ગ્રંથનું વાચન લેખક એક પ્રતિષ્ઠિત વિદ્યાપ્રેમી ને સંશોધક હોવાની છાપ આપણા પર મૂકી જાય છે બીજા કોઈ યુગ કે પ્રાન્ત માટે ભાગ્યે જ હશે તેવી, અને સંસ્કૃતિના ઘણા ઘણા પાસાનો ક્રમબદ્ધ ઇતિહાસ ઘડી શકાય તેટલી સરચક સામગ્રી મધ્યકાલીન ગુજરાત માટે ઉપલબ્ધ છે પણ આ ક્ષેત્રને પોતીકું બનાવી અભ્યાસ કરનારા આપણે ત્યાં કેટલા? આથી તેમજ આપણા અભ્યાસ સાહિત્યનું સમગ્રપણે દળદાર નજરમાં લેતાયે આવા ગ્રંથ સારી રીતે મૂલ્યવાન ઠરે છે ગ્રંથાન્તે આપેલી બાવીસેક પાના પર વિસ્તરેલી સૂચી આવા વિષયમાં અનિવાર્યપણે લેવાના અથાગ શ્રમની લેખકને કદર હોવાની સૂચક છે

હરિવલ્લભ ભાયાણી

## સાભાર સ્વીકાર

૧. ઘર, શાળા અને શેરી લેખક ગિરીજાશંકર મ ભટ્ટ પ્રકાશક ઘરશાળા પ્રકાશનમંદિર-ભાવનગર કિ ૦-૬-૦ ૨ યુગાન્તર દીવાળી અંક કિ ૨-૦-૦ યુગાન્તર કાર્યાલય—મુંબઈ ૩ હાંડીઓ-દીપોત્સવી નવલિકા અંક કિ ૧ ૮-૦ ગદિવ સાહિત્યમંદિર—સુરત ૪, બાલજીવન દીપોત્સવી અંક કિ ૦-૫-૬ બાલજીવન કાર્યાલય વડોદરા ૫ હજરત મહંમદ અને ઇસ્લામ મૂળ લેખક, પંડિત સુંદરલાલ પ્રકાશક નવજીવન કાર્યાલય અમદાવાદ કિ ૧-૮-૦, ૬ જીવન શોધન (૪ થી આવૃત્તિ) લે કિશોરલાલ ઘ મશરૂવાળા નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિ ૨-૮-૦ ૭. ઉર્દૂ લિપિ શિક્ષિકા હસગાજ જૈન ગિરિરાજ કિશોર પ્રકાશક નવજીવન કાર્યાલય અમદાવાદ કિ ૦-૧૨-૦ ૮ ઊડતાં પાન લે પ્રા વિન્યરાય ક વૈદ્ય, પદ્મજા પ્રકાશન-વડોદરા કિ ૨-૪-૦ ૯ અનુલ્લંઘ્ય દ્વૈરથ લે નિ વર્મા, જ પરમાર પદ્મજા પ્રકાશન વડોદરા, કિ ૧-૦-૦.





સમાજ, સાહિત્ય અને સંસ્કારનું
અદ્યતન માસિક
માર્ચ : ૧૯૪૬



# અને નવરચના

## રાષ્ટ્રમાતા



**આ** તસ્વીરમાં ઊભાં છે શ્રીમતી આરોરા ક્વીઝો
એમની પાછળ દીવાલ પરના ચિત્રમાં છે એમના સ્
ગર્સ્થ પતિ અને ફિલિપાઇન્સના પ્રમુખ શ્રી મેન્યુઅ
ક્વીઝોન. ફિલિપાઇન્સની પ્રજાના લાડકવાયા પ્રમુખ ક્વીઝો
પોતાના દેશ ઉપરના જાપાની કબજા દરમિયાન અમેરિકાં
દેશવટો ભોગવતા હતા ત્યારે અવસાન પામ્યા હતા.

જે દિવસ જોવા ક્વીઝોન જીવ્યા નહિ તે થો
મહિનાઓ પર આવી ગયો. જાપાનીઓનો પરાજ
થયો અને આઝાદીની હવા ફરીવાર ફિલિપાઇન્સ
પાછી ફરી. અમેરિકામાં દેશવટો ભોગવતી ફિલિપાઇન્સ
સ્વતંત્ર સરકાર સ્વદેશ પાછી ફરી. ફિલિપાઇન્સની સ્વત
ધારાસભા ફરી પાછી મળી. એણે કરેલા પ્રથમ કર્ત્ય
માંનું એક હતું પોતાના સ્વર્ગસ્થ રાષ્ટ્રપતિની વિધવા
માસિક એક હજારની જિવાઈ બાંધી આપવાનું.

ધારાસભાના આ સ્વયંપ્રેરિત નિર્ણયને અનુસરી
ગયા જાન્યુઆરીમાં ફિલિપાઇન્સની સરકારે એક હજાર
પ્રથમ હુંડી શ્રીમતી ક્વીઝોનને મોકલી. ધીમે ધી
ભૂખરો રંગ પકડતા જતા વાળવાળા, દેહે દુર્બળ શ્રીમ
ક્વીઝોને એ હુંડી તરતજ પાછી વાળી. એની સા
એમનો એક કાગળ પણ ગયો. હજારો ફિલિપાઇનવાસ
આ સ્ત્રીને રાજમાતા અને સંતનારીનું મિશ્રણ શા મા
ગણે છે તે આ કાગળમાંથી દેખાય છે:—

'યુદ્ધકાળ દરમિયાન વિધવા બનેલી અગણિત સ્ત્રીઓ અ
અનાથ બનેલાં અસંખ્ય બાળકોને કારણે મારે આ જિવાઇ
જતી કરવી જોઈએ. મારાથી ઓછી ભાગ્યશાળી મારી આટલી બધી બહેનો અને તેમનાં બાળકોની સંભાળ લેવાતી ન
ત્યાં સુધી સરકારી મદદ સ્વીકારવાની મારો આત્મા ના પાડે છે.'

સ્વર્ગસ્થ પ્રમુખ ક્વીઝોનને પોતાની આ શાંત, ગૌરવવંતી સહધર્મિણી માટે ઊંડો આદરભાવ શા મા
હતો તે પણ આ કાગળમાંથી સમજી શકાય છે.

'હું માનું છું કે જો આ જિવાઈનો હું સ્વીકાર કરું તો મારા પ્રેમાળ સ્વર્ગસ્થ પતિની સ્મૃતિને હું બેવફા નીવડી જવાઉંય.

# હે ધરા સોરઠી!

હે ધરા સોરઠી!
જુગજુગોથી તું બેઠી હજી જાગતી
તોય તારે ન અંગે જરા લાગતી
થાક આળસ અવસ્થા ઉદાસી તણી
રેખ આછી ય પણ પ્રેરણા પૂરતી
જ્યોત જલતી દગે એ જ ઓજસ્વતી.
તાહરા જ્ઞાન વૈરાગ્ય ધરણી પરે
આ સૂતા મા, અને ભવ્ય ભડવીર
પુત્રો તણી ઓથ તારે ગઇ સામટી
ને છતાં અજબ તું—

તે છતાં ગજબ તું જોબનશ્રી ભરી
કાળ થંભાવતી આંસુ અળગાં કરી
રંક અમને અરે મૃતસમા જન્મતા
બાળકોને લઈ અંક સંજીવની
આજ પાઇ રહી.

આજ ગાઈ રહી ગોંદરે પાદરે
ડુંગરની કદરે કદરાએ અને
ઘુઘવતા જળ તણી ઘેરી ઘન ઝાલરે
ઊડતી ધૂળ વગડાની તેમા અરે!
ગીત મા, શૌર્યનાં, પ્રેમનાં, પુણ્યનાં
જિંદગીનાં મહા શીલ, સ્વાતંત્ર્યનાં
હે ધરા સોરઠી!

ધન્યતા હૃદય ધારે અહીં જન્મતાં
તાહરે ચરણ ને જીવન અર્પે સદા
મરણને યે રૂડી રીતથી એકદા
એમ ભેટી જવા, અક ભેટી જવા
તાહરાં ગીત આકંઠ સૌ સૂણતાં.

પણ કદી થાય મા!
પણ મને કોક દી કોક દી થાય મા!
જીવન ને મરણની એ મજા તો ગઇ

સુભગ સોહાગી એ અસ્ત સન્ધ્યા થઇ
રંગ ભરતી બધે મોરવરણા અને
સાગરોના સીમાડા ય ઝળહળ બને
હોત ત્યારે મને—

હોત લાધ્યું મને કિરણ એકાદ જો.
જન્મતું, સાથ મા શારદાની કૃપા
ઝીલવાનું કદી હોત એ જીવને;
ઘટ્ટ વનરાઈમાં કોઈ વર્ષા સમે
બે ય કાંઠા છલોછલ ભરી વેગથી
વહી જતી નદી કને કામળી પાથરી
*કરત બેઠક અને—*

ને પછી મેઘગંભીર કંઠે ભર્યું
સભર કરુણાથી કો' ગીત આ ભૂમિનાં
લોળિયાં, સાગ્રદિલ જીવનવિખુટાં પડયાં
ગાત પ્રેમી તણું.

ડુંગરે ડુંગરા પ્રબળ પડઘા થકી
વાત લઈ જાત એ નેસડે નેસડે
ગામડાં ગામના ભગ્ન કો' ઓરડે
ને પછી કોક દી ગામઝાંપે મળી
બાથ ભરતાં ધીંગા હાથથી ભોનવી
કહેત આવો કવિ!

એ જ ગાણું ફરી ચાંદની રાતમાં
જાત ગળતું અને ધન્ય આયુ તણી
એ ઘડી સાથ મુજ ધન્ય કવિતા ગણી
એકલો પંથ હું પળત મારે...

કાન જ્યારે પડે
કોઈ વેળા પછી ઢોલના ઢારમા
નાદ, રણરંગ જોબન તણા અંગમાં
ધસમસે, સાદ ઘોડા કટારી તણા

ધૂમતા, શત્રુ ઘણુ વાળી નાસી જતા
હાહ ત્યારે મને રોમ રોમે જલી
ઉછત ને સંગ મરદાની જંગે હસી
દોડતા વીર જે કમર વેગે કસી
તેમની સાથ બસ
હે ધરા સોરઠી, તાહરો ધવલ યશ
જાત ગાતો અને લોહ બખ્તર બધા
તસુ તસુ ઉછળતા ધપત જાણી કદા
એ ખુમારી તણી.

પણ મને થાય મા !
કોક દી કોક દી એમ પણ થાય મા!
હાય એ કંઠને શું કરું દેખતાં
આ ધરાના પડે પડ મહીં નિંગળતા
રુધિરના સ્રોત અણખૂટ ધારે વહ્યા.

વાન ભીનો અને આંખ રાતી જરા
અંગમાં ચપળ બળ વાયુ કેરી ત્વરા
કપટ નવ જાણતા પણ મરી ખૂટવા
અધીર નવ લોહિયાના ખપે આ રહ્યા
માત્ર યાદી વિષાદે ઊંડી પૂરવા
સ્મરણ ચિહ્નો !

અરે આંસુભીનો કદી હોત જો એ સમે
જાત હું દોડીને વેડફાઈ જતી
હે ધરા, તારી એ જયોત ઝાંખી થતી
મથત હું વારવા

મથત હું વાળવા કેડીએ સાચની
ધૂન સેવા અને સાથ સતનામની
હું મચાવત સીમાડા કંઈ ગામના

ભળત ત્યાં મારગે ક્યાંક થાણું કરી
જ્યાં ધજા ફરકતી રૂહેત જોગંદરી
કરત ભેળા જનો કેંક મેળા રચી
ને પછી એક દી—

સાંજ વેળા હું આંખો ભરી નિરખતો
રહેત જળધોધ શો
જનગણોનો મહા ઓઘ એ શક્તિનો
વાધતો શિવપથે ને ધરા સોરઠી!
પુલકભર હૃદયથી ચરણમાં ધરત હું
બુંદ બે આંસુનાં.
આપતાં મા, તને અર્ઘ્ય એ ભક્તિને
જીર્ણ કાયા થતી જોત સંતોખથી
આંખ ઝાંખપ ઢળેલી છતાં આખરી
નજર લંબાવી હું જાત હૈયે ધરી
ભૂખરે ડુંગરે નીલ આકાશની
છાય ને રસળતી રજતવર્ણી નદી
હે ધરા! સઘન વનની છબી સંઘરી
આવતાં તિમિરદળને વધાવત સુખે
સાંજનું સ્મિતભરી તેજવરણું મુખે.

હોત એવું કદી!
હૃદય જાગે ઘણીવાર એ ઝંખના
જીવન એ જીવવાની વૃથા વેદના
પણ છતાં ફરી ફરી ચેતના એ ઉઠી
હે ધરા સોરઠી!
પ્રશ્ન પર પ્રશ્ન પૂછી કરે ઓરતો
રે કદી હોત જો!

# વડવાંચાણી

## માસિક નોંધ

### અવિચારી અવરોધ:

#### અવિચારી ઉત્સાહ

કલકત્તા.....મુંબઈ......ફરી કલકત્તા ! એનું એ જ શાંત વિરાટ સરઘસ નીકળે છે, હિંદુ–મુસલમાનોનો મઝાનો એ જ અનોખા ઉત્સાહવાળો સંયુક્ત મોરચો રચે છે, રાષ્ટ્રધ્વજ અને કોમવાદી ધ્વજના છેડા બંધાય છે. જુદા જુદા પક્ષોના નેતાઓ હાથમાં હાથ મિલાવીને પહેલી હારમાં ચાલે છે સિવિલ સર્વિસના પેટમાં આ ઐક્યતાથી ઊંડો ફાળ પડે છે. શાંત સરઘસ ઉપર હાથ નાખવાનું કોઈ કારણ નથી. અમુક રસ્તેથી પસાર થતું તેને રોકવામાં આવે છે: 'આ લત્તો મુસલમાનોનો છે, અહીં સરઘસ જાય તો રમખાણ મચવાનો ભય છે: આ તો સરકારની (અને મોટી મોટી ગોરી પેઢીઓની) કચેરીઓવાળો રાજમાર્ગ છે, અહીં સરઘસ જાય તો તોફાને ચઢે એવી દહેશત છે: માટે નહિ જવા દેવાય.'

પણ પ્રજા મક્કમ રહે છે. કૅપ્ટન રશીદ કરેલી કોમવાદી કેદીઅનથી એને નિસ્બત નથી. અત્યારે કોમવાદી હનો તે મુદ્દો પણ અપ્રસ્તુત છે. વ્યક્તિના ગુણદોષનો પ્રશ્ન નથી. પ્રજાના દિલમાં તો સમગ્ર આઝાદ ફોજના રક્તસમર્પણનું મૂંગુ ગીત ગૂંજી રહ્યું છે. નજર સામે ઊભેલી શસ્ત્રસજ્જ પોલીસ એનો મિજાજ ડગાવી શકતી નથી. અને ફરી એનો એ જ ટીઅર ગૅસ, એ જ ગોળીઓ, એ જ શહીદો અને સ્મશાનયાત્રાઓ. પોલીસ અને લશ્કરને પ્રજા ગણકારતી નથી. નેતાઓની ખામોશી પ્રબોધતી વાણી પ્રત્યે એ બધિર બને છે. ૨૫, ૭૫, ૫૫ નાં લોહી વહે છે ત્યારે જનતાની ઊર્મિ જંપે છે.

### અંગ પર

#### કુહાડો

દરમ્યાન પ્રજાનો રોષ જે નજર સામે આવે તેને ભાંગી, તોડી, જલાવીને પોતાની જાતને વ્યક્ત કરે છે. રોષે ચડેલી જનતાને પોતાનું ઝનૂન દર્શાવવાનો કોઈ માર્ગ મળતો નથી, એ આડે માર્ગે ચડી જાય છે. પોતાના અવિચારી અવરોધથી ગાંડી જનતા એક આંધળી ગલીમાં દોડી ગઈ છે. ઝનૂનમાં ને ઝનૂનમાં એણે પોતાનો જ એક અંગ ઉપર કુહાડો માર્યો છે. શ્રી જૅકસન નામના એક ખ્રિસ્તી ધર્મગુરુએ દિલ્હીથી છાપાંજોગ લખેલા એક કાગળમાં એ ફટકાની વેદના દર્શાવી છે:

'મને એ જાણીને અત્યંત દુઃખ થયું છે કે ચાલીસેકના એક ટોળાએ કલકત્તાના 'મેથોડિસ્ટ' દેવળ ઉપર હુમલો કરીને તેની વેદિને આગ ચાંપી, ફરનિચરને અને હારમોનિયમને તોડીફોડી નાખ્યાં અને બાઈબલની તથા ધર્મગીતોની ચોપડીઓની નાશ કરી નાખી છે, અમારા હિંદુ અને મુસલમાન ભાઈઓના આવા અણધાર્યા વર્તાવથી દુભાયેલી મારી લાગણીઓ હું દર્શાવવા માગું છું. મુસલમાનોને મસીદ અને હિંદુઓને મંદિર જેટલાં વહાલાં છે તેટલાં જ ખ્રિસ્તીઓને પોતાનાં દેવળ વહાલાં છે એ લોકોએ સમજવું જોઈએ. ઉપરાંત મેથોડિસ્ટ દેવળો તો હિંદી ખ્રિસ્તીઓની માલિકીના છે. ધાર્મિક સ્વાતંત્ર્ય એ અમારો અધિકાર છે. અમે હિંદીઓ છીએ અને તેથી અમારા હિંદુ-મુસલમાન ભાઈઓ પાસેથી આવા વર્તાવની ધારણા અમે રાખતા નથી. રાષ્ટ્રીય જીવનને નિરોગી રાખવા એકબીજાની અદબ જાળવવી જરૂરી છે.'

આવા અઘટિત બનાવથી દેશ આખાને જે આઘાત થયો હશે તે રાષ્ટ્રપતિ મૌલાના આઝાદે એક નિવેદનમાં દર્શાવ્યો છે. પ્રધાનમંડળની રચના અંગે પોતે આસામ ગયેલા અને ત્યાંથી તાર મળતાં આવેલા તેને પરિણામે એરાકના ગંભીર પ્રશ્નની ચર્ચા માટે આવેલું વાઇસરૉયનું દિલ્હીનું તેડું પણ સ્વીકારી શકયા નહોતા. એવી હાલતમાં પણ, દેવળને થયેલું નુકશાન જાતે જઈને જોવાની ઇચ્છા મૌલાના સાહેબ રોકી શકયા નથી. ગમે તેવા નાના સંપ્રદાય સામેનો હુમલો પણ આપણાથી બરદાસ્ત ન થઈ શકે એમ તેમણે જાહેર કર્યું છે. એ દેવળના પાદરી સમક્ષ એમણે એવી દરખાસ્ત રજુ કરી છે કે કલકત્તાના શહેરીઓમાંથી ફાળો ઉઘરાવીને આ દેવળને થયેલું નુકસાન ભરપાઈ કરી દેવું જોઈએ. આઝાદ હિંદુસ્તાનમાં દરેક પંથનાં ધાર્મિક સ્થાનોની પવિત્રતા જાળવી પ્રત્યેક કોમના માણસો જાળવશે તેની આ રીતે ખાત્રી આપી શકાશે.

*હિંદી*

*નાવિકોનો બળવો*

અંધારી ગલીમાં ઘસડાઈ જતા ક્રાંતિબળનો બીજો બનાવ તા. ૧૮ થી તા. ૨૨ સુધી મુંબઈમાં બન્યો છે. હિન્દનું પોતાનું એક નૌકાસૈન્ય છે, આ વિશ્વયુદ્ધમાં એણે નોંધાવેલી સામ્રાજ્યની સેવા જ્વલંત છે, અને એ સાગર-સેનાની બહાદુરી વફાદારીનાં સરકારે પણ ગુણગાન ગાયાં છે. પણ આ હજારો સાગરસિંહોની અંદર જલતા રાષ્ટ્રપ્રેમના આતશની જાણ, લશ્કરી શિસ્તની લોહ-દીવાલો આડેથી પડી શકતી નહોતી. સરકાર તો સૈન્યને હમેશાં પ્રજાદેહથી વેગળું જ રાખે છે ને વેગળું જ સમજે છે. પણ આ આંતરિક અગ્નિ એકાએક તા. ૧૮ના રોજ એકસામટો મુંબઈ કલકત્તા ને કરાચીનાં બારાંમાં પડેલી યુદ્ધનૌકાઓમાં ભભૂકી ઊઠ્યો. સરકારી ગણતરી મુજબ જેની સંખ્યા તેર હજારની કહેવાઈ છે તેટલા હિંદી યુદ્ધનાવિકોએ હડતાલ પર ઊતરી જઈને, પોતાનાં જહાજો પર ત્રિરંગી ધ્વજ ચડાવી દઈને, સરઘસો કાઢ્યાં અને પોતાની ઉપરી-આગળ માગણીઓ મૂકી. આ માગણીઓમાં હિંદી અને ગોરા નાવિકો વચ્ચેના પગાર, ભથ્થાં, રજા ખોરાક ઇત્યાદિ વર્તાવમાં રખાતા અપમાનકારી તફાવતનો મિટાવ માગ્યો હતો, અને પોતાની આર્થિક બહેતરી ઉપરાંત કેટલીક રાષ્ટ્રીય માગણીઓ હતી, જેવી કે આઝાદ હિંદ ફોજવાળા મુકદ્દમા બંધ કરવા, હિંદી લશ્કરોને આજે જાવામાં વપરાય છે તેમ પરપ્રજાની આઝાદીના રૂંધન માટે ન વાપરવા વગેરે.

*હાકેમોની*

કે તેમણે પોતાના કબજાના જહાજો તોપો ચલાવી અને સરકારી લશ્કરે તેમના પર તોપમારો ચાલુ કર્યા ઉપરાંત, જો તેઓ શરણે ન થાય તો હિંદી નૌકાફોજનાં આપણાં પ્રિય જહાજોનો પણ નાશ કરવો રહેશે એવું આખરીનામું સરકારી લશ્કરપતિએ સુણાવી દીધું. દૂર દેશાવરથી બુલંદ બ્રિટિશ યુદ્ધનૌકાઓ આ 'બળવો' શમાવવા ઝપાટાબંધ નીકળી પણ પડી.

સુભાગ્યે તા. ૨૨ ના રોજ આ બંડખોરોએ સરદાર વલ્લભભાઈની સલાહ માગી, સરદારે તેમને બિનશરતી શરણે જવા સલાહ આપી, એ સલાહનો તુરત અમલ થયો હોત તો તા. ૨૩ ના પ્રભાતની ભયાનક ગોલંદાજી બનવા ન પામી હોત અને બળવાનું અતિ ઉગ્ર સ્વરૂપ ન બંધાઈ જાત, શરણાગતી વધુ માનભરી બની શકત.

*મુંબઈ પર*

*કેર વર્તો*

હિંદી સ્વાતંત્ર્યસંગ્રામની તાજી તવારીખમાં જે કેટલીએક અપૂર્વ અદ્ભુત ઘટનાઓ બની ગઈ છે તેમાંની એક તરીકે આ તા. ૧૮ થી તા. ૨૨ના નાવિક બળવાને ગણાવી શકાય. તેઓમાંનો મોટો ભાગ કુમળા કુંવર હિંદી યુવાનોનો બનેલો છે. પોતાના પ્રત્યેનો લાંબા કાળનો અન્યાય તેમને ઊંડો ખટક્યો, પણ એમને આટલા ઉશ્કેરાટની હદે લઈ જનાર તો અખિલ હિંદ-બલ્કે સમસ્ત એશિયાઈ પરિસ્થિતિ જ કહેવાય. યુદ્ધનૌકા પરના શિસ્તભંગનું આખરી પરિ-

ગોળનું ગાડું આવી પડે છે. ગુંડાનું ને મવાલીનું મુખ્યવાસી મહાસૈન્ય તક મળતાં જ બહેકી ઊઠયું એણે જે ખાનાખરાબી આદરી દીધી તેની તો તાલીમ જ એની રગેરગમાં છે. અને એણે પ્રવર્તાવેલ આગ, લૂંટફાટ, ખુનામરકીની સાથે કામ લેવાની જેની એકધારી એક જ રીતિ છે તે સરકારે કાઢયાં ગોરાં લશ્કરોનાં ધાડાં. આ લશ્કરોની નિશાનબાજી પણ સૌને સુપરિચિત છે. એણે ૩૦૦ નગરજનોના જાન લીધા અને ૨૦૦ નગરજનોને જખમી બનાવ્યા. આ ૩૦૦ ને ૧૨૦૦ કેી તોફાનીઓ તો હોય તેટલા ખરા, કાળો કેર તો નિર્દોષ રાહદારીઓ અને ગૃહવાસીઓ પર, સ્ત્રીઓ, બાળકો ને રોજી રળનારા પિતાઓ પતિઓ પર વરસી ગયો છે.

*મેલી દોરવણીથી*
*સાવધાન !*

'અવિચારી હિંસા'—એ આ નાવિકોની પ્રવૃત્તિને મહાત્માજીએ આપેલ નામ છે. તેમનામાં વિચારશક્તિ ન રહેવા પામે એટલી હદે ઉશ્કેરાટના કારણો ભલે મળ્યા હોય, અને આ બધા બનાવો બ્રિટિશ શાસન પ્રત્યેની નફરત હિંદી પ્રજાપ્રાણમાં નાગરિક કે લશ્કરીના કોઈ પણ ભેદ વગર ઊંડાણ સુધી ઊતરી ગઈ હોવાનાં, બ્રિટને ઝટ ઝટ ધડો લેવા લાયક એંધાણો ભલે હોય, છતાં એ 'અવિચાર' છે—અનુમોદનને પાત્ર નહિ તેવો 'અવિચાર' છે. તેમના બલિદાનની આંચ દેશભરમાં વ્યાપી જશે એવી ગણતરી રાખીને કોઈકે તેમને ગેરદોરવણી દીધી હોય તો તે સંભવિત છે શક્તિનો સંચય કરવાની દેશના સુજ્ઞોની ભલામણ તેમના સુધી પહોંચી નહિ હોય એ બહાદુરો છે, એની ધગશ અને બલિદાનવૃત્તિ નિર્વિવાદ છે, પણ 'અવિચાર'નો કોઈ બચાવ નથી, એનો નતીજો આવ્યા વિના રહેતો નથી. હિંસા અહિંસાના માર્ગો વચ્ચેના ગૂંચવાડાનો પણ આ પ્રશ્ન નથી. એ 'અવિચાર'ને Error of Judgment—નામ આપીએ તો ચાલશે. ને આજે દેશ એવા તબક્કામાથી પસાર થાય છે કે આ વિચારભૂલ–ચાલભૂલ–વિવેકભૂલ–કરી કમાણીને ધૂળ મેળવી દેશે. માટે જ દેશના માન્ય આગેવાનો કે જેઓ પોતે જ ટુકડેટુકડા થઈને ઊડી જાય તેવા મરણીઆ છે, તેમણે ઉચ્ચરેલો મંત્ર સર્વત્ર સંભળાઈ રહો, કે કોઈ મેલા હાથમાં રમશો નહિ, એવા મેલા બળોની બૂનાવળો ચોમેર લપાઈ રહેલ છે ને ભક્ષ શોધે છે.

*પઠાણોની*
*આઝાદી–પરસ્તી*

સરહદના ત્રીસ લાખ પઠાણોએ નવી ચૂંટણીને મોરચે અપૂર્વ વિજય મેળવ્યો છે. સરહદની ધારાસભામાં કોંગ્રેસે ત્રીસ અને રાષ્ટ્રવાદી મુસ્લિમોએ બીજી બે બેઠકો મેળવી છે. ખાન–બંધુઓએ અને ખુદાઈ ખિદમતગારોની સેનાએ લાંબા કાળની તપશ્ચર્યા વડે કરેલી સરહદની સેવાનો આ વિજય-ફાલ કોઈને ય અણધાર્યો ભલે ન લાગે, પણ એ અજોડ છે. કારણ કે એ જ સરહદમાં એના એ જ ખાનબંધુઓ ૧૯૩૭ની ચૂંટણીમાં આવો ભવ્ય વિજય પામી શક્યા નહોતા. આટલી વિશાળ બહુમતી કોંગ્રેસને આગલી ચૂંટણી દરમિયાન મળી નહોતી. તેથી, પોતાનું પ્રધાનમંડળ રચવામાં અને એને ટકાવી રાખવામાં કોંગ્રેસને થોડાક સ્વતંત્ર સભ્યોની મદદની જરૂર રહેતી હતી. આ વખતે એ સ્વતંત્ર ઉમેદવારો નથી ઘરના રહ્યા કે નથી ઘાટના.

પઠાણ બચ્ચાએ આખા દેશને બતાવી આપ્યું છે કે પોતાના મતનો એ બુદ્ધિપૂર્વક ઉપયોગ કરી શકે એટલું ઠરેલપણું એના રાજકીય આયુષ્યમાં આવી ગયું છે. પાકિસ્તાનની ગાંડી ધર્માંધ ઘૂમરીઓમાં પઠાણ બચ્ચો નહિ સપડાય એવો રાષ્ટ્રનો ઇતબાર એણે સાચો પાડયો છે.

રચનાત્મક કાર્યમાં શ્રદ્ધાપૂર્વક જો કોઈ રહ્યું હોય તો તે એક માત્ર સરહદ-પ્રાંત છે. એના વિજયની એમાં જ ચાવી છે. 'મઝહબ ભયમાં છે' એવા ગાંડા બૂમબરાડાથી ચલિત ન થાય એટલી દૃઢતાથી ખુદાઈ ખિદમતગારોએ પોતાની જાતને પ્રાંતના દિલમાં સ્થાપિત કરી છે. તે ઉપરાંત, પૂરતી બહુમતીથી પોતે સત્તા ઉપર આવે તો જનહિતકારી કેટલાં કેટલાં કામો તેઓ કરી શકે તેમ છે અને એકહથ્થુ ગવર્નર શાસન તેમજ લાંચિયા લીગ–તંત્રની કેટલી હાડમારીઓમાંથી પ્રજાને બચાવી શકે તેમ છે એનો સ્વાદ છેલ્લા મહિનાઓના પોતાના ટૂંકા શાસન–કાળ દરમિયાન ડૉ. ખાનસાહેબના પ્રધાનમંડળે પ્રજાને ચખાડી દીધો છે. કોંગ્રેસી પ્રધાનમંડળે ખાસ તો એ પ્રાંતના મતપત્રકોને બને તેટલાં વિશાળ બનાવવાની કોશિશ કરી છે. ૧૯૪૨માં એ પત્રકોમાં માત્ર ૨,૮૩,૦૦૦ મતદારોનાં નામ હતાં, આજે ૧૯૪૬માં એ આંકડામાં એકસો ટકાનો વધારો થયો છે અને એ પોણા ૭ લાખ ઉપર પહોંચ્યો છે.

સમજણ

ઘણી મોડી પડી

પહેલાં આસામ, પછી સિંધ અને હવે સરહદમાં રાષ્ટ્રવાદને મળેલા વિજયો કોમવાદીઓની આંખ ઉઘાડી રહ્યા લાગે છે. લખનૌના કરાર અને મેકડોનલ્ડના કોમી ચુકાદા દ્વારા હિંદુ બહુમતીવાળા પ્રાંતોની ધારાસભાઓમાં મુસ્લિમ લઘુમતીને એની વસ્તીની સરખામણીમાં અત્યંત વધારે બેઠકો આપીને સરકારે કોમવાદના વિષધરને દૂધના કટોરા પાવા માંડયા હતા. એના બદલામાં મુસ્લિમ બહુમતીવાળા પ્રાંતોમાં હિંદુ લઘુમતીને પણ એની વસ્તીના પ્રમાણમાં થોડી વધારે બેઠકો મળી હતી. સિંધમાં હિંદુઓની વસ્તી ૨૧ ટકાની છે, પણ એને ધારાસભાની ૩૦ ટકા બેઠકો અપાઈ છે. સરહદમાં માત્ર ૭ ટકા વસ્તી હિંદુ છે, પણ ધારાસભામાં એને અઢાર ટકા બેઠકો મળી છે. પંજાબમાં અને બંગાળમાં મુસ્લિમ બહુમતી અને બિન–મુસ્લિમ લઘુમતી વચ્ચે ઘણો ઓછો ફરક છે. એ પ્રાંતોમાં પણ બિનમુસ્લિમોને એમના સંખ્યાબળ કરતાં થોડાક ટકા વધુ બેઠકો આપવામાં આવી છે. પણ બીજી બાજુ મુંબઈ, મદ્રાસ, બિહાર, ઓરિસા, યુક્તપ્રાંતો અને મધ્યપ્રાંતોમાં મુસ્લિમ લઘુમતીને સો ટકા જેટલું વધુ મહત્ત્વ આપવામાં આવ્યું છે. કોંગ્રેસ તો એ બેઠકનો વિરોધ પહેલેથી જ કરતી આવી છે. આજે હવે મુસ્લિમ લીગના કોમવાદીઓને આ લઘુમતીઓને અપાયેલું બનાવટી મહત્ત્વ અકારું લાગવા માંડયું છે. સિંધના લીગવાદી મહેસૂલી પ્રધાન ખાનબહાદુર ખુહરો એ બાબતમાં કહે છે કે—

'અત્યારે (સિંધની) હિંદુ લઘુમતીના પ્રતિનિધિઓ બીજા થોડા મુસલમાનો સાથે મળીને પોતાની બહુમતી ઉપજાવી શકે છે અને સરકાર ચલાવી શકે છે. અત્યારની ધારાસભાની બેઠકો જો નાબૂદ કરવામાં આવે અને દરેક કોમને માત્ર તેની સંખ્યાના પ્રમાણમાં જ પ્રતિનિધિત્વ આપવામાં આવે તો હિંદુ લઘુમતી આ કનડગત કરી શકે નહિ. કોંગ્રેસે આ બનાવટી મહત્ત્વ કદી માગ્યું નથી મુસ્લિમોએ જ એ માગીને મેળવ્યું હતું આજે મુસ્લિમ-લીગ આ બનાવટી મહત્ત્વની કટ્ટર વિરોધી બની છે. એથી મુસ્લિમ બહુમતીવાળા પ્રાંતોમાં મુસલમાનોને ભારે નુકસાન થઈ રહ્યું છે.'

સાથે એટલું કહેવાની તો હીમત નથી કે હિંદુ બહુમતીવાળા પ્રાંતોમાં હિંદુઓને પણ એટલી જ હાનિ પહોંચી રહી છે. લઘુમતીઓને જ્યાં જ્યાં બનાવટી મહત્ત્વ અપાય છે ત્યાં ત્યાં બધે જ એનાથી એ પ્રાંતના તંત્રને અને ખુદ એ લઘુમતીને જ નુકસાન થતું હોય છે—પછી એ લઘુમતી મુસલમાનોની હોય કે હિંદુઓની. રાષ્ટ્રવાદીઓ આ વાત પ્રથમથી જ સમજતા હતા. પણ કોમવાદીઓના એને માટેના મોહને કારણે દેશને પારાવાર વેઠવું પડયું છે.

ઇતબાર

નથી જન્મતો

પણ મુસ્લીમ લીગને આ અનુભવથી શાણપણ તો થોડું જ આવ્યું છે। લઘુમતી કોમોને માટે પાકીસ્તાનમાં સ્વર્ગનાં સુખચેનનાં પ્રલોભનો દેખાડવામાં એણે બાકી રાખ્યું નથી. આજે હવે 'વેરટેજ'થી પણ એ ડરી ઊઠી છે. કારણ કે લીગની બહાર પણ મુસ્લિમોની હસ્તી એણે નિહાળી છે. એ હસ્તીને ટાળવા માટે પીકેટીંગ, ઈંડા, પથ્થર ને દેખાવોનો માર્ગ કારગત બન્યો નથી. 'સિવિલ વૉર'ના શોર સંભળાવા લાગ્યા છે. હાર્યો જુગારી બમણું રમે. પણ આખરી જીત તો ખામોશ–પક્ષે જ હશે. રાષ્ટ્રીય સબૂરી અને અંતિમ કલ્યાણની શ્રદ્ધાની ઊલટી કસોટી ચાલી આવે છે. હિંદી વજીર લોર્ડ પેથિક લોરેન્સ બીજા બે બ્રિટિશ પ્રધાનોને લઈને હિંદી પ્રશ્નની પતાવટની સંપૂર્ણ સરકારસત્તા લઈને માર્ચમાં અહીં આવનાર છે અને મુસ્લીમ લીગને બાજુએ મૂકવી પડે તો તેમ કરીને પણ રાષ્ટ્રીય સભા બોલાવી તેના રચેલા બંધારણ મુજબ તેની પ્રતિનિધિ-સંસ્થાને સત્તા સોંપશે એવી વકી વાય છે. આ આશાઓમાં ભાગ્યેજ રાષ્ટ્રનો ઇતબાર જન્મી શકશે. ચમત્કાર બને તો જુદી વાત, બાકી તો બ્રિટિશ મંત્રીઓના પાક-બજની જેને સો ટકા શ્રદ્ધા છે ને વિભક્તવાદી હજી ડખુંપી રહ્યાં છે. એમની સંહારવૃત્તિનું મિથ્યું બળ પરિશ્રમ થયા વિના એ જંપશે નહિ. ગાંધીજીએ અને ખાન અબ્દુલ ગફારખાને ઘૂંટાવેલ અહિંસાની આખરી કસોટી તો પરાંગમુખતાના જ વિષયમાં થવાની છે. તે અભિપ્રાયમાં આ પ્રજાનો આત્મા પાર ઊતરો એટલીજ મનપ્રાર્થના. બેશક, જો બ્રિટન આ દેશના ટુકડા કોઈ પણ રીતે નહિ જ થવા દેવાનો નિશ્ચય જણાવે, અને દેશના અંતિમ નિર્ણયની આડે પોતાની બંદૂકો નહિ જ ધરે એવું સ્પષ્ટ કરી આપે તો વળી શાણપણ સંભવિત બને. બાકી ભાગલા—નાશ અને ના. આગાખાનની વાટાઘાટોમાં

ગાંધીજીને ફરી એક વાર પાણી–વલોણું જ અનુભવવું રહેશે એ બીક બધાને છે. એ પણ મગની જ બે ફાડ છે.

અનાજની
મોટી અછત

કસોટીનું કાળ–ચોઘડિયું હવે ઘણું નજીક લાગે છે. હિંદી સરકારે ત્રીશ લાખ ટન અનાજની અછત જાહેર કરી છે. દેશના બીજા ડાહ્યા જનોની ગણતરીએ ત્રીશ નહિ પણ નેવું લાખ ટનનો ;તોટો બતાવ્યો છે. બંગાળાનાં પચીસ લાખ માણસોનો ભોગ લેનાર '૪૩નો પ્રાંતીય ભૂખમરો સમગ્ર દેશને આવરી લેશે એવી બીક સત્તાવાર શબ્દોચ્ચાર પામી છે. ચાર વર્ષથી માનવશક્તિને ચૂસી રહેલી કન્ટ્રોલ રેશનીંગની સરકારી દુર્વ્યવસ્થાનો એક પણ દોષ કબૂલ્યા વગરની વાઇસરૉયની ઘોષણા દેશનેતાઓનો મોઘમ સહકાર માગતી અને અનાજનો દુર્વ્યય દૂર રાખવાની વાંઝણી અપીલ કરતી બહાર પડી છે; જ્યારે એ જ વાઇસરૉયે હમણાં જ વિદેશ મોકલેલા ખોરાક–પ્રતિનિધિમંડળમાં દેશનું નખોદ વાળનારા વહીવટનો કેટલાક નામચીન સૂત્રધારોને વળાવ્યા છે. અને અર્ધાં પેટે ગુજારો કરતી પ્રજાનું 'રેશન' પચીસ ટકા કાપી નાખ્યું છે. નથી કોઈ સમજુ દેશનાયકોની સલાહ પણ લીધી, નથી નિષ્ણાત લોકપ્રતિનિધિઓનો સંપર્ક સાધ્યો. ફક્ત ગાંધીજીણાને પૂછ્યું પુછાવ્યું છે. તરસ લાગવા ટાણે કુવો ખોદાય છે. સમસ્ત દેશનો અનાજ સંઘરો એકહાથ કરીને જરૂરીઆત મુજબની સરખી વહેંચણી કરવાના મહાઉગાર કાર્ય માટે ચાલુ નોકરશાહીની નાલાયેકી શું હજુયે પુરવાર નથી થઈ કે એની એક કાંકરી પણ ખેસવ્યા વગર મોટા પગલાં લેવાવા લાગ્યાં છે? પચીસ ટકાનો કાપ મૂકયા પછી પણ દરેકના પેટ સુધી બાકીના પંચોતેર ટકા(શુદ્ધઅનાજ) પહોંચાડવાની ખાતરી પમાય તેની વ્યવસ્થા કયાં? એવી વ્યવસ્થા રાષ્ટ્રના પ્રતિનિધિઓથી જ સંભવે છે. લોકોના ઇતબાર વગરનું કોઈ પણ તંત્ર આવી વિપત્તિને ખાળી શકશે નહિ.

'જો' અને
'તો'ની વાત

સરકારે જાહેર કરેલી અનાજની અછતની રાષ્ટ્રવ્યાપી વિપત્તિ સંબંધે ગાંધીજી 'હરિજન' પત્રમાં 'ધાન્ય અને કાપડનો દુષ્કાળ' એ મથાળે જણાવે છે કે—

'સરકારનું નિવેદન પ્રકટ થવાંની સાથે જ ભાવ વધુ થઈ ગયા. આ લક્ષણ ખોટું છે. આવી સટ્ટાખોરી ભૂતકાળની વાત બની જવી જોઇએ. આવા લેભાગુ અંકુશમાં રાખવાની વેપારી કોમની આવડત ને તાકાત હોવી જોઇએ. આપણે ત્યાં વેપારીઓનાં એસોસિયેશનો ને ચેમ્બરો છે, તે બધા સ્વદેશ પ્રેમથી પ્રેરાઇને કાર્ય કરે તો સંઘરાટ ને સટ્ટાખોરી અટકાવવામાં સૌથી વધારે મદદરૂપ થાય.'

બીજે ઠેકાણે પોતે નિવેદનમાં જણાવે છે કે—

'આપણી વેપારી કોમ ને આપણી અમલદારી દુનિયા પ્રામાણિક બને, સામે ઝઝૂમી રહેલા ભયને ઓળખીને તેઓ ખાતર પણ પ્રામાણિક થાય, તો આપણો મુલક એવડો મોટો છે કે... સહેજે પાર ઊતરી જાય.'

આ તો 'જો' અને 'તો' ની વાત થઈ. જો બધા પ્રામાણિકજનો તો જગત નંદનવન બને. પણ એવી આશા કે ગણતરી બાંધવી એ નિરર્થક છે. એવી શક્યતાની કલ્પનામાં વસ્તુસ્થિતિની પકડનો અભાવ અભિપ્રેત છે. નેતાઓને પકડીને પૂરી દીધા તે જ ટાણે જેઓ સરકારી યુદ્ધના કોન્ટ્રાક્ટો પર સહી કરી રહ્યા હતા, અને બંગાળાનો ભૂખ્યાં કંગાલોને પોતાની દુકાનોની સામેજ મરતાં જોના કાળાં બજારો કરતા બેઠા હતા તેમને શિરે આ સદાચારનું કર્તવ્યભાન લાદવા જવું એ અવ્યવહારૂપણું છે, અને માનવ મનની અધોભ્રષ્ટતા પ્રત્યે આંખમિંચામણાં કરવા જેવું છે. મેલી ધનતૃષ્ણાના વ્યાપક સડાને છેદવા માટે તો સુવ્યવસ્થારૂપી વાઢકાપના ઇલાજની જરૂર છે. પ્રપંચપ્રિયતા અને સ્વાર્થાંધતાનો જે રોગ રગેરગમાં ઊતરી ગયો છે તે નીતિસદાચારની શાબ્દિક અપીલ કર્યાથી નહિ ટળે. આપણી રાષ્ટ્રની સરકાર સ્થપાઇ જવા સાથે પણ આ માનવ–મનના ઊંડા અંધકારમાં આપોઆપ પ્રામાણિકતાના દીવા નથી પેટાઈ જવાના. ઈંગ્લંડ, ચીન અને અમેરિકા સ્વતંત્ર હતાં, તેમને લોકસરકારો હતી, તે છતાં ત્યાંના વેપારીસમૂહમાં કુબુદ્ધિનો તોટો નહોતો. માટે આ ભ્રષ્ટ માનસમાં કોઈ ચમત્કારી નીતિ–પલટો આવવાની વિફલ ગણતરીને બાદ રાખીને કાર્યસાધક પગલાંની શોધ કરવા મગજને કામે લગાડવું રહે છે.

વ્યવસ્થા વડે જ
સંસ્કાર જાગે

વ્યવસ્થા જ એવી સ્થાવી ઘટે કે જેમાંથી અમુક અનર્થકારિતા આપોઆપ બાદ થવાઈ જાય. એ માટે શ્રી. મિનુ મસાણી સાત પગલાં સૂચવે છે—

(૧) મધ્યસ્થ સરકારના હુકમથી, તમામ પ્રાંતોના લોકો પર અનાજની એકસરખી માપબંધી નાખી દેવી (૨) ગરીબ અને મધ્યમ વર્ગોના રેશન પર કરો પણ કાપ મૂકતા પહેલાં જે લોકો માપબંધીથી મુક્ત એવાં અનાજ ખરીદી શકે તેમ છે તેમને માપબંધીવાળાં અનાજનો ઓછો હિસ્સો આપવાનું પગલું ભરવું. (૩) પરદેશી લશ્કરોને આ દેશમાંથી પાછાં ખેંચી લેવરાવવાં, અગર કમમાં કમ તેમની પાસેનો અનાજનો જથ્થો પ્રજાને સુપ્રત કરી દેવા ફરજ પાડવી. (૪) જેઓ શાકભાજીને બદલે ફૂલઝાડો ઉછેરતા હોય તેમનાં રેશન કાપી નાખીને પણ સરકારે વધુ અનાજ ઉગાડવાને લોકોને લલચાવવા જોઈએ. (૫) એક રૂપિયાથી વધુ કીમતે ભોજન જમાડનારા રેસ્ટોરાં વીશીવાળાઓને તેમના ગ્રાહકોને ચોખા પીરસવાનો પ્રતિબંધ કરવો જોઈએ. (૬) મેંદો બનાવવાની મનાઈ કરવી. (૭) માછલીનો પુરવઠો વધારવાનાં પગલાં લેવાં.

પહેલી વ્યવસ્થાની સ્થાપના થશે, તે પછી જ પ્રજાનો નૈતિક સંસ્કાર જાગ્રત થશે. અને પ્રજાનું મૂચ્છિત નીતિ-માનસ જો ઢંઢોળવું હશે તો પ્રથમ મોટા ને માતબર ગુનેગારોને, તેઓ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓના દ્રવ્યપૂરકો હોય તો પણ ઉંદી નાખવા પડશે.

*પોણા પાંચ લાખનું*
*ગોરું લશ્કર*

વડી ધારાસભામાં એક સવાલનો જવાબ આપતાં સરકારના યુદ્ધમંત્રી શ્રી મેસને જણાવ્યું કે લડાઈ દરમિયાન આ દેશમાં રાખવામાં આવેલાં પરદેશી સૈન્યોની વધુમાં વધુ સંખ્યા આ પ્રમાણે હતી:

બ્રિટિશ લશ્કર : ૨,૪૬,૦૦૦
- અમેરિકન લશ્કર : ૧,૭૦,૦૦૦
અન્ય મિત્રરાજ્યોનાં લશ્કર : ૫૮,૩૬૪

આ દેશનું રક્ષણ કરવા માટે હિંદુસ્તાનનું પોતાનું વીસ લાખનું લશ્કર હતું તેના મોટા ભાગને આ દેશની બહાર બ્રિટિશ સામ્રાજ્યનું રક્ષણ કરવા મોકલી દીધા પછી આ લાખોનાં ગોરા લશ્કરો અહીં ઉતારવામાં સરકારનો હેતુ શો હોઈ શકે એ દીવા જેવું સ્પષ્ટ છે. ખુદ શ્રી. ચર્ચિલે જ ૧૯૪૨ના સપ્ટેમ્બરમાં પાર્લામેન્ટમાં ડંફાસ કરી હતી કે બળવાખોરોને દાબી દેવા અને સામ્રાજ્યનું રક્ષણ કરવા હિંદમાં કદી નહિ મોકલાયેલું તેવડું મોટું ગોરું સૈન્ય પહોંચી ગયું છે.

જાપાનીઓ સામે લડવાની એમની મુખ્ય કામગીરી ઉપરાંત આ પોણા પાંચ લાખની સ્મૃતિ હિંદુસ્તાનમાં બીજી પણ બે-ત્રણ બાબતો અંગે લાંબા કાળ સુધી રહી જશેઃ એક તો ૧૯૪૨ના ઓગસ્ટના બળવાખોરોને કચડવા માટે નિઃશસ્ત્ર ટોળાં ઉપર વિમાનમાંથી મશીનગનો ચલાવવાના હિચકારા કૃત્યોથી લઇને ગામડાંની નિરાધાર અબળાઓ અત્યાચારો માટેનો આક્ષેપ ઊભો છે. બીજું, આ દેશમાં અન્નના કણ વિના પાંત્રીસ લાખ માણસો જ્યારે ભૂખમરાને મોતે મરી રહ્યાં હતાં ત્યારે પણ આ પરદેશીઓના પેટ માટે ખોરાકનો પૂરતો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. સર રામસ્વામી મુદાલીઅરે સંયુક્ત રાષ્ટ્રોની લંડન પરિષદમાં કહ્યું તેમ એક પણ ગોરો સૈનિક ભૂખ્યો મર્યો નથી એટલું જ નહિ, એ ઘોર આપત્તિકાળ દરમિયાન પોતાની એશઆરામી ખાણીપીણીમાં એને કયાંય પણ કચાશ ભોગવવી પડી હોય એ પણ જાણ્યું નથી. ત્રીજું એમને માટે દૂધાળાં ઢોરની કતલ પણ એટલા મોટા પ્રમાણમાં થઈ છે કે આજે આપણાં બાળકોને પૂરું દૂધ નથી મળતું, આપણા ઘરમાંથી ઘી-છાશ લગભગ અદૃશ્ય થઈ ગયાં છે, અને આપણા ખેડૂતને બળદનાં સાંસાં પડ્યાં છે. આ લશ્કરોને પાછાં લઇ જવાનું અત્યારે સંભળાશે નહિ. કારણ કે 'વ્યવસ્થા અને કાયદો' નામનું એક પ્રયોજન બનાવી લેવાયું છે. વ્યવસ્થા કેવીક રહે છે તે તો છાશવારે ફાટતાં તોફાનો જ કહી આપે છે.

*ભૂખ્યા*
*ટપાલીઓ*

તાર-ટપાલખાતાના સભ્ય સર ગુરુનાથ બેવુરે વડી ધારાસભામાં જાહેર કર્યું છે કે આખા હિંદુસ્તાનના ટપાલીઓના અને ટપાલખાતાના નીચલા કામદારોના એક સંઘે પોતાની માગણીઓ ન સંતોષાય તો આ મહિનાની ૧૧ મીથી હડતાલ ઉપર જવાની ચેતવણી આપી છે. પગારના દરમાં વધારો, રજા અને પેન્શન અંગેના નિયમોની પુનર્વિચારણા, મોંઘવારી ભથ્થામાં વધારો, સસ્તા ભાવે અનાજ પૂરું પાડવું, વિ. માગણીઓ ટપાલખાતાના કામદારોએ કરી છે. પોતાની માગણીઓ પાછળનું નિશ્ચયબળ કેળવવા એમણે ગઈ તા. ૨૫થી 'ભૂખ્યો ટપાલ-કામદાર'ના બિલ્લાઓ શહેરે-શહેરની પોસ્ટ ઓફિસોમાં પહેરવા માંડ્યા છે.

આ હડતાલ આવે, કે મહામહેનતે કામદારો અને ટપાલ-ખાતા વચ્ચે સમાધાન થઇ જાય એ કર

ઠેલાય કે આવતી અટકે તો પણ ટપાલખાતામાં પ્રવર્તતી પરિસ્થિતિ વિશે આ ચળવળથી પ્રજાનું ધ્યાન જરૂર દોરાશે. સરકારનાં તમામ ખાતાઓમાં એક માત્ર ટપાલખાતું એવું છે કે જેના માણસો કામના લાંબા કલાકો અને ટૂંકા પગારોની બેવડી ભીંસમાં રહેતા હોય છે. એમ રહેવા છતાં આ એક જ ખાતામાં રૂશ્વતખોરીએ ઓછામાં ઓછો પ્રવેશ કર્યો છે. આ ખાતાના કામદારોને મળી રહેલું લડાઈ-ભથ્થું આ જની મોંઘવારીના પ્રમાણમાં ઘણું ઓછું છે. પત્રો અને કવરના ભાવ ત્રણ અને ૭ પૈસા કરીને તેમ જ સાદા તથા જરૂરી તારના દર તેર અને છત્રીસ આને પહોંચાડીને દર વર્ષે કરોડોનો નફો કરતા ટપાલખાતા માટે એની આ કમાણી રળી આપનારા કામદારોની વાજબી માગણીઓ સંતોષવી મુશ્કેલ ન બનવી જોઈએ

તે ઉપરાંત, ગામેગામ તાર-ટપાલની સગવડો મોટા પ્રમાણમાં પહોંચતી કરવાની ભારેખમ યોજનાઓ સર ગુરુનાથનાં ધારાસભામાંના ભાષણોમાં જ સમાઈ ન રહેતાં દેશના દૂર દૂરના અંધારા ખૂણાઓમાં પણ પહોંચતી થાય તે જરૂરી છે. પ્રજાની સગવડો પૂરી પાડવાની આ નવી યોજનાઓનો બોજો અત્યારના કામદારો પર નાખવાનો ન હોય. એને માટે નવી ભરતી કરવી પડશે

*રજવાડી*

*રેલ્વેના નોકરો*

ટપાલખાતાના પ્રશ્નને તો પાછળ નાખી દે તેવો રેલ્વે ખાતાનો સવાલ વિફરી પડ્યો છે બી. બી સી આઈ. રેલ્વેના વડોદરા વીરમગામ સુધીના લોકો-ખાતાના નોકરોએ જાહેર કરેલી હડતાલ આખા દેશની રેલ્વે પર આગ લગાડશે એવી ચિંતા આજે તો, તેમની માગણીઓના નિકાલની ત્વરિત ખાતરી આપવાની શાણી નીતિને પરિણામે ટળી છે. પણ ખુદ સરકારી રેલ્વેઓના નોકરોની દશા છે તો રજવાડી રેલ્વેઓના કામદારોની યાતનાઓ કેવી હશે ! વાર્ષિક ૫૦ ૬૦ લાખ જેટલો નફો જમી જનારી એક બી.એસ. રેલ્વેનો એક જ દાખલો લઈએ. દાણા પૂરતા પગારો તો નથી, પણ નિદ્રા પર સુદ્ધાં રેશનીંગ છે. મીનીમમ સ્ટાફ રાત્રિ ને દિવસ માટે એકનો એક છે : દિવસે ૮—૯ ટ્રેનો દોડે, રાત્રિએ પણ એટલી જ ટ્રેનો, એટલે કે આ કામદારોએ નથી સુવાનું, નથી ખાવાનું, નથી કશું ઘરકામ કરવાનું, અને તદુપરાંત આ ગુડ્ઝ ટ્રેનોનો જે લાખો ટન માલ તેમણે જ ચડાવવા ઉતારવા ને ફેરફેર કરવાનો છે, તેની મજૂરી તેમને શું મળે છે ? એક હજાર બંગાળી મણે રૂપિયા અડધો ! આવી અમાનુષી સ્થિતિની જવાબદારી જેઓની છે તે ઉપરી અમલદારો સુશિક્ષિતો છે. અત્યારે શિક્ષિતો જ સર્વત્ર આવી આપત્તિને નોતરી રહ્યા છે. તો શું આપણી કેળવણીએ નાદારી જ નોંધાવી ?

આપણને ભય લાગે છે કે હડતાલોના આ શરૂ થયેલા બનાવો દેખાય છે તેવા છુટાછવાયા નહિ પણ એક ઉગ્ર અને વ્યાપક પ્રેરકબળમાંથી ક્રમબદ્ધ સ્વરૂપે બની રહ્યા હોય. આ દુર્વ્યવસ્થાની પાછળ કોઈ એક મોટું વ્યવસ્થા-તંત્ર કામ કરતું હોવું જોઈએ. પરંતુ રખે આ લાખો પીડિતો, દેશના માન્ય નેતાઓની મંજૂરી મેળવ્યા વિના ગુમાવી પડી મેલાં તત્ત્વોને હાથ રમી જાય !

*પત્રકારના*

*વેતનનો પ્રશ્ન*

'મિશન' અને વ્યવસાય એ બન્ને દૃષ્ટિનો સમન્વય કર્યા વિના આપણે બહુ સમયથી. ગોથાં ખાધાં છે. ખાસ કરીને લેખનના ક્ષેત્રને આ ગુંગળામણ નડયા કરી છે એને પરિણામે ન રહે મિશનની ધગશ અને ન રહે ધંધાર્થી હીંમત એવી ઉભયભ્રષ્ટ દશા ઊભી થઈ છે. એટલે અમદાવાદ ખાતે મળેલી અ. હિં. પત્રકાર પરિષદને પ્રમુખપદેથી શ્રી તુષાર કાંતિ ઘોષે કરેલી નીચેની ચોખવટ સમયસરની બને છે—

'પત્રકારત્વને આપણે એક 'સેવાકાર્ય' તરીકે ભલે લેખું મૂલવીએ, તેમ છતાં આપણે ન ભૂલવું ઘટે કે મિશનરીઓને પણ જીવવું તો રહે જ છે. અને તેઓ ઠીક ઠીક સુખચેનથી જીવવા ચાહતા હોય તો કોઈને એ ખટકવું ન જોઈએ. એટલે પત્રકારત્વના વ્યવસાયને જેણે પૂર્ણ મક્કમતાથી પોતાના પેટ ગુજારાનો ધંધો બનાવેલ છે તેવા પત્રકારને, એ આ ક્ષેત્રની ઉપાસના કરતો રહે તેટલી મુદતને માટે પૂરતું ઉત્તરોત્તર વધતું વેતન, રજા, માંદગીની રાહત, પ્રોવીડન્ટ ફંડ, અને બુઢાપાનું પેન્શન મળવાનો અધિકારો આપવો એ શું વધુ પડતું છે ? હું તો મારા પ્રમુખપદની મુદત દરમ્યાન પત્રકારોની હાલત સુધારવા જો કંઈ કરી શકીશ તો મારું અહોભાગ્ય માનીશ.'

*શોષકવૃત્તિ*

*દેખી ગઈ છે*

વિધિની એ ક્રાતિલ વિડંબના છે કે આખા સમાજના શોષિતોને પણ શોષક વર્ગની સામે ડંડો વીંઝ-

આપણા દેશમાં અંગ્રેજી માલિકીનાં અને હિંદી માલિકીનાં અખબારો વચ્ચે ઘણો તફાવત છે ખુદ હિંદી માલિકીનાં અખબારો પણ બરોબર સમતોલ નથી હોતાં. રાષ્ટ્રીય અને સરકાર–વિરોધી સમાચારોને તેઓ ઘણી વધુ પડતી જગ્યા આપે છે અને હિંદની આમજનતાના સામાજિક, સાંસ્કારિક અને આર્થિક પ્રશ્નો પ્રત્યે બેદરકાર રહે છે.'

દેશના સ્વતંત્ર પત્રકારત્વ સામે સીધા સરકારી અંકુશનો જેટલો ભય છે તેટલો જ બીજી શક્તિશાળી વ્યક્તિઓ અને સંસ્થાઓના આડકતરા દબાણનો પણ છે એ વાતથી દેશના તંત્રીઓ અજાણ નથી એ આપણું સદ્‌ભાગ્ય છે. રાજદ્વારી નેતાઓનાં ભાષણો અને નિવેદનોથી ભર્યાંભર્યાં આપણાં છાપાં અંગે જે ટકોર પંડિત જવાહરલાલે કરી તે એ એક એમના સિવાય બીજો કોઈ તંત્રીઓને મોઢામોઢ કહી શકત કે કેમ તે શંકાસ્પદ છે. સમાચારોને મારીમચડીને આપવામાં કે અગત્યના સમાચારોને સમૂળગા દાબી રાખવામાં રાષ્ટ્રવાદી અખબારો દોષમુક્ત નથી આ દેશમાં રાષ્ટ્રવિરોધી ગોરાં અને એંગ્લો–ઇંડિયન છાપાનો ફેલાવો ઘણો વધારે થયો છે તેનું એક કારણ એ છે કે એમના વાચકસમૂહનો મોટો ભાગ એ છાપાની નીતિ સાથે સંમત ન થવા છતાં માત્ર સંપૂર્ણ સમાચારો મેળવવા માટે જ એમને વાંચતો હોય છે. ખુદ ગાંધીજી પણ આગાખાનના મહેલમાં હતા તે દરમિયાન જે છાપાં મગાવતા તેમાં આવાં અરાષ્ટ્રીય અખબારો ઓછાં નહોતાં.

*જાહેરખબરોની*
*નીતિહીનતા*

આ ઉપરાંત એમણે છાપાંમાં આવતી કેટલીક જાહેરખબરો જોઇને પોતાને દુઃખ થયું હોવાનું જણાવીને એમણે એવી જાહેરખબરો ઉપર કડક 'સેન્સરશીપ' રાખવાની તંત્રીઓને વિનતિ કરી હતી. એમણે એ પણ ચેતવણી આપી હતી કે હિંદની પ્રજાસરકાર સત્તા ઉપર આવશે ત્યારે છાપાંમાં આવતી જાહેરખબરો વિશે એ ઘણી જ કડકાઇથી કામ લેશે

જાહેરખબરોની કમાણીનો આજે મોં હાથ આવેલો હલો ઊસરડવામાં તો વિવેકબુદ્ધિ વ્યાપકપણે આપણા પત્રકારત્વમાંથી ગૂમ થઇ ગઈ છે. કાગળના કવોટા માટે બુમરાણ કરી રહેલા અખબાર–માલિકો સિદ્ધામણાં મોટાં બીબાંનાં નિરર્થક મથાળાં અને કેણાય શણગાર હેરાઓ વડે મોટો ભાગ ભરી લઇને વાચનની સામગ્રીને ગૌણ સ્થાને ધકેલી મૂકે છે. બાકીનું બધું તારાપોર (અર્થાત્ જાહેરખબર ખાતાં જ) સંભાળી લે છે. છાપાં કેવળ જા. ખ. માટે જ ચાલતાં હોય અને વાચનસામગ્રી તો જા. ખ. ભરતાં કોરી રહેતી જગ્યાને પૂરવા જેટલી જ ખપની હોય એવું કહેવું એ ટીખળ નહિ પણ વાસ્તવદર્શન છે. અખબારી આલમમાં કામ કરનારા સેવાભાવી અને ભાવનાશાળી હૈયાંને ધક્કો લાગે તેવો આ રોજ ઊઠીને આંખે વળગતો વ્યાપાર છે. વળી જાતીય વિષયની જા ખ. ન લેવાનો તો એક શિષ્ટાચાર જ બની રહેલ છે. વાચકોને જાતીય વિષયના કરતાં ઘણી વધુ જફા પહોંચાડનારા વિષયો તેમજ ચીજવસ્તુઓની જાહેરખબરો ઉતરામણી યુક્તિઓ સાથે થાય છે. પત્રકારત્વના દેશી ધંધાને બિલકુલ ભાડૂતી ને 'ભાતખાઉ' બનાવનાર આ અંગો પરત્વે પં. જવાહરની ચીમકી જ માત્ર પૂરતી નથી. પરિષદે કંઇક ઉગ્ર પગલું લેવું રહે છે.

*મેટ્રીક–પરીક્ષાનો*
*નવો અભ્યાસક્રમ*

મુંબઇ યુનિવર્સિટીની સેનેટે મેટ્રીકના અભ્યાસક્રમમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે—

આ ચાર વિષયો ફરજિયાત કર્યા છે. (૧) અંગ્રેજી એક પેપર. (૨) મેથેમેટીક્સ બે પેપર. (એલજીબ્રા, જીઓમેટ્રી ને ત્રિગોનોમેટ્રી. (૩) હિન્દની અર્વાચીન ભાષા એક પેપર (ગુજરાતી, મરાઠી, હિંદી, ગમે તે એક ભાષા લઈ શકાશે (૪) જનરલ સાયન્સ એક પેપર.

મરજીઆત વિષયનો એક પેપર, જેમાં નીચેનો એક વિષય ઇચ્છાનુસાર લઈ શકાશે–હિંદનો ઇતિહાસ, ઈંગ્લંડનો ઇતિહાસ, ભૂગોળ, ફિઝીક્સ, કેમીસ્ટ્રી, ડોમેસ્ટીક સાયન્સ, હિંદની પ્રાચીન ભાષા, યુરોપની આધુનિક ભાષા.

મેટ્રીકની પરીક્ષા પસાર કરવા માટે દરેક વિષયમાં ઓછામાં ઓછા પચાસ ટકા માર્ક અને કુલ મળી પાંત્રીસ ટકા માર્ક મેળવવા રહેશે. બનતાં સુધી આ શિરસ્તો ૧૯૪૮માં અમલી બનશે

ભાતભાતના જુદા જુદા વિષયોમાં વિદ્યાર્થીઓની બુદ્ધિશક્તિ વહેંચાઈ જતી હતી તેને બદલે અમુક જ જરૂરી વિષયોને ફરજિયાત રાખીને બાકીનામાંથી કોઇ પણ એકની પસંદગી વિદ્યાર્થી ઉપર છોડવાનું સેનેટનું એક પગલું જેટલું ડહાપણભર્યું છે તેથી ઊલટી જ દિશામાં છે પરીક્ષામાં પસાર થવાના માર્કના ટકા વધારવાનું એમનું બીજું પગલું. આ વિષય ઉપર બે

કલાક સુધી ચાલેલી ચર્ચા દરમિયાન સેનેટના એક સભ્યે કહ્યું તેમ આ પગલું મુંબઇ યુનિવર્સિટીને બીજા પ્રાંતોની નજરમાં હાસ્યાસ્પદ બનાવશે. તે ઉપરાંત કૉલેજમાં જનારા વિદ્યાર્થીઓની અત્યારની અભ્યાસગત કંગાલિયતમાં આ પગલાંથી ઘણો વધારો થવાનો અવકાશ રહેશે, કૉલેજના અને નિશાળોના અભ્યાસક્રમોમાંથી પસાર થવામાં જરૂરી માનસિક કક્ષાઓ વચ્ચે અત્યારે જે અંતર પડેલું છે તેમાં ઉમેરો થશે, કૉલેજના અધ્યાપકો ઉપર કાચી બુદ્ધિશક્તિવાળા વિદ્યાર્થીઓને ઝડપભેર કેળવવાનો બોજો વધશે અને જો 'મેટ્રિકની કતલેઆમ'ની બૂમો ઘટશે તો 'બેકાર મેટ્રિકો'ના પોકારો વધશે.

વિદ્યાર્થી માટે ભણવાના વિષયો ઓછા થાય ત્યારે તેની સાથે સાથે એ ઓછા વિષયોમાં તો ઉલટાનું એમનું ધ્યાન વધુ કેંદ્રિત થયું હોવાથી તેમાં એણે વધુ માર્ક મેળવવા જોઇએ. એને બદલે સેનેટની દૃષ્ટિ તો ઊંધી દિશામાં દોડી રહી છે. સેનેટની આ બેઠકમાં હાજર રહેલા કેટલાક વિદ્વાન અધ્યાપકો તો આ ચર્ચાથી અવાક્ થઇ ગયા હતા. એમ કહેવાય છે કે એક સભ્યે પાસ થવાના ઓછામાં ઓછા માર્ક માટે ૪૦ ટકા સૂચવ્યા, ત્યારે સામે પક્ષે કોઇએ ૧૫ ટકા સૂચવ્યા. આ બે તડા વચ્ચે થોડી ખેંચતાણ થયા પછી મધ્યમ ઉકેલ તરીકે ત્રીજી કોઇ વ્યક્તિએ ૨૫ ટકાની અસલ દરખાસ્ત મંજૂર રાખવાની સૂચના કરી. અને આ રીતે 'સોદો' પાર પડી ગયો.

પહેલો મુદ્દો પણ ચિંત્ય છે. આટલા બધા વિષયો મરજીઆત રાખવાથી કાચી વયના તેમજ કાચી વિચારબુદ્ધિના કિશોરોનું માનસ આ લેવું કે તે લેવું એવી અનિશ્ચિતતાની અટવીમાં રઝળપાટે તો નહિ ચડી જાય? ઉંચા વર્ગોમાં પહોંચ્યા પછી પણ જે વિદ્યાર્થીઓ પોતાની દિશા કે વિષય નક્કી કરવામાં ગોથાં ખાય છે તે ચૌદ-પંદર વર્ષના કાચા કિશોરો પાસેથી સાચી પસંદગી કરવાની આશા રાખવી એ ઘણું વધુ પડતું છે. મેટ્રીક સુધીમાં તો મનને નિયમનમાં પરોટવા માટે નિશ્ચિત ફરજીઆત અભ્યાસક્રમ વિશેષ ઉપકારક બને.

### લેખકો-પ્રકાશકોનો આછરતો પ્રશ્ન

લેખકો-પ્રકાશકો વચ્ચેના આર્થિક સંબંધને કરુતામુક્ત ભંજામમાંથી બચાવી લઇને, વર્ગવિગ્રહની વિષયગામી દિશામાં એ પ્રશ્નને ધસડાતો અટકાવીને એને એની સમધારણ અવસ્થા પર લાવી મૂકવાનો પ્રયાસ અમદાવાદના લે. મિ. માંથી શરૂ થયો છે. એની જાહેર ચર્ચા આલોચના ચાલુ થઇ છે. પ્રવર્તમાન વસ્તુસ્થિતિનો જ સાચો પરિચય એ માટે અપાવો જરૂરી છે. લેખકવર્ગને ખુદને જ આ બાબતમાં કેટલાક વિભ્રમોમાંથી બહાર કાઢવાની જરૂર છે. એટલે આ વિશે નવચેતન સાહિત્યમંદિરના સંચાલક-પ્રકાશક શ્રી. પુરુષોત્તમ પટેલે ગુજરાત સમાચાર તા. ૧૭-૨-૪૬ ના અંકમાં લખેલા લેખનો પ્રસ્તુત ભાગ અહીં ઉતાર્યો છે—

પ્રકાશકો અને લેખકોનો સહકાર અનિવાર્ય છે. પ્રકાશકોને લેખકો શિકારી તરીકે માને એ યોગ્ય નથી અને પ્રકાશકો લેખકોને દૂઝણી ગાયો માને તે પણ યોગ્ય નથી; એટલે કે લેખકોના હક્કો પ્રકાશકોએ કાયમી રીતે સ્વીકારવા જ જોઇએ. પરદેશોમાં લેખકોને પ્રકાશકો તરફથી ઉચક રકમ મળે છે. તે કૉપીરાઈટના વેચાણ તરીકે મળે છે. અથવા તો આકાશાતથી પંદર ટકા ચોખા નફામાંથી રોયલ્ટી મળે છે. પ્રકાશકોના ઉપર ખર્ચનો અતિશય ભાર રહે છે. સામાન્ય પ્રકાશકોને પુસ્તકો ખપશે કે કેમ તેની પણ ભીતિ રહે છે, વર્ષો સુધી તેની નકલ ખપે નહિ, તેની રોકાયેલી મૂડી છૂટી થાય નહિ, વ્યાજ ચઢતું રહે તે દરમિયાન તેની નકલોની સ્થિતિ પણ એવી થઈ ગઇ હોય કે તે જોઈને કોઈ લેવા લલચાય નહિ. એટલે એ પણ એક જાતનું સાહસ છે અને તેમાં અનેક વખત કેટલાંક પુસ્તકો માથે પણ પડે છે તેનું નુકસાન બીજાં પુસ્તકોમાથી મેળવી લેવાનું રહે છે.

આ ઉપરાંત પ્રકાશકોને બુકસેલરોને તથા એજન્ટોને મોટા પ્રમાણમાં કમિશન આપવું પડે છે. આ બધું જોખમ બાદ કરતાં પ્રકાશકોને પણ લેખક કરતાં નેટ વધારે પડી રહેતું નથી. અને એ જે જોખમો ખેડે એ લેખકોને ખેડવાં પડતાં નથી. એટલે લેખક ખર્ચની, વેચાણની અને ન વેચાય તો નુકસાનની જવાબદારીમાંથી મુક્ત થઇ ૧૦ થી ૧૫ ટકા લે તે ન્યાયી છે; કારણ કે સરેરાશ પ્રકાશકોને પણ એટલું જ પડી રહે છે. પરંતુ પ્રકાશકો પાસે અને ખાસ કરીને મોટા પ્રકાશકો પાસે અનેક પુસ્તકોમાંથી આટલું પડી રહેતું હોવાથી તેનું કુલ વિદેપ અને તે મોટું દેખાય છે અને તેથી લેખકો ખોટી રીતે અકળાય છે.

### લેખકપક્ષે પણ મોટાં જોખમો

આ ચિત્ર સાચું અને સ્વાનુભવસિદ્ધ છે. એની તથ્યતાનો તો, લેખકો પણ જો જરાક આજુબાજુ નજર કરશે તો તુરત સ્વીકાર કરશે. માત્ર આંહીં એક વાત પરત્વે સમતુલા ચુકાઇ છે. 'પ્રકાશક જે જોખમો ખેડે

છે તે લેખકને ખેડવાં પડતાં નથી' એમ ન કહો. પ્રકાશકને જે વ્યાપાર ખેડવાનાં કષ્ટો જોખમો જબરાં છે તો લેખકને સર્જન કરવામાં પોતનાઓ કેટલા ગણી મોટી છે તે કેમ વિચારતા નથી? કેટલાં વર્ષોની તિતિક્ષા તપશ્ચર્યા અને તનતોડ મહેનતને અંતે એક લેખક તૈયાર થાય છે, અને એવી સિદ્ધિ પછી પણ, અમુક સત્ત્વશીલ કૃતિના નિર્માણ માટે એ સિદ્ધ લેખકની ભેજાં-ખોતરણનો, ઉકળભૂંસનો, દિવસરાતના ઉજાગરાનો, સંસાર-વ્યવહાર સાથેનો કડીમેળ ખોભરાઈ જવાનો, શારીરિક માનસિક ઘસારાનો, તેમજ લેખકપણાને મોટે ભાગે વરેલા જ હોય છે એવા શારીરિક માનસિક કાયમી વ્યાધિઓનો ભંડોળ ભેગો કરી હિસાબ મૂકીશું તો એ જોખમનું પલ્લું અતિ ઘણું નમી જતુ જણાશે.

એકાદ દાયકામાં
ખતમ થશે

લેખકના બીજા એક મોટા જોખમની કદર કરવા પ્રકાશકોને વિનંતિ છે: એકધારું પ્રતિભાસંપન્ન સર્જન કરવાની લેખકની શક્તિ કેટલી! એ કયારે ઢૂકી નહિ જાય! એની લોકપ્રિયતાનો કાળ એકાએક અસ્ત થઈ જવાની કેટલી મોટી સંભાવના! પ્રતિષ્ઠાનું સાતત્ય સાચવી રાખવાનું કેટલા અલ્પ લેખકોને માટે શક્ય! અને એક વાર એની ઓજસ્વિતા પૂર્ણવિરામે પહોંચી ગયા પછી એની પાછલી કૃતિઓને પણ, એ સત્ત્વવંત હોવા છતાં, ફેશન બહાર નીકળી જવુ રહે છે એ કેવું વિકરાળ સત્ય છે. એની કોઈ પણ કૃતિ પર નિષ્ફળતાની મહોર મુકાતાં એના દિલદર્દની સીમા રહેતી નથી. એ આર્થિક હિસાબે તો હારી જાય છે તદુપરાંત એના ઉત્સાહ પર હિમ પડીને સર્વસ્વ બાળી ખાક કરી નાખે છે. એની બધી જ રમત એકાદ દાયકામાં ખતમ થઈ રહે છે. આ વાતને ભૂલશો નહિ. જોખમ બન્ને પક્ષે છે. માટે બન્નેએ મળીને પોતાની સહિયારી નૌકા તરાવવાની છે. એકના હાથમાં સુકાન ને બીજાના હાથમાં હલેસાં.

લેખકોની
પ્રકાશન સંસ્થા

'શ્રી પટેલ લેખકોની પ્રકાશન-સંસ્થા સામેનાં જે ભયસ્થાનો બતાવે છે તે બિલકુલ સાચાં છે, અને લેખકે એ 'આંધળા ઓખલીઓ'થી વેગળા રહેવાનું છે. અમે પણ એમની આ ચેતવણીનું સમર્થન કરીએ છીએ.

લેખકો પોતાની પ્રકાશનસંસ્થા સ્થાપે તો તે એક આવકારદાયક અખતરો છે, પણ તેવી સંસ્થામાં સુકાન કોણ લેશે? લેખકો ખર્ચની મૂડીમા કેટલો હિસ્સો આપશે! દેખરેખ વાસ્તે વગર તકરારે કયા સાહિત્યપ્રેમીને ઉદારતાથી નિભાવશે? આ પ્રશ્નોનું લેખકો નિરાકરણ કરે અને ઈર્ષા અને દ્વેષ વિના આવું કઈ સાહસ કરે તો તેમાં પ્રકાશકોને પણ કદાચ કંઈ પદાર્થપાઠ લેવાનો મળે; પરંતુ કયું પ્રકાશન કરવું ને કયું ન કરવું! અને પક્ષપાત નહિ થાય એવી ખાતરી શી રીતે થઈ શકે! અને તેવી ફરિયાદ જે લેખકનું પ્રકાશન ન સ્વીકારવામાં આવે તેની થશે જ. અને એના મિત્રો પણ હરી જે ફરિયાદમાં સૂર પુરાવશે એટલે એ લેખક-પ્રકાશકના ટ્રેડ યુનિયનમાં ઈર્ષા દ્વેષની અવધિ આવશે એમ સાદી સમજથી સમજાય તેમ છે.

મહાગુજરાત
ગઝલમંડળ

ગઝલના કવિતા-પ્રકારને ગુજરાતી સાહિત્યમાં અવતારવાની ઉમેદથી પ્રેરિત એક નવલોહીયું જૂથ પોતાની મુશાયરા-પ્રવૃત્તિ ચલાવી રહ્યું છે. એ કાવ્ય-પ્રકારનું મૂળ પ્રભવસ્થાન તો રાંદેર, પણ આજે એ પ્રવૃત્તિને કોમી રંગથી અલગ પાડી સહિયારી ભૂમિકા પર મૂકવાનું શ્રેય સુરતના મહાગુજરાત ગઝલ મંડળને જાય છે. આ મંડળમાં હિંદુ મુસ્લીમ સૌ કોઈને માટે અવકાશ છે. મુખ્યત્વે મુસ્લીમ ભાઈઓ એને મોખરે કામ કરે છે. આમાથી કોઈ અધ્યાપક છે, કોઈ શિક્ષક છે, કોઈ પત્રકાર છે, કોઈ દરજી છે, કોઈ બાઇસિકલની દુકાન ચલાવે છે, તો કોઈ જરીકસબ વણવાનો વ્યવસાય ખેડનારા છે. આમ મહેનત-મજૂરીના ધંધા ખેડતાં ખેડતાં તેઓ કવિતાનો સર્જનરસ સેવે છે. તેઓનું મુખ્ય પ્રેરકબળ ગુજરાતી ભાષા અને સાહિત્ય પ્રત્યેનું મમત્વ છે. તેઓના નિકટ સમાગમથી એક શુભ બાબત તો એ જાણવા મળે છે કે તેઓ ગુજરાતી સાહિત્યનાં બધાં અંગોનું પરિશીલન કરતા રહે છે અને પોતે ખાસ વાહન લેખે અપનાવેલા ગઝલ-પ્રકારના પણ અસલ બંધારણ અને પીંગલનો અભ્યાસ તેમ જ ઇકબાલ આદિ ઉર્દૂ ફારસી શાયર-મણિઓની કૃતિઓનું તલસ્પર્શી નિરીક્ષણ એક સંઘપ્રવૃત્તિ રૂપે ચલાવે છે. ગુજરાતી સાહિત્યમાં પુરોગામી કવિઓએ ગઝલનો પ્રકાર જે રીતે ખેડ્યો છે તેનાં પણ ગુણદોષ ને બળાબળ તેઓ તપાસે છે; અને નવા યુગની અભિલાષા આકાંક્ષાઓ તેમજ મંથનોને ગઝલનો કાવ્યદેહ આપવાના તેઓ અખતરા કરે છે. આ પ્રયોગભૂમિ પર તેઓ જાહેર પ્રજાની સાથે મુશાયરાઓ દ્વારા જોડાય છે. મુશાયરાઓમાં રજુ થતી આકૃતિઓમાં રમતિયાળ તરકીબોથી લઈ ચમત્કૃતિમય કાવ્યાંશો, શબ્દચાલાકીનાં જોડકણાંથી લઈ સઘન સંવેદન-

યુક્ત રચનાઓ, વેરવિખેર તર્કોની ઢાળણીઓથી લઇ ઊંડો કાવ્યાસ્વાદ આપનારા ગંભીર ઉદ્‌ગારો પણ હોય છે. ઉત્સાહ એ તેઓનું મુખ્ય આશાસ્થાન છે, ઉદ્યમ અને પરિશ્રમપ્રેમનો એમનામાં અભાવ નથી. વળી તેમની કને તો ઉર્દુ–ફારસી કવિતાનો બુલંદ વારસો છે. એટલે જેમ જેમ તેઓ શુદ્ધ કાવ્યસ્વરૂપની નિકટ જતા જશે તેમ તેમ તેમનામાંથી ગુજરાતને સમૃદ્ધ–કવિતાનો સારો ફાલ સાંપડશે એવી આશા અસ્થાને નથી.

ત્રણ ગુણ
જળવાવા જોઇએ

આ મંડળના સંચાલકોમાં હૃદયની સુકુમારતાનું સારું દર્શન થાય છે. તેમની વિનયશીલતા અને સુજનતા તેમને શોભાવે છે. તેઓ સરલ દિલના છે, સૌના સહકાર અને હૂંફની પ્રાપ્તિ માટે ઉત્સુક છે, મિતભાષી અને નિખાલસ છે. સુરત ખાતેના તા. ૩–૨–૪૧ના મુશાયરાની ઉદ્‌ઘાટન–ક્રિયા તેમણે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેવા લબ્ધપ્રતિષ્ઠ અને સહૃદય વિવેચકના હસ્તક કરાવી. શ્રી વિષ્ણુપ્રસાદ કે જેઓ ગુજરાતી કવિતાના મર્મજ્ઞ વિવેચક છે, તેમણે નિખાલસ દિલે આજકાલ મુશાયરાઓમાં રજુ થતી કવિતાઓ તેમજ તે કવિતાની રજુઆતની છબછબ પર કડક ટીકા થોડા વખત પર કરી હતી. એમને જ હાથે મુશાયરાનું ઉદ્‌ઘાટન કરાવનારાઓ પોતાની વિનયશીલ વિદ્યામુખતાની પ્રતીતિ કરાવે છે. શ્રી વિષ્ણુપ્રસાદે ઉદ્‌ઘાટનવિધિ વેળાએ કવિતાનો આદર્શ આ રીતે રજુ કર્યો:

એ આત્માની અમૃતકલા છે. સમગ્ર આત્મામાં કેવળ ઉર્મિ કે લાગણી નથી પણ બુદ્ધિ છે. બુદ્ધિ એટલે વિવેકબુદ્ધિ, ને તે ઉપરાંત ધર્મબુદ્ધિ પણ આવે છે. વ્યાસ ને કાલિદાસના કાવ્યો બુદ્ધિના વ્યાપાર વિના ઉદ્‌ભવવાં અશક્ય છે. નાનાં ઉર્મિ–કાવ્યોમાં, ગઝલોમાં, ખંડકાવ્યોમાં કે મહાકાવ્યોમાં એટલે કે સડસડાટ લખાઇ જતાં કાવ્યોમાં પણ બુદ્ધિ પોતાનું કામ કરે છે. કવિની સમગ્ર શક્તિ બહુ જલદ ને વેગીલી હોય તો એ બુદ્ધિવ્યાપારને આપણે પ્રેરણા કહીએ છીએ. શબ્દરચનામાં ને ગોઠવણીમાં એ બુદ્ધિવ્યાપાર હંમેશાં હોય છે.

બીજી વાત આકાર પરત્વે છે. ફોટોગ્રાફર ફોટો લેવા આવે છે તો તે પણ 'ફોકસ' નક્કી કરે છે ને આજુબાજુની વસ્તુ એમાં ન ઘૂસી જાય તે માટે ઘણી માથાકૂટ કરે છે અને તે માટે રચના કરે છે. પ્રકૃતિમાં પણ આપણને એવી જાતનો આકાર સમજાય છે કેટલાંક દૃશ્યો આનંદ આપે છે. પર્વતનું દૃશ્ય આનંદ આપનાર હોય છે; પણ જો તેની સાથે બીજાં દૃશ્યો દેખાય તો તેનો આકાર સ્પષ્ટ ઉતરતો નથી. આખી પ્રકૃતિ સાંજે રમણીય લાગે છે. એ સમગ્ર દૃષ્ટિને એકતા આપતું તત્ત્વ તે આકાર. પ્રકૃતિનાં દૃશ્યોની રમણીયતા બરોબર સમજદાર હોય તેને પણ સામાન્ય સંજોગોમાંથી અળગી પાડવી પડે છે. એટલે આપણી રચના આ આકારની એકતા લાવવાને માટે તૈયાર જોઇએ એવી મારી નમ્ર માન્યતા છે.

આકારની એકતા સાથે આપણી ભાષાની ખાસિયત આપણી કવિતામાં સારી રીતે ઢાળવાની છે. એમાં ભાષાનું સ્વરૂપ લુપ્ત થાય એવી છૂટ લેવાવી ન જોઇએ. કવિતામાં ખૂબ રાગ (Passion) ની ભાષા હોય તો તેમાં પણ વિવેકબુદ્ધિની આવશ્યકતા છે. એટલે આકારની એકતા, ભાષાનાં ઓછામાં ઓછાં ઘર્ષણ ને ભાષાની વિશિષ્ટતા એ ત્રણ ગુણ કવિતાસર્જનમાં જળવાવા જોઇએ.

આવી સ્વચ્છ વિવેચનદૃષ્ટિએ જોતાં મુશાયરામાં રજુ થતી કવિતામાં અમૃતાત્મક કલાસ્વરૂપ પ્રકટ થવામાં એક તો જે આડે આવે છે તે કવિતાકારોની પોતાની જ પ્રાથમિક પ્રયોગદશા. કવિતા એ સહુ કોઈને સુલભ વાણીવ્યાપાર નથી. અભ્યાસ અને ઉદ્યમની વિપુલતા ઉપરાંત કવિતાકારની પોતાની અંદર એ કાવ્ય–વિભૂતિનું વરદાન કુદરત પાસેથી મળ્યું છે કે નહિ તે પણ જોવું રહ્યું. આજે મોટા સામુદાયિક પાયા પર ચાલી રહેલી આ પ્રયોગશાળામાંથી વખત જતાં ફક્કડ કવિપ્રતિભા ચમકી ઊઠશે તે વેળા આપણે જોઈ શકશું કે વિભૂતિ એ કઈ વસ્તુ છે. તદુપરાંત મુશાયરાની પ્રથામાં એક મર્યાદા એ છે કે તૈયાર આપેલ પંક્તિ પર સારા મોળા સર્વને કામ કરવાનું હોય છે. એટલે પ્રથમ કોઈ કલ્પનાયુક્ત વિચારદર્શન, પછી તેનો ચિત્તસંક્ષોભ, પછી એ ક્ષુબ્ધતાનાં ઉર–નીર આછરતાં ભાવનાનું કલાયુક્ત શિલ્પકામ, પરિણામે એક કૃતિનું પ્રાકટ્ય થવું–એને બદલે ઊલટા જ વ્યાપારમાં સર્જકને મુકાવું પડે છે એટલે કે પ્રથમ જ અમૂક એક તૈયાર વિચારને પકડી તેના રદીફ કાફિયા મેળવવાની શબ્દ–શોધમાં ઊપડવાનું, ને પ્રાસબદ્ધ શબ્દ હાથ લગાડ્યા પછી તે જેમાં બંધ બેસે તેવા કોઇક વિચારને પકડવાનું : આને પરિણામે ચાલાકી ચાતુરી પ્રધાનપદ મેળવે છે ને સાચી વિભૂતિ રમણ કરી શકતી નથી. પાદપૂર્તિઓની પણ એ જ રીતની અવળી ક્રિયા ચાલે છે. આંહીં રજુ થતા કવિતાકારોમાંના કેટલાકોની લેખનપોથીઓ નિહાળશું તો તેમની પાસે ખૂબ ઊંચી કક્ષાની કૃતિઓ મોજૂદ હોય છે. કારણ કે તે તે કૃતિઓ સ્વાભાવિક સર્જનક્રમમાંથી નીપજેલી હોય છે. મુશાયરાના પ્રમુખ ભાઈ મેઘાણીએ એટલે જ આ ભાઇઓને ભલામણ કરેલી કે પંક્તિ આપીને કાફીઆ રદીફ વગેરેની મિલાવટથી મુસ્કેટાટ બનેલાં કાવ્યોના મુશાયરા કરતાં જો સ્વૈચ્છિક સ્વતંત્ર કૃતિઓની રજુઆત નોતરીને

મારું પંડય બેઠું છે ત્યાં સુધી નવાબસાહેબ પોતે આ ગામની સીમમાં શિકાર ન કરવાનું વચન આપ્યું છે. જેટલું પાળે એટલું બસ છે. મારો ને, એનો સાત પેઢીનો નાતો કેમ તૂટે!'

આહ! પેઢી-સાત પેઢી ને સતાણું પેઢી! સુરેશના અહેવાલે મને તપાવી મૂક્યો. આ સડેલા આગેવાનોને એકમાત્ર પેઢીઓનું જ રટણ રહ્યું છે પેઢીઓના નાતાના જાપ જપતાં તેઓ થાકતા નથી. ભૂતકાળના નહોર તેમનાં આંતરડાંમાં ઊંડા ખૂંચી ગયા છે. એમની લાગણી કલ્પના તો જુઓ! 'મારું પંડય બેઠું છે ત્યાં લગી—મને આપેલું વચન—મારો ને એનો નાતો—'જનતાની કે જનવિરાટની કશી વાત તેઓને વિચારવી નથી અંગત સંબંધની શરમથી જ રાજ-કર્તાઓને સંતાપી રાખતા છે. શું કરીશું? બીજું શું થાય? પદભ્રષ્ટ કરો. જહન્નમમાં જાવ સાત ને સત્તાણું પાછલી પેઢીઓનાં ગુમાન!

સુરેશ પણ ખરો પાકો છે! દુલા શેઠને ઘેર મહેમાનો જમવાના હતા તે તાકડો રચીને જ ત્યાં જઈ ચડ્યો. જો ચૂં ચાં કરે તો ત્યાં ને ત્યાં પટકી પાડવાનો હતો, પણ ભાર છે કે ઉંકારોય કરી શકે! શેઠના એક બે સગાની આંખો લાલ થઈ ગઈ, પણ શેઠે વાર્યા, કહે કે 'એમાં શું? મને ચંદ્રેશ્વર ભગવાન આવતે ભવ કૂતરો સરજે તો શું તમે ના પાડવા જશો? આજે આપણે આગણે આ કૂતરો જાડાં ઓટા મારે છે, એમાં કોને ખબર કોઈ આપણા મૂએલાં કુટુંબીઓનો અવતાર નહિ હોય! મને તો આપણી ગાડીનો ઘોડો કેટલીય વાર મારા મોટાબાપુનો જીવ લાગ્યો છે આખો દિવસ તગાડ્યો હોય, રાતની ટ્રેન પરથી આવતો હોઉં, ઠોકર ખાઈને એ...જઈ પડ્યો એવી બીક લાગે ત્યાં તો પાછો ઊઠીને દોડવા માંડે......મોટાબાપુ એવી જ રીતે મને ભૂલ કરતો રોકતા......'

આવી તો એ આગેવાનની વિચારણાઓ! એવા આગેવાનને નથી ગરમી આવે તેની રાહ એક સદી સુધી જુઓ તો પણ નકામું.

સુરેશ પણ ખરો! દુલા શેઠે હાથ જોડીને અરજ કરી, કે આંહીં અમ ભેળા ભોજન કરશો? મારે ઉમેરેથી જમવા ટાણે કોઈ જાય એ [illegible] નહિ. ભાસ્યું કે દયાપાત્ર છે—ગુલામ લાગે છે [illegible] બાકી પડશાળા [illegible] ત્યાં પણ ખરા, અને વળી [illegible]

માગીએ છીએ તે સુરેન્દ્રભાઈને ત્યાં બે રાત રહો ત્યાં તો સુરેન્દ્રભાઈને બહાર જવાનું બન્યું, ઘેર બૈરાંએ એકલાં દોકળાં રાંધ્યાં. સુરેશને દાળભાત કંઈક વધુ ફાવે, ઉપરાંત પાછી દુલા શેઠને ઘેર સામે પરશાળમાં જ ફળફળતાં દાળભાતે સોડમ દીધી, સુરેશ એક વિજેતાની અદાથી બેઠો પંગતમાં, છ લાડુ મારી ગયો. જમવામાં ફોજદાર થાણદાર પણ હતા, ને ગાંડો થઈ ગયેલ એક ભરવાડ પણ હતો—એને પણ દુલા શેઠે એજ પરશાળમાં બેસારી પોતે તાણ કરી કરી જમાડ્યો. એ જ પ્રમાણે સુરેશને આગ્રહ કરી ખવરાવ્યું. મતલબ કે દુલા શેઠ સૌથી ડરે, સૌને રાજી રાખે બેશક અમારો માહિનો સુરેશ અને ગામનો ફોજદાર, બેઉની એક જ ગણતરી રાખનાર માણસ જમાનાને નથી ઓળખતો એ સાચી વાત છે.

જમ્યા પછી સુરેશને શેઠે ત્યાં જ આરામ લેવા રોકયો. સુરેશને વહેમ તો પડ્યો જ, કે પાછળથી કાંઈક પતાવટ થવાની હશે. પણ સુરેશ ત્યાં સુધી રોકાયો ને શેઠ એકલા હતા તો પણ કંઈ વાટાઘાટ થઈ નહિ સુરેશે મારે વિશે ઉચ્ચારી પણ જોયું: હું બહુ કડક છું, લીધી ટેક છોડતો નથી, વગેરે કહ્યું; પણ શેઠ તો માત્ર એટલું જ બોલ્યા કે 'હા, રવીન્દ્રભાઈના દાદા ભારી જબરા માણસ હતા. એની (અર્થાત્ મારી) મા તો જગદંબા હતી, વગેરે વગેરે.' બસ એથી વિશેષ કશો સંદેશો કે આજીજી તો ન કહાવ્યાં, પણ મારા પ્રત્યે દુઃખદાયી બોલો પણ ન ઉચ્ચાર્યા આ બધું મને ગમ્યું નહિ. ખેર, પત્યું.

એક વાર હું અને સુરેશ મુંબઈમાં અમારા પ્રદેશના કેટલાક 'સળગતા પ્રશ્નો' પર નેતાઓની સૂચનાઓ લઈને પાછા વળતા હતા—કહેવાની જરૂર નથી કે અમારા પ્રદેશના પ્રશ્નો સદાકાળ સળગતા જ રહેતા, કદી ઓલવાતા જ નહિ—ત્યારે ગાડીમાં એક ખાધરી કુટુંબ પણ અમારી સાથે જ મુસાફરી કરી રહ્યું હતું. પૂછપરછ કરતાં માલૂમ પડ્યું કે એ બધાં પણ અમારી જ રેલ્વે-લાઈનનાં પ્રવાસીઓ હતાં. થોડી વારે સુરેશ કહે કે 'રવીન્દ્રભાઈ, એક તુક્કો સૂઝ્યો છે.'

'ન સૂઝે તો તું સુરેશ નહિ—ગાળાગમની કરીને નોકરી જાય. બોલ, શું છે?'

'તેર આનાનું જ ખર્ચ છે.'

'પણ કહે ને અલ!'

'દુલા શેઠને એક તાર ઠપકારીએ. રોજ ચા ને પૂરી લઇને અમલદારોની ને મીલવાળાઓની ખિદમત કરવા સ્ટેશને હાજર થાય છે તે ખો જ ભુલાવી દઇએ. લખો તારમાં: 'કુટુંબ સાથે સાંજે ૭ વાગ્યાની એક્સપ્રેસમાં નીકળું છું. ચા નાસ્તો મોકલવા કૃપા કરશો.'

'અરે હેવાન!' મેં કહ્યું: 'એમાં તું શું એની ખો ભુલાવવાનો હતો? મારે તારે નામે તો એ દૂધપાક લાવશે.'

'પણ હું ક્યાં મારી કે તમારી સહી કરવાનું કહું છું?'

'ત્યારે?'

'એલા તારું નામ શું ભાઇ?' સુરેશે વાઘરીને પૂછ્યું.

'રામલો.'

સુરેશ મને કહે કે લખો તાર મોકલનાર 'રામલો.' મેં તારમાં અંગ્રેજીમાં લખ્યું 'Ramla' અને સૂરત સ્ટેશનથી એ તાર ઝણકાવી મૂક્યો.

વળતે દિવસે સાંજે હું ને સુરેશ એવા ભૂખ્યા થયા હતા કે એકબીજાને ખાઇ જઈએ એવું થતું હતું. મેં કહ્યું કે 'ભાઈ, ચાલને રેસ્ટોરાં–કારમાં જઇને પતાવીએ! સુરેશ કહે કે 'કલાકેક માટે શીદ બાજી બગાડવા બેઠા છો? આ કચરો ખાવો પડે એવું આપણા કપાળમાં વિધાતા કદી ન લખે. દુલા શેઠ લાવશે એ ચોક્કસ છે, આ રામલાનું કુટુંબ થોડું એ પામવાનું છે? દુલા શેઠ એની પોતાની જ શરમ ઢાંકવા માટે આપણને જમાડશે. ને હું તમને ખાતરી આપું છું, કે એ ઘરની રસોઇ એક વાર ચાખવા જેવી છે.'

'ઠીક ત્યારે!' કહી હું તો પેટે પાયજામો ખચખચાવીને બેસી રહ્યો.

ટ્રેન મરોલી સ્ટેશનના યાર્ડમાં પેસતી હતી ત્યાં જ મને સુરેશ બતાવવા લાગ્યો: 'જોઈ લ્યો, જોઈ લ્યો ભાયડાના ઝપાટા રવીન્દ્રભાઇ! જોઈ લ્યો એ લાંબો કાબરો કોટ, છૂટે છેડે દુપટ્ટો, ને એ કાળી પાઘડી. જોઈ લ્યો પેચવાળો પીતળનો લોટો, કપ રકાબીની થેલી, અને ટીફીન બાક્સ લઈને ઊભેલા બે માણસો. બટેટાંનું શાક પણ ટીફીન બાક્સમાં લાગે છે. ને એ જુઓ! ડબ્બે ડબ્બે ચાંપા ચઢીને દોડે છે. એ જુઓ, આપણે ડબ્બે આવે છે–જાવા દો એક વાર–આખી ટ્રેન જોઈ વળવા દો. ઉતાવળ કરશો નહિ અહીં તો ઘણો વખત છે. એ...એ--એ ફર્સ્ટ સેકન્ડ જોઈ લીધા. હવે જુએ છે થર્ડના ડબ્બા. તમે બેઠા રહેજો. હું જ ઊતરું છું. નીકર ક્યાંઈક બધું પાછું લઇને ઘરભેળા થઇ જશે.'

એમ કહેતો સુરેશ પ્લેટફૉર્મ પર ઊતર્યો, ને ડબ્બે ડબ્બે ડોકીઉં નાખીને 'કોઈ રામલાલભાઇ છે અહીં?' એવો પ્રશ્ન કરતા દુલા શેઠની સામે જઇ કહ્યું: 'આપ મહેમાનને શોધો છો ને ઓળખતા નથી?

એ કહે, 'ના, નામ પણ સાંભળ્યું નથી. પણ એમણે તાર કર્યો છે, જમવાનું લાવવાનો'

'હાં હાં! હવે સમજ્યો.' એમ કહીને સુરેશે દુલા શેઠને લઇ જઈ પેલું વાઘરી કુટુંબ બતાવીને કહ્યું: 'આ રહ્યું એ કુટુંબ.'

ભાળીને દુલા શેઠ જરા છોભીલા પડ્યા. મને દેખ્યો એટલે વિશેષ ઝંખવાયા, છતાં મને પોતે સામેથી નમસ્કાર કરી પૂછ્યું, 'ક્યાંથી 'મુંબઈથી?'

મેં કહ્યું, 'જી હા' ને નીચે ઊતરી હું એમને દૂર લઇ ગયો. પછી સુરેશે ફોડ પાડ્યો.

'એ જ રામલો. આપને તાર કરાવનાર એ જ છે. રવીન્દ્રભાઇને એણે કહ્યું કે આટલો તાર મેલી આપો, અમને નવાઇ તો લાગી, પણ અનુમાન કર્યું કે આપણા ઠાકોર સાહેબનો કોઇક માનીતો શિકારી હશે ને એ હિસાબે આપને એ ઓળખતો હશે'

શેઠે સંભ્રમભેર ગજવામાંથી તાર બહાર કાઢીને નીચેની સહી વાંચીને મને બતાવી મેં જોઇને કહ્યું: 'હં–હં–સમજ્યો, આપના મનમાં એમ થયું હશે કે આ 'રામલા' લખ્યું છે તેમાંથી છેલ્લો 'લ' તારવાળાની ભૂલથી પડી ગયો હશે મૂળ તો નામ 'રામલાલ' છે પણ અંગ્રેજીમાં તો 'રામલા' લખાય ખરું ને? ભારી થઇ. આ તો મારી અણસમજણથી આપને મનમાં ગોટાળો જન્મ્યો. ભારી થઇ.'

'ના રે ના,' દુલા શેઠે મને કશું જ વધુ પૂછપા કે મૂંઝવણમાં મૂકયા વગર કહ્યું: 'એમાં શું થઇ ગયું? એ તો કણેકણે ખાનારનું નામ લખાઇ ચૂક્યું જ હોય છે. કાં તો પેલે ભવ એ બાપડાએ મને ખવરાવ્યુ હશે, ને કાં આવતે ભવ એ ખવરાવવાનો હશે. કોને ખબર, હું જંગલમાં સસલું હઇશ ને એણે મને વગર માર્યે જીવતું જવા દીધું હશે. ઋણાનુબંધ કોઈને ન છોડે રવીન્દ્રભાઈ!' આ એમ કહીને એણે ચાનો લોટો, ને ટીફીન બાક્સનું ખાનું મગાવી, રામલા વાઘરીને કહ્યું: 'લે ભાઈ, શેમાં આ લઈ લે'

'પરભુ તમારું સવાયું કરે બાપા! ધરમના થાંભલા બાપ. વાહ દિવાળુ!'

એમ કહીને એ તદ્દન અજાણ્યા વાઘરીએ હોંશે હોંશે પૂરીઓની ઝોળી ભરી લીધી, શાક ડબ્બામાં લઈ લીધું ને ચાની હાંડલી ભરી લીધી. અને પછી એની પૂરા માપ ખેંચતી લાગતી ભારેરંગી બૈરીએ, એનાં એકથી લઈ પંદર વર્ષ સુધીનાં છ સાત છોકરાંએ જે મીઠી રુચિથી આ શાકપૂરીના મોટા મોટા કૂચા વાળવા માંડ્યા તે નિહાળીને ડુહા શેઠ કોઈ અદ્‌ભુત પ્રસન્નતા અનુભવતા બારી સામે ઊભા રહ્યા.

બિચારો મારો સુરેશ! એની તો કંઈ દશા થઈ ને! શેઠ પેલા વાઘરીની ઝોળીમાં જાતે ખાનું ઠાલવતા હતા ત્યારે તો સુરેશના મોતીઆં જ મરી ગયાં હતાં. ખાના- માંથી પૂરીઓના પડતા ઘોધને એણે હાથ આડા દઈને ન અટકાવ્યો એટલી એની સબૂરીની અવધિ ગણાય, પણ એ મોંએથી તો કહ્યા વગર રહી જ ન શક્યો, કે 'હાઉ! હવે હાઉ! બસ, એમાં તો એમને ઘણું થઈ રહેશે. હજી હમણાં જ અમે આગલે જંક્શને એને...'

સારું થયું કે બાકીના બોલ સુરેશ ગળી જ ગયો. નહિ તો મને બીક હતી કે રામલો વાઘરી અબઘડી એ નિવેદનની સામે 'પ્રોટેસ્ટ' ઉઠાવશે

પૂરીની બીજી પણ એક ટીફીન બૉક્સ હતી તે તેમ જ બાકીની ચા, શાક વગેરે વેઈટીંગ-રૂમમાં લઈ જવાનું માણસને કહી ડુહા શેઠ–સુરેશની ધા પ્રભુએ સાંભળી હોય તેમ–અમારા બેઉના તરફ વળ્યા અને એમની હમેશની અદાથી બે હાથ જોડી, સહેજ મોં મલકાવી બોલ્યા: 'તમે તો મને કોઈ દિવસ ખબર આપતા નથી. જમી તો લીધું હશે છતાં મારું ખુલ્લા માણસનું વેણ અત્યારે ઠેલશો નહિ રાત જેવું થાયું છે. હું બબ્બે પૂરી ને ચા લીધા વગર જવા નહિ દઉં. ચાલો વેઈટીંગ રૂમમાં.' એમ કહી સ્ટેશન માસ્તર તરફ ફરી 'એ ભાઈ, કૃપાળુ, પાંચેક મિનિટ ગાડી રોકાવજો!' કહેતા અમને લઈ જઈ બબ્બેની બાવીશ બાવીશ પૂરી હાથ ઝાલી ઝાલી ખવરાવી. પાછા અમારે ડબ્બે આવીને રામલા તરફ–સહકુટુંબ ખૂબ આહ્લાદ ભર્યાં જોઈ રહ્યા, બે હાથ ઊંચા કરીને પૂછ્યું: 'કાં, સૌનું પેટ તો ભરાણું ને! પાણી બણી પીધું! બોલાવું પાણીવાળાને?'

'ના રે મારાં માવતર!' મોટા ... ગયા ઈને પણ લાજ કાઢીને વાઘરણ બોલી: 'અરે માથે એટલો બધો ભાર કાં મૂકો દાદા! સૌએ ધરાઈને ખાધું મારા બાપ! ને પાણી યે પીધું–કેવું હેમ જેવું પાણી આ ટેસણનું! મોઢે દીરા થઈ ગયા સૌને. હાઉ દાદા! પધારો હવે ઠાકર. અમરે ભરો તમારાં.'

'અરે માવડી! તારાં કહે' અમારાં ય ઠરે જ! હવે, જે શ્રી કૃષ્ણ!'

શેઠ અને વાઘરણના એવા મેવલા શબ્દોની વિઝમ્બના વચ્ચે અમારી ટ્રેન ઊપડી ગઈ. પણ એકાદ સ્ટેશન વટી ગયાં ત્યાં સુધી હું કે સુરેશ કંઈ પણ બોલ્યા વિના, રામલાની સામે પણ નજર કર્યા વિના, બહારનાં ઝાડવાં જાણે પાછળ દોડી રહ્યાં હોય એવા વિભ્રમમાં બારી બહાર જોઈ રહ્યા.

## ૨

પરિવર્તન થાય છે, પણ તે અસ્થિર અને ચાંચલ્યમાન વસ્તુઓનું; સનાતન અને સર્વકાલીન જે કંઈ છે તેને તો ફરવાપણું હોતું નથી, સંજોગો ફરે છે, અંતર્ગત આશ્રય તત્ત્વો એને કારણે જ પલટાતાં ભાસે છે. દોડતી તો હતી આગગાડી, પણ બહારનાં ઝાડવાં જ દોડતાં હતાં, અમે જાણે નિશ્ચલ હતા. મારે વિશે પણ થોડાં વર્ષે એવો પરિવર્તનાભાસ થવા પામ્યો. એકાદ વખતના વિફલ જેલવાસ પછી મને લાગ્યું કે હું કંઈક નિરાળા પથે કામ કરવા નિર્માયો છું. એટલે હું મુંબઈ જઈ મારા મામા સાથે વ્યાપારમાં જોડાયો. સુરેશને પણ એમ જ લાગ્યું કે પોતે જો કે રાજકારણમાં સૌનો બરોબરિયો અને કેટલાકનો તો માથાં ભાંગે તેવો હોવા છતાં ફક્ત એક વાર ભૂતકાળમાં 'બાબરગઢનો દરબારી ખવાસ હતો તેટલા કારણસર એના નેતાપણાની બીજા સૌને સૂગ આવતી રહે છે. એટલે કે સુરેશ હમેશાં મહાભારતના કર્ણની અવદશાનો અનુભવ કરતો હતો. તેથી કંઈક કરી દેખાડીને પછી જ પાછા આવવું એવા વિચારે એ પણ મારી સાથે આવ્યો વાત ખરી હતી. લડતના સંચાલનમાં અમારે હસ્તક ખરચાયેલા રૂપિયાનો હિસાબ વારેવારે મગાય તેનો તો અર્થ જ બીજો શો કરી શકાય? એનો અર્થ એક જ, કે અમારે હવે તો સદાના શંકાથી પર, કોઈ આંગળી ચીંધે તો એની આંગળી જ કાપી નાખીએ એવા બનીને જ પાછા આવવું રહ્યું

સાતેક વર્ષે અમે ઊંચું માથું કર્યું, અને અમે શું જોયું? બાજી બગડી ગઈ હતી. ઈમારત જેટલી ચણીને

મૂકી ગયેલ તેટલી પણ તૂટી પડી હતી. પાછળ રહેલાઓ પ્રજાનો વિશ્વાસ ગુમાવી બેઠા હતા, મેં કહ્યું 'સુરેશ, હવે તો ચણતર જુદી જ ઢબે ચલાવવું પડશે.' એણે કહ્યું કે 'હું યે રવીન્દ્રભાઈ, તમને એ જ કહેવા જતો હતો. આપણે બન્નેએ સત્ય જોયું છે, માટે એ સત્ય જ હોવું જોઈએ.' મેં કહ્યું કે આપણું સ્થાન રાજ્ય અને પ્રજાની મધ્યમાં, મધ્યસ્થો કહો કે તટસ્થો કહો તેનું છે. મારો પડઘો બનીને એણે હા કહી. મારો પડછાયો બનીને એ જોડે ચાલ્યો.

તે પછી હું ક્યારે મારા ગામમાં આવીને બેસી ગયો, ક્યારે મેં ગામની પાંજરાપોળમાં ટ્રસ્ટીપદ મેળવ્યું, ટ્રસ્ટીઓનો પ્રમુખ બન્યો, ગામની શાળા માટે ગૌચરની જમીન કઢાવીને મારા મિત્રની વિધવા પાસેથી મકાન માટે રૂપિયા મેળવ્યા, ખાતમૂરત કાઉન્સીલના પ્રમુખને હાથે અને વાસ્તુ નવાબ સાહેબને હસ્તે ક્યારે કરાવ્યું, અંગ્રેજી કમ્પોઝીટ સ્કૂલના મનોરથો મારામાં ક્યારે જન્મ્યા, ને મેં એ સ્વપ્નનું પણ સત્ય ક્યારે કરી બતાવ્યું, સ્મશાનની છાપરી, નદીનો આરો, સેનેટોરીઅમ, સ્ટેશન, બાળક્રીડાંગણ, તળાવ, ઉદ્યોગશાળા, ધર્માદા દવાખાનું વગેરે એક પછી એક લોકસેવા-પ્રવૃત્તિનાં પગથીઆંની ગગનચુંબી નિસરણી મેં ક્યારે બનાવી કાઢી, એ તો હું આ નિસરણીની ટોચે પહોંચીને ઊભો ઊભો નીચે નજર કરતો હતો ત્યારે મને પોતાને પણ સમજાયું નહિ; તો સુરેશને તો ક્યાંથી જ સૂઝ પડે?

તમ્મર આવે છે. મને પોતાને જ અને હસવું આવે છે—ઓહો રવીન્દ્ર ! આ તે તારી શી બલિહારી ! તારો કાગળનો કકડો, તારનો ટુકડો, બહુ બહુ તો તારો એકાદ ફેરો, ધાર્યાં નિશાન પાડે છે. તને ગાંધીજી બોલાવે છે ને 'પાણી પાણી' બને છે. તને દીવાન તેડાવે છે ને સંકડામણમાંથી માર્ગ કાઢવા કરગરે છે, તને હિંદુઓ પોતાનો ગણે છે ને મુસ્લીમો પાકો પાકીસ્તાની સમજે છે. તને પત્રકારો ગુપ્ત રાજરહસ્યો પૂછતા આવે છે અને અમલદારો એનાં પેટ તારે ખોળે ખાલી કરે છે. તને ઉદ્યોગપતિઓ શોધે છે, અને તું એમની યોજનાઓને પાર ઉતારી આપે છે તારી ભાગીદારી, તારા શેરો ને કમીશનો તેઓ નક્કી કરી નાખે છે, ને તને તો પાછળથી એની ખબર પડે છે કે જ્યારે ના પાડવાનું અતિ મોડું થઈ ગયું હોય છે. તેં તારાં માતુશ્રીને, પિતાશ્રીને, મૃત પુત્રને, પત્નીને, ધાવણી પુત્રીને, અહો કેટલાકેટલાને ગામની સંસ્થાઓમાં નામ જોડી અમર કર્યાં. સુરેશે તે દિવસ જે પ્રતિજ્ઞા લીધેલી તે સાચી પડી. તે દિવસ સો પાંચસોના ફાળાના હિસાબ માટે પણ શંકિત બનતી આંખોને બદલે આજે હજારોલાખોના મારા હસ્તકના વહીવટને, હેરફેરને, ઇજારાઓને, કોન્ટ્રેક્ટોને, અનાજની વ્યવસ્થાને, કંઈ કરતાં કંઈને પણ આંગળી ચિંધાડનાર કોઈ માઈનો પૂત નથી, કારણ તેઓ જાણે છે, કે એવું ચિંધામણ કરનારી આંગળી છેદાઈને હેઠે પડશે.

જીવનમાં એક પછી એક પર્વો ને પ્રસંગો આવ્યા, તેમાં દુલા શેઠને તેડાવવાનું હું ચૂક્યો નથી. એની સાત પેઢીની આગેવાની મેં લઈ લીધી છે એવું મેં તો એને લાગવા દીધું નથી, પણ રાજ્ય અને પ્રજા પોતે સ્વયમેવ જે ફેરફાર સમજી બેસે તેનો શો ઉપાય ! એ પણ બરાબર સમજે છે—અથવા તો સમજવા જેટલા અક્કલવાન જ નથી. નથી ઓળખતા મશ્કરી કઈ ને ગંભીરતા કઈ. એ તો જાણે કે ડઘાઈ જ ગયા છે. નવાબ કે દીવાન કે દેશનેતા એને કંઈ પૂછવા સલાહ લેવા જાય છે તો બસ એટલું જ કહી દે છે કે 'મને તો શું ખબર પડે ? રવીન્દ્રભાઈને પૂછો.' ખબર ફક્ત એક જ વાતની પડે છે—મહેમાની કરવાની. શર્મલાલ અને શામલો વચ્ચેનો તફાવત એને આજે આટલી સ્થિતિએ પણ ન સમજાયો.

સ્થિતિ એમની સારી પેઠે પાતળી પડી ગઈ છે. બીજાઓને ગમ નથી પડતી, પણ હું જાણું છું. પીરસતી વેળા એમના પુત્રના હાથમાં ઘીની તપેલી ધ્રોથવાય છે એ શું હું ન સમજું ! પાંચનું રંધાવી પચીસને પાટલે બેસાડે અને પછી 'શાક પિરસો ! એવા આંહીં બીજી વાર શાક પિરસો !' એવી બૂમો પાડતા જ હોય છતાં અંદરથી શાક ન આવતું હોય તે પરથી શું હું ન સમજું ! અરે સમજુ હોય તેને તો એના ઘોડાની સાદને તપાસ્યે પણ સમજાઈ જાય—એ સાદમાં બાજરાનો દાણો કે ચણો દેખાતો નથી હવે.

ધીરધાર ડૂબી, અમુક ધંધા તો કહેશે કે ગામના બીજાઓની હરીફાઈમાં અમારાથી થાય નહિ. રાજ્યે ખાડાની જમીન પાણીને મૂલે મને આપી ત્યારે એવી જ બીજી જમીન એમને પણ આપવા કહ્યું, તો 'ઉહું' કહીને લોકોના ડરથી દૂર નાઠા, ને લોકજીભ દર ? મ, ખો ય ન

ઉચ્ચારી શકે, ભયથી કમ્પી ઊઠે, એવું તો કાંઈ કરતાં આવડયું નહિ. કેટલીવાર મેં કહ્યું કે આટલા બધા ઉદ્યોગો રાજ ઊભા કરાવે છે, અરે કુંવર સાહેબો, બેગમ સાહેબો અને દીવાન સાહેબ, સર ન્યાયાધીશ સાહેબ પણ ભાગ રાખે છે તો તમારો-તમારા નામનો નહિ તો તમારા નાનુભાઈનો, અરે એનો નહિ તો નાનુના દીકરા વિજયચંદ્રનો ભાગ રાખો, નવાબ સાહેબ પોતે કહેવરાવે છે, પણ સીંદરીએ બળ્યા પછી પણ વળ છોડયો નહિ.

આજે ઓચિંતા આવ્યા. હું તો મેડી પર હતો. સુલોચનાના દાગીના ત્રણ સાલ પહેલાંના ઘડાવેલા એટલે નવી ફેશન મુજબના નવેસર ભંગાવીને કરાવવા માટે મુંબઈ લઈ જવા હતા તેથી સુલોચનાને પૂછી લેતો હતો અથવા તો એ સાથે જ આવે તો કડાકૂટ નહિ એથી એને તૈયાર કરતો હતો, લપીલી કંઈ ઓછી છે! દર મુસાફરી ટાણે સાડી પોલકાં ને ઘાઘરા પણ સાથે કયા કયા લેવા તે ય મારી કને પસંદ કરાવીને જ જંપે, નહિ તો ત્યાં સુધી બેગ ને ટ્રંક ભરે જ નહિ!–એ વખતે પોતે આવ્યા હતા. હું તો હેઠે ઊતર્યો ત્યારે જોયા. સહેજ ઝોકે આવી ગયા હતા એટલે આવ્યે વખત પણ ઘણો થયો હશે. મેં ઘનાને ધમકાવ્યો 'મને ઉપર આવીને કહ્યું કેમ નહિ?' એણે તુરત જવાબ વાળ્યો કે 'તમે જ કહ્યું છે કે બેમાંથી એક ઠેકાણે-કાં ઉપર ને કાં ખુશાખીભાઈને ગેર હો ત્યારે—' ખુશાખી મારા મહુંમ મિત્ર હતા.

'બેસ! બેસ ડાયલા!' કહી એને અસંબદ્ધ વાતો કરતો રોકી મેં દુલા શેઠનો ખરડો ચાખડયો ને કહ્યું:

'હવે તો રાતના ઉજાગરા છોડો! નહિ તો મારી કાળી સરગમાં હારે આવે.'

એણે મુંગુ' મોં મલકાવી પ્રસન્નતા બતાવી. મેં પુછ્યું–

'કહો, આજે સાંજે મુંબઈ જાઉં છું. કંઈ મગાવવા કરવાનું? કંઈ કહેવાનું? હેમુને કોઈ બીજે ઠેકાણે બદલવો છે?' (હેમુ એમનો નાનો પુત્ર)

પોતે ડોકું ધુણાવીને જ સહાસ્ય ના પાડી.

'કાં નહિ? રાજના બંગલા પર રખાવી દઉં.'

'ના દીપાય તે જ સારું.'

'સા......રું! કહો, બીજો કાંઈ હુકમ? ઓલુસાલ કેમ છે ઉઘરાણી! કોઈ કળને દબાવીને ઠેકાણે લાવવા જેવું હોય તો કહો. મહેમુદી સાહેબને કહું.'

એમણે ફરી ડોકું ધુણાવ્યું.

'પડો ખાડમાં.' એવું મનથી બબડીને હું તો બેઠો. એ બોલ્યા—

'ભાઈ, ખરડો તો મારો જોયો ને?' મેં પીઠ થાબડી હતી તે પરથી પૂછવું લાગ્યું. મેં કહ્યું:

'હા, તેનું શું?'

'તેનું તો હવે મોડું કહેવાય ભાઈ.' હું હવે શાદી કાઢીને કેટલાંક કાઢીશ?'

'પણ તેનું છે શું? હું તો વરસોથી સમજાવું રહું છું કે તમારો ભાગ એક બે કંપનીઓમાં રાખીએ.'

જોરથી હવામાં હાથ વીંઝીને એમણે કહ્યું: 'એની વાત નથી.'

'ત્યારે?'

'રાજ નવા કર નાખનાર છે. હું હાથ જોડીને કહેતો આવ્યો છું, કે હું બેઠો છું ત્યાંસુધી માફ રાખો. મારુ મોત ન બગાડો. મારાં ધોળાંમાં ધૂળ પડશે. માણસો મારા નામ માથે થૂકશે.'

'મેં કહ્યું: 'એમાં તો હવે શું થાય?'

'તમારાથી શું ન થાય?'

'ના. પણ નવાબ સાહેબની સહી થઈ ગઈ.'

'બસ! ને તમે ભાઈ–તમે રવીન્દ્રભાઈ, કાંઈ ન બોલ્યા?'

'બોલવા જેવું નથી'

'બ...સ? તમે ઊઠીને 'કવીસલીંગ' થયા કે?'

કવીસ્લીંગ શબ્દ એમણે કોણ જાણે ક્યાંથી પકડ્યો હશે. મને એ બદનામી આપતાં હું ઊભો થઈ ગયો. મેં કહ્યું 'મારે હવે કાંઈ સાંભળવું નથી. બીજું કાંઈ કામ? બોલો, મારે ઉતાવળ છે.'

'ના, કાંઈ નહિ. હું આ ઊઠ્યો.' એટલું બોલીને એણે હાથ જોડ્યા. એની આંખોમાં જળજળિયાં હતાં. એક બે લડથડિયાં લઈને એ બહાર નીકળી ગયા. મારે રુંવે રુંવે ઝાળ લાગી. મને ક્વીસ્લીંગ કહ્યો! દીવાન સાહેબનો મુકામ અહીં જ હતો. મેં જઈ એમને આ વાત કરી.

ત્રણ જ દિવસ પછી દુલા શેઠ પર નવાબસાહેબની સહીથી કાગળ ગયો લખ્યું હતું કે—

'રાજ તરફથી તમારા ઘરને ત્રણ પેઢીથી મળતો ગાડીઘોડો પાછો ખેંચી લેવામાં આવે છે અને તમારી સલામ બંધ કરવામાં આવે છે.'

તે પછી પખવાડીએ દુલા શેઠનું અવસાન થયું અને કહેવાની ભાગ્યે જ જરૂર છે કે એ ઘોડો ને ગાડી મારે ઘેર આવ્યાં છે.

# કયા મુલકના છોરુ?

મૂળ લેખક : એરીશ મેરીઆ રેમાર્ક
અનુવાદક : મકરંદ દવે

૫ નંબરની પલટનના રસાલામાં આદમી મોખરા પાછળની ભાંગીતૂટી ખાઈમાં વેરવિખેર પડ્યા છે. ઘણાખરા તો ઝોકાં ખાય છે.

'આ વળી નવી જાતના બૉમ્બ!' અચાનક જ્યુપ બોલી ઊઠે છે.

'એટલે?' ફર્ડીનાન્ડ કોસોલ બેઠો થઈ જતાં પૂછે છે.

'કાન તો માંડી જો!' જ્યુપનો એ જવાબ. કોસોલ કાને હાથ ધરી સાંભળે છે. અમે પણ અંધકારમાં સાંભળી રહીએ છીએ. પણ બંદૂકોના એકધારા ભડાકા ને બૉમ્બ પડવાના અવાજ સિવાય કાંઈ સંભળાતું નથી. જમણી બાજુ મશીનગન ગાજે છે ને કોઈવાર તેની સાથે ચીસ પણ ભળે છે. પણ આ તો વરસોથી અમે અનુભવતા આવ્યા છીએ. એમાં નવીન કાંઈ નથી કોસોલ શંકિત નજરે જ્યુપ તરફ તાકી રહે છે.

'હવે તો એ બંધ થઈ ગયું.' જ્યુપ પોતાના બચાવમાં કહે છે. પણ કોસોલ તેના તરફ એક ભારે નજર નાખી કહેતો જાય છે. 'તારા ભૂખ્યા પેટમાં જ આ બધા બૉમ્બ ફૂટે છે. તારે માટે સારામાં સારો રસ્તો તો એક ઊંઘ ખેંચી કાઢવાનો છે.' અને માટીના ઓશીકાને ઠેબું મારી, જેથી પાણીમાં ન પડી જાય એની કાળજી રાખી એ પોતાની જાતને લંબાવે છે.

'હું કહું છું કે કાંઈક તો એમાં છે ને છે જ.' એક ખૂણામાંથી જ્યુપનો અવાજ આવે છે.

કોસોલ એક આંખ ઉઘાડીને તેના તરફ સખ્તાઈથી જોઈ રહે છે. ઘડીભર તો લાગે છે કે તે કદાચ ફરીવાર ઊભો થશે. 'બહુ મશ્કરી કરવી રહેવા દે બીકણ છોકરા!' એ કહેતાંની સાથે તો તેનાં નસકોરાં પણ ગાજવા માંડે છે.

જ્યુપ મને તેની નજીક સરકી આવવા નિશાની કરે છે. એડોલ્ફ બેથ્કેના પગ વળોટી હું તેની પાસે બેસી જાઉં છું. ઘસઘસાટ ઊંઘતા કોસોલ તરફ ત્રાંસી નજર નાખી જ્યુપ મને કહે છે: 'કેળવણી શું કહેવાય તેનું આવા લોકોને ભાન પણ નથી હોતું.'

લડાઈ પહેલાં જ્યુપ કોલોનમાં એક સોલીસીટરની ઓફિસમાં કારકૂન હતો. અને ત્રણ વરસ થયાં સિપાહીગીરી કરવા છતાં એ પોતાની જાતને ઊંચો ગણે છે. આ રણમોખરા પર પણ એ અભ્યાસ ઉપર ખાસ ભાર મૂકે છે. પણ એનો ખરો અર્થ તો તે પણ નથી જાણતો. આ પહેલાં તેણે ઘણું બધું સાંભળ્યું કાઢ્યું હશે પણ એક 'અભ્યાસ' શબ્દ તેની સાથે રહ્યો છે. અને તે પણ દરિયામાં તરતા કોઈ પાટિયું જડ્યું હોય એમ તેને એ વળગી રહ્યો છે.

બીજી બાજુ અભ્યાસનું નામ પડતે કોસોલનો મિજાજ ગરમ થઈ જાય છે. એક યા બીજી રીતે અભ્યાસની સાથે તે ઊંચા કોલરને સાંકળી દે છે. અને તેને માટે એ પૂરતું છે. અત્યારે પણ એ શબ્દની તેના પર અસર થાય છે. પોતાની ઊંઘમાં જરા પણ ડખલ પાડ્યા વિના એ ગરજી ઊઠે છે. 'આ લોહિયાળ લેખણવાળા......!'

દયા ખાતો હોય એમ જ્યુપ પોતાનું માથું હલાવે છે. જાનને હૂંફ આપવા અમે પડખો પડખ શાંતિથી બેસી રહીએ છીએ. રાત ભીની અને ઠંડી છે. માથા પર વાદળાં વરસી વરસીને ચાલ્યાં જાય છે અને વરસાદ રહે ત્યાં સુધી અમે પાથરેલ વોટરપ્રૂફ શિર પર ધરી રાખીએ છીએ.

આકાશમાં બંદૂકની આગના ભડકા ઊઠે છે. એમ લાગે છે કે ત્યાં ઓછી ઠંડી હશે. મજાનાં રંગીન અને રૂપેરી ફૂલો જેવા તણખા તોપખાનાના ભડકા ઉપર ઊગી નીકળે છે. એક ખેતરના ભાંગેલા અવશેષો પર ભીની હવામાં મોટો અને લાલ ચંદ્રમા તરતો જાય છે.

જ્યુપ મારા કાનમાં કહે છે, 'આપણે ઘેર જવાના એમ તને લાગે છે?' હું ખભા હલાવું છું. 'અફવા છે કે......' જ્યુપ મોટો નિસાસો નાખી કહે છે '[illegible] ઓરડો, પલંગ ને રાતના રખડવાનું—તને હજુએ સાંભરે છે!'

વિય.લો વર્ગેસ મને ઘેરી વળે છે. હું કહું છું.

'ગઈ વખતે રજામાં મેં એ બધુ અનુભવ્યું છે પણ હવે મને એમાં રસ નથી રહ્યો. આ વખતે મારે કોઈ નવી ચીજ શોધવી પડશે.'

શહેરી જીવનના આ સ્વપ્નો કેવાં અજાયબ લાગે છે ? પણ એની સાથે કેટલાય વિચિત્ર વિચારો દોડતા આવે છે ને બધું બેસ્વાદ બની જાય છે.

જ્યુપ બેધ્યાનપણે પોતાનું નાક ખંજોળતાં કહે છે—'દુકાનો, કાફે, સ્ત્રીઓ ઓહ દોસ્ત ' !

'ખાળકુંડીમાંથી થોડી ઘડી બહાર નીકળી, પાછો અહીં આવ્યો તે માટે ઈશ્વરનો પાડ માન !'

'બરાબર' પોતાના નાજુક ને નમેલા ખભા પર વોટરપ્રૂફ ખેંચતા જ્યુપ કહે છે.

'અહીંથી જઈને તુ ત્યારે શુ કરવાનો ?'

'હું ? મારાથી હસ્યા વિના નથી રહેવાતું. ફરીથી નિશાળે બેસીશ બીજુ શુ ? વિલી, આલ્બર્ટ હુ ને પણે રહેલ લડલિંગ પણ' બાઇની એક તરફ ખોદી કાઢેલા પ્રવેશદ્વાર પાસે બે મોટા કોટ લાદીને પડેલી એક વ્યક્તિ તરફ આંગળી ચીંધી હું કહું છુ

'ભલા ભગવાન ! પણ તું ખરે-ખર તો એમ નહિ કરે, નહિ ?' જ્યુપ બૂમ પાડી ઊઠે છે.

'કાંઈ ખબર ન પડે. કદાચ કરવુ પણ પડે' હું જવાબ આપું છુ અને કશાય કારણ વિના ગુસ્સે થઇ જાઉં છું.

પેલા મોટા કોટ નીચે સળવળાટ થાય છે. ફીકો અને પાતળો ચહેરો ઊંચો થાય છે ને હસે છે. એ મારો નિશાળનો દોસ્ત, અમારી પલટનનો કમાન્ડર લેફ્ટેનન્ટ લડલિંગ બેયર છે તેને કેટલાક અઠવાડિયાં થયાં મરડો થયો છે પણ હૉસ્પિતાલમાં જવાની તેની ઇચ્છા નથી. શાંતિની વાતો સંભળાય છે. એમ થતાં અમે તેને અમારી સાથે જ લઇ જાશું. હૉસ્પિ-તાલમાં ગિરદીનો પાર નથી અને એકવાર ત્યાં પગ મૂક્યો કે મોત ઢૂંકડું જ સમજો ! મેકસ વેઈલ—અમારી ઝોળી ઊંચકનારે બેયરને ઝાડા અટકાવવા માટે એક જાતનું પ્રવાહી પ્લાસ્ટર આપ્યું છે. છતાં દિવસમાં વીસ કે ત્રીસવાર તેને જાવું પડે છે. અને અત્યારે તેને ફરી ઝાડે જવું હોય એમ લાગે છે. હું એક ખૂણો વળોટવામાં તેને મદદ કરું છું.

'સાંભળ, જો આ ફરી શરૂ થયુ !' જ્યુપ મને ઇશારતથી કહે છે.

'શું ?'

'હું પહેલા વાત કરતો હતો એ બૉમ્બાર્ડિંગ !'

કોસોલ હલે છે ને બગાસું ખાય છે. ઊભો થઇ પોતાનું મજબૂત કાઠું સચકપણે તપાસી, જ્યુપ તરફ પ્રશ્ના-ર્થભરી નજર નાખી એ કહે છે. 'ઠીક છે, બચ્ચાજી, જો અમારા પગને તેં ફરીવાર બહાર ખેંચવાનો પ્રયત્ન કર્યો છે તો તારા હાડકાં ગાજરના કોથળામાં જઈ પડશે એ ધ્યાન રાખજે !'

અમે સાંભળી રહીએ છીએ. સુસવતી બેરહમ ઝડીની વચ્ચે અચા-નક એક વિચિત્ર, દીર્ઘ ને ઘર્ઘર અવાજ આવે છે. એ એટલો અપરિ-ચિત ને નવીન છે કે મારું માંસ ચચરી ઊઠે છે.

'ગૅસ બૉમ્બ !' વિલી ફરીવાર બૂમ પાડે છે. અમે બધા સજાગ બની એકાગ્રપણે સાંભળીએ છીએ.

વેસલિંગ આકાશ તરફ આંગળી ચીંધી કહે છે, 'એ રહ્યા—હંસ ! જંગલી હંસ !'

ભૂખરાં વાદળની સામે જાણે એક કાળી રેખા ચંદ્ર તરફ આગળ વધતી જાય છે. ચંદ્રની લાલ થાળીને એ વચ્ચેથી ભેદે છે. કાળી છાયાઓ સ્પષ્ટ દેખાય છે. અદ્ભુત અવાજોનો સ્તંભ જાણે દૂર દૂર ઓગળતો ને આથમતો ચાલ્યો જાય છે.

'એ જાય !' વિલી ઘુરકતો બોલે છે 'જહન્નમમાં જાય બધું. જો એક વાર એને પાડી દઇએ !'

હેનરીક વેસલિંગ હંસની પાછળ પાછળ પોતાની નજર લંબાવે છે. 'શિયાળો ગાળવા' એ ધીમેથી કહે છે. એ ખેડૂત છે ને આ બધું જાણે છે.

નબળો ને નંખાઈ ગયેલો બેયર માટીના એક ઢેફાને અઢેલીને બેસતાં કહે છે, 'જિંદગીમાં આવું મેં પહેલી વાર જોયુ ' પણ કોસોલ એકદમ મોજમાં આવી ગયો છે. વેસલિંગને એ પોતાને ફરીવાર સમજાવવા પૂછે છે—ખાસ કરીને તો આ જંગલી હંસ, પાળેલાં જેવાં જ પુષ્ટ હોય છે કે નહિ એ તેને જાણવું છે.

'કાં વધારે કાં ઓછા.' વેસલિંગ જવાબ આપે છે.

કોસોલનાં જડબાનો ઉશ્કેરાટ બરાબર કળાય છે. 'આ અંદર ઊડે છે તેમાંથી પંદર-વીસનું તો ફક્ત જમણ થઇ જાય !' તે બબડે છે.

ફરીવાર પાંખોનો ફફડાટ અમારી

ઉપર જ સંભળાય છે. ફરીવાર અમારા કાળજામાં સોંસરો ઊતરી જતો પેલો ઘર્ઘર ધ્વનિ! ફફડતી પાંખો, એ ઉત્કંઠિત અવાજ, અને સાથે પવનની વધતી જતી લહરી હૃદયમાં એક તીવ્ર લાગણી જન્માવે છે–સ્વાતંત્ર્ય અને જીવનના ધબકાર ભરી.

ધડાકો થાય છે. કોમોલ પોતાની રાઈફલ નીચી કરી ભૂખી આંખે આકાશમાં તાકી રહે છે. ઊડતાં ટોળાંની વચ્ચે જ તેણે નિશાન તાક્યું છે. જો એક પણ હંસ પડે તો તેને ઝીલી લેવા જેકન તેની બાજુમાં ઊભો છે. પણ પંખી તો હેમખેમ ઊડતાં પસાર થઈ જાય છે.

'યા નસીબ!' એક કહે છે. 'આ આખી ગંદી લડાઈમાં એ પહેલો જ સગાજણ ભગો બહાર ગણી શકાત.'

કોમોલ કંટાળાને રાઈફલ નીચે ફેંકી દે છે. 'જો પાસે થોડા કારતુસ હોત!' અને એ કારતુસથી શું શું થઈ શકત તેનાં સ્વપ્નાં ઘડતો એ અંધારામાં બેસે છે. બેઠાં બેઠાં એ બેધ્યાનપણે ચાવે છે. જ્યુપ આ જોઈને કહે છે. 'હં, ભૂંજેલા બટાટા, લહેજતદાર ચટણી ને...'

કોમોલ ઝેરીલી આંખે તેના તરફ જોઈ રહે છે. 'ચૂપ કર!' તે કહે છે, 'આ વેદિયા લેખણવાળા...'

જ્યુપ દાંત પીસીને કહે છે. 'તારે વિમાની દળમાં જોડાવું જોઈતું હતું. તો હજુ પણ પતંગિયા પકડવાની જાળ લઈ તું એની પાછળ પડી શક્યો હોત!'

'ખાડમાં પડે બધું.' ઉત્તરનો જવાબ આપી કોમોલ ફરીવાર ઊંઘવાની તૈયારી કરે છે. અને તે ઉત્તમ વાત છે. વરસાદ તડામાર પડે છે. અમે વોટરપ્રૂફને માથે વીંટાળી એકબીજાને ઓઠીંગણ દઈ બેઠા છીએ. અમારી નાનકડી ખાઈમાં કાળી માટીના ઢગલા જેમ અમે પડ્યા છીએ. ધૂળ, યુનિફોર્મ અને તેની નીચે ઢંકાઈને પડેલું ધબકતું નાનું જીવન.

અચાનક કર્કશ અવાજો થાય છે અને હું જાગી જાઉં છું. 'આગે ચલો!' 'આગેકદમ!'

'શું છે? શું થયું છે?' ઊંઘના ઘેનમાં હું પૂછું છું. 'આપણે મોખરા પર જવું પડશે.' પોતાનો સામાન બાંધતા કોમોલ કહે છે.

આશ્ચર્યચકિત બની હું કહું છું, 'પણ આપણે તો હજુ હમણાં જ અહીં આવ્યા છીએ.'

'લડાઈ પૂરી થઈ, કેમ! જીવલેણ ને હરામી લડાઈ...' વેમલિંગનો ફૂંફવતો અવાજ સંભળાય છે.

'ઊઠો! આગે બઢો!' અમારો ટુકડીનાયક હીલ પોતે અમને બહાર કાઢે છે. ઉતાવળે પગલે તે ખાઈમાં ફરી રહ્યો છે. લડ્વિગ ફ્રેયર તૈયાર થઈને ઊભો છે. થોડા હાથગોળા એ સાથે લઈ લે છે.

ઓટારૂ બેધક તેના તરફ જોઈને કહે છે, 'તારે અહીં રહેવું જોઈએ લડ્વિગ, આવા મરડામાં તું અમારી સાથે કેવી રીતે આવી શકીશ!'

પણ એ માથું હલાવે છે.

પટ્ટાને તંગ કરવાનો ને રાઈફલોને કમરબંધમાં બાંધવાનો અવાજ આવે છે. તે સાથે પૃથ્વીમાંથી જાણે એકાએક મૃત્યુની ઝેરી હવા જાગી ઊઠે છે પણ આખરે તેમાંથી કાયમ છૂટી જવાની આશાએ અમારા હૃદયમાં ઘર કર્યું છે.

શાંતિની વાતો વીજળીવેગે અમારામાં પ્રસરી ગઈ છે. માત્ર વિચાર ને વાતો. અમે તેને માનતા નથી ને સમજી પણ શકતા નથી છતાં એ અફવા સાંભળતાં જ થોડી પળોમાં અમારામાં ફેરફાર થઈ ગયો છે. પહેલાં એ માટે મહીનાઓ લાગત. અત્યાર સુધી તો લડાઈના એક પછી એક કમનસીબ વરસોની સવારી કદમ-બીડીને આવતી હતી. એ લાંબા વરસોમાં માણસને થતું કે સમયને જાણે પાંખો આવી છે. પણ હવે? કોઈ અણધારી પળે શાંતિ આવીને ઊભી રહેશે એ શક્ય છે ત્યારથી જાણે એક એક કલાક પર હજાર-ગણો ભાર મુકાઈ ગયો છે. વીતેલા વર્ષોના સામટા વધન કરતાં અગ્નિવર્ષા નીચે અત્યારે ગાળવી પડતી એક ઘડી પણ ઘણી કઠણ, ઘણી લાંબી બની જાય છે.

બચાવની દીવાલોના અવશેષો તરફથી પવન સુસવે છે. વાદળા ચંદ્રને આવરી લે છે ને તેજછાયાની ગૂંથણી રચાતી જાય છે. અમે ઘણા જ નજીક નજીક, એકબીજાની પાછળ કૂચ કરીએ છીએ. પડછાયાનું ટોળું જાણે આગળ વધે છે—જીવતી કરુણાના સમું બે નંબરની પલટનમાંથી—હવે તો એને પલટન કહી શકાય એવી પણ સ્થિતિ નથી–માત્ર મૂઠી-ભર માણસો બચ્યા છે. પણ આ જીવતા રહેલા બધા ચુનંદા સૈનિકો છે. તેમાંથી ત્રણ તો ચોંટની સાથના જૂના જોગી છે–એગે, વેમલિંગ ને કોમોલ.

તેઓ બધું જાણે છે. ને લડાઈના શરૂઆતના દિવસોની વાતો કોઈ પુરાણકાળની કથા કહેતા હોય તેમ ઘણીવાર કહે છે.

આખરે નવું ધાડું આવે છે,

અમે બરાબર ગોઠવાઈ જઈએ છીએ પણ અહીં તો કશું વધારે કરવાનું નથી આગના તણખા, મશીનગન ને ઉંદર અમારા સાથી છે, વિલી એક આબાદ લાત મારી એક ઉંદરને અદ્ધર ઉછાળે છે ને કોદાળી વતી હવામાં જ તેના બે કટકા કરી નાખે છે.

થોડા છૂટા છવાયા બહાર થાય છે. ને ડાબી બાજુએ દૂરથી હાથ-બૉમ્બના ધડાકા સંભળાય છે,

' આંહી શાંતિ રહે તો સારું.' વેસલિંગ કહે છે.

' શું ગળામાં રાખી ફેરવવા !' વિલી માથું ધૂણાવે છે.

વેલેન્ટિન મનમાં જ બબડતો હોય એમ કહે છે, 'માણસના નસીબમાં જ હોય તો નાક ખોતરતાંય આગળી ભાગી જાય.'

લ્યૂવિગ વૉટરપ્રૂફ પર નીચે બેસે છે. એ પાછળ રહ્યો હોત તો સારું હોત. વેઇસ તેને દવા આપે છે ને વૅલેન્ટિન થોડો દારૂ લેવા સમજાવી રહ્યો છે. બેડરહાઉસ એક લાંબી અંશ્લિલ વાત કરવા જાય છે પણ તેને કોઈ સાંભળતું નથી. અમે લાંબા થઈને પડ્યા છીએ ને સમય સરકતો જાય છે.

હું અચાનક ચમકીને શિર ઊંચકું છું. બેયને બેઠા થઈ જતાં હું જોઉં છું. જેકન પણ ખડે પગે થઈ જાય છે. જરૂર કાંઈક નવાજૂની થવી જોઈએ. શી એ તો અમે પણ નથી જાણતા. વરસોથી કેળવાયેલી લાગણી એની આગાહી આપી રહી છે. જાણે કોઈ અપરિચિત, અજાણી ચીજનાં પગલાં અમારા તરફ પડે છે. માથું ઊંચું ,, આંખો ફાડી અમે અંધકારમાં તાકી રહીએ છીએ. દરેક જણ સજાગ છે. એકે એક શાનતંતુ ખેંચાઈને તંગ બની ગયા છે. એકે એક રનાયુ એ અજાણી, આવનારી વસ્તુનો સામનો કરવા ઈંતેજાર છે. ભય સિવાય અહીં બીજું શું હોઈ શકે ! અમારામાંથી સૌથી સરસ રીતે બૉમ્બ ફેંકનાર વિલી ગોઠણભેર આગળ વધે છે ને સાથે હાથ બૉમ્બ પરસડાવાનો અવાજ આવે છે. જમીનમાં નખ ખોડીને તરાપ મારવા તત્પર ખિલાડી જેવા અમે દબાઈને બેઠા છીએ. મારી પડખે લ્યુવિગ બ્રેયર છે. તેના સખત બનેલા ચહેરા પર માંદગીનું નામ નિશાન નથી. યુદ્ધ-મોખરા પર સૌના ચહેરામાં વસતી ઠંડી મોતની આવરેખા તેના મોં પર તરવરે છે. અમારી સુપ્ત ચેતનાએ એકાએક જગવેલી અસરથી અમારી લાગણીઓ જાણે કરીને હિમ થઈ ગઈ છે. આ ઉત્સુકતાનું કારણ જાણવાની તેમનામાં સો નથી.

ધુમ્મસ ઘેરાતું ને વિખેરાતું જાય છે. અચાનક આ ઉત્તેજનાનું કારણ મને સમજાય છે. ચારે તરફ સુનકાર વ્યાપી ગયો છે. અભેદ્ય સુનકાર.। મશીનગનની તતડાટી કે બંદૂકના ભડાકા નહિ, ફક્ત શાંતિ ફરી વળી છે, સંપૂર્ણ શાંતિ.

અમે એક બીજા તરફ જોઈ રહીએ છીએ પણ કાંઈ સમજાતું નથી. આખી લડાઈમાં પહેલીવાર જ આવી શાંતિ અમે ભાળી છે. આનો અર્થ જાણવા અમે હવાને સૂંઘી જોઈએ છીએ. ગેસ તો નથી આવતો ને ! પણ પવન જોરદાર છે ને તેને અનુકૂળ નથી. ત્યારે શું નવો હલ્લો આવે છે ?' પણ એની વાત તો આ શાંતિએ જ આગળથી કહી દીધી હોત. શું હશે આ ? મારા હાથમાં રહેલો બૉમ્બ ભીનો થઈ જાય છે. ઉરોરાહથી હું પરસેવે રેબઝેબ થઈ જાઉં છું. લાગે છે કે જાણે નસેનસ તૂટી પડશે. પાંચ મીનીટ, દસ મીનીટ, પછી સેંકડ બોલે છે.

'પા કલાક થઈ હવે.' ધુમ્મસ વીંધતો તેનો અવાજ જાણે કબર-માંથી આવતો હોય એમ લાગે છે. પણ કાંઈ બનતું નથી. હલ્લો નહિ, હુમલો નહિ, ફક્ત અંધકાર તોળાઈ રહ્યો છે ને છાયાઓ વિસ્તરે છે... આ કોઈ રીતે સહન થઈ શકે એમ નથી. યુદ્ધના અવાજથી અમે એટલા બધા ટેવાઈ ગયા છીએ કે અચાનક તેનો બોજો ઊતરી જતાં બલૂનની માફક ઊંચે ઊંચે ઊડીને અમે તૂટી પડશું એમ લાગે છે.

વિલી કહે છે, 'કેમ આ તો શાંતિ થઈ ગઈ !' ને તેનો અવાજ બૉમ્બ માફક અમારા કાળજામાં અફળાય છે.

અમારાં મુખ ઝાંખાઝપટ થઈ જાય છે. હલન ચલનમાંયે હેતુવિહીનતા ને અનિશ્ચિતતા તરી આવે છે. શાંતિ ! અવિશ્વાસથી અમે એકબીજા તરફ જોઈ રહીએ છીએ. શાંતિ ! મારા હાથમાંથી બૉમ્બ પડી જાય છે લડ઼-વિગ ધીરે ધીરે પોતાના વૉટરપ્રૂફ પર બેસી જાય છે. શાંતિ ! બેયની આંખો ઉપરથી લાગે છે કે તેનો ચહેરો હમણાં કટકે કટકા થઈ જશે. વેસલિંગ જડની જેમ ઊભો છે. પાછું વળી એ જુએ છે ત્યારે તેની આંખોમાં જલદી ઘેર પહોંચવાની ઉતાવળ દેખાય છે.

પણ ફરીવાર એ શાંતિ ચીરીને અવાજ આવે છે. બહેર મારી ગએલી લાગણીઓથી અમે તેને તરત પારખી નહોતા શકયા. બંદૂકોના ભડાકા ને દૂરથી આવતો મશીનગન

ફૂટવાનો અવાજ. અમને જંપ વળે છે. મૃત્યુનો પરિચિત ને વિશ્વાસુ સાદ સાંભળતાં અમને ઊલટ આનંદ થાય છે.

આખો દિવસ શાંતિ રહી છે. રાતે અમે જરા પાછા હટ્યા છીએ. અમારા આ દુશ્મનો અમારી પાછળ પડે છે ને ત્રાટકે છે. અમે તૈયાર થઈ રહીએ તે પહેલાં સખત બૉમ્બઝડી વરસે છે ને આગના લાલચોળ ફુવારા અંધકારમાં ઊંચે ચડે છે. થોડીક વાર ચૂપકીદી છવાઈ રહે છે. વિલી ને જેકન માંસના એક ડુંભાને ત્યાં ને ત્યાં સફાચટ કરી નાખે છે. બીજાઓ આડા પડ્યા છે ને રાહ જુએ છે. કેટલાય મહીનાઓ તેમણે અહીં ગાળ્યા છે ને બચાવ કરવાનો વખત આવે ત્યાં સુધી સૌ બેફિકરા બની રહે છે.

અમારો ટૂકડીનાયક હીલ ધીરેથી સરકી આવે છે શોર બકોર વચ્ચે તે પૂછે છે, 'તમારી પાસે બધું છે ને?'

'દારૂગોળો ખલાસ થવા આવ્યો છે.' બેફ્ફે બૂમ પાડે છે. પણ હીલ ખભો હલાવી બેફ્ફે તરફ એક સીગારેટ પસાર કરે છે. આજુબાજુ જોયા વિના જ બેફ્ફે માથું હલાવે છે.

'જે હોય તેનાથી ચલાવી લેવું જોઈએ' કહી હીલ બીજા રક્ષણના ખાડા તરફ ચાલ્યો જાય છે.

અને પાસે હોય તેનો આ બધા સર્વોત્તમ ઉપયોગ કરી શકે છે એની તેને ખબર છે. આ અનુભવી લડવૈયામાંથી ગમે તે એક તેના જેવો જ શક્તિશાળી ટૂકડીનાયક થઈ શકે.

અંધારું થાય છે. ફરી બૉમ્બઝડી વરસે છે. રક્ષણ માટે અમારી પાસે ખાસ કંઈ સાધન નથી. કોદાળી અને હાથ વડે અમે બચાવ માટે ખાડા ખોદી કાઢીએ છીએ. જમીન સાથે જડાઈને આલ્બર્ટ, બેફ્ફે અને હું પડ્યા રહીએ છીએ. અમારી ખૂબજ નજીક એક બૉમ્બ પડે છે. પૂરા વીશ વાર પણ આઘે નહિ હોય. સૂસવાટા મારતો બૉમ્બ આવે ત્યારે અમે કાનના પડદાને બચાવવા મોઢું ફાડીએ છીએ. છતાં તે અમને અરધ બહેરા કરી નાખે છે. આંખો ધૂળ અને કચરાથી ભરાઈ જાય છે. ગંધક ને દારૂની તીવ્ર વાસ ગૂંગળાવી નાખે છે. જાણે ધાતુઓનો વરસાદ થાય છે. બૉમ્બની એક કરચ સાથે કોઈનો હાથ ઊડીને બેફ્ફેના માથા પાસે પડે છે.

હીલ અમારા રક્ષણના ખાડામાં આવે છે. ભડકાઓના અજવાસમાં તેનો ચહેરો ક્રોધથી ભભૂકતો દેખાય છે. 'લગાઓ!' ઉશ્કેરાટથી હાંફતા એ કહે છે 'સામને લગાઓ!'

બૉમ્બની તડામાર બોલે છે. ને ધડાકા સાથે પછડાતા એ તૂટી પડે છે. પૃથ્વી ધ્રૂજે છે ને વાતાવરણ ગાજી ઊઠે છે. અગ્નિનો પડદો ફરીવાર ઊંચકાય છે. પાછળ ને પાછળ સરતો જાય છે. અને દાઝેલા, કાળાભઠ્ઠ માનવીઓ ધરતીમાંથી ઊભા થાય છે—હાથમાં બૉમ્બ ધરી, સાવધાન ને તત્પર.

'આરને કદમ પીછે!' હીલ ગર્જના કરે છે.

અમારી ડાબી પાંખ પર હલ્લો થયો છે. મશીનગનના એક થાણા માટે ધીંગાણું મચ્યું છે. મશીનગન ગડગડે છે ને સાથે હાથબૉમ્બના ભડકા નાચી ઊઠે છે. અચાનક મશીનગન રૂંધાઈ અટકી જાય છે એ ખબર પડી કે તરત જ મથક તરફ ધસારો થાય છે. દુશ્મનના હાથમાં જવાને હવે તેને થોડીક જ વાર છે. હીલ એ જુએ છે. બચાવની દીવાલ પર ચડી જઈ એ બૂમ પાડે છે.'

'જોશ કદમ આગે!'

અમે આગળ ધપીએ છીએ. વિલી, બેફ્ફે ને હીલ વગેરે બૉમ્બ ફેંકી શકવાની મર્યાદામાં આવી ગયા છે. તેમના હાથ ઊછળે છે. હીલ ફરીવાર કૂદી પડે છે—આવે ટાણે તે સાવ ગાંડો બની જાય છે, જાણે જીવતો રાક્ષસ!

પણ પ્રયત્ન સફળ થાય છે. મથક પરના અમારા દોસ્તોમાં નવી હિંમત રેડાય છે ને મશીનગન ફરીથી ગરજે છે. ઉપરટે અમારું તેમની સાથે જોડાણ થઈ જાય છે ને સાથે મળી અમે પાછળ રહેલા ભીમે-ટના બંડકિયા તરફ ધસી જઈએ છીએ. આ બધું એટલીવારમાં બની ગયું છે કે ટોમીઓને ખબર સુદ્ધાં નથી પડી કે અમોએ મથક ખાલી કરી નાખ્યું છે. મશીનગનના એ ઉન્મત્ત થાણામાંથી આગના ભડકા ઊઠે છે.

બધું શાંત પડતું જાય છે. લડ્વિગ વિષે મારા મનમાં ચિંતા પેરાય છે. પણ એ તો પાછો રહ્યો. બેફ્ફે અંદર આવી બૂમ પાડે છે 'વેસલિંગ!'

'ક્યાં છે વેસલિંગ! વેસલિંગ શું કરે છે!'

'વેસલિંગ! વેસલિંગ!' અવાજ ઊંચો ચડે છે.

'શું છે?' હીલ આવીને પૂછે છે.

'વેસલિંગ ગૂમ થયો છે.'

પાછા ફરવાનો હુકમ થયો ત્યારે જેકન તેની સાથે હતો. ત્યારપછી કોઈએ એને જોયો નથી.

'ક્યાં હતા તમે?' કોસોલ પૂછે છે.

જેકન જગ્યા ચીંધે છે. ફ્રાંસોઇ ને બેરૂ એક બીજા સામુ જુએ છે. આ કદાચ આખરી લડાઈ છે તેમ બંને જાણે છે પણ કોઈ આંચકો ખાતું નથી. અંધકારમાં બેય વિલીન થઈ જાય છે. હીમ તેમની પાછળ બહાર નીકળે છે. ત્રણે પર હુમલો થાય તો ખબરદાર રહેવા લડવિગ તૈયારી કરે છે. પહેલા તો બધુ શાંત છે પણ પછી બોમ્બની જવાળાઓ ઊડે છે ને તેમની વચ્ચે ગોળીબાર થાય છે અમે એકદમ આગળ વધીએ છીએ લડવિગ અમારી મોખરે છે. પણ ત્યાં કોઇને વોગરપ્રૂફમાં ફી ચડીને પરસેવે નીતરતા બેરૂ તથા ફ્રાંસોઇ દાખલ થાય છે. કોણ છે એ? હીલ! ના, આ તો વેસલિંગ વેદનાથી ઊંહકારા કરે છે થોડીવારમાં હીલ પણ આવી પહોંચે છે. બોમ્બના જવાબમાં ગોળીબાર કરનાર તે હતો.

'આખા ટોળાને રક્ષણના ખાડામાં વળાવી આવ્યો. ને બે જણને રીવોલ્વરનો સ્વાદ પણ...' એ બૂમ પાડી કહેવા જાય છે ને પછી નીચો વળી વેસલિંગ તરફ જોઈ કહે છે 'કેમ છે?' પણ વેસલિંગ કાંઈ જવાબ આપતો નથી.

કસાઈની દુકાન જેવું તેનું પેટ ઉઘાડું પડ્યું છે. ઘા ખૂબ ઊંડો છે. બની શકે તેટલી સારી રીતે અમે તેને બાંધીએ છીએ વેસલિંગ પાણી માટે તરફડે છે પણ તેને એ આપી શકાય તેમ નથી. પેટના જખમવાળાથી પીઈ ન શકાય. પછી તે ધાબળા માગે છે. તેને ખૂબ લોહી પડ્યું છે ને તેથી તે જાણે ફીકો ફીકો થઈ ગયો છે.

હજુ પણ પાછા હઠવાનો હુકમ લઈને ફાસદિયો આવ્યો છે. વેસલિંગને અમે સાથે લઇ જઇએ છીએ. સ્ટ્રેચર ન મળે ત્યાંસુધી રાઇફલ ભરાવીને વોટરપ્રૂફમાં અમે તેને ખેંચી જશુ. સાવચેતીપૂર્વક એક પછી એક અમે અમારો રસ્તો કાપીએ છીએ. ધીમે ધીમે અજવાળું થતું જાય છે. ઝાડનાં નાનકડા ઝુંડમાં રૂપેરી ધુમ્મસ પથરાયું છે. યુદ્ધમોરચાની હદમાંથી અમે વિદાય લઈએ છીએ અને તેનો પરચો પણ તરત મળે છે. એક ગોળી સુસવતી આવે છે ને લડવિગ શાંતિથી પોતાની બાંય ઊંચી ચડાવે છે. તેના હાથમાં એ ગોળી વાગી છે વે લ તેને પાટો બાંધે છે. અમે જઇએ છીએ—પાછા અને વધુ પાછા.

માર્ચ મહીનો બેઠો છે અને તેથી હવા ખુશનુમા છે. આકાશ સ્વચ્છ આછા આસમાની રંગે ચમકે છે ને સૂર્યનાં પ્રતિબિંબ રસ્તાની બાજુમાં આવેલા તળાવોમાં ઝળકે છે. પોપ્લર ઝાડની એક વીથિકા નીચે અમે પસાર થઈએ છીએ. માર્ગની બંને બાજુએ ઊંચા ને આબાદ વૃક્ષો ઊભાં છે. આગળના પ્રદેશની જેમ લડાઈનો વિનાશક હાથ અહીં સુધી પહોંચ્યો નથી. પીળી ઘટા નીચે અમે ચાલ્યા જઇએ છીએ અને હવામાં તરતાં તરતાં પાન ખરે છે.

હરિપતાલ આવે છે પણ તેમાં જરાયે જગ્યા નથી કેટલાક ઘવાયેલા માણસો બારણા પાસે બહાર પડ્યા છે. વેસલિંગને થોડા વખત માટે અમે ત્યાં રાખીએ છીએ પણ હરિપતાલ ખાલી કરવાની છે ને તેથી હાથે ઘવાયેલાઓની સફેદ બાંધેલા પાટા સાથે બહાર નીકળવા માટે કતાર ખડી છે. નવા આવેલાઓને તપાસવા માટે એક દાક્તર ઝડપથી જાય છે. ઘૂંટણ આગળથી એક જણનો પગ લબડી ગયો છે. ઉપરાંત તેના પગને ઊંધી રીતે વાળીને પાટો બાંધ્યો છે. દાક્તર તેને તરત જ પાટો કાઢી નાખવા કહે છે. જેવોતેવો પાટાપીડીથી પીડાતો વેસલિંગ બહાર પડ્યો છે ને અર્ધબેભાન અવસ્થામાંથી જાગી દાકતર તરફ પાછળ પાછળ જોઇ રહે છે.

'ક્યાં જાય છે ઇ? શું કામ ચાલ્યો જાય છે?' તે પૂછે છે.

'હમણાં આવશે વેસલિંગ, અબઘડી આવી પહોંચશે.' હું કહું છું.

'પણ મારું ઓપરેશન? મને અંદર લઈ જાઓ, મારે અંદર જવું છે.' તે ઉશ્કેરાઈ જાય છે. વેદનાથી તેના ચહેરા પર લીસોટા તરવરે છે ને ડીલે પરસેવા ચાલ્યા જાય છે.

તે ચીસ પાડે છે, 'એની પાછળ દોડ એડોલ્ફ! એને તું અહીં ખેંચી લાવ.'

બેરૂ થોડીવાર અચકાઈને ઊભો રહે છે. પણ વેસલિંગની નજર સમક્ષ બીજો ઉપાય નથી. તેને ખબર છે કે દાકતરને મળવાથી કાંઈ અર્થ સરવાનો નથી પણ એ જાય છે ને દાકતર સાથે વાત કરે છે વેસલિંગ બની શકે ત્યાં સુધી આંખો તાણીને તેની તરફ જોવા મથે છે. એ માથું ફેરવવા ગડમથલ કરે છે ત્યારે એ દેખાવ ભયાનક બની જાય છે.

બેરૂ આવીને વેસલિંગ ન જોઇ શકે તેમ એક ચક્કર લગાવે છે અને માથું હલાવી આંગળીથી એકની નિશાની કરે છે. મોઢા પર આવ્યે જ સમજાય તેવા ભાવથી તે કહે છે, 'એક દ્યાક—'

'અમે સહુ પ્રસન્નમુખ રાખીએ છીએ. પણ મરતા ખેડૂતને કોણ છેતરી શકે ? હજી તો ભેઈક તેને સમજાવે છે કે ઘાને પહેલાં રુઝાવા દઈ પાછળથી તેનું ઓપરેશન કરવામાં આવશે ત્યાં જ એનાથી કોઈ વાત છાની નથી રહી. થોડીવાર શાંત રહી જોરથી તે ચીસ પાડે છે, 'હા, તમારું તો રૂંવાડું યે ખાંડુ નથી થયું, રૂંવાડું યે ખાંડું નથી થયું ને સૌ સાજા નરવા ઘેર જશો ને હું ? હું ? ચાર વરસ પછી આ—ચાર વરસ વીતી ગયા ને હવે હું તો—'

'તું સુખેથી હરિપતાલમાં દાખલ થઈ શકીશ હેનરિક !' ભેઈક તેને આશ્વાસન આપતાં કહે છે. પણ તેને ક્યાંયે ચેન નથી પડતું.

પણ ત્યારપછી તે કાંઈ બોલતો નથી. અંદર જવાની ઈચ્છા પણ તેને થતી નથી. હરિપતાલ એક નાનકડા ઢોળાવ પર આવેલી છે અને ત્યાંથી પેલા પોપ્લર વૃક્ષોની વીથિકા ને દૂર દૂર સુધી જોઈ શકાય છે. બધું જાણે મોને રચ્યું ને સુંદર સુંદર લાગે છે. મેદાનો ને સમૃદ્ધ ધરતી ક્યાંય સુધી વિસ્તરેલ પડી છે. હરિપતાલની બાજુમાં જ ખેડાએલાં ખેતરોની ભૂરી પટ્ટીઓ રહી છે. જ્યારે પવનની લેરખીમાં સેરી ને પરની બાસ ઊડી જાય છે ત્યારે તાજેતરમાં ખેડાયેલી ધરતીની સોડમ દોડી આવે છે. બધું શાંત છે ને આખે નીલાકાશ મૌન ધારી રહ્યું છે—યુદ્ધ મોરચો આહીંથી ઘણો દૂર ખરો ને !'

વેગલિંગ નિઃશ્વસ પડ્યો છે. અધૂરી આંખે તે દરેક વસ્તુને નીરખી રહ્યો છે. તેની આંખો ઊંડાણી ને ઝાંખી છે, ઘૂનો ચહેરો રડ્યો એટલે ધરતી સાથે તેને એક ગાંઠ છે. અને અમારા કરતાં તે એને જુદી રીતે ને વધારે સારી રીતે સમજી શકે છે. તેને ખબર પડી ગઈ છે કે હવે તેનું જવા ટાણું થયું છે. એટલે કોઈ ચીજને ભૂલી જવા તે માગતો નથી ને તેની ઉપરથી નજર ખસેડવા યે ઈચ્છતો નથી. હર-પળે તેનો ચહેરો ફિક્કો પડતો જાય છે. આખરે તે જરા હલે છે ને ગણ-ગણે છે, 'અર્ન્સ્ટ' !'

હું તેના મુખ પાસે નમું છું.

'મારી વસ્તુઓ બહાર કાઢ !' તે કહે છે.

'તેના માટે હજુ ઘણો વખત બાકી છે હેનરીક !'

'ના, ના, ચાલ, ઊભો થા !'

હું તેની ચીજ વસ્તુ તેની પાસે પાથરું છું. એક ખાખાકાપરી, ચપ્પુ, ઘડિયાળ, પૈસા—ને ડાયરીની અંદર તેની પત્નીનો રહેલો ફોટો.

'મને જોવા દે.' તે કહે છે.

હું તે જોઈ શકે તેમ ફોટો રાખું છું. એ ઊજળા ભૂરા ચહેરા તરફ તે મીટ માંડે છે. પછી બબડે છે 'બસ પૂરું થયું' તેના હોઠ કંપે છે ને આખરે તે બીજી બાજુ માથું ઢાળી દે છે.

'એને લઈ લે' તે શું કહેવા માગે છે તે સમજાતું નથી. પણ સવાલો કરવાનો આ વખત નથી. તેથી ફોટાને હું મારા ખિસ્સામાં નાખું છું. 'આ બધું તેને આપજે—' તે બીજી ચીજો તરફ જોઈ કહે છે. અને ઉમેરે છે 'તેને કહેજે કે—' ડોળા ફાડી તે વિચિત્ર નજરે મારા તરફ તાકી રહે છે, કંઈક બબડે છે ને માથું ધુણાવી દુઃખથી ચિડચાટ કરે છે. હું સાંભળવા ને સમજવા મરણિયો પ્રયત્ન કરું છું પણ હવે તો તેના ગળામાંથી ઘર ઘર અવાજ નીકળે છે. તેને આંચકી આવે છે. ડચકાં સાથે તે ધીમો ને ઊંડો શ્વાસ લે છે. ફરી એક વાર ઘેરો નિઃશ્વાસ ને તેની આંખો મીંચી પડી જાય છે.—મૃત્યુની ગમ્યતા સંઘરતી.

બીજે દિવસે સવારે મોખરાપરની ખાઈઓમાં અમે ઉતાવેલા આવીએ છીએ. ભાગ્યે જ કોઈ ગોળીબાર થાય છે. યુદ્ધનો અંત આવ્યો છે. એક હવાઈ પછી અમે પાછા ફરશું. અહીં હવે આવવાની અમને જરૂર નથી. કાયમ માટે હવે આ ધરાની અમે વિદાય લઈએ છીએ. બે ત્રણ બોંયરાઓને ભાંગી તોડી નાખવાના છે. એ કામ પૂરું થતાં પાછા ફરવાનો અમને હુકમ થાય છે.

કેવી વિચિત્ર પડી છે ? અમે પડખો પડખ ઊભા રહીને મોરચા તરફ નજર નાખીએ છીએ. આછા ધુમ્મસની બિછાન જમીન પર પથરાઈ રહી છે. રક્ષણના ખાડા ને ખાઈઓની રેખા સ્પષ્ટ દેખાય છે. કેટલી વાર આગે કદમ બઢાવતા તેની વચ્ચેથી પસાર થયા છીએ અને તેમાંથી કેટલા ઓછા જણ ફરતા પાછા ફર્યા છીએ ! અમારી સામે ભૂખરી જમીનનો પટ પડ્યો છે. બળી ગયેલ ઝાડનાં ઠૂંઠાં, ચોળાં તૂટેલાં ફૂટલાં લાકડાં ને એક બેહાન બેહાલ થએલું ગામડું અમારી આંખ સામે ખડાં છે. એ ભાંગીને ભૂકો થયેલા ગામની અપવ્યય વિનાશની આસમાંયે અખંડિત્ય ધારી રહેલી એક ટેકરી ને ભાંગલી દીવાલ દેખી છે.

'ચાર વરસ—બરાબર ચાર વરસ સુધી આપણે ત્યાં બેઠા છીએ.' બેટ્ક ધ્યાનમગ્ન બની કહે છે.

'જાવા દે ને હવે.' કોસોલ માથું હલાવે છે. 'એ તો બધું આથમી ગયું.'

વિલી પાછળની વંડીને અઢેલી ઊભો રહેતાં કહે છે, 'મોજ પડે એવું છે નહિ ?'

અમે સહુ ઊભા રહી જોઈ રહીએ છીએ. ખેતર વચ્ચે ઊભેલું પેલું ઘર, જંગલ ને ઝાડીના અવશેષ, ટેકરા ને ક્ષિતિજના પગ તળે સર્પિણી જેમ પડેલી ખાઇઓ—કેવી ભયાનક એ દુનિયા હતી ! ને જીવન પણ જાણે પિસાઈ, ચગદાઇને વહેતું હતુ—ભારે બોજ તળે ઘસડાતું.

પણ હવે તો એ દોઝખને પાછળ મૂકી અમે જઇએ છીએ. એક એક પગલે તે ઓસરતું જશે ને કોને ખબર ? એની સ્મૃતિ પણ એક દિવસ એમ જ ખરી પડશે. જાણે કોઇ દિવસ એ બન્યું જ નહોતું. એની હસ્તી જ નહોતી.

પણ અમે ખડખડાટ હસી ઉઠીએ કે આનંદથી નાચી ઉઠીએ છતાં કોણ જાણે કોઈ અજ્ઞાત પીડા અમારા હૃદયમાં જનમ ધરીને બેઠી થાય છે. શું કહેવું તેની કોઇને ગમ નથી પડતી. લડ્વિગ બ્રેયર એક ખાઈ તરફ વળે છે. તેના અંગેઅંગમાં થકાવટ ભરી છે ને એ હાથ હલાવે છે—જાણે ત્યાં કોઇ માણસ ઊભું છે ને તેની હવે એ રજા માગે છે.

હીલ આવે છે.

'તેને છોડી જવાનું નથી ગમતું કેમ ? ખેર, હવે કયરો તો છે જ.' તે કહે છે.

લેડરહાઉસ તેના તરફ આશ્ચર્યથી જોઇ રહે છે.

'શું તમે શાંતિ વિષે કહો છો ?'

'હા એ જ. એ જ કચરો.' કહીને તે ચાલ્યો જાય છે. તેની મા મરી ગઇ હોય તેમ મોઢું વીલું પડી ગયું છે.

'એને બહાદરીનો ચાંદ ન મળ્યો ને ! એટલે તેને પેટમાં દુઃખે છે.' લેડરહાઉસ બોલે છે.

'મોઢું બંધ કર !' આલ્બર્ટને એ નથી ગમતું લાગતું.

બેટ્ક કહે છે, 'ચાલો, આપણે જઇએ' પણ તેના પગ નથી ઊપડતા.

'આપણા કેટલા ભેરુબંધ ત્યાં સૂતા છે !' લડ્વિગ કહે છે.

'હા, બ્રાન્ડ, મૂલર, કેટ, હેઈ, બોમર, બર્ટીન્ક

'સેન્ડલ, મેઇન્ડર્સ, હુગો, બર્નાર્ડ—

ભલો થઇને હવે બંધ કર ભાઈ !'

અમારામાંથી ઘણા ત્યાં પોઢી ગયા છે પણ અત્યાર સુધી અમે તેનો ખ્યાલ સુદ્ધાં નહોતો કર્યો. આજ સુધી તો અમે સહુ સાથે જ હતા. તેઓ કબરમાં અને અમે ખાઇઓમાં. અમારી વચ્ચે માત્ર થોડાં ધૂળના ઢેફાનો જ તફાવત હતો. પહેલાં તો તેઓ અલ્પ સંખ્યામાં હતા. પછી હમેશાં તેમની સંખ્યા વધતી ચાલી અને અમે ઓછા થતા ગયા. ઘણીવાર તો અમે તેમના જેવા જ છીએ કે નહિ તેની પણ અમને ખબર નહોતી પડતી. કોઈ વખતં બોમ્બ તેમને અમારી વચ્ચે ખેંચી લાવતા. હાડકાંના ટૂકડા, યુનિફોર્મના લીરા ને ભીના ને લગભગ માટીમાં ભળી ગએલા હાથ—પડઘમ ને અગ્નિવર્ષાના અવાજ સાથે તેમના દટાયેલા બોગદામાંથી રણમેદાન પર આવી પડતાં. અમને તેમાં ભયંકર જેવું કશું નહોતું લાગતું. અમે તેમની કેટલા નજદીક હતા ? અને હવે ? હવે અમે જીવનમાં પાછા ફરીએ છીએ અને તેઓ અહીં પડયા રહેશે. અહીં પૃથ્વીની ઠંડી હિમભરી પથારીમાં.

લડ્વિગનો પિત્રાઈ ભાઈ આ સ્થળે કાયમી નિદ્રામાં પડ્યો છે. મોખરા પર લાંબી દૃષ્ટિ ફેંકી, મુખને હથેળીમાં ઢાંકી તે પાછો ફરે છે. અમે પણ ધીરે ધીરે તેની પાછળ જઇએ છીએ. પણ થોડી વાર અમે અટકી જઈ આસપાસ નિહાળી લઇએ છીએ. ફરીવાર પગ ખોડી ઊભા રહેતાં અમને લાગે છે કે આ યાતનાઓની ભૂમિ, આ બોમ્બ ને બંદૂકોની ઉજ્જડ ભૂખરી ધરતી અમારા હૃદયનો કબ્જો લઇ બેઠી છે. અમારું ઘર બની ગઈ છે. જાણે અમે આ જ મુલકનાં ઉછેરુ છીએ.

અમે માથું ધુણાવીએ છીએ. અમારાં વીતેલાં વરસો અહીં ભમતાં ફરે છે, અમારા દોસ્તો અહીં દફનાઇને પડયા છે, ને આ પૃથ્વીના કણેકણમાં કાળી વેદના ભરાઇ રહી છે.

પણ અમે કૂચ કરીએ છીએ. આ[illegible] જઇએ છીએ.

'પશ્ચિમને સમરાંગણે' (All quiet on the Western front) થી જગવિખ્યાત થએલ જર્મન લેખક એરીશ મેરીઆ રેમાર્કના યુદ્ધ પછીનું સૈનિક જીવન આલેખતા પુસ્તક Road Backમાંથી આ એક પ્રકરણ આપ્યું છે. તેનો સાંગોપાંગ અનુવાદ ભારતી સાહિત્ય સંઘ લિ. તરફથી પ્રગટ થનાર છે.

# સરોજિનીનું બુલબુલ–ગાન

સરોજિની નૈડુને કવિ બનાવ્યાં-એલજીબ્રાના એક દાખલાએ. વિદ્યાર્થીની સરોજિની એક દિવસ એક દાખલા ઉપર અર્ગાંસમાં ખાતી બેઠી હતી. દાખલો તો ન આવડયો, પણ એક આખું કાવ્ય મગજમાંથી સરી પડયું. કવિતાદેવીના સ્વર્ણાંગણમાં એને પહોંચાડનાર આ એલજીબ્રાનો દાખલો. એલજીબ્રાનો દાખલો છોડીને સરોજિની જીવનના વધુ જટિલ દાખલા ગણવા ચાલ્યાં ગયાં.

પણ એથી યે વધુ જટિલ તો એક આ સમસ્યા છે, કે આ ખદબદતી દુનિયાના કઠોર વાસ્તવ વચ્ચે જ વસનાર, દેશવાસીઓને કીચડમાં સબડતાં જોનાર, એમના વતી આયુધો લઈ રણાંગણે ખેલનાર આ કર્મક્ષેત્રની રણચંડીનું કવિતાક્ષેત્ર સુકુમારરૂપ અને રેખાઓથી અંકિત કેમ? પુષ્પે પરાગે મહેકતું કેમ? પંખીઓને ગૂંજનથી, બુલબુલ, કોયલ અને બપૈયાના સ્વરાનંદે સભરસર, માતાનાં હાલરડાં ને સુકુમારી કન્યાઓના ગીતે કલકલિત-શા કારણે? વિપ્લવના ઢોલસિંધુડા શા માટે એની કવિતામાંથી સંભળાતા નથી?

શું સરોજિની પલાયનવાદી-escapist છે? નહિ, હોઈ શકે નહિ

આ પ્રશ્નનો ઉત્તર આપણે જાણતા નથી. કારણ ગમે તે હો, હકીકત તો ઊભી જ રહે છે, કે વર્તમાન સમાજવ્યવસ્થાના વિખંડન માટેની અવિરામ અને અતિ લાંબી લડત લડતા છતાં એની કવિતામાં એની રાજકારણી દુનિયાની ઘણી જૂજ નિશાનીઓ આપણને જડે છે. એ જેને મિટાવવા મથી રહેલ છે તે નરકની વચ્ચે પણ એને સૌંદર્ય સાંપડયું છે. જિંદગીનું કદરૂપ પાસું નહિ પણ સુંદર, સુખભર પાસું જ એને આકર્ષી રહેલ છે. એની મનની મૂર્તિ ભારતભૂમિ પ્રકાશમય છે, સૂર્યોજ્જ્વલ છે, અને એની ઉજ્જ્વલશ્રી ભોમને આવરતો એક પણ ઓળો ત્યાં પડતો નથી. એની છંદબદ્ધ પ્રાસબદ્ધ લયમધુર અંગ્રેજી કવિતાની અસલ કૃતિઓનું સ્વરમાધુર્ય તો અસલમાં જ માણવા જવું પડે તેમ છે, પણ એ ની ભાવકલ્પનાસમૃદ્ધિનો આછો ખ્યાલ આ તરજુમાના ટુકડાથી આવી શકશે.

●

હે પ્રહરો! તમે ભમરો, સંધ્યાની મધુકુંજે જલદી જઈ પહોંચો.

હે દિન! તું પોપટ, પશ્ચિમની વાડીએ ઊડી જા.

આવ હે સુકુમાર રજની, તારાં મીઠાં શાતાકર અંધારાંની સંગે આવ.

અને મારા પિયુને મારી ગોદને ઓશીકે લાવ.

***

જાણે છે ને પ્રિય,

કામણગારી બંસી લઈને વસંત આવી પહોંચી છે.

એની પાનીને ચુંબને જીર્ણું પૃથ્વીનું હૈયું ફૂલડે લચકાલોળ બન્યું છે.

***

વેદનાના હૈયા પરે ઝળુંબતા હર્ષ શો
સૂર્યાસ્ત એક વાદળી પે ઝળુંબી રહ્યો છે.

***

મૃત્યુએ ધીરેથી કાનમાં કહ્યું, ચાલી આવ, તને ગૂંજતો કમળભોગી મધુકર કરી દઉં, તને ફીણાળા મોજાનું સિંધુગાન સરજાવું.

મેં કહ્યું, તારી કરુણા મારા કાનને લજવે છે.

ઓ મૃત્યુ! શું હું એટલી નિરર્થક છું!

કારમી યાતનાની વિદારક ઘડીએ જ શું મારો પ્રાણ પાછો વળી ને શરીર મારું મૂર્છા જશે!

કે શું મારા દેશની ભીડની વેળાએ એક ગાન કે એક સુકર્મ એને ધરવાનું મારું નિર્માણ હું હારી જઈશ!

***

માથે ભર્યું બેડું છે, ને ઘર છે છેટું,
મારગડો સુનકાર ને લાંબો છે,
હાય રે મુઈ!
માછીના ગાણામાં મોહીને
શીદ મેં આટલું મોડું કર્યું!
રાતના ઓળા વેગબંધ ઢળે છે
આ તે બગલું બોલે છે કે ઘુવડ!
ચાંદની નથી ને મારો પંથ કોણ અજવાળશે!
અંધારામાં જો મને એરૂ ટચકાવશે
કે ચૂડેલ આવીને મને ઓચીંતી ચોંટશે,
તો તો રામ રે રામ! હું મરી જ પડીશ!

***

હે પ્રિય! મારા વલવલાટની રાતથી
તારા દીપ્તિમય મોંને વેગળું ન રાખ.

***

તારા ચુંબન-ફૂલમાં રહેતા અમી વડે
મને મુએલને ફરી સજીવન કર.

***

સ્વપ્નો ને સુકુમાર કલ્પનાઓ
કવિના મનમાં યનગતી રહ્યાં છે.

સરોજિનીએ કહ્યું પરભાષામાં, પણ એની કવિતાનું કલેવર છે હિંદી. એ કેવળ શબ્દોની બાબત નથી. જોકે એના શબ્દ-ભંડોળમાં ભારતીય શબ્દો ને પ્રયોગોની વિપુલતા છે,—ને એ પ્રયોગો પોતાની સાથે પૂર્વના જાજરમાન વાતાવરણને મહેકાવતા આવે છે,—પણ એનામાં તો ભાવો ને કલ્પનો જ શુદ્ધ ભારતીય ભરેલા છે.—

એ પોતે જ કહે છે: 'જાણો છો, મારી પાસે કેટલાય કાવ્યો હવામાં લહેરાતા ફરે છે, દેવની કૃપા હશે તો હું મારા પ્રાણની જાળ નાખીને એ બધાને ઝાલી પાડીશ.'

એક પત્રમાં એ લખે છે કે, 'હું ખરેખર તો કવિ નથી. મારી પાસે દૃષ્ટિ છે, ઉમેદ છે,- પણ ઉચ્ચારણ નથી. સૌંદર્ય અને ભવ્યતાથી ભરપૂર એકાદું કાવ્ય પણ જો હું રચી શકું તો પછી હું લહેરથી સદાને માટે ચુપ બની જાઉં. પણ હું તો જેમ પંખીઓ ગાય છે તેમ જ ગાઉં છું, ને મારાં ગાન ક્ષણજીવી છે.'

ક્ષણિકની વાત તો કોણ જાણે સાચી કે નહિ, પણ એની કૃતિઓમાં પંખી-ગાનની સુભગતા છે એટલું સાચું છે. એટલે જ લોકોએ એને 'હિંદનું બુલબુલ' એવું નામ આપ્યું છે. એની કવિતા સ્વયમેવ ગાયા કરે છે-જેમ જાણે એના વેગીલા ભાવ અને પ્રબળ અવેરો ઊર્મિ-કાવ્યનો દેહ ધરીને આપોઆપ ઊભા થતા હોયની!

એ કવિતા તાજી, મધુર ને ખુશનુમા છે. એમાં ક્વચિત્ જ વિષાદ, ગમગીની અથવા ચિંતન પણ હોય છે.

કવિ તરીકે એનામાં કોઈ જીવનની ફિલસૂફી છે જ નહિ—સિવાય કે બસ પળભરને માટે પ્રાણ ભરીને જીવી જવાની ફિલસૂફી. એ જીવનદૃષ્ટિ કંઈક આવી છે, કે જેને વિશે આપણે ચોક્કસ બની શકીએ એ તો માત્ર આ વર્તમાનની એક જ ઘડી છે, તો પછી એ એક જ પળને જ સકળ આયુષ્યની સમૃદ્ધિથી કાં ન ભરી કાઢવી? એટલે જ પોતે કોઈ એક પ્યારી ઓરતના લાલ જનાજાને જોઈને પ્રકટેલી કવિતામાં ઉચ્ચરે તો બચ્ચાંની કલશોર અને ઉજમાળા પ્રભાતને, તથા સઘન રાગભરપૂર પ્રણયાનંદને જ ગાય છે. મૃત્યુનું દૃશ્ય પણ એનામાં જીવવાની જ ઝંખના પ્રેરે છે.

સરોજિનીની કવિતામાં આધ્યાત્મિક અસર તો આદર્શલક્ષી સંસ્કારનો ચિરમધકારી અભાવ છે. એનામાં ભવ્યતાની ત્રુટિ છે. કારણ કે એ નથી તો આપણને આપણામાંથી જ ઊંચકીને બહાર કાઢતી કે નથી એ આપણી સામે જીવનનાં રહસ્યોનો સ્ફોટ કરી આપતી. ફરી ફરી આપણને લાગ્યા જ કરે છે કે પરમ આત્મ-સત્યોથી અને અતલ નિગૂઢતાઓથી એ દૂર ને દૂર નાસે છે અને આપણને કામણગારી આસમાનીના એકલદોકલ અટારી-મહેલ પર ઉતારે છે.

આ બધું સાચું છે, પણ એ તમામ કહી ચુક્યા પછી આટલું તો શેષ રહે છે કે, 'કવિતાને ખાતર કવિતા'ના સિદ્ધાંતને એની કવિતા વધુમાં વધુ ચરિતાર્થ કરે છે. એ આપણને લહેરાથી ઝુલાવીને એક એવી સ્વપ્નભૂમિમાં રમણ કરાવે છે, કે જ્યાંથી રાજકારણ, અર્થકારણ અને વિજ્ઞાન સદાને માટે હદપાર છે.

(જાન્યુઆરી, ૧૯૪૧ના 'મૉડર્ન રિવ્યુ'માંથી ઓમ પ્રકાશ મોહને લખેલ લેખ પરથી)

❀

# વિધાતાની વાળેલ ગાંઠ

'વિધિર બંધન કાટ્બે તુમિ
એમન શક્તિમાન!'

એવી પુણ્યપ્રકોપમય પંક્તિથી શરૂ થતું એક કાવ્ય કવિ રવીન્દ્રનાથે ૧૯૦૫ના બંગભંગવિરોધક આંદોલનના ઉગ્ર સંક્ષોભમાં રચ્યું હતું અને કવિ પોતે કલકત્તાના માર્ગો પર સરઘસની મોખરે એ ગાતા ઝીલાવતા ચાલ્યા હતા. બંગાળના ભાગલા એ તો ગતકાળની કથા છે, પણ ભારતવર્ષનો ભયંકર રાષ્ટ્ર-ભંગ એ તો આજનો જલતો મુદ્દો છે. એ અનુસંધાનમાં આ કાવ્ય સવિશેષ મહત્ત્વને ધારણ કરે છે. એના 'મૉડર્ન રિવ્યુ'માં આવેલ અંગ્રેજી અનુવાદ પરથી ગદ્યમાં મૂકેલ છે.

વિધાતાની વાળેલ ગાંઠ છેદવી છે તારે!
સાચે જ શું તારું એટલું બધું જોર!
સાચે જ શું તારું એટલું બધું જોર!
ભાંગીને અમને ઘડવા માટે
તારા હાથની તાકાત છે શું!
એટલો બધો ગર્વિષ્ઠ તું!
એટલો બધો ગરૂર તું!
સદાને માટે અમને કેદ જકડવા છે?
હમેશને માટે અમને પગ હેઠળ રગડવા છે!

ના, ના, તારી તાકાત નથી એટલી;
ના, ના, જંજીર ટકશે નહિ એટલી.
છોને તારાં ફરમાનો બાંધે,
કંગાલોમાં યે શક્તિ છે;
છોને તારી મહત્તા ફાંદ ફુલાવે,
છેલ્લો હિસાબો હરિને હાથ છે.
અમારી તાકાતને તેં જ્યારે તોડી હશે,
તું યે ત્યારે ખતમ થશે.
પાપને અતિભારે નૌકા તારી ડૂબી જશે.

••• હવેથી એના વિષે ભય કે ભ્રાન્તિ ન સેવશો કારણ કે એ જાતે જ એક ભ્રાન્તિ છે.

# મૃત્યુ—એક ભ્રમણા

ધૂમકેતુ

કોઈક 'કાલ'ને એક પ્રકારની ભ્રમણા ગણેલ છે. ખરી રીતે સમયને વિભાગ વડે વહેંચી શકાય તેમ નથી તેમ જ જે અત્યારે થય 'છે' તે ઘડી પહેલાં ન હતી—કે હવે પછી નહિ હોય—એમ પણ થઈ શકે તેમ નથી એટલે સમય પરત્વે એમ કહી શકાય કે માણસની ભ્રમણાને કાવ્યમય કરવાને માટે, જે ત્રિભાગો રચાયા તેનાથી ભૂત, વર્તમાન ને ભવિષ્ય એવા ત્રણ કાલવાચક શબ્દો અસ્તિત્વમાં આવ્યા. એમીલ પોતાની નોંધપોથીમાં આ વિષે એક સુંદર વાક્ય આપે છે: For the supreme intelligence there is no time. એ અગાધ સમુદ્ર છે એમ જો માણસને કહેવામાં આવે, તો એની દશા, ઓરડાના ઓરડા અનાજ દળવાનું છે એમ કોઈ સ્ત્રીને કહેવામાં આવે, એના જેવી થાય. કાલને જો માપવામાં ન આવે તો માણસને માટે "કાલ" એ "કાળ" થઈ જાય. કાળને લીધે જ કાલની ભવ્યતા માણસ સહી શકે છે.

માણસ ઘણુંખરું જીવન ભ્રમણા વડે જીવી શકે છે. મૃત્યુ અનિવાર્ય છે એ જાણતા છતાં મૃત્યુ ન હોય એમ માણસ પોતાનાં કામ ઉપાડે છે. એ વિચિત્ર ને આશ્ચર્યકારક લાગતી વસ્તુમાં આટલું નાનું સરખું સત્ય છુપાયું ન હોય કે માણસ પોતાની બુદ્ધિ વડે સિદ્ધ કરી શકતો નથી, છતાં એના અંતરમાં ક્યાંક પણ ઊંડે ઊંડે એવી પ્રતીતિ લાગે છે કે એ પોતે મૃત્યુ પામ્યા છતાં પણ મૃત્યુ પામવાનો નથી? કેવળ 'કાલ' વિષે વિચાર કરીએ તો પણ લાગે છે કે એ વિભક્ત થઈ શકે તેમ નથી. કોઈ ચાલ્યા આવતા અનંત અનાદિ પ્રવાહનું નજરમાં આવે એટલું રૂપ—એનું નામ આ જીવન. આ જીવનનું મૃત્યુ હોઈ શકે. ચોક્કસ હોઈ શકે. અને એક મૃત્યુ એને છે પણ ખરું; પણ એ જીવન જ્યાંથી વહેતું આવે છે ત્યાં મૃત્યુ નથી. અને જે તરફ એ વહેતું જાય છે ત્યાં પણ મૃત્યુ નથી. એ રીતે ગણતાં જીવનને સમજવા માટે કોઈએ મૃત્યુ શબ્દ યોજ્યો લાગે છે. જીવનપ્રવાહની થોડીક પળો અદૃશ્ય જેવી થઈ જાય છે ત્યારે એ વસ્તુસ્થિતિને સમજાવવા માટે એક શબ્દની યોજના થઈ—એ શબ્દ તે મૃત્યુ. ખરી રીતે એ માત્ર 'શબ્દ' જ છે. એવો કોઈ પદાર્થ કે એવી કોઈ પરિસ્થિતિ અસ્તિત્વમાં હોય એમ જણાતું નથી. જીવન હમેશાં જીવન રહેતું હોત અને એ લુપ્ત થાતું નહોત તો માણસ, માણસને મારીને ખાઈ જાત. માણસને માણસ બનાવવામાં સૌથી મોટામાં મોટું પ્રેરક બળ હોય તો એ મૃત્યુનું છે. મૃત્યુ ન હોય તો જીવનની કાંઈ જ કિમ્મત ન હોય. મૃત્યુ ન હોય તો જીવનને કોઈ સુંદર ન ગણે. મૃત્યુ ન હોય તો સૃષ્ટિમાં ક્યાંય આનંદ ન હોય. મૃત્યુ ન હોય તો પવિત્રતા ન હોય. મૃત્યુ વડે જ સૃષ્ટિ આટલી વિવિધતાભરી ને આનંદજનક જણાય છે. મૃત્યુ ન હોત તો માણસો મૃત્યુ પામવાનો કાંઈક નવો અખતરો શોધી કાઢત. મૃત્યુની છાયા વિનાનું જીવન માણસને ઘેલો અને બેવકૂફ બનાવી દે. મૃત્યુ જ્યાં નહિ હોય એવો કોઈ લોક અસ્તિત્વમાં હશે તો ત્યાંના માણસો શૌર્યમાં, બુદ્ધિમાં, પ્રતિભાવમાં, શક્તિમાં તદ્દન ૦ હશે. જીવન મહાન છે, કારણ કે એ મૃત્યુની છાયામાં રહ્યું છે. મૃત્યુ એ એક પ્રકારની સુખદ ભ્રમણા છે ને એ ભ્રમણા છતાં એના અસ્તિત્વ વિષે લોકમાનસ લેશ પણ શંકામાં નથી. મૃત્યુ વિષે માણસે અત્યાર સુધી જે જ્ઞાન મેળવ્યું છે તે જ્ઞાન, વર્ષો પહેલાં જે જ્ઞાન હતું, તેના કરતાં લેશ પણ વધારે નથી. એનું કારણ એટલું છે કે મૃત્યુ એ કોઈ બહારના શોધખોળનો વિષય નથી. મૃત્યુને જાણવા માટે માણસે પહેલાં જીવનને જાણવું જોઈએ. ને જીવનને સંપૂર્ણ રીતે જાણવા માટે એને સંપૂર્ણ રીતે સમજવું જોઈએ. જીવનને સંપૂર્ણ રીતે સમજવા માટે જીવનને સંપૂર્ણ રીતે જીવવું જોઈએ. સંપૂર્ણ રીતે જીવન જીવવું એ એક બે જીવનમાં શક્ય નથી. એવું સંપૂર્ણ જીવન માણસ ત્યારે જ જીવી શકે જ્યારે એની પાસે અખૂટ પાથેય હોય. જે માણસો વર્તમાન સિવાય બીજું જીવન હોવાનો ઇન્કાર કરતા હશે તેમને આ વાત કાલ્પનિક પણ લાગે; પણ જીવનનાં ઘણાં સત્યો એવાં પણ હોય છે કે જે સમજવા માટે જ્ઞાન કરતાં વધુ મહત્ત્વની એવી અંતઃકરણની કોઈક સ્થિતિની આવશ્યકતા હોય છે. જેવી રીતે આપણને હાથ, પગ, નાક, મસ્તક, મળ્યાં છે તેવી રીતે અંતઃકરણ બુદ્ધિ ને શ્રદ્ધા પણ મળ્યાં છે. આ ઉપરાંત ત્રણ—અંતઃકરણ,

બુદ્ધિ ને શ્રદ્ધા—એ જેટલી વિકસિત દશામાં આપણી પાસે હોય તેટલી જ જીવન વિષેની આપણી ખરી સમૃદ્ધિ ગણાય. આ ત્રણે અંતઃકરણ બુદ્ધિ, ને શ્રદ્ધા—જેનામાં સંપૂર્ણ વિકસિત અવસ્થામાં હોય તેવો માણસ ઊંચામાં ઊંચા પ્રકારની શક્તિ ધરાવે છે એમ કહી શકાય. એવો માણસ દિક્ અને કાલ વિષે સરળતાથી વાત કરી શકે. એવો માણસ દિક્ ને કાલ વિષે કાંઈક કહી શકે. અને એવું કહી શકે કે જેથી જીવનનું મૂલ્યાંકન ફરી જાય. એવા મનુષ્યનો મૃત્યુ વિષે આટલો જ જવાબ હોઈ શકે કે મૃત્યુ એ જીવનપ્રવાહનો એક ભાગ છે. એથી વિશેષ મહત્ત્વ મૃત્યુનું નથી. છતાં મૃત્યુનું મહત્ત્વ એક બીજી રીતે છે. મૃત્યુ એ સુખદ ભ્રમણા છે—પણ એને ભ્રમણારૂપ કહેવું ને ભ્રમણારૂપ ખરી રીતે સમજવું, અંતઃકરણની એ બે સ્થિતિને જો બે બિંદુરૂપ કલ્પીએ, તો એ એક બિંદુથી બીજા બિંદુ સુધીમાં જીવનનું સર્વ સત્ય આવી જાય છે.

મૃત્યુને સત્ય માનવું એ જીવન માટે આવશ્યક છે. એને ભ્રમણારૂપ માનવું એ પણ એટલું જ આવશ્યક છે. જે એને સત્ય માને છે એ પરાક્રમ કરી લેવા પ્રેરાય છે, જે એને ભ્રમણા ગણે છે એ પુરુષાર્થ કરવા પ્રેરાય છે. પરાક્રમ, વસ્તુની સમાપ્તિની અધીરતા બતાવે છે પુરુષાર્થ એનો તાગ મેળવવા મથે છે છતાં એ બન્નેનું જીવનમાં સરખું મહત્ત્વ છે. જેમાં કેવળ પ્રયત્ન છે ને ફલની ઇચ્છા નથી—મળે તો ભલે ને ન મળે તો પણ પ્રયત્નની ઓછી હિંમત થતી નથી એવી ફલ વિષેની અનાસક્તિ જે પ્રયત્નમાં છે તે પ્રયત્ન પુરુષાર્થ છે. કારણકે એમાં જીવનની અમરતા વિષેનો ધ્વનિ રહ્યો છે.

મૃત્યુ એ સુખ ભ્રમણા છે. પણ એની શક્તિમાં જીવનનું પરમ સત્ય છુપાયલું છે. માણસ જે રીતે મૃત્યુ પામે—અથવા તો જે હેતુ માટે જીવનન્યોછાવરી કરવા પ્રેરાય એ હેતુની ઉત્તમતા એ એના જીવનના વિકાસની પારાશીશી કહી શકાય. કેટલાક કેવળ દીવ પાછળના પતંગ માટે પણ મૃત્યુ પામે—ને કેટલાક જીવન જેવા અમૂલ્ય પદાર્થને ખરે ટાણે જ દીવ પછ જેવું માને એ બન્નેમાં મૃત્યુ પરિણામરૂપ છે છતાં એ બન્ને પરિસ્થિતિમાં આકાશપાતાળ જેટલું અંતર છે. એટલે જે મૃત્યુને મૃત્યુ ખાતર અભિનંદતો નથી, પણ જીવન ખાતર એને અભિનંદે છે, એ માણસ મૃત્યુનું રહસ્ય પામ્યો છે એમ કહી શકાય. એવા માણસને માટે મૃત્યુ એ ખરેખર ભ્રમણારૂપ જ બની રહે છે ને એને લાગે છે કે એ જીવનના મહાસ્રોતમાં જ વહી રહ્યો છે.

આવી રીતે લાગવું કે જીવનસ્રોત સિવાય—ચેતન સિવાય—જીવન માટે બીજી કોઈ અવસ્થા શક્ય નથી એ જ્ઞાનની પરમ અવધિ છે.

એવાને માટે મૃત્યુ નથી

મૃત્યુ એવાને માટે જરૂરિયાતરૂપે આવે છે ને તેથી એ જેમ જીવનને તેમ મૃત્યુને અભિનંદે છે. સાહિત્યજીવનની કે કલાજીવનની ચરાકલગી સાહિત્યકાર કે કલાકારની આવી શ્રદ્ધામાં રહેલ છે. એવા સાહિત્યનો સંદેશો પ્રજાજીવનને હમેશાં નવપલ્લવિત રાખે છે ને સાહિત્યના ચિરંજીવતાનો એક પ્રધાન અંશ આ પ્રમાણે વ્યક્તિના માનસમાં રહ્યો છે.

ચિરંજીવ સાહિત્ય એ જે પ્રતિભાનું પરિણામ છે તે પ્રતિભા સામાન્ય ન હોઈ શકે. એ પ્રતિભાએ પોતાના અનેક પ્રશ્નોનું જીવન સાથે સમાધાન મેળવેલું હોય. એ પ્રતિભા જેટલું જીવનને તેટલું જ મૃત્યુને પણ ઓળખે એવી પ્રતિભા જ મૃત્યુ વિષે કાંઈક કહી શકે—અને જે મૃત્યુ વિષે કાંઈક કહે છે એ જ જીવન વિષે કાંઈક કહે છે.



હે ઔષધિ અગર કો' વરદાન દેવ !
મારે થવું અમર અંતર એ જ વાંછા;
તેં તો કહ્યું, 'અમરતા તવ હાથમાં છે
સાચી રીતે પ્રથમ તો મરતાં શીખી લે.'

થાને અને વળાંકે ભિન્ન પણ-એક જ ધરતીની ગોદમાંથી જાગેલા બે જીવનપ્રવાહો અહીં વહેતા જાય છે—એક સંતપ્ત માનસભૂમિ પર મળતા. પૃથ્વી પર તેમનું સમાન સપાટીએ મિલન થશે તો નવું ને પુનિત બીજું પ્રયાગ સર્જાશે.

# ગંગા-યમુના

ઐમલીલાબેન-મહેતા

વૈશાખના માવઠામાં આમ તો કાંઈ દમ ન હોય. એકાદ નાનું ઝાપટું પડીને અટકી જાય. પણ આ તો પહાડ પરનું માવઠું ! વાદળાં ઘેરાવા માંડ્યાં ત્યારે કોઈએ ગણકાર્યાં નહીં અને જ્યારે વરસાદ તૂટી પડ્યો ત્યારે એવો જોરમાં કે જાણે આકાશમાં ગાબડું પડ્યું હોય ને ! શરૂઆત કરાથી થઈ જીમખાનાના પતરાના છાપરા પર તડાતડ તડાતડ પડતા કરાના અવાજથી પહેલાં તો થોડી વાર એમ થયું કે વરઘોડાનાં ત્રાંસાં વાગે છે કે શું ! અને પછી તો મૂસળધાર વરસાદ પડવા માંડ્યો. આખા વરસમાં જ્યાં અઢીસો-ત્રણસો ઈંચ વરસાદ પડતો હોય ત્યાં વરસાદના જોરનું પૂછવું જ શું ? વાદળાંને લીધે ધુમ્મસ પણ એવું ગાઢ છવઈ ગયું છે કે સામેનો ટેનીસકોર્ટ પણ દેખાતો નથી, ઠંડક પણ એકાએક થઈ ગઈ છે. મને તાવ ચડે છે કે શું ? એટલી બધી ટાઢ વાય છે કે શરીર આખું ધ્રૂજે છે. કૃષ્ણરાવ શું પૂછે છે ?, હા. તાવ ચડતો હોય એવું લાગે છે. ઓરડાઓમાં તો જગ્યા નથી, વરસાદને લીધે બધા લોકો અંદર આવ્યા છે ને, પણ બહાર ઓટલા પર આ ખૂણામાં સારું છે. આરામખુરસી ઉપર લાંબા પગ કરીને બેસું છું. ઓઢવાનાની જરૂર નથી. મારો ગરમ કોટ અને ગળપટ્ટો ત્યાં ખીંટી પર છે ત્યાંથી લાવો. ટેનીસ રમવાના વિચારથી આવેલો એટલે કોટ-ગળપટ્ટો લેતો આવ્યો એટલું સારું થયું. આંખો કેટલી બળે છે ! જાણે અંદર અંગારા સળગતા હોય !

બારીની પાસેના ટેબલ પર કોઈ બ્રિજ રમતા લાગે છે. કોઈ પુરુષનો ખોખરો ઘાંટો સંભળાય છે. 'તે વખતે તમે ફુલેવરનો નવો આડમાં નાખી ન દીધો હોત તો આ છેલ્લો હાથ આપણને મળત.'

સામે બેઠેલી સ્ત્રીને એની વાત લંબાવા દેવી નથી.

'હા, એ વાત ખરી' અને તરત પાસે બેઠેલી બીજી સ્ત્રીને પૂછ્યું, 'ગજરાબહેન, આ હીરાની બુટ્ટી તમે નવી કરાવી કે શું ?'

'હા, દમણાં ચંપાનાં લગ્ન વખતે જ કરાવી.'

બીજા પુરુષનો ઘાંટો સંભળાયો.

'ઘનશ્યામલાલ, કમાવા લાગો છો. બેંતાળીસમાં વીજળીના હજારો બક્સ દબાવી રાખેલા તે કાઢવા લાગે છો ! કેમ ? હા-હા-હા-હા......'

"હા-હા-હા-હા- – – –! એવા એકલા બે પાંચ-હજાર બક્સમાં તે શું કમાવાના હતા ! સાથે બીજાં તૃતીય દબાવી રાખેલાં તે કાઢ્યાં ! ત્યારે તો શેઠ શેઠાણી મહાબળેશ્વરની હવા ખાવા આવ્યાં છીએ. હા...હા. હા...!"

તાવ વધતો લાગે છે. શરીર જાણે તૂટે છે. કાલે બપોરે પૂનાને સ્ટેશને ઊતર્યો ત્યારે કેવો આકરો તાપ હતો ! ગરમ લૂના ઝપાટા જાણે શરીરને બાળી નાખતા હતા. વૈશાખ મહીનાની ભર બપોરનો સૂરજ આગ વરસાવતો હતો. મારા દોસ્ત છબીલનું ઘર સ્ટેશનયાર્ડની બહાર જ છે એટલે હું પ્લેટફોર્મને પેલે નાકેથી પાટા ઓળંગીને જતો હતો. બાજુએ એક એન્જીન વરાળના સુસવાટા કરતું ઊભું હતું. એની પાસેથી પસાર થતાં થતાંમાં તો એની અંદરથી નીકળતા ધગધગતા તાપથી હું જાણે શેકાઈ ગયો ! બોઇલરમાં પત્થર-કોલસો બળતો સંભળાતો હતો. સ......! સ......! એન્જીનના ભૂંગળામાંથી નીકળતી વરાળ તડકાને લીધે પુરી દેખાતી નહોતી, પણ ભૂંગળા ઉપરનું વાતાવરણ એનાથી ખળભળી ઊઠ્યું હતું. અંદરની અને બહારની ગરમીને લીધે લાલચોળ થયેલા શરીરવાળો એક માણસ એન્જીનના સંચાઓમાં તેલ પૂરતો હતો. બીજો એક માણસ બોઇલરમાં કોલસા સંકોરતો હતો એ રંગે કાળો હતો એટલે એનું શરીર તપીને જાણે જૂના થયેલા ત્રાંબાના જેવા રંગનું થઇ ગયું હતું. એણે માત્ર એક ટૂંકું પાટલુન પહેર્યું હતું. કોલસા, તેલ, મેલ, પરસેવો વગેરેના મિશ્રણથી એના પાટલુનનો અસલ રંગ કળવો મુશ્કેલ હતો. એ કોલસા સંકોરતો જતો હતો અને વચ્ચે વચ્ચે કોલસાવાળા હાથે કપાળ પરનો પરસેવો નિતારતો જતો હતો. કોલસા સંકોરતા એના હાથના ઉપસેલા સ્નાયુઓ ભલભલા કમર બાજોને પણ શરમાવે એવા હતા.

સ્ટેશનયાર્ડના તાર ઓળંગીને એક નાની, આઠેક વરસની છોકરી એન્જીનની પાસે આવી એણે મેલા

લીલા રંગનો દક્ષણી ખંડનો ઊંચો જાડો ચણિયો અને તેવી જ મેલી ચોળી પહેર્યાં હતાં. કેડમાં નાનું, પાંચેક માસનું બાળક તેડેલું. એ બાળક જીવતું છે કે મરેલું તે જાણવું મુશ્કેલ હતું, હાથ પગ એવા કંતાઈ ગયેલા હતા કે જાણે હાડકાં ઉપર જ તાણીને ચામડીના રંગના ગલેફ પહેરાવ્યા હોય! લોહીનો છાંટો પણ શરીરમાં ન હોય એવો ફીક્કો એનો રંગ હતો. પેટ ફુલેલા દડા જેવું હતું. આંખો ઉઘાડવાની પણ એનામાં શક્તિ નહોતી. પેલી છોકરીએ એન્જીન પાસે આવીને કોલસા સંકોરનાર સ્ટોકર પાસે હાથ ધર્યો. અને પેલાએ સંકોરવાનું લોખંડનું હથિયાર એન્જીનની દીવાલને ટેકવીને મૂક્યું અને પાટલુનના ગજવામાંથી થોડા પૈસા કાઢીને છોકરીને આપ્યા. તે લઈને પેલી ચાલી ગઈ. તેલ પૂરનારો દયા-ભરી નજરે છોકરીની પાછળ જોઈ રહ્યો. અને બોલ્યો, 'આવડી નાની છોકરી તારે માટે રસોઈ કરે છે અને સાથે સાથે નાના ભાઈને પણ સાચવે છે? આમ કેટલા દહાડા ચાલશે? અઠવાડિયું તો થવા આવ્યું. તારાં સગાંવહાલાંમાંથી કોઈ આવતું કેમ નથી?'

સ્ટોકરનો નિસાસો સંભળાયો. 'મારી મોટી બહેન રત્નાગિરિ પાસે રાજાપુરમાં પરણી છે તે આજકાલમાં આવી પહોંચશે. છોકરાની મા ગુજરી ગઈ તે જ દહાડે મેં તાર કર્યો છે પણ લડાઈના દિવસોમાં તાર ટપાલ કેટલાં મોડાં પહોંચે છે અને મુસાફરીની અગવડ. બસને રસ્તે આવવું પડે એટલે સાત આઠ દહાડા તો સહેજે થાય."

* * *

કોણ કૃષ્ણરાવ? મોટર સ્ટેન્ડ પરથી ટેક્સી કે તે ન હોય તો ગાડી મંગાવી આપશો? હવે તો બેસાતું નથી. તાવ વધતો લાગે છે. સાંજનો પહોર છે અને વરસાદ છે એ લે ટેક્સી મળવી મુશ્કેલ છે? પ્રયત્ન તો કરો. અને કશું વાહન આવી પહોંચે ત્યાં સુધીમાં મને થોડી ગરમ ગરમ કૉફી કરી આપશો?

* * *

બિલિયર્ડરૂમમાંથી વાતચિત સંભળાય છે।

'જગમોહનદાસ, આજ બાપુજીની પ્રાર્થનામાં નથી ઊપડ્યા? ક્લબમાંથી ક્યાંથી ભૂલા પડ્યા?'

'ધોબીને પાપે!'

'કેમ?'

'ધોબી કપડાં નથી લાવ્યો. કહે છે કે ઇસ્તરી કર-વાને કોલસા નથી. સેંકડે બાર રૂપીઆ ઠરાવ્યા તો યે આપણે કપડાં વગરના ને વગરના.'

'પણ આ પહેર્યાં છે તે કપડાં શું ખોટાં છે!'

'તમે પણ મારા ભાઈ સમજતા નથી! મિલનું કાપડ પહેરીને તે પ્રાર્થનામાં જવાય?'

'હા. એ વાત ખરી.'

'અધૂરામાં પૂરું પ્રાર્થનામાં લાલ માટીની જમીન પર બેસવું પડે છે એટલે દરરોજ કપડાં બગડે છે.'

* * *

એટલામાં કૉફી બનાવી લાવ્યા, કૃષ્ણરાવ? બહુ જલદી લાવ્યા. અહીંઆ આ ટીપાઈ પર મૂકો.

આજે મને થયું છે શું? નજર-આગળ કાંઈ કાંઈ દેખાવો આવ્યા જ કરે છે।

* * *

કાલે વહેલી સવારે સ્ટેશન પર આવવા નીકળ્યો ત્યારે રસ્તામાં ઠાકોરદ્વાર આગળ પેટ્રોલ લેવા ઊભા રહેવું પડ્યું. સામેના ફૂટપાથ પર નજર પડી તો કેટલાંએ ઘરબાર વગરના લોક ત્યાં સૂતેલાં દીઠાં. એક બાજુ એક બારેક વર્ષનો છોકરો મેલી, ફાટેલી ગોદડી પર સૂતેલો હતો. એ બહુ જ માંદો હોય એવું દેખાતું હતું. એની મા એનું માથું પોતાના ખોળામાં લઈને બેઠી બેઠી ચોધાર આંસુએ રડતી હતી. મારાથી કેમ રહેવાય? હું રસ્તો ઓળંગીને સામે ગયો. મારી પાછળ પાછળ પેટ્રોલ પંપનો એક માણસ પણ આવ્યો.

'બાઈ, આ છોકરાને શું થયું છે? બહુ જ માંદો લાગે છે. બેભાન છે?'

'ભાઈ એકાએક કાલે આમ થઈ ગયું. હું શું કરું? મને કંઈ સમજણ નથી પડતી. આ રેલ્વેનો પુલ ઓળંગીને સામી બાજુ સરકારી જમીન પર બાંધકામ ચાલે છે ત્યાં હું માટી ઉપાડવાની મજૂરીએ જાઉં છું. બેચાર દહાડાથી મારો આ દીકરો પણ મદદે આવતો હતો. કાલે બપોરે રોટલો ખાતી વખતે કહે કે મા, મારું માથું સખત ચડ્યું છે। મેં કહ્યું કે ભાઈલા, કંઈ નહિ બપોરના કામે ના ચડતો અને રેલ્વેના પુલ નીચે આ મારાં બીજાં છોકરાંની સાથે પડી રહેવાનું મેં એને કહ્યું. એમ બોલીને એ બાઈએ બાજુએ હાથ કરીને

પોતાનાં 'બીજાં' છોકરાં બતાવ્યાં, ફૂટપાથ પર એક ફાટેલી, ગંદી ચાદર પર ત્રણ છોકરાં નિરાંતે ઊંઘતાં હતાં. એક સાતેક વર્ષની છોકરી, બીજો ત્રણેક વર્ષનો છોકરો અને ત્રીજું છેક નાનું દોઢેક વર્ષનું બાળક. ત્રણેમાંથી એકકેના શરીર ઉપર સોગન ખાવાને પણ કપડાનું ચીંથરું ન હતું. ઝાંખરા જેવા વાળ અને મેલના ડાઘાવાળાં મ્હોં અને શરીર.

'સાંજે કામ પરથી આવીને જોઉં છું તો ભઇલાને સખત તાવ ચઢેલો અને બૂમો પાડે કે માથે હથોડા ઠોકાય છે રે મારી મા...' હું ગરીબ માણસ શો ઇલાજ કરું ? મેં તો પાણીનાં પોતાં માથે મૂક્યાં. પાસે દવાવાળાની દુકાને જઇને પૂછ્યું ત્યારે એણે આનાનું આ પાકીટ આપ્યું તેમાંથી બે ગોળી ગળાવી દીધી.' આમ કહીને બાઇએ 'એસ્પ્રો'નું એક પાકીટ મને બતાવ્યું.

'પણ આખી રાત છોકરાએ આંખ નથી મીંચી ભાઇ, તમે કહો તે કરું. ગરીબ વિધવા બાઈ પર દયા કરો.'

છોકરો બેશુદ્ધ હતો. એની આંખોનાં પોપચાં અડધાં ખુલ્લાં હતાં. હું કાંઇ દાક્તર નથી, પણ મને શક પડ્યો કે સનસ્ટ્રોક કે મેનીનજાઇટીસ કે એવું કંઇ હોય તો ગમે તેમ કરીને તરત દાક્તરની મદદ લેવી જોઇએ, એટલે મેં એ બાઇને કહ્યું.

'બાઈ, તમારાં છોકરાંને જગાડીને મોટરમાં જલદી બેસાડી દો. અને તમે બેસી જાવ. હું આ માંદા છોકરાને તમારા ખોળામાં આપું છું. ચાલો, આપણે કોઇ દવાખાને જઇએ.'

રસ્તે જતાં મેં બાઇને પૂછ્યું; 'બાઈ, તમે ઘરબાર વગરના ક્યારથી થયાં ?'

'ભાઇ, ગયે વરસે ગોદીમાં પેલો મોટો ધડાકો થયો તે દિવસથી એમનો પત્તો નથી. મારા ધણી ગોદીમાં મજૂરી કરતા હતા. ત્યાર પછી ત્રણેક મહીના સુધી મારી ખોલી હતી. પછી હું માંદી પડી ને મજૂરીએ ન જઈ શકી.'

'એ ધડાકામાં જે માણસો માર્યા ગયા તેમનાં કુટુંબીઓને તો બદલો મળ્યો હતો. તમને કાંઈ ના મળ્યું ?'

'ના, ભાઈ, મને એવી બાબતમાં શી સમજણ પડે ? મને કોઇએ સુઝાડ્યું પણ નહિ.'

એટલામાં દવાખાનું આવ્યું. ત્યાં મેં એ બાઇને અને છોકરાંને ઉતાર્યાં ને અંદર ડ્યુટી પરના દાક્તરને સોંપ્યાં. પછી મેં બાઇને કહ્યું કે 'મારે તો હમણાં આઠ વાગ્યાની ગાડીમાં બહારગામ જવું છે. હું ચારપાંચ દહાડા પછી આવીને અહીંઆં દવાખાને ખબર કાઢીશ. તમે નહિ હો તો ઠેકાઠેકાર ખબર કાઢીશ અને તમારા ધણીની જિંદગીના બદલામાં તમને કાંઈ મળે કે કેમ તેની તજવીજ આપણે કરીશું.'

એ બાઇનો દયામણો ચહેરો, એનાં ભૂખ્યાં, સુકલકડાં બાળકો, પેલો બેશુદ્ધ છોકરો ! એ બધું મારી નજર સામે અત્યારે કેમ આવે છે ? મારી આંખો તો બંધ છે પણ તો યે આંખો સામેથી એ બધાં ખસતાં જ નથી ! અને મારા કાનને પણ કોણ જાણે આજે શું થયું છે ? જે વાતચિત સાંભળીને લોહી ઊકળી આવે એવી ક્ષુલ્લક વાતચિત જ મારા કાન પર પડે છે !

* * *

વરંડાને ખૂણેથી એક તીણો સ્વર આવે છે, 'મુંબઇ પાછી જઇને પહેલામાં પહેલું હું શું કરીશ, તને ખ્યાલ આવે છે, તરલા ?'

'હા, વળી. 'ભરથરી'ની ફિલ્મ જોવા જશે !'

'તેં કેવી રીતે જાણ્યું ?'

'એમાં નવાઈ શી ? અમસ્તી તારી બહેનપણી થઇ છું ? મુમતાજ શાન્તિ પછવાડી તું કેટલી ગાંડી છે તે હું નથી જાણતી ? 'કિસ્મત' જોયા પછી ત્રણ મહીના સુધી તો એનાં ગીતો અને એની સંભાષણોના ચાળા પાડી પાડીને તેં મારું માથું પકવી નાખેલું તે એટલી વારમાં હું ભૂલી જાઉં ?'

'તરલા—દમયંતી, તમારી કચકચ રહેવા દો. ચાલો પિંગપોંગ રમવા.' કોઇનો જાડો ગરદાની અવાજ આવ્યો.

* * *

'મોટર નથી મળતી, કૃષ્ણરાવ ? તેમાં શું ! વિક્ટોરિયા ગાડી આવી ને ? બે ઘોડાની છે. કેમ ! એના ગાડીવાળાને તો હું ઓળખું છું. સારો માણસ છે. ના, ના, તમારે સાથે આવવાની કાંઇ જ જરૂર નથી હું એકલો જઈ શકીશ. મને કાંઈ ઝાઝો તાવ નથી. માત્ર મગજ ભમે છે અને આંખો બળે છે. બીજું કાંઈ નથી હું જાઉં છું ત્યારે. ગાડીવાળા,' રેસ કોર્સ હોટેલમાં લેજે.

આ ગાડીવાળો આજે સવારે જ કોઈ ઉતારુને લઈને

હું રહું છું ને હોટેલમાં આવેલો. હું તે વખતે આગલા વરંડા પર બેઠો બેઠો છાપું વાંચતો હતો. ગાડીવાળા સાથે નાનો પાંચેક વરસનો છોકરો હતો. ઉતારુનો સામાન હોટેલનો હમાલ ઉતારતો હતો તેને એ નાનકડો છોકરો મદદ કરે અને ગાડીવાળો નિરાંતે કોચ બોકસ ઉપર બેસી રહેલો. ત્યારે મેં કહ્યું કે, 'તુ ઊતરીને હાથ આપને? છોકરો કેટલો નાનો છે!' ત્યારે ગાડીવાળાએ હસીને પોતાના પગ બતાવ્યા. બંને પગે જોડા પહેર્યા હોય તેવી રીતે પાટા બાંધી વીંટેલા હતા.

'પગે શું થયું છે?'

'શેઠ, પાણીમાં ઊભા રહેવાથી પગે વહેર પડયા છે.'

'પાણીમાં?'

'શેઠ, ચોમાસું આવે અને તમે શેઠ લોકો પહાડ પરથી જતા રહો પછી અમે બધા અમારે ગામ જઇએ. આપણી બાજુ તળેટીમાં અમારું ગામ છે. ત્યાં ખેતરમા ડાંગરનાં વાવેતર કરીએ છીએ. અમારે ત્યાં વરસાદ બહુ પડે છે. ચોખાનાં ખેતરોમાં અબ્બેવેંત પાણીમાં શરીર બેવડાં વાળીને ઊભા રહીને અમારી આખી વસતીને પગે વહેર પડે અને કમર રહી જાય. આખા ગામમાંથી એક પણ ઉંમરલાયક માણસ તમે સાજા પગવાળું કે સાજી કમરવાળું નહિ જુઓ. દેવનું અમને વરદાન છે.'

વરસાદનો ધો-ધો-ધો અવાજ; તેની સાથે ઘોડાનાં પગલાંનો ખટ્-ખટ્-ખટક-ખટક-ખટ્-ખટ્ અવાજ; વળી, ગાડીનાં પૈડાં કાદવ પર કરે તે કચુડ-કચુડ અવાજ; છતા તે બધા અવાજને ભેદીને સવારે આ ગાડીવાળો આ વાત કરતો હતો તેનો અવાજ મારા કાનમા ગુંજી રહ્યો છે. મારા કાનને પણ કાંઇ થયું છે! વિચારોનાં ગુંચળેગુંચળા!! નીચવા થરતી હાય! અને ઉપલા થરતી નજીવી, નિરર્થક વાતચિત!! એક બાજુથી પતિતપાવની ગંગા મૈયાના શ્વેત જલતરંગ અને બીજી બાજુથી કાલિંદીના કાળા વમળ! બંને પ્રવાહ એકત્ર થઇને એ ચાલ્યા જાય, દૂર સાગરને મળવા!!!

●

# પંથીડા

અમે રે પંથીડા રંગ તરંગના.
અમે રે મહેમાનો વેલીવાડના
થોભ્યા અહીં વાડની વચાળેજી;
સુગંધો ધરીને રહેજો સરી જશું
વેલી! શીદ કાંટા ભવને હાળે જી. ૧

કોણ રે વેલી ને કોણ માંડવા!
અમે ફૂલ, લગની નમેલાં જી;
રે'શું તો નિવાસે વાસશું રંગને
જાશું તો પાશું પ્રેમ સગેલા જી. ૨

ખુશબો આવ્યાં ને ખપશું ખુશબો,
લેશું દેશું ખુશબુ હુલારી જી;
જમીનાં ઊગતાંને જીવજંજાળ શું!
સોંપી જાશું સુગંધ સહિયારી જી. ૩

તમો રે વેલીને ફૂલડાં ઘણાં
એક વેલી અમારી જનેતા જી;
એક જો ખરે તો બીજું પાંગરે
અમારી એ પ્રાણની પ્રણેતા જી. ૪

હીંચોળ્યાં હુલાસે પાંદપારણે,
જતને ઊછેર્યાં અમોને જી,
સુફાઇ શબદ ધરશું વ્યોમને
માડી! જાતાં છીરવું તમોને જી

અમે રે પંથીડા રંગતરંગના. ૫

સુધાંશુ

જગતનું ભાવિ જેના પલ્લામાં તોળાઇ રહ્યું છે તે—

# અહિંસા અને એટમબૉમ્બ

નિર્મળચંદ્ર

જગતના સર્વશ્રેષ્ઠ રાજપુરુષો, મુત્સદ્દીઓ અને તત્ત્વચિંતકો આજે એક જ વસ્તુને કેન્દ્રમાં રાખીને પોતાના વિચારદોરને આગળ લંબાવે છે—એટમબૉમ્બ. ગાંધીજીના ખુદ અંતેવાસીઓ પણ 'પરિણામનો વિચાર કર્યા વગર તું તારું કર્તવ્ય બજાવ્યે જા' એ ગીતાસૂત્ર પડતું મૂકીને કહે છે કે 'જગતને એટમબૉમ્બની વિનાશકતામાંથી બચવું હોય તો અહિંસા સિવાય બીજો એક માર્ગ નથી.' રાજકારણમાં હિંસા તો હતી જ. ગાંધીજીએ જે દિવસે અહિંસાનો નવો પ્રયોગ રાજકારણમાં શરૂ કર્યો ત્યારે વિચારકો ઘડીભર દિગ્મૂઢ બની ગયેલા. જગતના બીજા દેશોના રાજકારણમાં તો એના ગમે તેટલા પ્રયોગ થયા હોય પણ માનવીના આજના સમાજજીવન, ગૃહજીવન અને રાજકારણ એ અહિંસાને જ આભારી છે એવું એક પ્રતિપાદન આપણી સામે છે જ. એક દલીલ એવી પણ થાય છે કે હિંસા તો હજારો વર્ષથી રાજકારણમાં છે પણ અહિંસાના પ્રયોગને પૂરાં ત્રીસ વર્ષ પણ નથી વીત્યાં, એ પ્રયોગને પણ અવકાશ આપવો જોઈએ વગેરે. આ ઉપરાંત હિંદ આજની સ્થિતિએ પહોંચ્યું છે તે એક માત્ર અહિંસાના કારણે જ એમ ગાંધીજીથી માંડીને નાનામાં નાના કાર્યકર સુધીના અનેક માણસો પ્રતિપાદન કરી રહ્યા છે.

ત્રિવિધ તાપોમાંથી એક અહિંસા સિવાય કોઈ મુક્તિ અપાવી શકશે નહિ એમ ભારપૂર્વક કહેવાઈ રહ્યું હતું. બીજી બાજુ વિશ્વયુદ્ધોમાંથી જગતને ઉગારી લેવા અનેક શાંતિપરિષદો ભરાતી હતી, અનેક સંસ્થાઓ યુદ્ધ વિરુદ્ધ શાંતિનો પ્રચાર કરી રહી હતી અને જાણે ભૂતની ચોટલી પકડી હોય એમ એ યુદ્ધ ઉપર કાબુ રાખવા માટે 'લીગ ઓવ નેશન્સ' જેવી સંસ્થા ઊભી કરવામાં આવી હતી. આ થઈ એક બાજુ.

પણ બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારે યુદ્ધની સંહારક શક્તિ ઉત્તરોત્તર વિકાસ પામતી પામતી એટમબૉમ્બ—પ્રલયકણ—સુધી પહોંચી ગઈ. નાગાશીકા અને હીરોશીમા માથે જ્યારે આ એટમબૉમ્બ ફેંકાયા અને જગતે એનો વિનાશ જોયો ત્યારે સમજુ ને અણસમજુ એવા એટમબૉમ્બની વિનાશકતા પીછાનતો એકેએક માનવજીવ ત્રાસી ઊઠયો. પગ પાસે જ બોમ્બ ફાટતાં જેવી બહેરાશ આવી જાય એમ ઘડીભર તો સૌની બુદ્ધિ બહેર મારી ગઈ. પછી તો ખુદ એટમબૉમ્બના ઉત્પાદકો પણ એની વિનાશકતાથી હબકી ઊઠયા. જગત આખાની સંસ્કૃતિ ભયમાં મુકાઈ ગઈ. પોતાની કે જગતની નવરચનાના વિચારો સેવતુ કોઇ માનવી એટમબૉમ્બની અવગણના કરીને કોઇ વિચાર જ ન કરી શકે એવી સ્થિતિ આજે આવી ઊભી છે.

અહિંસા અંગે તો ઘણું કહેવાયું છે, ઘણું કહેવાય છે પણ આજે જ્યારે એટમબૉમ્બનું હથિયાર બહાર પડી જ ચૂકયું છે ત્યારે અને જગતની બધી નાનીમોટી સત્તાઓ અને ગુલામ પ્રજાઓનું ભાવિ ઘણે અંશે એ એટમબૉમ્બ સાથે સંકળાયેલું છે ત્યારે તાત્ત્વિક દૃષ્ટિએ અહિંસાની બીજી બાજુ એટમબૉમ્બનો વિચાર અનિવાર્ય બને છે. આ લેખને રખે કોઈ અભિપ્રાયરૂપે માની લે પણ વાસ્તવ જગતનાં આપણે સૌ પ્રાણી છીએ એમ માનીને બીજી બાજુના વિચાર રૂપે જ અહીં રજૂ કર્યો છે.

આપણે જાણીએ છીએ તેમ મૂળના આદિ માનવમાં અનેકવિધ સુધારાનું પરિણામ તે આજનો માનવ. આજનો માનવ જીવનમાં ચતુર્વિધ રીતે સુધર્યો છે. એની રહેણીકરણી સુધરી છે, એ સમૂહો બાંધીને રહે છે. સમૂહગત ભાવના વિકસી છે. પોતાની અને સમાજની સુખસગવડ માટે એણે અનેક શોધો કરી છે, અને માનવી આજે એનો છૂટથી ઉપયોગ કરે છે. કદી નહોતાં સાંભળ્યાં એવાં આજે દાનધરમ થઈ રહ્યાં છે અને કદી નહોતાં નજીક એટલાં ખંડ ખંડનાં માનવી નજીક આવી રહ્યાં છે. પૃથ્વીનો વિશાળ ગોળાર્ધ તો માનવીને મન દડા જેવો બનતો જાય છે. પૃથ્વીનો કોઇ વિજેતા બની શકયો હોત તો એણે પોતાની સમગ્ર શક્તિ કોઈ મંગળ, શનિના ગ્રહ ઉપર આક્રમણ લઇ જવામાં ખરચી હોત એટલી સિદ્ધી આજે માનવીએ સાધી છે. અસાધ્ય મનાતા કંઈક રોગોને સાધ્ય કરી બતાવ્યા

છે ને આભધરતીને લગભગ એકાકાર બનાવી દીધી છે. આ તો બધી ભૌતિક સિદ્ધિઓ થઈ. પણ આદિ માનવ જે દિવસથી જંગલી મટીને સંસ્કૃત બન્યો ત્યારથી સંતો મહંતો, ઋષિઓ, ઉપદેશકો અને વિચારકોએ માનવીની આંતર-સમૃદ્ધિ માટે પણ ઓછા પ્રયાસો નથી કર્યા કહેવાની આસુરી વૃત્તિઓના શમન માટે પેલા ભૌતિક વૈજ્ઞાનિકો કરતાં પણ વધુ મહેનત, તપ, યોગ, યમ, નિયમ, અને ધારણા કરતા આવ્યા છે. ધર્મની જંગી જેહાદો ઉઠાવી છે, ધર્મનાં મહાપ્રસ્થાનો કર્યાં છે અને માનવીમાં રહેલ પશુતાના અંશો દૂર કરવા યુગોના યુગોથી જહેમત ઉઠાવતા આવ્યા છે. એને અંગે અત્યાર સુધીમાં જે સાહિત્ય લખાયુ છે તે કદાચ પૃથ્વીની માનવ-સંખ્યા કરતાં કંઈ કેટલાય ગણું વધારે હશે કલા, નૃત્ય, નાટક, સંગીત, વાદન, અને એવા બીજાં અનેક સાધનો દ્વારા માનવમનને રીઝવવાના પ્રયત્નો જારી રાખ્યા છે. માનવીએ પોતાને સુધારવા માટે, સુખી કરવા માટે આધિભૌતિક અને આધ્યાત્મિક જે બધી જહેમતો ઉઠાવી છે એને સંસ્કૃતી કહીએ છીએ.

પણ ત્યારે સવાલ એ પેદા થાય છે કે માનવીના હજારો વર્ષના સુધરવાના પ્રયત્નો છતાં એટમબૉમ્બની ઉત્પત્તિ શા માટે ? આ પ્રશ્નનો વિચાર કરતાં કરતાં જગવિખ્યાત ફિલસૂફ એચ. જી. વેલ્સને માનવજાતમાંથી શ્રદ્ધા ઊઠતી જાય છે. જગતના ઘણા ફિલસૂફો આજે વિચારમાં પડી ગયા છે. ભણેલુ ભૂલતા હોય તેમ, વિચારેલુ વિસારે પાડતા હોય તેમ આજે નિરાશ બનતા જાય છે. એ જ રીતે ઇંગ્લાન્ડના વિખ્યાત તત્ત્વચિંતક શ્રી સી. ઇ. એમ. જોડ પણ ઘણા નિરાશ થઈને આજના માનવીની વાત કરે છે

દરેક નવી પ્રજા ઉત્તરોત્તર વિકાસ સાધ્યે જાય છે એવા મંતવ્યમાંથી એમણે ઘણી શ્રદ્ધા ગુમાવી છે. આપણા આર્યતત્ત્વજ્ઞાનમાં સર્જન અને સંહારનો જે એક સિદ્ધાંત પ્રસ્થાપિત થયેલો છે એ સિદ્ધાંતને પશ્ચિમના ફિલસૂફો આજે વધુ જોર દઈ રહ્યા છે, એના સમર્થનમાં શ્રી. જોડ સ્પેંગ્લરનો સિદ્ધાંત ટાંકતાં કહે છે કેઃ—'સ્પેંગ્લરના સિદ્ધાંત પ્રમાણે સંસ્કૃતિઓ ઘટમાળની જેમ ફર્યા કરે છે. વ્યક્તિઓથી બનેલી સંસ્કૃતિને વ્યક્તિઓની પેઠે જ નિયત કક્ષાઓમાંથી પસાર થવું પડે છે, સંસ્કૃતિ પણ માનવીની જેમ બાલપણમાંથી યુવાનીમાં પ્રવેશીને વૃદ્ધાવસ્થા ભોગવી નેસ્ત નાબુદ બની જાય છે'

સ્પેંગ્લરના સિદ્ધાન્ત મુજબ દરેક સંસ્કૃતિને આ પ્રકાર હોય છે અને બધા પ્રકાર સમાંતરે દોડે છે.

ઇજીપ્તના રણમાં ખોદકામ થતાં સર ફ્લિન્ડર્સ પેટ્રીએ જુદી જુદી સાત સંસ્કૃતિની નોંધ લીધી હતી અને એ દરેક સંસ્કૃતિ પોતાની ઉચ્ચ કક્ષાએ પહોંચીને નાશ પામી હતી. ત્યારે આ બધી સંસ્કૃતિઓ ઉચ્ચ કક્ષાએ પહોંચીને નાશ શા માટે પામી ?

એના જવાબમાં આજની સંસ્કૃતિ વિષે એમ કહેવાય છે કે 'વિજ્ઞાન ઉપર માનવીનો કાબુ નથી.' આ મુદ્દાને પછી ચકાસીએ પણ તે પહેલાંની સંસ્કૃતિ બધી શેનાથી નાશ પામી ?

આ બધી દલીલોનો એક જ જવાબ છે કે બધી સંસ્કૃતિઓનો નાશ કોઈ વિજ્ઞાને કે કોઈ હથિયારે નથી કર્યો પણ માનવીની અંદર પડેલી એક શક્તિ જ સંસ્કૃતિઓનો સંહાર કર્યા કરે છે. અને વિજ્ઞાન કે એનાં દ્વારા ઉત્પન્ન થયેલ તમામ ચીજો જડ હોય છે, એ વિજ્ઞાનદ્વારા ઉત્પન્ન થયેલી કોઈ પણ ચીજને પોતાની ઇચ્છા, ઇરાદો, સંકલ્પ વગેરે કશું નથી હોતું. દા. ત. તલવાર જ લ્યો. એ ગમે તેવી તેજસ્વી, ધારદાર વજનદાર કે પાણીદાર હોય તો પણ ખીંટીએ પડી પડી એ કોઈને કશી જ ઇજા કરવા સમર્થ નથી. એ તો માનવી એને હાથમાં પકડે છે અને માનવીની ઇચ્છા હાથને હુકમ આપે છે ત્યારે જ એ કોઈના ઉપર વાર કરે છે. એટલે ખરી રીતે માનવીને વિજ્ઞાન ઉપર કાબુ નથી એમ નહિ પણ માનવીને કાં તો પોતા ઉપર કાબુ નથી, કાં તો જ્ઞાન ઉપર કાબુ નથી. અથવા તો ચોક્કસ જ્ઞાન અને સંયોગો વચ્ચે માનવીને વાર કર્યે જ છૂટકો ત્યારે પ્રશ્ન એ ઊઠે છે કે માનવી સંહાર કરે છે તે ન્યાયી છે કે નહિ ? અને જે સાધનો દ્વારા તે સંહાર કરે છે તે વિજ્ઞાન શું છે ?

માનવી જેમ પોતાની આધ્યાત્મિક શક્તિ સાધતો ગયો, વિકાસ કરતો ગયો તેમ તેમ એક બીજી વસ્તુનો પણ સાથે સાથે વિકાસ સધાતો ગયો છે. આદિમાનવ પહેલાં નહોરદાંતથી પોતાનું કામકાજ કરતો. ધીમે ધીમે એ પત્થર અને લાકડાં વાપરતો

શીખ્યો. પછી એણે ધાતુ ઉપજાવી ને ફરશી, કુહાડી બનાવીને એ દ્વારા પોતાના શત્રુને હણ્યો ને શિકાર કરતો, ત્યારબાદ એણે ધનુષ્યબાણની શોધ કરીને પછી તો તલવાર વગેરે કાતિલ હથિયારોમાં સુધારો કર્યો. માનવીની સંસ્કૃતિની સાથોસાથ એનાં હથિયારો પણ સંસ્કૃત બન્યે જતાં હતાં. ધાતુઓનાં અનેકવિધ હથિયારોમાં ધનુષ્યની શોધ સાથે યાંત્રિકતા અને વૈવિધ્ય આવી ગયેલું ને પછી તો એણે હથિયારોને ઝેર પાવાનું અને પોતાના શિકાર કે શત્રુને તરત મરણને શરણ બનાવવાની શોધ કરી.

જેમ જેમ માનવી સંસ્કારી બનતો ગયો તેમ તેમ પોતાના હરિફને, ગુન્હેગારને, શિકારને કે પછી જેના ઉપર એનાં દળકટક ત્રાટકતાં એવા નિર્દોષોને મારવાની નવી નવી ને સંસ્કારી તરકીબો શોધતો ગયો. પછી તીરતલવારમાંથી માનવીએ જ્યારે પૃથ્વી ઉપર સામ્રાજ્યો ઊભાં કરી દીધેલાં ત્યારે તોપ બંદૂકની શોધ કરી. ને બીજી બાજુ જ્યારે ગુન્હેગારને અપાતી ફાંસીની સજા રદ કરવા સુધીની વિચારણા દેશેદેશમાં ચર્ચાતી હતી ત્યારે વિમાનો, સુરંગો, બૉમ્બ અને એવાં કાતિલ હથિયારોની શોધ થઈ. છેલ્લી શોધોમાં માનવી વીજળીની ઝડપે આગળ વધ્યો ને નાઝીઓનાં વિખ્યાત પાંઝર દળો સર્જાયાં. એમાંથી વીજળીઝડપે એટમબૉમ્બ આવી લાગ્યો. કહેવાતો માનવતાનો વિકાસ અને આવાં હથિયારોનો વિકાસ એક સાથે કેમ થયે ગયો? માનવી ખરેખર સંસ્કૃત બન્યો હોત, ખરેખર કરુણા એના હૃદયને સ્પર્શી ગઈ હોત; તો હથિયારોનાં નવસર્જન કરતાં હથિયારોનો નાશ શા માટે ન કર્યો? કોઈ અપવાદની આમાં વાત નથી. કોઈ બુદ્ધ ભગવાન કે રડ્યાખડ્યા સંતમહંતને આગળ ધરવાની જરૂર નથી. કોઈએ આ હથિયારોના નવસર્જન સામે ચેતવણીનો, સલામતીનો પોકાર ઉઠાવ્યો હતો પણ કોઈએ કાને ન ધર્યો એ દલીલ જ્યારે માનવ-જીવનના ઉગમકાળથી પતન સુધીનો ક્રમબદ્ધ ઇતિહાસ આલેખતા હોઈએ ત્યારે. એવી વ્યક્તિનો વિશેષ જરૂર નોંધપાત્ર ગણાય પણ એકંદરે તો સમસ્ત જનસમાજના ધોરણેથી જ કોઈ પણ માપ કાઢી શકાય. એવી વ્યક્તિઓ ગમે તેવી મહાન હોય તો પણ એના માપે એટલા માટે આ બધું ન મપાય કે જનસમાજ એવી વ્યક્તિઓની એક બાજુથી પૂજા કરતો ગયો છે ને બીજી બાજુથી એનાથી વિરુદ્ધ જ આચરતો ગયો છે. સમાજ સંતોનું કહેવાનું ન માન્યો એટલે દુઃખી થયો એમ દલીલ જરૂર કરી શકાય પણ ખરીરીતે તો એ ન આચરી શકે એવું એને કહેવામાં આવ્યું હતું, અને જેણે એ માન્યું હતું એનામાં આચરવાની અને કેટલાંકમાં સમજવાની તાકાત ન હતી. પણ આ સમજણ અને આચરણ ઉપરાંત બીજાં પણ કેટલાંક બળો કામ કરી રહ્યાં છે.

બધી જ સંસ્કૃતિઓના વિનાશમાં એક વસ્તુનું સામ્ય મળી આવે છે કે એ સંસ્કૃતિ જ્યારે એના શિખરે પહોંચી હોય છે ત્યારે જ એનું પતન થાય છે એટલે કે એની ઉન્નતિની પરાકાષ્ટામાં જ ક્યાંક એનું મોત છુપાયેલું હોય છે. અથવા તો એમ કહીએ કે કોઈ પણ સંસ્કૃતિ શિખરે ચડતી કળાય છે પણ સાથોસાથ એનું પોતાનું સંહારક તત્ત્વ જે વિકાસ સાધ્યે જતું હોય છે તે કળાતું નથી. પછી જ્યારે એકાએક એ સંસ્કૃતિ નાશ પામે છે ત્યારે એનું કારણ શોધતાં ભારે મૂંઝવણ થાય છે. પછી એ સંસ્કૃતિના નાશનાં અનેક કારણો આપણે શોધીશોધીને આપવા માંડીએ છીએ કે એ તો વિલાસમાં ચડી ગઈ હતી ને આમ હતું ને તેમ હતું. ખરી વાત એ છે કે એને માટે એ જ અનિવાર્ય હતુ અથવા એ કારણો અનિવાર્ય જ હતાં એમ આપણે નથી કહેતા. કારણોને ખોટી રીતે જોઈએ કે રજૂ કરીએ છીએ એટલે આપણને વિનાશનું સાચું મૂળ હાથ આવતું નથી.

માનવસંસ્કૃતિના વિકાસમાં સંહારકશક્તિ અને એનાં સાધનોનો જ વિકાસ નથી થયો, પણ જેમ જેમ વ્યક્તિઓ સમૂહ બાંધીને રહેવા માંડી એમ એમ વ્યક્તિઓમાં રહેલી નિર્બળતાઓ પણ સમૂહગત સ્વરૂપે દેખાવા માંડી, સમૂહજીવનના અનેક પ્રશ્નો પેદા થયા અને એ માટે એ નબળાઈઓને, અનેક પ્રકારની વૃત્તિઓને કાબુમાં રાખવા સમાજના નિયમો ઘડાયા, રાજ્યનાં બંધારણો ઊભાં થયાં અને વ્યવસ્થા જાળવવા અને માનવીમાં રહેલી ઉદ્દંડતાને, સ્વચ્છંદને અને એવી બીજી અનેક વૃત્તિઓનું સામાજિક નિયમન જાળવવા કાયદા ઘડાયા.

માનવી સુધરતો ચાલ્યો એની સાથોસાથ આ નિયમનો, બંધારણો અને કાયદાઓ પણ સુધરતા ચાલ્યા. સાચું પૂછો તો વધુ કડક બનતા ગયા. કારણકે

માનવીની કહેવાતી આસુરી શક્તિ અને બુદ્ધિ ઉત્તરોત્તર એટલી ઝડપથી વિકાસ પામ્યે જાય છે કે એનું નિયમન કરવા વધુ ને વધુ કડક નિયમો, લોખંડી બંધારણો અને સૂક્ષ્મ કાયદાકાનુનોની જરૂર પડતી જાય છે પણ આજે જ્યારે ગાંધીજી જેવા તત્ત્વજ્ઞો કહે છે કે 'જ્યાં ઓછામાં ઓછો કાયદો ત્યાં વધારે સાચું રામરાજ્ય.' અને ગાંધીજીની જેમ એનારર્કીઝમ, અરાજકતાવાદ પણ પ્રજાઓ ઉપર રાજ્યોનું કોઇ પણ પ્રકારનું નિયમન નથી ઇચ્છતો. વાત પણ સાચી છે કે પ્રજા એટલી સમજુ, સાવધ અને સાચા અર્થમાં સુસંસ્કૃત હોય તો બંધારણો, નિયમો કે કાયદા કાનુનોની જરૂર પણ શી રહે? પણ હકીકત એથી તદ્દન ઊલટી બનતી જાય છે. પહેલાં જે કાયદાઓ સમાજને નિયમનમાં રાખવા ઘડાતા હતા એ કાયદાનાં સૂત્રો આજે જગતના સત્તાધિશોએ પોતાના હાથમાં લઇ લીધાં છે અને પેલા વિવેકને સ્થાને પોતાના હિતમાં હોય, પોતાના દેશના હિતમાં દેખાતો હોય તે કાયદો મનાવે છે, લોકશાહીના સિદ્ધાંતો પ્રમાણે રચાયેલી કહેવાતી ધારાસભાઓમાં પસાર પણ કરાવે છે ને એને ક્યારેક આંતરરાષ્ટ્રીય સ્વરૂપ પણ આપીને નબળાઓનું શોષણ કર્યે જાય છે. નિકાસ જગાતના, વહાણવટાના, લશ્કરોને હથિયારો રાખવાના અને એવા બીજાં અનેક વ્યાપારી-હિતોને લગતા આવા કાયદાઓ ઉઘાડી રીતે પ્રજાઓનું શોષણ કરતા હોવા છતા એ કાયદાઓ સામે માથું ઊંચકનારો ગુન્હેગાર ગણાય છે. ને એને સજા થાય છે. પૃથ્વી ઘરડી થવા આવી ત્યાંસુધીમા કોઈ વ્યક્તિઓની સ્વતંત્ર વાજબી ઇચ્છાઓને, કોઇ દેશની પ્રજાને પોતાના ઉત્પનનો મરજી મુજબ ઉપયોગ કરવાના હક્કને સમજાવવો પડે કે એના માટે, પોતાના હક્કો સાચા છે એવું પ્રતિપાદન કરવા માટે લડાઇઓ લડવી પડે એમાં કઇ સંસ્કૃતિનો વિકાસ થયો ગણવો?

ત્રીજું પૈસો બુદ્ધિને શક્તિ પાછળ ખેંચાયો. એમ કરો કે બુદ્ધિએ અને મનાએ પૈસો એથી લીધો. એ ધર્મ ને હિસ્સુરીએ સ્વીકાર્યું છતાં એ અંગત માલીકીનો જ ગણાયો ને એ મૂડીનો માલિક એનો મરજી મુજબ દુરૂપયોગ કરવા માટે હક્કદાર મનાયો. કાયદાએ જ એને રક્ષણ આપ્યું. રાજ્યે એને આશ્રય આપ્યો. આ પૈસો ખેંચવા માટે અનેક અન્યાયી, અધર્મી અને અનીતિમાન રીતો અજમાવાય છે, એ સિવાય પૈસો રળાતો જ નથી છતાં એને કાયદા દ્વારા રાજ્યે રક્ષણ આપ્યું ચોરી કરે તે ચોર નહિ પણ ચોરી કરતાં પકડાઇ ગયા પછી પણ પોતે ચોરી નથી કરી એમ સાબિત કરવામાં નિષ્ફળ જાય એ જ ચોર, એ છે આજની સ્થિતિ. આધુનિક અર્થશાસ્ત્રના આજના તમામ સિદ્ધાંતો આમ ખોટા પાયા ઉપર, એટલે કે શોષણ કરવાને જ રચાયાં છે. અને છતાં પ્રતિપાદન એમ કરાય છે કે માનવીના હિત માટે જ અર્થશાસ્ત્ર સર્જાયું છે. મહેનત અને મહેનતાણાને સરળ રીતે વહેંચી દેવાના અર્થશાસ્ત્રના મૂળસિદ્ધાંતને એવો ગુંચવી મારવામાં આવ્યો છે કે એમાંથી જટિલ કોયડા ઊભા થઈ ગયા છે. અને મહેનતના બદલામાં પૂરતું મહેનતાણું સરલ રીતે વહેંચી આપવાની એક પણ રીત હજુસુધી નથી હાથ આવી. ગાંધીજીએ એટલા માટે જ આજના અર્થશાસ્ત્ર સામે રેંટિયાને મૂક્યો છે. આમ રેંટિયો ને વીજળીનાં જંગી કારખાનાં, ઉત્પાદન અને વહેંચણીના પ્રશ્ન કરતાં પણ સામસામા આવી ઊભાં છે.

ત્યારે માનવીની આત્મિક ઉન્નતિ અને સંહારકશક્તિ, સમૂહજીવન સુખસગવડ અને કાયદાકાનુનોનું કડક શાસન, રાષ્ટ્રસેવા કે પ્રજાસેવાને શોષણ, પ્રજાપયોગી ન્યાયભાવના અને કાયદાનો જુલ્મ, રેંટિયો ને વીજળીક કારખાનાં, કુદરતી ઉપચાર અને એલોપથીની-દવાઓ, સાદાઈ અને ભયંકર પરિગ્રહ, મજૂરો અને મૂડીવાદ ભાવનાનાં રૂપ-મનોહર શમણાં ને આંતરિક બુભુક્ષા આમ સામસામાં કાં આવી ઊભાં?

[ અપૂર્ણ ]

# સરહદીઓનો વિશિષ્ટ જીવન-વહેવાર

**વ્રજલાલ વ્યાસ**

સરહદમાં મરણ વખતે કૂટવાનો રીવાજ કંઇક જુદી જાતનો છે. આપણે ત્યાં ગુજરાત-કાઠિયાવાડમાં છાતી ઉપર હાથ પછાડી પછાડીને કૂટવામાં આવે છે, સાથે મરશિયા ગવાય છે, જ્યારે અહીં સ્ત્રીઓ ગાલ ઉપર હાથ પછાડીને કૂટે છે. નવાઈ લાગશે, પણ ઊંચા ઊંચા મકાનની અગાસી ઉપર સ્ત્રીઓના ગોળાકારમાં વળેલા ટોળાંને ગાલ ઉપર હાથ લઈ જઇને કૂટતાં જોયું ત્યારે મને પણ નવાઈ લાગી. કૂટતી વખતે 'હાય! હાય! હાય! હાય!' બોલે છે. આપણે ત્યાં જેમ કૂટતાં કૂટતાં વધુ શોક પ્રદર્શિત કરવા પછાડ ખવાય છે તેમ અહીં પણ કૂટતાં કૂટતાં વધુ શોક બતાવવા ગાલ ઉપર પડતાં બે હાથને ઠેઠ છાતી સુધી લઈ જવામાં આવે છે. પછાડી ખવાતી નથી. સ્ત્રીઓ મકાનની અગાસી ઉપર કૂટવાનું વધુ પસંદ કરે છે કારણ અહીંના ગમે તેવા સારા સારા શ્રીમંત ગૃહસ્થોના મકાનોની અગાસી આપણે ત્યાંના ધૂળિયા રસ્તાઓ કરતાં પણ બેદ હોય છે. કોંગ્રેસ પ્રધાનના પાર્લામેંટરી સેક્રેટરીથી માંડીને બીજા ઘણા નવાબ બહાદુરના મકાનોની અગાસી જોઈ તો ત્યાં ધૂળ, લીંડા, છાણ અને ભાંગ્યા તૂટેલા ઠોબરાં પડેલાં જોયાં.

મકાનની-બંગલાની અગાસીનો અહીં શું ઉપયોગ છે તે તમે જાણો છો? મકાનની અગાસી ઉપર એટલે કે ત્રણ ચાર માળ ઉપરની અગાસીમાં પાયખાના હોય છે, મુતરડી હોય છે, અને કચરો નાખવાનાં ડીબડાં હોય છે. નીચે રહેનારને જાજરૂ જવા અગાસીમાં જવું પડે છે. આપણે ત્યાં મકાનની વચોવચ કે કોઈ ભાગમાં જાજરૂ હોય ત્યારે અહીં તો અગાસી ઉપર-સિંધની જેમ જ. સિંધ-સરહદ ને પંજાબમાં અગાસી ઉપરનાં જાજરૂનો રીવાજ કયાંથી આવ્યો હશે? વિચારતાં લાગે છે કે આ પ્રદેશોને 'આક્રમણના ધાડાંથી અનેક વખત ખમવું પડયું છે, એટલે કદાચ સ્ત્રીઓની સુરક્ષિતતા ખાતર જાજરૂ અગાસી ઉપર રાખ્યાં હશે અથવા તો બીજું કારણ હોય!

આપણે ત્યાંના ગરીબ ઘરના પાણિયારા જેવા અહીંનાં જાજરૂ. ઘોડી ઉપર,-લાકડાની હો!-બેસીને જાજરૂ જઇએ તેમ અહીં ઘોડી ઉપર જાજરૂ બેસાય. સાફ થાય, ન પણ થાય, ગંદકી તો સારી પેઠે રહેતી હોય છે.

જાજરૂ જ નહિ પણ નહાવાનું પણ અહીં વિચિત્ર છે. અને તે વારપરબે અહીં વધુ રખાય છે. શિયાળામાં ૯૨ ફેરેનાઇટ ડીગ્રી પાણીને અહીં ગરમ પાણી ગણવામાં આવે છે, જ્યારે આપણે ત્યાં મુંબઇ-ગુજરાત-કાઠિયાવાડમાં ૯૨ ફેરેનાઇટ ડીગ્રી પાણી તો સામાન્ય ઠંડુ ગણાય છે.

નહાવાનું નાની નાની કૂઇઓમાં, જેને અહીં કટોરી કૂઇઓ કહે છે. કટોરી એટલે વાટકી. આ વાટકીકૂઇ બહુ નાની હોય છે, તેમાં છલોછલ પાણી ભર્યું હોય છે. કૂઇમાં બધા એમને એમ નહાવા પડે. પહાડી પ્રદેશમાં કપડાં ખૂબ મેલાં થવાને કારણે લોકોએ નહાવા ધોવાનું ઓછું રાખ્યું છે, એટલે જ વધુ કપડાં નહિ પલાળવા અહીં નહાનારાઓ માત્ર ટૂંકી લંગોટી પહેરીને બેસે છે, અથવા કૂઇમાં પડે છે. નહાતાં પહેલાં શરીરે તેલ ચોળે છે, માથે પણ નાખે છે. નહાવા ધોવામાં હિંદુ-મુસ્લિમ ઐક્ય જળવાય છે. હિંદુ-મુસ્લિમ પઠાણ બધા એક જ કૂઇમાં પડી નહાય છે. આવી કૂઇઓ અહીં ઠેરઠેર હોય છે.

ઠેરઠેર ઈંડાં મૂકનારાં મરઘાં તો અહીંના ઠંડા પ્રદેશમાં હોય એમાં શી નવાઈ? આસામના ભેજવાળા પ્રદેશમાં પણ ઠેરઠેર અસમીઓ અને આસિઆઓ તો પાળે જ છે. અહીં ચિડીઆઓનું બજાર છે. જાતજાતના રંગબેરંગી પક્ષીઓની રીતસરની દુકાનો છે. પાળવા, ખાવા અને ઘરે શોભા સારુ રાખવા માટે પણ પક્ષીઓ વેચાતાં મળે છે. કેટલીક જગ્યાએ, એકલી કબૂતરોની દુકાનો છે. દુકાન કબૂતરોથી ભરપૂરઃ રંગબેરંગી કબૂતરો. પ્રશ્ન ઉઠે કે કબૂતરો દુકાનમાં કેમ રાખતા હશે? દુકાન કબૂતરોથી ભરી બહારના ભાગમાં જાળી રાખી, દુકાનદાર બહાર ઓટલા ઉપર બેસે. ગ્રાહકને જાળીમાંથી હાથ નાખી માગે તે કબૂતર વેચાતું મળે. બજારમાં પક્ષીઓ ઉપરાંત તૈયાર શિરો-ગરમા ગરમ શિરો, ખીચડી, પૂરી, ભાત મળે છે. શાક રોટલા અને અથાણું મળે, ગોસરોટી મળે એમાં તો શી નવાઈ? પણ અહીંના રોટલા જોવા જેવા આપણે ત્યાંની એક રેંકડીના પૈડા જેવડો એકેક રોટલો સુખઠવાસી એની કોર ભાંગીને જ ધરાઈ જાય. જાડો અને કંઈક બંબોળ. ૧૦-૧૨ રોટલા ભેગા કરીએ તો ખાસ્સું ગોળ મટકિયું ઓશિકું થઈ જાય. પણ સર-

હદનું પાણી જ એટલું પાચક અને મીઠું છે કે મુંબઈવાસી અહીં આવીને સહેજે આવા રોટલા ખાતો થઈ જાય છે. રોટલાનો નમૂનો ઇંગ્લાંડથી આવેલા પાર્લામેન્ટરી સભ્યોને પણ જોવા મળ્યો. સભ્યો ખૈબરઘાટ જોવા ગયેલા ત્યાં તેમને ભલાભોળા આફ્રિદી અને શાનવારી પઠાણોના સરદારોએ ૨૦-૨૫ ઇંચના રોટલા ભેટ ધર્યા. ડેલીગેશનના સભ્યો તો જોઈને આભા જ થઈ ગયા આવા રોટલા એ છે પઠાણી લોકોનો ખોરાક.

બજારમાં રોટલા-શાક-ગોસ બધું મળે. ને સાથોસાથ ગરમા ગરમ વડાં-ભજિયાં-સમોસા પણ મળે આ ભજિયાં-સમોસા કેમ બનાવાય છે તે તમે જાણો છો? એક મોટો લોઢાનો તાસ લઈ તેને ભઠ્ઠી ઉપર ઢળતો મૂકે. તેમાં તેલ ન ખે. તેલ એકબાજુ ઢળીને ભેગું થઈ ઉકળે, બીજા ઉપરના ભાગમાં લોટ અને બીજી સામગ્રી રાખી હોય તેમાંથી તેલમાં નાખી નાખીને તળવની ચીજો બનાવાય. ટૂંકમાં એક જ લોઢાના તાંસમાં તેલ, લોટ, અને બધાનો સમાવેશ થાય છે. તળીતળીને ગ્રાહકોને અપાય, જાણે કોઈ મોટા રાક્ષસ જેવા માણસ માટે બનાવવાનું હોય તેમ બધું જોતાં લાગે.

પઠાણો તે વળી નૃત્ય કરતાં હશે? કલ્પના કરો કે નૃત્ય કરતો હોય તો પણ પઠાણી નૃત્યકાર કેવો લાગતો હશે? હા, ભાઈ પઠાણો નૃત્ય કરે છે. પઠાણ સ્ત્રીઓનો વેશ પહેરે છે, માત્ર બુરખો ઓઢતો નથી. ગળામાં ઢોલક ટીંગાડે છે અને પગની ઠેક લઈને થન...થન...થન નાચી ઢોલકનો તાલ લઈ એક જાતનું ઘેરું સંગીત ઊભું કરે છે. દુકાને દુકાને નૃત્ય કરી પૈસા ઉઘરાવે છે. જોવા માટે લોકોનાં ટોળાઓ ભેગા મળે છે. પઠાણી-પ્રદેશમાં સ્ત્રીઓ તો દેખાય નહિ, તેમાંય દેખાય તો પણ ખુલ્લે મોઢે તો દેખાય નહિ એટલે આ પઠાણી નૃત્યકાર સ્ત્રીના વેશે જ્યારે નાચે ત્યારે જોનારાઓને ભારે રમૂજ પડે છે ને પૈસા આપી ખુશ થાય છે. પણ આ નૃત્ય આસામી મણિપુરી, નૃત્યો કરતાં કર્કશ અને જાડું લાગે છે, છતાં એ પઠાણી નૃત્ય નવીન અને ગમે એવું તો ખરું જ.

બે વર્ષ પહેલાં અહીં પઠાણી સ્ત્રીવેશ્યાઓ હતી. ભલી-ભોળી પઠાણ સ્ત્રીઓ જમીનદારોના રૂઆબમાં ફસાઈ પડતી અને વેશ્યાઓ વધતી જતી હતી. મોટા સોગ તંબૂ તાણીને બજારમાં ભાગ્યે જ નીકળતી પઠાણી સ્ત્રી વેશ્યા બની એ પઠાણોથી કેમ સહન થાય? લંબ્યા વધતી જતી હતી અને પઠાણોની આબરૂ ઓઝલપડદાની બુરખાની પ્રથાને આથી ધોખો લાગતો હતો. આ પ્રથા સામે કોંગ્રેસ પ્રધાનપદાં વખતે 'અંજુમને ઝીરગા' એ લડાઈ ચલાવી અને પઠાણી-વેશ્યાની પ્રથા-ઉખાડી પ્રથા બંધ કરાવી. હાલ સરહદમાં ખુલ્લી પઠાણી-સ્ત્રી કે બીજા કોમની સ્ત્રી-વેશ્યા નથી જો કે છતાં એક જાતનું કલંક તો ઊભું જ છે, અને તે બનારસ, લાહોર, દિલ્હીની જેમ જ અહીં રૂપાળા છોકરાઓ વેશ્યાનો ધંધો લઈ બેઠા છે. આની સામે પણ લોકોમાં સૂગ વધતી જાય છે, અને એક દિવસ આ પ્રથા પણ બંધ કરવા પઠાણો ઝુંબેશ ઉઠાવશે એવું દેખાય છે.

દેહાતમાં જઈને જોયું તો આ ઊંચા ઊંચા પીરામીડ જેવા ઢગલા શાના છે? પાસે જઈને જોયું તો એ ખડની ગંજીઓ હતી અહીં ખડ-કડબને પીરામીડ આકારમાં ગોઠવવામાં આવે છે. ગંજી ઉપર ચડવા માટે મોટી મોટી નિસરણીઓ રાખવામાં આવે છે. એટલે જ કદાચ અહીં તૈયાર નીસરણીઓનું બજાર છે. તૈયાર નાની મોટી નિસરણીઓ માત્ર વાંસમાંથી ખીલા જડયા વિના બનાવેલી વેચવામાં આવે છે. તેની હાટીઓ (દુકાનો) શહેરભરમાં ઘણી જગાએ છે.

પુરાણી ઇસ્લામ કે મિસરી સંસ્કૃતિના ઘાટના ઊંચા ઊંચા છાપરાં વિનાના મકાનો, અહીં જોઈએ છીએ ત્યારે મુસ્લિમ સંસ્કૃતિનો સાચો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી. ગમે તેટલું ઊંચું કે નીચું મકાન પણ મકાન ઉપર અગાસી તો હોય જ, પણ અંદર નાના નાના ઓરડાઓ. દરેક ઓરડાના પડદાઓ. પડદા વિનાનું ભાગ્યે જ કોઈ મકાન-ઘર-ઝૂંપડું હશે. પડદા વાંસના, કાપડના રેશમના જેવી જેની સ્થિતિ. મકાન પણ ઓઝલપડદાથી ભરપૂર લાગે. ગામડાંઓમાં નાના ઘરનો ઉપયોગ લોકો બીજી રીતે કરે છે. બંગાળ આસામમાં ઘરની આગળ દુકાન, પાછળ રસોડું અને જનાનખાનું. જ્યારે અહીં ઘરની ઉપરના ભાગમાં છાણાં થાપવામાં આવે છે, ઘરની ભીંતો ઉપર અને ઘરના આગલા ભાગમાં દીવાલો ઉપર પણ છાણાં થપાય છે આ જોતાં એમ જ લાગે કે ઘરને જાણે છાણાંથી મઢી લીધું છે. ઘરની ચારે બાજુ છાણાં છાણાં ને છાણાં. જો કે જમીનના ઊંચા ઊંચા ટેકરામાં કોતરીને બનવેલા ઘરોમાં, અથવા તો જમીનની અંદર કોતરીને બનાવેલા ગુફા-ઘરોમાં છાણાં થપાતાં નથી. એ ઘરો બહારથી શેહાર્ય (શાહુડી)ના મોટા જોથરા જેવાં લાગે. પણ અંદર જઈને જોઈએ તો આખેય પઠાણી

ઔરત-બાળકો લહેરથી ગેલ કરતાં હોય છે. મીનારા આકારની સગડીઓ સળગાવી ઠંડીમાં તાપતાં હોય છે, જ્યારે મરદ પઠાણ હોકો પીતો પીતો અલકમલકની વાતો કરતો જતો હોય છે. હોકો તો જુઓ જ. કુંજા આકારના માટીના વાસણમાં બે નાની મોટી નળી ઊભી હોય. નાની નળી પહોળી ને તેના ઉપરના ભાગ જેવું, ચલમના ઉપરના ભાગ જેવું પહોળું કાણું? આ કાણામાં તમાકુ નાખવામાં આવે, અને બીજી મોટી નળી સીધી. તે સાવ પોલી હોય. જ્યારે હોકો પીવાતો હોય ત્યારે પેલી સીધી નળી મોંમાં લઈને હોકાને મોઢા તરફ ઢળતો રાખી ગડુડુ... ઘૂંટ લેવાની હોય છે આપણા હોકામાં ને અહીંના હોકામાં ઘણો તફાવત. આપણે તો નીચે નાળિયેરનું કાચલું, તેના ઉપર માટીની ચલમ મોટા પહોળા મોઢાની અને કાચલામાંથી નીકળતી ત્રાંસા આકારની ઘૂંટ લેવાની નળી.

હોકા પિનારા પઠાણોને જોઈને બહાર નીકળીએ એટલે પઠાણી છોકરાંઓ ગોળ ગોળ પૈડાવાળા ધારવાળા રેંટથી ખડ કાપતાં હોય. આ શું ખડ કાપે છે? ના, ના, એ તો ડુંગળીના પૂળાને મશીન જેવા પૈડામાં નાખી સુધારે છે. અહીં શાકના માડાં ને ગાડાં ભરાય છે. ડુંગળીની તો મોટી ગંજી. ડુંગળીને ચપ્પુ છરીથી ક્યાં સુધારવા બેસવી? એટલે રીનસર કચડ...કચડ... અણીદાર મોટી મોટી છરીઓથી સુધારાય છે. મૂળા, ડુંગળી સૂરણ, ફ્લાવર, કોબી મોટામાં મોટી. એક કોબીની ગાંઠ મુંબઈના શાક ખાવાવાળા કુટુંબને ખાસ્સા ચાર-છ દિવસ ચાલે કડબના જેમ ભારા ખડકાય તેમ કડબ જેવી પાતળી શેરડીઓના ભારા વેચાય છે. કડબ તરીકે ઢોરોને ઉપયોગમાં આવે અને કાતળીના ટૂકડા કરી ખાવામાં પણ આવે ડુંગળીને કાતરવાનું ખાસ ઓજાર જુદી જાતનું આવે છે. તેનાથી ડુંગળીની કાતળીના મજાના ટૂકડાઓ પડે છે. પાનની દુકાને બેસનાર પાનવાળો મોટો સુડો લઈને ભચ્ચડ...ભચ્ચડ-સોપારી કાચી ઘડીમાં કાતરતો હોય છે, તેમ અહીં શેરડીનો સાંઠો કાચી ઘડીમાં કાપીને ગંડેરી બનાવી દે છે.

અહીં પઠાણ મુસ્લિમ ખૂબ મોટા પ્રમાણમાં વસે છે. તેમની વસ્તી પ્રાંતની વસ્તીના ૯૩ ટકા કરતાં પણ વધુ છે. બાકીની સાત ટકા વસ્તીમાં હિંદુ-શીખ અને ક્રિશ્ચિયનનો સમાવેશ થઈ જાય. આ બધી જ જાતો દેખાવે કપડાંમાં અને બોલચાલમાં, વહેવારમાં, હાલવા ચાલવામાં ખાવાપિવામાં બધી જ રીતે પઠાણ જેવી જ લાગે છે. અલબત્ત, તેમનાં જન્મ મરણ-ધાર્મિક રીતરીવાજો અને પ્રસંગોમાં તફાવત લાગ્યા વિના રહેતો નથી. પણ જ્યાં અસલ પઠાણી ડુંગરાળ પ્રદેશ અને પેશાવરથી ૧૫-૨૦ માઈલ દૂરનો પ્રદેશ છે ત્યાં તો માત્ર પઠાણો જ વસે છે. તેઓ અસલ પઠાણો કહેવાય છે અને ગણાય છે. તે પઠાણો પોતે 'પખ્તુન'ના સંબોધનથી ઓળખાય છે, તેમની ભાષા પણ પૂરેપૂરી પુસ્તુ છે. પખ્તુન એટલે પુસ્તુ ભાષામાં પઠાણ. અફઘાનિસ્તાનની સરહદથી દક્ષિણ તરફ હિંદુકુશ સુધીના ડુંગરાળ પ્રદેશમાં આશરે નવ લાખ જેટલા પઠાણો વસે છે, અને પોતાનું આખું જીવન બહારની દુનિયાથી અલિપ્ત રાખી, પોતાની રીતે જીવે છે. દુનિયાના કોઈ બનાવની તેમને ખબર નથી એમ ન કહેવાય. તેઓ પોતાના શહેરી જાતીભાઈ પઠાણોથી બધી રીતે માહિતગાર બને છે. કવેટા અને બલુચીસ્તાન વચ્ચેનો ભાગ, ઉત્તરમાં ગોમલ સુધીનો ભાગ ઓળખેલી જેમાં આવી જાય છે તે બધો પ્રદેશ અસલ પખ્તુન પઠાણોથી ભરપૂર છે. આ પખ્તુન પઠાણો શહેરમાં આવે છે ત્યારે અછતા રહેતા નથી. ઘેટા બકરાના આખાને આખા ચામડાના કપડાં પહેરે છે-ચામડાં ઓઢે છે અને મોટીમોટી દાઢી-મૂછમાં ભરેપૂર મુખથી તેઓ ઓળખાઈ જાય છે. પઠાણ એટલે હું માનતો કે મુસ્લિમ જ જાત. પણ પઠાણમાંયે ઘણી જાતનાત છે. પઠાણ હિંદુ પણ હોઈ શકે, બ્રાહ્મણ પઠાણ અને મુસ્લિમ પઠાણ વચ્ચે કશો તફાવત ન લાગે, બંને દાઢી, મૂછ અને પહેરવેશ સરખો ધરાવે છે. બંને સરખી ભાષા અને સરખી બોલચાલ કરે છે. પઠાણી પ્રદેશમાં રહેનાર સૌકોઈ પઠાણ કહેવાય છે. પછી તે ગમે તે જાતનાતના હોય. બધા એક જ સરખા લાગે છે.

આ તો ભાઈભાઈ મજાની મીઠાઈ. તેને અહીં 'ખજુર' કહે છે. ખજુર એટલે આપણે અરબસ્તાનની ખજુરની પેશીઓ ખાઈએ છીએ તે નહિ પણ ખજુર આકારની લોટમાંથી બનાવેલી ગળ્યા બિસ્કીટ સ્વાદની મીઠાઈ. અસલ ખજુર જેવી રંગે પણ લાગે. 'પનીર' એટલે મને થયું કે કરેલું દુધ હશે અથવા તો દુધની બનાવટનો કોઈ પ્રકાર હશે. પણ જ્યારે 'પનીર' જોયું ત્યારે પહેલાં તો થયું કે આ તો ચોખંડા આકારનું ભજિયું છે. ખાધું તેઃ ઔર સ્વાદ આવ્યો. આ ભજિયાની અંદર દુધને ફાડીને, તેની બળી બનાવી તળવામાં આવે છે. બહારથી ભજિયું-અંદરથી જોઈએ તો દુધની બળી. બળી એટલે આપણે ત્યાં ઢોર વિંયાય પછી તેના આઉમાંથી જે દુધ-ખિરૂ

કાઢી લેવાય તેમાંથી બનતી વસ્તુ. અહીં 'પનીર' બહુ ખવાય છે. મીઠાઈવાળાને પૂછ્યું 'આ નાની નાની ગોળીઓ પીપરમેટ છે કે માવાની ગોળીઓ વાળી રાખી છે?' તો કહે, ભાઈ એ પણ અહીંની એક મીઠાઈ છે, સાવ નાની નાની લખ્ખાં જેવી ગોળીઓ આપણે એક પછી એક ખાધા જ કરીએ એનો સ્વાદ કંઈક શિહોરી પેંડા જેવો આવે. ખાવાની ભારે મજા પડે.

શાક-દાળભાત અને બધી જ બનાવટ જુદા પ્રકારની. આસામ-બંગાળની નીમકી ને શિંગોડાં અહીં ન જ મળે. અહીં બધી ડુંગરાળ અને પહાડી મીઠાઈ. પાર વિનાની મીઠાઈ અહીં બનાવવામાં આવે છે, જાણે આપણે ખાધા જ કરીએ, અને સસ્તી પણ એટલી જ.

ડુંગરાળ પ્રદેશમાં વાહનવહેવાર તરીકે ઊંટના રેંકડા. મોટા મોટા રેંકડા ઊંટ ખેંચે. રેંકડા એટલે આપણે ત્યાંની સુધરાઈની ખુલ્લી છાપરા વિનાની ગાડી. આગલા ભાગમાં એક પાટિયું. તેના ઉપર રેંકડા-ડ્રાઈવર બેસે. ઊંટના મોઢા ઉપર નથ, જાણે લગામ હોય તેમ લાગે. એકસામટા રેંકડા આપણને Caravan-કાફલાની યાદ આપે. રેંકડા સ્ત્રી-પુરુષ બધા જ હાંકી શકે. ગામડાંનું આ વાહનવહેવારનું મોટું સાધન છે. અહીં ગાડાંયે છે ને બળદ પણ છે. ગાડાં મારવાડી જેવાં નહિ તેમ જ બંગાળી-આસામી જેવા શણગાર વિનાના, સોગિયા લાગતાં નહિ પણ કંઈક ગુજરાત કાઠિયાવાડના ગાડાંને મળતાં. આપણે ત્યાંનું ગાડું એક આખિણુ મોટું વાહન ગણાય છે અને એને શણગારાય છે. અહીં એવું નથી. ડુંગરાળ, ધૂળિયા અને પાણીઆળા પ્રદેશમાં ગાડું સામાન્ય છે. બે બળદો ખેંચે છે ગાડાની ધરી ઉપર બે લાંબા લાકડા નાખી તેના ઉપર આડા ઊભા કરી ગાડાનું માળખું બાંધવામાં આવે છે. ગાડું બહુ સામાન્ય લાગે આપણે બેસીએ તો આડા સોંસરવા નીકળીને પડી જઈએ, અથવા કઠવા મરે તો થાકી જઈએ.

પહાડી પુરુષો જેટલી ઊંચી અને શરીરે કાઠીગાર પહાડી સ્ત્રીઓ જોવા મળતી નથી. તેનું કારણ કદાચ તેમનાં આદિકાળથી ચાલ્યા આવતા ઉછેર અને સંસ્કૃતિનું હોય ઘરના ચારે ખૂણામાં રહેતી ઓઝલ અને પડદામાં એવી બહાર નીકળતી બુરખાધારી પહાડી સ્ત્રી પુરુષની માફક જ ચણિયાને બદલે 'સુંવાલ' પહેરે છે. અને છાતી ઉપર કડિયું-લાંબી બાંય અને લાંબુ સળંગ પહેરે છે. ફ્રૂકતાં જેવું લાગે. પગમાં બૂટ અને પહાણી ચંપલ પણ પહેરે છે. શરીરે ભરાઉ તો ખરી, પણ વધુ ભરાઉ શરીર ઉપરના તંબૂ જેવા બુરખાથી કદાચ લાગતી હશે. ઘરમાં પણ છૂટથી માંડ હરીફરી શકતી હશે. જમીન ને જાગીરદાર કુટુંબની સ્ત્રીઓ સિવાય સામાન્ય કુટુંબની પહાડી સ્ત્રી એટલી બધી ખુબસુરત લાગતી નથી. જો કે વાને ગોરી અને દેખાવે નમણી તો લાગે જ છે.

હિંદુ સ્ત્રીઓ પણ ઓઝલ પાળે છે અલબત્ત, રણજિતસિંહના રાજ્યસ્થાપન પછી શીખ સ્ત્રીઓ બહારથી છૂટથી ખુલ્લે મોંએ હરી ફરી શકે છે, ગુરુદ્વારે જઈ શકે છે અને પુરુષોના ટોળાંની વચ્ચે થઈને પસાર થઈ શકે છે. પહાણો કરતાં શીખ સ્ત્રીઓ આપણે ત્યાંની સ્ત્રી-સંસ્કૃતિની નજીકમાં કહી શકાય. ગાડાંની વાત તો થઈ પણ અહીં ખેતરોને પાણી પુરું પાડવા માટે કોસ ચરતાં નથી, તેમજ ઢેકવો નથી, પણ અહીં રેંટથી પાણી પાવામાં આવે છે. રેંટ આપણે ત્યાંની ખેતી-ફારમમાં હોય છે તેવો લાંબો સુધરેલો નહિ પણ પહાણી રેંટ. સાંકળ અને ઉપર પાણીવાળા કૂવા ઉપર એક ગોળ ઘંટીના બે મોટા પડ જેવું કરકરિયા આકારનું પૈ હોય છે, તેના કરકરિયા આકાર સાથે જોડાયેલું આડું બીજું પૈ ઉપરના ભાગમાં હોય છે, અને એ આડા પૈ સાથે લોઢાના ડબાવાળો આખિણુ રેંટ જોડાયેલો રહે છે. બળદ કે ઊંટ ઘંટીના આકારનું પૈ ગોળાકાર-ઘાણીની જેમ ફેરવે તેમ રેંટ ગોળ ફરતો જાય અને પાણી ભરાઈ ભરાઈને તેના ખાનાં ઉપર આવતું જાય, તે આપોઆપ ઠલવાતું જાય છે. આ રેંટ જોઈને આપણે ત્યાંની બળદથી ચાલતી મોટી ઘંટી યાદ આવ્યા વિના ન રહે. જો કે હવે એ ઘંટીના અવશેષો રહ્યા નથી. છતાં વર્ધાના અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘમાં તેમજ ભાવનગર પાસેની ગોપનાથની જગામાં આવી ઘંટીઓ, જેમાં મુડલો સુંડલો ઘઉં ઓરીને દળવામાં આવે તેવી અવશેષ રૂપે રહી છે. આ ઘંટી જેવા જ અહીંના પાણી-રેંટ છે.

અહીં વેપારીઓ પોતાની દુકાને મંગાવીને ખાવાનું ખુબ પસંદ કરે છે, પછી મહેમાન હોય કે ન હોય. વેપારીઓ આખો દિવસ વેપાર કરે, સવારના વહેલા ઘરેથી જમીને આવે અને ઠેઠ મોડી રાતે ઘરેથી ખાસ ભાણું મંગાવીને જમે છે. બે દુકાનદાર વચ્ચે સારો મેળ હોય તો તેઓ એકબીજાની સાથે બેસીને જમે છે.

આ દુકાને બેસીને જમવાનું તો સિંધમાં પે પ્રસરેલું છે. પંજાબમાં હશે? બંગાળમાં તો નથી જ, કારણ તો આગળ દુકાન, પાછળ ઘર. મચ્છી ખાતો ખાતો બંગાળી ગ્રાહકને માલની કિંમત સમજાવતો હોય છે-અને આપણે ત્યાં......!

# દેવી ડોસી

દિલખુશ બ. દીવાનજી

> તેમની પાસે અજાયબ પમાડે તેવી પ્રતિભાને નામ ઓળખાતી વસ્તુ નથી
>
> અદ્‌ભુત શક્તિ કે મેધા પણ નથી.
>
> પણ ઝેરનેય ઘોળીને પી જઈ અમૃત સારવતા હૃદયની ક્ષમાશીલતા, ખોટપ ઉદારતા ને તાકાદ તેમની પાસે સભર ભર્યાં છે.
>
> આર્યત્વના સંસ્કાર જેમનાં જીવનમા સ્વાભાવિક ને સહજ રીતે ફૂટી નીકળે છે. એવા આ ગામડા ગામના ડોસીનું મૂગું ને ખૂણે પડયુ ચરિત્ર, જીવનના મોખરા_સર કરી બેઠેલા કોઈ માનવી કરતા—ગૌરવને બંધપતામા—જરાયે ઓછું ઊતરતું નથી, જરાયે ઝાખું પડતુ નથી —સંપાદક

દેવી ડોસી દાંડીમાં રહે છે. શિયાળાના દિવસો છે ખૂબ ઠંડી પડી રહી છે. ડોસીમા ઘરમાં બેઠાં બેઠા રેંટિયો કાંતે છે. બહાર પવન જોરથી ફૂંકાય છે ને સાથે ફળિયાનો કચરો ડોસીના ઓટલા પર પથરાય છે. ડોસીમા કાંતતાં ઘડીક અટકે છે. મનમાં થાય છે કે આ બધો કચરો સાફ કરી નાખું પણ સામે જ ખાલી ચૂલો દેખાય છે. કચરો સાફ કરવા જાય તો રેંટિયો અટકે, રેંટિયો અટકે તો રોટલા ન મળે, તેલ, મરચું, ને ગોળ ન મળે. પહેરવાનાં પૂરાં કપડાં ન મળે. પવન સૂસવાટા મારે છે ને કચરો પડતો જ જાય છે. ડોસીમા સાફ કરવા નથી ઊઠતાં, નથી ઊઠી શકતાં ને એમનો રેંટિયો અવિરત ચાલ્યા જ કરે છે.

ડોસીમા એવાં ગરીબ નહોતાં. ગરીબ છે પણ નહિ. છતાં ગરીબાઈનો, ભૂખમરાના ઓછાયા એમની આસપાસ ફરી વળ્યા છે. આજે તો રેંટિયો જ એમની વિપદ વેળાનો બેરુ થઇ પડયો છે. પણ ગરીબાઈ ન હોવા છતાં ડોસીમાની આવી સ્થિતિ કાં? એ આટલાં દુઃખ કેમ વેઠે છે? એનું કારણ છે. કળજુગે એમના કુટુંબને જીવતું વીંખી નાખ્યુ છે. એમને ત્રણ જુવાનજોધ દીકરાઓ છે. ત્રણે પરણેલા છે ને ઘેર ચાર–પાંચ બાળકો પણ છે. બે દીકરાઓ દક્ષિણ આફ્રિકામાં વેપાર ખેડે છે. એક દીકરો જમશેદપુર કારખાનામાં સારી કમાણી કરે છે.

આ ત્રણે દીકરાઓની વહુઓ ડોસીમાના ઘરમાં જ રહે છે. ઘર ડોસીમાનું છે પણ એ બિચારાંને એક જેવો તેવો ખૂણો મળ્યો છે. ઘરનો સારો એવો ભાગ તો પેલી વહુઓ ને એના નાના છોકરાંઓ વાપરે છે પરદેશ કમાતો પુરુષવર્ગ એમની આ વહુઓને નિયમિત પૈસા મોકલે છે. એ આવતી રકમમાંથી ડોસીને કાંઈ મળતુ નથી. એકાદ જમીનનો નાનો ટૂકડો ડોસી પાસે છે આટલી ઉમરે તે જેમ તેમ ખેડીને કંઇક જુવાર કંઇક ચોખા કયારેક મેળવે છે. મહેનત મજૂરી ડોસીમા જ કરે છે. જુવાન સશક્ત વહુઓ બિલકુલ મદદ કરતી નથી. ધણી તરફથી દરેકને પુષ્કળ પૈસા મળતા રહે છે ને તેનાથી એ નિરાંતે ખાય પીએ છે ને મોજ કરે છે.

પણ આવી કાળી મજૂરી કરવા છતાં ડોસીને તો ઝાંઝવાનાં નીર જેવી સ્થિતિ રહી છે. આ વખતે એક રેંટિયો તેમનો નોંધારાનો આધાર થઈ બેઠો છે. એને જોઈ ડોસીમાની આંખો આનંદભીની બની જાય છે સગા દીકરાઓ જ્યારે ખુટામણ કરી બેઠા ત્યારે તેમના ઊણા પેટમાં એ બે કોળિયા પૂરે છે. ભર્યા કુટુંબમાં એ સાવ એકલા અટૂલા પડી ગયા છે. ને ત્યારે તેમની આ દયાજનક સ્થિતિમાં, તેમના ઓલવાતા દીવામાં એક રેંટિયો આવીને આછોતરું દીવેલ પૂરી રહ્યો છે.

આજે તો ડોસી મરણને કાંઠે આવીને ઊભાં છે. ભૂતકાળ પર એ ઝાંખી ઝાંખી નજર નાખે છે. પોતાનું હીર પાઇ, ફૂલની જેમ ઊછેરેલાં છોકરાના મુખ માની આંખમાં આજે યે અમીભરપૂર વસે છે. પણ સામી બાજુએ દિશા પલટી છે, દશા બદલી છે. છોકરાઓ ને વહુવારુઓના કાળજાંમાં કળજુગે આવીને ઝેરીલી ફાચર મારી છે. મૃત્યુની કિનારી પર ધ્રુજતા પગ માંડતી ડોસીને કોઈ ખવરાવે તેમ નથી, મદદ કરે તેમ નથી, તેની ક્ષીણ કાયાને ટેકો આપી મીઠા સાદે કોઈ બોલાવે તેમ પણ નથી. માંદી પડે ત્યારે વહુઓ લોકલાજે મોઢું બતાવીને ચાલી જાય છે. ડોસીના હાથમાંથી ઘંટી નથી છૂટી, ચોખા ખાંડવા નથી મટયા. લીલા બળતણને ફૂંકી ફૂંકીને આજે યે તેની આંખો પાણી નીતરતી લાલઘુમ બની જાય છે. કોઇકવાર તેની દીકરી સાસરવાસથી આવીને માને ટાઢક આપી જાય છે, વિસામો આપી જાય છે. પણ દીકરી તો આખર વનપંખણીને !

આટલાં દુઃખ, આટલી હાડમારી, આટલી કરુણ એકલતા છતાં દેવી ડોસીની સંસ્કારિતાનાં તેજ હીણાં નથી બન્યાં. દીકરાવહુની કઠોર કર્તવ્યવિમુખતા અને લાગણીશૂન્યતા છતાં ડોસીમાનું અંતર એ બધાં પ્રત્યે નિર્મળપ્રેમથી ભિંજાયેલું રહે છે. દાંડીમાં પરદેશથી ગરીબ, અશક્તોને મફત અનાજ આપવા માટે આવ્યુ છે.

આવાં તો બીજાં એક હજાર તારાઝૂમખાં શોધાયાં છે. એમાંનું પાસેનું ઝૂમખું ૧૮ હજાર પ્રકાશ વર્ષ દૂર પડેલું છે. તો સૌથી દૂર પડેલું ઝૂમખું આપણાથી એક લાખ ને પચાસી હજાર પ્રકાશવર્ષને અંતરે જઈ બેઠું છે.

આ બધાં ઝૂમખાંના તારાઓનાં અંતર વિસ્તાર વગેરે નક્કી કરનાર અભ્યાસીઓ કહે છે કે આ બધાંયે ઝૂમખાંના તારાઓ એકજ જાતના હોય છે અને બધા તારા એક જ દિશા તરફ ઊડયે જાય છે.

તેઓ અંદરો અંદર ગોઠવાયા છે પણ વ્યવસ્થિત રીતે. જેમ પારેવાના ટોળામાં વચ્ચે પારેવાં ગીચોગીચ હોય અને છેવાડે પાંખાં હોય તેમ આ ઝૂમખામાં પણ વચલે ભાગે તારા ખીચોખીચ ભર્યાં હોય છે પણ છેવાડે છૂટા છૂટા હોય છે એ બધા તારા ગોઠવાયા હોય છે પણ ગોળાકારમાં, એથી તો આવા ઝૂમખાંને ગોળાકાર તારકઝૂમખાં કહે છે.

## તારકવાદળાં

આ ઝૂમખાં સિવાય આપણને આકાશમાં બે જાતના વાદળા પણ દેખાય છે. આપણને વરસાદ આપે છે તે વાદળા આ નહિ હો ! આ તો તારકવાદળા. એમાંના એક તારકવાદળાં સફેદ હોય છે અને બીજી જાતના વાદળા કાળા હોય છે. સફેદ વાદળાં દક્ષિણાકાશમાં દક્ષિણ ધ્રુવની આસપાસ આવેલ છે. એ એટલાં બધાં ઉજળા છે કે અજવાળી રાતે પણ દેખાય છે એમાંના એક વાદળમાં તો પાંચ લાખ જેટલા તારા છે અને હજારો પ્રકાશવર્ષનો વિસ્તાર રોકે છે આવા વાદળામાં આવેલ અસંખ્ય તારા આપણને દૂરથી વાદળ જેવા દેખાય છે તેથી એમનું નામ તારકવાદળા આપવામાં આવેલ છે

બીજી બાજુ કાળા વાદળાનો ભેદ તો હજી આ સદીમાં જ ઉકેલાયો છે. એ વાદળા વળી જાતજાતના ઘાટ પણ ધરાવે છે. એમાંનું મૃગશીર્ષ પાસે આવેલ વાદળ તો અસલ ઘોડાનું મોઢું જ જોઈ લ્યો, અને ભુજંગધારી પાસે આવેલ એવું વાદળ જુઓ તો અસ્સો એસ (S) જેવું દેખાય આ શ્યામ વાદળાંઓ સફેદ વાદળાઓની જેમ તારાઓના ઝૂમખા નથી. વૈજ્ઞાનિકો અખતરા કરી કરીને કહે છે કે આકાશમાં આટલા બધા તારા પડ્યા છે ને એમનામાંથી એક જાતની રજ ઊડી ઊડીને અમુક દિશાએ ભેગી થઈ ગઈ છે, એમાંથી આવાં વાદળાં બની ગયાં છે.

## નાની નિહારિકાઓ

આવાં કાળાં વાદળાંમાંથી બે જાતની નિહારિકા પણ રચાઈ જાય છે, નિહારિકા એટલે વાદળ કે ઝાકળ. દૂરથી એનો દેખાવ એવો લાગે છે તેથી એનું એવું નામ પડ્યું છે, હવે આમાંની એક જાતની નિહારિકાને ગ્રહસ્વરૂપ કહે છે અને બીજી જાતની નિહારિકાને અવ્યવસ્થિત નિહારિકા કહે છે. આ સિવાયની એક બીજી જાતની વિરાટ નિહારિકા પણ થાય છે એનો પરિચય હવે આવતા હપ્તે કરીશું.

હવે પહેલી આપણે ગ્રહસ્વરૂપ નિહારિકા જોઈએ. જેવી રીતે સૂર્યની આસપાસ આપણું ગ્રહમંડળ ગોળાકારે ગોઠવાયેલું છે તેમ આ નિહારિકા પણ ગોળાકારે ગોઠવાયેલી હોય છે. આપણા ગ્રહમંડળની વચ્ચે બેઠેલો સૂર્ય જેમ સૌને પ્રકાશ આપે છે, તેવી રીતે આ નિહારિકાના ગોળને એના કેન્દ્રની આસપાસ આવેલો કોઈ તારો પ્રકાશ આપે છે. એ તારો નિહારિકાને જેવી રીતે સૂર્ય ચંદ્રને આપે છે એ રીતે પ્રકાશ નથી આપતો, પણ નિહારિકાને પોતાને એટલી તપાવી મૂકે છે કે ખુદ નિહારિકા પ્રકાશિત બની જાય છે વીણામંડળમાં આવી એક નિહારિકા છે, એનો ઘાટ અસલ વીંટી જ જોઈ લ્યો વચલો ભાગ તદ્દન કાળો અને ગોળાકાર ફરતી રેખા વીંટી જેવી ચળકતી. એ ઉપરથી એને વલયાકાર–વીંટીના આકારની નિહારિકા એવું ખાસ નામ આપ્યું છે.

બીજી જાતની નિહારિકા તે અવ્યવસ્થિત નિહારિકા, આ નિહારિકાને કોઈ ચોક્કસ ઘાટ નહિ કે આકાર નહિ જાણે દૂર દૂર કોઈ ઘાસનો ઢગલો સળગતો હોય એવું લાગે. મૃગશીર્ષ નક્ષત્રમાં પડેલ કાળા તારકવાદળાનો આપણે પરિચય કરી ગયા તે આ જાતની અવ્યવસ્થિત નિહારિકા છે.

## આપણું નિવાસસ્થાન

આ તારકઝૂમખાં, તારકવાદળાં ને નિહારિકાનો પરિચય કર્યો ત્યાં સુધીમાં આપણે લાખો પ્રકાશવર્ષના વિસ્તારમાં આવી ગયા. ક્યાં આપણે ગયે વખતે પરિચય કરી ગયા તે ૪૦૦–૫૦૦ પ્રકાશવર્ષનો વિસ્તાર ! પણ જોજો અહીં જ અટકી ન જતા ! હજી તો આપણે એનાથી યે વધુ વિસ્તારનો પ્રવાસ ખેડવાનો છે. આપણને વિશાળ લાગતાં આ તારકઝૂમખાં ને તારકવાદળાં તો આકાશગંગાના મામૂલી વિભાગો છે. કોઈ વિરાટ નગરની નાની ગલીઓ જ જોઈ લ્યો ને !

આ આકાશગંગાને તો તમે જોઈ છે ને ? આકાશ સામે નજર નાખતા એક ઝાંખો સફેદ પટો આડોઅવળો ચાલ્યો જતો દેખાય છે તે જ આ આકાશગંગા. ઉત્તરાકાશમાં એ પેલાં દેવયાની અને શર્મિષ્ઠાનાં મંડળો પાસેથી નીકળે છે, પછી મૃગશીર્ષના આર્દ્રાના તારા પાસેથી પસાર થઈ દક્ષિણાકાશમાં એ વહાણ, સ્વસ્તિક અને નરતુરંગના તારામંડળોની પાસે પાસે ચાલી જાય છે. પછી વીંછીડા અને આષાઢા નક્ષત્રો પાસે હાઉકલો કરતી આખું આકાશ ચીરતી એ સ્થાન તરફ ચાલી જાય છે.

આ આકાશગંગા વિષે દેશદેશના લોકોએ અનેક કલ્પનાઓ કરી નાખી છે. ઉપરાંત અનેકવિધ નામો પણ આપી દીધા છે. પણ કલ્પનાની આંખ પૂરું ભાળતી ન હોવાથી અભ્યાસીઓએ ટેલીસ્કોપની આંખે એનો વાસ્તવિક અભ્યાસ કર્યો છે. એ અભ્યાસનાં પરિણામો જાણીને જગતનાં માનવી ઘણીવાર પોતાની પામરતાને યાદ કરે છે.

આપણને પટારૂપે દેખાય છે એ તો છે તારાઓનું મહાન નગર. એ નગરના તારા આપણાથી એટલા બધા દૂર છે કે

આપણને પટારૂપે-જ દેખાય છે. આપણે જેનો પરિચય કરી ગયા એ બધા તારા ને નક્ષત્રો, તારામંડળો ને તારકઝૂમખાં, તારકવાદળાં ને નિહારિકા-બબ...ધાં આ આકાશગંગા નગરનાં રહેવાસી છે. આપણો સૂરજ પણ બાપડો આ જ નગરનો એક મામૂલી નિવાસી છે.

સાંભળો વાત જાણે આપણે વસીએ પૃથ્વીમાં, પૃથ્વી વસે સૂર્યમંડળમાં અને સૂર્યમંડળ વસે આ આકાશગંગામાં ત્યારે આ આકાશગંગા જ આપણું સાચું ઘર ઠર્યું ને ! આકાશગંગા આપણું ઘર ઠર્યું ત્યારે જેમાં આપણે રહીએ છીએ એ ઘરના ઘાટઘૂટ પણ જાણવા પડશે ને !

## આકાશગંગાનો આકાર

આ આપણા આકાશગંગા ઘરનો ઘાટ છે ગાડાના પૈડા જેવો. ગાડાના પૈડાંની જેમ આ આકાશગંગા પણ ગોળાકાર છે. પૈડાના વચલે ભાગે ધરી હોય અને એ ભાગ જાડો હોય, એ જ રીતે આકાશગંગાના વચલે ભાગે ખીચોખીચ તારા ભર્યા છે. પૈડામાં ધરી પછી આરા આવે ને આરાના ભાગ છૂટા છૂટા હોય એ જ રીતે આકાશગંગાના એ વિભાગની અંદરના તારા છૂટા છૂટા છે. આરા પૂરા થયે પૈડામાં ગોળાકાર ચક્કર આવે. આકાશગંગાનો ગોળાકાર એટલે આખા આકાશને વીંટતો આકાશગંગાનો એ દુધિયો પટો, ત્યાં અસંખ્ય તારાઓ ખીચોખીચ ભર્યા છે. એટલા ખીચોખીચ હોવાના કારણે આપણને પટાનો આભાસ થાય છે.

હવે સાંભળો, આપણા ઘરનો વિસ્તાર. આ આકાશગંગાના એક છેડાથી બીજા છેડા સુધી પ્રકાશને પસાર થતાં ૧ લાખ ને ૨૦ હજાર પ્રકાશવર્ષ લાગે છે. એના વચલા ચપટા ધરી ભાગને આરપાર વીંધતાં પણ પ્રકાશને ૨૦ હજાર પ્રકાશ વર્ષ લાગે છે. આ વિશાળ વિસ્તારમાં ૩૦૦ અબજથી માંડીને ૧૦૦૦ અબજ જેટલા તારાઓ પડ્યા છે એનો અંદાજ બાંધવામાં આવ્યો છે. સૂર્યની આસપાસ જેમ બધા ગ્રહો ગોળાકારે ફર્યા કરે છે તેમ આ બધા તારાઓ સેકંડના અસંખ્ય માઈલની ઝડપે કેન્દ્રની આસપાસ ગોળાકારે ફર્યા કરે છે.

રખે માનતા કે આપણા સૂર્યને આકાશગંગામાં કોઈ મહત્ત્વનું સ્થાન મળી ગયું છે ! બિચારો સૂર્ય તો આકાશગંગાના એક મામૂલી સભ્ય તરીકે આકાશગંગાના કેન્દ્રથી ૩૦ હજાર પ્રકાશ વર્ષને અંતરે બેઠો છે અને બીજા તારાઓની સાથે એ કેન્દ્રની આસપાસ સેકંડના ૧૦૦ માઈલના વેગે ફરી રહ્યો છે

## કેન્દ્ર-પલટો

લોકો પહેલાં માનતા કે આપણા નિવાસસ્થાન સમી પૃથ્વી જ આખા વિશ્વનું કેન્દ્ર છે. અને સૂર્ય તથા તારામંડળો એની આસપાસ ફરી રહ્યાં છે. પણ ૪૦૦ વર્ષ પહેલાં કોપર્નિકસ નામના જ્યોતિર્વિદે જાહેર કર્યું છે કે પૃથ્વી તો સૂર્યની આસપાસ બાપડી એક સાધારણ સભ્ય તરીકે ફરી રહી છે, આ નક્કી થતાં પૃથ્વી બાપડી કેન્દ્રમાંથી ઊઠી પડી. પછી લોકોએ સૂર્યને વિશ્વના કેન્દ્રમાં બેસાડ્યો, તો વૈજ્ઞાનિકોએ જાહેર કર્યું કે સૂર્ય તો આકાશગંગાનો એક અદનો સભ્ય છે. આમ સૂર્ય પણ કેન્દ્રમાંથી ઊઠી પડ્યો. અહીં લગી આવ્યા પછી રખે માની લેતા કે હવે આકાશગંગા જ આ વિશ્વનું કેન્દ્ર છે ! આકાશગંગાથી આઘે વસતી પેલી નિહારીકાઓ તો કહે છે કે આ આકાશગંગા તો અમારા જગતની એક સામાન્ય સભ્ય છે. આ અડેઠાઠ નિહારીકાનો મહિમા વળી આવતા વખતે—

# [ ૪ ]
# વિરાટ નિહારિકાઓ

*[ આપણા નિવાસસ્થાન સમી આકાશગંગાને મૂકીને આગળ ચાલીએ એટલે એના જેવી જ અસંખ્ય નિહારિકાઓ અવકાશમાં નજરે ચડે છે. એ નિહારિકાઓના નિરીક્ષણ પરથી વૈજ્ઞાનિકો કહે છે કે આ સમસ્ત વિશ્વ ફુલાતા ફુગ્ગાની જેમ વિસ્તરતું જાય છે. જાણે રબ્બરનો ફુગ્ગો જ જોઈ લો. આ વાર્તાલાપ તમને વિસ્તરતા વિશ્વનો ખ્યાલ આપી દેશે. ]*

તારામંડળ ઉપર આપણે ત્રણ વાર્તાલાપ તો કરી ગયા. ગયે વખતે આપણે આપણા ઘરની વાત સુધી આવી પહોંચ્યા. આ ઘર તે વિશ્વની અનંતતાનો ખ્યાલ આપતી આકાશગંગા, હવે આ આકાશગંગા પણ જેનો એક વિભાગ છે તે અડેઠાઠ નિહારિકાની વાત કરીએ. એમ કરતાં કરતાં જ વિશ્વના સમગ્ર પરિચય સુધી પહોંચી જશું.

આ વિશ્વ કેટલું વિરાટ છે એની કલ્પના તો અનેક શાસ્ત્રકારોએ અને તત્ત્વવેત્તાઓએ કરી છે. કવિઓએ તો વિરાટ કલ્પના કરી ને ગાવા લાગ્યા કે—

વિરાટનો હિંડોળો ઝાકમઝોળ
કે આભને મોભે બાંધ્યા એના દોર...વિરાટનો

છતાંય આ વિશ્વનો ઘણો નાનો ખ્યાલ તેઓ બાંધી બેઠા. એનો કંઈક સાચો ખ્યાલ તો આપ્યો વૈજ્ઞાનિકોએ અને જ્યોતિષશાસ્ત્રીઓએ.

પૃથ્વી મૂકીને આપણે સૂર્ય પાસે આવ્યા તો લાખો પૃથ્વી નાની પડવા લાગી. સૂર્યથી આગળ ચાલીને તારાઓ પાસે આવ્યા તો સૂર્ય આપણા આંગણાનો વસનારો લાગ્યો. ત્યારબાદ તારાઓ કેટલા દૂર છે એ માપવા આપણે ધરતીનું માઈલોનું માપ છોડીને પ્રકાશવર્ષનો આધાર લેવો પડ્યો. પણ તારાઓની દુનિયા તો ૫૦૦–૬૦૦ પ્રકાશવર્ષમાં જ પૂરી થઈ ગઈ અને હજારો પ્રકાશવર્ષના વિસ્તારમાં વસેલાં પેલાં તારાઝૂમખાં શરૂ થયાં. પણ એ તારકઝૂમખાં તો પેલી આકાશ-

ગંગાના નિવાસી એ આકાશગંગાનો પોતાનો જ વિસ્તાર એક લાખ અને વીસ હજાર પ્રકાશવર્ષનો નીકળી પડયો.

અહીં સુધી આવતાં તો આપણુને થાય કે ઓહોહો ! આવડી મોટી આકાશગંગા અને આટલો બધો વિસ્તાર હવે તો વિશ્વનો અંત આવી ગયો હશે. પણ ખરી વાત તો એ છે કે અહીંથી જ વિશ્વના વિરાટપણાનો સાચો ખ્યાલ શરૂ થાય છે ત્યારે એ સાચો ખ્યાલ મેળવવા આકાશગંગાની બહારીએથી આગળ જઈએ

## આકાશગંગાની બહાર

બહારગામ, જવા માટે જેમ આપણે ટ્રેનમા બેસીને ઊપડીએ છીએ તેમ આકાશગંગાની બહાર જવા માટે આપણે પેલા મનોવેગી ઘોડા પ્રકાશવર્ષને માથે બેસવું પડશે તે ખ્યાલ રાખજો. એક સેકંડના એક લાખને છાસી હજાર માઈલનો વેગ ધરાવનાર આ ઘોડા પર બેઠા પછી યે આપણી આકાશગંગાની બહાર નીકળતાં આપણુને ત્રીસ હજાર પ્રકાશવર્ષ લાગશે. કેમકે આપણી ગ્રહમાળા સાથે સૂર્ય આકાશગંગાના કેન્દ્રથી ૩૦ હજાર પ્રકાશવર્ષ દૂર બેઠા છે.

આકાશગંગામાથી બહાર નીકળીએ કે નિહારિકાઓનો પ્રદેશ શરૂ થાય છે. પણ આકાશગંગાની અંદર રહેલી નાની નિહારિકાઓ અને આ બહારની વિરાટ નિહારિકાઓ જુદી જુદી છે પેલી નાની નિહારિકાઓ તો આકાશગંગાની નજીવી સભ્ય છે ત્યારે આ વિરાટ નિહારીકાઓ તો આપણી આકાશગંગાની પડખોપડખ બેસે એવાં વિશ્વમા વસતાં અન્ય બ્રહ્માંડો છે. આ નિહારિકાઓનો આકાર પાણીમાં ઘુમરીઓ ફરતી હોય છે તેવો છે. એ માટે તેને આવર્તકાર–પાણીની ઘુમરી જેવી નિહારિકાઓ–એવુ ખાસ નામ આપવામાં આપ્યું છે.

## દેવયાનીની નિહારિકા

આપણી આકાશગંગામાંથી બહાર નીકળ્યા બાદ સૌથી પ્રથમ નિહારિકા આપણુને ઉત્તરાકાશમાં પેલા યયાતિમંડળ પાસે આવેલ ત્રિકોણ નામના તારા મંડળમાં દેખાય છે. એ નિહારિકાને M 33 Triangulum–'એમ ૩૩ ટ્રાયેંગલમ' એવા નામથી ઓળખવામાં આવે છે. એ નિહારિકા આપણી આકાશગંગાથી આઠ લાખ ને ૫૦ હજાર પ્રકાશવર્ષને અંતરે આવેલી છે. એના પછી બીજી નિહારિકા ઉત્તરાકાશમાં આવેલ દેવયાનીના તારામંડળમાં આવેલી છે. એને M 31 Andromeda 'એમ ૩૧ એન્ડ્રોમીડા'ના નામથી ઓળખવામાં આવે છે. આ નિહારિકા તો આપણુને નરી આંખે પણ પ્રકાશના ધાબા જેવી દેખાય છે

એ નિહારિકા એટલી મોટી છે કે એના એક છેડાથી બીજા છેડા સુધી પસાર થતાં પ્રકાશને પચાસ હજાર પ્રકાશવર્ષ લાગે છે. આ નિહારિકા લગભગ આપણી આકાશગંગા જેવો આકાર ધરાવે છે આમ ગાડાના પૈડા જેવી એ ગોળ છે ને વચ્ચેથી ચપટી છે આવો આકાર હોય અને આપણી નજર સામે [illegible]

એનું ચક્કર મોઢું ફળાતું છે તેથી એનો વચલો ભાગ પણ દેખાય છે. આ વચલો ભાગ ઘટ્ટ છે ને તેનો છેવાડાનો ભાગ પાંખો છે. આ નિહારિકાનો વચલો ભાગ દેખી શકાય છે ને આકાશગંગાની નિકટ વસે છે તેથી વૈજ્ઞાનિકોએ એનો વધુ ઝીણવટથી અભ્યાસ કર્યો છે. એ અભ્યાસ બીજી નિહારિકાઓનાં સ્વરૂપ જાણવામાં પણ સારી પેઠે મદદગાર બન્યો છે

## નિહારિકાનું સ્વરૂપ–ઘડતર

આ દેવયાનીની નિહારિકાને મૂકીને અનંત વિશ્વમાં આગળ ચાલીએ કે એક પછી એક અસંખ્ય નિહારિકાઓ આવતી જ જાય છે. એમાં કોઇ નિહારિકા દડા જેવી તદ્દન ગોળ હોય છે તો કોઈ આપણી પૃથ્વી જેવી દબાયેલી નારંગી જેવી હોય છે, કોઇ વળી એથી યે વધુ દબાયેલ દેખાય છે, તો કોઇ બરાબર આપણી આકાશગંગા જેવી ચક્રાકાર સ્વરૂપની નજરે પડે છે.

આવા જુદા જુદા ઘાટ પરથી નિહારિકાઓ કેવી રીતે ઘડાઈ છે તેનો ઇતિહાસ મળી આવ્યો છે. તારાઓ પણ કેમ થયા તે એના પરથી જાણી શકાય છે. વૈજ્ઞાનિકો કહે છે કે સાવ ગોળાકાર દેખાય છે તે નિહારિકા તદ્દન વાયુમય છે. એટલે કે એ તદ્દન પ્રાથમિક અવસ્થામાં છે.

પણ કેમ બની આ ગોળાકાર નિહારિકાઓ ? વૈજ્ઞાનિકો કહે છે કે આ વિશ્વ પ્રથમ વાયુરૂપ હશે, તેમાંથી કોઈક આંતરિક હલનચલન થયું ને વાયુના છૂટા છૂટા ગોળા બંધાઇ ગયા. જેમ ઝાકળનાં બિંદુઓ બાઝી જાય છે તેમ આ ગોળાઓ તે નિહારિકાઓ, આજે ય જે નિહારિકાઓ તદ્દન ગોળ દેખાય છે તે વાયુરૂપ જ માલુમ પડે છે. એટલે કે તેઓ પ્રાથમિક અવસ્થામાં જ છે એમ કહી શકાય

વાયુમાંથી ગોળાઓ રચાયા પછી ફરી એમાં પણ કોઇક આંતરિક હલનચલન થયું. અને એ ગોળાઓ ગોળ ગોળ ફરવા લાગ્યા, આ ગતિને કારણે તેઓ ઉપર નીચે દબાયા અને ચપટા તેમજ પહોળા થવા લાગ્યા, જે નિહારિકાઓ દબાયેલ નારંગી જેવી ચપટી ને પહોળી થઇ ગઈ છે તે આ જાતની કહી શકાય.

એ પછી યે તેમની ગતિ તો ચાલુ જ રહી, પરિણામે તેઓ આકાશગંગા અને દેવયાનીની નિહારિકા જેવી પૈડના આકાર જેવી ચપટી થઈ ગઈ. નિહારિકા જ્યારે આવી અવસ્થાએ પહોંચી ત્યારે એનો વચલો ભાગ ઘટ્ટ રહ્યો પણ છેવાડાના ભાગ પાંખા થતા ગયા. એ છેવાડના ભાગ પાંખા બનવા લાગ્યા એટલે એનું વસ્તુ ઠરવા માંડયું અને એમાંથી તારાઓ બંધાવા લાગ્યા દેવયાનીની નિહારિકાના આ રીતે છેવાડાના પાંખા ભાગમાં તારાઓ જોઈ શકાય છે. આપણી આકાશગંગા તો દેવયાનીની નિહારિકા કરતાં ય પાકટ અવસ્થાની જણાય છે, કેમકે એના તો ઘણાખરા ભાગમાંથી તારાઓ જ રચાઈ ગયા છે.

જેવી રીતે આપણી આકાશગંગા તેના કેન્દ્રની આસપાસ ગોળાકાર ફરી રહી છે એ જ રીતે બીજી નિહારિકાઓ પોતાના [illegible] આસપાસ ગોળાકારે ફર્યા કરે છે. પણ તેમનો વિસ્તાર

એટલો બધો મોટો હોય છે કે તેમને એક ચક્કર પૂરું કરતાં અસંખ્ય વર્ષો લાગે છે. પેલી દેવયાનીની નિહારિકાને એક ચક્કર પૂરું કરતા એક કરોડ અને નેવું લાખ વર્ષ લાગે છે.'

## નિહારિકાનો વિસ્તાર

હવે તમે કલ્પના કરો કે આવી નિહારિકાઓ અત્યાર સુધીમાં કેટલીક શોધાઈ હશે ? બસો, પાંચસો, હજાર, બે હજાર કે લાખ સાંભળો ત્યારે ! અત્યાર સુધીમાં આવી તો વીસેક લાખ નિહારિકાઓ શોધાઈ ગઈ છે, હજી તો બીજી શોધાયે જાય છે. કેશ નામના તારામંડળ આસપાસ આવી અસંખ્ય નિહારિકાઓ નજરે પડે છે. ટેલિસ્કોપની આંખે જોતાં જાણે હીરાનો જથ્થો વેરી નાખ્યો હોય એવી તે દેખાય છે. હીરા જેવી આ નિહારિકાઓ આપણાથી પાંચ કરોડ પ્રકાશવર્ષ દૂર છે. પણ એમાથીય આઘેની નિહારિકાઓ પણ નીરખી શકાય છે.

ભાદ્રપદના ચોરસના જાણીતા તારામંડળના વિભાગોમાં સૌથી દૂરની નિહારિકાઓ નજરે પડી છે. એ વિભાગમા નજરે પડેલી એક નિહારિકાનો ઝીણવટથી અભ્યાસ કરવા જતાં ત્યા ૧૬૨ નિહારિકાઓ દેખાઈ પડી આમ અચાનક દેખાઇ પડેલી નિહારિકાઓ આપણાથી દસ કરોડ પ્રકાશવર્ષને અંતરે પડેલી છે.

એ પછીયે બીજી ઝાંખી ઝાંખી નિહારિકાઓ નોંધાયે જાય છે અને એનો પ્રદેશ લગભગ ૨૫ કરોડ પ્રકાશવર્ષની આસપાસ થવા જાય છે.

આટલા કરોડ પ્રકાશવર્ષના વિસ્તારમાં આવ્યા પછી આપણનેય થાય કે અહોહો ! આપણે એટલા બધા દૂર નીકળી આવ્યા કે હવે ઘર ભેગા નહિ થઈ શકીએ. પણ બીક રાખશો મા આપણે તો હતા ત્યાંના ત્યાં છીએ. આ તો આપણે ૧૦૦ ઈંચના ટેલિસ્કોપથી દેખાતા આકાશની વાત કરી પણ ૨૦૦ ઈંચનો જે ટેલિસ્કોપ તૈયાર થાય છે એમાં આપણને આથી યે બમણો વિસ્તાર અને બમણી નિહારીકાઓ દેખાવાની આ તો ટેલિસ્કોપ તૈયાર થાય ત્યારની વાત થઈ. પણ અત્યારે જે બધું દેખાય છે એણે પણ વૈજ્ઞાનિકો સામે અનેક કોયડા ઊભા કરી દીધા છે.

## નિહારિકાનો વિચિત્ર વેગ

આ નિહારીકાઓ અવકાશમાં ગોળ ગોળ તો ફરી જ રહી છે. એ ઉપરાંત અમેરિકાની માઉન્ટ વિલ્સન વેધશાળાના અધિપતિ ડૉ. હબલ કહે છે કે તેમની બીજી પણ એક ગતિ દેખાઇ આવી છે. આ બધી નિહારીકાઓ આપણાથી દૂર દૂર અવકાશમાં ભાગતી જાય છે. આપણાથી દૂર ભાગે છે તેમ એક બીજીથી પણ દૂર દૂર ભાગતી જાય છે ને આઘી પડતી જાય છે. તેનું અંતર આપણાથી જેમ વધારે તેમ એનો ભાગવાનો વેગ પણ વધારે દેખાયો છે.

આપણાથી સાડાત્રણ કરોડ પ્રકાશવર્ષને અંતરે આવેલ નિહારિકા સેકંડે ૩૩૦ માઇલની ઝડપે દૂર ભાગતી જાય છે એનાથી બમણા અંતરે આવેલી નિહારિકા બમણા વેગે ભાગતી હોય. જો અંતર અર્ધું હોય તો એનો વેગ પણ અર્ધો થઇ જાય.

આ રીતે નિહારિકાઓ એક બીજીથી દૂર ભાગતી જાય છે તેમ તેમ આપણું વિશ્વ પણ ફુલાતું જાય છે. આ રીતે વિશ્વ ફુલાતું જાય છે તેના પરથી વિસ્તરતા વિશ્વનો Expending universe નો એક સિદ્ધાંત જોરશોરથી વૈજ્ઞાનિકો રજૂ કરી રહ્યા છે.

## વિસ્તરતું વિશ્વ

તેઓ કહે છે કે જેવી રીતે આપણે ફૂગ્ગાને ફુલાવીએ ને ફૂગ્ગો ફૂલતો જાય તેવી જ રીતે આ વિશ્વ જન્મે કે તરત ફૂલવાજ લાગે છે. જેવી રીતે ફૂગ્ગા ઉપર રજકણો ચોંટયાં હોય ને ફૂગ્ગો ફુલાતા એ રજકણો એક બીજાથી દૂર દૂર પડતાં જાય. એ રીતે આ વિશ્વ ફુલાતું જાય છે તેમ તેમ એની અંદર આવેલી આ બધી નિહારિકાઓ એકબીજાથી દૂર દૂર પડતી જાય છે. વિશ્વ ફુલાતું જાય, એની અંદર પડેલી વસ્તુઓ એક બીજાથી દૂર પડતી જાય અને પાખી પાખી વહેંચાઈ જાય. આમ તેઓ એકબીજીથી આઘી જતી જાય તો એને જોવા માટે વધારે મોટા ટેલિસ્કોપની જરૂર પડવાની. અને આમ કરતાં કરતાં એક દિવસ એવો પણ આવે કે કદાચ ગમે તેવા શક્તિશાળી ટેલિસ્કોપથી પણ એ ન દેખાય.

આવો સિદ્ધાંત આઇનસ્ટાઈન, દ સીટર લમાત્ર વગેરે વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિકોએ રજૂ કર્યો હતો. ડૉ. હબલે આ સિદ્ધાંતને ભારે અનુમોદન આપ્યું છે. પણ વિશ્વ વિષે અત્યાર સુધીમાં અનેક સિદ્ધાંતો શોધાઇ ગયા છે અને અનેક નિયમો સાબીત થઇ ચૂક્યા છે. આવા બધા સિદ્ધાંતો અને આવા બધા નિયમો આ વિસ્તરતા વિશ્વના સિદ્ધાંતો સામે અનેક શંકાઓ ઊભી કરે છે ને જવાબ માગે છે. એના જવાબો શોધતાં બીજા અનેક કોયડા ઊભા થયા છે.

આ કોયડા આપણે સમજી પણ ન શકીએ એટલા અઘરા છે. એ સમજવા આપણે જરા મોટા થઇને પ્રયત્ન કરશું. પણ આપણે એટલું તો સમજી શકીએ કે આવા કોયડા ઉકેલતાં ઉકેલતાં જ વૈજ્ઞાનિકોએ વિશ્વના વિરાટ સ્વરૂપનો ખ્યાલ મેળવ્યો છે અને આપણી દષ્ટિને વિરાટ બનાવ્યે જાય છે. આપણે પણ એ વિરાટ દષ્ટિ વડે જ હવે વિશ્વને નીરખીએ અને પેલા કવિની કલ્પનાને સમજપૂર્વક ગાઈએ કે—

> વિરાટનો હિંડોળો ઝાકમઝોળ
> કે આભને મોભે બાંધ્યા જેના દોર...વિરાટનો

---

ઓલ ઈન્ડીઆ રેડીઓ, મુંબઇ સેન્ટર પરથી રહેલ બ્રૉડકાસ્ટ વિભાગમા ૧૩ થી ૧૫ વર્ષના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને તારામંડળ શીર્ષક નીચે અપાયેલા ચાર વાર્તાલાપમાંથી અનુક્રમે તા ૧૯-૧-૪૬ તથા ૨૩-૧-૪૬ ના રોજ અપાયેલા છેલ્લા બે વાર્તાલાપ

# પત્ર અને પરિચય

અહીં એક સાહિત્યના અભ્યાસી ને રસજ્ઞ ભાઈનો પત્ર પ્રગટ કરીએ છીએ. આપણે જે નવું વાંચીએ, વિચારીએ, કલ્પીએ તેની વાત કોઈ સહૃદયી ને કહેવાની આપણને સ્વાભાવિક ઇચ્છા થાય છે. અને એ માટે પત્ર એ સારામાં સારું સાધન છે. તેમાં કથા પે ઓપ, અલંકાર કે કૃત્રિમતા લાવ્યા વગર આપણે આપણા કથનને વહાવીએ છીએ. વચ્ચે કોઈ બંધનની બીક વિના આપણે પોતીકી વાત પણ કહેતા જઈએ.

આમ, અહીં પત્રલેખકને સ્પર્શી ગએલા બે કરુણ કથાઓનો પરિચય આપેલ છે. એથી નવા વાચનની રસવૃત્તિ જાગે, વિસ્તાર વધે ને મૂળ વસ્તુ તરફ એ તમને ખેંચી જાય તો પે બસ.

અવકાશે આ રીતે વિવિધ સામગ્રી આપતા જવાની ઇચ્છા છે. —સંપાદક

★

પ્રિય ભાઈ,

મારા પત્રો મળ્યા હશે. આજે એકાએક આમ લખું છું. કદાચ કોઈને લાગે કે તરણા ઓથે એવો કયો ડુંગર ખોદીને ઉંદર કાઢવાનો છે કે નાહક સરકારના ટપાલખાતાને ખટવે છે? વાત તો ખરી છે પણ એ તો જેને રામબાણ લાગે તેને વાગે–અને તે જ જાણે.

આજ ૭ દિવસથી ચોમાસું થઇ ગયું છે. આપણે ત્યાં હેલી થાય છે તેવું. હું કંઈક પથારીમાં હરતો ફરતો થયો ને આ હેલી શરૂ થઈ ગઈ. બહાર પવન એવો તો ઠંડોગાર હોય છે! એક જ રાત જો બહાર રહેવાય તો મારા જેવાનું તો 'રામ બોલો' થઇ જાય પણ ભગવાન એમ મને મરી જવા દે તેવો નિર્દય નથી!

હમણાં જ 'Letters of Vivekananda' નું વાચન શરૂ કર્યું છે. તે પહેલાં 'The Constant Nymph'ની ફિલ્મ જોઈ અને 'Monpti' નામની નવલકથા પૂરી કરી. શાળામાં આ તે બહાને હમણાં રજા પડે છે. આવતી કાલથી ચાલશે. માંદગી પછી મારી માનસભૂમિ અસામાન્ય કંપનોથી ધ્રૂજી રહી છે એને સ્થિર રૂપ ધરવાનો અવકાશ નથી. એક તરફ શરીરની અશક્તિ—જાણે બે અગ્નિ વચ્ચે પ્રજળું છું. ફિલ્મના એક કન્યા પાત્રે અને એને જ મળતા, નવલના એ કુમારિકા–પ્રિયતમાએ અને એમનાં કાલ્પનિક મૃત્યુએ આવી અસર વધારે કરુણ બનાવી છે.

મોન્પ્ટી કરીને એક હંગેરિયન વિદ્યાર્થી પેરિસ આવે છે, બે માસનો ચિત્રકળાનો અભ્યાસક્રમ પૂરો કરવાને માટે. દરમિયાન પૈસા થઇ રહે છે અને ઘેર દાદીમાએ મેણું મારેલું, 'પાણીનો કળશ્યો ય ભરાય એમ નથી છોડીને!' એટલે એ જૂનીખખ હોટેલની એક ખોલીમાં, ગંદા લત્તામાં રહે છે, ભૂખે રહે છે અને જીવન ટકાવે છે. નવરાશે જાર્ડિન લાક્ઝમ્બર્ગ બગીચામાં મફતની પાટલી પર જઈ બેસે છે. ચિત્રોમાંથી જે કંઇ પૈસા મળે છે તે એક બે દિવસમાં ઉડાવી દે છે. આ બગીચામાં એને 'આન્–ક્લેર' મળે છે.

દોસ્તી જામે છે. એ કન્યા ઓફિસમાં નોકરી કરે છે. પછી તો એમનું સહચાર અને પ્રેમજીવન વર્ણવે છે. એમાં કન્યાનું સંયમી, કલામય, ચેતનશીલ, પ્રેમાળ–વત્સલ–કરકસરવાળી ગૃહિણી તરીકેનું–એ બધી ચિત્રમાળાનું આખું દૃશ્ય એટલું romantic છે; માબાપ વગરનું સ્વતંત્ર, સ્વાવલંબી, પ્રેમમાં પણ નીતિ અને મર્યાદા ન ભૂલનારું–અને છતાં ઉદાર, નિખાલસ, હાસ્યભરેલું આત્મભોગી જીવન અને છેવટ પ્રિયતમને મળવા આવતાં બસથી કચડાઈને દવાખાનામાં થએલું મૃત્યુ! A fine flower of humanity lost-dragged into the everlasting overflow-this eternal flux. એવું તો જીવતું ને રમતું પાત્ર છે! આપણા હિંદુ કુટુંબના સમાજમાં એવાં પાત્રો વણખીલ્યાં કરમાઈ જાય છે–માત્ર સંસારી જ બની રહી જાય છે: જીવન સામે ટક્કર ઝીલીને કળી જેવું ખીલતું પણ નીરસ્વાધીન હૃદય, ચિત્ત–આત્મભાન ક્યારે જાગશે?

હમણાં તો હું 'નોવેલ રીડીંગ' પાછળ પડ્યો હોઉં એમ લાગે છે. 'રેસ', 'મળેલા જીવ' અને હવે પર્લબકની 'The good Earth.' શરૂ કરી છે. વાર્તા કરુણતાથી ભરપૂર છે અને એથી મારું હૃદય પણ ભરઈ આવે છે. મને વધારે લાગે છે એ તો ધરતીનાં બાળકોની આરાધના ને ઈશ્વરની ગે અસદ્ભાવના. માણસ જાતનો જીવનને ટકાવી રાખવા માટે વહેતો, ધૈર્ય ને પુરુષાર્થનો પ્રબળ ઝરો પણ નજર સામે તરી રહે છે. હમણાં તો મારે હાથ આવી કરુણાન્ત નવલો ચડી છે. ઈશ્વરની શી ઇચ્છા હશે?

તમે તો પત્રલેખનનો આરંભ અને અંત એકધારો અને સળંગ લાવી શકો પણ હું પોતે તો ત્યાં પણ અસહાય છું. તમારો એ તરફના વર્ષોનાં પ્રકૃતિદર્શનો રસ છે અને તમારા અંતરમાંથી પસાર થઇને એ સૌ કલ્પનાના આછા રંગે રંગાય છે. એવું સામાન્ય રીતે અહીં હોતું નથી. પરંતુ આ ત્રણ ચાર દિવસો તો અપવાદ રૂપ આવી ગયા. હેલી જેવો મેઘ પડ્યો પણ મારા મનના મોર અબોલ રહ્યા અને મલ્હાર તો નીકળે જ શાનો!

સ્વસ્થ ચિત્ત અને પ્રસન્ન હૃદય હોય તો પ્રકૃતિદર્શનનો આનંદ જુદો જ આવે. અત્યારે સવારના સાડાનવે તો સૂર્યનો સોનેરી તડકો નીકળ્યો છે ને મેઘરાજની સવારી ચાલી ગઇ છે. તડકામાં મારા રૂમની ફરસબંધી ઝળક ઝળક હસી રહી છે–ક્યારેક વાદળ જતાં જતાં સૂરજને ઘેરે છે ત્યારે એ હાસ્ય ઝંખવાણું પડી જાય છે અને વળી પાછું ઓર તેજહાસ ધરે છે ને એમ પોતાના દ્વંદ્વ રૂપનું ભાન મને પણ અસરકારક રીતે કરાવે છે.

પણ આજે તો આ પત્રને રવાના કરી દેવાનો છે ને આમ દૃશ્યવર્ણનમાં ચડી જઇશ તે કેમ કામ લાગશે?

તમે તો ત્યાં ભારે, હળવો મનપસંદ વાચનપ્રસાદ લઇ શકો છો—હું તો હમણાં 'સાહિત્યની માયા'માં આથડું છું. એ ક્યારેક વેરાન છે, ક્યારેક નિબિડ જંગલ છે, ક્યારેક ખીણુટેકરીઓનો ઉચ્ચનીચ પ્રદેશ છે. અજબ લાગણીઓ ને દૂરદર્શી આદર્શોને એ જગાડે છે. ટોલ્સ્ટૉય કહે છે કે જે સાહિત્ય આવી સૂક્ષ્મ લાગણીઓ અને આવા પોઢેલા ભાવોને જગાડે તે સાહિત્ય. પછી માનવે તરત જ જીવનકર્મના સ્વામી બનવું જોઇએ. નહીંતર એ સાહિત્યનો કોઈ હેતુ નથી. વાચનમાંથી પણ જ્યાં લગી આ શક્તિઓ કાર્યરત થઇ નથી એનાં સ્વરૂપને અનુકૂળ, ત્યાં લગી હૃદયનો ઝરો મુક્તપણે ઝરતો ન રહે જ. હૃદય પણ નાના આધાર પર ઊભું રહીને મોટા અવકાશમાં જઈ વિચરી શકે છે.

...તમે કહો છો તે બરોબર છે. આ સંસારના આપણા જીવન આસપાસ બધે કવિતા ને કથા વહી રહી છે. કવિતા તો છે વિશ્વ-સમૃદ્ધિ, માત્ર જે ગ્રહી શકે એને જ એનો રસાનંદ લાધે છે. કવિનું હૃદય જ એવું છે કે એનાં સંવેદનો સંસારવ્યાપી ને સાર્વભૌમ હોય છે. એટલે વ્યક્તિ તરીકે કવિનો વિશિષ્ટ મહિમા છે. માટે જ 'કવિ' પૂજાય છે, હૃદય તો માનવનું એક જ છે. ભલે મન, મગજ, શરીર અને ભાષાઓ જુદાં હોય.

પણ હવે મારે પત્રને અધૂરો જ છોડવો પડશે જતાં જતાં એક વધુ પરિચય આપનો જઉં–કવિ અને તેની કથાનો.

હમણાં રાજકવિ જ્હોન મેઇઝફિલ્ડનું નાટક 'The Tragedy of Nan' વાંચ્યું. હમણાં કોણ જાણે કેમ આવું 'Tragedy'નું સાહિત્ય જ હાથમાં આવે છે.

નેનનું પાત્ર સરસ આલેખ્યું છે. આખી વાર્તા આપણા જીવનને અંશતઃ મળતી આવે છે. નેનના બાપને ઘેટું ચોરવાના ખોટા આરોપ માટે ફાંસીએ લટકાવી દેવામાં આવ્યો છે. મા તો મરી ગઈ હતી. મામા મામીને ઘેર રહી છે. મામો તો ઠીક છે પણ વહુવશ્લો છે. મામી આ ભલી ભોળી સુંદર સુઘડ ભાણી પ્રત્યે ઈર્ષ્યા બતાવે છે, મેણાં મારે છે અને કામ કરાવી કરાવી દુઃખ આપે છે. નેન રીબાય છે. એમાં વળી મામીની દીકરી જેનીના થનાર પ્રિયતમ 'ડિક ગુર્વિલ'નો પ્રેમ નેન તરફ વળે છે. તેઓ વાગ્દાનથી એકમેક જોડે લગ્ન કરવા બંધાય છે. એમનો પ્રેમપત્ર મામી નેનના કોટના ખિસ્સામાંથી કાઢી લે છે અને જુઠાણાં બોલી, કપટ રમી, ડિકને પૈસાની લાલચમાં નાખી નેનનું સાટું રદ કરાવી જેની સાથેનું લગ્ન ઠરાવી દે છે. નાચના સમયે એની જાહેરાત કરે છે. ડિક સાથે નૃત્ય કરવામાં જેની એની ભાગીદારણ થાય છે. મામી નેનને હલકા કૂળની માને છે અને ફાંસીએ ચડેલા પિતાની પુત્રી છે એટલે એને હમેશ હલકી નજરે જુએ છે. ખોટા બોલી ને કપટી છે. હવે નેન તો નૈતિક હિંમતવાળી છોકરી છે. સાચું લાગે તે મોઢે ચોડે એવી છે. કોર્ટના કેસમાં ફાંસીએ દીધા પછી નેનનો પિતા નિર્દોષ ઠરે છે! અને તેનાં 'ડેમેજીસ' તરીકે નેનને ૫૦ પાઉન્ડ consolation damages મળે છે! એટલે મામા મામી રાજી થાય છે ને નેનને સારું લગાડે છે. બીજી બાજુએ જેની માંદા ડુક્કરના માંસની વાની ખાય છે એટલે મરવા પડે છે. ડિક પણ તેને છોડીને નેન તરફ વળે છે. નેન બધાંને સાચું ને કડવું સંભળાવે છે. અંતે નેન ડિકને એની કાયરાઇને કારણે પેટમાં છરી હુલાવી દે છે ને પોતે નદીની જળભરતીમાં કૂદી પડે છે!....નેન એનાં મામા મામીને સંભળાવે છે.

"And What was good in me, you sneered at. And what was sweet in me, you soured. And what was bright in me, you dulled. I was a fly in the spider's web. And the web came round me and round me, till it was a shroud, till there was no joy in this world. Till my heart was bitter as that ink, and all choked. And for that I get little yellow round things......"

આ-રુધણું વાંચી વેદનાની પીળી ભમરીઓનું ટોળું મારી પાછળ પડ્યું હોય તેમ લાગે છે. પણ એમાં તમને શા માટે સાથે ખેંચું છું? જીવનની ઘેરી કરુણાની આડી બારી ખોલી દૂં રજા લઉં—એ વિસ્તારમથી પર તો હજુ બહાર પડ્યો છે. લખશો. એજ

તમારો ભાઇ




શ્રી. બંસી ગાંધી, बी. एस्सी
પ્રોફે. જયંતિલાલ દે. ઓઝા, एम. एस्सी
ડૉ. નરસિંહ મુ. શાહ, : एम एसनी पीएच डी

## વિજ્ઞાન ભેદભાવ રાખતું નથી

યુદ્ધ પછી જગતભરમાં કાયમી શાંતિ સ્થાપવી હોય, આજના વિનાશક સંહારમાંથી નવા પ્રકારનું સહકારી જીવન ઉપજાવવું હોય, તો વિજ્ઞાન અને અન્ય પ્રગતિશીલ જ્ઞાનની શાખાઓ જે હિસ્સો ઉપરના કાર્યની સિદ્ધિ પરત્વે આપશે તેની ઉપેક્ષા ન થવી જોઈએ. યુદ્ધો અને આર્થિક હરીફાઈઓ જુદી જુદી પ્રજાઓમાં વિચ્છેદ ઊભો કરે અને તેના ભિન્ન ભિન્ન એકમોમાં ભાગલાઓ પાડે: પણ આ સ્થિતિ ક્ષણભંગુર રહેવાની—કોઈ દિવસ સંપૂર્ણતાએ પહોંચવાની નહીં વિજ્ઞાન અને અન્ય વિદ્યાઓને લાગેવળગે છે ત્યાંસુધી દુનિયાના બુદ્ધિવાદીઓનું જીવન આંતરરાષ્ટ્રીય સંબંધોથી સંકળાયેલું રહેવાનું જ. અમુક વ્યક્તિની ઈચ્છા હોય કે નહીં, પણ માનવસમાજ ન ભુસાય એવી એકતાના તાણાવાણાથી વણાયેલ નમૂનો છે.

મનુષ્યપ્રવૃત્તિનું એક પણ એવું ક્ષેત્ર નથી, જેમાંથી ઉપરનું પ્રતિપાદન પુરવાર કરવા દૃષ્ટાંતો ન મળી શકે. દૂર પૂર્વના સમરાંગણમાં ઘવાયેલો અમેરિકન સૈનિક પોતાની જિંદગીના બચાવ માટે ધનુર્વાના જંતુ શોધી કાઢનાર જાપાની વૈજ્ઞાનિક કીટાસાટોને આભારી છે લોહી આપીને ઉગારેલો રશિયાનો જખમી જવામર્દ ઑસ્ટ્રિયાના દાક્તર લેન્ડસ્ટાઈનરની શોધોને ઋણપૂર્વક સંભારવાનો. રશિયાના સંશોધક મેટ્શ્નીકોફના કાર્યની મદદથી જર્મન સૈનિકની જિંદગી ટાઈફૉઈડમાંથી બચે છે. પૂર્વ હિંદના ટાપુઓમાં વસવાટ કરનારને મેલેરિયામાંથી મુક્તિ આપનાર ઈટાલીના વૈજ્ઞાનિક ગ્રાસીના પ્રયોગો છે. ઉત્તર આફ્રિકામાં અંગ્રેજ વિમાનીને શસ્ત્રક્રિયાના ચેપમાંથી બચાવી મૃત્યુના મોંમાંથી ઉગારનાર સુપ્રસિદ્ધ ફ્રેન્ચ વૈજ્ઞાનિક પાશ્ચુર અને જર્મન વૈજ્ઞાનિક કોકની શોધો છે.

શાંતિ પ્રવર્તતી હોય કે યુદ્ધ ચાલતું હોય, દુનિયાના કોઈ પણ રાષ્ટ્રના સંશોધકોએ કરેલી શોધોનો લાભ સૌ કોઈને મળે છે. એક અંગ્રેજની શોધો જગતભરનાં બાળકોને બળિયા સામે રક્ષણ આપે છે. એક જાપાની અને જર્મન વૈજ્ઞાનિકોના સંશોધનના પરિણામે જગતભરનાં બાળકો ડીફથેરીઆના ભોગ થતાં બચ્યાં છે. હડકવામાંથી માનવજાતને બચાવનાર એક ફ્રાન્સવાસીની શોધો છે. પેલેગ્રા (Pellagra)માંથી ઉગારનાર એક ઑસ્ટ્રિયન વૈજ્ઞાનિકની શોધો છે. જન્મથી મૃત્યુ પર્યંત આપણી આસપાસ આવા અનેક અદૃશ્ય આત્માઓના કાર્યની છાપ પડેલી છે આ મહાનુભાવોએ કદી માત્ર પોતાના દેશના વાડા કે સરહદનો ટૂંકો ખ્યાલ મનમાં રાખ્યો નથી, અને માનવજાતના કલ્યાણ સિવાય બીજી કોઈ ઊતરતી વફાદારી દર્શાવી નથી. જે કાંઈ સારું કાર્ય કર્યું છે તે બધુ દેશ અને રંગના ભેદ વિના માનવજાતના ભલા માટે સામાન્ય ઉપયોગમાં હંમેશાં લેવામાં આવ્યુ છે.

[ 'રૉકફેલર ફાઉન્ડેશન રિવ્યુ' (૧૯૪૧) માંથી ]

## રૉયલ ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ, મુંબઈ

આ ઇન્સ્ટીટ્યુટનો રજત મહોત્સવ ૧૯૪૫ના નવેમ્બરની ૧૫મીથી ૨૨ સુધી ઉજવાયો. પ્રસંગાનુસાર અનેક કાર્યક્રમો ગોઠવવામાં આવ્યા હતા. મુંબઈના ગવર્નર સર જૉન કૉલ્વીલના પ્રમુખપદેથી કરેલા ભાષણથી શરૂઆત થઈ હતી. પ્રીન્સીપાલ પરાંજપેએ સ્વાગત ભાષણમાં સંસ્થાના ઇતિહાસ અને કાર્યની રૂપરેખા દોરી હતી. આ માહીતિ 'ઊર્મિ' અને નવરચના'ના જાન્યુઆરી ૧૯૪૬ના અંકમાં આપી ગયા છીએ મહોત્સવ દરમિયાન નામાંકિત વૈજ્ઞાનિકોનાં વ્યાખ્યાનો ગોઠવવામાં આવ્યાં હતા આ બધાં વ્યાખ્યાનોનો સાર ભાગ હવે પછી આપતાં રહીશું. આ પ્રસંગે એ મોટું વિજ્ઞાન-પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. વિજ્ઞાન વિષયમાં અજ્ઞાત જનતાને વિજ્ઞાનની પ્રગતિનો ખ્યાલ આપવા માટે યોજાયેલું આ પ્રદર્શન ખૂબ લોકપ્રિય

બન્યું હતું અને ૧૨-૧૩ હજાર માણસો જોવા આવ્યા હતા. તેમાં ચાલતાં નમૂનાઓ, યંત્રો, નકશાઓ, ફિલ્મો અને પ્રયોગો ગોઠવવામાં આવ્યા હતા અને પ્રદર્શનને આકર્ષક બનાવતા હતા.

**રસાયણ વિભાગ :** આ વિભાગમાં કોલસામાંથી બનતી વસ્તુઓ, મૂળતત્ત્વોના નમૂનાઓ, કુદરતી અને બનાવટી અત્તરોના નમૂનાઓ, ગંધક અને તેમાંથી બનતા પદાર્થો, ક્ષ-કિરણોથી સ્ફટિકોની તપાસ, રાસાયણિક ક્રિયાઓમાં વપરાતી રીતો, વરાળથી નિસ્પંદન (steam distillation), નિર્વાતક નિસ્પંદન (vacuum distillation) ઇત્યાદિ ગોઠવવામાં આવ્યું હતું. આ ઉપરાંત સંસ્થામાં થતાં સંશોધનોનો ખ્યાલ નકશાઓ અને નમૂનાઓ, જેવાં કે સેકરીન, કલોરામીન ટી, ડી. ડી. ટી વગેરે સંબંધી નકશાઓ અને પ્રયોગો વડે આપવામાં આવ્યો હતો.

**ભૌતિક વિજ્ઞાન વિભાગ :** 'ગીઝર ટ્યુબ', અલ્ટ્રા વાયોલેટ દીવાઓ અને તેની બીજી વસ્તુઓ પર થતી અસર, 'ટેસલા કોઈલ', 'ગાઈરોસ્કોપ', રેડિયોથી ચાલતી ગાડી અને બીજા અનેક પ્રયોગો અને સાધનો બતાવવામાં આવ્યા હતા.

**ગણિત વિભાગ :** આમાં કેટલાક કોયડાઓના નકશા રાખવામાં આવ્યા હતા, જેનો જવાબ લાવવા માટે અનેક પ્રેક્ષકોએ માથાં ખોતર્યાં હતાં અને ઉકેલ મેળવવાનો આનંદ અનુભવ્યો હતો.

**વનસ્પતિ વિભાગ :** જુદી જુદી જાતનાં ઝાડપાન-જંતુભક્ષી, ઉદ્યોગોમાં ઉપયોગી, સુગંધીવાળા, મધુનાશી ઇત્યાદિ એકત્રિત કરી વનસ્પતિની વિપુલતાનો ખ્યાલ આપવામાં આવ્યો હતો. ઉપરાંત જે ફુગમાંથી પેનીસીલીન છૂટું પાડવામાં આવે છે તેના નમૂના, કોષના કેન્દ્રમાં રહેલા 'ક્રોમોસોમ્સ' (જેને લીધે આપણામાં વંશજોની ખાસિયતો અને રોગો ઊતરે છે), પાંદડામાં રહેલા સૂક્ષ્મ છિદ્રો દ્વારા કેવી રીતે ઝાડ હવા લે છે તે સર્વે બતાવવામાં આવ્યું હતું.

**પ્રાણીશાસ્ત્ર વિભાગમાં** જીવતા સર્પો, તેમાંથી ઝેર કાઢવાની રીત, શરીર બહાર ચાલતું દેડકાંનું હૃદય, બે માથાવાળું બાળક, એક આંખવાળું બાળક, તેના ગર્ભોની સ્થિતિ, જુદી જુદી જાતની માછલીઓ-એ બધાંએ સારું ધ્યાન ખેંચ્યું હતું. માકડ. મચ્છર, માખી વગેરેથી થતું નુકસાન નકશાઓ દ્વારા સમજાવવામાં આવ્યું હતું. ગરોળી, જંતુઓ, કરોળીયા ઇત્યાદિના રંગો અને તેમની આજુબાજુનાં ઝાડપાન અને વાતાવરણની સામ્યતા તેમને કેવી રીતે રક્ષણ આપે છે તે બતાવવામાં આવ્યું હતું.

પ્રદર્શન દરમિયાન રોજ કલાક કલાકને આંતરે 'એટમ બૉમ્બ,' કાચની બનાવટ ઇત્યાદિ ફિલ્મો બતાવવામાં આવતી અને રસાયણ વિભાગમાં રસમય પ્રયોગોનો કાર્યક્રમ રજૂ કરવામાં આવતો. બીજી રસપ્રદ માહીતિ હવે પછીના અંકમાં.

(ડૉ. સુરેશ શેઠનાએ પૂરી પાડેલ માહિતીના આધારે)



## આકાશમાં તારા-ટાપુઓ

## (Island Universes)

દરિયાના ટાપુઓ વિષે તો તમે જાણતા હશો. પરંતુ આકાશમાં પણ ટાપુઓનાં અનંત જૂથ પરિભ્રમણ કર્યા કરે છે તે સાંભળી તમને નવાઈ લાગશે. હાલના વિજ્ઞાનયુગમાં વિજ્ઞાનનાં જુદાં જુદાં અંગ બાબત થોડી ઘણી માહિતી સામાન્ય રીતે બધાને હોવી જોઈએ અને થોડે ઘણે અંશે તેમ થતું આવે છે. ખગોળ વિષે આપણે એટલું તો જાણીએ છીએ કે સૂર્યની આસપાસ બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરુ, શનિ વગેરે ગ્રહો અનુક્રમે ફરે છે. આ સમગ્ર રીતે સૂર્યમંડળ કહેવાય. આકાશમાં સૂર્યમંડળ ઉપરાંત અગણિત તારાઓ દેખાય છે. તમને નવાઈ લાગશે કે નરી આંખે આપણે જોઈ શકીએ તેવા તારા અગણિત તો ન જ કહેવાય. ગણત્રી કરતાં માલૂમ પડે છે કે નરી આંખે આપણે અંધારી રાતે પણ બહુ તો ૨થી ૩ હજાર તારા જોઈ શકીએ. પણ સારામાં સારા દૂરબીનની મદદથી તો ખરેખર અગણિત તારા જોવાય. હાલમાં જે ૧૦૦ ઈંચ વ્યાસનું પ્રતિબિંબ-દૂરબીન અમેરિકામાં છે તેની મદદથી તો ચોગડાને ૧૩ મીંડાં ચડાવો તેટલા તારા જોઈ શકાય છે. એટલે અગણિત તો ખરાજ ને !

કોઈવાર આકાશમાં તમે નજર તો કરી હશે જ. તમે આકાશગંગા જોઈ છે? આકાશમાં તેજના પ્રવાહ જેવી આકાશગંગા તમે ન જોઈ હોય તો બનતી ઉતાવળે

જોઇ લેજો. તેજના બનેલા પૂલ જેવી તે આકાશમાં પથરાઇ રહેલી હોય છે આ તેજના અંબારને મોટા દૂરબીનથી જોતાં તે અગણિત તારાનો બનેલો જણાય છે. પરંતુ તેમાં કોઈ કોઇ તેજના ઢગલા પણ જણાય છે. આ તેજના ઢગલાને તેજોમેઘ અથવા નિહારિકા કહે છે (Nebula). હવે આવી નિહારીકાઓ આકાશમાં બહુ છે. કેટલીક આકાશગંગામાં જ છે અને કેટલીક તેમાંથી થોડે દૂર છે. દૂરબીનની મદદથી આધુનિક ગણિતશાસ્ત્રે સિદ્ધ કર્યું છે કે આપણી આકાશગંગા તે એક ચપટો ગોળાકાર વિરાટ ટાપુ છે. આ ટાપુમાં આપણું સૂર્યમંડળ આવેલું છે. આ ટાપુ કેવડો છે તેનો ખ્યાલ એટલા ઉપરથી જ આવી શકે છે કે તેના ગોળાકારનો વ્યાસ પહના ઉપર ૧૯ મીંડાં ચઢાવો એટલા માઇલ છે; અને તેની જાડાઈ પહના ઉપર ૧૮ મીંડાં ચડાવો એટલા માઇલ છે. હવે આમાં આપણા સૂર્યમંડળનો ક્યાં પત્તો લાગે? આ ફુલેલી પૂરીના આકારના ટાપુમા તેની બહારની કોરની નજીક આપણું સૂર્યમંડળ આવેલું છે.

ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે અને તેથી તેમને ગતિ હોય છે તેમ આ કશગંગામા આવેલા તારાને પણ



આકાશગંગા અને આપણું સૂર્યમંડળ સાથ એકબાજુ છે એ બતાવવામાં આવ્યું છે.

સ્વતંત્ર ગતિ છે એમ સિદ્ધ થયું છે. દાખલા તરીકે, સપ્તર્ષિમંના તારાઓ જે આકૃતિ હાલ બતાવે છે તે એક લાખ વર્ષ પહેલાં નહોતી અને એક લાખ વર્ષ પછી જુદી જ આકૃતિ બનાવશે. આવી રીતે તારાઓને જે સ્વતંત્ર ગતિ છે તેને વૈશિષ્ઠી (proper) ગતિ કહી શકાય. હવે ગણિતથી જાણી શકાય છે કે આખું કોઈ તારાઓનું જૂથ ગુરુત્વાકર્ષણના બળે એકઠું થયેલું હોય તેમાના તારાઓની સ્વતંત્ર ગતિઓની વહેંચણી એક સામાન્ય ધોરણ પ્રમાણે કેટલા વર્ષો પછી અમુક વ્યવસ્થિત પરંપરા પ્રમાણમાં આવી જાય છે. આ વ્યવસ્થિત પ્રમાણને Maxwell Distribution કહેવાય છે. હાલ તારાઓની જે ગતિઓ છે, તેને આ સામાન્ય વ્યવસ્થિત પ્રમાણ સાથે સરખાવતાં માલમ પડે છે કે આ આકાશગંગાની રચના આશરે ૨,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ($૨×૧૦^{૧૨}$) વર્ષ પહેલાં થઈ હોવી જોઈએ અને હજી તેનાથી પાંચગણાં વર્ષો તો બાકી છે.

કરોડો માઇલ દૂરથી જેમ આપણી આકાશગંગા પુરી જેવી દેખાય છે, તેમ, તેવાજ અને તેને મળતા આકારના હજારો ટાપુઓ આપણને દૂરબીનવડે દેખાય છે. પ્રથમ તો આ બધા ટાપુઓ તારાઓનાં જૂથ છે તે આપણને ખબર નહોતી. પરંતુ સારામાં સારા દૂરબીનની મદદથી હવે આપણે જાણી શક્યા છીએ કે આ દૂરના ટાપુઓ પણ આપણા જેવી જ આકાશગંગાઓ છે, તારાઓનાં વિરાટ જૂથના બનેલા ટાપુઓ છે. આમાંના ઘણાખરા ટાપુઓનો આકાર પુરી કરતાં જલેબીને (spiral) વધારે મળતો આવે છે. કેટલાક ટાપુઓ અનિયમિત આકારના પણ છે. પરંતુ મોટેભાગે જલેબી જેવા આકારના છે આવાં જૂથ પોતાની ધરીની આસપાસ ફરે છે અને સમગ્ર જૂથ પણ અમુક ગતિથી પ્રવાસ કર્યે જાય છે. આપણો ટાપુ પણ ધરીની આસપાસ એવી રીતે ફરે છે કે તેને એક કાટખૂણો ફરતાં આશરે ૪૬,૨૮,૫૭૦ વર્ષ લાગે.

વિશ્વના આ અજબ ટાપુઓ આપણાથી કેટલે અંતરે છે તે પણ કાળા માથાના માનવીએ માપ્યું છે. તે અંતર માપવા માટે ભૂગોળની સામાન્ય રીતો કામ આવતી નથી. પરંતુ જલેબીના બહારના ફેરમાં કેટલાક એવા તારા છે કે જે રંગ બદલીને ઝબકારા માર્યા કરે છે. આ ઝબકારા કેટલા વખતમાં પૂરા થાય છે તે માપી તે ઉપરથી પદાર્થ વિજ્ઞાનના અટપટા સિદ્ધાંતોનો ઉપયોગ કરીને આ અંતર માપી શકાય છે. જ્યપ્રવા (cepheus) નામના નક્ષત્રમા આવા તારા છે તે ઉપરથી તેવા તારા જૂપ્રવીઓ (cepheid) કહેવાય છે. આ નક્ષત્રમાંના એક તારાને એક ઝબકારો મારતાં પાંચ દિવસ ને નવ કલાક લાગે છે.

આપણી નજીકમાં નજીક દેવયાની (Andromeda) નક્ષત્રમાં જે ઝબકતા તારાઓ છે તેમની મદદથી ગણત્રી

કરતાં દેખાતી આપણાથી ૪૦૧૨,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,-૦૦૦,૦૦૦ માઈલ દૂર છે.

આ વિશ્વમાં આપણે જોઈ શકીએ ત્યાંસુધી તો આવા ટાપુઓ દેખાયા જ કરે છે. વિશ્વ અનંત છે અને ટાપુઓની ગતિઓનો વિચાર કરતાં તે અનંત વિશ્વ, પોતાની અનંતતાથી અસંતુષ્ટ હોય તેમ મ્હોટું થયે જાય છે. ટાપુઓ એકબીજાથી દૂર અતિ વેગથી ભાગે છે. અનંતતાની નેમ અનંતતામાં સમાઈ જવાની હોય એમ જણાય છે. આવા વિશ્વમાં એક મામૂલી આકાશગંગાના એક મામૂલી સૂર્યમંડળના એક અણુજેવડી પૃથ્વી ઉપર આપણે અહંકારયુક્ત માનવીઓ જીવીએ છીએ, લડીએ છીએ અને મરીએ છીએ.

(પ્રોફેસર ન. સા. ત્રિવેદી, બી. એ. (કેન્ટાબ)ના ભાષણમાંથી)



## પેનીસીલીનનો ઉપયોગ

**પેનીસીલીન** સંબંધી જરૂરી માહિતી જાન્યુઆરીના અંકમાં આવી ગઈ: હવે તેના ઉપયોગનું વિવરણ કરીએ.

જે રોગો ઉપર પેનીસીલીન અચૂક અસર કરે છે, તેમાં ખાસ કરીને ભયંકર દર્દો—ન્યુમોનીઆ, ગોનોરીઆ [પરમો], ડીપ્થેરીઆ [ગળાનો રોગ], મેનીન્જાઈટીસ, [મગજનો તાવ], ગેસ ગેન્ગ્રીન, જખ્મો, પરૂથી થતા રોગો, ગુંમડાં, ઓસ્ટીઓમાયેલાઈટીઝ [હાડકાના રોગો], કાર્બન્કલ્સ, લેટરલ સાઈનસ થ્રોમ્બોસીસ, સેલ્યુલાઈટીસ, પેરીટોનાઈટીસ, પ્યુરપેરલ સેપ્સીસ, આર્થ્રાઈટીસ, એન્ડોકાર્ડાઈટીસ, [હૃદયનો રોગ] ઓપ્થેલ્મીઆ [આંખનું દર્દ] સીફીલીસ [ચાંદાં], વગેરે છે. ટાઈફોડ, મરડો, ઇન્ફ્લુએન્ઝા, ક્ષયરોગ, મેલેરીઆ, કેન્સર, પ્લેગ, એક્યુટ, ર્હ્યુમેટીક તાવ [સાંધાનો તાવ] વગેરેના ઉપર પેનીસીલીનની બીલકુલ અસર થતી નથી. ટૂંકામાં, પેનીસીલીન સર્વ–દર્દ–નિવારક ઔષધિ નથી. પરંતુ જે રોગો ઉપર તે અચૂક અસર કરે છે તેમાં તે થોડા પ્રમાણમાં હોય [દા. ત. ૧ : ૨,૦૦૦,૦૦૦] તોપણ તે રોગના જંતુઓ થોડા સમયમાં–કંઈક રોગોમાં તો ૨–૩ કલાકમાં–નાશ પામે છે.

હાલમાં થોડા સમયથી 'સલ્ફા' નામના ઔષધોએ–સલ્ફેનિલએમાઇડ, સલ્ફાપિરિડન, સલ્ફાથાયાઝોલ, ઈત્યાદિ–માનવીને રોગજનક જંતુઓથી થતા કેટલાક અસાધ્ય રોગો ઉપર પ્રભુત્વ મેળવ્યું છે. પરંતુ મુશ્કેલી એ છે કે તે ઔષધો જલદ હોઈ દર્દી ઉપર તેના ઉપયોગમાં ખૂબ જ કાળજી રાખવી પડે છે. જો જરા પણ ગફલત થઈ તો બકરું કાઢતાં ઊંટ પેસે એવું થાય છે. શરીરમાં રોગજનક જંતુઓ તો નાશ પામે છે, પરંતુ તે સાથે કાંઈક અનિષ્ટ પરિણામ પણ આવે છે. દાખલા તરીકે, રશિયન વૈજ્ઞાનિકોએ જાહેર કરેલ છે કે મગજના રોગો ઉપર પેનીસીલીન અસરકારક કામ કરે છે; જ્યારે સલ્ફા ઔષધોથી મગજના ભાગને નુકશાન થવાનો સંભવ છે. પેનીસીલીન સલ્ફા ઔષધિઓ કરતાં પણ વધારે અસરકારક માલમ પડ્યું છે અને વિશેષ તો, તેનાથી કાંઈ પણ અનિષ્ટ પરિણામ થતું નથી. અમેરિકાની સુવિખ્યાત મેયો ક્લીનીકમાં પાંચ અઠવાડીઆથી અગિયાર મહીનાની મુદ્દતના તીવ્ર પરમા (ગોનોરીઆ)ના દર્દીઓ ઉપર સલ્ફા ઔષધો જરાયે અસરકારક ન નીવડતા પેનીસીલીનથી તાત્કાલિક સાજા થયાના અને ૧૭ થી ૪૮ કલાકમાં ગોનોકોકાઈ–પરમાના જંતુઓ–સદંતર નાશ પામ્યાનું જાહેર થએલ છે.

ફુગમાંથી મેળવેલ પેનીસીલીન પીળાશવાળો ભૂખરો પદાર્થ છે. બે ત્રણ જાતના પેનીસીલીન થાય છે. આ બધાં તેમના સોડિયમ ક્ષાર રૂપે વપરાય છે. આ ક્ષારને ગરમીની અસર જલદી થાય છે. એટલે તેની અસરકારકતા જાળવવા તેને ઠંડીમાં રાખવામાં આવે છે. શરીરમાં તે બે રીતે-ઇન્ટ્રામસક્યુલર અને ઇન્ટ્રાવીનસ ઇન્જેકશનથી–આપવામાં આવે છે. એટલે એ રીતે લોહીની નલિકાઓમાં વહેતા લોહીવાટે તે શરીરના જંતુવાળા ભાગમાં પહોંચી જાય. મુખવાટે પેનીસીલીન આપવું નિરર્થક, છે કારણ કે જઠરમાં રહેલો આમ્લરસ તેનો તાત્કાલિક નાશ કરે છે. એટલે મુખવાટે પેનીસીલીન અપાતું નથી. જખ્મો ઉપર પાટાપીંડીમાં–લોકલ ડ્રેસીંગ તરીકે પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે. પેનીસીલીન મુખ્યત્વે કરીને જંતુનાશક કરતાં જંતુવિકાસરોધક ઔષધિ તરીકે દર્દો ઉપર કામ કરે છે.

ફુગમાંથી પેનીસીલીન બહુ જ અલ્પ પ્રમાણમાં મળે છે. ૨૦ લીટર પ્રવાહીમાંથી ૧ ગ્રામ જેટલું જ પેનીસીલીન મળે છે. યુરોપ અને અમેરિકામાં અત્યાર સુધી આ રીતે તૈયાર થતું બધું પેનીસીલીન સૈનિકો માટે યુદ્ધના વપરાશમાં ચાલ્યું જતું અને સામાન્ય જનતાને તેનો લાભ પૂરતા પ્રમાણમાં મળતો ન હતો. આને લીધે પરિસ્થિતિ એ હતી કે

અમુક રોગ ઉપર બધી ઔષધિઓ નિષ્ફળ નિવડે અને તેટલામાં રોગ અમુક હદ સુધી પહોંચી જાય તે પછી જ પેનીસીલીનનો ન છૂટકે ઉપયોગ કરવામાં આવતો. લડાઇ બંધ થતાં અત્યારે આ પરિસ્થિતિમાં સુધારો થયો છે અને સામાન્ય જનતાના વપરાશ માટે પેનીસીલીન સારા પ્રમાણમાં મેળવવાનું શક્ય બન્યું છે. રોગનું નિદાન થયે પહેલેથી જ પેનીસીલીનનો ઉપયોગ શરૂ કરાય તો કેટલીયે કિંમતી જીંદગી લાંબી અને દારુણ યાતનાઓમાંથી બચી જાય. આપણા દેશમાં બેંગ્લોર, કલકત્તા અને હાફકીન ઇન્સ્ટીટ્યુટ, મુંબઈમાં ફુગમાંથી પેનીસીલીન ઉત્પાદન કરવાના પ્રયોગો ચાલુ છે. આપણે આશા રાખીએ કે હિંદની જુદી જુદી પ્રયોગશાળાઓમાં પેનીસીલીન મોટા પ્રમાણમાં ઉત્પાદન કરવાના પ્રયોગો શરૂ થાય કે જેથી હિંદી જનતાને તેનો પૂરતા પ્રમાણમાં લાભ મળે.

અંતમાં, અત્યારે તો કેવળ ફુગમાંથી જ પેનીસીલીન મેળવવાનું શક્ય છે. તેનું મૂલ્ય પણ સાધારણ રીતે વધારે છે. પેનીસીલીનની જ્યારે શોધ થઈ ત્યારે પહેલું એક ગ્રામ બનાવવાનું ખર્ચ રૂા. ૧૮૦૦૦ થએલું. ફુગમાંથી વધારે પ્રમાણમાં પેનીસીલીન મેળવવાના પ્રયત્નો થઈ રહ્યા છે. સાથે સાથે વૈજ્ઞાનિક પ્રયોગશાળામાં કૃત્રિમ રીતે પેનીસીલીન તૈયાર કરવા બ્રેટબ્રિટન અને અમેરિકામાં રસાયનશાસ્ત્રીઓ સહકારપૂર્વક તનતોડ મહેનત કરી રહ્યા છે. હવે પછીનું કાર્ય રસાયનશાસ્ત્રીનું છે. પેનીસીલીનનું રાસાયનિક પૃથક્કરણ કરી, તેથી મેળવેલા જ્ઞાનની મદદ વડે, જો તેના અણુ અને પરમાણુઓનું સફળ સંયોજન કરી તેને પ્રયોગશાળામાં કૃત્રિમ રીતે તૈયાર કરી શકાય તો ફુગમાંથી મળતાં પેનીસીલીન ઉપર જરાએ આધાર ન રાખતા જનતાને જોઇએ તેટલું પેનીસીલીન મળી રહે. આ દિશામાં રસાયનશાસ્ત્રીઓએ પ્રાથમિક ભૂમિકા વટાવી છે. પેનીસીલીન પર જુદા જુદા પ્રયોગો દ્વારા ઉત્પન્ન થતા વચલા પદાર્થોનું સંયોજન સફળતાપૂર્વક પ્રયોગશાળામાં કરવામાં આવ્યું છે.

જે દિવસે પેનીસીલીન પ્રયોગશાળામાં તૈયાર કરી શકવાનું માનવસ્વપ્ન સિદ્ધ થશે, તે દિવસ જીવનશાસ્ત્રને લગતા વિજ્ઞાનના અપૂર્વ વિજયનો હશે. જીવનશાસ્ત્રના ઇતિહાસમાં એ શોધ સુવર્ણાક્ષરે અંકિત થશે. માનવસિદ્ધિની આગેકુચ નૂતન ક્ષેત્રો અને નૂતન શક્તિઓ પ્રાપ્ત કરતી આગળ ને વધુ આગળ ચાલતી જ રહી છે. આધુનિક જીવન પર વર્તમાન વિજ્ઞાન એનો પ્રભાવ વધુ ને વધુ વ્યાપક બનાવતું જાય છે. રોજ બ રોજ વિજ્ઞાન આગળ ને આગળ સિદ્ધિના ક્ષેત્રો સર કરતું જાય છે. વિજ્ઞાનના આ વિકાસની મર્યાદા કે એના અંત વિષે કશી આગાહી કરી શકે એવો બડભાગી માનવી હજુ તો પૃથ્વીના પેટે પાક્યો નથી. માનવજીવનના ગૂઢ રહસ્યોના ઉકેલ મેળવવાને મથી રહેલા વિજ્ઞાનવીરનું એ જ એક પરમ આશ્વાસન છે. એક દિવસ એવો આવશે જ કે જ્યારે માનવીના અથાગ પ્રયત્નો વડે પ્રાપ્ત થએલ નૂતન શોધો હાલના વિજ્ઞાનને ઝાંખુ પાડી દેશે અને એ શોધો વડે માનવી પોતાના ઉત્તમ અંશોની સાચી પિછાન સત્ય સ્વરૂપે કરી શકશે.

●

'આજે આપણા દેશ સમક્ષ ઉપસ્થિત અનેક મહાપ્રશ્નોમાં સૌથી વિશેષ મહત્વનો પ્રશ્ન વૈજ્ઞાનિક સંશોધનનો-શુદ્ધ તેમ જ ઓદ્યોગિક-અને તે માટે ઉપયોગમાં લેવાતી વૈજ્ઞાનિક રીતના વિકાસનો છે. બીજાં સર્વ કાર્યોનો આ પાયો છે. આજે જગતમાં વિજ્ઞાનને માત્ર હોઠથી માન આપનારા ઘણા જડી આવે છે અને તેઓ તેનો સાચો યા ખોટો ઉપયોગ પણ કરે છે; પરંતુ જીવનના અનેકવિધ પ્રશ્નોના ઉકેલ માટે વિજ્ઞાન અને તેની રીતો અખત્યાર કરનારા જૂજ નીકળે છે. આ રીતનો વિસ્તૃત ઉપયોગ યોગ્ય રીતે યોજાયેલ શિક્ષણપદ્ધતિ તેમ જ શુદ્ધ અને ઓદ્યોગિક સંશોધનની વિજ્ઞાન સંસ્થાઓ દ્વારા જ થઈ શકે. સંસ્કારી હોવાનો દાવો કરતો ભાગ્યે જ કોઇ દેશ હશે, જે વિજ્ઞાનની બાબતમાં આપણા હિંદુસ્તાન જેટલો પછાત હોય. આપણે આ ખોટ ઝડપથી મોટા પ્રમાણમાં કાર્યદક્ષતાપૂર્વક દૂર કરવી જોઇએ. એટલે, આ દિશામાં અગ્રેસર તરીકે કાર્ય ઉપાડનાર કોઇ પણ વિજ્ઞાન-સંસ્થા મદદને પાત્ર છે.'

—પંડિત જવાહરલાલ નહેરુ. (મુંબઈના રોયલ ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સના રજત મહોત્સવ પ્રસંગે મોકલેલ શુભેચ્છાનો સંદેશો)




## ગંડુ રાજા [ ગયા અંકથી ચાલુ ]

નરંજન વર્મા · જયમલ્લ પરમાર

લક્ષ્મીનંદન બૂમ સાંભળીને ઊભો રહી ગયો, ત્યાં અડખેપડખેથી માણસો ભેગાં થઈ ગયાં. કોઈએ ઝાલ્યો હાથ, તો કોઈએ ઝાલ્યો પગ.

લક્ષ્મીનંદન ધોબીને કહે: 'પણ મેં તમારા બાપને ક્યાં માર્યો છે, ભાઈ? મેં તો એક બગલાને માર્યો છે.'

ધક્કો મારીને આગળ ધકેલતાં ધોબી કહે: 'એ તો ત્યાં રાજાજીને જ કહેજે ને.'

ધકેલતા ધકેલતા લક્ષ્મીનંદનને રાજદરબારમાં રજૂ કર્યો ને ધોબીએ રાડ પાડી: 'રાજાજી, ફરિયાદ! રાજાજી ફરિયાદ!'

ગંડુ રાજાજી સોનાના સિંહાસન માથે બેઠા છે, ને સવારનો પહોર હોવા છતાં એ પંખો ઢળાવી પવન ખાઈ રહ્યા છે. ધોબીની રાડ સાંભળીને રાજાજી કહે: 'બોલ રે ધોબી! મારા રામ સમા રાજ્યમાં વળી ફરિયાદ શેની?'

ધોબી કહે: 'મહારાજ! હું સમદર કાંઠે લૂગડાં ધોતો હતો, અને મારા બાપા બગલાનું રૂપ લઈને બગલાની પાંખ જેવાં સફેદ લૂગડાં ધોવાનું મને શીખવતા હતા. ત્યાં આ પરદેશીએ તીર માર્યું ને મારા બાપને મારી નાખ્યા. મારી કાચી ઉંમરમાં મને નબાપો કર્યો ને ધંધામાં પાવરધો થતો અટકાવી દીધો.'

ગંડુ રાજા કહે: 'એનું કરવું શું?'

ધોબી કહે: 'મહારાજ, ધંધામાં પાવરધો થતો રહી ગયો. એની ખોટ પરદેશી પાસેથી પૂરી કરાવો.'

રાજા કહે: 'બોલ, તારી ખોટ કેટલી?'

ધોબી કહે: 'મહારાજ! આપણા રાજમાં એક લૂગડાની ધોલાઈ એક સોનામહોર મળે. એ હિસાબે એનું એક વહાણુ અપાવો તો યે બસ. વધારે નથી માગતો.'

તરત રાજાએ હૂકમ કર્યો કે રાજના ચોપદારો દોડ્યા. ને એક વહાણુ લઈને ધોબીને આપ્યું લક્ષ્મીનંદન તો શું બોલે કે ચાલે!

મૂંગે મોઢે એણે દરબારની બહાર પગ દીધો કે પાછળથી એક કાણા માણસે એનો કાન પકડ્યો. કહે: 'ઊભા રહો, ભાઈ! તમે આવ્યા છો ત્યારે આપણા હિસાબની એક પતાવટ કરી લઈએ.'

લક્ષ્મીનંદન કહે: 'શેની પતાવટ?'

કાણો કહે : 'કેમ, તમારા બાપાએ તમને ભલામણ નથી કરી ? અમારા મુલકમાં તો બાપ મરે કે દીકરાને લેણદેણની સોંપણી કરતા જાય.'

લક્ષ્મીનંદન કહે : 'પણ મારા તમારા વચ્ચે શેની લેણદેણ છે એની વાત તો કરો !'

કાણો કહે : 'અમારે ત્યાં તો અંગઉધાર દેવાનો યે નિયમ. તમારા બાપા અહીં આવેલા ત્યારે એમને મેં એક આંખ આપીને એક હજાર રૂપિયા લીધેલા. હવે મારે એ રૂપિયાની જરૂર નથી. લ્યો એ એક હજાર રૂપિયા. સાથે એનું બ્યાજ. લાવો મારી આંખ પાછી.'

લક્ષ્મીનંદન કહે : 'આંખ આપીને તે કોઈ નાણાં લેતું હશે ?'

કાણો કહે : 'એ તો દરબારને જ જવાબ દેજો ને.' એમ કહીને કાણે રાડ નાખી: 'રાજા સાહેબ ફરિયાદ ! રાજા સાહેબ ફરિયાદ.'

તરત રાજાએ ધ્યાન દીધું કે કાણો લક્ષ્મીનંદનને લઈને રાજા પાસે પહોંચ્યો ને પોતાની વાત રજૂ કરી.

રાજા કહે : 'એ બિચારો આખી જિંદગી એક આંખે કેમ કાઢે ? આપો આંખ પાછી.'

લક્ષ્મીનંદન કહે : 'પણ મારે આંખ કાઢવી ક્યાંથી ?'

રાજા કહે : 'તો એ એક આંખે જિંદગી કાઢી શકે એટલાં નાણાં આપો. બોલ કાણા ! તારે કેટલું જોઈએ ?'

કાણો કહે : 'મહારાજ ! મારું કામ મોતી પારખવાનું. બે આંખ હતી ત્યારે રોજની હજાર સોનામહોર કમાતો. હવે એને બદલે એક વહાણ અપાવો તો યે બસ.'

રાજાએ હુકમ કર્યો કે, 'જાઓ, આ વેપારીનું એક વહાણ પકડીને કાણાને હવાલે કરો.'

લક્ષ્મીનંદનને પૂછ્યા પહેલાં ચોપદાર બંદરે દોડ્યા ને એક વહાણ લઈને કાણાને દીધું.

ગૂંગોમંતર થઈને લક્ષ્મીનંદન બહાર નીકળ્યો ત્યાં એક બાઈએ એનાં ઓવારણાં લીધાં અને પૂછ્યું: 'કેમ દીકરા ! છો તો સાજો નરવો ને ?'

લક્ષ્મીનંદન કહે : 'હું બંગાળી, તમે ગુજરાતી. તમે મારી મા કેવી રીતે, હું તમારો દીકરો કેવી રીતે ?

બાઈ કહે : 'દીકરા, તારા બાપા અહીં આવેલા ત્યારે પરણી ગયેલા. એમણે તો મને ખરચ પેટે તારી મારફત દસ હજાર રૂપિયા મોકલવાનું કહેલું. લાવ્યો હોય તો લાવ.'

લક્ષ્મીનંદન કહે: 'કેવા રૂપિયા ને શી વાત ?'

તરત બાઈએ એનો હાથ પકડ્યો અને બોલી, 'એ તો રાજાજીને જ કહેજે ને.'

લક્ષ્મીનંદનને ખેંચીને બાઈ રાજદરબારે જઈ ઊભી અને રાડ નાખી, 'રાજા સાહેબ ફરિયાદ ! રાજા સાહેબ ફરિયાદ !'

રાજાએ બાઈ સામે નજર નોંધી કે બાઈએ બધી વાત કરી. બાઈ કહે: 'મહારાજ ! આટલાં વરસ તો ઉછી ઉધારાં કરીને જીવી. હવે મારે ખાવું-પીવું શું ?'

રાજા કહે : 'બરાબર છે. બાઈ માણસ ધણીનાં નાણાં વગર કેમ જીવે ? બોલ તારે જિવાઈ માટે કેટલું જોઈએ ?'

બાઈ કહે : 'પાછલાં દેણાં અને આગલા ખરચ પેટે એક વહાણ અપાવો તો યે બસ.'

રાજાએ હુકમ કર્યો કે ચોપદારો બંદરે દોડ્યા અને એક વહાણ લઈને બાઈને હવાલે કર્યું.

લક્ષ્મીનંદન તો બોલે કે ચાલે. ત્રણ ત્રણ વહાણ આ રીતે જતાં માથું ઘુમરાઈ ગયું. જાણે જગત અવળું થઈ ગયું કે શું ? માથું પકડીને

બહાર નીકળ્યો ને સીધો બંદરને મારગે ઊપડ્યો.. ચાલતાં ચાલતાં રસ્તાની ધારે બેઠો બેઠો એક હજામ બીજા માણસને માથે તડાતડ હાથ મારે અને તેલ ચોપડે. લક્ષ્મીનંદને આવું કાંઈ બંગાળમાં જોયેલું નહિ. એણે ઊભા રહીને પૂછ્યું. 'આ શું કરો છો, ભાઈ?'

હજામ કહે: 'માથાની ચંપી.'

લક્ષ્મીનંદન કહે: 'એથી શું થાય?'

હજામ કહે: 'ગમે એવું માથું ચડ્યું હોય તોય ચંપા કરતાં હળવું ફૂલ થઈ જાય. અમારાં દેશમાં તો એકએકને મગજની હાડમારીનાં કામ. ચંપી ન કરીએ તો બધાં જીવે કેમ?'

લક્ષ્મીનંદન કહે: 'મારુંયે માથું ચડયુ છે. ચંપી કરીને ઉતારી દેશો?'

હજામ કહે: 'માથું તો આમ આંખના પલકવારમાં ઉતારી દઉં. બદલામાં શુ આપશો?'

થાકયોપાકયો લક્ષ્મીનંદન કહે: 'માથું ઉતારી દેશો તો તમે રાજી થશો એ આપીશ.'

લક્ષ્મીનંદન નીચે બેઠો કે હજામ તેલ ચોપડીને ચંપી કરવા લાગ્યો. તેલ આમ ચોપડ્યું, માથું આમ દબાવ્યું, તેમ દબાવ્યું, વાળમાં આંગળાં ભરાવ્યાં, રગેરગ દબાવી કે લક્ષ્મીનંદનનું માથું ઘડીપલમાં હળવું ફૂલ થઈ ગયું. લક્ષ્મીનંદન કહે, 'બસ, ભા, બસ. બોલો શું આપું?'

હજામ કહે: 'વધારે ન જોઇએ. આપણી શરત પ્રમાણે હું રાજી થાઉં એટલું આપો એટલે બસ.'

બંગાળમાં તો એક કોડીમાં હજામ ઘેર આવીને હજામત કરી જાય. એ હિસાબે લક્ષ્મીનંદને હજામને રાજી કરવા ખિસ્સામાંથી કાઢીને એક સોનામહોર આપી. પણ હજામે સોનામહોર સામે નજરે ય ન નાખી. ને માથું હલાવ્યું, લક્ષ્મીનંદને પાંચ મહોર કાઢી તો યે હજામે માથું હલાવ્યું અને પચીસ સોનામહોર કાઢી તોયે માથું હલાવ્યું. લક્ષ્મીનંદન કહે, 'આથી વધારે તો નહિ મળે.'

હજામ કહે: 'નહિ મળે કેમ. ચાલો દરબારે.

લક્ષ્મીનંદનનો હાથ પકડીને હજામ રાજદરબારે પહોંચ્યો અને રાડ નાખી: 'રાજાસાહેબ, ફરિયાદ! ફરિયાદ!'

રાજાએ સામે નજર કરી કે હજામે બધી વાત કહી. રાજા કહે: 'બોલ, પરદેશી! તેં હજામને રાજી કરવાની વાત કરેલી કે?'

લક્ષ્મીનદન કહે: 'હા મહારાજ.'

રાજા કહે, 'ત્યારે વાત સાવ સાદી છે. બોલ, હજામ! તને શું મળે તો રાજી થાય'

હજામ કહે: 'મહારાજ! આપણા દેશમાં તો રાજી કરવા લોક આખાં રાજ આપે પણ પરદેશી પાસેથી વધારે શું માગવું? એક વહાણ આપે તો યે હું રાજી રાજી.'

રાજાએ હુકમ કર્યો કે ચોપદારો દોડ્યા ને એક વહાણ લઈને હજામને હવાલે કર્યું.

લક્ષ્મીનંદન તો શું બોલે કે ચાલે? એને થયું કે હવે અહીંથી છૂટું તો કોઈની સામે નજર કર્યા વગર સીધો વહાણે પહોંચું ને દેશ ભેગો થઈ જાઉં. આમ વિચાર કરીને એણે ઉતાવળે પગલાં માંડ્યાં કે કોટવાળે એનો હાથ પકડ્યો. પાછો ફેરવીને લક્ષ્મીનંદનને રાજા સામે ઊભો રાખ્યો અને કોટવાળ બોલ્યો: 'મહારાજ! આ પરદેશીએ આવીને આપણી પ્રજાને આટલી બધી હેરાન કરી ને આપણો યે આટલો વખત બગાડ્યો. એની પાસે ધન છે માટે આપણા માથે આટલી હેરાનગતી નાખે છે ને? હજી યે કોણ જાણે આપણને કેટલો હેરાન કરશે? માટે મહારાજ, એની પાસે જે હોય તે જપ્ત કરી લો એટલે બધી પંચાત મટી જાય!'

રાજા કહે: 'ખરી વાત છે. કોટવાળ, તમારી જેમ કોઈ સારો માર્ગ પહેલેથી જ બતાવી દે તો આવી પંચાતમાં ઊતરવું જ ન પડે. અરે, કોઇ હાજર છે કે? જાઓ, જઇને આ પરદેશીની બધી મિલ્કત જપ્ત કરો!'

તરત રાજદરબારમાંથી ચોપદાર દોડયા અને લક્ષ્મીનંદનનાં બાકી વધેલા ત્રણે વહાણ રાજદરબારમાં દાખલ કરાવી દીધાં.

લક્ષ્મીનંદન આ છેલ્લો હૂકમ સાંભળીને અવાચક જ થઈ ગયો. દિલમાંથી હોશ ઊડી ગયા અને પગમાંથી ચેતન ઊડી ગયું. બિચારો લડથડતે પગલે માંડ ગયો. દરિયાને કાંઠે પહોંચ્યો અને માથું ઝાલીને બેસી ગયો.

બુઢ્ઢા નાખુદાએ લક્ષ્મીનંદનને આઘેથી જોયો. એનેય વહાણ પરથી હેઠો ઉતારી મૂકયો હતો; અને એણે અત્યાર સુધીમાં લક્ષ્મીનંદન માથે શી શી વીતી છે એ જાણી લીધું હતું હળવે પગલે એ લક્ષ્મીનંદનની પાસે આવ્યો અને માથે મીઠો હાથ ફેરવવા લાગ્યો. થોડી વાર રહીને હળવેથી પૂછવા લાગ્યો: 'કાં ભાઈ! બાપાજીની વાત સાચી નીકળીને?'

લક્ષ્મીનંદન કહે, 'બુઢ્ઢા કાકા! એકવાર સાચી નહિ, પણ સાડાસત્તર વાર સાચી. જીવ લઈને દેશ ભેગો થાઉં તો ફરી કોઇ દિવસ આ દિશા સામે નજરે ય ન કરુ'

બુઢ્ઢો નાખુદો કહે: 'ભાઈ તારા બાપાના યે બાપા મારી હથેળી હેઠે મોટા થઇને ચાલ્યા ગયા. મેં ત્રણ પેઢીએ તેત્રીસ મુલક જોઈ નાખ્યા. માણસે માણસ અને દેશ દેશની હું રગ પારખું. ફરીને આ બાજુ ન આવવાનું વચન દે, તો બધાંય વહાણ પાછાં મળે એવી કરામત બતાવું.'

લક્ષ્મીનંદન કહે' 'બુઢ્ઢા કાકા! હવે આ બાજુ આવવાનો સ્વપ્ને યે ખ્યાલ ન કરું ત્યાં આવવાની વાત કયાં કરો છો? છતાં યે લ્યો મારું વચન.'

લક્ષ્મીનંદને વચન આપ્યું કે બુઢ્ઢો નાખુદો એની પડખે બેઠો અને કાનમાં થોડી વાત ક... વાત સાંભળી કે લક્ષ્મીનંદન હસતો હસતો ... થયો; અને શહેર તરફ ચાલ્યો. રાજદરબારે જઇને એણે પોકાર પાડયો: 'રાજા સાહેબ ફ... યાદ! એક પરદેશીની ફરિયાદ!'

રાજાએ એની સામે નજર કરીને ક... 'ઓહો! પરદેશી પણ આપણે ત્યાં ફરિયાદ ક... આવે છે કે? આપણાં તો દેશ વટીને પર... પર પણ માન—સન્માન. બોલાવો પરદેશીને પ... એને ન્યાય પહેલો આપવો જોઇએ.'

લક્ષ્મીનંદનને પાસે લાવ્યા કે લક્ષ્મીન... બોલ્યો: 'મહારાજ! હું પરદેશી માણસ, અમ... દેશમાં રાજા રૈયતને ઘેર આવીને ન્યાય આ... તેથી મારી સામે રાજદરબારમાં ફરિયાદ થ... એ વખતે હું બીજી ગયેલો ને મારી વાત ક... શકેલો નહિ. હવે આરામ કરીને મારી ફરિ... રજૂ કરવા આવ્યો છું.'

રાજા કહે, 'બરાબર છે. અમને પહેલેથી ... હોત તો તમારા દેશમાં તમારે ઘેર આવ... ન્યાય આપત. એ વાત તો ગઈ. બોલો ... ફરિયાદ છે?'

લક્ષ્મીનંદન કહે, 'બોલાવો ચારે આ... મીને ધોબીને, કાણાને, બાઇને અને હજામ... એટલે એમની હાજરીમાં જ મારી વાત ર... કરું!'

તરત દરબારમાંથી ચોપદાર દોડ્યા ને ચારેય... હાજર કર્યાં. ધોબી સામે જોઇને લક્ષ્મીનં... કહે: 'મેં આના બાપ બગલાને મારી નાખ્... એ વાત સાચી. પણ એનું કારણ હતું. મેં ... પહેલી વાર પરદેશ ખેડયો. દરિયાના મારગ... મને ખબર નહિ. તેથી મારા બાપા માછ... બનીને મારા વહાણને મારગ બતાવ્યે જતા હ... ને હું એમની પાછળ વહાણ હાંકયે જતો હત...

માછલી રૂપે દરિયામાં તર્યા આવતા મારા બાપને આ ધોબીના બાપ બગલાએ મારી નાખ્યા તેથી મેં એને મારી નાખેલ છે. મહારાજ ! મેં'ય મારી કાચી ઉંમરમાં મને પરદેશમાં દોરનાર બાપ ગુમાવ્યા, એ પછી મારું વહાણુ એને શા માટે મળે ?'

રાજા કહે: 'બરાબર છે. જેમ પરદેશીના બાપ ગયા એમ ધોબીનો યે બાપ ગયો અને ખાતું સરભર થયું. માટે અપાવો પરદેશીનું વહાણુ પાછું.'

તરત ધોબી પાસેથી વહાણુ પડાવીને લક્ષ્મીનંદનના કબજામાં આપવામાં આવ્યું.

એ પછી કાણા સામે જોઇને લક્ષ્મીનંદન કહે: 'મારા બાપા અંગ પર નાણાં ઉધાર લેતા એ વાત સાચી. એકલી આંખો જ એમને એક હજાર બાનામાં લઇને રૂપિયા દીધા છે. પણ બધી આંખો મારે દેશ પડી છે. એમાંથી આ કાણાની આંખ કઈ એ ગોતવા એની બીજી આંખ અપાવો તો મેળવીને પાછી આપી દઉં !'

રાજા કહે: 'બરાબર છે. એ ચી કાઢો કાણાની આંખ અને આપી દો પરદેશીને !'

કાણો કહેઃ 'મારે નાણાં નથી જોઇતાં ને આંખ પણુ નથી આપવી. પતાવો વાત !'

રાજા કહે: 'વાત પતાવે કયાંથી ? આંખ ન આપી શકે તો પરદેશીનાં મૂળ નાણાં પાછાં આપી દે. એનાં નાણાં અહીં પાયમાલ થાય તો પરદેશમાં આપણા રાજની આબરૂ શી રહે !'

તરત કાણા પાસેથી લક્ષ્મીનંદનનુ વહાણુ અને વધારામાં એક હજાર રૂપિયા પડાવવામાં આવ્યા; અને લક્ષ્મીનંદનને હવાલે કરવામાં આવ્યા.

એ પછી બાઈ સામે નજર કરીને લક્ષ્મીનંદન કહે: 'એ બાઈ મારા બાપની વૈરી ખરી; અને એને મારે નાણાં આપવા જોઈએ એ વાત સાચી પણુ અમારા દેશમાં એવો રિવાજ છે કે પતિના મરણુ પછી પત્નીને એની સાથે જ બાળી મૂકે. મારા બાપા અહીં માછલી રૂપે મરી ગયા છે એ તો તમે જાણો છો. માટે આ બાઇને પણુ બાળી નાખો. એટલે જે કાંઈ નાણાં એણે ઉછીઉધાર લીધાં હશે એ હું ચૂકતે કરી આપીશ !'

આ સાંભળતાં જ પેલી બાઇ કહે 'મારે નાણાં નથી જોતાં. પતાવો વાત અહીં.'

રાજા કહે: 'એમ વાત કેમ પતે ? પરદેશી સાથે પરણીને એના રીતરિવાજ ન પાળે તો પરદેશમાં આપણી રૈયતનું બૂરું બોલાય. કાઢી મૂકો એ બાઇને આપણા રાજ બહાર, અને એની મિલ્કત જપ્ત કરી એના આ પરદેશી દીકરાને હવાલે કરો.'

તરત ચોપદારોએ બાઇને રાજ બહાર તગડી મૂકી એની માલમિલ્કત જપ્ત કરીને લક્ષ્મીનંદનને હવાલે કરી

એ પછી લક્ષ્મીનંદને હજામને પાસે બોલાવ્યો. હજામ પાસે ઊભો હતો ત્યાં લક્ષ્મીનંદને ખિસ્સામાંથી શંખલાની એક માળા કાઢી અને રાજાને પડખે બેઠેલા એના કુંવરને પહેરાવી. શંખલાની માળા આ દેશમાં અજાયબીની ચીજ. નાનો કુંવર માળા જોઇને ખિલખિલ હસવા લાગ્યો કે લક્ષ્મીનંદને પાસે બેઠેલા પ્રધાનને પૂછ્યું. 'કેમ, કુંવર સાહેબ રાજી એટલે તમે રાજીને ?'

પ્રધાન કહે: 'વાહ, એમાં વળી પૂછવાનુ શું હોય ?'

એ પછી લક્ષ્મીનંદને વારા ફરતી દિવાન, કોટવાળ, છડીદાર, ચોપદાર સૌને પૂછી જોયું તો સૌ કહે: 'વાહ, કુંવર સાહેબ રાજી એમાં અમે રાજી જ હોઇએ ને ?'

એ પછી લક્ષ્મીનંદને હજામને પૂછ્યુઃ 'બોલ, તું રાજી કે નહિ !'

હજામ કહેઃ 'વાહ, એમાં વળી પૂછવાનું શું હોય ?' તરત લક્ષ્મીનંદને ખિસ્સામાંથી બીજી એક શંખલાની માળા કાઢી અને હજામના હાથમાં આપી રાજા સામે જોઈને બોલ્યોઃ 'જુઓ મહારાજ ! હજામ જેથી રાજી થાય એ મેં મારી મેળે આપી દીધેલ છે માટે મારૂ વહાણ પાછુ અપાવો.'

રાજાએ હૂકમ કર્યો કે હજામ પાસેથી લઈને વહાણ લક્ષ્મીનંદનને હવાલે દીધુ.

એ પછી લક્ષ્મીનંદન કહેઃ 'મહારાજ ! આપની રૈયત હેરાન થઈ, માટે કોટવાળે મારાં ત્રણ વહાણ જપ્ત કરાવ્યા. પણ જુઓ, આમાં આપની રૈયત હેરાન થઈ છે કે હુ હેરાન થયો છું.'

રાજા કહેઃ 'સાચી વાત છે. હેરાન તો તમે જ વધારે થયાછો ! આમ કહીને એણે કોટવાળને હૂકમ દીધો : 'આ રીતે કોઈ પરદેશી આપણા રાજ્યમાં આટલો હેરાન થાય તો પરદેશમાં આપણી આબરૂ શી રહે ? માટે એની હેરાનગતિના બદલા માં સામાં સાત વહાણ ભેટ આપો કે પરદેશમાં યે આપણા રાજના ન્યાયનાં વખાણ થાય અને બીજા પરદેશી વેપાર કરતા અટકે નહિ.'

કોટવાળે સામાં સાત વહાણ લક્ષ્મીનંદનને હવાલે કર્યાં કે લક્ષ્મીનંદને રાજાને નમસ્કાર કર્યાં ને આડું અવળું જોયા વગર બહાર નીકળી ગયો. સડસડાડ બંદરને બારે જઈને વહાણ હંકારવાનો હૂકમ દીધો; ભુદુા નાખુદે 'હેલી....યા...યા.... મા....લે....ક' કહેતાં સાત ને સાત મળી ચૌદ વહાણને શઢ ચડાવીને દરિયા માથે વહેતાં કર્યાં. અને બંગાળને રસ્તે વહાણ રવાના થયાં (સંપૂર્ણ)

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક


# ઊર્મિ અને નવરચના


'ઊર્મિ' વર્ષ ૧૬ ● 'નવરચના' વર્ષ ૧૭ ● અંક ૧

એપ્રિલ ૧૯




●

અનુક્રમ

●




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૬-૦-૦ : પરદેશમાં રૂ. ૯-૦-૦

છૂટક નકલ ૧૨ આના

ભારતી સાહિત્ય સંઘ લિ.

ભીમરાજ બિલ્ડિંગ, નવી હનુમાનગલીને નાકે, કાલબાદેવી રસ્તો, મુંબઇ-૨

ફરનાન્ડીઝ પૂલ નીચે · ગાંધી માર્ગ અમદાવાદ

માનવીનું અંતર જ્યાં સુધી ધરતીના, માનવીના અને મહાકાલના સૌંદર્ય, ઉત્સાહ, હિંમત, ભવ્યતા અને તાકાતના સંદેશાઓ ઝીલી શકે છે ત્યાં સુધી એ જુવાન છે.

પણ બારીએ જ્યારે પડદા પડી જાય અને માણસના દિલના અંતરતમ ભાગ ઉપર નિરાશા અને શંકાશીલતાના ઓળા પથરાઈ જાય ત્યારે એને સાચું ઘડપણ આવ્યું માનવું, અને એના આત્માની શાંતિ કાજે ઈશ્વરને પ્રાર્થના કરવી.

(રીડર્સ ડાયજેસ્ટમાંથી)



## જોબનને કેમ જાળવશું ?

[ સોરઠી તરકીબ ]

*શહેર ભાવનગરમાં બંગલા બંધાતા હતા. પાયાનો ધાબો કુટાતો હતો. સ્ત્રીઓ અને પુરુષો ટીપણી ટીપતા હતા. ટીપતા ટીપતા એ દાડિયાં મજૂર-મજૂરણો ગીત ગાતા હતા. લોકસાહિત્યના સંશોધકને ત્યાંથી આ ગીત સાંપડ્યું:*

જોબનિયું આજ આવ્યું ને કાલ જાશે,
જોબનિયું કાલ્ય જાતું રે'શે !

જોબનિયાને માથાના અંબોડામાં રાખો,
જોબનિયું કાલ્ય જાતું રે'શે !

જોબનિયાને પાઘડીના આંટામાં રાખો,
જોબનિયું કાલ્ય જાતું રે'શે !

જોબનિયાને આંખ્યના ઉલાળામાં રાખો,
જોબનિયું કાલ્ય જાતું રે'શે !

જોબનિયાને હરખના હિલોળામાં રાખો,
જોબનિયું કાલ્ય જાતું રે'શે !

જોબનિયાને હાથની હથેળીમાં રાખો,
જોબનિયું કાલ્ય જાતું રે'શે !

જોબનિયાને ઘાઘરાના ઘેરમાં રાખો,
જોબનિયું કાલ્ય જાતું રે'શે !

જોબનિયાને પગની પાનીમાં રાખો,
જોબનિયું કાલ્ય જાતું રે'શે !

('રઢિયાળી રાત'-ભાગ ચોથામાંથી)

# પર્ણવિદાય

નવવસંત તણી ફરકી હવા
પ્રગટી સંજીવની શુભ પ્રાણની
સ્વર સુમંગલ સ્વાગતના ઉઠયા
કલરવે શત પક્ષીગણો તણા
ધરણીને હૃદયે સ્મિતથી ભર્યું
રમી રહ્યું નવચેતન ખીલતું.

સંતોષ આજે અમ જીર્ણ હૈયે
ટાઢી માટી થાય તોયે ન ચિંતા
ના ઓરતો અંતર એક રહેતો
નિશ્વાસ આંસુ તણી વાત શું હવે !
હતું અમારું અહીં ધન્ય આયુ
હવે ભલેરું થતું ધન્ય મૃત્યુ.

હે માત ! તારે ચરણે નમી નમી
રજા લઈએ તવ દીન પુત્રો !
જાણે છે તું સર્વ મા ! ને છતાં આ
ઊઠે તારે કાળજે કંપ કેવો !
જાગે તારે કેમ નિશ્વાસ હૈયે
ઊંડી ઊંડી વેદનાથી ભરેલો ?

તું પ્રેમને કાજ શું સત્ય ભૂલતી !
માતા લતા એ ક્રમ છે સનાતન
અર્પી જતું સર્વ પોતે રળેલું
પ્રફુલ્લતી પાંગરતી પ્રજાને;
જેને ભાલે શોભતી નવ્ય આશા
જેને ગાલે ખેલતું સુપ્રભાત
ભવિષ્યના વિક્રમનું પ્રભાભર્યું.
ભોળી માતા, ભૂલતી સર્વ એ કાં !
પ્રજાન્તે આ હાથ આપી જવાનો
દીધો માથે હાથ મેલી હસીને,
જેના દેહે થનગને લોહી તાજું
જેની આંખે દ્વાર ખૂલે અનંત
નવીન સિદ્ધિ, નવ દર્શનોનાં.

હે માત ! દે આજ વિદાય લોંગે
વેરી તારાં આશિષો સુપ્રસન્ન
જાતા ટાણે છેક છેલ્લી ઘડી યે
હૈયું દીઠું થાય ના લેશ જોજે !

સાદાં તારાં બાળકો રે! અમે તો
તારે ખોળે ઊછર્યાં મુગ્ધ વેશે
ખેલ્યાં તારે અંક, પ્રેમાર્દ્ર હૈયે
ઝૂલ્યાં માડી, રંક તો યે સહાસ્ય.
ને જીવને કો'દી અમે કરી ના
ફૂલો તણા દર્પ તણી ય ઇચ્છા
માગી કદી ના ફળની સમૃદ્ધિ
અમે છ ઝંખી બસ એક સેવના.
તારે કાજે કોમળાં ફૂલ માથે
રહ્યાં સહુ છત્તર દેહનું કરી
બપોર વેળા બળતાં ય પાથરી
છાયા અમે મા ! કૃતકૃત્ય ચેને.

કીર્તિ મોંઘી કે પ્રશંસા તણી કૈં
આશા રાખી યે નથી ફૂલ્લા માડી !
તારી સુંદરતા અને શ્રી પ્રકાશો.
પામ્યા જે મા ! જન્મ ને જીવને તે
મૃત્યુમાં યે સાર્થ આજે બનીને
વાયુસ્પર્શે હાસ્ય વેરી જશે એ
અનંતના મંગલ કો' પ્રવાસે.

આજે જ્યારે સાન્ધ્યતેજે સુહાગી
તારે ભાલે પીળ રેખા સમાન
અમે રહ્યાં મા ! પણ અસ્ત થાતાં
માગી લઈએ બસ એટલું કે
શંખધ્વનિ કો નવજન્મ કેરા
વાગે તારે આંગણે ને અમે સૌ
ધારી પુનર્જન્મ કદાપિ આવીએ
તો આવીએ પર્ણરૂપે ફરીફરી.

આશિષ દે ! હે વરદે ! જનેતા !
તારી કુખે પર્ણ બની પધારીએ
જ્યારે અને પૂર્ણ બને પ્રવાસ
આ જિંદગીનો તવ પાદપદ્મે
ઢાળી માથું માગીએ નેત્ર મીંચે
વિદાયમાં એ વરદાન તારું.

મ.

# વહેતાં પાણી



### ધંધાર્થી રંગભૂમિનું
#### સાચું સન્માન

ધંધાર્થી રંગભૂમિના જૂના નાટ્યલેખક શ્રી મૂળશંકર મુલાણીનો માનસમારંભ કરીને અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ એની બહુવિધ સેવાઓમાં ઉમેરો નોંધાવ્યો છે, ગુજરાતની શોભા વધારી છે, અને આપણા વર્તમાન તેમ જ ભૂતકાળની વચ્ચેની ખોવાઇ ગયેલી એક અગત્યની કડીને શોધી અજવાળે મૂકી છે. ધંધાર્થી રંગભૂમિના અવગુણો ગાઇ ગાઇને આપણે આજે જ્યારે થાકી ગયા છીએ, એને સ્થાને જનતાનું દિલ પકડી લે તેવું કશું નવું સર્જી ન શક્યાનો આપણને અફસોસ થાય છે, અવેતન અર્થાત્ 'એમેચ્યોર' રંગભૂમિના અખતરા કરવામાં આપણને નિષ્ફળતા સાથે નિરાશા સાંપડી છે, ત્યારે ધંધાર્થી નટો, નાટકો, નાટ્યકારો અને એમની સાધનાઓ સિદ્ધિઓનું સાચા હૃદયનું નિરીક્ષણ કરવું એ આપણી આજની ફરજ થઈ પડે છે. એવા કર્તવ્યનું ભાન કરાવવા માટે આ સમારંભ મહત્ત્વનો બને છે. તદુપરાંત જેને 'ધંધાર્થી' કહી આપણે સુગાઇએ છીએ તેવી લાખો કરોડો માનવીઓનાં જીવન સાથે કામ લેતી ગુજરાતી રંગભૂમિને ગૌરવના શિખર સુધી લઈ જવામાં જેનો ફાળો છે તેવી એક વિસરાયલી વ્યક્તિની આપણે કદર કરી તેની સાધનાને ને સેવાને પિછાનવાનો આ અવસર પામીએ છીએ.

### ગુર્જર હૃદયોને
#### ઊર્મિ-હિંડોળે હિંચોળનાર

સને ૧૮૯૦ થી ૧૯૧૦ એ ગુજરાતી રંગભૂમિનો સર્વોચ્ચ કીર્તિકાળ સ્વ. ડાહ્યાભાઈ ધોળસાજી, સ્વ. નથુરામ સુંદરજી, સ્વ. વાઘજી આશારામ અને શ્રી. મૂળશંકર મુલાણીની કલમો એ કીર્તિમુગટની કલગીઓ કહેવાય એ ચારે સાચા અર્થમાં વાઙ્મયના સર્જકો હતા. શબ્દ, રસ, કલ્પના, અને ઊર્મિનાં ઉપાદાનોની એમણે કરેલી મપ્રમાણ મેળવણ, એમની કૃતિઓ અણછપાઇ રહી છે તેથી આપણને અજ્ઞાત રહી છે. પણ તેઓએ લાખો ગુર્જર હૃદયોને, જ્યારે બીજું સાહિત્ય નહોતું અથવા અલ્પ હતું ત્યારે, વાણી રસ-પાયો છે ને ઊર્મિ-હિંડોળે હિંચોળ્યાં છે. મૂળશંકરભાઈ મૂળે ગામ અમરેલીના એક નોન-મેટ્રીક ગરીબ જુવાન, મુંબઈ જઈ એક છાપામાં રહ્યા, સ્વમાન ન સચવાતાં નાટક કંપનીમાં એક્ટરોના પાઠોની નકલ કરનારા લહીઆ તરીકે રૂા. પાંચને પગારે રહ્યા. પણ એ પાઠ ઉતારવામાં એમણે નાટ્યકૃતિના પદ્યવિભાગના 'પીંગળ-દોષ' બતાવી આપી પોતાનામાં છુપાઇ રહેલું કવિત્વ દેખાડ્યું. રૂા. પાંચના પગારદાર પચીસને દરમાયે કવિ બન્યા, અને પછી તો ઉત્તરોત્તર બઢતી પામીને, 'કૃષ્ણચરિત્ર' 'એક જ ભૂલ', 'સૌભાગ્યસુંદરી', 'જુગલજુગારી', 'અજબકુમારી' ઇત્યાદિ ચાળીસેક નાટકો રચીને, મુંબઇ ગુજરાતી નાટક-મંડળીના નટોમાં સંસ્કાર તેમ જ કલાનાં ઉચ્ચ તત્ત્વો રોપ્યાં, પ્રજાને દમાની રડાવી એનાં બહુવિધ ઉરભાવોનું લાલન કર્યું, અને માલિકોને અઢળક લક્ષ્મી રળાવી; પોતે તો લગભગ અકિંચન રહ્યા; પણ નાટકના ધંધામાં અરધો સૈકો રહ્યા છતાં વિશુદ્ધ રહ્યા, ઉદાર રહ્યા, સ્વમાની રહ્યા અને સતત અભ્યાસનિરત સરસ્વતી-ઉપાસક રહ્યા.

### જગતશ્રેષ્ઠ સર્જનોનું
#### આશ્ચર્યકારી અધ્યયન

ઓગણીસમી સદીના અંતકાળ જેટલા આઘેરા સમયમાં, ધંધાર્થી ગુર્જર રંગભૂમિનો નોન-મેટ્રીક નાટ્યકાર કેવું અધ્યયન કરતો તે જાણીને અર્વાચીન રંગભૂમિ-ઉદ્ધારકોને આશ્ચર્ય થશે. કવિ મૂળશંકર તે સમયમાં શેક્સપીઅરની, ફ્રેન્ચ નાટ્યકાર મોલીઅરની, બાદશાહની, વગેરે મશહૂર પાશ્ચાત્ય નાટ્યકૃતિઓનું ને સંસ્કૃત નાટકોનું, રીતસર અધ્યયન કરતા, એની ખૂબીઓનું પરિશીલન કરતા એની આલોચના ચર્ચા ચલાવતા અને પોતાની રચનાઓમાં એવી 'સિચ્યુએશન' તે લઇ આવતા. પોતે નાટક લખી આપે તે પૂર્વે પોતાની કૃતિને ભજવનારા નટોનું વ્યક્તિનિરીક્ષણ કરતા અને એમાંનો પ્રત્યેક કયા પાત્રની ભૂમિકા ભજવવા કાબેલ છે તે નક્કી કરીને પછી પ્લોટ ગૂંથી સંવાદો પૂરતા.

તે વખતે ઉર્દૂ નાટકોની લોકપ્રિયતા ખૂબ હતી પોચટ ગુજરાતી નાટકોમાં એ ઉર્દૂ શેરો એનોની અને ચમકદાર વાર્તાલાપોની છટા અવતારનાર શ્રી. મૂળશંકરભાઈ હતા. પોતાની કૃતિની ખૂબીઓ ખામીઓની સમ-

જણ માટે પોતે નાટક ભજવાતી વેળા પ્રેક્ષકો પર નજર ચોંટાડીને બેસતા. એમને વીર, કરુણ, ને હાસ્ય ત્રણે રસો સિદ્ધ હતા. જનતાના જીવનની ઉકેલનદૃષ્ટિ એમની તીવ્ર હતી. ઉચ્ચ કોટિની ભાવોન્ભેક પણ એમણે આપણી રંગભૂમિ પર આણી આપી. શ્રી. જયશંકર તથા શ્રી. બાપુલાલ જેવા નટમણિઓના સર્જન તેમ જ વિકાસમાં મોટો ભાગ મૂળશંકરભાઈની કલમે ભજવ્યો છે. શ્રી પ્રભુલાલ ત્રિવેદી સરીખા વર્તમાન નાટ્યલેખકો કવિશ્રી મૂલશંકર પ્રત્યે નમ્ર આભારભર્યો શિષ્યભાવ દાખવે છે. નટો એમને પૂજનીય ગણે છે.

*કલાસાહિત્યના જગતનું*
*મૂલ્યવંતુ શીલ*

'કુશીલવ' શબ્દે ઓળખાતા નટોની દુનિયાને નવ-પ્રતિષ્ઠિત કરવાનો એક મોટો પ્રયોગ પણ એમણે કર્યો હતો. નાટ્યકલાની ઝીણી ખૂબીઓને ન સમજી શકે, સમજે કેવળ એક આવકને, એવા નાટ્યમાલિકો સાથે કવિને કામ લેવાનું હતું., એ કુયોગમાંથી છૂટવા તેમ જ નાટ્યકલાને પણ ઊંડાવવા પોતે કાઠિયાવાડી નાટકમંડળી કાઢી. પણ ભાવનાવાદી વ્યક્તિના સંબંધમાં બહુધા જે બનતું આવ્યું છે તે જ એમને માટે બન્યું. એ ન ટકી શકયા. પાયમાલ થયા. અને કલાકારના જીવનનું ઉત્કટ કારુણ્ય તો એ છે કે નિષ્ફલતાનો ડામ ખાતા પણ એને અગાઉના માલિકોનું ફરી શરણું સ્વીકારવું પડે છે. 'કાં ! કાઢી લીધો કંપનો ! અમે તો કહેતા હતા કે કંપનો કાઢી લેજો !' વગેરે વાકયો વડે ભળેલાં માલિક–વધામણાંનો ઝેર–ઘૂંટડો ઉતારી જઇને કવિ મૂળશંકર ફરી પાછા અસલને સ્થળે બેઠા હતા; ને વર્ષો સુધી નાટકો આપ્યે જતા હતા. એ ક્ષેત્ર એમણે થોડાં વર્ષો પર છોડયુ. નિવૃત્તિકાળ પ્રભુભક્તિને ભળાવ્યો. ને આજે તો એમની એંશી વર્ષની વય છે. ભક્તિમાં જ નિમગ્ન છે. અર્વાચીન ગુજરાતનું પ્રભયૌવન એવા પુરોગામીની ઓળખાણનો અવસર ઊભો કરે એ પણ એમની ઉંમર જેટલી જ વિરલ વસ્તુ છે. પોતાના યુગને ખોળે ચિરમૌન ધારણ કરીને બેસી જનાર, પોતાના યુગાસ્તની સાચી ઘડીને ઓળખી લેનાર, તેમ જ લાખો નરનારીઓ પર ચાલીશ વર્ષો પર્યંત વિજય વર્તાવ્યા પછી એની રંચ પણ ખેવના કર્યા વગર એકલવાસના વિસ્મૃતિ–મંદિરમાં ચાલ્યા જનાર માણસની બલિહારી છે. કલાસાહિત્યના જગતનું એ મોઘું ને મૂલ્યવંતુ શીલ છે. આજે એ શીલને ગુજરાતની અંજલિ છે. ગુજરાત પોતાના ગઇ કાલના વારસાનું ધન લઇને વર્તમાનપંથે ભાવિની ખોજમાં પ્રયાણ કરે છે. ત્રિકાલનો અવિચ્છિન્ન પ્રવાહ બાંધવામાં ગુજરાતે પોતાનું શ્રેય સમજેલ છે. એ શ્રેયપથે આ સમારંભનું પ્રયાણ છે.

*હરીફાઇના નાવથી*
*જીવંત બનતી ચૂંટણીઓ*

આ વખતની પ્રાંતિક ચૂંટણીઓમાં વધુ હરીફાઇઓ થઇ હોવાથી એ વધુ જીવંત બની છે અને લોકશાહીની નૂતન રસમોથી સાવ અજ્ઞાન આ દેશની પ્રજાને સ્વરાજ-સંચાલનની તાલીમ તેથી મળી છે. પ્રજાને વિસ્તૃત મતા-ધિકાર આપી દેવો એટલું જ બસ નથી. એ પુનિત અધિકારનો ઉપયોગ–યોગ્ય કે અયોગ્ય–કેટલા માણસો કરે છે તે જોવું જરૂરી છે. અને એ તો ત્યારે જ દેખાય કે પ્રતિસ્પર્ધી ગમે તેટલો શક્તિશાળી હોય છતાં તેની સામે કોઈ હરીફ ઊભો રહે, અને પછી પ્રજા આવીને પોતાના લાડીલાને જ્યારે વિજયી બનાવે. પ્રાંતોના જે જે વિસ્તારોની બેઠકો કોંગ્રેસે યા મુસ્લિમ લીગે બિનહરીફ કબજે કરી છે તે તે વિસ્તારોની જનતામાં લોકશાહીની નાગરિક ભાવના કેટલે અંશે જાગૃત છે તે જાણવાનો મોકો આપણને મળ્યો નથી. ત્યાંનાં મતદારો ચેતનહીન પડયાં રહ્યાં છે. માત્ર આપણે ત્યાં જ નહિ પણ પશ્ચિમના ઘણાખરા દેશોમાં પ્રવર્તતી આ પ્રથા પ્રત્યે થોડા સમય પર હિંદ આવેલા એક રશિયન પત્રકારે પોતાનું આશ્ચર્ય દર્શાવ્યું હતું. એણે કહેલું કે, અમારા દેશમા તો એક પણ વિસ્તાર ચૂંટણી વિનાનો રહી શકતો જ નથી, કારણ કે કોઈ વિસ્તારની એક બેઠક માટે એક જ ઉમેદ-વાર ઊભો થયો હોય તો પણ તે બિનહરીફ ચુંટાઇ જતો નથી. એ વિસ્તારમાં પણ ચુંટણી થાય છે અને ત્યાંની પ્રજાએ પોતાનો મત આપવો રહેછે–કાંતો એની તરફેણમાં યા તો તેની વિરુદ્ધમા.

બીજી ઘણી રીતે સરમુખત્યારશાહીને મળતા આવતા રૂશીતંત્રમાં આ એક ભારે વિસ્મયકારક પ્રથા છે. બીજું કાંઇ નહિ તો તેની ઉપર ગંભીરપણે વિચાર કરવા પ્રેરે તેવી તે છે જ.

*'સલામત' વિસ્તારોની*
*બેદરકાર જનતા*

બ્રિટન–અમેરિકાના ઘણા મતવિસ્તારોને 'સલામત' એવા લેબલ રાજદ્વારી પક્ષોએ મારેલાં છે. એ વિસ્તારમાંથી ચાહે તે પીરભાઈ–જમાલભાઈ પણ અમુક ચોક્કસ પક્ષની ટિકિટ ઉપર ઊભો રહે એટલે પછી એ પક્ષની લોકપ્રિયતાની ધાકથી તેની સામે કોઈ હરીફ ઊભો થતો નથી. પરિણામે, વર્ષોના વર્ષો સુધી, નવીનવી ચૂંટણીઓમાં અમુક વિસ્તારોમાંથી એક યા બીજા પક્ષના ઉમેદવારો બિનહરીફ ચુંટાઈ આવે છે. દાયકાઓ સુધી એ વિસ્તારોમાં ચૂંટણી–જંગની ચેતના ફેલાતી નથી. બંધારણ પ્રમાણે તો પુખ્ત વયની આખી પ્રજાને મતાધિકાર હોય છે. પણ વસ્તુતઃ તો એ મતાધિકારનો ઉપયોગ કરવાનો મોકો પામ્યા વિના જ અમુક વિસ્તારોની આખી પેઢીનું આયુષ્ય પૂરું થતું હોય છે. અસલના ઘણા રાજાઓના હાથમાં પૂરી રાજસત્તા હોવા છતા એ કદી આંખ ઉઘાડીને વહીવટ કેમ ચાલે છે તે જોતા નહિ અને પ્રધાનોના હાથમાં મોકળી લગામ મૂકી દેતા. પ્રજા પ્રત્યેની પોતાની ફરજ એ રીતે એ ચૂકતા. આજે જ્યા પૂરી રાજસત્તા પ્રજાના હાથમા છે એવા ઘણા દેશોમા, પ્રજાનો અમુક ભાગ પોતાની ફરજો પ્રત્યે એ રાજાઓ જેટલો જ બેદરકાર બન્યો છે

*લોકશાહીની રસમોમાં*
*પ્રજાએ ઘડાવું પડશે*

આપણી ચૂંટણીઓમા હરીફાઈનું તત્ત્વ દાખલ કરીને તેને જીવંત હોંસાતુંસીથી ભરી દેવા માટે પહેલો આભાર આપણે કોંગ્રેસના બિનમુસ્લિમ હરીફોનો માનવો રહે છે. કોંગ્રેસી ઉમેદવારો સામે જીત મેળવવાની એમને સ્વપ્નામાં પણ શક્યતા દેખાઈ હોય એટલા મૂરખા એ હરીફોમાંના કોઈ નહિ હોય. છતા તેઓએ હરીફાઈ કરી, ચૂંટણીઓ કરાવી, હાર્યા, માનભંગ થયા, અનામત રકમ ગુમાવી, હાંસીપાત્ર બન્યા. પણ બદલામાં એમણે આપણને ચૂંટણીમાં ભાગ લેવાનો અનુભવ કરાવ્યો, મત દેવાનાં મથકો ઉપર શાંતિથી આપણા વારાની રાહ જોતા ઊભાં રહેતાં શીખવ્યું, બુદ્ધિહીન ચૂંટણી–કારકુનો સાથે અકળાયા વિના કામ લેતાં શીખવ્યું, અને આપણા હરીફો પ્રત્યે સહિષ્ણુતા કેળવતા શીખવ્યું. આઝાદી આજે નથી, પણ એ આવતીકાલે જ આવી જાય તેમ છે. જ્યારે લોકશાહીની આ રસમો માત્ર ઉપદેશથી નથી શીખવાતી; એનો તો પ્રત્યક્ષ અનુભવ લેવો પડે છે, પ્રજા સમસ્તને એમાં ઘડાવું પડે છે.

*કોંગ્રેસને ઉજાળનારા*
*સાચા પયગંબર–પુત્રો*

કોંગ્રેસી અને રાષ્ટ્રીય મુસલમાનોને આપણે મુબારકબાદી આપવાની છે. આંબેડકરવાદીઓ, કોમ્યુનિસ્ટો, રૉયવાદીઓ કે સ્વતંત્ર ઉમેદવારો પ્રત્યેની આપણી આભારવશતા પાછળ હળવા કટાક્ષનો અંશ છુપાયેલો છે, તો આ વીર મુસલમાનો માટેની અહેસાનમંદીમાં એમણે સહેલા જખમો માટેનું તીવ્ર સંવેદન ભરેલું છે. કોંગ્રેસના હરીફોનો ૯૯ ટકા પરાજય થયો છે. લીગના આ રાષ્ટ્રવાદી હરીફોમાં ૬૫ ટકા પરાજય પામ્યા છે. પણ એમણે કોંગ્રેસનું નામ ઉજાળ્યું છે. લીગવાદી ગુંડાગીરીથી ડરીને એ ભાગ્યા નથી. લાઠી અને છૂરીએ એમનું લોહી ચાખ્યા છતાં એ ભયભીત બન્યા નથી, બેબાકળા બનીને માર્ગ ભૂલ્યા નથી, સામો હાથ ન ઉગામવાનો કોંગ્રેસનો આદેશ એમણે ઉથાપ્યો નથી. સામાજિક બહિષ્કાર કે ખુદ મસ્જિદ–કબ્રસ્તાનમાં પ્રવેશબંધીથી એ મૂંઝાયા નથી. જીત્યા છે ત્યાં એમને નશો નથી ચડ્યો, હાર્યા છે છતાં પોતાની ખુમારી ખોઈ નથી બેઠા. પયગંબરનાં ફરજંદને એ જ શોભે.

*મઝહબના રક્ષણહારો નહીં, પણ*
*રાષ્ટ્રવાદના કાતિલ વિરોધીઓ*

મુસ્લીમ લીગને જે કોઈ વિજય મળ્યો છે તેની ચર્ચા કરવાની કોમને જરૂર નથી એમની સીધી યા આડકતરી ગુંડાગીરી અને અમલદારોના આંખમિંચામણાં જ માત્ર નહિ પણ ખુલ્લી પક્ષાપક્ષી એ વિજય માટે કેટલે અંશે જવાબદાર છે તે તો ઉઘાડી વાત છે. પોતાના જ જાતભાઈઓ પ્રત્યે એ કેવા સિતમ વરસાવી શકે છે તે હવે જાણીતું છે. અરે ખુદ લીગમાં જવાબદાર સ્થાન ભોગવતો કોઈ માણસ એ સંસ્થાની નાલાયક રસમોની ટીકા કરે તો તેની ઉપર કેવાં વિતકો વીતે છે અને એને હાર આપવાની ધમકી સુદ્ધા કેવી અપાય છે તે સિંધ મુસ્લિમ લીગના પ્રમુખ શ્રી ગઝદરે જાને સિંધની ધારાસભામાં કરેલા નિવેદન ઉપરથી સમજાય છે.

પણ બહેકેલા કોમવાદીઓને એટલાથી સંતોષ નથી. જેની સાથે પોતાને ધોળે ધરમેય સંબંધ નથી તેવી બિનમુસ્લિમ બેઠકાની ચૂંટણીમાં પણ એ ખાબકયા છે. યુક્તપ્રાંતમાં, કોંગ્રેસના હિંદુ હરીફો સાથે મળીને લીગના ગુંડાઓએ કરેલાં તોફાનો, એમણે કરેલાં ખૂનો, લૂટેલી દુકાનો અને બાળેલાં ધર્મસ્થાનો બતાવે છે કે લીગનું કર્તવ્ય કોઈ એક મઝહબનું રક્ષણ કરવાનું નહિ પણ જ્યાં ને ત્યાં રાષ્ટ્રવાદ ઉપર હીચકારા હુમલા કરવાનું અને એવા હુમલા કરનારા બીજાઓ ચાહે તે મઝહબના હો તેમની સાથે મૈત્રી કરીને સંયુક્તપણે તેમ કરવાનું છે.

*શિસ્તબદ્ધ ખામોશીને*

*નામર્દાઈ ન ગણશો*

આ બહેકાટને નાથવાનું પોલીસને ભાવતું નથી. સારી પેઠે નુકસાન થઈ ચૂકયા પછી જ એ તોફાનોમા વચ્ચે પડે છે. અવિચારી અત્યાચારોમાં એને કાંઈ અજુગતું લાગતું નથી કારણકે કરાંચીથી કલકત્તા અને લાહોરથી મદુરા સુધી એણે પોતે જ એવા અત્યાચારો ભજવ્યા છે. ગુંડાઓ અને કોમવાદીઓ તો જાણે પોલીસ પાસેથી શીખેલા પાઠ ભજવી રહ્યા હોય તેવુ લાગે છે. પણ પોલીસ જો પ્રજાનું રક્ષણ કરી શકે તેમ ન હોય તો પછી પ્રજાએ એ જવાબદારી પોતાની ખાંધે ઉઠાવી લેવી રહેશે. ગુંડાગીરીના ભોગ બનેલા કોંગ્રેસીઓ અને રાષ્ટ્રીય મુસલમાનોએ આજે ખામોશી બતાવી છે તેમ જો ઉપરથી આદેશ છૂટશે તો આવતી કાલે સામો જવાબ પણ એ દઈ બતાવશે. એમાં શંકા રાખનારાઓ જો કોઈ હોય તો એમનું કિસ્મત ફૂટયું સમજવું. માર ખાનારાઓ નામર્દ નહોતા પણ શિસ્તને આધીન હતા એ વાત મારનારાઓ ભવિષ્યને માટે યાદ રાખી મૂકે.

*હુસેનસાઇથી આરંભાયેલ,*

*મહેન્દ્રચન્દ્રથી પૂર્ણાહુતિ પામે છે*

ચૂંટણીમાં પડીને રાષ્ટ્ર પોતાના લડાયક ખમીરને કાટ ખવરાવશે. એવી પ્રકટ-અપ્રકટ ભીતિઓ અને આશાઓ ખોટી પડી છે. ચૂંટણીમાંથી તો રાષ્ટ્ર પોતાનું ખમીર સજાવીને, વધુ તેજીલું બનાવીને બહાર આવ્યું છે. ચૂંટણીના આરંભકાળે મહમ્મદઅલી ઝીણાના અનુયાયી-લાલજીને ખુદ પોતાનો મત પણ નોંધાવ્યા વિના ચૂંટણી-મથક છોડી ભાગતા આપણે જોયા હતા. આજે એની પૂર્ણાહુતિના દિવસોમાં આપણી સમક્ષ છે અઢાર વર્ષના મહેન્દ્રચંદ્ર દાસનું ચિત્ર. છાપાંમાં આવેલો કલકત્તાનો એક સંદેશો એ કમકમાટીભર્યું ચિત્ર થોડી લીટીઓમાં દોરી આપે છે—

'બીજા બે સાથીઓ અને મહેન્દ્રદાસ લેગુરા બજારમાં કોંગ્રેસની એક ચૂંટણી-સભા અંગે જતા હતા રસ્તામાં, જંગલમાં એમની ઉપર સોએક માણસોની એક ટોળી તૂટી પડી, એમની પાસેનો રાષ્ટ્રધ્વજ ટોળીએ છીનવી લીધો, ફાડી નાખ્યો અને પગ તળે કચડયો. ત્રીજા દિવસની સવારે મહેન્દ્રનુ શબ એક ગામની શીમમાથી મળી આવ્યુ. એ અર્ધું બળી ગયેલુ હતુ, એને આખે શરીરે ફોલ્લા હતા ઉપલા જડબામા એકેય દાંત રહ્યો નહોતો. જીભનુ ટેરવુ છુંદી નાખવામા આવેલું જમણી કોણી ભાગી ગયેલી આખા શરીરે છરા અને ભાલાના અસંખ્ય જખમો હતા. એમ ધારવામા આવે છે કે મહેન્દ્રનું ધીમું અને ક્રૂર મૃત્યુ નિપજાવવા માટે તેની ઉપર તેજાબ અને ગરમ પાણી છાંટવામા આવ્યા હતા. મહેન્દ્રની માએ એક નિવેદનમા એવો આરોપ મૂકયો છે કે એના દિકરાનુ ખૂન કોમ્યુનિસ્ટ ગુંડાઓએ કર્યું છે.'

ચૂંટણી એ તો દેશ માટે એક સંગ્રામ બની ગયો હતો. મશીનગનો અને ટેન્કોનો વીરતાપુર્વક સામનો કરનારી પ્રજાએ પોતાના દેશભાઈઓની આ ગુંડાગીરી જે રીતે બરદાસ્ત કરી છે તે સાચા શૂરવીરને શોભાવનારી છે. કોંગ્રેસ અને ગાંધીજીના અભિનંદનને પાત્ર એ ઠરી છે.'

*ગોરા લશ્કરમાં પ્રસરેલી*

*બીક અને સમજણ*

પોતાની શક્તિની શિખરટોચે આ દેશનો રાષ્ટ્રવાદ આજ પહોંચી રહ્યો છે. આ દેશમાંનું હિંદી લશ્કર તો હવે એનું જ એક અંગ બની ચૂકયુ છે એટલે એની તરફનો જરાતરા સંદેહ પણ હવે રાષ્ટ્રના દિલમાંથી અદૃશ્ય બન્યો છે. બાકી રહ્યા બે-પરદેશી ગોરું લશ્કર અને આંતરવિગ્રહની ધમકી આપતા દેશના કોમવાદીઓ. નખશીખ શસ્ત્રધારી ગોરા લશ્કરથી આ નિઃશસ્ત્ર દેશ ઉપર ધાક બેસાડવાના દિવસો હવે વીતી ગયા છે એમાં કોઇ શક નથી. ઉલટાનું એ લશ્કર જ જાગેલી હિંદી પ્રજાથી કેટલું ભયભીત બન્યુ છે તે, ડૂબતા માણસનાં તરફડીઆં જેવી, એની આંધળી તડાફડીએ

મોટો એક સમજુ વર્ગ ઊભો થઇ રહ્યો છે કે જે આ દેશની ગુલામી કાયમ રાખવામાં પોતાનો ઉપયોગ થાય તે સાંખી લેવા તૈયાર નથી. એટલું જ નહિ, એવા ઉપયોગનો ખુલ્લો સામનો કરવાની વૃત્તિ પણ એનામાં પ્રવેશી રહી છે તે એક ગોરા સૈનિકનો ગાંધીજી ઉપર આવેલો એક પત્ર દર્શાવે છે. 'હરિજનબંધુ'માં અપાયેલા તેના ઉતારામાંથી આ ફકરા લીધા છે—

'લશ્કરમાં ભરતી થએલા અમારા જેવા ઘણાખરા સૈનિકોના હૃદયમાં આપના દેશનું હિત વસે છે. તે એટલે સુધી કે, અમારી લાગણી સક્રિય રીતે વ્યક્ત કરવાની અમને મળતી એક …ત્ર તક અમે લીધી છે. પાર્લામેન્ટના અમારા સભ્યો ઉપર …ત્રો લખી અમે એમ કર્યું છે. એ પત્રોમાં અમે આપણી … આજે જે પ્રશ્ન ખડો છે તેના તાત્કાલિક અને સંપૂર્ણ … માટેની તાકીદ ઉપર ભાર મૂક્યો છે. અમારી મર્યાદા પ્રમાણે અમે જે ભલામણો કરી શકીએ તેમાં અમે જણાવ્યું છે કે, તમારા દેશનો હવાલો તમને, તેની પ્રજાને, તાત્કાલિક સોંપી દેવો એ જ એનો એક માત્ર ઉકેલ છે; અને એવી વિનતી કરી છે કે આપની 'હિંદ છોડો'ની ન્યાયી દરખાસ્તનો અમલ કરવાને માટે શક્ય હોય તે બધાં સાધનો વાપરવા માટે આપને જણાવવું.

'મારા પ્રતિનિધિ તરીકે પાર્લામેંટમાં બેસતા સભ્ય આગળ મેં બીજો એક મુદ્દો ઉપસ્થિત કર્યો છે. તે આ છે: જે પ્રજાને હું ચાહું છું તેની સામે હથિયાર ઉગામવાનું મને ફરમાવવામાં આવે તો શહેનશાહની ફોજના એક સૈનિક તરીકે મારી સ્થિતિ શી છે? કદી પણ મને એવો હુકમ કરવાની કોઈ ભૂલ કરી બેસે તો હું તેમ કરવાની ના પાડું એમ મેં તેમને જણાવ્યું છે. અમારી સ્થિતિની ચોખવટ કરવાનાં ઘટતાં પગલાં લેવાવાં જોઈએ એમ પણ મેં જણાવ્યું છે સામ્રાજ્યવાદી યુદ્ધ લડવાને માટે અમે આ લશ્કરમાં નથી જોડાયા, અને હું તો નહીં જ…'

આંતરવિગ્રહના જાપ જપનારા

ભલે પડમાં આવે

હિંદમાંના બ્રિટિશ સામ્રાજ્યના બે આધારસ્થંભો આ રીતે તૂટી પડયા છે. પોતાના દેશભાઇઓ ઉપર ગોળી ચલાવવાનું હિંદી લશ્કર ઉપર છોડી શકાય તેમ નથી, અને એ કામ કરવા માટે ગોરું લશ્કર તૈયાર નથી. ત્રીજો રહ્યો કોમવાદીઓનો ભય. હિંદની રાજદ્વારી શતરંજના પટ ઉપરથી એમનાં સોગઠાં ફગાવી દેવાય તે પહેલાનો છેલ્લો દાવ ક્રોધમાં આંધળા બનેલા કોમવાદીઓ અજમાવી રહ્યા છે. આંતરવિગ્રહ, ખૂનરેજી આગ, છુરી, બહિષ્કાર, તોફાનો. આ ધમકીમાં કોઈ નવીનતા નથી. નવીનતા તો છે એને મળેલા જડબાંતોડ જવાબમાં. ગાંધીજીનાં મનામણાં અને રાજાજીની ખુશામતો હવે નથી રહી. હવે તો છે જવાહરની સિંહગર્જના કે, આંતરવિગ્રહ જેને કરવો હોય તે સાબદા થઈ જાજો, અને માના પૂત હો તો બોલ્યું પાળી બતાવજો. સિંગાપુર પહોંચીને અજવાળી રાતને બારને ટકોરે ભરેલી એક પત્રકાર-પરિષદમાં પંડિત જવાહરલાલે કહ્યું છે કે:

'હું એ જોવા માગું છું કે શ્રી ઝીણા હિંદમાં બળવો કરવાનો પડકાર કરે. પણ મને પૂરી ખાત્રી છે કે એમાં એ સફળ થનાર નથી બળવાનો પડકાર કરવો એ એક વાત છે, અને તેનો અમલ કરવો એ બીજી વાત છે શ્રી ઝીણામાં ઘણા ગુણ છે, પણ એક બળવાખોરમાં જે ગુણ જોઈએ તેનો તેમનામાં સદંતર અભાવ છે'

લલાટે લખાયો હોય તો

આંતરવિગ્રહ પણ ભલે આવતો

આઝાદ બનવા મથતા તેમ જ પોતે મેળવેલી આઝાદી જાળવવા માગતા દરેક દેશે આંતરવિગ્રહનું જોખમ ઉઠાવીને પણ પોતાનું રાષ્ટ્રપ્રવાહ ચાલુ રાખવું જોઈએ. આંતરવિગ્રહ તો અમેરિકામાં પણ થયો છે, ફ્રાંસમાં ને સ્પેઇનમાં થયો છે, દક્ષિણ અમેરિકાના કેટલાક દેશોમાં ઋતુએ ઋતુએ એ થતો હોય છે, ચીનમાં પણ એણે પૂરબહાર ફાટી નીકળવા સિવાય બાકીનાં તમામ સ્વરૂપો ધારણ કરેલાં છે. હિંદને લલાટે એ લખાયો હોય તો ભલે આવે. પોતાની વાત સામા પક્ષ પાસે સમજાવટથી નહિ પણ ધાકધમકીથી કે ડંડાબાજી–ખંજરબાજીથી મંજૂર કરાવવા માગનારાઓ ભલે એમની લીલા અજમાવી જુએ. યાદ ફક્ત એટલું જ રાખે કે હિંદના રાષ્ટ્રવાદની વધેલી શક્તિ પાસે આજે બ્રિટિશ સામ્રાજ્ય પણ ખુશામતખોરી કરી રહ્યું છે તેનો કાંઈક મર્મ છે. બાકી તો રાષ્ટ્રવાદ પોતાના અમર ધ્યેયને ખાતર અનેક રુધિર-સ્નાનો કરી ચૂક્યો છે. વ એક એને વસમું નહિ પડે.

અન્ય લઘુમતિઓની

ઉદાર દિલગુલાબી

આખરે, આપણે સૌ જાણીએ છીએ કે કોમવાદીઓને પંથ ભુલાવનારી તો પરદેશી સત્તા જ છે. પણ મુસ્લિમોના પ્રમાણમાં બીજી લઘુમતિ કોમો ઉપર મુખ દ્દીઓનું વશીકરણ છેક નજીવું થઈ શક્યું છે. વિદન કાપીને અપશુકન કરાવવાનું પગલું ખ્રિસ્તીઓએ

શીખોએ ભર્યું નથી બ્રિટનની ઉમરાવસભામાં રાંકિલિયસ નામના એક ઉમરાવે એમ કહેલું કે, મુસ્લિમો ઉપરાંત શીખો અને ખ્રિસ્તીઓ જેવી બીજી લઘુમતીઓનું પણ આપણે હિંદમાં રક્ષણ કરવાનું છે. તેના જવાબમાં હિંદી ખ્રિસ્તીઓના ફેડરેશનના પ્રમુખ અને મદ્રાસ ધારાસભામાંના હિંદી ખ્રિસ્તીઓના પક્ષના નેતા ડૉ. જોહને એક ડહાપણભર્યા નિવેદનમાં કહ્યું છે કે—

'કોઈપણ પરદેશી સત્તા લઘુમતિઓનું સાચું રક્ષણ કરી શકે જ નહિ, અને કરી શકે તો પણ તે એમ કદી કરે જ નહિ......કોંગ્રેસના ઉપલા આગેવાનો કોમીભાવ રહિત છે, અને એકસો રાંકિલિયસ કરતાં જવાહરલાલ નેહરુ જેવા નેતામાં અમારી કોમને વધુ વિશ્વાસ છે.'

લીગની કાળીમુખી નીતિ સાથે આ ખ્રિસ્તી દિલસોજીને સરખાવવાની જરૂર નથી. મુસ્લિમોના 'દિલમાં બીરુતા પેદા કરનાર લીગના સરનશીન જિન્ના પાસે એમ માગે છે કે, તમે જતા પહેલાં અમારા દેશના ભાગલા પાડતા જાવ. પાકિસ્તાનનું રક્ષણ કરવા એમાં બ્રિટિશ લશ્કર રાખવામાં તેમને ખાસ કોઈ વાંધો નથી.

એટલીના ભાષણમાં
આશા પ્રેરક શબ્દો

હિંદ આવેલી બ્રિટનની પ્રધાન–ત્રિપુટી પોતાને દેશથી રવાના થઈ તેને આગલે દિવસે આમસભામાં વડાપ્રધાન શ્રી એટલીએ કરેલા એક નિવેદનને દેશનેતાઓએ આવકાર્યું છે અને પ્રજાનાં આશા–તરંગો વળી પાછાં પૂર્ણિમાની ભરતીની સપાટીએ ચઢવાં માંડયાં છે, ૧૯૪૨ના માર્ચમાં ક્રિપ્સને મોકલતી વખતે ચર્ચિલે હિંદને સાંસ્થાનિક દરજ્જો અપાય, તેમાં પણ 'દલિત વર્ગો સહિતની લઘુમતિઓના રક્ષણની આપણી કર્તવ્યભાવના, હિંદી રજવાડાં સાથેના આપણા લાંબા સંબંધમાંથી ઉપસ્થિત થતી અમુક બાબતોનું નિરાકરણ' વગેરે વિઘ્નો આમસભામાં દર્શાવ્યા હતા. હિંદની ઉપર સામ્રાજ્યની પકડ મજબૂત રાખવા માટે બાપાના વ્યભિચારી બ્રિટિશ રાજપુરુષો એ જ શબ્દો ઉત્તરોત્તર વાપરતા આવ્યા છે. એ ચીલાબંદ ઇતિહાસમાં એટલીએ જાણે જુદા કોઈ શબ્દકોષને આધારે તૈયાર કરેલું નિવેદન ઉમેર્યું છે. હિંદને સામ્રાજ્ય બહાર નીકળવું હોય તો તેને તેમ કરવાની પણ પૂરી સ્વતંત્રતા છે એમ કહીને એટલીએ 'લઘુમતીઓના રક્ષણ'ના હાઉને ઓપરેગો કર્યો છે :—

'લઘુમતિઓના હક્કોનો અમને ખ્યાલ છે. લઘુમતિઓ ભયમુક્ત બનીને જીવી શકે એમ બનવું જોઈએ, પણ બીજી બાજુ, બહુમતિની પ્રગતિના માર્ગમાં લઘુમતિને આપણે અવરોધ બનવા દઈ શકીએ નહિ......

'હિંદીઓને પોતાનો વહીવટ ચલાવવાની જવાબદારી આપવાની સાથોસાથ લઘુમતિઓ સાથેના વર્તાવની જવાબદારી અને એમની વતી (હિંદની બાબતોમાં) માથું મારવાની સત્તા અહીં (લંડનમાં) રાખી શકાય નહિ.'

શ્રી એટલીના ભાષણનો આ કર્ણપ્રિય સ્વર આવકારતાં પંડિત જવાહરલાલે સાથે સાથે એ સ્પષ્ટ કર્યું છે કે, 'સહાનુભૂતિપૂર્ણ ભાવનાના ઉચ્ચારણ માત્રથી આપણે આગળ વધી શકતા નથી...એ તો દેખીતું જ છે કે આજે આપણે એ પગથિયે પહોંચ્યા છીએ કે જ્યાં કોઈ પણ અધૂરા પગલાની તો વિચારણા પણ ન થઈ શકે અને માત્ર હિંદની સ્વતંત્રતાના સ્વીકાર ઉપર મંડાયેલી ચર્ચાનું જ કાંઈ ફળ નીવડી શકે.'

મીઠી વાતો છતાં ય
જે હકીકતો ભુલાતી નથી

હિંદની આ સ્વતંત્રતાની શુદ્ધ ભાવે અને ચોખ્ખા શબ્દોમાં હજી જાહેરાત થઈ નથી એનો ખ્યાલ તો બધાને છે. બીજું એ યાદ છે કે હજારો દેશપ્રેમી કેદીઓ હજી જેલમાં સડે છે, આઝાદ ફોજના અફસરો ઉપરના મુકદમા ચાલુ છે, હજારો આઝાદ સૈનિકો પણ હજી બંધનમુક્ત નથી બન્યા, સિવિલ સર્વિસમાં ગોરાઓની ભરતી મધ્યસ્થ ધારાસભાના રીડિયારમણ છતાં ચાલુ જ છે, અને પોતાને અહીંથી કોઈ કાળે કોઈ ખસેડી શકવાનું નથી એવી લાપરવાહીથી અમલદારો ચૂંટણીમાં ચોક્કસ પક્ષોને મદદ કરી રહ્યા છે, સિંધ જેવા પ્રાંતમાં કોમવાદી પક્ષ લઘુમતિમાં હોવા છતાં બ્રિટિશ ગવર્નરની મદદથી સત્તાસ્થાને સ્થાપિત કરાયો છે, અને સરહદમાં કોંગ્રેસના પ્રધાનમંડળને ગોરી સિવિલ સર્વિસની અનેક આડખીલીઓ સહેવી પડે છે.

ઉપરાંત યાદ તો એ પણ છે કે પ્રધાન–ત્રિપુટી બ્રિટનથી રવાના થઈ તે અગાઉ થોડા અઠવાડિયે જ આપણી ઉપર બ્રિટિશ સૈનિકોની લોહીતરસી મશીનગનો ચાલેલી છે, પોલીસનું દમન નીતર્યું છે, અને એ લશ્કરને અને એ પોલીસને વાઇસરૉય વેવલ તેમ જ હિંદી વજીરે એમની આ હુશિયારી માટે અભિનંદનો આપેલ

છે. એટલે એ પણ યાદ રાખવા જેવું છે કે આ ઉત્સાહપ્રેરક નિવેદન કર્યું તે પૂર્વે ૧૦–૧૨ દિવસે જ શ્રી એટલીએ આમસભામાં જાહેર કરેલું કે હિંદમાં બ્રિટિશ લશ્કરનો મોટો જથ્થો રાખવો જરૂરી છે કારણકે તો જ 'આપણે જેની આશા રાખીએ છીએ તે રાજકીય ફેરફારો શાંત વાતાવરણમાં થઇ શકે.' જે દેશને પૂર્ણ સ્વાતંત્ર્ય આપવાનું છે તેમાં શાંત વાતાવરણ જાળવવાની જવાબદારી એ દેશની પોલીસ અને એ દેશની શૂરવીર સેના ઉપર છોડવાને બદલે બ્રિટિશ લશ્કર એમાં રાખવું પડે તેનું કારણ શું હોઇ શકે? હિંદી પોલીસ અને હિંદી લશ્કર ઉપર આવડો બધો અવિશ્વાસ શાને?

### પ્રધાનોની નિષ્ફળતા
### આ આશાને નહિ ડગાવે

આ બધું સંભારીને પ્રધાન-ત્રિપુટીની નિષ્ફળતા સો ટકા માનીને નિરાશ થવાની જરૂર નથી. પ્રજાને પૂરી આશા રાખવાનો અધિકાર છે. એ અધિકાર એમણે લોહી અને આંસુનાં મૂલ્ય ચૂકવીને મેળવ્યો છે. પ્રધાન-ત્રિપુટી સફળ થશે કે નિષ્ફળ તે પ્રજા માટે હવે એક બિનઅગત્યની બાબત છે. પ્રજાની આશાના મિનારા ભલે ઉન્નત મસ્તકે ઊભા રહે, કારણકે એના પાયામાં છે આઝાદી મેળવીને જ જંપવાનો આ દેશનો નિર્ધાર—આ દેશના સ્ત્રીપુરૂષોનો, કિસાન-મજૂરોનો, પોલીસનો અને આ દેશના લશ્કરનો, નૌકા-દળનો ને વિમાની દળનો. જેના દિલમાં આ આશા હશે તેને પ્રધાન-ત્રિપુટીની નિષ્ફળતા ડગાવી શકશે નહિ—એ નિષ્ફળતા ચાહે જમુનાને કિનારેથી આવે કે સિમલાની ટેકરીઓ પરથી.

### અવિચારની 'મૂર્છા'માં
### પરિણમેલી એક અનેરી પ્રથા

'લોહીથી પત્રો લખવા અને તિલક કરવાનો પણ અત્યારે વાયરો વાય છે. આ પ્રથા બંધ કરવા જેવી નથી?' આવા એક પ્રશ્નનો જવાબ આપતાં ગાંધીજી 'હરિજનબંધુ'માં લખે છે કે—

'હું તો આ પ્રથાને બિલકુલ જંગલી માનું છું. પોતાનું લોહી આપવું એમાં કાંઈ ખરું તો છે નહિ. અત્યારે તો આવી લોહી ક્રિયાઓ ફેશન આપવા નવા નીકળી હોય છે. જ્યારે ક્યું લોહી આપવામાં આવે ત્યારે લોહી આપનાર નબળો પડે છે પણ પોતાનું લોહી કાઢીને તિલક કરવાં અથવા તો તેના છાંટા પાડીને તેથી સહી કરવી એમાં નથી બહાદુરી, નથી ત્યાગ, નથી દુઃખસેવન, માત્ર અવિચારની મૂર્છા છે. એનો ત્યાગ કરવો ફરજ છે, એટલું જ નહીં, પણ એ બંધ કરવાનો ધર્મ છે. સહેલામાં સહેલો રસ્તો એ છે કે કોઈ નેતાએ આ જંગલી પ્રથાને વશ ન થવું.'

શરૂઆતમાં કેટલીક પ્રથાઓ ભાવનાભરપૂર અને આકર્ષક જણાય છે પણ તેનો અતિરેક થતાં થોડા જ સમયમાં તેની નિરર્થકતા પરખાય છે અને એ ઢોંગી, દંભ બને છે. પોતાના લોહીથી તિલક કરવાની અને કાગળો-માનપત્રો લખવાની પ્રથાનું પણ આમ થઇ રહ્યું છે. જવાબદાર નેતાઓએ એને બંધ કરાવી દેવાનો કાળ હવે આવી પહોંચ્યો છે. આઝાદ ફોજની ઝાંસીની રાણી રેજિમેન્ટની નારી-સૈનિકોએ પોતાને માટે સુભાષ ઉપરાંત મોરચા ઉપરની લડાઇમાં ભાગ લેવાની કામગીરીની માગણી કરતી એક અરજી પોતાના લોહીમાં કલમ બોળીને લખીને નેતાજી ઉપર મોકલ્યાની વાત બહાર આવ્યા બાદ આ પ્રથા આપણા દેશમાં બહુ જ પ્રિય થઈ પડી છે. પણ પછી તો એ વીરાંગનાઓના અનુકરણમાં ઉપરછલ્લાપણું વધતું ગયું અને મૂળની ઉત્કટ ભાવનાઓનું પ્રમાણ ઘટતું ગયું છે. લોહી જે પ્રબળ મનોભાવોનું પ્રતીક હતું તેને સ્થાને હવે તે માત્ર લાલ રંગનું એક પ્રવાહી જ બનતું જાય છે. મહત્વ છે તે તો દેશ ખાતર ફના થઈ જવાની કે તેવી બીજી ભવ્ય લાગણીઓનું—નહિ કે લોહીના ટીપાનું. પણ આ પ્રથા જો વ્યાપક બનતી જાય તો તો પછી ભાવના અદૃશ્ય જ બનશે. પછી તો ડાકુ-લૂંટારાઓ પણ ગામ લૂંટવાનો ખત પોતાના—કે કોઇ નિર્દોષના—લોહીથી લખી મોકલી શકશે.

### મરતાં માનવીને બચાવનારું
### જીવતાનું રુધિર

બેશક, આપણી પ્રજાના કેટલાક પોચા વર્ગો સુધી પણ આ પ્રથાનું આકર્ષણ પહોંચ્યું છે, અને તેથી, પોતાના તો શું પણ અન્ય કોઇના દેહમાંથી વહેતા લોહીને જોતાં જ એમને જે કંપારી છૂટતી એ બીક મનોદશા કંઇક અંશે ઓછી થઈ છે. પ્રજામાં આવેલી આ હિંમતને ઊંધે માર્ગે જતી રોકવી જેમ જરૂરી છે તેમ તેને સાચી દિશામાં વાળી લેવાનું પણ અત્યંત

લાભદાયી છે. એ દિશા છે આપણી રુધિર-બેન્કનાં ખજાના ભરી દેવાની. રેલ્વેના અકસ્માતોથી માંડીને લશ્કરના ગોળીબારો, સુધીની અનેક ઘટનાઓ આપણી ઇસ્પિતાલોમાં ઘાયલોની સંખ્યા વધારતી જ જાય છે. આમાંના કેટલાય કમનશીબ ઘવાયેલાઓ તે જ ઘડીએ મૃત્યુ પામવાને બદલે ઇસ્પિતાલ સુધી પહોંચીને પછી અમુક ઇલાજ ન પામી શકવાથી રિબાઇને મરતાં હોય છે. એવાં દુઃખીજનો માટે આપણે વધુ સાધનસંપન્ન ઇસ્પિતાલો, ઊંચી કિંમતની પરદેશી દવાઓ, વાઢકાપના ઓજારો, વિગેરે ન પૂરાં પાડી શકીએ, વિમાનમાર્ગે પેનિસિલિન મગાવી ન દઈ શકીએ, પણ એવા એકસોમાંથી ૫૦-૭૫ના જાન બચાવવા માટેનો અમૃતકૂંપો આપણામાંના પ્રત્યેક પાસે છે. આપણે એમને આપણું પોતાનું લોહી આપી શકીએ છીએ માનવીનું બે-પાંચ તોલા લોહી મરતા માણસને ઘણીવાર બચાવી શકે છે. અને એટલા લોહી વિના કેટલાય જખમીઓ, જિંદગી ગુમાવી બેસે છે. મુંબઇ, અમદાવાદ અને બીજાં શહેરોમાં આવી રુધિર-બેન્કો છે પણ એમના ભંડાર ખાલી પડ્યા હોય છે. એ ભરી દેવાની દરેક સશક્ત માણસની ફરજ છે. જરા જેટલુ લોહી આપવાથી કોઇના શરીરને કાંઇ જ નુકસાન થતુ નથી. પોતાનું લોહી ખેંચાવા દીધા પછી બે-અઢી માઇલનો પંથ પગપાળા કાપીને ઘેર પહોંચેલા સસ્મિત દાતાઓના દાખલા શોધવા જવું પડે તેમ નથી.

સ્વરાજ માટે લડવું એ ગુલામ દેશની શ્રેષ્ઠ સેવા છે પરંતુ, આજે જ્યારે સ્વરાજની મંઝિલ હાથવેંતમાં દેખાય છે ત્યારે, દેશસેવાના આવા અનેક બીજા માર્ગો ઉપર કદમ બઢાવવાનું પણ આપણે ચાલુ રાખવું પડશે.

## જીવતા માણસની મૂર્તિપૂજાની અનર્થકારી પ્રથા

લોહીનાં લેખ લખવાની કે તિલક કરવાની પ્રથાની માફક જીવતા માનવીની મૂર્તિપૂજા કરવાની આદત પણ પ્રજામાં પ્રસરતી રોકવાની જરૂર છે. આવી મૂર્તિપૂજા નાનાંમોટા કેટલાય લાયકાતહીન મનુષ્યોની આ દેશમાં થાય છે અને એમાં એ પૂજનારાઓ રાચે છે. એમને વિષે કાંઇ કહેવું વ્યર્થ છે. પૂજકોની અજ્ઞાન દશા, ગરીબાઇ, ગુલામી અને પરાપૂર્વની વહેમી મનોદશા ઉપર જ એ મનુષ્યો સ્થાપિત થયેલાં છે. એ કમજોરીઓ પ્રજામાંથી દૂર થશે ત્યારે પૂજાનારા રાજાઓ, ઠાકોરો, મહંતો, પીરો, ધર્મગુરૂઓ આપોઆપ અદૃશ્ય બનશે. પણ આજે એવો ભય ઊભો થયો છે કે ગાંધીજી જેવા સાચા મહાપુરૂષની પણ મૂર્તિપૂજાને ચાળે ચડીને આપણે એમની સાચી મહત્તા વિસરવાની અને એમના ઉપદેશને ઉથાપવાની આપણી જાતને સગવડ કરી દઈ રહ્યા છીએ. મદ્રાસ બાજુના થીપુર ગામથી ખબર આવ્યા છે કે—

'અહીં મહાત્મા ગાંધીની મૂર્તિવાળા મંદિરની સ્થાપના થઈ છે. મૂર્તિની સ્થાપના સનાતન હિંદુ વિધિ પ્રમાણે કરવામાં આવી છે મૂર્તિની રોજ પૂજા થાય છે, રેંટિયો કંતાય છે અને મહાત્માજીએ લખેલ ગીતાની હિંદી આવૃત્તિમાંથી શ્લોકોનું પારાયણ થાય છે'

નેશનલ પ્રેસ સીન્ડિકેટ વાળા 'બિરબલ' આ વિષે લખે છે કેઃ–

'આ સમાચાર સાચા હોય તો ભાવિ બનાવો વિષે તેમાં સારી ચેતવણી છે. હિંદુસ્તાનને તેની પ્રિય વસ્તુનાં પૂતળાં બનાવવાની અને તે જ પૂજવાની ન સુધારી શકાય તેવી આદત છે. પરંતુ આ પદ્ધતિ માનવીનો સાચો સંદેશ યા અર્થ મારી નાખે છેઃ તેનો વિચાર અને ફાળો એવા અનુષ્ઠાનમાં સમાઇ જાય છે કે તેનું ખોખું જ માત્ર રહી જાય છે.

'ભય તો એ છે કે મહાત્માજી જગતની સિદ્ધિ ગણાશે, પણ જે ક્ષણે પથ્થરની મૂર્તિમાં ઘડાશે તે ક્ષણથી હિંદ માટે તો નુકસાનરૂપ જ થશે એનાથી નવા સંપ્રદાયનો આરંભ થશે. આપણે ત્યાં સંપ્રદાય ક્યાં ઓછા છે? ગાંધીજી જ આને અટકાવી શકે...પરમેશ્વર બનાવી પૂજવાની આ વાહિયાત વાતનો અંત તેઓ જરૂર લાવી શકે.'

## મનુષ્યોના ગુણોનું અનુકરણ એ જ તેની સાચી પૂજા છે

પોતાના મૃત્યુબાદ પોતાની આ જાતની મૂર્તિપૂજા માટે ગાંધીજીએ અનેક વાર તિરસ્કાર દર્શાવેલો છે. પણ ભોળી પ્રજા તો એ સવાસો વર્ષનું આયુષ્ય પૂરું થાય ત્યાંસુધી રાહ જોઈ શકે તેમ નથી એવું આ બનાવ સૂચવે છે. આ ખબર ગાંધીજીને પહોંચ્યા કે તરત જ પોતે એને 'હરિજનબંધુ'માં વખોડી કાઢેલ છેઃ–

એક ભાઈએ મને છાપાનું કતરણ મોકલ્યું છે. તેમાં ખબર છે કે મારા નામનું મંદિર ચણાવી તેમા મારી મૂર્તિની પૂજા થાય છે આને હું મૂર્તિપૂજાનું કઢંગું સ્વરૂપ માનું છું. જેણે આવું મંદિર ચણાવ્યું તેણે પોતાના પૈસા બગાડ્યા, ગામડાંના ભોળા લોકોને, ખોટે રસ્તે દોર્યા અને મારા જીવનને વગોવ્યું એટલી

હતા. સામાન્ય મેળા ઇત્યાદિમાં જતાં ગ્રામજનોને કોઈપણ પ્રકારની રેલ સગવડો કેટલાં વર્ષોથી અપાતી નથી, એટલું જ નહિ, મેળાને દિવસે અમુક સ્ટેશનોની ટિકિટો રોજિંદી ગાડીઓ વાટે જનારાઓને પણ નથી અપાતી. એન્જિન, ડબ્બા, છુટક ભાગો વિની તંગીને કારણે લડાઈ પૂર્વે દોડતી તમામ ગાડીઓ પણ હજુ ચાલુ કરાઈ નથી. અનેકગણા વધી ગયેલા મુસાફરવર્ગની સગવડ માટે અગાઉથી પણ વધુ સંખ્યામાં ગાડીઓ દોડાવવાનો તો હજુ વિચાર પણ ક્યાં થઈ શકે છે? આવા કાળમાં, દિવસોના દિવસો સુધી આ હજારો આગાખાન-અનુયાયીઓ માટે રેલ્વેએ 'ખાસ' ગાડીઓ દોડાવી તે ખરેખર વિસ્મયજનક છે. ઉપરાંત આ પચાસ હજાર મુંબઈમાં ૧–૨ અઠવાડિયાં રહ્યા તે દરમિયાન તેમને બાદશાહી ખાણાં પૂરાં પાડવા માટે સરકારે અનાજની પૂરી વ્યવસ્થા કરી આપી હતી એ સંબંધ 'પ્રજાબંધુ' લખે છે કે—

'અન્નનો આવો ભયંકર અપવ્યય ચલાવી લેવાને સરકાર બંધાઈ હતી ખરી? આંકડા બોલે છે કે એટલા થોડા દિવસમાં ૮,૪૮,૦૦૦ રતલ ઘઉં, ચોખા, સાફ થઈ ગયા! ફળ-ફળાદિ, બકરાં, ખાંડ, કાંદા, માસમચ્છીનો તો હિસાબ જ કોણ માંડી શકે એમ છે? જો કહેવાય છે તેમ દુકાળ ખરેખર આવશે જ તો ગરીબ માણસોનાં મોંમાંથી કોળિયા કાઢી કાઢીને ધર્મભાવના ને ધર્મયાત્રીઓને આ પ્રકારની સગવડ કરી આપનારે કઈ બાહેધરી આપી રાખી છે?'

હશે. એ બોલ છે એ તો એક અકસ્માત જ છે; એમને ઠેકાણે કોઈ હિંદુ હત તોયે એનો પણ આ જાતનો વકર પડયો હોત. એટલે મુખ્ય પ્રશ્ન પક્ષપાતનો નથી પણ સરકારની ગુનાઈ ન બેજવાબદારીનો છે. આગાખાન હો કે અમે તે હો કોઈને પણ માટે કાયદાની મર્યાદા ઓળંગવાની જરૂર જણાય ત્યારે ઓળંગવાની પણ મર્યાદા સાચવવાને સરકાર બંધાયેલી છે. વ્યક્તિ ફરતે તેટલી મોટી હોય તો પણ કાયદા આગળ તે ગૌણ ગણાવી ઘટે છે. દુકાળના વખતમાં આવી વ્યક્તિને અનુકૂળતા કરી આપવી એના જેવો ઘોરતમ અપરાધ કયો હોઈ શકે?'

ખૂબી તો એ છે કે આપણાં છાપાંએ આ બનાવનું અલંકારયુક્ત વર્ણન કરીને તેને એવું મહત્ત્વનું સ્થાન આપ્યું હતું કે જાણે આ બનાવ કોઈ 'ઘોરતમ અપરાધ'ને બદલે પ્રજા સમસ્તનો ભવ્ય ઉત્સવ હોય! જગતમાં પાડોશી દેશોમાં બની રહેલા અગત્યના બનાવો અને દેશના કસોટી-કાળના સમાચારો રજૂ કરવા માટે આપણને કાગળની ખોટ પડે છે ત્યાં આવા આડંબરી અને ટીકાપાત્ર ઉત્સવોનાં વર્ણનો અને એની છબીઓથી આપણાં છાપાંની કટારો ભરાય તે પણ સરકારની પેઠે 'ગુનાહિત બેજવાબદારી'ની બરોબરી કરે તેવું નથી શું?

તે ઉપરાંત છાપાંમાં આ પ્રસંગે આવી એક જાહેર ખબર પણ છપાઈ છે:—

**જાહેરખબરો છાપવામાં**
**વિવેકબુદ્ધિ રાખવી પડશે**

જાહેર ખબરોમાં અપાતી હકીકતોનાં સાચ-જૂઠ તપાસવામાં દરેક વર્તમાનપત્રે અમુક મર્યાદા તો સ્વીકારવી જ રહેશે. અને એવી તપાસણી માત્ર શકિતની માકુતિઓ, વાળ ઉગાડવાની દવાઓ વગેરે કશારી જાહેરખબરો પૂરતી જ મર્યાદિત કરવી એ યોગ્ય નથી પ્રસ્તુત જાહેરખબરમાંની ના. આગાખાનના દીર્ઘાયુ માટેની પ્રાર્થના તો કોઈ ભલે કરે, પણ 'હિંદુસ્તાનની રાજદ્વારી સ્વાતંત્ર્ય તરફની કૂચમાં' એ 'નામદારે ઘણો ઉપયોગી ફાળો આપ્યો છે' અને 'હિંદુસ્તાનને રાજદ્વારી સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરાવવાના કાર્યમાં એમણે પ્રયત્નો કર્યા છે એ સત્ય હજી પ્રજાને લાધ્યું નથી. આવી જાહેરખબર આપનારાઓ અને તેને છાપનારા અખબારોએ સાથોસાથ 'નામદાર'ના એ 'ફાળા' અને એ 'પ્રયાસો'નો પણ થોડો અહેવાલ આપ્યો હોત તો વાચકોનું અજ્ઞાન દૂર કરવામાં તે ઉપકારક નીવડત. પ્રજાનો મોટો એવો વર્ગ જાણે છે ત્યાં સુધી તો 'નામદાર'ના 'ફાળા' અને 'પ્રયાસો' હિંદુસ્તાનની રાજદ્વારી સ્વાતંત્ર્ય તરફની નહિ પણ તેથી ઉલટી દિશાની કૂચમાં પરિણમ્યા છે. ખેર, ગાંધીજીએ પણ એમને સંદેશો મોકલીને 'આ પ્રસંગ એને છાજતી રીતે ઉજવાય' તેવી ઈચ્છા દર્શાવી છે અને એ રીતે, હિંદના રાજકારણમાંથી સુયોગ્યપણે અદૃશ્ય થઈ રહેલી એક વ્યક્તિને વળી પાછું આપ્યું છે, ત્યાં બીજાની શી વાત?

**પ્રજાની આંખમાં**
**ધૂળ નાખનારાઓ**

માણસને સોના-ચાંદીથી કે હીરે તોળવાનો પવન કોંગ્રેસીઓ સુધી પણ પહોંચી ચૂક્યો છે ઝાંસીના એક સમાચારમાંથી જાણવા મળે છે:

'ઝાંસીની કોંગ્રેસ સમિતિને હાથે સોનાચાંદી વડે તોળ પંડિત જવાહરલાલે ના પાડી છે. એમણે હસતા હસતા કહ્યું કે—

'અહીં પડેલા ત્રાજવા જોઈને મને મુંબઈમાં થોડા દિવસ હીરા વડે તોળનાર ગૃહસ્થ સાંભરી આવે છે આ બાબત એમની બરોબરી કરવાની મારી ઈચ્છા નથી એમની સરખામણીમાં તો હું ઘણો સામાન્ય માણસ ગણાઉં, અને તેથી ત્રાજવા અને તુલા-વિધિ તું એમને માટે રહેવા દઉં છું.'

દરેક માણસને પોતાને ફાવતો ધર્મ પાળવાનું અને પોતે ચાહે તે ધર્મગુરુને પૂજવાનું સ્વાતંત્ર્ય છે. એ ધર્મગુરુમાં પૂજાવા લાયક ગુણો છે કે નહિ તે પણ તેમના અનુયાયીઓએ જ નક્કી કરવાની બાબત છે. પણ ધાર્મિક આગેવાનો અને કોમી નેતાઓને રાજકારણમાં આવું મહત્ત્વ ન અપાવું જોઈએ. તો તો પછી મહંતો, પીરો, પાદરીઓ, સાધુઓ અને મુનિઓની આખી એક કતાર તૈયાર પડી છે લોકોની આંખમાં ધૂળ નાખીને જો રાજકારણમાં પ્રવેશી શકાતું હોય તો એ કસબ હાથ કરતાં એમને પણ બહુ વાર નહિ લાગે.

આપખુદી, પછી તે જન્મ, ધર્મ કે પૈસામાંથી પ્રગટેલી હોય પણ એ પોતાની જાતને સર્વશ્રેષ્ઠ માનવાના રોગથી પીડાતી હોય છે. તેની બહારના વર્તુળમાંથી જે આદર્શો રચાયા હોય તેનાથી એ પોતાને અસ્પૃશ્ય ને ઊંચે સ્થાને રાખવા મથે છે ને એની સમક્ષ નમ્રપણે ને યુક્તિથી એ આદર્શોને રજૂ કરવામાં આવે તો તેને એ બિનજરૂરી માને છે અને જો જરા જુસ્સાથી એ કહેવામાં આવે તો એને તે ભયજનક સમજે છે પોતાની જાતની સર્વોપરિતાના ખ્યાલથી એ એટલી ટેવાઈ ગએલ હોય છે કે તેની સચ્ચાઈનું માપ કાઢનાર સામે તે અવગણનાની નજરે નિહાળે છે તે ઉદાર હોઈ શકે દાનશીલ હોઈ શકે, દયાળુ હોઈ શકે પણ તેના આ ગુણો પાછળનો હિસાબ ન્યાયભાવના કરતાં પોતાની રહેમ દર્શાવવાનો જ હોય છે.

ટૂંકમાં આપખુદી એ પોતાની સત્તાની જ ગુલામ છે. અને જ્યારે માણસો તેની સત્તા સામે માથું ઊંચકવા માંડે ત્યારે તો અનિવાર્ય ક્યારે ડહાપણથી કામ લેવું જોઈએ ત્યારે-તે પણ જ તેને ડહાપણપૂર્વક વર્તતા નથી આવડત.

—પ્રો. હેરલ્ડ લાસ્કી

ચોમાસામાં સંઘરેલું ટાંકાનું પાણી નથી કે નથી એ વર્ષાઋતુમાં પૂર બહારમાં વહી ગ્રીષ્મના ધોમ તડકામાં સુકાઈ જતા વહેળાનું પાણી. એ તો છે અંતસ્તલના ઊંડા પાતાળકુવાનું પાણી—જે સામે જેમ અવરોધ વિશેષ, તેમ વિશેષ જોર કરે છે, જે બારે માસ એક જ સરખી સ્ફૂર્તિથી વહ્યા કરે છે. શાસ્ત્રાભ્યાસીઓની વાતો પેલા ટાંકાના પાણી જેવી છે. એમાં લીલ–સેવાળ ને સંઘરાની વાસ આવે છે. એમાં આપણને ધમડી જવાનો વેગ હોતો નથી, ઘણાખરા કવિઓની વાણી વર્ષામાં બે કાંઠે ધસી ઉનાળે સુકાઈ જતા વહેળા જેવી છે. એ ખેંચી જાય છે પણ ઉનાળો આવતાં સુકાઈ જઈ વગર સહારે આપણને બીજી વર્ષા સુધી રઝળતા મૂકે છે. પરમહંસદેવ જેવા સંતોની વાણી આપણે છૂટવા મથીએ તો યે ખેંચે છે ને સાગરયાત્રા કરાવ્યા વિના છોડતી નથી. અંતરતલમાંથી એ ફૂટતી હોવાથી એમાં નિર્મલતા સાથે જ સ્ફૂર્તિ ને દ્રઢતાનો મિલાપ થયો હોય છે એ તો અશ્રદ્ધાળુનો કાન પકડી કહે છે.

'ઈશ્વર નથી એમ તું કહે છે. પણ ઈશ્વરને માટે તેં કદી તાલાવેલી અનુભવી છે? કોઈ દિવસ એને માટે હૈયાફાટ વિલાપ કર્યો છે? માણસો સ્ત્રી, બાળક કે ધન માટે ખોબે ખોબે આંસુડાં પાડે છે પણ ઈશ્વર માટે ? તો ઈશ્વર તેમને ક્યાંથી મળે? મેં ઈશ્વર માટે માથાં પછાડયાં છે. રાતની રાત મટકું ય માર્યા સિવાય તલસાટમાં વિતાવી છે; રોજ સાંજ પડે મંદિરની આરતી થાય ને હું ચીસ પાડી ઊઠતો, કપાળ કૂટીને કહેતો "ઓ મા, જિંદગીનો એક દિવસ તો વીતી ગયો, આ ક્ષણભંગુર જિંદગીનો એક દિવસ ગયો ને સત્યના દર્શન તો ન થયા. મા, મારે જ્ઞાન નથી જોઈતું, કીર્તિ નથી જોઈતી, માત્ર તું જ જોઈએ છે.'

આ અકથ્ય વિરહવેદના ચાખીએ છીએ ત્યારે કશો જવાબ જડતો નથી.

વિવેકાનંદને એમણે કહેલું —

'ધાર કે એક ઓરડામાં સોનાની લગડીઓ પડી છે ને બાજુના ઓરડામાં એક ચોર છુપાઈને બેઠો છે. તે બંને વચ્ચે એક લાકડાનું ઢાંકું જ આડું છે. શું એવે વખતે પેલા ચોરને ઊંઘ આવવી શક્ય છે ખરી? એને તો એક જ વિચાર આવ્યા કરવાનો કે એ લાકડીવાળા ઓરડામાં કેમ કરીને દાખલ થવું? ઈશ્વર અંગે મારી અવસ્થા એવી હતી.'

નિષ્કામી પુરુષે અનુભવેલી સત્યની વાણીમાં ગંગાજળ ને ફૂલની સુગંધનું મિલન થયું હોય છે. અંદર લાગતી હવા સાથે એ ફેલાય છે ને અચૂક વીંધે છે.

એટલે એમણે કરેલ કાલીનું દર્શન, એમના ભાવાવેશો, કાળીમાતા પ્રત્યેનો એમનો શબ્દાતીત શરણભાવ એ બધાં વિષે કશો જ ઉચ્ચાર કરવાની ગુંજાશ નથી જ્યાં સુધી એમના જેટલો ઈશ્વરાનુરાગ ન કેળવ્યો હોય ત્યાં સુધી એ વિષે અભિપ્રાય ઉચ્ચારવો એ ચાળણીથી પાણી ભરવા જેવું છે.

રામકૃષ્ણનો દાવો જ એ હતો. 'હું કહું છું તે પ્રયોગસિદ્ધ છે, આવો પ્રયોગ કરો ને ખાત્રી કરી લ્યો.' એમણે એમના શિષ્યોને અનેક વખત કહ્યું છે, 'મારી વાત એમને એમ ન માની લો. એને તમારી અક્કલરૂપી પ્રાયોગિક બુદ્ધિથી મૂલવી જુઓ.' પણ રામકૃષ્ણ સદાયે પૂજનીય છે એનું કારણ તો એમની કરુણા, એમનું નિરભિમાન, એમનું ઔદાર્ય ને એમની એકનિષ્ઠા છે. એ બધું ગમે તે સાધના દ્વારા આવ્યું હોય, કાલીમાતાએ આપ્યું હોય કે માનસશાસ્ત્રીઓ કહે છે તેમ પોતે જ પોતાને કરેલ Autosuggestion થી આવ્યું હોય, કે વેદાન્તીઓ કહે છે તેમ અંતરસ્થ આત્માએ આત્મા આગળ પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું હોય, પણ એમણે જે સિદ્ધિ મેળવી એ વંદનીય છે એમાં શંકા નથી સ્ત્રી માત્ર પ્રત્યેની એમની નિર્મલ દૃષ્ટિ ઈશ્વરભક્તિ દ્વારા આવે કે યોગસાધનથી આવે કે નીતિ અને સત્યને માર્ગે આવે પણ એ વંદનીય જ છે. કાલીમાતાની ભક્તિ દ્વારા એ ગુણોત્કર્ષ થયો ને કાલીમાતાનું અસ્તિત્વ હજુ વૈજ્ઞાનિક રીતે સિદ્ધ થયું નથી એથી એ ગુણની ઉપયોગીતા લેશ માત્ર ઘટતી નથી. વસ્તુ માત્ર પ્રત્યેનો માલિકીભાવ તજવાનો સંન્યાસીનો સંકલ્પ ગમે તે રીતે આવે તો પણ જો એ સ્થાયી રહે, જીવનને ઊજળું કરે, તો એની કિંમત થોડી જ ઘટવાની છે!

નીતિને માર્ગે એ શબ્દ જાણીને મૂક્યો છે. કારણ કે શ્રી રામકૃષ્ણદેવ જાગરૂક સાધક હતા. ઈશ્વરદર્શનની તીવ્રતાનો ઉન્માદ એમને વળગ્યો હતો. રાત જાય તો દિવસ ન જાય ને દિવસ જાય તો રાત ન જાય, તેવી

તીવ્ર વિરહવ્યથા થતી હતી ને એ માટે એણે ઘણા માર્ગો તપાસેલા. જે માર્ગો ચીંધે તે માર્ગે જવા એમનું મન તલપતું, એ છતાં યે જ્યારે વામમાર્ગ દ્વારા પરમતત્ત્વનું દર્શન કરવાની વાત આવી ત્યારે એમણે કહ્યું કે, 'હું એ માર્ગમાં મદ્ય ને માનિનીનો ઉપયોગ નહિ કરું.' શીખવનારે એમને કહ્યું, 'આ માર્ગમાં તો એનો ઉપયોગ થતો આવ્યો છે.' રામકૃષ્ણદેવે ડોકું ધુણાવી કહ્યું, 'માએ કહ્યું છે કે એને બદલે પાણી ને સોપારીથી ચાલશે.' એમનાં કાલીમાતા પણ વિવેકી તો ખરાં એમ બુદ્ધિવાદીઓ કબૂલ કરશે.

કામિની અને કાંચનના એમના ત્યાગે આ ભોગપ્રધાન જમાના પર એક મોટામાં મોટો ઘા કર્યો હતો.

કલકત્તા યુનિવર્સીટીમાંથી રોજબરોજ પદવીધરો એક જ્ઞાન લઈને નીકળતા હતા—કે 'જીવનનો સ્વભાવ એ જીવનકલહ છે ને જીવનકલહ કરતાં કરતાં જ માનવી આગળ વધે છે. ભોગોની તૃપ્તિ એ માનવી માટે સ્વભાવધર્મ છે. ત્યાગ-તપ-સંયમ, એકાંતવાસ ને જીવમાત્ર પ્રત્યેની કરુણાની વાતોએ જ હિંદુસ્તાનને બળહીન ને અજ્ઞાનપીડિત બનાવ્યો છે. જો હિંદુસ્તાને દુનિયાના દેશો સાથે રહેવું હોય તો યુરોપીય સંસ્કૃતિનું અનુકરણ કરી નિષ્ઠુર વિજ્ઞાનના પૂજારી ને સેવક થવું પડશે. આ બધો જૂનો ને વાસી થઇ ગયેલો ધર્મ દરિયામાં પધરાવી દેવો પડશે.'

દેશને દોરવનાર વર્ગની મનોદશાનું વર્ણન બંકિમચંદ્રે એક એમની કટાક્ષ પૂર્ણ શૈલીમાં 'બાબુપુરાણ' લખીને કર્યું છે.

×

દેશની ટોચે બેઠેલ શિક્ષિતવર્ગ પોતાને ને સમગ્ર દેશને વેચવાને માર્ગે જતો હતો, એમને ખબર નહોતી કે અનુકરણ કરવું ને આત્મસાત્ કરવું એ એક જ વસ્તુ નથી. પહેલી વસ્તુ મૃત્યુ છે ને બીજી પુનર્જીવન. આત્મસાત્ તો જેનાં ફેફસાં, હૃદય સાબૂત હોય તે જ કરી શકે અને સ્વદેશની સંસ્કૃતિને હીન ઠરાવી, સ્વદેશની વસ્તુ માત્રને ગટરમાં નાખી પશ્ચિમની નકલ કરવાની વાત એ તો ફેફસાં ગીરો મૂકી પછી બહારની ખુલ્લી હવા લેવાની વાત હતી. સનાતનીઓની વાત ઘરનાં બારી-બારણાં બંધ કરી બહારની હવાનો ત્યાગ કરી જીવવાની હતી. જેને પરિણામે ધીમે ધીમે ઓરડાની હવા ઝેરી થતી જતી હતી. વિલાયતની શિક્ષણ ભણેલાની વાત બહારની મુક્ત હવા લેવાની હતી પણ સ્વદેશી સંસ્કૃતિની જડ કાઢી નાખવાની વાત એ હવા લેનાર ફેફસાંનો જ નાશ કરી નાખતી હતી. એ ભૂલી જતા હતા કે જેને પોતીકું એવું કશું હોય નહિ તેને બજારમાં કશું જ મળતું નથી. મોટે ભાગે ધક્કા જ મળે છે. વિશાળ એવી પૃથ્વીને માપવા સારુ પણ પગ નીચેની ધરતી તો સાબૂત જોઇએ જ છે.

જરૂર કોઈ સમન્વયકારની હતી. દેશના સ્વત્વને જાગ્રત કરી. તોલાં-ત્રાજવાં નક્કી કરી બહારના સાથે સંબંધ બાંધવાનો હતો. આ કામ મહદ્અંશે રામકૃષ્ણ-વિવેકાનંદે કર્યું, આ પશ્ચિમના આંધળા ચેલાઓને તેમ જ એમના ગુરુઓને રામકૃષ્ણે પહેલવહેલાં જવાબ આપ્યો કે, 'હિંદુસ્તાનની સદીઓ જૂની સંસ્કૃતિ કાંઇ દરિયામાં પધરાવવા જેવી નથી થઇ. ગંગાના કાંઠે ને હિમાલયના તપોવનોમાં જે વાણી ઉચ્ચારાઇ છે એ જ સત્યની વાણી છે. ને બધાં જ શાસ્ત્રોની જેમ એનો પણ અનુભવ થઈ શકે છે, પહેલાં અનુભવો ને પછી અભિપ્રાય આપો.. વૈજ્ઞાનિક દૃષ્ટિની જેમ એને પણ એક સ્વતંત્ર તર્કયુક્ત ને મંગલકારી દૃષ્ટિ છે.'

દેશના સનાતનીઓ ને ધાર્મિકોને પણ એમણે એવી જ રીતે કહ્યું: 'આપણો ધર્મ રાંધણિયાં ને પાણિયારાંમાં જ સમાઈ ગયો છે. એને વ્યાપક કરો, વ્યાપક કરો. આપણે વેદાંતી, પૌરાણિક કે તાંત્રિક કાંઇ નથી રહ્યા, માત્ર અડશો નહિ, અડશો નહિ કહેનારા જ બની ગયા છીએ. આવું જો એકાદ સૈકા સુધી ચાલશે તો આપણામાંના દરેકને ગાંડાની હસ્પિતાલમાં પુરાવું પડશે.' વેદાન્તને ધર્મ તરીકે સ્વીકારવો હોય તો એને વ્યવહારમાં ઊતરવું જોઈએ. ગીતાને ઉપદેશવા માટે શ્રીકૃષ્ણે યુદ્ધસ્થળ પસંદ કર્યું છે, સર્વોન્ત ઉન્નતિની ચાવી રૂપ આ સિદ્ધાંતો જંગલમાં કે ગુફામાં રહેવા જોઈએ નહિ પણ તે બહાર આવવા જોઈએ. તે ન્યાયની અદાલતોમાં, મજૂરોમાં, માછીઓમાં અને સર્વમાં ઊતરવાં જોઈએ. આજે પહેલાં રોટીનું અદ્વૈત સાધીએ.

'જીવ એ જ શિવ છે ત્યાં તેમના પર દયા કરવાની વાત કોણ ઉચ્ચારી શકે!' 'દયા નહિ સેવા, સેવા કારણ કે જીવ એ જ શિવ છે.' રામકૃષ્ણ કહેતા.

વિવેકાનંદે આ સાંભળીને જ કહેલું, 'મેં આજે

એક મહામંત્ર સાંભળ્યો. આ જીવનસત્ય હું દુનિયાને સંભળાવીશ.'

આ વાત નવીન હતી ને નહોતી. શાસ્ત્રોમાં હતી. લોકોએ અવારનવાર સાંભળી પણ હતી; પણ ધર્મ-જાગૃતિનો આધાર આખો શાસ્ત્રો પર અવલંબતો નથી. સંતોનાં જીવન પર અવલંબે છે. એટલે જ ગંગાને કોઈએ પૂછ્યું, 'તું તો બધાના મેલ ધૂએ છે. અન્યને પવિત્ર કરે છે. પણ તારો મેલ કોણ ધોશે!' ત્યારે ગંગાએ કહ્યું, 'સંતો. એ બધા અહીં સ્નાન કરશે. એથી મારો મેલ ચાલ્યો જશે.' એટલે જ ગવાયું છે કે,

'મે સંતન કે પીછે જાઉં
જહાં જહાં સંત સિધારે.'

રામકૃષ્ણદેવ ને એમના શિષ્યની એ જ મહત્તા હતી કે એમણે ધર્મના યથાર્થ સ્વરૂપને શબ્દ દ્વારા નહિ પણ જીવન દ્વારા વ્યક્ત કર્યું. એમણે કહ્યું: 'બ્રહ્મચર્ય અશક્ય ને અસ્વાભાવિક છે? આવો જુઓ, સ્વસ્ત્રી સાથે પણ બ્રહ્મચર્ય પાળી શકાય છે. ને કાંઈ ગ્રંથીઓ બંધાતી નથી. જીવન વધારે બલવાન, વધારે પ્રેમાળ ને વધારે કોમળ થાય છે. કાંચનનો ત્યાગ? અશક્ય છે? આવીને જુઓ, એ અશક્ય નથી. છોડવાથી નુકસાન થતું નથી. કેટલાય મિથ્યાત્વમાંથી છૂટા થઈ ઉલટા હળવા બનાય છે. સત્યનિષ્ઠાથી કદી ય નુકસાન થતું નથી કદી ય દુર્ગતિ થતી નથી. ભોગલાલસાથી જ આદિ, મધ્ય ને અંતમાં દુર્ગતિ થાય છે.' એમના ને બીજામા મુખ્ય ફેર જ એ હતો કે બીજા બોલીને જ અટકતા. આચરણનો વિચાર જ ન કરતા. જ્યારે રામકૃષ્ણ તો આચરતા કહેવાતું લાંબા કાળના આચરણ પછી, કાલીમાતાની આજ્ઞાથી જ શરૂ કર્યું. ને કહેતા તેમાં પણ કાંઈક અનોખાપણું હતું.

કલકત્તાથી જે નાસ્તિકો અર્ધ કુતૂહલ ને અર્ધ મજાકની દૃષ્ટિથી મળવા આવતા એમનું કુતૂહલ ને મજાક રામકૃષ્ણદેવને જોતાં જ શમી જતાં. એ જોતા કે અહીં એમણે ધારેલ એવો કોઈ ઘમંડી, દંભી, અર્ધદગ્ધ કે જડ બુદ્ધિવાળો માણસ નથી. ટીલાં ટપકાં, વેષભૂષાના આડંબર કે ગુરુપણાનો અહંભાવ કશું દેખાતું નથી. એના પહેરવેશમાં સાદાઈ, કંઠમાં માધુર્ય, ને દૃષ્ટિમાં પ્રેમ છે. બીજા સંસારીઓ જેમ જ એ હસમુખો છે, વાતમાં વાતમાં મીઠી મજાક પણ કરે છે. કોઈ વાર તો લોટ પોટ હસાવે છે. એના ભાવાવેશો કે સમાધિ પણ સહુને તપાસવાં હોય તો તપાસી શકે તેમ છે. એમાં કશો ભેદભાવ નથી. એ પોતે જ સમજાવવા તૈયાર છે. એને કશી સ્પૃહા નથી, છતાં યે અહંભાવ કે બેપરવાહી પણ નથી. સૌ આવનાર જનાર માટે એના અંતરતલના વીરડાનું અમૃત ખુલ્લું જ છે. પડદાનું તો નામનિશાન નથી. બિલકુલ નિખાલસ, આરપાર જોઈ શકીએ તેવો, સાધુ હોવા છતાં વ્યવહારથી એ ભડકતો નથી. ઉલટો આવશ્યક વ્યવહારમાં જાગ્રત ને વત્સલ છે. આ બધા ગુણોનું મિલન એની આજુબાજુ એક એવી પ્રસન્નતાનું વાતાવરણ સર્જે છે. કે જેનો આભાસ પણ સામે કાંઠે પડેલ વિશાળ નગરીના ધનસંપત્તિથી ભરપૂર મહેલોમાં વિલાસની બધી સામગ્રી છતાં સંભવતો નથી. આવનારા એક બીજી વસ્તુનો પણ અચૂક અનુભવ કરે છે. "આને શાસ્ત્રચર્ચા કરીને હરાવી શકાય તેમ નથી. શાસ્ત્રનો એ દાસ નથી. પંડિતાઈની તો એને પડી જ નથી. એ જે બોલે છે એ તો એના અનુભવની વાત છે. બ્રહ્મચર્ય, અપરિગ્રહ, દેહાભિમાનનો અભાવ, માયામાંથી છૂટકારો ને ઈશ્વરાનુભવ એ બધા શબ્દો એણે કોઈ શાસ્ત્રમાંથી નથી ઉપાડ્યા. એનો તો એના અણુએ અણુએ અનુભવ લીધો છે. અહીં વાદપ્રતિવાદથી પર એક અનુભવજન્ય શ્રદ્ધા બેઠી છે. અહીંઆં કાં તો મૂંગા રહેવાનું છે ને કાં તો એના ચરણમાં ઢળવાનું છે મૂંગા રહેવાથી પણ કાંઈ વળે તેમ નથી. કારણ કે એની વાણીમાં એવી પારદર્શકતા તથા માધુર્યભરી સચોટતા છે કે ઘાયલ થયા સિવાય રહેવાતું નથી. બુદ્ધિના અભિમાનીઓને એ કહે છે, 'પંડિતાઈમાં ફૂલેલા માણસો સમળી જેવા છે. ખૂબ ઊંચે ઊડી શકે છે, પણ એની નજર તો નીચે પૃથ્વી પર સડતા માંસ પર હોય છે. એટલે હું માને કહેતો કે 'મા, તને હાંડી દે એવું જ્ઞાન પણ મારે નથી જોઈતું.'

ને પછી ઘડીકવાર જાણે દૂર કાંઈક જોતા હોય એમ સમાધિસ્થ રહી એ એવા પંડિતની વાત કરે છે કે તે સાંભળીને સૌ ખડખડાટ હસી પડે છે.

સૌ પ્રસાદ લઈને વિદાય થાય છે ત્યારે મજાકનું સ્થાન આદર ભક્તિએ લીધું હોય છે.

દર શનિ, રવિની રજામાં જે કુટીબંધ નાસ્તિકો ને અશ્રદ્ધાળુઓ, અંધશ્રદ્ધાળુઓ ને સંશયમાં ઝોલાં ખાના-

શઓ આવતા એમાંથી ધીરે ધીરે કેટલાકના મનમાં જ્ઞાનનાં કિરણો પ્રગટવા માંડ્યાં. એ બધાને આસ્તે આસ્તે સમજાવવા માંડ્યું કે દુનિયામાં બુદ્ધિની કસરત માટેના મેદાનમાં કોઈ છેડો જ નથી, આંખે જોવાનું, કાને સાંભળવાનું એ બધાં ઇન્દ્રિયજન્ય સુખોનો અંત નથી. અરે એકલી માખીઓની જ એટલી જાતો છે કે એની ટેવોનો જ અભ્યાસ કરીએ તો પણ જન્મારો જાય. આકાશના તારા,, પૃથ્વીનો ગર્ભભાગ, સાગરનું પેટાળ એમ ભૌતિકશાસ્ત્રીની શાળાઓનો કોઈ સુમાર નથી. ને આ બધું જાણવા, સાંભળવા કે ઓળખવામાં જ સંભવે છે કે માણસ ખુદ પોતાની જ જાત સંબંધમાં સાવ અજ્ઞાત રહી જાય. એ બધાનો જ્ઞાતા થયા પછી પણ એના કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ ષડ્‌રિપુઓ તો એનામાં એવા ને એવા જ જાગતા, એને ફાડી ખાવા ટાંપીને બેઠા હોય. અને હરકોઈ ક્ષણે વિદગ્ધ કરવા, ને એની બુદ્ધિને ભ્રમિત કરવા સમર્થ હોય. એની બધી જ ભૌતિકશક્તિઓ એ વખતે એને કોઈ ખપ ન આવે, સંભવ છે કે ઉલટાની એને રુંધે મેકસીકોના સરોવરમાં ગરજવામાંના સોનાના ભારે જ ડૂબતા સ્પેનીશ સૈનિકો જેમ એ ભૌતિકશક્તિઓ જ એને ભવસાગરમાં ઉલટાની આખરી પળે ડુબાડે. તો એની પાછળ જ દોડવાનો શો અર્થ છે? એને આરાધ્યગણી સમર્પણ કરવાથી સંભવ છે કે ચિત્તની મુક્તિમાં એ બેડીરૂપ જ નીવડે. જે એક જ વસ્તુ જોયાથી દર્શન માત્રનો સાર આવી જાય છે, જે એક જ વસ્તુ સાંભળવાથી શ્રવણીય બધું જ મળી જાય છે; જે મેળવ્યા પછી બીજું મેળવવાની સ્પૃહા રહેતી નથી; એ તો ચિત્તની અંદર પડ્યું છે. માનવચિત્તની અંદર જે મહાભારત ચાલી રહ્યું છે એને જાણી એમાંથી જે મુક્તિ મેળવે છે એ જ એકલો બાકીની સર્વ જ્ઞાનશાખાઓનો આદી ને અંત જોઈ શકે છે. એની સાર્થકતા ને નિરર્થકતા વચ્ચેની ભેદ લીટી એ પછી જ તાણી શકાય છે. રાવણને માટે જે સિંહાસન સર્વનાશનું પગથિયું બન્યું એ સિંહાસન જનક ને વિભીષણને માટે બંધન નથી નીવડતું, ધર્મનું જ એક પગથિયું બની જાય છે. આ અકિંચન સાધુ પાસે બેઠા પછી એ બધા બુદ્ધિશાળીઓને ભાન થયું કે વિશ્વ અને માનવીને આજે જે મુંઝવી રહ્યું છે તે ભૌતિકશાસ્ત્ર રસાયનશાસ્ત્ર કે અનેકવિધ શાસ્ત્રોમાં પારંગતતા નહિ પણ સઘળાં જ શાસ્ત્રોને સજાવનારી મુક્તિવિદ્યામાં પારંગતતા. એ વિદ્યાની ચાવી સામે કોઈના વિશાળ વિદ્યાભવનોમાં પુસ્તકો વચ્ચે ખડકાયલ, આરામપ્રિય, બહિર્મુખ, અધ્યાપકો પામે નથી. એ બધા ગામ આખાને વીજળીથી અજવાળી શકશે, પણ પોતાની જાતમાં જે ભયંકર અંધકાર પડ્યો છે એને અજવાળનારું નાનું એવું કોડિયું પ્રગટાવવાનું સામર્થ્ય એમનું નથી. એ સામર્થ્ય તો આ માનાપમાન-શૂન્ય, અંતર્મુખ સાધુનું છે, જે લક્ષ્મીનો મોહ, કીર્તિની લાલસા, મૃત્યુનો ભય, ને વાસનાનો દાહ એ બધામાંથી છૂટી ગયા છે.

ધીમે ધીમે આ બધા આવનારામાંથી સૂર્ય આસપાસ જેમ ગ્રહમંડળ રચાય તેમ અંતેવાસીઓનું એક મંડળ ઊભું થતું ગયું. એમાં લાટુ જેવા અભણ મજૂરો પણ હતા. તે નરેન્દ્ર જેવા મેધાવી પણ હતા; ગિરીશ ઘોષ જેવા ગરાડી ને બલરામ ને નાગ મહાશય જેવા પવિત્ર ગૃહસ્થો પણ હતા. અનેક આવનારામાંથી રામકૃષ્ણે એમની વિવિધ પરીક્ષા લઈને એ ચૂંટ્યા હતા

પરમહંસદેવ ને એમના શિષ્યોનો સંબંધ એ કાળે બિલકુલ નવો જ ચીલો પાડનારો હતો. આજે પણ એવો સંબંધ કેળવનારા ગુરુ જૂજ હશે. સામાન્ય રીતે આપણા અંધભક્તિપ્રધાન દેશમાં ગુરુને ગોવિંદ કરતાં ય ઊંચું સ્થાન અપાયું છે. એના રચનારે બહુ શુદ્ધ બુદ્ધિએ રચ્યું હશે પણ એને પરિણામે શિષ્ય કે ગુરુ એકે સમુદાયનું ભલું નથી થયું. એ રચનાની સાથે જ એક સેવ્ય ને બીજો સેવક એવો જ સામાન્ય ખ્યાલ આવે છે વસ્તુત સેવ્ય તો કેવળ ઈશ્વર છે ને બીજા છે અનાથો. એ સિવાય સેવાને અવકાશ હોય તો એ પરસ્પરની સેવાને છે. એક પક્ષ કાયમ સેવા લીધા કરે ને બીજો પક્ષ સેવા આપ્યા જ કરે—એમાં બન્ને પક્ષને નુકસાન થાય: ને આપણા સંપ્રદાયોનો ઇતિહાસ એ વસ્તુને પુરવાર કરે છે. પણ જૂના ખ્યાલોમાં ઊછરેલો કોઈ દક્ષિણેશ્વરમાં જઈ ચડતો તો એને આશ્ચર્ય થતું ત્યાં તો જુદું જ વાતાવરણ હતું. રામકૃષ્ણે એને જાગૃત અવસ્થામાં કોઈની સેવા લેવાનું ગમતું જ નહિ હતું. એ ઘણીવાર શિષ્યોને પોતાના જ હાથે પ્રેમથી ખવરાવે છે ખરા! એમના વાર્તાલાપોમાં પણ આમ

થાય એવું મુક્ત વાતાવરણ હોય છે. ગુરુએ કહેલી બધી જ માન્યતાઓ નમ્રભાવે સ્વીકારી લેવાની અહીં પ્રથા જ નથી. પરમહંસદેવ જ પોતાની વાતને તો શું પોતાની જાતને ય ચકાસવામાં ઉત્તેજન આપે છે.

એક રાતે એક શિષ્ય જાગીને જુએ છે તો ખાટલામાં ગુરુદેવ નથી. ઘડીવાર થયું કે લઘુશંકા માટે ગયા હશે ઠીક વાર થઈ તો યે ન આવ્યા ક્યાં ગયા હશે? કહેતો ઊભો થયો. ઓચિંતાનું થયું, 'એમનાં પત્ની પાસે તો નહિ ગયા હોય?' સવાલ થતાં તો થયો પણ શરમનો પાર ન રહ્યો. ગુરુ વિષે આવી કલ્પના? પણ ચંચળ મન કેમે કરી રહે નહિ. સારી વાર થઈ એટલે એ શારદામણિદેવીના ઓરડા તરફ ચાલ્યો. ઓરડાના બારણા આગળ જ ઊભો રહ્યો. થોડી વારે દૂર સામેની બીજી જ દિશામાં કોઈ દેખાયું. કાલીમંદિરનાં પગથિયાં પરથી રામકૃષ્ણદેવ ઊતરતા હતા. શિષ્યની પાસે આવીને કહે, 'અહીં કેમ ઊભો છે? બહાર કેમ આવવું પડ્યું?' શરમના માર્યા શિષ્ય કાંઈ જવાબ ન આપી શક્યો. પરમહંસદેવ સમજી ગયા. હસીને પીઠ થાબડી કહે

'તેં બરાબર કર્યું. સાધુનું કહ્યું પણ એમ ને એમ ન માની લેવું સાધુની પણ પરીક્ષા કરવી જોઈએ.'

સ્વાતંત્ર્ય ને સ્વયંસ્ફૂર્તિના સિદ્ધાંતો તો હમણાં હમણાં સંભળાયા પણ રામકૃષ્ણદેવે એમના શિષ્યોનું ઘડતર જે રીતે કર્યું તેના પાયામાં એ જ દર્શન પડ્યું છે. ને વાતમાં કાંઈ નવાઈ નથી. કારણ કે જેને જીવ એ જ શિવ છે એમ દર્શન થયું હોય એ બળજબરી શા સારુ વાપરે? આસ્થા કેમ ખૂએ? પરમહંસદેવે કુંભાર જેમ ટપલું લઈને માટલાં ઘડે છે તેમ શિષ્યોને ઘડ્યા નથી પણ ફૂલ એની સુગંધથી આજુબાજુની હવાને તરબતર કરી મૂકે છે એમ પોતાથી તરબતર કરી મૂક્યા. એ દૃષ્ટિએ એ સમર્થ શિક્ષાગુરુ હતા. એ કળામાં એમને કોઈક જ લગે. પ્રત્યક્ષ કે પરોક્ષ બળજબરી કરવાનું એમને ફાવતું જ નહિ એ એમના શિષ્યોને કહેતા:—

'ફૂલના રસની જેમ તમારા હૃદયનો રસ ભલે અનેક મધમાખીઓ આવીને લૂંટે, એટલી સાવચેતી રાખજો કે એમાંની એકાદ માખીને બંદી ન બનાવી દેવાય.'

આમાં સંન્યાસીની અનાસક્તિ અને યથાર્થ જ્ઞાનીનો વ્યક્તિ માત્ર પરત્વેનો આદર છે.

ને યથાર્થ જ્ઞાનીજ પૂરો પ્રજાતંત્રવાદી થઈ શકે છે. બીજો નહિ એ એમના શિષ્યોને ખુલ્લા મને ચર્ચા કરવા દે છે, બધું જોવા દે છે, પડવા આખડવા પણ દે છે. નાસ્તિકતાની અંતિમ હદ સુધી જાય તો યે એ અધીરા થતા નથી; એક દિવસ કાલીપ્રસાદ એમને વારે વારે પ્રશ્ન કરતો હતો. પોતે એને પૂછ્યું:

'ઈશ્વરમાં માને છે?'

'ના'

'ધર્મમાં માને છે?'

'મને કોઈ આધ્યાત્મિક વાતમાં, શેમાંય આસ્થા નથી. વેદમાંય નહિ ને શાસ્ત્રમાંય નહિ.'

'બેટા, બીજા કોઈ ગુરુ પાસે તું ગયો હોત ને આમ કહ્યું હોત તો તને શું કહેત? પણ શાંતિથી રહે. આ નરેન્દ્રને જો. એ પણ એક દિવસ તારી જેમ નાસ્તિક હતો. તારી શંકાઓ પણ ગળશે ને તું પણ એક દીવસ બધું માનીશ.'

'તારા પહેલાં બીજા પણ આવી જ મથામણોમાંથી પસાર થયા છે.'

ને કાલીપ્રસાદ ઉત્કટ સ્વામી અભેદાનંદ થયો. એટલે એમના મોં પર જ મૂર્તિપૂજાને પત્થરની પૂજા કહે ત્યારે પણ એ તપ્યા સિવાય એમની પ્રસન્ન રમતિયાળ શૈલીમાં સમજાવે છે.

'તું મૂર્તિપૂજાને ઉવેખે છે, પણ તેનો ય ઉપયોગ છે મા પોતાનાં સર્વ સંતાનોને રુચે ને પચે એવું જુદું જુદું અન્ન નથી રાંધતી? એક જ આટામાંથી રાબ, રોટલી, પુરી, શીરો વિ. જુદીજુદી વાનીઓ પ્રત્યેકની તબિયતને માફક આવે એ ખ્યાલથી એ તૈયાર કરે છે'

અહિંસાનો જ આ વ્યવહાર છે. નવા શિક્ષકોની જેમ એ કેવળ શિષ્યો સાથે જ સમાપ્ત થયેલો નથી, જીવનની બારેમાં બારે ક્ષેત્રોમાં પણ આ નિયમને એ વીસર્યા નથી. એમનાં પત્ની શારદામણિદેવી આવ્યાં ત્યારે પોતે તો સાધકાવસ્થા લગભગ પૂરી કરી ચૂક્યા હતા. સ્ત્રીને માતા સિવાય બીજા સ્વરૂપે જોવી એ એમને માટે અશક્ય હતું. મળવા બજારની વેશ્યાઓને એકાંતે નિર્વસ્ત્ર દશામાં જોતાં ય એ મા-મા કરી બેભાન બની જતા પોતાની આ સ્થિતિ હતી, ત્યારે આવનાર નવવધૂ તો બાલિકા હતી, કોડભરી હતી

સામાન્ય હિંદુ ધર્મ તો જે ઘડીએ વૈરાગ્ય ઊપજે તે જ ઘડીએ આઘુંપાછું જોયા સિવાય સંન્યાસ લઈ લેવાની અનુમતિ આપતો હતો. નિકટના માણસોની અનુમતિની એમાં અપેક્ષા ન હતી પણ જેને ફૂલ ચૂંટતાં પણ

પીડા થતી હોય એવા કરુણાવત્સલ પુરુષથી એ માર્ગે કેમ ચલાય ? એમણે એકાંતે શારદામણિદેવીને બોલાવી કહ્યું.

'તું કહે તો આ સંસારના કાદવકીચડમાં રગદોળાવા તૈયાર છું; પણ મને તું ઓળખ ને સંન્યાસ લેવાની રજા આપ; હું તને માયા રૂપે નથી જોતો—મંદિરમાં બેઠેલી મા તું જ છે.''

શારદામણિદેવીએ અનુમતિ આપી પછી જ એમણે દીક્ષા લીધી. પણ તે પછી એ એમને ઊંચે લેવાનું કદી ન વીસર્યા. મહેમાનોને કેમ સાચવવા, રસોડામાં કેમ કરકસર કરવી, ત્યાંથી માંડીને તે ઊંચામાં ઊંચા તત્ત્વજ્ઞાન-ની વાતો એમની સાથે એ કરતા. પરિણામ એ આવ્યું કે પરમહંસદેવની મહાસમાધિ વખતે કોઈએ એમને કંકણ ભાંગી નાખવા કહ્યું ત્યારે એમણે ના પાડેલી ને કહ્યું,' 'એ ક્યાં ગયા જ છે ? એ તો છે જ !'

હિંદુ ધર્મની આ નવી કેડી હતી. નવયુગમાં સંસાર અને સંન્યાસનો એ મેળ પડેલો જ હતો. એમના અંતેવાસીઓ આ વહેવારને પ્રત્યક્ષ કરી સમજતા કે જગતમાં કોઈ હડસેલો દઈ દેવા જેવું ક્ષુદ્ર છે જ નહિ. જે પોતાનું વર્તુલ ટૂંકું કરે છે તે પોતે જ ટૂંકો થાય છે.

એવી જ એક બીજી અમોલી વાત આજુબાજુનાને અંતર ઘટ્યું છે પણ પરસ્પરના પૂર્વગ્રહો, અહંતા, મમતા, અવિશ્વાસ ઘટ્યાં નથી. પરિણામે જ આપણે ભારેમાં ભારે સમૃદ્ધિના યુગમાં ભારેમાં ભારે ગરીબાઈ ને યુદ્ધ ભાળી રહ્યા છીએ. ભૌતિકવિદોએ અઢળક પેદા કર્યું છે, એને યોગ્ય રીતે વહેંચવાની વિચારણા પણ ચાલે છે, એ કોઈક દિવસ અમલમાં પણ આવશે. પણ એ પછી યે પણ વિશ્વમાં ભેદબુદ્ધિ તો રહેવાની જ, રસવૃત્તિનું વૈવિધ્ય ટાળ્યું નહિ ટળે. સૌ એક જ દૃષ્ટિથી વિચારે, ને એક જ માર્ગે અનુભવ લે એ સંભવિત નથી. તે તો નિર્વિકલ્પ સમાધિ જ થઈ. એટલે આ મત-મતાંતર ને ભેદાભેદ વચ્ચે ઐક્ય ને પ્રેમનું સામ્રાજ્ય સ્થપાય તેવું કરવું એજ ખરો રસ્તો છે. એજ વિરાટ-પૂજન છે બધાના માર્ગો એક સરખા હોય ગતિ પણ એક સરખી હોય તે અશક્ય છે.

પરમહંસદેવ એમના અસંખ્ય શિષ્યોને કહેતા.

''ટેકરીના મથાળે ચડવાને માટે ઘણાય રસ્તા છે. ઘણીવાર તો એક રસ્તે ચડનાર સામી બાજુએથી કે પડખેની બાજુએથી ચડનારને ભાળી પણ શકતો નથી. છતાં બીજા માર્ગો હોય જ છે. જે ઠેઠ ટેકરીપર ચડી ગયો હોય છે એને જ ખબર પડે છે કે કોણ કયા માર્ગે

# સાગર-સૈનિકનાં સંભારણાં

હિંદી લશ્કરમાં પહેલો બળવો ૧૮૫૭માં થયો. હિંદી નૌકાદળે એ પહેલ ૧૯૪૬માં કરી. એમાંથી એકે ય ફતેહમંદ ન થયા. પણ ૧૮૫૭માં ખેલ ખલાસ થઈ ગયો, બળવાખોરોના હાથ ખાલી થઈ ગયા, પોતાની પાસે હતું તેટલાની હોડ બકીને પછી એ હારી ગયા. આજના નાવિકોનું એમ નથી બન્યું. એમની મૂઠી બંધ પડી છે. એમની બંદૂક હજી ભરેલી છે. એમણે શરણાગતિ નથી સ્વીકારી, ખામોશી દેખાડી છે.

ફેબ્રુઆરી માસમાં મુંબઈના નાવિકોએ પોતાની નૌકાને બળવાના સઢ ચઢાવ્યા ત્યારે યુદ્ધના એ વાતાવરણમાં એમની વચ્ચે જઈ આવેલા આપણા એક જુવાન ખબરપત્રીની નોંધપોથીમાં સંઘરાયેલી કેટલીક વાતો અહીં આપી છે.

---

નાવિકોની હડતાલ જોઈને મને નાનપણ સાંભરી આવ્યું.

*

નાનપણમાં એક દિવસ નાવિક-જીવનનો નેહ લાગ્યો હતો. મુંબઈના દરિયામાં 'ડફરિન' નામનું એક નૌકા-તાલીમી જહાજ રહે છે. પ્રાંતેપ્રાંતમાંથી નાના મોટા કિશોરો આવીને આ તરતી-ફરતી નાવિક-શાળામાં દર વર્ષે દાખલ થાય છે. પહેલી-બીજી અંગ્રેજી ભણતો હતો ત્યારે નિશાળમાંથી અમને 'સ્કાઉટો'ને એ જહાજ જોવા લઈ જવામાં આવેલા.

કોઈ મહારાજાની ધોળી દૂધ જેવી તરતી મહેલાત લાગતી હતી એ 'ડફરિન.' દસ-બાર વર્ષના કિશોરોથી લઈને ૧૭-૧૮ સુધીના જુવાનો સુંદર, સ્વચ્છ, બગલાની પાંખ જેવા ગણવેશ પહેરી પહેરીને આમથી તેમ ફરતા હતા. બાબરીઓ બરાબર પાડેલી હતી. બૂટની વાધરી પણ બાંધેલી હતી. કોઈ લઘરું વઘરું નહોતું. એક જ 'ડફરિન' માતાના સૌ સંતાન હળીમળીને રહેતા હતા. ઊંચે સાદે કોઈ વાત પણ નહોતું કરતું. એકેએકનો જીવ પોતાના કામમાં પરોવાયેલો હતો.

રાત ને દિવસ, અઠવાડિયાં ને મહિના, ઋતુઓ ને વર્ષો એમણે ચોપાસ ઘૂઘવતા સાગર વચ્ચે જ કાઢવાના હતા. દૂર દૂર દેખાતા ભૂમિના કિનારાને સંભારવાનો નહોતો. મા-બાપ, ભાઈ-ભાંડુ, સગાં, ગોઠિયા—એ બધાને વિસારવાના હતા. લૂગડાં ધોવાનાં, કવાયત કરવાની, ભોજન પીરસવાનું, વાસણ માંજવાનાં, અઘરી અઘરી વિદ્યાઓને નાજુક ખોપરીઓમાં સમાડવાની, બરડો ફાટી જાય તો પણ આખા જહાજનો તૂતક ઘસી ઘસીને સાફ, ચકચકિત બનાવવાનો. કલાકો સુધી હલેસાં મારવાની તાલીમ લેવા નાની હોડીમાં બેસીને જહાજની ચોપાસ માઈલોના ઘેરાવામાં ચક્કર લગાવ્યા કરવાના. બાવડાં દુખે, બરડો ફાટે, છાતીમાં સબાકા આવે, આંતરડાં વલોવાઈ જાય, તો પણ બસ, હલેસાં માર્યે જ રાખવાનાં. રોજ કિનારેથી તાજી શાકભાજી ને દાળોદાણી દઈ જનારી હોડી આવે તેને પરપોટા ઉડાડતી પાછી જતી જોયા જ કરવાનું. છ-બાર મહિને મા-બાપ દૂર દૂરને ગામડેથી મુલાકાત લેવા આવે અને પાછાં ફરે ત્યારે તો એ જહાજથી ય વિશેષ આકરું લાગતું હશે. ખારા સાગરની ખારાશ એ જહાજમાંથી કેટલાંય આંસુડાંએ વધારી મૂકી હશે.

છતાં એ જીવન નેહ લગાડે તેવું હતું. ધોળી દૂધ જેવી મહેલાત, બગલાની પાંખ જેવાં લૂગડાં, કાપ કરેલ બાબરી, બૂટની વાધરી, ઘડિયાળના કાંટાની સાથે જ રહીને કરાતા દરેક કામ, કૂદી કૂદીને દરિયામાં નહાવાની મજા!

સાંજ પડી અને એ જહાજ જોઈને પાછા ફરતાં જીવ ન ચાલ્યો. ત્યાં જ રોકાઈ પડવાનું મન થયું. વર્ષે, બે વર્ષે, પાંચ વર્ષે, પણ આ જહાજની પરીક્ષામાં પાસ થઈને નીકળીએ ત્યારે તો પછી કોઈ મોટી સ્ટીમરનો કપ્તાન બનાયને! આવડી મોટી સ્ટીમર ઉપર બસ એકલા કપ્તાનનો હુકમ ચાલે!

પાલવા ઉપર પગ મૂક્યો ત્યારે રાતનાં અંધારાં ઊતરી પડ્યાં હતાં.

બીજે દિવસે બાપુજીને વાત કરી મારે તો હવે 'ડફરિન' ઉપર જઈને જ ભણવું છે. પણ એ વાત સાંભળે પણ કોણ? વિચારવાનું તો બાજુએ રહ્યું. છોકરાં કજિયે ચડે ત્યારે એને વાઘની, બાવાની, પઠાણની, કાબુલીની, એવી એવી બીક બતાવીને સુવાડી દેવાય છે. તેમ બાવડાં દુખશે, બરડો ફાટશે, આંખો સૂજશે, છાતી હાંફશે, શરીર તૂટશે, ચામડી તતડશે, ત્યાં મરી જઈશ તો દરિયામાં મગર-માછલાંને જ ખવરાવી દેશે, એવી ડરામણીઓ એક-સામટી દેખાડાઈ. તે રાતે હું ઊંઘી ગયો ત્યારે મારાં હાથ-પગ, વાંસો-છાતી એ બધું જાણે કોઈ આગમાંથી ઉગારી લેવાયું હતું. પણ ભીતરમાં—એક આકાંક્ષાનું બાકોરું પડી ગયું હતું.

*

હડતાલને દિવસે એ નમૂછિયા 'છોકરડાઓ'ને મુંબઈના રસ્તા ઉપર જોયા ત્યારે 'ડફરિન'-યાત્રાએ ગયેલો તે દિવસ સાંભર્યો. કિસ્મતે યારી આપી હોત તો હું પણ એમનામાંનો જ એક બનીને આજ વિફરતો હોત ને! પિતાની ભવિ 'ના' ને બદલે 'હા'ની ગલીમાં જો જરાક વળી ગઈ હોત તો હું પણ આજે આ વિફરેલાં સાગર-સંતાનો વચ્ચે ઊભો હોત ને! બરાબર મારી ઉંમરના જ હતા એ

સિપાહીઓની ટુકડી ચોખંડી, દરવાજાની રખેવાળ હતી. ત્યાંથી એણે પાછા હટીને આ સ્થાન લીધું હતું. સામી ગોળી એમણે ચલાવી નહોતી.

•

દેશી નૌકા–અફસરો પોતાના નાવિકોને સમજાવવા મથતા હતા. એંગ્લો-ઇંડિયન કહેતો હતો : 'તમારી ઉપર એ ગોળી ચલાવી શકે જ નહિ. અમારામાં તમને વિશ્વાસ નથી ? એટલું નથી સમજતા કે અમે અહીં છીએ ત્યાં સુધી એમનાથી કાંઈ જ કરી શકાય નહિ. અમારા છોકરાઓ ઉપર ગોળી ચલાવશે ને અમે જોયા કરશું ? બસ ! મારી વાત તો સાંભળો. અમે તમારી બધી માગણીઓ સાહેબ પાસે રજૂ કરી છે. પણ એને કાંઈ થોડી જ સત્તા છે એ મંજૂર રાખવાની ? બધું દિલ્હી પૂછાવે ત્યારે થાય. ત્યારે એમાં કાંઈક વાર તો લાગે કે નહિ ? દિલ્હીનો જવાબ આવે એટલી વાર તો તમારે ધીરજ રાખવી જોઈએ ને ?'

•

એક જુવાન નાવિક ધગી ઊઠ્યો હતો. મરાઠા સિપાહીઓની પાંચ-પાંચની બે કતાર ઊભી હતી. ત્યાં જઈને પોતાના બાંડિયાના પહોળા ગળામાંથી બદન કાઢીને એની સામે ધર્યું : 'લો ચલાવ ગોલી ! તુમારે હી ભાઈ કે પર તુમ ગોલી ચલાઓગે ? ઓર તુમારી ગોલીસે હમ ક્યા ડર સકતે હૈં ? હમ મરનેસે કુછ થોડે હી ડરતે હૈં ? અરે, મરને કે લિયે તો હમ ભરતી હુવે થે યે નેવી મેં ! મગર જાપાન ભી હમકો નહિ માર સકા. ઓર અબ તુમહી હમે માર ડાલો આજ......' મને થયું કે સિપાહીની બંદૂક ઝૂંટવીને ક્યાંક એ પોતાની જ છાતીમાં સંગીન હુલાવી દેશે.

ત્યાં તો સ્મિતમઢ્યું મુખ લઈને મરાઠા જમાદાર આવ્યો. એની કમર ઉપર એક બાજુ પિસ્તોલ લટકતી હતી. પેલા નાવિકને ખભે હાથ મૂકીને એણે શાંત પાડ્યો: 'તુમ ક્યોં ખાલી ચિલ્લાતે હો મેરે ભાઈ ! આખિર ઈતના તો સોચો કી હમ ભી તુમારે ભાઈ હય. હમ ક્યા તુમારે પર ગોલી ચલાયેંગે કભી ? યે તો ખાલી ડરાને કે લિયે હય સબ તમાશા. ઐસી કુછ થોડી હી ચલની હૈ ગોલિયાં !'

નાવિક કાંઈક શાંત પડ્યો. સિપાહીઓએ નિરાંતે શ્વાસ લીધો. જમાદારનો અવાજ સાત કદમ પર ઊભેલા એના ગોરા કેપ્ટન સુધી પહોંચતો હતો. પણ એના મોઢામાંની સિગારેટમાંથી ધૂમ્રરેખા જરાય મરડાયા વિના, અસલની લહેરથી નીકળ્યે જતી હતી.

•

બહારથી ત્રણ-ચાર નાવિકો અને હિંદી અફસરો મળીને હાથ ઊંચે ફરકાવતા ફરકાવતા, કોઈને ઘા ન કરવાનું સૂચવતા, ચોખંડી દરવાજા પાસે પહોંચ્યા. સમજાવટ સફળ નીવડી અને દરવાજા ઊઘડ્યા. અંદરથી એક બે નેતા જેવા જુવાનો બહાર નીકળ્યા. બહાર આવતાં વેંત જ લશ્કરના ગોરા કેપ્ટને નૌકા–અફસરને કાંઈક કહ્યું. નૌકા–અફસરે શાંતિથી નેતાને કહ્યું કે, 'ત્રણ રાયફલો અને એક સંગીન હજી ખૂટે છે.'

મારા આવ્યા અગાઉ દરવાજે પહેરો ભરવા ગયેલા ચાર મરાઠા સિપાહીઓની રાયફલો ઝૂંટવીને, નાવિકો બરાકમાં લઈ ગયા હોય એવું લાગ્યું.

નેતાએ જવાબ આપ્યો: 'તમે જરાય મુંઝાશો નહિ સાહેબ, અમારે તમારી રાયફલોની જરૂર નથી. હું તમને ખાત્રી આપું છું કે હમણાં જ એ હું ગમે ત્યાંથી શોધીને હાજર કરીશ.'

•

થોડીવારમાં જ એ ત્રણ રાયફલો લઈ આવ્યો. અફસરે આભાર માનીને એ લીધી અને લશ્કરી કેપ્ટનને સોંપી. 'હજી એક સંગીન બાકી રહી ગઈ,' એણે નેતાને કહ્યું.

બરાકની અંદર ચારે કોર શોધ કરાવીને નેતા આખરે એ સંગીન પણ ગૌરવભેર આપી ગયો ત્યારે મને વાર-તાવાળી સોનબાઈનાં ગ સઈએ લૂગડાં ધોઈ આપનાર બગલામાંના એક બુઢિયાની પાળમાં રહી ગયેલું લૂગડું યાદ આવ્યું. પણ અંતે તો બાળુડાઓ પાસે સોનબાઈની લાજ રહી હતી.

•

બરાકના દરવાજે આડી કતાર બાંધીને નાવિકો ખડા હતા. અંદરનો ઊભરો બહાર આવીને ઠલવાઈ ન જાય તે માટે એ જીવતું ઢાંકણું બન્યા હતા. હજુ બહાર રહી ગયેલા પાંચ સાત પોતાના સાથીઓને અંદર આવવા રહેવાના સાદ પાડતા હતા. એ થોડી અવરજવર સિવાય સહુ પોતપોતાને સ્થાને શાંત ઊભા હતા. ઉઘાડા દરવાજામાંથી અંદરના વિશાળ ચોકઠામાં ટોળે વળેલા સેંકડો નાવિકો દેખાતા હતા.

•

'નો મેન્સ લેન્ડ' પસાર કરીને હું દરવાજા પરના પેલા માનવ-ઢાંકણ પાસે પહોંચ્યો.

'તુમ 'સિવિલિયન' (શહેરી) હો ? તો બહાર રહેના !'

'મૈં તો 'જર્નાલિસ્ટ' હું ભાઈ, અખબારવાલા.'

'જર્નાલિસ્ટ ! અચ્છા તબ તો જરૂર જાવ અંદર. ખુશીસે ચલે જાવ. કહે દેના ભાઈ ઉસકો કોઈ ન રોકે—અખબારવાલા હૈ યહ તો.'

બેઉ બાજુના ઉઘાડા ઊંચા ચોખંડી બારણાં જોતો જોતો હું આગળ વધ્યો. 'જર્નાલિસ્ટ !' 'ખુલ જાવ, સીસમ !' જેવા આ એક જ બોલથી એ અલીબાબાની ગુફાના દ્વાર ઊઘડ્યાં હતાં તો ખરાં. પણ મને એ પાછો બહાર નીકળવા દેશે ? ક્યાંક બિડાઈ જશે તો ? બહાર નીકળવાનો મંત્ર વિસરાઈ જશે તો ?

•

અંદર વળી એક કતાર આડી ઊભી હતી. એની આરપાર મને માર્ગ કરી દીધો. સામે સેંકડો જુવાનો ગણગણાટ કરતા હતા, બાજુમાં એક નાની બારી ઉપર ચડીને એક માણસ હાથમાં માઇક્રોફોન રાખીને ભાષણ કરતો હતો : 'આપણા નેતાઓ 'શી. ઓ. જી' ને મળવા ગયા છે. આપણી માગણીઓ વિચારાય રહી છે. આપણે શાંતિ રાખવી જોઈએ. આપણો ફેંસલો કર્યા વિના ગવરમેન્ટને છૂટકો નથી. પબ્લિક બધી આપણી પાછળ છે, કોંગ્રેસ આપણી પડખે

છે, મુસ્લિમ લીગ, કોમ્યુનિસ્ટો અને બીજા બધાએ આપણને ટેકો આપ્યો છે. આપણી માગણીઓ વાજબી છે. તમે બધા અરધો કલાક સુધી પોતપોતાની ખોલીઓમા જઇને આરામથી બેસો. 'આઇ રીક્વેસ્ટ યુ, પ્લીઝ ગો ટુ યોર રૂમ્સ ફોર હાફ…' (હું અરજ કરું છું કે મહેરબાની કરીને તમે તમારી ખોલી-ઓમા અરધા……) ત્યાં શ્રોતાઓમાથી પોકારો ઊઠયા.

'અંગ્રેજી મેં મત બોલો ! બંધ કરો !'

પેલાએ એની એ વાત હિંદુસ્તાનીમા કહેવી ચાલુ રાખી. શિસ્ત વિના આપણે નહિ લડી શકીએ વિ. શિખામણ એ આપતો હતો ત્યા એક નાવિકે આવીને એને સંદેશો કહ્યો. એટલે એણે માઇક્રોફોન ઉપરથી કહ્યુ કે, 'કોંગ્રેસના એક આગેવાન આબિદઅલી જાફરભાઇ અહીં આવવા માટે નીકળી ગયા છે અને થોડી જ વારમા એ આવીને તમારી સમક્ષ ભાષણ કરશે જય હિંદ !''

ઉત્સાહમાં આવીને નાવિકોએ ઉત્તર વાળ્યો: 'જય હિંદ !'

*

પાછા ફર્યા. ફરી એ જ માનવ-ભીડ. ફરી એ જ 'ખુલ જાવ સિસમ !' અને હું હેમખેમ બહાર નીકળ્યો. થોડી વારે ધોળુ લાંબુ પાટલુન ને ધોળો કોટ પહેરેલો એક બેઠા ઘાટનો ચશ્માધારી માનવી શાંત પણ ઝડપી પગલે ત્યાં આવી પહોંચ્યો. એની ધોળી ટોપી નીચેથી ધોળા વાળ 'ડોકિયું' કરતા હતા. એક હિંદી અફસરે વડા ગોરા નૌકા-અફસરને એમની પિછાન કરાવી, 'આ છે મિ. આબિદઅલી જાફરભાઈ, અહીંની કોંગ્રેસના એક કાર્યકર છે.' ગોરાએ સસ્મિત વદને હાથ મિલાવ્યા આબિદ-અલીએ સમજાવ્યું કે મને કોઈએ ટેલિ-ફોન કર્યો કે, 'અહીં મામલો બહુ ગંભીર છે એટલે હું અમસ્તો જરા આવ્યો છું. નાવિકોના નેતા જો અહીં હોય તો એની સાથે બે વાત કરી લઉં.'

'સી. ઓ. બી'ને મળવા જવા બે નાવિક-નેતા બહાર આવ્યા હતા. એમની સાથે એકબાજુએ જઈને આબિદઅલીએ થોડી મીનીટ વાત કરી. અને પછી પેલા ઊપડયા નૌકાદળના ખટારામાં બેસીને 'સી. ઓ. બી'ની મુલાકાતે. 'આપણે પછી પાછા મળશું' એમ એ કહેતા ગયા આબિદઅલીએ કહ્યું કે, 'મુલાકાત પછી મારી કાંઈ જરૂર લાગે તો મને અહીં બોલાવજો. કદાચ હું જ અરધો-પોણો કલાક પછી અહીં એક આંટો મારતો જઈશ' અને એ પાછા ફર્યા.

*

આબિદઅલીને જુઓ તો તમને એ ખ્યાલ ન આવે કે 'મુકુંદ આયર્ન એન્ડ સ્ટીલવર્કસ' અને એવી બે-પાંચ લિમિટેડ પેઢીઓના એ મંત્રી છે, ધારાશાસ્ત્રી છે, અને મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ સમિતિના માજી મંત્રી છે ભાષણ કરવાનો એમણે લેશમાત્ર ઉમળકો દેખાડયો નહિ. પોતાની આગેવાની એ નાવિકો ઉપર લાદવાનો જરાય તનમનાટ એમના મોઢા ઉપર નહોતો. નાવિક-નેતાઓને એમણે શું કહ્યું તે જાણતો નથી પણ મને લાગે છે કે એમની આગેવાની એમનામા જ કોઈ સંભાળે એ એમને વધુ શ્રેયસ્કર લાગ્યું હશે. મુંબઇના ટ્રામ-બસ-કામદારોના યુનિયનમા જે શાંત શક્તિ છે તેનું એમના મંત્રી આબિદઅલીમાં પ્રતિબિંબ દેખાય છે.

*

આગલે દિવસે મને રસ્તા ઉપર એક પંજાબી નાવિક મળી ગયેલો. દસ-પંદર મીનીટ સુધી એની સાથે ચાલતા ચાલતાં જે વાતો થઇ તે મેં મારા એક આગલા અહેવાલ રૂપે લખીને મોકલી દીધી હતી. એની પાસેથી છૂટા પડતી વખતે એને ફરી મળવાની તો કલ્પના પણ ક્યાંથી હોય ? પણ એકાએક એણે મને જોયો. સામસામા અમે હાથ ફરકાવ્યા.

એ મને પાછો દરવાજાની અંદર લઈ ગયો. મને કહે કે, ચાલો ઉપર, ખોલીમાં બેસીએ. અને હમણાં અહીં રહીને બે-ચાર દિવસ બધું જુઓ બરાબર રીપોર્ટ તો પછી લખવા જ છે ને !'

મને ઘણું ય મન થઈ ગયુ ત્યાં રહી જવાનું. પણ કોણ જાણે કેમ, હું ન રોકાયો બીજે દિવસે, એને ત્યા જ મળવાનું વચન આપીને હું છૂટો પડયો. આજ સુધી મને સમજાયું નથી કે તે દિવસે હુ કેમ ન રોકાઈ ગયો.

*

અને બીજે જ દિવસે……

બીજે દિવસે બારાખંદરથી ફલોરા ફાઉન્ટન ભણી ચાલ્યો જતો હતો ત્યા કોટની ઊંચી ઊંચી ઈમારતો વચ્ચે થઇને આવતા ગોળીબારોના પડઘા કાન ઉપર અફળાયા હૈયામાં ફાળ પડી. અને હું દોડયો. કોની ગોળીઓ ચાલતી હશે ? કોનું લોહી રેડાતુ હશે ?' છોકરાઓનું ? અરેરે…દોડતા દોડતા મને થયું…બે ઘડી માટે જ મને કોઇ વિધિકર્માની ગાદીએ બેસાડે તો આ બધું ગાંડપણ બંધ કરાવી દઉં !

પણ હાય છાપાવાળા ! તારા કિસ્મ-તમાં તો પાદશાહના તખ્ત ઉપર ચડનારા જમના નદીના ભિસ્તી જેટલી યારી પણ ક્યાંથી હોય !

*

આગલે દિવસે જ્યાં જઈ આવ્યો હતો એ કેસલ બરાકના ચોગાનથી સો એક કદમ દૂર રહ્યો હઈશ ત્યા બંદૂક-બાજીના પડઘા એટલા બધા તીણા બની ગયા કે ગોળીઓ બે-ચાર હાથ છેટેથી સુસવતી જતી હોય એવો આભાસ થતો. પડઘાબાજી મીનીટ-અરધી મીનીટ ચાલે. વળી પાછી પાંચ મીનીટ શાંત જાય ફરી ભડાકા સંભળાય અમે લોકો નાઠભાગ કરે. બેત્રણ વાર તો જાણે કે ગોળીથી બચવા માટે મારાથી રસ્તા ઉપર બેસી જવાયું. હાથ આપોઆપ માથાના રક્ષણે ધંધે ગયા. બીજાનું 'રીપોર્ટિંગ' કરવા હુ આવેલો પણ એ બે ત્રણ વાર તો મારો દેખાવ પણ કોઈના 'રીપોર્ટિંગ'નો વિષય બની બેઠો હતો.

ફરીફરીને લોકો નાસતા. એમનો ભય સાવ ખોટો નહોતો. અમારી સામે તાકીને ટ્રેડ ગોળીઓ છોડતું નહોતું એ ખરું.

પણ નિશાન ચૂકેલી આડીઅવળી ગોળીઓ આવીને આટલે દૂર રસ્તા ઉપરના કે મકાનમાંના માણસોને ઘાયલ કરે તેવો સંભવ પૂરતો હતો. અને એમ બનેલું પણ ખરું. રીઝર્વ બેંકની સપાટ પથ્થરોની ભવ્ય સાદી ઈમારતને ત્રીજે માળે ઝરૂખામાં ઊભેલા એક માણસનો કેસલ બરાકમાંથી છૂટેલી ગોળીએ જાન લીધો હતો. કોઈ એમ પણ કહે છે કે એ ગોળી અજાણતાં જ એ દિશામાં નહિ જતી રહેલી, પણ પોતાનું ધાર્યું નિશાન પાડવા મોકલાઈ હતી—કારણ કે મરનાર નૌકાદળનો એક ગોરો અફસર હતો.

o

બરાકના ચોગાનમાંથી નીચા લળી લળીને, લપાતા, ધસાતા ગોરા સિપાહીઓ પોતાની વિવિધ સાહેબ બંદૂકો લઈને નાસતા આવતા હતા. એક ટુકડી બહાર આવતી ને તેનું સ્થાન લેવા બીજી ગોરી ટુકડી અંદર જતી. અરધો-અરધો ને એક-એક કલાકને અંતરે આ ફેરબદલી ચાલ્યા કરતી. 'મોરચા' પરથી પાછી ફરતી ટુકડીનાં રાતાચોળ અને પરસેવે રેબઝેબ સૈનિકો ટાઉનહોલના લાંબા પગથિયા દોડાદોડ ચડી જતા ઉપર યુદ્ધફંડમાંથી ચાલતી એક સૈનિક-હોટેલ હતી—સર એલ્વિન ઈઝરા કેન્ટીન એનું નામ. ત્યાં એમને માટે ઠંડાં ને ગરમ પીણાં તૈયાર હતાં. નાસ્તાની રકાબીઓ એમની વાટ જોતી હતી. ટાઉનહોલ પાસેના રસ્તા ઉપર પણ 'રેડક્રોસ'નો ખટારો આવીને ઊભો રહેતો. એમાંથી ગોરી લલનાઓ પોતાના ભાઈઓને પીણાં પાતી. અને એ મકાનની પાછળ ગોળીઓની રમઝટ બોલતી હતી. નવલોહિયા હિંદીઓનાં રુધિર રેડાતા હતાં. નિઃસહાય મુંબઈનાં પ્રજાજનો માળામાંનાં કબૂતરોની જેમ કંપતા હતાં.

અલબત્ત, દરેક લડાઈમાં આવું બનતું હોય છે. સામસામા પક્ષો લડાઈના મોરચે માટીમાં લોહી મિલાવીને કાદવ બનાવતા હોય ત્યારે એમાંનો દરેકની છાવણીમાં તો નાસ્તાપાણી ચાલતાં હોય છે. પછી તો જેની જેટલી ત્રેવડ. ગોરા સૈનિકોને એ કશું કામ પડતું હતું કે નહિ તેનો આ સવાલ નહોતો. તેમને તો મળેલું ફરમાન ઉઠાવવાનું હતું. પોતાના પેટની આગ ઠારવા એમણે ખાણીપીણાં પણ લેવાનાં હતાં. એ સૈનિકોની કોઈથી ઈર્ષ્યા થઈ શકે નહિ.

છતાં ય મને થયા કરે છે કે સરકારનાં યુદ્ધફંડોમાં નાણાં છલકાવનારા હિંદીઓએ એક વાર એ દૃશ્ય જોવાની જરૂર હતી.

*

બરાકમાંથી આરેધડ વછૂટી ગયેલી ગોળીઓએ બહારના એકાદ બે નાગરિકોના જાન લીધા પછી પોલીસ જાગી ખરી. કોર્ડન કરીને એણે લોકોને દૂર કાઢવા માંડયા. દૂર ખસેલા લોકો ટોળે વળીને વાતોએ ચડયા હતા. એક બાજુ એક નાવિક પણ ૫-૭ માણસો વચ્ચે ઊભો હતો. તમામ હડતાલિયા નાવિકોએ 'એચ એમ આઈ. એસ.' (હિઝ મૅજેસ્ટીઝ ઇન્ડિયન શિપ)ના સોનેરી અક્ષરો લખેલા કાળી પટ્ટીવાળી સફેદ ટોપી ઉતારી નાખી હતી. હાથમાં ટોપી લઈને ફરતો નાવિક હડતાલિયો મનાતો. પણ ટોળામાંના આ નાવિકે તો પોતાનું જુદી જ જાતનું ખલાસી ઢબનું બાંડિયું પણ ફગાવી દીધું હતું. સાદી સફેદ ચડ્ડી ને ગંજી પહેરીને વિખરાયેલે વાળે એ ઊભો હતો.

વિરોધદર્શન ઉપરાંત પોલીસની બીક પણ એના આ વેશપરિવર્તન માટે જવાબદાર હતી.

મામલો જામ્યો અને બરાકનાં બારણાં બિડાઈ ગયાં ત્યારે એ શહેરમાં હતો. હવે તો બંદૂકોએ એનો રસ્તો સમૂળગો બંધ કરી દીધો હતો. પણ બહાર એના જીવને ચેન નહોતું. એના મોઢા ઉપર વલવલાટ સ્પષ્ટ દેખાતો હતો. થોડીથોડી વારે ગોળીબારોનો ગડગડાટ થતો ત્યારે લોકો આંધળાભીંત બનીને ભાગતા, કોઈ એક બાજુએ ખસી જઈને સરકાર સામે વાંઝણી ચીડ ઠાલવતા. પણ એ તો મૂંગો મૂંગો ત્યાં ઊભો રહેતો—જાણે પગમાં ખીલા ઠોકીને એને ત્યાં જડી લીધો હોય ને! મને થયું કે આગલા દિવસનું પેલા પંજાબીનું નિમંત્રણ સ્વીકારીને બરાકમાં જ રહ્યો હોત તો કેવો જીવતો-જાગતો અહેવાલ હું તૈયાર કરી શક્યો હોત! ખેર, ફરી કોઈવાર!

*

પોલીસને પણ ચેન નહોતું. લાકડીઓ પછાડી પછાડીને લોકોને ખસેડયે જ જતી હતી. એટલે પછી પાછલી ગલીઓમાં થઈને હું બેલાર્ડ પિયર ભણી ચાલ્યો. ત્યાં દરિયા કિનારેથી કેસલ બરાકનો પાછલો ભાગ જોઈ શકાય તેમ હતો. રસ્તે, બંધ થયેલી ઑફિસોના કારકુનો ને પટાવાળાઓ બેબાકળા બનીને ઘરભણી જતા દેખાતા હતા.

બેલાર્ડ પિયરના રસ્તા ઉપર કસ્ટમ હાઉસનું જૂની મકાન છે. એની સામે ખુલ્લો દરિયાકાંઠો છે. ભરતીનાં મોજાંને રોકતી એક દીવાલ અને કસ્ટમ હાઉસ વચ્ચે પહોળો રસ્તો છે અને પગથી છે, એ પગથી ઉપર લોકોની કતારો જામી હતી. દીવાલને ટેકવીને ઊભા ઊભા આ સામેના દરિયામાં બે ફર્લાંગ ઉપર પડેલા હિંદી નૌકાદળનાં 'બંડખોર' જહાજોને જોતા હતા. અરધા ફર્લાંગ પર કેસલ બરાકની કોઠીનો પાછલો ઊંચો ભાગ પાણીમાં પગ બોળીને ઊભો હતો. એની રાંગ ઉપર થોડા થોડા ખલાસીઓ ખડા હતા.

બરાકના કે જહાજોના ઊંચા ઊંચા થાંભલા ને દોરડાં વાવટાવિહોણાં બન્યાં હતાં. નજર સામેના જ દરિયામાં પંદર-સોળ જહાજો થોડેક અંતરે ઊભેલાં હતાં. કોઈ કોઈની ઉપર રાષ્ટ્રધ્વજ જેવા વાવટા દેખાતા હતા.

જહાજ-જહાજ વચ્ચે સંકેતભાષાના સંદેશાઓની આપલે થતી હતી. સંકેતભાષાઓ બે ઝંડીઓને ઊંચા નીચા કરીને કે મોટી એક બત્તીને જલાવી-બુઝાવીને બોલાતી હતી. કોઈ રડ્યાખડ્યા જહાજમાંથી સૂચક બ્યૂગલ પણ વાગતું. 'બળવાખોર' ખલાસીઓએ એ તમામ જહાજો ઉપર કબજો કર્યો હતો. પોતાના બંડમાં શામિલ જહાજો પરના અને

કિનારા પરની કેસલ બરાકના સાથીઓને એ કાંઈક સંદેશા મોકલ્યા જ કરતા હતા. એ જહાજોની બે-ત્રણ સ્ટીમલોંચો પણ-ચાર ચોરસમાઈલના વિસ્તારમાં નિડરપણે ફરતી હતી જહાજ-જહાજ વચ્ચે અને જહાજને બરાક વચ્ચે માણસો, સામગ્રી ને સંદેશાની આપલે એ લોંચો કરતી હતી. ઇંગ્લાંડના રાજા વેરે પરણેલી એક પોર્ટુગીઝ કુંવરીને મુંબઈનો બેટ કરિયાવરમાં અપાયો ત્યારથી આજે સેંકડો વર્ષો સુધી ગુલામ રહેલા આ સાગર ઉપર આ લોંચો આઝાદ બનીને ફરતી જોઈને કિનારા ઉપરની મેદની અજબ તાનમાં આવી જતી. વાતો પછી કે આઝાદ ફોજે હિંદની ધરતી આઝાદ ન કરી પણ આ આઝાદ નેવીએ (નૌકાદળે) હિંદુસ્તાનનો દરિયો આઝાદ કરી દેખાડ્યો!

લોકોની વાતો ન સમજનારા દરિયાના નાદાન મોજાં ને ધરતીના કાંકરા પોતાની મહોબ્બતમાં મશગૂલ હતા. એમની ગોષ્ઠિ ગુલામી ને આઝાદીથી ન્યારી હતી.!

*

કિનારા પરના ટોળામાં સુશિક્ષિત કે સદ્‌ગૃહસ્થોનું પ્રમાણ દસમાં એકનું હતું. એમાંનો મોટો ભાગ તો મૂંગો મૂંગો બધું જોઈને રસ્તે પડતો. બાકીના ત્યાં લાંબો મુકામ નાખીને ગૂઢ ચર્ચાઓ કરતા એમાં કોર્ટની ઓફિસોના ચપરાસી-પટાવાળા, ટપાલીઓ, ટ્રામના કંડક્ટરો, હેલપાટીવાળા ભૈયાઓ, ચપ્પીવાળાઓ, કાનનો મેલ કાઢનારાઓ, ચણા-શીંગના ફેરીઆઓનો પચરંગી મેળો હતો. તોફાનીઓ, મવાલીઓ ને ગુંડાઓ શામિલ હતા. એમાંનું કોઈક જ અઠવાડિયે એકથી વધારે છાપું વાંચતું હશે. પણ ઠેર ઠેર એ નિષ્ણાતો અને નૌકાદળના અઠંગ અભ્યાસીઓ લેખે વાતો કરતા હતા, પોતાના મત બેધડક જણાવતા હતા. સામે ઊભેલા જહાજોમાંથી કયું નર્મદા, કયું જમના, કયું સતલજ એ, બધું સંપૂર્ણ આત્મવિશ્વાસથી ચીંધતા હતા. કોની પાસે ચાર ઈંચની તોપો છે ને કોની પાસે સોળ ઈંચની, કોની પાસે ખોરાકની તંગી છે તો વળી બીજા કોના ભંડારમાં છ મહિનાનું રેશન સંઘરેલું પડ્યું છે, કોણે બંગાળના ઉપસાગરમાં જપાની સબમરીનને ડુબાડી હતી અને કોણ આકયાબ પરની ધુંવાધાર જપાની તોપવર્ષા વચ્ચેથી જીવતું આવ્યું છે, એ બધી ઝીણીથી મોટી તમામ વિગતો ત્યાં ચર્ચાતી હતી

આ જમાનો આત્મવિશ્વાસનો છે, સાચું કહો કે 'ખોટું', સારું આચરો કે વરસું, માણસમાં આત્મવિશ્વાસ હોય તો એને સફળતા વરે છે. એ એક જ ગુણને કારણે એમાંના કેટલાક તો જરૂર સફળ અને સમૃદ્ધિવાન વર્તમાનપત્રકારો થઇ શક્યા હોત પણ આ બાબત દરેક વાચકે ખાનગી રાખવાની છે. કોઈ દરિયાકાંઠે ફરવા જતી વખતે બિનઅધિકારી કાનો એ સાંભળી ન જાય એની ખાસ સાવચેતી રાખવાની છે. આ ગરીબ છાપાવાળાના હરીફો ઊભા કરીને કોઇ એના પેટ પર ફરીને પાટુ મારતા!

*

મેદનીએ થોડીવારમાં આકાશમાં દસેક વિમાનોને ઊડતાં જોયા. એક શ્વાસે સહુ ઊંચે જોઈ રહ્યા. અંતરના તાર તંગ બની ગયા.

'ઇન્ડિયન અબ બોમ્બ ડાલેંગે ઇસકે પર,' એક બોલ્યો.

'નહિ, નહિ,' બીજા અભ્યાસીએ યુદ્ધના એ વ્યૂહનું નિદાન કર્યું.

'નહિ ક્યોં? કલ હી કહા નહિ ઉસકા બડા ગોરા અફસરને કી સારી નેવીકો ખલાસ કર દુંગા?'

'ગોરેકો ઉસકી માઁકી—સે ફિર જનમ લેના પડેગા નેવીકો ખલાસ કરનેકે લિયે!'

'અરે કરને દો ખલાસ. ફિર હમ ભી જા કર ઉનકી નેવીકો ખલાસ કરેંગે! છોડેંગે થોડેહી ઉસકો?' એ બોલનારના મગજમાં બ્રિટિશ નૌકાદળને ખલાસ કરવાની શી શી યોજનાઓ રમતી હશે તે તો હું ન જાણી શક્યો. પણ એ મજાક તો નહોતો કરતો એટલું સ્પષ્ટ હતું. એનો મિજાજ એવો હતો કે ખુદ એડમિરલ ગોડફ્રેને મોઢે પણ એણે એ જ શબ્દો ચોડ્યા હોત. ફેરફારમાં કદાચ એક ઉમેરો કર્યો હોત—કોઇ ભારી ટેસદાર ભૂંડી ગાળનો!

*

વિમાનો તો પોતાના ચક્કરમાં દૂર દૂર નીકળી ગયાં હતાં. પાછળથી સરકારે જાહેર કરેલું કે એમાંથી કોઈની ઉપર બોંબ ફેંકાયા નહોતા એ તો માત્ર બંડખોર નાવિકોને સરકારની પ્રચંડ શક્તિનો ખ્યાલ આપવા પૂરતું એક 'રીહર્સલ' હતું. થોડીવારે કોઇએ બરાકના ઊંચા ઝડકાગરા પરથી હાથ વડે વિખેરાઈ જવાની ઇશારત કરતા ત્રણ-ચાર ખલાસીઓ સામે બીજાઓનું ધ્યાન દોર્યું. લોકોને દરિયા કિનારે ટોળે ન વળવાનું અને વિખેરાઈ જવાનું એ કહેતા હતા.

નિરીક્ષકોએ તરત જ જહાજો ઉપરથી મોકલાતા ઝંડી અને બત્તીના સંજ્ઞા-સંદેશા ભણી બધાનું ધ્યાન દોર્યું. ફટાફટ નિષ્ણાતો એનો અર્થ ઉકેલવા માંડ્યા—

'કહતે હૈં ચલે જાવ યહાંસે.'

'હાં, ઉસકો અબ ગોલંદાજી ચલાની હૈ'

'દેખો તોપ લગા કર રખ્ખી હૈ ઇસ તરફ.'

'હાં ઉનકો પહીલા નિશાના યે કસ્ટમ હાઉસકો બનાના હૈ.'

'અરે ભઇ અપની પબ્લિક ભી—હૈ. દેખ બડ઼ેસે કહેતે હૈ બિચારે કિ ચલે જાવ, જમા મત હો. મગર માનતા હૈ કોન?'

'બિલકુલ સહી બાત હૈ નિશાના તો બારા બજેસે લગા કર રખ્ખા હૈ મગર પબ્લિક યહાં ખડી હોવે તો ગોલા કૈસે ચલાવે?'

'પબ્લિક તો મેરી કસમ બિલકુલ—બન ગઈ હૈ'

'મરને કે લિયે અડે રહેને હૈ યહાં, ઔર ખાલી ખાલી ઉનકા પ્રોગ્રામ સબ બિગાડ દેતે હૈ ઉનકા ઈરાદા તો દુપેરસે ગોલાબાજી શુરૂ કર દેનેકા થા. મગર અબ તો રાત કો હોગા જો કુછ હોને વાલા હૈ'

તરત જ મવાલીઓએ એક છેડેથી બીજા છેડા સુધી 'બિહાઈન્ડ ધ સીન કેમ્પેઈન' (કાનફૂંકણી) શરૂ કરી દીધી અને જાણે યોજનાબદ્ધ બધું થતું હોય તેમ બે જ મીનીટમાં આખી ટકમાથી 'ભાગો!' 'ભાગો!'ના રીડિયા ઊઠયા. લોકો બધા અહીં તહીં ભાગ્યા કિનારા પરની પગથી સાવ ખાલી થઈ ગઈ. પણ બે મીનીટે જ ફરી પાછા, સામેની પગથી પરથી, રસ્તાને છેડેથી, ખૂણે પરના મકાનમાંથી લોકો આવી આવીને ભેગા થવા માંડયા.

મવાલીઓને તો તમાશાનું એક સાધન મળી ગયું થોડી થોડી વારે 'ભાગો! ભાગો!'ની ચીસો એ પાડતા, અને દડબડ દડબડ દોડી જતી બાઘલી પબ્લિકની પાછળ ખડખડ ખડખડ હસતા

*

પણ માત્ર તમાશાથી તોફાનીઓને સંતોષ થાય તેમ નહોતું એમને તો લોહી નજર દોડાવવાની હતી. એમના મગજમાં મોટી મહત્ત્વાકાંક્ષાઓ ભરી હતી. એમનું સ્વપ્ન સાચું પડવાને હવે ઝાઝું છેટું નહોતું.

'અરે ઓ ચીના!' ચીનાઈ નાકવાળા એક મિયાંને ઉદ્દેશીને બીજાએ કહ્યું. 'આખીર યહ તમાશાસે અપનેકુ ક્યા મિલેગા?'

ચીનો વિચારમા પડયો પડયો લુંગી-વાળા સાથળ ઉપર ખંજવાળતો હતો. એ કાંઈ બોલ્યો નહિ એટલે પેલાએ ફરી કહ્યું.

'અરે વો કોંગ્રેસવાલા પટેલને કહા થા ના કિ નાવ અબ કિનારે કે પાસ પહુંચ કર કહીં ડૂબ ન જાય! તો ફિર હમારી નાવકા ભી ઐસા હાલ ન હોવે!'

ચીનાને એકાએક જ્ઞાનજ્યોતિ લાધ્યો હોય તેમ એણે ખંજવાળવું બંધ કર્યું. 'બસ યાર એક સાલી કોંગ્રેસ બિગડ જાય તો ફિર ચકાચક......હાં ખુદાકી કસમ, ફિર તો ચકાચક હો જાય!'

*

અને બીજે જ દિવસે ચકાચક મચી ગઈ. ત્રીજે દિવસે ઓર વધી. લૂંટ, આગ, ભાંગફોડ, ગોળીબાર, લોહી, લૂંટ, આગ... ચકાચકનો કૂલેતફાળકો ઘૂમતો હતો. નિરાધોની ચીસો, બાળકોની ચીચિયારીઓ, ગોળીઓની ગડગડી, એ બધાનું એક મિશ્રણ હવામાં વ્યાપી ગયું હતું. ઠેરઠેર આગના ભડકા લબકારા કરતા હતા. ધોળે દિવસે નિરાંતની લૂંટો ચાલતી હતી. ઇસ્પિતાલમાં લાશો ખડકાતી જતી હતી.

એ બધાની વચ્ચેથી મને 'ચકાચક' 'ચકાચક'ના પડઘા સંભળાતા હતા. મૂરખ મનને વિચાર આવ્યો કે મુંબઈની સી. આઈ. ડી એ ૧૯૪૨ના બળવાખોર ભાંગ-ફોડિયા અને છૂપા કાર્યકરોને તો આસા-નીથી પકડી લીધા હતા. આ 'ચકાચક' શબ્દ એને કદાચ સાંભળવા નહિ મળ્યો હોય આ દિવસોમાં? રે માનવીના મન!

*

'ચકાચક'નો ત્રણનો દિવસ હતો. બપોરના દોઢ વાગેલા. સખ્ત હડતાલ હતી. પણ ભૂખ હડતાલને ગણકારતી નથી. ઓપેરા હાઉસથી ચોપાટી જતા ગિરગામને માર્ગે ફક્ત એક 'ફોના' નામની હોટલ ઉઘાડી હતી. અમે ઝટ ઝટ ખાતા હતા હોટલની બારીના કાચ ફૂટેલા પડ્યા હતા ઉપરથી નીચે વસાતું એવું પતરાનું શટર ખીડેલું હતું. બારણું અધખીડ્યું હતું. ગલ્લાવાળાની આંખો ચકળવકળ થતી હતી અમારા સિવાય ચાર-પાંચ બીજા ઘરાકો પણ બેઠા હતા.

ત્યાં શાહ્ડજાત સાથે છોકરાઓની એક ટોળી 'ઝિંદાબાદ' બોલાવની નીકળી. એની પાછળ ગુંડા-ટોળી એના પોકારો કરતી નીકળી, હાથમાં ડંડા, લાકડાનાં પાટિયાં, લોઢાના સળિયા ઇત્યાદિ હતો હતાં. હોટલના બારણા પાસે આવીને એમણે ત્રાડો પાડી, 'બંધ કરો!' 'તોડ ડાલો!' 'બંધ કરો!' 'જલા દો!'

ગલ્લાવાળો હાંફળો ફાંફળો થઈ ગયો. હાથ જોડતો એ દોડતો આવ્યો પતરાનું બારણું ઉપરથી ખેંચીને એ બંધ કરવા માંડયો. બેઠા-વહું અરધું મૂકીને હું મારી જગ્યાએથી ઊઠયો. 'ઠહેરો.' મેં એને કહ્યું. ડંડા-પટિયાવાળા ભણી ફરીને હું બોલ્યો :

'દેખો ભાઈ, અગર તુમ ચાહો તો ઇસકો બંધ કરા સકતે હો, ક્યોં કિ તુમ્હારે હાથ મેં ડંડા-પત્થર, હૈ મગર ઇસસે તુમકો ક્યા ફાયદા? ઇસ મેં ગવરમેંટકો ક્યા નુકસાન હૈ? હમારે હી ભાઈ યહાં આ કર ખાતે હૈ વો ભૂખે રહેંગે.'

વીસેક સેકંડ કોઈ કાંઈ બોલ્યું નહિ. અને મારી ઉપર એમાંની કઈ સેકંડે ડંડો ફટકારશે કે પત્થર ફેંકાશે એની ગણતરીઓ મારા મનમા જર્મન ઊડતા બોંબની ગતિએ ચાલતી હતી.

પણ 'તુમ ચાહો તો બંધ કરા સકતે હો' એવું માન મળવાથી એ ટોળામાંના એક સોળ્ખંડના સળિયાધારી સુભટે ગૌરવ અનુભવ્યું. એણે તરત જ કહ્યું:

'હાં, ઠીક કહેતા હૈ વો. ચલો ભાઈ આગે ચલો!' અને ટોળી ચાલી નીકળી. કો આગળ ગયા. તો પણ, હાથમાં સોડાની બાટલી ઉછાળતો એક જણ પોતાનો રોષ સમાવી ન શકયો. જતાં જતાં એ એટલું કહેતો ગયો, 'હતને આદમી ગોલિયોં સે મર રહે હૈ, ઔર તુમ એક દિન ભૂખે ભી નહિ રહે સકતે હો!'

સારું થયું કે હું 'દીવાર' નાટક જેવાને રંગભૂમિમાંથી આવતો હતો એ ખબર એને પડી નહિ.

એ મંડળી પોકારો કરતી કરતી હજી તો પચાસ ડગલાં પણ આગળ નહિ ગઈ હોય ત્યાં ડામરની સડકો ઉપર ખૂનની ખેલ્લાણી સંભળાઈ. જર્મનીને મોરચેથી આવતી હોય તેવી ટોપીઓ, બખ્તરિયા ગાડીઓ ઓપેરા હાઉસ બાજુથી ધમધમાટ કરતી આવી. એમાં પોલાદી બખ્તરોની પાછળ હથિયારબંધ

લોઢાની મોટી કોશ જેવા જાડા ગડ્ડા સળિયા, મોટા મોટા પાણા, વગેરેના પ્રહાર થયા અને બારણાનાં પાટિયાં તૂટ્યાં. અંદરથી ગાદી, તકિયા, કાગળિયા, કબાટનાં બારણાં, ફાઈલો વિ. કાઢીને એમણે રસ્તા ઉપર ઢગલો કરી હોળી માંડી. અંદરથી કોઈએ ટેલીફોન ખેંચી કાઢ્યો અને એને ડામરની સડક ઉપર પછાડી પછાડીને ચૂરચા ઉડાવી દીધા. એક જણે ટાઈપરાઈટર બહાર કાઢીને એને વારંવાર ઉપાડી પછાડી, ભાંગી નાખ્યું અને પછી આગમાં ફગાવી દીધું. ટાઈપરાઈટરનો નાશ મારાથી ન જોઈ શકાયો. બે વર્ષથી હું ટાઈપરાઈટર માટે વલખાં મારું છું બાંધેલા ભાવે તો એ ક્યાંય મળતું નથી આજે લડાઈ પૂરી થઈ ત્યારે પણ મારે જોઈતું સારું પોર્ટેબલ ટાઈપરાઈટર કાળા બજારમાં સાતસોથી ઓછી કિંમતે નથી મળતું. ઘણાય ઓળખીતા, સરકારના કોન્ટ્રાક્ટરો, લાગિયા અમલદારોના મિત્રો વિ. ને વિનવી જોયા કે ભાઈ, એક નવા ટાઈપરાઈટરની પરમીટ મેળવી દો, તો બાંધેલા ભાવ જે હોય તે ખરચીને પણ હું એને ખરીદવા તૈયાર છું.

જેને માટે આટલી ઝંખના હતી તે ટાઈપરાઈટરને આમ નાશ પામતું જોઈને મારાથી ન રહેવાયું ઘડીભર તો મને થયું કે ધોળી ટોપી ઉતારીને ચાલ ગુંડો બની જઉં, ટાઈપરાઈટર ઉઠાવી જઉં !

તોફાનીઓની હોળી શાંતચિત્તે નિરખતા સામેની પગથી પર ઊભેલા ૫-૭ માણસોને મેં સમજાવ્યા કે આપણે આ દુકાનો ન લૂંટાવા દેવી જોઈએ આ મવાલીઓને રોકવા જોઈએ. આમાં સરકારને કાંઈ નુકસાન થતું નથી

એક જણે તપીને જવાબ આપ્યો કે, 'કેમ ન લૂંટે ? જાણો છો એ દુકાન કોની છે ? સાત છોકરાનાં ખૂન કરાવી નાખ્યાં છે એણે ! હોનરરી મૅજિસ્ટ્રેટ છે તે આમ આઆમાં ગોળીબાર કરાવતો ફરે છે સાલો. કેમ ન લૂંટે એની દુકાન ?'

મેં સમજાવવા પ્રયાસ કર્યો કે આ સાત ખૂનવાળી વાત કદાચ મવાલીઓએ જ ફેલાવી હશે. માનો કે એ વાત સાચી છે, પણ એકવાર આ લોકો લૂંટનો સ્વાદ ચાખી ગયા એટલે તો પછી બાજુની બીજી દુકાનો પણ લૂંટવા માંડશે. પછી એને આડા હાથ કોણ ધરશે ?

પણ એ વાતને અને ત્યારના વાતાવરણને મેળ નહોતો. મને તોફાનીઓને સીધી અપીલ કરવાની ઇચ્છા થઈ આવી પણ ત્યાં તો થોડીવાર પહેલાં કોઈના છાપામાં વાંચેલું તે યાદ આવ્યું— 'મવાલીઓને સમજાવવા ગયેલા કોંગ્રેસના જાણીતા કાર્યકરને પડેલો માર.'

અને હું આગળ ચાલ્યો

•

બે આનાનાં છાપાં આઠ-આઠ ને બાર-બાર આને વેચાતાં હતાં. એને ખરીદનારા હતા તેથી મોં માગ્યા દામ માગનારા પણ હતા મુંબઈ માટે આ હકીકત સામાન્ય બની ગઈ છે. જરાક કાંઈ નવાજૂની થાય, કોઈ છાપામાં હડતાલ પડે, કોઈનો ખાસ અંક બહાર પડે, એટલે બસ છાપેલી કિંમત કરતાં ત્રણ, ચાર, પાંચ ગણે મૂલે ફેરીઆઓ છાપાં વેચવા માંડે છે. છાપાવાળાને ફરિયાદ કરતા એ એટલું જ લખે છે કે, છાપેલી કિંમત કરતાં વધુ કોઈએ આપવી નહિ વધુ કિંમતે છાપાં વેચતા કોઈ ફેરીઆને ભવિષ્યમાં પોતાની નકલો આપવાનું કોઈ છાપાએ બંધ કર્યું હોય તેવું જાણ્યું નથી.

એક છાપાવાળાને મેં પૂછ્યું કે, 'બે આને દેવું છે છાપું ?' એણે કહ્યું કે, 'ચાર આને તો અમે લાવીએ છીએ, ને તમારે બે આને જોઈએ છે !' એણે સમજાવ્યું કે છાપાના રવાનગી વિભાગના વ્યવસ્થાપકો કે કારકૂનોને નકલ દીઠ અમુક આના વધુ આપનારા ફેરીઆઓને જ આ દિવસોમાં છાપા વેચવા મળી શકે છે.

એની વાત મારા માનવામાં તો આવી છતાં એને મોઢે મેં એ માનવાની ના પાડી. ધોળી ટોપીવાળા એ ભૈયાને મેં કહ્યું—

'ગાંધીજી ટોપી પહેન કર કાલા બજાર કરનેમેં તુમકો શરમ આની ચાહિયે !'

'યહ ટોપીવાલોંને હી હમે સિખાયા હૈ કાલા બજાર કરનેકા, સેઠ !' મારી સફેદ ટોપી સામે જોઈને એણે જવાબ આપ્યો. મારી જરા વધુ સમજાવટના જવાબમાં એણે ઉમેર્યું, 'કોટમેં' ચર્ચગેટ પર ઈનકી આફિસ હૈ. વહાં મિલેંગે તો આને મેં !'

નાળિયેર વેચવા નીકળેલા પેલા ભૈયાની માફક મેં કોટની વાટ પકડી.

•

આ દિવસો દરમિયાન મુંબઈની પોલીસના ગોરા ડેપ્યુટી કમિશ્નર સાથે મારો પ્રથમ મેળાપ થઈ ગયેલો. એ મેળાપ કદાચ છેલ્લો જ હશે કારણ કે હવેની મારી મુંબઈની ખેપ આઝાદ મુંબઈમાં જ થશે—કમસેકમ ગોરા અમલદાર રહિત મુંબઈમાં તો થશે જ એવી આશા રાખું છું. એટલે મુંબઈની પોલીસના ગોરા ડેપ્યુટી કમિશ્નર સાથેના પ્રસંગનું વર્ણન કરવાની મારે માટે આ છેલ્લી તક હશે

ઉપર કહ્યું તેમ 'ચબાચડ'ને' આગલે દિવસે હું 'કેસલ' બરાકમાં 'ખુન જ રીસમ'ના પ્રયોગો કરી ચૂક્યો હતો. તે દિવસે બરાકમાંથી હું બહાર આવ્યો ત્યારે નૌકાદળની એક લોરીમાં બેસીને કેટલાક નાવિકો બીજી બરાકોની મુલાકાતે જતા હતા. ક્યાં, તે તો મને ખબર નહોતી. પણ એક નાવિકની આંગળી પકડીને હું એ લોરીમાં ચઢી બેઠો. લોરી કોલાબા તરફ ચાલી.

કોલાબાને દૂર દૂરને છેડે બ્રિટિશ નૌકાદળના ગોરા ખલાસીઓની એક વિશાળ બરાક છે. એની નજીકમાં જ હિંદી નૌકાદળની 'તલવાર' નામની તાલીમ-શાળાની બરાક છે. નાવિકોની હડતાલનું બી આ તલવાર-બરાકમાં વવાયું હતું. ત્યાં એમને સારો ખોરાક ન મળવાની અને ગોરા-કાળા વચ્ચે દરેક જાતના રંગભેદની ફરિયાદો હતી નૌકાદળમાં તો બે જણા ભેગા મળીને સંપૂર્ણ વિનયથી કોઈ ફરિયાદ રજૂ કરે તો પણ પોથીમાંના કાયદાની દૃષ્ટિએ એ ફિતૂર કહેવાય છે. એવી નાવિકો

ઘેર આવ્યા પછી હરોરાટ શમ્યો ત્યારે ઉપ્પુરી કમિશ્નરનું વર્તન મને એ દિવસોના વાતાવરણ સાથે સુસંબદ્ધ લાગ્યું. હસ્તલિખિત નાવિકોની બરાકો ત્યારે—

'સળગે એવી દારૂની ભેરી હતી
એમાં આગ લગારેક ભેરી હતી.
બેળી વાયુના કોપની લેંરી હતી.'

એની વચ્ચે ગોરા કમિશ્નરને મારા જેવા માણસની હાજરી ભારી શંકાસ્પદ લાગે એ સાવ સ્વાભાવિક હતું. અસ્વાભાવિક તો એણે મગજ પર રાખેલો કાબૂ હતો: એટલે ઘેરથી એક કાગળ લખીને તેમાં મારો છપાયેલો અહેવાલ બીડી ફરી ખાત્રી આપી કે હું સાથેસાથ એક પત્રકાર જ હતો. મે એમા લખ્યુ કે આ બનાવે મને શીખવ્યું છે કે જ્યા જાઉં ત્યા મારે મારું પ્રતિનિધિ તરીકેનુ કાર્ડ સાથે જ રાખવુ જોઈએ, એમની કુશંકા ઓ માટે એમનો દોષ હું કાઢી શકું તેમ નહોતો.

જવાબ આવ્યો કે "ઉપ્પુરી કમિશ્નર તમારા કાગળની સાભાર પહોંચ સ્વીકારે છે.'

આ પ્રસંગે 'પત્રકાર' શબ્દના ગૌરવ તેમ જ જવાબદારીનું ભાન કરાવ્યુ છે. ડંડાવાળા અમલદાર શક પરથી મને પકડી થોડા કલાક તો લોકઅપમા ગોંધી શકત. 'પત્રકાર' હોવાની એક પણ સાહેદી-નિશાનીની ગેરહાજરીમા પણ એણે પોતાના વહેમ, રોષ ને દમામ પર સંયમ મૂક્યો. દેશની અધોગતિને તળીએ પણ 'પત્રકાર'ની આટલીક ઇજ્જત છે એ પ્રતિષ્ઠા અખંડિત રહો. !'

*

ચકચકના દિવસોમા મે રાત મૃત્યુ પણ જોયું છે. રેડલો રસ્તા પરદેશમા આવીને પડેલા યુક્ત પ્રાંતના ભૈયાઓ અને રત્નાગિરિના ઘાટીઓના શબોને સ્મશાને જતા મે જોયાં છે. મવાલીઓનાં તોફાન અને લશ્કરના ગોળીબારોની આંધી વચ્ચેથી એક એક શબને ઉપાડીને માત્ર બે માનવીઓ ચાલ્યા જતા હતા. ડાઘુઓનું ટોળું ત્યા નહોતું. 'જય રામજીકી' કે 'જય હિંદ' બેમાથી એકેયના બોલાવનારા ત્યા નહોતા. અરે ઠાઠડીને રીતસર ઉપાડનારા પૂરા ચાર માનવીઓ પણ ત્યા નહોતા. શબના વદન ઉપર ગુલાલ છાંટેલો હતો. ફૂલ-પાંદડાની સસ્તી એક માળા એને કંઠે હતી. ઉપાડનારાની આંખમાં આંસુ નહોતાં, ત્યા તો ધૂપ બળતો હતો. એમને જોઈને કોઈ કહી ન શકે કે મરનારના એ સગા હશે કે પછી મરનારનું અહીં કોઈ ન હોવાથી માત્ર આંખની ઓળખાણવાળા ભાઈઓ જ એ રઝળતા શબને અવલ-મંજલ પહોંચાડતા હશે! મરનાર લશ્કરનો જ શિકાર બન્યો હતો કે કેમ તેની ખાત્રી કરવા મે એક શબવાહકને પૂછ્યું—

'ક્યા હુવા ભૈયા?'

'ગોલી, ભૈયા!' બોલતો એ આગળ ચાલ્યો.

*

આખા મુંબઈને મોતના જડબામાથી કોઈએ બચાવી લીધું છે એ કોણ તે અહીં લખવાની જરૂર નથી દરેક મુંબઈવાસી એ જાણે છે. મોઢેથી ના કહેનારાઓ પણ અંદરથી તો સત્ય સમજે છે. પણ એ પણ એટલું જ સાચું છે કે પ્રજાએ જે અદ્ભુત હિંમત બતાવી છે તે તેણે ન બતાવી હોત તો ગમે તેવી શક્તિશાળી વ્યક્તિ પણ એકલે હાથે આ વીસ લાખની નગરીને આવી ભયાનક આપત્તિમાંથી ઉગારી ન શકત. મુંબઈના એ દિવસોની બધી વાતો આજે તો હજી યાદ છે. પણ દિવસો જશે તેમ એક પછી એક એ ભુલાતી જશે. હડતાલ ભુલાઈ જશે, બ્રિટિશ બખ્તરીઆ ગાડીઓ અને મશીનગનો ભુલાઈ જશે, ગોળીબારો ભુલાઈ જશે, અને કાળની વિસ્મૃતિમાં ગોળીબારના ભોગ બનેલા પુરુષો, સ્ત્રીઓ, વૃદ્ધો અને પેલા કુમળાં બાળકો પણ અદૃશ્ય બનશે. લોહીના માનવ–દેહો અને બદલો માગતી લાશોના ખડકલાની ભુતાવળો પણ એક દિવસ મુંબઈની ઈસ્પીતાલોમાથી વિસરાઈ જશે. તે પછી પણ કદાચ સાંભરશે પેલો ગિરગામ ઉપરનો જુવાનિયો, મશીનગનની સામે એણે ફેંકારેલી મામૂલી એક સોડાની બાટલી.

*

તે દિવસે મને બીજો એક સાંભરશે. ગલીને નાકે પૂરા ૨×૩ ફીટની પણ નહિ એવી એક પાનની દુકાન પણ હતી. ગલી પણ એવી જ સાંકડી હતી. પણ એ ગલીમાંથી થયેલી પત્થરબાજીએ બંદૂકધારી પોલીસને પણ હંફાવી હતી. આખરે ગોરી મિલિટરી આવી અને મશીનગનોની કડકડાટી બોલી ત્યારે મામલો શાંત પડ્યો. તે પછી ગલીની સામે ગોરા સિપાહીઓ સરી મશીનગનો લઈને બેસી ગયા હતા. એમની આંગળીઓ ઘોડા ઉપર જ હતી મશીનગનની નાળ ગલીના નાકા સામે તાકેલી હતી. અને નાકા ઉપર પેલી નાનકડી હાટડીમાં ભૈડો ભૈડો ભૈયો પાનની પટ્ટીઓ બનાવતો હતો. આસપાસ નાની-મોટી તમામ દુકાનો બંધ હતી. મશીનગનની નળી અને પાનની હાટડી મૂંગા મૂંગા એક બીજા સામે તાકી રહ્યા હતાં.



આપણે જાતનો નાશ ન કરીએ ત્યાં સુધી કોઈ પણ પ્રજા આપણો નાશ ન કરી શકે.

—ચ્યાંગ કાઈ શેક

# પારેવાંની જાર

એકાદ વર્ષથી નંદુ વિધવા થઇ હતી. પતિ પાછળ સારો એવો જીવ મૂકી ગયો હતો એટલે નંદુને પોતાની અને પાંચે છોકરાંની તો કશી ચિંતા નહોતી, પણ બાળકોના રંગઢંગથી એ ત્રાસી ગઇ હતી. સવારથી રાત પડયે છોકરાં ઊંઘી જાય ત્યાં સુધી એમની ભાંગફોડ, ચીજ વસ્તુની વેરણછેરણ, કપડાંનો હાળોવાટો અને અરસપરસ ધીંગામસ્તી વગેરેથી માતા ગળે આવી રહેતી. આવડું મોટું, ચાર ખંડો વાળું ઘર તો પણ આખો દિવસ ઉકરડા જેવું બની રહેતું.

એક દિવસ પણ એવો નહોતો જતો કે જ્યારે મોટા ભાનુએ શાહીનો ખડિયો ઢોળી કરી બગડેલા હાથ પીપના ભર્યાં પાણીમાં ધોયા ન હોય. ' એથી નાના પુંડરિકને ધૂળનો છંદ કાળા કોપનો લાગેલો, તે રોજ તળાવના ખાડામાંથી ખોઇ ભરી ને કાં ટોપી ભરી કાળી મટી લઇ આવે અને બરાબર પગથિયા ઉપર જ એનો કાદવ કરી એક આખી ડાળખી બાવળની લાવી, શળો વડે ચિચૂડો બનાવી ચક્કર ચક્કર ફેરવતો બેઠો જ હોય. શળ જોઇએ તો બે ચાર, બાકીની ગમે ત્યાં ફેંકી દે. અને પછી રાધાને કાંટા ભોંક્યા કરે એ નિત ઊઠયે નંદુને સોય લઇ કાઢયા જ કરવા પડે. ને રાધી પણ ક્યાં કમ હતી ! બાળમંદિરેથી આવી એવો સ્લેટ સોતા દફતરનો જ્યાં ફાવે ત્યાં છૂટો ઘા જ કર્યો સમજવો. મહિને એક નવી સ્લેટ રાધી માટે લેવી જ પડે, ને સ્લેટ લીધી એટલે કોયલા, એરંડીનાં બિયાં વગેરે લઇને પાણીઆરાની લીસી ફરસબંધી પર સ્લેટને મર્દન કરવા નવરાવવાનું ચાલુ થઇ જ જવાનું. કાન ખચકાવી ખચકાવીને નંદુ કંટાળી હતી પણ રાધીનો કાન એવો ને એવો સ્થિતપ્રજ્ઞ રહ્યો હતો.

આ બધી ટંટાળમાં ભાગ પડાવનાર સ્વામીનો અભાવ નંદુને મહિના વીતતાં ગયા તેમ તેમ ધીરે ધીરે અને પછી તીવ્રપણે ખટકવા લાગ્યો. હવે એ કોને કહે કે, 'તમે જ આ ભનકાને બગાડી મેલ્યો છે માટે તમારે જ એને ડારામાં રાખવો જોઇએ.' પતિ આવું સાંભળીને, પોતાને સુપરદ થતી શાસનસત્તાનો જરી જેટલો પણ પ્રયોગ જો ભાનુના ઉપર કરવા જતો તો તુરત રસોડામાંથી વેલણ લઇને (પતિને મારવા માટે નહિ પણ ભૂલ ભૂલથી) ધસી જઇ 'છોકરાંનો જીવ લેશો ક્યાંઇક ! રાક્ષસની જેમ મારી રહ્યા છો'તે ખોટા !' એમ કહીને ભાનુને ગોદમાં લઇ લેતી. એ પણ હવે તો કશું બની શકતું નહિ. નિઃસીમ બનેલી પોતાની સત્તાથી નંદુ તો ઉલટી અકળાઇ ગઇ અને પોતાને પુંડરિકને પીટી નાખતી રોકનારો કોઇક પિતા બેઠકખાનામાંથી હમણાં દોડયો આવશે ને કહેશે કે 'ડાકણી ! આમને આમ ક્યાંઇક જીવ લઇશ છોકરાનો.' એના તો ખાલી ભણકારા જ વાગતા રહ્યા.

આઠ મહિને નંદુ ખૂણો મુકાવવાને નિમિત્તે પિયર ગઇ. પિયરમાં એક આધેડ ઉમરના સગા ભાઇ સિવાય કોઇ નહોતું. ભાઇ સદાનંદ બેએક વર્ષથી ઘરભંગ હતો. બાળકો તો થયાં જ નહોતાં. બે પાંદડે થઇને મુંબઇથી દેશમાં ચાલ્યા આવવાનું ડહાપણ વાપર્યું હતું. રસોયો રાખીને રહેતો.

'હા...આ...શ !' ભાઇનું ફૂલ ફૂલ ચોખું ચણાક ઘર ભાળીને નંદુએ ઊંડી શાતા અનુભવી. પોતે એકાદ બે દિવસને માટે ગઇ હતી એટલે સૌથી નાના ગૌતમ સિવાય બાકીનાં ચારે છોકરાંને જેઠને ઘેર રાખી આવી હતી. 'ઓહોહો ! પ્રભુ !' એણે આ ઘરમાં જઇ બેસતાં જ ચોમેર જોઇ કહ્યુંઃ 'કોઠો કેવો ઠરીને હીમ થાય છે ! ભાઇ તો બૈરાંને ય ભૂ પાય તેવા છે ને શું ! શી ચોખાઇ ને ગોઠવણી !'

નંદુ નીચે બેઠી ને આમ બોલી કે તુરત સદાનંદ એક કપડું લાવીને નંદુને દેતો બોલ્યોઃ 'આ લે, આને શેડા આવ્યા છે તે લૂંછી નાખ,' નંદુ ગૌતમને ખોળામાંથી ઉતારી નીચે બેસારવા જતી હતી ત્યાં તો 'રે'જે !' એમ કરતો સદાનંદ ઉતાવળે પગલે પાથરણું લઇ આવ્યો ને પાથરીને કહ્યું 'હવે બેસાર એને.'

પાણીઆરે પાણી લેવા માટે હાથાવાળી લોટી હતી, ઓરડે ઓસરીએ પગલૂંછણીઆં હતાં, હરએક વસ્તુ એને યોગ્ય ઠેકાણે હતી સ્ટેશનેથી બહેનને લઇ આવી તુરત જ સદાનંદે પોતાના જોડા એક ગાભા વડે ઘસી સાફ કરી એ ગાભો પાછો એક ડબલામાં મૂકી દઇ ડબલું પાછું પડદા પાછળ ટોડામાં ગોઠવી દીધું.

'આહાહા ! શું ચોખું ચણાક ! શી ટાઢક છે ઘરમાં ! નંદુને કોઠે નિરાંત વળી ગઈ. અને નાનો ગૌતમ પણ ચકળવકળ જોતો જોતો, મામાની દૃષ્ટિ થતાંની વારે જ. પોતાનાં નેત્રો નીચાં ઢાળી કજીઆ રોણુંનો ત્યાગ કરી ગયો.

'આ લે.' એમ કહીને સદાનંદે એને અંજીર જંડદાણું આપ્યાં, એ એણે ચુપ રહીને, આશાંકિત કોઈ કિંકરની જેમ ઝટપટ લઈ લીધાં. પણ મામા સામે ઊભા હતા ત્યાં સુધી મોંમાં ન નાખ્યાં. સદાનંદ ત્યાંથી ખસી ગયો તે પછી એનો હાથ મોઢા તરફ વળ્યો પણ સદાનંદ જરાક પોતાને કામે પાછો ફર્યો એટલે ગૌતમે હોઠ લગી ગયેલ અંજીર પણ પાછું ખેંચી લીધું.

નંદુ બે દિવસ રહી. દરમ્યાન પડોશીનું એક છોકરું પણ ત્યાં ડોકાતું ન દીઠું. કૂતરું ભૂલેચૂકે અંદર પ્રવેશે એટલી વાર એની ખડકી ઉઘાડી નહોતી રહેતી. ચોખાને ઓરવા પહેલાં વીણતા રસોયાએ ચાર દાણા નીચે ઢોળ્યા તો સદાનંદે તુરત જ ટપાર્યું: 'મહારાજ, ચકલાના ધમરોળ આપણે પાછા આ ઉનાળે ઘેર ઉતારવા નથી. એ તો કંઈ જાત છે પંખીની ! કમજાતને ચણવું અને વિષય ભોગવવા વિના ત્રીજો કોઈ ધંધો નથી. માણસોને ખાવા નથી મળતું ત્યારે આ હજારો લાખો નકરાં જમ માણસના ધાન ખાઈ ખાઈ ચરકયા જ કરે છે ! આપણે એ હગાર ઉપાડવા નથી કરવી.'

એ પછી પોતે રેંટીઓ ઉઘાડીને રજેરજ લૂછી પૂંછી કાંતવા બેઠો ત્યારે પણ નંદુ એની સુઘડતા, સફાઈ, સુવ્યવસ્થા અને ચકચકાટ જોઈ રહી. રેંટીઓ નહિ પણ એ તો જાણે અરીસો હતો. એનાં લાકડાંમાં મોં પણ દેખાય.

કામવાળી મોડી આવી સદાનંદે પોતે જ પાણી ગળી લીધુ. સંજવારી કાઢી નાખી. રસોયો દેખાયો નહિ સદાનંદે રસોઈનું અનાજ સાફ કરી લીધું. નંદુનાં ચંપલ સહેજ આડાં પડયાં હતાં. પોતે એને બરાબર સાથાં ગોઠવ્યાં. એમ કરતાં વેળા થઈ, પણ બેમાંથી એકેય નોકરનો પત્તો નહોતો. નંદુ રસોઈ કરવા બેસી ગઈ. ને સદાનંદે ગૌતમનો કબજો લીધો. રોજ ઊઠીને માના લોહી પીનારો બાળક મામાની દેખરેખ નીચે મિયાની મીની બન્યો. નંદુ તો હરખમાં આવી ગઈ.

રાત સુધી નોકરો ન દેખાયા. સદાનંદે નંદુને કારણ કહ્યું: 'એવાં તો ગંદાં ગોબરાં ને હેવાન છે આ માણસો, કે મારે સાત મહિનામાં સાત બદલવાં પડયાં. વ્યવસ્થા કે સુઘડતાનું ભાન નહિ. મારું એકલા પંડનું રાંધવું તેમાં પણ બગાડનો પાર નહિ.'

'એ તો ઠીક ભાઈ !' નંદુ બોલી: 'પણ તમારો જનમારો આવાં રાંધણાં માથે કેમ કરીને જાશે ! મેં તો બે ટંક ખાધું પણ તોબા પોકારી ગઈ.'

'હું તો પાંચ વરસથી આ જ પામું છું.'

નંદુએ વિચાર કરીને પૂછયું: 'હેં ભાઈ ! આંહીં એકલા જ પડયા રહેવું છે શું કાયમ ?'

'શું કરું ?'

'તમે મારી જોડે આવીને રહો તો ? તો બેઉને નિરાંત. મારાં છોકરાંનો ભવ તમારી દેખરેખથી સુધરશે. આ ગૌતમો તો બે દિવસમાં જાણે પહેલાંનો ગૌતમો જ નહિ એવો ઠેકાણે આવી ગયો છે: આખી રાત મને ફોલીને ખાતો તેને સાટે આંહીં તો બે રાતથી પડખામાં લપાઈને કેવો ચકલ્યાંના પોટા સરીખો પડયો રહે છે ? તમે હીંડો ભાઈ, આપણું બેયનું ગાડું ચાલ્યું જશે.'

૨

નંદુને ઘેર આવ્યાં સદાનંદને એક મહિનો થયો છે. પોતે ગોઠવાઈ ગયો છે. પ્રાત:કાળે અંધારામાં ઊઠે છે, પોતાનો ખંડ પોતે જ વાળી નાખે છે. અરે કેટલીકવાર તો આખું પોણું ઘર પણ સાફ કરે છે. ખેતરોમાં દિશા-જંગલ જઈ આવે છે, પાણી પણ પોતે જ ગળી નાખે છે. નંદુ જાગે ત્યારે તો બધું ટૌરાબંધ થઈ ગયું હોય. ગામમાંથી શાકભાજી લાવીને એકલો બેઠો બેઠો કોઈ શિલ્પીની અદાથી સમારે છે,–શાકની થાળી, કચુંબરનું કચોળું, સંભારનું છીબું, આદુ હળદરની કટોરી, જાણે અન્નકૂટ પૂર્યું હોયની !

ધોવાયેલ કપડાંની પોતે ઘડ કરી નાખી હોય, ધોવાનાં કપડાં પોતે જ બાલદીમાં ભરી નાખ્યાં હોય, અને સાબુની કતરણ પોતે જ ચૂલે ઊકળતા પાણીમાં નાખી આપી હોય.

આખો ગૃહકારભાર જોટને ઘર પોતે જ ઉપાડી રહ્યું.

ને ઘરમાંથી અવાજ ઊડી ગયો. મોટા ભનુ શાહી, કાંકરા ને પેન્સીલ કાગળ માટે ધમાચકડી બોલાવી ઘરને

ચઢાવે ચઢાવનો તે પાછલી પરશાળમાં લપાઈ લેસન કરતો થયો. પુંડરિક એકઢાળીઆમાં પડેલાં લાકડાં પાટીઆં ફાવે ત્યાં ખેંચી આવીને છાબડાંની ઘોડી કરીને મોટો વેપારી બની બેસતો તે પણ એ ભૂલી ગયો. રાધીની મગદૂર ન રહી કે શેરડી ખાતી ખાતી છોતાં ગૌતમ પર ફેંકે અગર તો પુંડરિકને થાપ આપીને પોતે દેકારો બોલાવતી બાથરૂમમાં સૌ પહેલી પહોંચી જાય. રાંધતી નંદુનાં લમણાં તોડી નાખતી રાવ પછી રાવ લઇ જનારાં અને એકાદ વેલણના પ્રહારે બરડો ચંચવાળતા નાસનારાં છોકરાં હવે તો રસોડામાં જમવાનાં ભાણાં પિરસાતા પહેલાં જઇ જ શકતાં નહિ. ચોરીછુપીથી પાછલી પરશાળેથી જાય તો નંદુ તરત કહે છે 'મામાને કહું ? એ...એ...એ આઇ!' એટલું સાંભળતાં જ પુંડરિક પાછો નાસી જઈ ડામચિયા પાછળ ક્યાં યે સુધી છુપાઇ જાય છે

સદાનંદ છોકરાંને મારતો કે વઢતો નહિ. તદ્દન મૂંગો જ રહેતો. છોકરાંને મામાનો સાદ કેવો છે તે જ ખાતરી થઈ નહોતી. એ બહુ જ ધીમે બોલતો, ઘણું ખરું તો વગર બોલ્યે જ પોતાનો બંદોબસ્ત પળાવતો.

'જો પુંડરિક, હું સરકસમાં જવાનો. આમ જો.' એમ કહી ભનુએ એક વાંસનો ટુકડો ભોંય પર મૂકી તે પર પાટલો ઊંધો ઢાળી, પાટલાને બેઉ છેડે પગ ગોઠવી, સમતોલપણું સાચવતે સાચવતે પોતાનો કોટ ઉતાર્યો, શર્ટ કાઢ્યું, ને ડગમગ ડગમગ થતે થતે એ કપડાં પહેરી લીધાં. આગલી રાતે સરકસ જોઈ આવેલ તેના એક ખેલાડીએ એક ઊંચા ટેબલ પર ઢીંચણીઉં ને તે પર બીજુ પાટીઉં રાખી તેના પર ઊભાં ઊભાં જે પગથી માથા લગીનાં કપડાં કાઢીને પાછાં પહેરી લીધાં હતાં તેની નકલ કરી

રેંટીઓ ફેરવતો સદાનંદ તુરત ઊઠયો. ચુપચાપ ત્યાં જઈ, વગર શબ્દે ભનુનો સરકસ-સરંજામ ઉપાડી લીધો અને જતનપૂર્વક મેડા પર ચડાવી દઇ પાછો રેંટીઓ ફેરવવા બેસી ગયો.

પુંડરિક ને ભનુ બેઉએ મામાની સામે જોઈ હસવાનો યત્ન કર્યો, પણ સદાનંદના મોં પરના સદા ફરકી રહેલા મૂંગા સ્મિતની સાથે તેમના હસવાનો તાર મેળ ન લઈ શક્યો.

'બા ! પતંગ માટે બે પૈસા આપો.' ભનુએ ઉત્તરાયણના આગમનની ખુમારીમાં આગલા વર્ષની માફક ટેરો આદર્યો.

'કહે મામાને.'

મામા કહે કે, 'પરદેશી કાગળના પતંગ તે ઉડાડાય?'

ભનુ પસ્તીમાંથી કાગળ લઈ, ખપાટ ને ચપ્પુ સાથે પછવાડાના વાડામાં બેઠો. લોટ લઈ વાટકામા લાહી પલાળી. બિલાડીની માફક સદાનંદ શાંતિથી આવીને એ સર્વ અસબાબ ઉપાડી લીધો, ભનુએ ખપાટ ન આપતાં ખેંચતાણ કરી, સદાનંદનો હાથ ચિરાયો, પણ એ ખપાટ વછોડાવે જ રહ્યો. એ બધી ક્રિયા કરતી વેળા મામાની આંખો તિરછી જ રહી. અને એના મોં પરનું સ્મિત વિખરાયું નહિ.

નંદુએ સદાનંદના હાથ લોહીલોહાણ દેખી ભનુને ખૂબ માર્યો.

સદાનંદ રેંટીઓ ફેરવતો જ રહ્યો.

રાધી ખરચુ ગઈ છે. નંદુ રસોઈમાં છે. સદાનંદે પોતે જાતે જઇને એને પખાળી. પણ રાધીએ શા માટે કાળી ચીસો નાખી તેનું કારણ કોઇને કળાયું નહિ રાધી બોલી શકતી નહોતી. સદાનંદનાં આંગળાં આમ તો રેંટીઆ પર તાર કાઢતી વેળા કેટલાં સુંવાળાં હતાં ! પૂંણીને પકડવામાં એની ચપટી, ખિસકોલીનું બચ્ચું પકડયું હોય તેટલી બધી મુલાયમ રહેતી. પછી તો રાધીને એ આંગળાં શા માટે બરછટ લાગવાં જોઇએ !

પણ રાધીનાં અંગો એ પૂંણી તો થોડાં જ હતાં !

પુંડરિક એક દિવસ વહેલી પરોઢે આવીને નંદુની પથારીમાં ધીરેધીરે બાની ગોદ સુધી ગોદડાંમાં પ્રવેશી ગયો.

'કેમ આવ્યો ? મામા પાસે સુતો'તો ને !'

'બા ! હું અહીં સુઉં ?'

'કેમ ?' નંદુને નવાઇ લાગી. સવા વર્ષની વયે પુંડરિકે ધાવણ છોડયું હતું બે વર્ષની ઉમરથી જુદી પથારીમાં સૂતો, ને પછી તો આજ સુધી બાના શરીરનો સ્પર્શ પણ સહન કરી શકતો નહિ, તે જ પુંડરિક આજે આટલે વર્ષે ગોદમાં આવે છે !

'કેમ ? મામા પાસે નિરાતનો સુએ છે ને. આજ વળી...'

'બા !'

'હાં.'

'કહું ? ખિજાશો નહિ ને ?'

'ના.'

'ખરાબ સ્વપ્નાં આવે છે.'

'ખરાબ સ્વપ્ના ! વેવલો નહિ તો ! આવડો વેંત જેવડો છો ને વળી સ્વપ્ના શેનાં ?'

'બા, કોઈક ગળા ઉપર ચડી બેસે છે.'

'કોઈક ? કોઈક વળી કોણ ? મામા પાસે સુવે છે ને ?'

'કોઈક બા ! બોલે નહિ, હસ્યા કરે, પણ ગળું ચીપી નાખે.'

'લે હવે જા, જા, દોંગા ! કહેવા દે મામાને.'

'નહિ બા, નહિ હો બા મારા સમ બા.' કહેતો એ ચાલ્યો ગયો.

સવારે સદાનંદ બદામના મીંજ ગરમ પાણીમાં નાખી તેની છાલ ઉતારી ઝીણી કતરણ કરી કરી પોતાના માટે આણેલા જુદા એક શેર ભેંસના દૂધમાં નાખતો હતો. રાધી ને પુંડરિક એ સફેદ મીંજને તાકી તાકી દૂરથી જોતાં હતાં. પુંડરિક પરીઓને પ્રાર્થના કરતો હતો કે મારી પાંપણને ચીમરો બનાવી દોને !

પણ સદાનંદને હમણાં વૈદની સલાહ હતી કે ભેંસનું દૂધ શેર એક, શકરા તોલા અઢી, બદામના મીંજ (કાગદી બદામનાં જ તો) તોલા અઢી, કેસર વાલ બે, એ મુજબ પ્રાતઃકાળે પ્રથમ પ્રહરે દુગ્ધપાન કરવું. જેથી આંખોની ઝાંખપ ઘટશે અને શરીરમાં સ્ફૂર્તિ રહેશે. એ પ્રમાણે પોતે દુગ્ધપાન કરતો હતો. અને દૂર ઊભાં ઊભાં ટાંપી રહેલ બાળકોના અસ્તિત્વને વિશે પણ એ સમયે એને સ્મૃતિ રહેતી નહિ.

ગામમાં નંદુની ખ્યાતિ વિસ્તરતી જતી હતી. ઓહો ! નંદુભાના લાઈ આવ્યા છે કાંઈ ! બબ્બે મણ દૂધની તો રોજ ખારા વેચે છે દડેડાટ ! પારેવાંની છત્રીએ જાર નખાવે છે, કોઈને કાપડ, તો કોઈને કામળીઓ, તો કોઈને ક્વીનાઈનની ગોળીઓ આપ્યા જ કરે છે. સસ્તા ભોજનનું રસોડું ઉઘડાવવા પણ મહેનત કરે છે. ખાઉંરને દી' આયોને બે ભર કડજ લઈને ધરવી. ઘરમનો થાંભલો છે નંદુભાના ભાઈ.

વાતમાં અંશ પણ અસત્ય નહોતું. આયુષ્યનો ભરોસો નહિ, વપરાય તેટલું જાતે વાપરું ને સુખી આપે જોઉં, પાછળથી મારી સંપત્તિ કોણ જાણે કોણ ભોગવશે, એ સદાનંદના મનોભાવ હતા.

પુંડરિકને અને રાધીને માતા પાસે બેસારી મામાનાં દાનપુન્યની આ સર્વ વાતો કરતી, પણ એ બેકરાં ઉલ્લાસ દાખવતા નહિ પુંડરિક પોતાની પથારી ફેરવવાની જિદ્દ હજુ છોડી નહોતી. માને પોતાની ઝીણી મોટી જિકરોથી અગાઉના સમયમાં માનાં ઝટિયાં પણ પીંખી નાખનારો બાળક હવે તો, ગરીબ અરજદાર ઉપરી સાહેબના ખુશમિજાજની પળ આવવાની રાહ જોતો હોય તે રીતે તાકી રહેતો. એવી પળ આવતી નહિ. મામાના આવ્યા પછી સાંપડેલી નિરાંતે બાના શરીરને પણ મેદના થર પર થર ચડાવવા માંડ્યાં હતું. એને દિવસે પણ ઊંઘ આવી જતી મામા તે વખતે રેંટીઓ ફેરવતા કે નામું લખતા કે ખાસ પોતાને માટે જુદાં રાખેલ દાડમનાં બિયાં કાઢી કાઢી ખાતા બાની નિદ્રાની ચોકી કરતા હતા.

એક દિવસ પુંડરિક ધગધગતું શરીર લઈને સ્કૂલેથી ઘેર આવ્યો, અને બાને ખબર પડી ત્યારે બાએ કારણ શોધવા માંડ્યું.

'ખાધા હશે આંબલીના કાતરા—રખડ્યો હશે તડકામાં. હોળીમાં રંગો ઉડાડી ઉડાડી ટાઢાંહીમ પાણીમાં તરબોળ કપડે તડકે ફરતો હતો. મામાને ખબર પડીને એણે બાવડે ઝાલી ઘરમાં લીધો ત્યારે તો ઉપાડો હતો બેઠો, માડી !'

જવાબમાં પુંડરિકે કહ્યું: 'બા, તાવ નથી. કાંઈ નથી. અમસ્તું જ એ તો.'

'હા, અમસ્તું જ તો ! તારે અમસ્તું ને અમારે હૈયાહોળી '

જોતજોતામાં તો પુંડરિકની આંખો લાલઘુમ બની ગઈ. એણે ધુરપાટ દોડવા માંડ્યું, વખત ગયો તેમ એ કાંઈક બોલવા લાગ્યો.

'મોટાભાઈ, બા ખોળામા બેસારતી નથી. તમે બેસારોને !' મોટાભાઈ એટલે એના મૃત પિતા.

'હું નંદુ,' સદાનંદે કહ્યું, 'તું એના માથા પર ચીસો ન પાડ. તું ખસી જા, હું સંભાળું છું.'

સદાનંદ કપડાં સંકોડી, પુંડરિકની પથારીથી વેગળા બેસી એને કપાળે પોતાં મૂકવા તેમ જ 'રઘુવીર તુમકો મોરી લાજ !' વગેરે ભજનનાં પદો બોલવા લાગ્યો.

રાધી બીતી બીતી બારણામાં ઊભી હતી. તેનાથી પુછાઇ ગયું: 'ભાઇ, શું થયું છે ? ભાઇ, પૈડું ફેરવવા હાલો ને !'

'છિત્—છિત્—છિત્'

મામાના મોંના એ છિનકારાથી અને મામાની અધ-બિડેલી આંખો દેખી એ બારણા પાછળ સંતાઇ ગઇ.

'રાધી !' પુંડરિક હવે લવારીમાં બોલતો હતો: 'સંતાઇ દે–મામાની બદામ સંતાડી દે–મૂઠી ભરીને ભાગી જા, મારશે. રાધી, બા સૂતી છે,–કાંકરા નહિ મળે–પતંગના દોરને કાચ પાવો છે–લાટી દે ઝીણો–બા સૂતી છે–ઝટ લાહી કરી લઇએ–મામા છાશ વેંચવા ગયા છે–ઝટ કર–એલી ઝ...ટ ! બાએ માર્યું, પણ મને તો વાગ્યું જ નહિ–રાતો'તો ખોટેખોટું. નાસો નાસો, મામા નાક ઘેંચી દેશે–નાસો, સંતાઇ જાવ, મામા ગળું દાબી દેશે... એ મારું તો દાબ્યું–એ હું ચાલ્યો.'

'અરેરે !' નંદુએ દોડતા આવીને આ સાંભળ્યું ત્યારે સદાનંદને કહ્યું. 'ભાઈ, કશું મનમાં આણશો નહિ હો ! કોણ જાણે કેમ આવું બકતો હશે, અરે કોઇક સાંભળશે તો શું કહેશે ? બચાડાને આંહીં લાવીને આ દશા કરી.'

સદાનંદનું મોં શ્યામ પડી ગયું હતું, એક અનિ-વાર્ય્ય આશ્ચર્યે એની આંખોને ભરી દીધી હતી. આમ કેમ થયું ? બાળકની માંદગી અને મૃત્યુ એણે પહેલી જ વાર નજરે નિહાળ્યું. બાળકની મસ્તી અને અવળ-ચંડાઇનો પણ એના જીવનમાં અગાઉ કદી અનુભવ નહોતો.

પાંચેક દહાડે પુંડરિક મરી ગયો. રડતી નંદુએ પોતાને આશ્વાસન દેતી સ્ત્રીઓને મોટે કહ્યું. 'અરેરે, ભાઈ બાપડા પોતાના સુખશાંતિ મૂકી મને ને છોકરાંને સાચવવા આવી અહીં બેઠા, તે એને અપજશ ચડ્યો.'

'મને અપજશ ! શી રીતે ?' પરશાળમાં ગીતાનો નિત્યપાઠ કરતા બેઠેલા સદાનંદે આ સાંભળીને મનમાં કહ્યું. ને પછી પોતે ઊંચે ટાંકામાં મૂકેલા ડબલાનું ઢાંકણું, જરા પણ અવાજ કર્યા વગર ઉઘાડી, અંદરથી હીરો ઉપાડતો હોય એવી રીતે ગાભો કાઢી, પોતાના જોડા લૂછીને પહેર્યા, ગામ તરફ ગયો. પારેવાંને નાખવાની જુવારનો પ્રબંધ કરવો હતો.



ડૂબતો માનવી નદીના પાણીમાં તરફડીઆં મારતો હતો. રસ્તે ..... –. માણસ કાંઠા સુધી દોડયો આવ્યો અને પૂછ્યું, 'એલા એય ! તારું નામ શું ? ઠેકાણું શું !' ડૂબતો માનવી મદદ માટે ચીસો પાડે છે પણ રસ્તા પરનો માનવી પોતાનો સવાલ ફરી પૂછે છે. આખરે પેલો કમનસીબ પોતાનું નામ–ઠેકાણું બબડે છે અને વટેમાર્ગુ દોટ દોડ રસ્તો કાપે છે. પોતે મેળવેલા ઠેકાણે જઈને મકાન-માલિકને એ કહે છે કે, 'શ્રી...હમણાં જ નદીમાં ડૂબી ગયા અને એમનું ઘર હવે મારે ભાડે રાખવું છે.' મકાનમાલિક ઠંડકથી જવાબ વાળે છે, 'અહીં કોઈ ઘર ખાલી છે નહિ. મરહૂમનું ઘર તો એમને નદીમાં ધક્કો દઈને ડુબાડનારે ક્યારે રાખી પણ લીધું છે.'

# ગુરુ દત્તાત્રેય

ગુરુ દત્તાત્રેયની જયંતીને 'દત્તજયંતી' કહેવામા આવે છે. ગુજરાતમાં આ જયંતીનું મહત્ત્વ બહુ નથી. અહીં તો તેમની મૂર્તિનું સ્વરૂપ પણ બહુ ઓછા જાણે પણ મહારાષ્ટ્રમાં એકનાથ, તુકારામ વગેરે સંતો થઈ ગયા. તેમને દત્તાત્રેયનું મહાત્મ્ય સમજાયું હતું અને તેમને ગુરુ માનતા હતા તેથી ત્યા તેમનો મહિમા બહુ છે.

ગુરુ દત્તાત્રેયની વાત પુરાણોમાં આવે છે તે સત્ય કથા હો કે કાલ્પનિક. પુરાણોમાં એવી ઘણી કથાઓ છે. એ કાલ્પનિક હોવા છતાં જ્ઞાનથી ભરેલી છે; અને માર્ગદર્શક છે દત્તાત્રેયને ગુરુ કહ્યા છે. ગુરુ એટલે ભારે, મોટો, મહાન.

શિષ્યમાં રહેલા ગુણોનો ઉત્કર્ષ કરવો અને આગળ લાવવા એ ગુરુનું કાર્ય છે.

પુરાણોમાં ગુરુ દત્તાત્રેયની વાત બહુ મજાની છે. દત્તકથા એવી છે કે—એમની માતાનું નામ અનસુયા અને પિતાનું નામ અત્રી હતું. અનસુયા એટલે અન્+અસુયા: નિંદા રહિત અનસુયા બહુ પવિત્ર બાઇ હતી એમની પવિત્રતાથી દેવોને પણ આશ્ચર્ય થતું.

જન્મકથા

એક વખત દેવોને તેમની પવિત્રતાની કસોટી કરવાની ઇચ્છા થઇ એટલે ઇન્દ્રાદિ ત્રણ દેવો પૃથ્વી પર બ્રાહ્મણ વેશે તેમને ત્યાં અતિથિ તરીકે ગયા અને 'ભવતિ ભિક્ષા દેહી' કહી ઊભા. અનસુયા અંદર હતા તેમણે અવાજ સાંભળ્યો, એટલે ગૃહસ્થાઈના ધર્મ પ્રમાણે (અતિથિ દેવો ભવ) અતિથિનું સ્વાગત કર્યું, અને ત્રણે બ્રાહ્મણોને ભિક્ષા ગ્રહણ કરવા વિનતી કરી. ત્રણે બ્રાહ્મણોએ જણાવ્યું કે જો તમે નગ્ન સ્વરૂપે આવીને અમને ભિક્ષા આપો તો અમે ભિક્ષા લઈશું. અનસૂયા વિચારમા પડી ગયાં, અતિથિની માગણી સ્વીકારવી પણ અઘરી, અને ના પાડવી એ પણ મૂંઝવણ હતી. કેમકે આંગણે આવેલાને નકાર કહાય નહિ. તેથી તેમણે ઘરમા જઈ પતિદેવને વાત કરી અને તેમની સંમતિ લઈ તેમણે બ્રાહ્મણોની માગણી સ્વીકારી પછી તેમણે ઇશ્વરની પ્રાર્થના કરી કે અતિથિ બાળકો બને અને અતિથિ આ પવિત્રતાના બળ વડે બાળકો બની ગયા બાળકો પાસે તો સ્ત્રી નગ્ન હોય તો પણ કંઈ હરકત નહીં એ રીતે તેમણે તેમને જમાડ્યા. પછી બાળકોમાંથી મોટા કેમ થાય એ પ્રશ્ન થયો. એટલે અનસૂયાએ તેમને પુત્રરૂપે થવા જણાવ્યું અને ત્રણે એકરૂપ થઇ, તેમને ત્યા પુત્ર જન્મ્યા તે દત્તાત્રેય.

દત્તાત્રેયે પૃથ્વી, રૂપાળી, કુતરો, વેશ્યા વગેરે ૨૪ ગુરુ કર્યા હતા એવી કથા છે. દત્તાત્રેયના જીવનની એ જ મહત્તા છે.

ગીતાજીમાં વિભૂતિનું વર્ણન છે. વિભૂતિ એટલે વિશેષ પ્રકારે ઉત્પન્ન થએલો ગુણ જેમકે અગ્નિમાં પ્રકાશ છે. જો અગ્નિમાંથી પ્રકાશ ઉષ્ણતા લઇ લેવામા આવે તો અગ્નિમાં શું રહે? માટે ઉષ્ણતા અગ્નિની વિભૂતિ છે. માણસમાંથી માણસાઈ જાય તો પછી શું રહ્યું? જગતમા જે કંઇ મૂળ પદાર્થો છે તે આવી વિભૂતિઓ છે ઝાડ–પાણી વગેરે વિભૂતિઓ છે.

દત્તાત્રેયના ૨૪ ગુરુઓ ગણાવ્યા છે. બાકી એવા ગુરુ તો અનેક છે. પણ કથામાં ૨૪ ની વાત આવે છે.

તેમાં તેમણે ઝાડને ગુરુ બનાવ્યા છે. કેવી રીતે? તે ફરતા ફરતા એક ઝાડ નીચે ગયા ત્યાં તેમને ઠંડક લાગી અને સુતા ત્યારે તેમણે સુતાં સુતાં જોયું કે ઝાડમાં તો કોકોએ ઘા કર્યો છે અને ઉપર ચઢવાના રસ્તા બનાવ્યા છે. આ ઝાડ કેવું! તેમાંથી જે ફળ વગેરે થાય છે તે બધું લોકોના કામમા આવે છે. તે પાંદડાથી ઠંડક આપે છે, ફળ આપીને ભૂખ શાંત કરે છે અને પુષ્પથી સુવાસ આપે છે. તેના મૂળ, છાલ, લાકડાં વગેરે બધું જ માણસોના કામમા આવે છે. કોઈ તેના પર ઘા કરે તેને પણ એટલી જ શાંતિ આપે છે કે જેટલી તેના પોષનારને આપે છે તે પૃથ્વીમાથી રસ લે છે, તેમાંથી નવા ઝાડ થાયછે, વંશ વધારે છે એ બધું જ તે સમાજને કશા ભેદભાવ વિના અર્પણ કરે છે તે સૂર્યનો તાપ, વરસાદ અને પવન સહન કરે છે. અને મુસાફરોને ટાઢ, તડકો અને વરસાદથી બચાવે છે અને શાંતિ આપે છે જે ઝાડને કાપે છે તેના પર પણ તે છાયો કરે છે; જે તેને હલાવે છે તેને ફળ આપે છે. મનુષ્ય જાત એવી છે કે કોઈનું ઝૂંટવી લે, સંગ્રહ કરે, બગડે તો ય બીજાને ન આપે મનુષ્ય જેમ બળવાન બને તેમ બીજા પર ભીંસ વધારે; પણ ઝાડ જેમ મોટું થાય તેમ તે વધુ ઉપકારક થાય. આવું ઝાડ જોઈને દત્તાત્રેયને થયું કે આ તો ગુરુ થવાને લાયક છે એના જેવા મારે થવું જોઈએ

પછી તેમણે નદી જોઈ. આ નદીમાં કોઈ પોતાનું શરીર સાફ કરે છે, કોઈ કપડાં ધુએ છે, કોઈ મળત્યાગ બાદ સાફ થાય છે. તેમ છતા તે બધાને શાંતિ આપે છે. તેની પાસે જનારને તે શીતળતાનો અનુભવ કરાવે છે. કોઈ મનુષ્ય તેને બગાડે છે તેનો તે વિચાર નથી કરતી એ તો પોતાની ફરજ બજાવતી દૂર દૂર ચાલી જાય છે. અને શીતળતા આપતી જાય છે. આપણે મનુષ્યો ઘર છોડી દૂર શા માટે જઈએ છીએ? બીજાને લૂંટવા માટે ઠેઠ આફ્રિકા જઇએ છીએ. શું કામ? લૂંટ કરી ધન ભેગું કરવા. જ્યારે આ નદી કેવી છે? તે પણ દૂર દૂર જાય છે. પણ તે તો પોતાની વિભૂતિ–પાણીથી બધાને–વૃક્ષોને, પશુપક્ષીઓને અને માણસોને ઠંડક આપે છે, તરસ છીપાવે છે અને શાન્તિ આપે છે આવી નદીમાં કોઇ મૂર્ખ માણસ ડૂબી પણ જાય છે. પણ તે તો અચળ જ રહે છે. પોતે શાંત છે–બીજાને શાંત બનાવે છે.

પછી દત્તાત્રેય એક ઝાડની નીચે મધપૂડો જુએ છે. અનેક ઠેકાણે જઈ, ફૂલોમાંથી રસ લાવી, મધપૂડો બનાવી, તે મધ બનાવે છે. અને બધી મહેનતનું ફળ લોકોને આપી દે છે

બધી માખીઓ સતત મહેનત કરે છે. ઘડીવાર બેસતી નથી આ જોઈને દત્તાત્રેયને થાય છે. માણસ તો આળસુ છે. અને જો મહેનત કરે તો કોઈને તેનું ફળ આપે નહિ. આળસ કરી બીજાની મહેનત પર જીવવાનું તે શોધે છે; જ્યારે આ માખી તો સતત મહેનત કરીને જે ઉત્પન્ન કરે છે તે બીજાના કલ્યાણ માટે આપી દે છે.

પછી તે એક કૂતરો જુએ છે. તેને લોકો મારે છે અને ખવડાવે પણ છે. પુરું ખાવાનું આપે કે ન આપે, મારે કે અપમાન કરે; માન અપમાન છોડીને તે જીવનના જોખમે પણ ઘરનું રક્ષણ કરે. ઓછું ખાવાનું આપે તેને ઘેર ચોર આવે ત્યારે ઓછું ભસે–એવું તેના વર્તનમા નથી તે તો નિસ્વાર્થ-ભાવે સેવા કરે છે

એમ, તે વેશ્યાને જુએ છે. જે ક્ષણે જે તેની પાસે જાય, તેની સાથે તન્મય થઈને તે વર્તે છે. એ તન્મયતા તે તેની પાસેથી શીખે છે

આ રીતે પૃથ્વીને જુએ છે. પૃથ્વીને લોકો ગમે તેટલું દુઃખ આપે, તો પણ તે લોકોને પાળે પોષે છે. લોકો તેને ખણે, ખોદે તેનેય તે નિભાવે છે. તે બધાનું સહન કરી લે છે તેનામા માતાનો ભાવ છે; એટલે પૃથ્વીને માતા કહી.

માતાને પોતાના પુત્ર વિષે કેટલો પ્રેમ હોય છે તે જાણો છો ? પુત્ર માતાને ગમે તેટલું કષ્ટ આપે, તોપણ પુત્રને દેખી પછી કે: 'હોય, નાનો બચ્ચો છે ને ?'–એમ કહીને પ્રેમ કરશે

માતાના પ્રેમની એક વાર્તા છે. વિનોબાએ લખી હશે. તેમાં એક છોકરો એક વેશ્યા સાથે પ્રેમમાં પડે છે. તે વેશ્યા સાથે પૂરો પ્રેમ રાખે છે, પણ વેશ્યા તેના પર પૂરો પ્રેમ નથી રાખતી એવું તેને લાગે છે એટલે તે કહે છે હું તને પૂરા પ્રેમથી ચાહું છું. પણ તું મારા પર પૂરો પ્રેમ કેમ નથી રાખતી ? વેશ્યા કહે છે તું મારા પર પૂરો પ્રેમ ક્યા રાખે છે ? જો રાખતો હોય તો તારી માતાનું કાળજું મને લાવી આપ; તો હું માનીશ કે તું મારા પર પૂરો પ્રેમ રાખે છે છોકરો ઘેર જાય છે અને માતાને મારીને તેનું કાળજું થાળીમા લઈ, દોડતો વેશ્યાના ઘર ભણી જાય છે. રસ્તામા ઠોકર વાગે છે અને પોતે પડી જાય છે ત્યારે માતા તેને કહે છે ભાઈ તને વાગ્યું નથી ને ? આ જ ક્ષણે છોકરાને ભાન થાય છે અને માતાની સરખામણીમાં વેશ્યા તુચ્છ છે–એમ લાગવાથી તે ઘેર પાછો ફરે છે.

આમાથી દત્તાત્રેયને જ્ઞાન મળ્યું. આ જ્ઞાન શાથી મળ્યુ ? તેના પડળ ખૂલી ગયાં. જે સામામાથી ગુણ જ શોધે છે, તેને ગુણ જ જડે છે. આરસનો મહેલ હોય તેમાંય કીડી શું શોધે ? તે તો છિદ્ર શોધશે અને જ્યાં છિદ્ર હશે ત્યા જ પેસશે. આવી રીતે કેટલાક માણસો એવા હોય છે કે જે કીડીની જેમ બીજાનાં છિદ્ર જ શોધશે. જે ગુણ શોધે છે તેને ગુણ જ મળે છે પણ જે છિદ્ર શોધે છે તેને છિદ્ર જ મળે છે અને છેવટે તે પોતે જ છિદ્રમય એટલે કે દોષમય બની જાય છે

આવી રીતે ગુરુ દત્તાત્રેયે સમાજને ગુણશોધક દૃષ્ટિ આપી છે. જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે શિષ્યભાવે ગુણગ્રહણ કર્યાં. અને જે સાચો શિષ્ય બની શકે તે જ સાચો ગુરુ થઈ શકે. જે વાણોતર થઈ શકે, તે જ માલિક થઇ શકે. નહિંતર કદી માલિક ન થાય.

શિષ્ય ગુરુ પાસેથી લે લે કરે છે. ગુરુની સેવા કરીને અને પ્રશ્નો પૂછીને જ્ઞાન મેળવવું એમ કહ્યું છે. સેવા કરીને એટલે પગચંપી કરીને નહિ પગચંપીથી કદાચ સેવા થતી હશે. પણ ગુરુની આજ્ઞાનું પાલન કરવું એનું નામ સેવા. ગુરુના મનનો ભાવ જોઇને કામ કરે તે શિષ્ય. એવી સેવા મે સરદારશ્રીના મણિબેનમા જોઈ છે. ગુરુ દત્તાત્રેય ઝાડ વગેરેના ભાવ સમજીને તેમની પાસેથી શીખ્યા, તેથી જ તે સાચા ગુરુ બની શક્યા.

જે બ્રહ્માંડમા છે તે અણુમા છે. તે જ પિંડમા છે. વડના ટેટાના દરેક બીજમા વડ થવાની તાકાત ભરેલી છે. અણુ એટલે જેનો છેદ ન થઈ શકે તે એવા વિશ્વના ઘણા અણુ ભેગા થાય એટલે પૃથ્વી થાય.

ઈશ્વરી વિભૂતિ ઝાડ, પાણી, અગ્નિ વગેરે બધામાં છે કેટલાક કહે છે કે હિંદુઓ પત્થરને પૂજે છે. એની પાછળની ભાવના આજે ભુંસાઈ ગઇ છે પણ સાચી ભાવના એ છે કે પત્થરમાં પણ ઈશ્વરી તત્ત્વ છે જ, જેમ ઝાડમા છે. હિંદુઓ ગુણપૂજક છે–જડપૂજક નથી. તેથી જ હિંદુઓ સૂર્ય, અગ્નિ, પાણી વગેરેને પૂજે છે આજે તો કોઈ વિજ્ઞાની હશે તે કહેશે: પાણીમાં તો હાઇડ્રોજન અને ઓક્સીજન છે. તે બે વાયુ ભેગા થાય એટલે પાણી બને. એમાં વિશેષ શું ?

પાણી તો તેવા વિજ્ઞાનીની પણ તરસ છીપાવશે અને ગુરુ દત્તાત્રેયની પણ છીપાવશે પણ ગુરુ દત્તાત્રય જેવા તેની પાસેથી ભક્તિભાવ મેળવશે. જે પેલો વિજ્ઞાની નહિ મેળવી શકે.

એટલે ઈશ્વરીતત્ત્વ બધામાં છે અને આપણામા પણ છે તે આપણે ખીલવીએ તો ખીલે તેમાથી જેની જેવી શક્તિ અને ભાવના તેવો તેનો રસ મળશે. મરચું જમીનમાથી તીખાશ ખેંચે છે અને શેરડી એ જ જમીનમાંથી ગળપણ ખેંચે છે. એવી રીતે સાચી દૃષ્ટિ થાય તો ગુણો ખેંચવાનું સૂઝે પણ સાચી દૃષ્ટિ કેમ આવે ? સાચું જ્ઞાન કેમ થાય ? જ્ઞાનનો મહિમા તો ખૂબ છે. नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । પણ તે લાવવુ શી રીતે ? तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति । યોગ એટલે કર્મની સિદ્ધિ મેળવતા મેળવતાં આપોઆપ, સમય આવ્યે ઊગી નીકળશે. જમીનમા અનાજ વાવ્યું ત્યારથી કર્મ શરૂ થયું. યોગ શરૂ થયો. પછી ફણગો ફૂટી નીકળે એ ફણગો તો નીકળવાનો. એ તો નક્કી જ છે, પણ વખત આવ્યે બહાર આવશે તેમ જ જ્ઞાનનું છે

એવી રીતે આ જીવનની ક્રિયાઓની મેડ બેસી જવી જોઈએ પડળ ખૂલી જાય, દૃષ્ટિ બદલાઈ જાય, ત્યારે જ પેલા છોકરાની જેમ 'સત્ય શું છે' એ સમજાઈ જાય

દત્તાત્રયને દૃષ્ટિની મેડ બેસી ગઈ હતી. જ્યારે જ્ઞાન અને કર્મનો મેળ મળે ત્યારે જ એમ બને છે. કર્મ કરતાં કરતાં

જ્ઞાન ઉત્પન્ન થાય, અને જ્ઞાન કર્મને પવિત્ર કરે પછી જ તે શોભે. કર્મ સિવાયનું જ્ઞાન નકામું બને છે, અને જ્ઞાન સિવાયનું કર્મ પણ શોભતું નથી જ્ઞાન અને કર્મ મળે એટલે કે બ્રહ્મકર્મ સમાધિ થાય ત્યારે જ તે શોભે છે.

જ્ઞાન થોડું હોય ત્યાંસુધી કહેવાની જરૂર રહે છે. કર્મ થોડું હોય ત્યાંસુધી કરવાનું રહે છે. પછી તે ખૂબ વધી જાય ત્યારે તે (માણસ) મૌની થાય, અને તેનું મૌન જ જ્ઞાન પ્રેરે; કહેવું ન પડે.

જેમ ગાંધીજી શરૂઆતમાં ખૂબ ભ્રમણ કરતા, કામ કરતા. હવે તેમનાં કાર્ય અને જ્ઞાન એટલાં બધાં વધી ગયાં કે જ્યાં બેઠા હોય છે ત્યાંથી જગતનું ધ્યાન દોરે છે. એમનું જોઈને લોકો તેમને સમજી જાય છે. એમને જોતાં જ લોકોના મનમાં તેમનું જીવન ખડું થઈ જાય છે, અને શું કહેવા માગે છે એ સમજી જાય છે.

ગુરુ દત્તાત્રેયે ચોવીસ ગુરુ બનાવીને ગુણ સમજવાની અને જાણવાની દૃષ્ટિ આપી, પણ આ દૃષ્ટિ ક્યારે આવે ? સાચી ભક્તિ હોય તો. ભક્તિ ક્યારે થાય ? સામામાં ગુણ દેખાય ત્યારે જ્યાં સુધી ગુણની ખબર ન પડે ત્યાં સુધી ભક્તિ ન આવે

આજે સભામાં કે એવે સમયે કોઈનું ઓળખાણ આપવાનો રિવાજ છે. એનું કારણ એ જ છે કે એના ગુણની ખબર હોય તો તેમના તરફ ભક્તિભાવ ઉત્પન્ન થાય અને તેના કહેવા તરફ બધાનું લક્ષ રહે. દત્તાત્રેયને પ્રાણી તથા સૌમાં ગુણ જોઈને ભક્તિ ઉત્પન્ન થઈ હતી અને તેથી તેમને જ્ઞાન થયું અને સાચા શિષ્યની જેમ તેમ કરવા પ્રયત્ન કર્યો અને સાચા ગુરુ બન્યા

જેને સાચું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તેવા જિજ્ઞાસુએ ગુરુ દત્તાત્રયનું અનુકરણ કરવું જોઈએ.*

---

* વલ્લભ વિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલું વ્યાખ્યાન.

પરમાત્મા આપણામાં છે, આપણે જ પરમાત્મા છીએ. બહારથી એ સરજાતો નથી. આત્મા જ્યારે બહારથી સ્વરૂપ શોધવામાં પાછો પડે છે, ત્યારે તે એ ક્રિયા બંધ કરે છે. આનું નામ ત્યાગ. આનું નામ વિકાસક્રમ. લોકો માને છે કે સત્યયુગ આવશે. બહારનો કલ્પનાનો સત્યયુગ તો આવે ત્યારે ખરો. અંતરમાંનો સત્યયુગ તો હાજર જ છે.—કસ્તુરી મૃગની કસ્તુરી જેવો.

આપણું જીવન બીજાનાં મૃત્યુ પર નભે છે. વનસ્પતિ, પ્રાણી પશુ વગેરેનાં. ઘણા એમ માને છે કે ઇષ્ટ વધે તેમ અનિષ્ટ ઘટે છે. આ ભ્રમ છે. બંને એકી સાથે વધે છે. મારો આનંદ વધે છે તે સાથે મારાં દુઃખ પણ ગાઢ બને છે. સૃષ્ટિની પ્રગતિ એટલે આ સુખદુઃખનાં દ્વન્દ્વની પણ પ્રગતિ. આનું નામ માયા–દ્વન્દ્વલીલા. સુખ શોધવું અને દુઃખ ન જોવું એ બાલિશતા છે. આમાંથી બચવાનો માર્ગ છે—સત્યશોધન. સત્યના શોધનારને સત્ય અંતરમાંથી મળે છે. જ્ઞાન અને અજ્ઞાન દ્વારા સત્યનું પ્રાગટ્ય છે એ સમજાય છે. આ સત્ય જ આનંદ છે; અને એ જ ઇષ્ટાનિષ્ટ રૂપે વ્યક્ત થયા કરે છે, મૃત્યુ ને જીવન રૂપે ચાલ્યા કરે છે. આ બધાં એકનાં અનેકરૂપો છે. એ એક છે સત્ય–આનંદનું જોડું,—આપણું નિજરૂપ અને સર્વ જગતનું સ્વરૂપ. આ સ્થિતિએ જવાય તો જ અનિષ્ટ વગરનું ઇષ્ટ પમાય; કેમ જે એ જીવાત્માએ ઇષ્ટાનિષ્ટ કરનાર પદાર્થતત્ત્વ પર પ્રભુત્વ મેળવ્યું હશે. પછી એ જીવાત્મા ગમે તે એકને, ઇષ્ટને કે અનિષ્ટને પ્રગટી શકે છે; અને આપણે જાણીએ છીએ કે એ ઇષ્ટને જ કલ્યાણને જ પ્રગટે છે. આવો જીવાત્મા એ જીવનમુક્ત. વેદાન્તનો તેમ જ બધા તત્ત્વજ્ઞાનનો સાર આ છે.

—સ્વામી વિવેકાનંદ

જગતની દૈવી અને આસુરી સંપત્તિની શિરટોચનાં પ્રતીક સમાં—

# અહિંસા અને એટમબૉમ્બ

નિર્મળચંદ્ર

[ ગયા અંકના પાના ૧૦૨૨થી ચાલુ ]

સંસ્કૃતિનો વિકાસ કેમ થયો એના અંગેનાં અસંખ્ય પુસ્તકો લખાયાં છે ને લખાયે જાય છે. પણ આ સંસ્કૃતિઓનો સંહાર કેમ થયો એના વિષે ધણુ ઓછું લખાયુ છે જો એના વિષે વધુ શોધો થઈ હોત તો કાયદા કાનુનોનાં ઘડતર, હથિયારોનો વિકાસ, રાષ્ટ્રીય મૂડીવાદ કે સામ્યવાદી સામ્રાજ્યવાદની પાછળ કામ કરી રહેલાં પરિબળોને આપણે સહેલાઈથી સમજી શકત ને એને સુરાઅસુરોનું દ્વંદ્વ કહીને જ ન બેઠા રહેત પણ માનવમનની બીજી બાજુ રજૂ કરીને કહેત કે એટમ બોમ્બનો જન્મ અનિવાર્ય હતો કે છે.

રાજકારણ કે વિજ્ઞાન આખરે તો માનવસર્જીત છે. એટમ બોમ્બ કોઈ યુરેનિયમ કે રેડિયમના મસાલાની બનાવટ નથી પણ માનવસંસ્કૃતિના પેટમાં ઘાટ પકડયે જતી આપણી વૃત્તિઓનો જ એ આવિષ્કાર છે. એમ તો વૈભવને શિખરે પહોચેલ યાદવકુળને પણ ભગવાન શ્રીકૃષ્ણે સમજાવવા ઓછી મહેનત કરી હતી ? કુરુક્ષેત્રના મેદાનમાં આ યાદવો યુદ્ધની સમતુલારૂપ બની ગયેલા એટલા એ બળવાન હતા. પણ એમના સંહાર માટે જે સાંગ પેદા થયેલી,.ને જેને ઘસી ઘસીને અણુ જેવી બનાવી દેવામા આવેલી એવુ જ કંઈક આ એટમ બોમ્બનું કહી શકાય.

પણ અહીં વિચાર બે ધારામાં આગળ વધે છે. એક વર્ગ એમ કહે છે કે માનવી બહારથી વધુ નમ્ર, વધુ મૃદુ, વધુ સુંવાળો દેખાવા પ્રયત્ન કરે છે કારણ કે બહારનું બેડોળપણુ એના અતરનો જ પડઘો છે. એને ઢાંકી દેવા, અવગણવા કે ભૂલી જવા એ મથે છે, ખરબચડા પત્થરને ઘસીને બહારથી લીસો બનાવવા જેવુ જ કંઇક માનવીનુ છે વાસ્તવમાં એ ખરબચડાપણું, એ કદરૂપાપણું ઢાકવા માટે જ માનવી સંસ્કૃત દેખાવાનો ડોળ કરે છે. માનવી માનવીઓની શક્તિઓનું સંગઠન કરે છે, સમૂહ બાંધીને રહે છે કારણ કે એને એકબીજામાં, કયારેક તો ખુદ પોતાનામા વિશ્વાસ નથી એટલે એણે ધીમે ધીમે સમૂહજીવનમાં જ પોતાના સલામતી ભાળી છે,

માનવી, કહેવાતી સંસ્કૃતિને વધુ ને વધુ સાધતો જતો દેખાયો પણ ખરી રીતે એ વિનાશક શક્તિની જ ઉપાસના કર્યે જતો હતો. એ સાધના કરુણા અને દવી સંપત્તિની હતી એમ દેખાયુ પણ ખરા અર્થમાં એ ભોગવિલાસની જ સાધના હતી અને લાલસામાંથી જ જન્મેલી હતી. અસુરોની લંકા માનવીની હૃદયગુહા માં જ વસેલી છે એમ એ વર્ગ માને છે. એટલે જ માનવી પોતાના આસુરી સ્વરૂપથી એટલો ભડકેલો રહે છે કે શાહમૃગની પેઠે રેતીમાં માથું ઘાલીને એ અસુરથી બચવાનો નિરર્થક ઢોંગ કરે છે. અને આ ઢોંગ તે જ એની સંસ્કૃતિ.

શુભમા શાશ્વત વિશ્વાસ એ જ આજના જગતનું પરિણામ નથી પણ અશુભનું આચરણ એટલે આજનું જગત. શુભ ભાવનુ એ તો અશુભ આચરણને ભૂલી જવાનો છલ માત્ર છે. સ્વાર્થ ભાવનાસ્વરૂપે આવે છે ને એના સંગ્રહનો સધાય છે એટલે એ વધુ વિનાશક બને છે. આજનો માનવમાળ આ સંસ્કૃતિનો વારસદાર છે. અહિંસાએ એને વધુ દંભી બનાવ્યો છે. કારણ એ રજૂ કરવામાં આવે છે કે પૃથ્વીના પેટાળમાં રત્નોને પાકતા જેમ હજારો વર્ષ લાગે છે તેમ આજનો માનવી પણ એના હજારો વર્ષના પ્રયત્નનુ પરિણામ છે એને સુધરવાનો કોઇ અવકાશ હોય તો પણ એને બીજાં હજારો વર્ષો જોઇએ. કોઈ અહિંસા એ હજારો વર્ષના સંસ્કારોને પલમાત્રમાં પલટાવી પડે તો એને ચમત્કાર જ ગણી શકાય. બેડોળ દેખાતા લાકડાના કટકાને પણ ઉપરથી છોલી ઘસીને ચકચકતો, સુંવાળો ને આકર્ષક બનાવી શકાય છે પણ એ રૂપરંગ બહારના હોય છે.

માનવી પોતાની શક્તિ મુજબ જ્ઞાન સંઘરી શકતો હશે, બળબુદ્ધિ કેળવી શકતો હશે પણ પ્રકૃતિ શું એવી ચીજ છે કે એને મરજી મુજબ ધારીએ ત્યારે ને તેવા

ઘાટ આપી શકાય ? જીવનમાં વિચાર, ભાવના, બુદ્ધિ અને જ્ઞાન કરતાં પ્રકૃતિ જ સર્વોપરી નથી ? આદિમાનવ અને આજના માનવમાં એ રૂપે બીજો ગમે તેટલો ભેદ હોય પણ મૂળભૂત પ્રકૃતિમાં તફાવત કેટલો ?

ભાવનાનું સુંદર સ્વરૂપ બે રીતે બહાર આવે. એક તો કેઈને પકડમાં લેવું હોય ત્યારે–લોકવૃત્તિને મુગ્ધ બનાવીને, ઉશ્કેરીને મનધાર્યું કામ કરાવવા, બીજું માણસ જ્યારે કોઈને કોઈ પ્રકારનું દુઃખ ભોગવતો લાગતો હોય છે ત્યારે દા. ત. ગુલામ પ્રજાઓ પોતાની સ્વાધીનતા માટે ભાવનાને આગળ ધરતી હોય છે ત્યારે આક્રમક અને શોષણખોર પ્રજાઓ અન્ય પ્રજાઓને પોતાની પકડમાં રાખવા અર્થે શોષણ ચાલુ રાખવા ભાવનાને આગળ કરતા હોય છે. ઢાલની ઓથે રહીને ઘા કરી પણ શકાય ને અંગ બચાવી પણ શકાય એના જેવું. ગરજ હોય ત્યારે માલિકો વધુ નમ્ર દેખાતા હોય છે ને ગુલામો હમેશાં નમ્ર દેખાતા હોય છે. પણ એના એ ગુલામો જ્યારે માલિકો બને છે ત્યા નમ્રતાનું સ્થાન માલિકોની સ્વાભાવિક સખ્તાઈ લે છે, વિવેકનું સ્થાન તોછડાઈ લે છે.

બીજી રીતે ય ભાવનાના બળે જ જુલમીઓ જુલમ આચરે છે, ભાવનાના બળે જ શહીદો ઊભી થાય છે ને સર્વ કાંઈ ભાવનાના સ્વરૂપે જ કરાય છે. આજની સ્વાધીન અને પરાધીન પ્રજાઓની પ્રવૃત્તિઓ એનું જ્વલંત ઉદાહરણ છે. એથી યે આગળ ફ્રાંસની પ્રજાએ પોતાના માજી પ્રધાન મોં. પીઅરી લાવાલને ફાંસીની સજા કરી, લાવાલ પોતાને છેવટ સુધી દેશભક્ત જ માનતો રહ્યો ને એક વખત એમ કહીને ઝેર ખાવા પ્રયત્ન કરેલો કે એને ફાંસીએ ચડાવનારા બિચારા ગુન્હો કરવામાંથી બચી જાય. જ્યારે એને ગોળીએ દેનારાઓએ લાવાલને મારીને દેશભક્તિનો પરમ સંતોષ મેળવ્યો.

આનું કારણ એ છે કે આ ભાવના, ન્યાય જાતિ, નિખાલસતા ને સચ્ચાઈને નામે જ સૌ કોઈ પોતાનાં કાર્યોને આગળ ધપાવી શકે છે. જો ફાંસીએ ચડાવનારો અને દેનારો બન્ને પોતાનાં કાર્યોને યોગ્ય ન માનતા હોય તો એક ફાંસીએ ચડાવી ન શકે અને બીજો ફાંસી સહી ન શકે. ભાવનાનું સ્વરૂપ હરકોઈ જુલમગાર પાસેથી ખસેડી લો એટલે આપોઆપ એના કાર્યોમાં શિથિલતા આવી જશે. પહેલાં જર્મની ને જાપાન અને આજે યુરોપ અમેરિકા અને રશિયા એનાં જ્વલંત દાખલા છે.

પણ એમાં ખંડખંડના માનવી વચ્ચે થોડા પ્રમાણભેદ સિવાય બીજો કશો તાત્ત્વિક તફાવત નથી પ્રકૃતિથી જગતના એક ખૂણાનો માનવી બીજા ખૂણાના માનવી જેવો જ હોય છે, સ્થળાંતરે થોડા પ્રાકૃતિક ભેદો નજરે પડે એ જુદી વાત.

લોકો કોઈ પણ પેગંબર ગણાતા માણસની પાછળ એટલા માટે ચાલે છે કે એમાં લોકોને પોતાની મુક્તિની આશા રહે છે, એ આશા અધૂરી રહે કે પૂરી થાય ત્યારે પેગંબરોને પડતા મૂકીને પ્રજા પોતાના માર્ગે જ આગળ પાછળ ચાલે છે. દુઃખને સમયે લોકો રામ રહેમાનનું સ્મરણ કરે છે તે આ કારણે જ. લોકો પત્થરના દેવને પૂજે છે ને જીવતા જીવને પત્થરો મારે છે. લોકો પત્થરના સર્પને પૂજે છે, દૂધ પાવાના ડોળ કરે છે ને જીવતો સાપ હાથ પડતાં કાં ભડકીને ભાગે છે. કોઈક જ સાપને ચાલ્યો જવા દે છે ને મોટા ભાગના માણસો સાપને જીવતો નથી મૂકતા. શા માટે ? એટલા માટે કે એ પૂજામાં અને એ આક્રમણમાં એ પોતાનો સ્વાર્થ જુએ છે. પત્થર મારવામાં અને પત્થર પૂજવામાં હેતુ તો એક જ રહેલો હોય છે.

આવું વિસંવાદી જીવન જીવતો છતો માનવી સુસંવાદી દેખાવાનો હરદમ પ્રયત્ન કર્યા કરે છે. સંભવ છે કે એ પોતાની જાતને પણ છેતરતો હોય. દિવસભર પાપનો પોટલો બાંધીને એ સાંજે ભગવાનને આંગણે કેવી આવીને માને છે કે પોતે દાન ધરમ કરી, પ્રભુનું નામ લઈને પાપથી મુક્ત થયો. અથવા તો પોતે જે કરે છે તે પાપ કરતો જ નથી અને ઉપર જતાં બીજા લોકો કરતાં પોતે વધુ દાનેશ્વરી અને પુણ્યશાળી છે. જગતના બધા દેશોના રાષ્ટ્રવાદીઓનું પણ આજે કંઈક આવું જ છે. કહેવાતા સારામાઠાનો ભેદ પોતે ભૂલી જવા માગતો હોય છે એટલું જ નહિ પણ પછી માઠાને સારું દેખાડવાના એના નિખાલસ પ્રયત્નો વધતા જાય છે. સૌને લાગે છે કે આપણે ઘણા આગળ નીકળી ગયા. પણ ખરી રીતે તો તેઓ ઘાંચીના બળદની જેમ ત્યાંના ત્યાં આવીને ઊભા રહે છે. 'જેવું વ્યક્તિ પરત્વે તેવું જ સમૂહ પરત્વે. જ્યાં સમૂહનો સમગ્ર સ્વાર્થ ઘવાતો હોય છે

ત્યાં સમગ્ર સમૂહ અન્યાયીને ન્યાયી ઠરાવતાં જરાય આંચકો ખાતો નથી. ભલેને પછી પ્રામાણિકપણે પણ આ રીતે માનવી આ દ્વિમુખી જીવનનીતિનો ભોગ બનેલો જ છે. વ્યાપારધંધામાં, અન્યોના વહેવારમાં અને બીજા બધાં વહેવારોમાં 'જે લોકો સત્ય મેળવવા જવાનો દાવો કરતા હોય છે. એ બધા સ્વાર્થ જ મેળવતા જતા હોય છે. પણ એમનો સ્વાર્થ જે રસ્તે સાધી શકાય તેમ હોય છે એ રસ્તે જાય છે પછી એને મનગમતું સ્વરૂપ આપીને પોતાના હેતુને, સાધનને અને પરિણામને હરદમ પ્રતિષ્ઠિત બનાવવા પ્રયત્ન કર્યા કરે છે.

માણસ જેવો છે એવો દેખાવા રાજી નથી. એને પોતાનું કદરૂપ નથી ગમતું એ સાચું પણ એ કદરૂપતાને કાઢવાના અનેક આધ્યાત્મિક માર્ગે જતો જતો અંતે તો માનવી કદરૂપતાને કાં તો ઢાંકવાનો અગર તો એને જ રૂપાળું ઠરાવી દેવાના માર્ગે જતો રહે છે. પછી તો પોતાનું કદરૂપ આયનામાં નિહાળતો છતો માનવી પોતાને રૂપાળો જ ભાળે છે. જો એમ ન ભાળતો હોય તો એ આયનામાં જુએ જ નહિ. કદાચ આયનાની હસ્તી જ મટી ગઈ હોત. એટલે અણુ બોમ્બ એ માનવીનું ખુદનું જ સ્વરૂપ છે પણ પોતે આજસુધી પોતાની જાતને છેતરતો રહ્યો છે એટલે પોતે આટલો બિહામણો છે એ માનવાનું એનું દિલ ના પાડે છે, એ માની જ શકતો નથી પણ ખરી રીતે માનવી પોતે જ પોતાને ઓળખી રહ્યો છે માનવ જાતનું આયખું આવી રહ્યું છે એની નિશાની છે એટમ બોમ્બ.

આ થઈ એક વિચારસરણી, બીજી વિચારસરણી પહેલી વિચારસરણી કરતાં કેટલેક અંશે જુદી પડે છે. બીજી વિચારસરણી માનવીની શુભેચ્છા ને શુભાશયમાં કેટલેક અંશે માને છે. એ માને છે કે માનવી પોતાના સ્વાર્થી હેતુઓ સાધવા માટે પણ કોઈકનું ભલુ કરી નાખે છે. પરિણામે નિર્ભેળ ભલાઈવાળા માનવીઓ પણ ભાગી આવે છે. એ માને છે કે માનવીમાં સર્જનનું અને સંહારનું એમ બન્ને તત્ત્વો વિકાસ કરે છે. પણ શુભ અને અશુભ, સત્ય અને અસત્ય એટલાં અભિન્ન હોય છે કે માનવી બહુ ઓછાં એને જુદાં તારવીને જોઈ શકે છે. પરિણામે ક્યારે કઈ વૃત્તિ જોર કરી જાય છે એ સમજવા એની બુદ્ધિ અને જ્ઞાન પૂરાં થાય છે ત્યાં એની પ્રકૃતિ કામ કરી જાય છે. બુદ્ધિ અને જ્ઞાન જાગ્રત હોય છે ત્યાં સુધી તો એ પ્રકૃતિને જોર કરવા દેતો નથી પણ એની જાગ્રતિને એ અપવાદ જેવી ગણીને આગળ ચાલે છે.

એ માને છે કે 'શુભનો વિકાસ થાય છે તેમ અશુભનો વિકાસ પણ થાય છે. 'પછી શ્રી. જે. સી, કુમારપ્પા કહે છે તેમ, 'સંસ્કારિતા તો આપણા પૂજનીય જનો પાસેથી ધીમે ધીમે આવે છે. પશુના કરતાં તેનો વિકાસ બહુ મંદ હોય છે.' આમ શેતાનનું જોર એટલું ઝડપી હોય છે કે એને સંસ્કારિતા પહોંચી વળી શકતી નથી. પણ આ દૈવી અને આસુરી વૃત્તિઓ ક્યાંય બહાર રહીને કામ નથી કરતી. પણ પ્રત્યેક માનવીની અંદર રહીને કામ કરે છે બીજી વિચારસરણીવાળા પણ માનવીના દંભ, આત્મવિડંબના વગેરેમાં માને છે. પણ સાથોસાથ નિખાલસતા અને પ્રમાણિકતાને પણ થોડું સ્થાન આપે છે. એ એમ માને છે કે જેમ એક વ્યક્તિ બે હાથે બે રેંટિયા એક સાથે ફેરવે છે તેમ માનવીમાં રહેલી બન્ને વૃત્તિઓ એકસાથે કામ કરે છે. ખરાબ એને ગમતું નથી પણ પ્રકૃતિને કારણે એને જોઈએ તેટલા પ્રમાણે નિવારી શકતો નથી તેમ જોઈએ તેવો કાબૂ પણ રાખી શકતો નથી. સાચું સમજવાની એની શક્તિ પણ એટલી મર્યાદિત હોય છે કે એ ક્યારેક તો સારા નરસાનો ભેદ પણ સમજી શકતો નથી. એટલે જેકીલ અને હાઇડની માફક ઘણી વાર સારી વૃત્તિ જોર કરતી દેખાય છે તો ઘણી વાર નઠારી વૃત્તિઓ સારા સ્વરૂપે બહાર આવતી દેખાય છે. બન્ને સમાંતરે વિકાસ નથી સાધતી, પણ અનેક કારણોથી માનવીની દૃષ્ટિ એટલી બદ્ધ રહેલી છે કે પોતે સર્જનની સાથે સાથે ઘણી ઝડપથી સંહારકશક્તિને પણ વિકસાવતો જાય છે એ જોઈ શકતો નથી પછી જેમ જેમ સંહારનું તત્ત્વ વધુ જોરદાર બનતું જાય છે તેમ તેમ એની સર્જનશક્તિ ઘટતી જાય છે

શિલ્પ, સ્થાપત્ય, કળા. આધ્યાત્મિક સંપત્તિ, અને સામાજિક ઉન્નતિ અર્થે સાધેલી આજ સુધીની તમામ સિદ્ધિઓને એ અંગે કરેલા વિચારો માનવીની સર્જનાત્મક બાજુ છે તો કોમી અને જાતીય વિદ્વેષ, વર્ગકલહ, સામાજિક અને રાજકીય શોષણ, સત્તાલોલુપતા, સ્વામીત્વની ભયંકર લાલસા અને ખૂનખાર યુદ્ધો એની બીજી બાજુ છે. એથી પહેલી બાજુ કરતાં બીજી બાજુ ઘણી વજનદાર અને વધુ તાકાતવાળી છે, પરિણામે શુભાશયો ને શુભેચ્છાઓને એક બાજુ

પાતી મૂકીને સંહારક બાજુ ઘણી આગળ નીકળી ગઈ છે. જગતના સંત મહંતો –કે ફિલસૂફો –માનવતા ઉપર ગમે તેટલું વજન આપે તો પણ એ ઝીલનારી માનવીની શક્તિ ઘણી મર્યાદિત છે અથવા એ ફિલસૂફો ખુદ ક્યારેક પોતાના વિચારોના આચરણનું દામ્ભત્વ સ્વીકારીને માનવી પાસે વધુ પડતી આશા રાખે છે. માનવીને સારું કરવું ગમતું જરૂર હોય છે પણ એની મર્યાદિત શક્તિ ને કારણે સારું નથી કરી શકતો ત્યારે એ સારો દેખાવાનો પ્રયત્ન કરે છે ને એમાંથી એ સંતોની પૂજા કરે છે પણ જીવે છે જૂઠું. અને જીવનમાં પછી જેમ જેમ જૂઠાણું વધતું જાય છે તેમ તેમ સારા થવાનો કે સારું કરવાનો એનો આગ્રહ ઓછો થતો જાય છે પરિણામે દંભ, આત્મવંચના, પૂજા, દાન, ધરમ વગેરે વધતાં જાય છે

આ દરમિયાન એની આસુરી વૃત્તિઓ કશા જ અંતરાય વગર એકધારી વિકાસ સાધ્યે જતી હોય છે. પરિણામે એક દિવસ એવો આવે છે કે માનવીએ પોતાનાં સુખ સગવડ અર્થે જે સાધન સગવડ પેદા કર્યાં હોય છે એ જ એનાં દુઃખ અને અગવડરૂપ બને છે. માનવી એટલી પરિમિત શક્તિવાળો છે કે એ વિજ્ઞાન ઉપર કદી કાબૂ મેળવી શકવાનો નથી. જે દિવસે એનામાં પ્રચંડ સર્જનશક્તિ જાગી ઊઠે અને સંહારક શક્તિને દાબી દે તે દિવસે જ વિજ્ઞાન માનવીના સુખ સગવડ અર્થે જ કામ આવશે. આજનાં વૈજ્ઞાનિક સાધનો (વિનાશક) કંઈ કોઈ અકસ્માતનું પરિણામ નથી પણ હેતુપૂર્વક પેદા કરવામાં આવ્યાં છે. એટલે કે માનવીની દુરિચ્છામાંથી જ ઉત્પન્ન થયાં છે. જે દિવસે વૈજ્ઞાનિક માનવીના હૃદયને સાથેસાથ કરુણા સ્પર્શી જશે તે દિવસે એ સંહારનું નગ્ન એ સાધન પેદા કરવાનું વિચારી જ નહિ શકે. એવો ખ્યાલ વદિક એ નહિ કરી શકે. આજે એ વૈજ્ઞાનિકના દિલમાં અણુ-બૉમ્બ પેદા કરવાનો વિચાર જ શા માટે આવ્યો? કારણકે જે રાષ્ટ્રનું એ પ્રતિનિધિ ધરાવે છે એ રાષ્ટ્રોની ઇચ્છાનો એમાં પડઘો પડે છે. શેનો છે એ પડઘો? સ્વામીત્વની ઇચ્છાનો, સ્વાર્થનો, સત્તાલોલુપતાનો, જાતીયદ્વેષનો, પોતાની સલામતીના ભયમાંથી સામાનો વિનાશ કરવાના પ્રચંડ સંકલ્પનો છે એ પડઘો.

પણ યુરોપના રાષ્ટ્રો આવી વિનાશકતા તરફ જગત આખાને ખેંચી શા માટે જાય છે?

કારણ કે આપણાં જેવાં અનેક રાષ્ટ્રો એકધારી પ્રગતિ ન સાધી શક્યાં ને પતન તરફ વળ્યાં એટલે યુરોપની વિનાશક સંસ્કૃતિ ઉપર કાબૂ ન રાખી શક્યા. ત્યારે શા માટે આપણે પ્રગતિ સાધી ન શક્યા?

એ જ પ્રશ્ન મહત્ત્વનો છે દરેક પ્રજા કે દરેક સંસ્કૃતિ ઉન્નતિને શિખરે પહોંચતી દેખાય છે ત્યારે એ સંસ્કૃતિના પેટાળમાં માનવીની સમગ્ર પામરતા પોતાના જ પતનનું સ્વરૂપ પકડતી હોય છે તે ભાગ્યે જ દેખાય છે ધરતીના પેટાળમાં રહેલા જ્વાળામુખીની પેઠે અચાનક એક દિવસ આવીને માનવીની સંસ્કૃતિને તે ભરખી જાય છે. પણ કેટલીક સંસ્કૃતિઓ પૂરો વિકાસ પામ્યા પહેલાં જ કરમાવા માંડે છે જેમ પાણીના વહેળાં વોંકળા ભેગા થઈને નદીરૂપે વહે છે તેમ કચરો કસ્તર પણ ભેગો થઈને ઓવાળ રૂપે બન્ને કાંઠે પથરાઈ જાય છે. એવી જ રીતે માનવીની સદ્ અસદ્ વૃત્તિઓ પણ સમૂહનું સ્વરૂપ ધારણ કરે તો સાથેસાથ વહે છે.

સમાજના નિયમો, કાયદાકાનુનો, આર્થિક વિકૃતિ સ્વરૂપ મૂડીવાદ જેવા વાદો, સામ્રાજ્યો, અને યુદ્ધોનાં હથિયારો માનવીની પામરતા–પશુતાના પ્રત્યાઘાત રૂપ છે. આપણે જોયું કે પશુતા માનવતા કરતાં વધુ ઝડપે આગળ વધે છે. એટલે આજે જ્યારે એક બાજુ માનવતા ગાંધીજીની અહિંસાના સ્વરૂપ સુધી વિકસી ત્યારે માનવીની પશુતા એટમબૉમ્બ સુધી પહોંચી છે, અહિંસા હજી જગતનું શ્રેય સાધે તે પહેલાં અનેક વખત માનવજાતનો નાશ કરી શકે એટલી તાકાત માનવીની પશુતાએ સાધી છે. એટલે કે માનવતા કરતાં આજે પશુતા અનેકગણી બળવત્તર છે. એ પશુતાને કાબૂમાં રાખવાનો વિચાર પણ હાસ્યાસ્પદ લાગે એટલી એ બહેકી ગયેલી છે. આ એટમ બૉમ્બ યાદવ કુળમાં સાંબ સ્વરૂપે જન્મ્યો તો ક્યાંક વિલાસ સ્વરૂપે, ક્યાંક આત્મઘાતી નીતિ રૂપે જન્મ્યો. તો ક્યાંક કોઈ માનવી, રાષ્ટ્ર કે રાષ્ટ્રોની બુભુક્ષા રૂપે સૂક્ષ્મ સ્વરૂપે. માનવીમાં જેટલા પ્રમાણમાં માનવતા રહેલી છે એના કરતાં માનવીમાં આ એટમ બૉમ્બનું સૂક્ષ્મ પ્રમાણ અનેક ગણું વધારે રહેલું છે. એટલે સમગ્ર માનવજાતની પશુતાના ફલ સ્વરૂપ છે આ એટમ બૉમ્બ, પછી એનો જન્મ ગમે ત્યાં ને ગમે તે દેશમાં થયો હોય પણ ખૂબીની વાત એ છે કે સંતાન હમેશાં સંત સ્વરૂપે જ દેખા દે છે.

એટલે હવે આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે માનવીમાં રહેલી અહિંસા–માનવતા પોતાનું

પૂર્ણ સ્વરૂપ પકડે તે પહેલાં માનવીમાં રહેલી આસુરી શક્તિ ઘણી ઝડપથી વિકાસ પામીને માનવીને ભરખી જાય છે. આવી વ્યક્તિ પરત્વે, સમાજ પરત્વે અને રાષ્ટ્ર પરત્વે અને માનવજાતની ખુદ સંસ્કૃતિ પરત્વે આ નિયમ એકધારો લાગુ પડે છે. માનવીની પશુતા એના પૂર્ણ સ્વરૂપે પહોંચીને—જેમ પૃથ્વીના અનેક રસોની હજારો વર્ષોની રસાયનિક ક્રિયાના પરિણામે રત્નરૂપે પરિણમે છે તેમ—આજે એટમ બોમ્બ રૂપે અવતરી છે. અને આજ સુધી જેમ બધી સંસ્કૃતિઓનો નાશ થતો આવ્યો છે તેમ પૃથ્વીપરની આજની સંસ્કૃતિ પણ ઝડપભેર વિનાશના માર્ગે જઈ રહી છે. યુરોપ અમેરિકાના લોકશાહી સિદ્ધાંતો, રશિયાનો સામ્યવાદ કે ગાંધીજીની અહિંસા માનવીની પ્રકૃતિના મૂળભૂત તત્ત્વોને સુધારી શકે તે પહેલાં માનવજાત આ રીતે અચૂકપણે નાશ પામવાની. કોઈ માનવી કે રાષ્ટ્ર આજે ભલે પોતાની જાતને એમ મનાવે કે જગતને મનાવવા પ્રયત્ન કરે કે જગત અગર તો એનો કોઈ વિભાગ સંસ્કારી બની રહ્યો છે. પણ ખરું જોતાં તો કેટલાંક ફળો પૂરાં પાક્યા પહેલાં ખરી પડે છે તેમ ઘણી પ્રજાઓ પૂરી તાકાત મેળવ્યા પહેલા જ પાછી પડવા માંડે છે. ફિલસૂફ શ્રી. સી. ઈ. એમ જોડ આ અંગે કહે છે કે 'સ્પેંગલરના સિદ્ધાન્ત ઉપર અને પુરાતત્ત્વની શોધખોળો ઉપર ચિન્તન કરતાં આપણને એક વિચાર તો એ આવે છે કે માણસજાતના સ્વભાવમાં રહેલી મૂળભૂત ખામીઓનો તોટો નથી જ. એ ખામીઓ માનવીઓને અમુક જ કક્ષા સુધી ઊંચે જવા દે છે પછી તરત જ નીચે પછાડે છે. એ રીતે એનું નક્કી કરેલું અંતર આવી રહેતાં પણ સંસ્કૃતિ આગળ વધવાની ના પાડે છે. અને આ કાયદો તો સર્વત્ર ચાલી રહ્યો છે.'

માણસ હિંસાથી થાકે છે એટલે અહિંસક નથી બની જઈ શકતો. અને અહિંસાના પ્રયોગને અવકાશ આપવો એ કોઈ વ્યક્તિ રાષ્ટ્ર કે પૃથ્વીના કોઈ ખંડના હાથમાં પણ નથી. અહિંસા જેમ પ્રકૃતિનું એક પાસું છે તેમ હિંસા એનું બીજું પાસું છે; પણ હિંસા માનવજાતનો અહિંસા કરતાં વધુ કબજો લઈ બેઠી છે. એટલે અહિંસાને જો કોઈ અવકાશ ન મળતો હોય તો ખુદ માનવી પોતે જ એ અવકાશ નથી આપતો. કોઈ પણ ભાવના ગમી જાય કે નવાં સૂત્રો ઉચ્ચારવા માંડીએ તેથી કુદરતના નિયમો કેમ કરીને પલટાવા માંડે?

એમ કહેવામાં આવે છે કે જો કોઈ નાશ પામવાની હોય તો પશ્ચિમની સંસ્કૃતિ જ નાશ પામશે. આપણી સંસ્કૃતિ એટલી બળવાન છે કે તે કદી નાશ પામવાની નથી અને આજસુધી જે બધી સંસ્કૃતિઓ નાશ પામી છે તે એક સામટી નાશ નથી પામી.

પણ આજે આ દલીલ ટકી શકે તેમ નથી. વિજ્ઞાનના આ જમાનામાં કોઈ પણ બે સંસ્કૃતિ વચ્ચે કશું અંતર રહ્યું નથી. આપણી સંસ્કૃતિની નિષ્ફળતામાંથી જ પશ્ચિમની સંસ્કૃતિ જોર કરી ગઈ છે. આપણી સંસ્કૃતિના મૂળભૂત સિદ્ધાંતો સાચા હોય તો પણ આપણાં પ્રાકૃતિક તત્ત્વો એટલાં નબળાં છે કે પશ્ચિમની સંસ્કૃતિ વિજ્ઞાનનાં બળો વડે આપણા ઉપર ઝડપભેર સવાર થતી જાય છે.

તે દિવસોમાં જગતના જુદા જુદા વિભાગોમાં સંસ્કૃતિઓ સર્જાતી અને નાશ પામતી હશે. પણ આજે વિજ્ઞાનનો વિકાસ પૂર્વ પશ્ચિમના અને ઉત્તર દક્ષિણના ભેદો ઝડપભેર મિટાવી રહ્યો છે. સમસ્ત જગત આજે ઇચ્છાએ કે અનિચ્છાએ, જાણ્યે કે અજાણ્યે એક જ સંસ્કૃતિ તરફ ધપી રહ્યું છે. ખોરાક, પોષાક, રહેણી-કરણી, રીત, રસમ, સાધન, સગવડ, ભાષા, લિપિ અને વિચારવાણીમાં જગતની બધી પ્રજાઓ વચ્ચે એક પ્રકારનું સામ્ય ઊભું થતું જાય છે. પશ્ચિમની સંસ્કૃતિ એટલી બળવત્તર છે કે થોડાઘણા ફેરફાર સાથે બધી જ પ્રજાઓ એને અપનાવતી જાય છે ને પછી બધી પ્રજાઓની સંસ્કૃતિઓમાંથી એ પશ્ચિમની સંસ્કૃતિ પ્રબળ અસરવાળી જ એક સંસ્કૃતિ સર્જાતી જાય છે. જેમ જેમ આ સંસ્કૃતિઓ એકરૂપતા સાધતી જાય છે તેમ તેમ એનો વિનાશ પણ એકરૂપતા સાધતો જાય છે. હવે કહેવાની જરૂર નથી કે સર્જન કરતાં વિનાશનું આ તત્ત્વ ઘણું પ્રબળ હોવાથી એ બાહ્યરૂપે ઘણી ઉન્નત બનેલી દેખાશે ત્યારે એના પેટાળમાં એને ભરખનારો જ્વાળામુખી આકાર લેતો જશે. કારણકે આજની માનવસંસ્કૃતિ અને વિનાશનાં સૂત્રો વિજ્ઞાનના હાથમાં છે અને એ વિજ્ઞાનનું સંચાલન માનવીની પ્રજ્ઞાના હાથમાં નહિ પણ આસુરી પરિબળોના હાથમાં છે. આ લટમાળ ચાલવા જ કરવાની. આમ અણુબોમ્બ એ કોઈ એકાદ વ્યક્તિ કે રાષ્ટ્ર કે ખંડની ઇચ્છાનો આવિષ્કાર નથી પણ સમગ્ર માનવજાતની પશુતાનો પડઘો છે. (સંપૂર્ણ)

# સેવાસાહિત્યમાં સુંદર ફાળો

કાકા કાલેલકર

ભાઈ પુરાતન બુચ 'ગુજરાત 'વિદ્યાપીઠના સ્નાતક છે. વિદ્યાપીઠે ગુજરાતને જે અનેક ત્યાગી, નિષ્ઠાવાન, અને કાર્યકુશળ સેવકો આપ્યા છે તેમાનામાંના જ પુરાતન એક છે. સાહિત્યપ્રેમી અને ભજનાનંદી સમાજસેવક પિતા પાસેથી ભાઈ પુરાતનને સારો વારસો મળ્યો છે. શ્રી લલિતજીની કોમલતા અને સંસ્કારિતા પુરાતનમાં ઊતરી આવેલી છે. ગાંધીજીના વાતાવરણની તેજસ્વિતા અને સેવાનિષ્ઠા પણ એમણે અપનાવી છે. પ્રતિકૂળ પરિસ્થિતિમા કામ કેમ કરવુ અને અકલ્પિત રીતે નિરાશાજનક સંજોગો ઊભા થાય ત્યારે પણ એમની તળે દબાઇ ન જતા, પરિસ્થિતિને ઓળખી પોતાનો મારગ કેમ કાઢવો, એ કળાનો પણ પુરાતનને પરિચય છે.

શહેરોમાં ઉજળીયાત લોકો વચ્ચે કામ કરવું એટલુ બધું કઠણ નથી. ગામડામા જઇને ત્યાંના રાજકીય અને સામાજિક અન્યાય તળે દબાયેલા અને રૂઢિની ગુલામીને કારણે નિષ્પ્રાણ બનેલા લોકો વચ્ચે કામ કરવું તેના કરતાં કઠણ છે પણ મને લાગે છે કે એક ગામડાને છોડીને શહેરમાં આવીને વસેલા અને શ્રદ્ધામાત્રને ખોઈ બેઠેલા હડધૂત હરિજનો વચ્ચે કામ કરવું એ સૌથી વિકટ છે. એ કામ હાથમા લઇ, અને નિષ્ઠાપૂર્વક દીર્ઘકાળ ચલાવી, ભાઇ પુરાતને પ્રથમ પંક્તિના સેવકમંડળમા પોતાનું નામ નોધાવ્યુ છે.

વિદ્યાપીઠના સ્નાતક સાહિત્ય દ્વારા પણ સમાજ-સેવા ન કરે એ બને કેમ? વિદ્યાપીઠમાં પ્રથમથી સાહિત્યસેવાની અને ખાસ કરીને સેવાસાહિત્યની પરંપરા ચાલતી આવી છે ભાઈ પુરાતને બુદ્ધ ભગવાન અને શંકરાચાર્ય જેવા ધર્મપ્રવર્તક યુગપુરુષોના રેખાચિત્રો દોર્યા છે. સેવાકાર્ય ચલાવતાં મળેલા કીમતી અનુભવો અન્ય સેવકોના હિતને અર્થે નોધ્યા છે.

પણ પ્રસ્તુત ચોપડીમાં એમનો ઉદ્દેશ પોતાના ઘડતરમાં ગાંધીજીના અને એમના સંપર્કમાં આવેલા અન્ય વ્યક્તિઓના સહવાસનો કેવો ફાળો છે, એ બતાવવાનો છે. આ ચોપડી આત્મકથાના રૂપનાં સંસ્મરણોની બનેલી છે.

દરેક પ્રસંગ કોઈ બોધ તારવવા માટે એમણે પસંદ નથી કર્યો. પણ સામાન્ય પ્રસંગો પણ હૃદય ઉપર અને હૃદયની ભાવનાઓ ઉપર કેવી ઊંડી અસર કરે છે એ બતાવવા માટે એમણે યોજ્યા છે. અને એમાં જ એમની જીવનદૃષ્ટિ સમાયેલી છે.

મને લાગે છે કે આ ચોપડીની પ્રસ્તાવનામાં ભાઈ પુરાતન પોતાની આછી જીવનરેખા આપી દે તો આમાં વર્ણવેલા પ્રસંગો વધારે ઉઠાવદાર થાય.

દરેક પ્રસંગના સ્થળ અને કાળનો ઉલ્લેખ તે એક યા બીજી રીતે આવવો જ જોઇએ. પછી, તે કેવળ સ્થળકાળના કોરા નામનિર્દેશથી આવે, અથવા તે તે સ્થળકાળના વિશેષોના વર્ણનરૂપે આવે.'

એક પ્રસંગ પછી અને બીજા પ્રસંગ પહેલાં પોતાની અને દેશની પરિસ્થિતિમાં કેવો અને કેટલો ફેર થયો એમો ટૂંકો અહેવાલ આપતી કંડિકાઓ વચ્ચમાં મૂકી હોત તો સારું થાત, પણ આપણા લેખકની નમ્રતા જ્યાં ત્યાં આડે આવે છે. એ નમ્રતા ધારણ કરેલી હોત તો તે કાઢી નાખવાની ભલામણ કરી શકાત પણ એ તો સ્વભાવનું અંગ છે, એનું ઓસડ હોય જ નહિ. પણ એ નમ્રતાને કારણે આ પ્રસંગોના બયાનમાં જે મીઠાશ આવી છે તે વધાવી લેવા જેવી છે ખરી.

આ પ્રસંગાવલીમાં છે તો લેખકનું આત્મચરિત્ર. પણ એમાં પૂ. ગાંધીજીના સ્વભાવની નાની મોટી ઝીણી બધી ખૂબીઓ આવી જાય છે કે લેખકે પોતાની ચોપડીને આપેલુ નામ જરાયે અયુક્ત નથી લાગતું. લેખકે પ્રસંગોના ચિત્રણ માટે અત્યંત 'આવશ્યક એટલો જ પોતાનો ભાગ આવવા દીધો છે. નમ્રતાપૂર્વક આટલો બધો સંયમ ન રાખ્યો હોત અને લેખક વધારે વિગતોમાં ઊતરત તો યે સુરુચિનો ભંગ ન થાત. અર્થાત એમનું લેખનકૌશલ્ય સુરુચિને સાચવી શકે છે તેથી જ.

ગાંધીજીના પ્રસંગમાં આવેલા દરેક માણસનું કર્તવ્ય છે કે આપવા જેવું એની પાસે કાંઇ હોય તો તે એણે દુનિયા આગળ મૂકવું જ જોઇએ

લેખકે ગાંધીસાહિત્યમાં આ રીતે પોતાનો ફાળો આપ્યો છે અને તેમ કરીને વાચકોના મનમાં વધુ સેવાસાહિત્યની અપેક્ષા ઉત્પન્ન કરી છે.*

* 'ગાંધીજીના સાંનિધ્યમાં': લેખક પુરાતન બુચ પ્રસિદ્ધસ્થાન : ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઇ, અમદાવાદ કિંમત રૂ. ૧-૮-૦ ૮ મ. ૦-૨-૦



શ્રી. બંસી ગાંધી બી એસ્સી.
પ્રો. જયંતિલાલ દે. ઓઝા, એમ એસ્સી.
ડૉ. નરસિંહ મુ શાહ, : એમ. એસ્સી પીએચ ડી

## મુસલમાનો અને વિજ્ઞાન

નામદાર આગાખાનના હીરક - મહોત્સવ પ્રસંગે અલીગઢ મુસ્લીમ યુનિવર્સિટીએ તેમને મુંબઈમાં માનપત્ર આપ્યું. અલીગઢ યુનિવર્સિટી સાથે નામદાર આગાખાનનો ગાઢો સંબંધ એ માનપત્રમાં જાહેર કરવામાં આવ્યો હતો: યુનિવર્સિટીને તેમણે કરેલી સેવાઓનો ઉલ્લેખ પણ તેમાં હતો. માનપત્રના જવાબમાં તેમણે મુસલમાનો વિજ્ઞાનમાં પછાત છે એ સંબંધી કરેલ વિવેચનમાંથી ઉપયોગી ભાગ નીચે આપીએ છીએ.

'દુનિયાની આજની પરિસ્થિતિમાં તેનું ભવિષ્ય વિજ્ઞાન પર આધાર રાખે છે. અણુશક્તિનો યુદ્ધમાં ઉપયોગ થવાથી દુનિયાના ઇતિહાસમાં એક નવો યુગ શરૂ થાય છે. દુનિયા આખીના મુસલમાનો વિજ્ઞાનમાં ખૂબ પછાત છે, જો તેઓ વિજ્ઞાનની નવી શોધો અને વૈજ્ઞાનિક જગતમાં ચાલી રહેલા આંદોલનો સાથે નહીં રહે તો આધુનિક જગતમાં તેઓ ચાલી શકશે નહીં. એટલે, બર્લીનના કૈસર હોફ ઈન્સ્ટીટ્યુટ જેવું વૈજ્ઞાનિક, ઔદ્યોગિક અને હુન્નર-કળાનું એક ઈન્સ્ટીટ્યુટ મુસલમાનો માટે સ્થાપવાની ખાસ આવશ્યકતા છે. આવી સંસ્થા કાઢવા માટે ઓછામાં ઓછા કરોડ રૂપિયા જોઈએ. આ સંસ્થા હિંદુસ્તાનમાં કઈ જગ્યાએ કાઢવી એ સંબંધી સવિસ્તર ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી. પણ મને લાગે છે કે સિંધમાં કરાંચી આ માટે અનુકૂળ સ્થળ થાય. કારણ તેની સરહદમાં મુસ્લીમ દેશો આવેલા છે.'

આ કાર્ય માટે નામદાર આગાખાને દશ લાખ રૂપીઆ આપવાની જાહેરાત કરી અને યોજના પાર ઉતારવા બાકીની રકમ મુસલમાન રાજાઓ અને તવંગરો પાસેથી એકઠી કરવા સૂચવ્યું.

## કેસીન

કેસીન પ્રાણીઓના દૂધમાં આવેલો એક પદાર્થ છે. તેને પ્રોટીનના વર્ગનો ગણવામાં આવે છે, કારણ કે તેમાં નાઈટ્રોજન તત્ત્વની હાજરી છે. તેમાં ફોસ્ફરસ પણ છે એટલે વિજ્ઞાનની ભાષામાં તેને ફોસ્ફોપ્રોટીન કહેવાય છે. ખોરાક તરીકે આ પ્રોટીન ખૂબ અગત્યનું છે. કેસીનનું પ્રમાણ બધા પ્રાણીઓના દૂધમાં એકસરખું હોતું નથી. દૂધમાં કેસીન ચૂનાના ક્ષાર રૂપે હોય છે. મનુષ્યશરીરના બંધારણમાં દૂધના આલ્બ્યુમીન ઘણો અગત્યનો ભાગ લે છે, એટલા માટે સનાટોજન અને એવાં બીજાં લોકપ્રિય શક્તિવર્ધક પેટન્ટ ઔષધોમાં કેસીન મોટા પ્રમાણમાં હોય છે. કેસીનનું પૃથક્કરણ બતાવે છે કે તેમાં નીચે પ્રમાણે તત્ત્વો આવેલાં છે:

કાર્બન, ૫૨.૯૬ ટકા, હાઈડ્રોજન, ૭.૦૪ ટકા, નાઈટ્રોજન, ૧૫.૬ ટકા, ઓક્સીજન, ૨૨.૭૮ ટકા, ગંધક, ૦.૮ ટકા અને ફોસ્ફરસ, ૦.૬૨ ટકા.

શીખંડમાં, પનીરમાં, માવા વગેરેમાં કેસીન અશુદ્ધ રૂપે હોય છે.

દૂધના એક પદાર્થ તરીકે કેસીનની પોષણની દૃષ્ટિએ ઉપયોગિતા આપણે જોઈ ગયા. પણ આધુનિક સમયમાં કેસીન પર ઘણા ઉદ્યોગો નભે છે. એટલે કેસીન મોટા પ્રમાણમાં બનાવવામાં આવે છે જે દેશોમાં દૂધ ખૂબ પેદા થાય છે ત્યાં કેસીનની બનાવટ પુષ્કળ થાય છે. ડેન્માર્ક, ઓસ્ટ્રેલિયા વગેરે દેશોમાં કેસીન ખૂબ પેદા થાય છે. દુનિયામાં કેસીનનું ઉત્પાદન કેટલું છે તે નીચેના આંકડા બતાવે છે,

| વર્ષ | લાખ ગેર |
|---|---|
| ૧૯૩૫ | ૧૨૯ |
| ૧૯૩૬ | ૧૬૮ |
| ૧૯૩૭ | ૧૭૫ |
| ૧૯૩૮ | ૧૯૨ |

કેસીન બનાવવા માટે માખણ કાઢી લીધેલું દૂધ વપરાય છે. આપણે આવા દૂધને સંચાનું દૂધ કહીએ છીએ. કેસીન બનાવવાની બે રીતો છે (૧) સંચાના દૂધમાં

તેજાબ-ઍસિડ થોડા પ્રમાણમાં નાખવામાં આવે છે. આથી કેસીનના ચૂના સાથેના ક્ષારનું વિભાજન થાય છે અને કેસીન છૂટું પડે છે: પાણીમાં અદ્રાવ્ય હોઇને તે નીચે બેસી જાય છે ઉપરનું પાણી આછરી લઇને કેસીન જુદું પાડી, પાણીવડે ધોઇને તેને સૂકવી નાખવામાં આવે છે. (૨) સંચાના દૂધમાં રેનેટ નામનું ખમીર નાખવામાં આવે છે. આથી કેસીન જુદું પડી જાય છે: પછી તેને ઉપર પ્રમાણે ધોઇને સૂકવી નાખવામાં આવે છે. બનાવટની રીત ઉપર કેસીનના ગુણનો આધાર રહે છે. રેનેટ કેસીન, ઍસિડ કેસીન કરતા કોસ્ટીક સોડાના દ્રાવણમાં ઓછું ઓગળે છે.

હવે કેસીનના ઉપયોગો વિચારીએ. (૧) પ્લાસ્ટીક તરીકે: આમાં ખાસ કરીને રેનેટ કેસીન વપરાય છે. કેસીનમાં સહેજ પાણી નાખી એને ગરમી અને દબાણમાં રાખવામાં આવે તો તે ઘાટ ઘડી શકાય એવી આટીની સ્થિતિમાં (Plastic) આવે છે. આ સ્થિતિમા તેને બીબામાં મૂકી ૧ ચો. ઇંચે ૨ ટનના વજનથી દબાવવામા આવે છે. બીબામાંથી કાઢી લીધા પછી તેને ફોરમેલીનના દ્રાવણમાં બોળી રાખવામા આવે છે પછી તેને બહાર સૂકવી નાખવામાં આવે છે. આ રીતે બનાવેલ ચીજો હાથી-દાંતની બરોબરી કરે તેવી થાય છે, તેને વહેરી, કોતરી, પોલીશ કરી શકાય છે. આમાથી ચપ્પુ-છત્રીના હાથા, બટન વગેરે ૨૦-૩૦ જુદી જુદી ચીજો બનાવાય છે. (૨) બનાવટી ઊનઃ-ઘેટાનું ઊન પ્રોટીન છે, કેસીન પણ પ્રોટીન છે, આ વિચાર ઉપરથી વૈજ્ઞાનિકોએ કેસીનમાંથી ઊન બનાવવાના અખતરા કર્યા છે અને ઘણે અંશે ફતેહમંદ નીવડયા છે. કેસીનનું કોસ્ટીક સોડામા દ્રાવણ કરીને ઝીણાં કાણાવાળા ચાળણીમાંથી એને નીચે તેજાબમાં પડતા દેવામાં આવે છે, એટલે કેસીન ઝીણા તાર રૂપે બહાર આવે છે. આ તાર એટલે ઝીણી ઊન. આ તો ફક્ત તેના સિદ્ધાંતની સાદી વાત થઈ. વ્યવહારમાં ગૂંચવણ ભરી ક્રિયાઓ કરવી પડે છે. મગફળીની ખોળના પ્રોટીનમાંથી ઊન જેવા તાર બનાવવાની રીત આઈ. સી. આઈ કંપનીએ શોધી છે. (૩) કેસીનને કોસ્ટીક સોડા, ટંકણખાર કે ચૂનાના દ્રાવણમાં ઓગાળવાથી એક ખૂબ જ ચીકણો સુંદર જેવો પદાર્થ બને છે. આ ચીકણો પદાર્થ પૂઠાં, લાકડાનાં પાનમાં પાટીમાં ચોડવામાં વપરાય છે. (૪) કેસીનને ચૂનો અને ટંકણના દ્રાવણમાં ઓગાળી, રંગ નાખી અને આ દ્રાવણ પાતળું કરી ભીંતો રંગવામાં વપરાય છે. આના પર સુકાયા પછી હવા તેમજ પાણીની અસર થતી નથી. ઉપરાંત કેસીન દવાઓમાં, બનાવટી ખોરાકમાં, કાગળ ઉદ્યોગમાં, ચામડાના પોલીશમાં, વપરાય છે.

ૐ

## ટી. વી. એ. યોજના

અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં ટેનેસી નામની એક મોટી નદી છે. તેની આજુબાજુનો પ્રદેશ પહાડી છે. નદી ખૂબ લાંબી હોવાથી પૂર વખતે પાણી પણ ખૂબ આવે છે અને એને લીધે નદીકાંઠાના પ્રદેશમાં લોકો શાંતિથી વસી શકતા નથી. પરિણામે જમીન પણ નકામી પડી રહે છે. જમીનનું વરસોવરસ ધોવાણ થતુ હોવાથી તેના પર જંગલો પણ થઈ શકતા નહોતા. પણ અમેરિકા તો સ્વતંત્ર દેશ છે. પોતાના દેશનું અહિત થતું તેઓ સાંખી શકે નહિ. વિચાર કરતાં ત્યાંની મહાસભાએ એવો નિર્ણય કર્યો કે આ પ્રદેશ માટે એક સ્વતંત્ર સમિતિ સ્થાપવી. તેને તે પ્રદેશ પૂરતી રાજકીય, આર્થિક વગેરે બધી સત્તા સોંપવી. તે સમિતિ તે પ્રદેશમાં જમીન, ઉદ્યોગો, કેળવણી વગેરે મારફત પ્રજાનો સર્વાંગી વિકાસ સાધે. આ યોજના ટેનેસીવેલી ઓથોરીટી તરીકે ઓળખાય છે, જેનું ટૂંકું નામ ટી. વી. એ. રાખવામાં આવ્યુ છે.

૧૯૩૩માં આ સમિતિ સ્થપાઈ. આ પ્રદેશનો વિસ્તાર ૪૧ હજાર ચોરસ માઇલ છે. એ બધી જમીનની વ્યવસ્થા આ સમિતિ પાસે આવી. બાર તેર વર્ષો દરમિયાન એકવીસ મોટા બંધો બાંધ્યા. ૪૦ લાખ રૂપિયાનું નુકસાન થતું અટકાવ્યું. બંધો ઉપરથી પાણી પડે છે તેનો ઉપયોગ વીજળિક શક્તિ ઉત્પન્ન કરવામાં આવે છે. તેમાંથી ૧૧ કરોડની આવક થાય છે અને ઘણા ઉદ્યોગો અસ્તિત્વમાં આવ્યા છે. આ ઔદ્યોગિક ખિલવણીને લીધે ૪૦ લાખ વસ્તીને નવો ધંધો મળ્યો છે. ટેનેસીની નીચલી ખીણ ફળદ્રુપ છે અને ખેતી માટે ખૂબ અનુકૂળ છે.

આ યોજનામાં દશ ખાતાઓ છે. તેના કાર્ય અનુસાર તેમાંથી પાંચ વિભાગ કરવામાં આવ્યા છે: વ્યવસ્થા વિભાગ, પાણીના કાબૂનો વિભાગ, શક્તિ વિભાગ, જમીન વિભાગ અને વિભાગીય નિયોજન સમિતિ

વિભાગ. એ બધા વિભાગનો જનરલ મેનેજર અને ઉપરી નિયામકોનું મંડળ ૧૯૪૧માં ટી. વી. એ. માં ૨૨૫૦૬ માણસો કામ કરતા હતા. તેમાં ઇજનેરો, કારીગરો, દાક્તરો અને શિક્ષકો વગેરેનો સમાવેશ થાય છે.

આપણા દેશમાં મોટી નદીઓ ખૂબ છે. બંગાળમાં દામોદર નદીનો પ્રશ્ન ટેનેસી જેવો જ છે. દામોદરમાં પૂર આવે છે ત્યારે ખૂબ નુકસાન થાય છે. સરકાર તપાસ કરવા માટે સમિતિઓ નીમે છે પણ પરિણામે કાંઇ થતું નથી. ટેનેસી જેવી કોઈ યોજના હાથ ધરવામાં આવે તો દેશને ખૂબ ફાયદો થાય.



## દેશી લવંડર અથવા માઇસોર લીનાલો તેલ

મેક્ષીકોમાં બરસેરા ઝાડની અનેક જાતો થાય છે. આ ઝાડના લાકડાંમાંથી તેમ જ ફળોમાંથી તેલ નીકળે છે. આ તેલ બજારમાં લીનાલો તેલ તરીકે ઓળખાય છે. બરસેરા ઝાડ મેક્ષીકોની પથ્થરાળ જમીનમાં સહેલાઈથી ઊગે છે. તેની કલમ સહેલાઈથી થઇ શકે છે. પરંતુ મોટા પાયા પર વાવેતર કરવાની કોઈને પડી નથી. નાના ઝાડના લાકડામાંથી તેલ નીકળતુ નથી; પણ ૧૫–૨૦ વર્ષના જૂના ઝાડના લાકડાં તેલ કાઢવા માટે ઉપયોગી થાય છે. ફળ વટાણા જેવડા થાય છે: રંગે રાતા–લીલા હોય છે. ફળમાંથી કાઢેલું તેલ સારું રહેતું નથી એટલે તેને લાકડાના તેલમાં ભેળસેળ કરવા વપરાય છે.

આ લીનાલો તેલનું રસાયનિક અન્વેષણ મેસર્સ શીમેલ એન્ડ કું. એ કરાવ્યું છે. તેમાં આવેલા સુગંધી પદાર્થોમાં ૬૦–૭૦ ટકા લીનાલોલ, થોડુંક જરાનીયોલ અને ટરપીનીયોલ છે. ઉપરાંત મીથાઇલ હેપ્ટીનોન, લીનાલોલ મોનોક્ષાઈડ ઇત્યાદિ પદાર્થો પણ તેમાંથી મળી આવે છે. લીનાલો તેલ સુગંધી પદાર્થોની બનાવટમાં ખૂબ વપરાય છે.

મેક્ષીકોથી માઇસોર: અત્યંત લાંબું અંતર પણ મી. પેટ્રીક જે. એન્ડરસન અને તેમના બંધુએ બરસેરા ઝાડ માઈસોરમાં દાખલ કરી દીધાં. આ સાહસકથા રોમાંચક છે. મેક્ષીકોના જંગલોમાંથી બરસેરાના બી કેવી રીતે એકઠા કર્યા, હિંદુસ્તાનમાં બધે હવા પાણીની અનુકૂળતા તપાસી અને છેવટે માઈસોર પહોંચી બીને કેવી રીતે ઉગાડયા–ઉછેર્યા એ બધી વિગતો સાહસ-કથામાં ખપે એવી છે: પણ એ સત્ય છે કે આજે બેંગ્લોરથી ૧૧ માઇલ દૂર ૨૫૦ એકરના વિશાળ પ્રદેશોમાં વાવેતર સફળતા પૂર્વક તેઓ કરી શક્યા છે. લીનાલો ઝાડને માઇસોરના હવાપાણી ખૂબ અનુકૂળ આવ્યાં છે: મેક્ષીકો કરતાં પણ અહીંઆ જલદી વધે છે.

માઇસોર લીનાલો તેલને મી. એન્ડરસને સૌ પ્રથમ બજારમાં 'ઇન્ડીયન લવંડર તેલ' તરીકે મોકલ્યું. આ તેલ લીનાલોના ફળોમાંથી કાઢવામાં આવ્યું હતું. ફ્રેંચ ગીયાનામાં પણ ઓકોટી કૌંડાટા નામના ઝાડમાંથી પણ આવું તેલ નીકળે છે. મેક્ષીકન અને ફ્રેંચ ગીયાનાનું તેલ લગભગ સરખું છે. પણ માઇસોરનું તેલ આ બધા કરતાં ચઢીયાતું છે. તેમા સુગંધી પદાર્થનું તત્ત્વ ઘણું વધારે છે. જાપાનથી આવતુ શીયુ તેલની સાથે માઈસોરનું તેલ હરીફાઈ કરી શકે એમ છે.

આ બધા તેલો તેલ–અત્તરની બનાવટમાં પુષ્કળ વપરાય છે.

લીનાલો તેલની આયાતના આંકડા મળતા નથી. માઈસોરમાંથી ૬–૭ હજાર પૌંડ તેલ પેદા થાય છે. તેમાંથી હિંદુસ્તાનમાં જ એક હજાર પૌંડ ખપી જાય છે: બાકીનું લંડન ખાતે ચડે છે.

માઇસોરના વાવેતર જેમ જૂના થતાં જશે તેમ તેમ લીનાલોના લાકડામાંથી પણ તેલ કાઢવાનું ચાલુ થશે. તેલની કિંમત સામાન્ય વખતમાં ૩ પૌંડના ૪ શિલીંગ પડે છે.



## પેટન્ટ લેનારા શોધકોને કામનું

પેટન્ટ લેનારાઓને ખૂબ ઉપયોગી સુધારો હિંદી પેટન્ટ કાયદામાં કરવામાં આવ્યો છે. વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધનમાં કામ કરનારાઓને તે ખૂબ લાભદાયી થશે.

૧૯૧૧ ના હિંદી પેટન્ટ કાયદાની રૂઇએ કોઈ પણ પેટન્ટ લેનારને પોતાની શોધને લગતી બધી પ્રયોગાત્મક વિગતો પેટન્ટની અરજીની સાથે મોકલવી પડતી. આ વિગતો પૂરી ન પાડે ત્યાં સુધી પેટન્ટ માટે અરજી લેવામાં ન આવે. આથી પોતાની શોધની વિગતો કવેળા બહાર પડી જવાનો ભય રહે છે.

ઇંગ્લાંડના પેટન્ટના કાયદામાં શોધકને વધારે સગવડો મળે છે. અંગ્રેજી કાયદાની રૂઇએ કોઈ પણ પેટન્ટની

અરજી કરનારને અરજી સાથે બધી વિગતો મોકલવી પડતી નથી, શોધક પોતાની શોધનો માત્ર વિચાર કરે કે તરત અરજી કરી શકે છે. આ અરજી કર્યા પછી તેને તેર મહીનાનો સમય આપવામાં આવે છે જે દરમિયાન તે પોતાની શોધને લગતી બધી પ્રયોગાત્મક વિગતો નક્કી કરી શકે. છતાં આ ગાળામાં શોધને પેટન્ટનું કામચલાઉ રક્ષણ મળે છે.

*હિંદી કાયદામાં અંગ્રેજી કાયદા* અનુસાર સુધારા કરવાનો ખરડો ધારાસભામાં દાખલ કરવામાં આવ્યો હતો અને તે મંજૂર થયો છે. નવા સુધારેલા પેટન્ટ કાયદા મુજબ શોધકને નીચેના લાભ મળે છેઃ

(૧) શોધને લગતો કોઈ પણ વિચાર આવે કે તેને માટે પેટન્ટની અરજી કરી શકાય. બધી વિગતો નક્કી થાય ત્યાંસુધી રાહ જોવાની જરૂર રહેતી નથી.

(૨) અરજી દાખલ કર્યાની તારીખથી શોધને પેટન્ટનું રક્ષણ ચાલુ થાય છે એટલે શોધની વિગતો ચોરાઈ જવાની બીતિ ટળે છે.

(૩) ઉપર દર્શાવેલ (૧) અને (૨) કારણોસર શોધક પોતાની શોધને મોટા ઔદ્યોગિક પાયા પર મૂકે ત્યારે પેટન્ટનું રક્ષણ હોવાથી કોઇ તેનો ગેરલાભ ન લઈ શકે એટલું જ નહીં પણ શોધને મોટા પાયા પર લઇ જવાનું કામ સરળ અને સહેલું બની શકે.

(૪) જૂના પેટન્ટ કાયદાની રૂઇએ જરૂરી બધી વિગતવાર માહેતીનો મુસદ્દો તૈયાર કરવા શોધકો પેટન્ટ એજંટને રોકી ન શકે તેઓ પેટન્ટની અરજી કર્યા પછી આર્થિક મદદ મેળવવા પોતાની શોધ કોઈ પણને આપી વિગતો સમજાવી શકે. કારણ કે અરજી પછી પેટન્ટનું રક્ષણ મળી ગયું ગણાશે.

(૫) પેટન્ટની અરજી કર્યા પછી એમ લાગે કે શોધ સફળ થાય એમ નથી તો આ સુધારાથી વધારે ખર્ચ થતું બચી જાય છે

(૬) એક જ શોધને લગતાં કામચલાઉ રક્ષણ માટે એક કરતાં વધારે અરજીઓ થઈ શકે છે. ઉપરના પેટન્ટ માટે પછી એક અરજી ચાલી શકે.

આ નવા કાયદા અનુસાર નિયમો ઘડવાનું કામ ચાલી રહ્યું છે આ યોજના જેમ બને તેમ જલદી અમલમાં આવશે. પેટન્ટ લેનારાઓ આ સુધારા આવકારશે એમાં શંકા નથી.

## આપણો સ્ટાન્ડર્ડ ટાઇમ

૧૯૦૫ના ડીસેમ્બરની આખર તારીખ સુધી આખા હિંદુસ્તાનમાં સ્ટાન્ડર્ડ ટાઇમ તરીકે મદ્રાસનો સ્થાનિક ટાઇમ લેવાતો. મદ્રાસનો સ્થાનિક ટાઇમ એટલે વિલાયતના ગ્રીનીચ ટાઇમ કરતાં પાંચ કલાક, એકવીસ મિનીટ, અને ૧૦ સેકન્ડ આગળ.

૧૯૦૬ના જાન્યુઆરીની પહેલી તારીખે નવો સ્ટાન્ડર્ડ ટાઇમ આખા હિંદુસ્તાનમાં દાખલ કરવામાં આવ્યો. આ ટાઇમ ગ્રીનીચ ટાઇમના કરતાં બરાબર સાડાપાંચ કલાક આગળ રાખવામાં આવ્યો હતો. આ ટાઇમ અનુસાર સરકારનાં બધાં ખાતાં જેવાં કે રેલ્વે, તાર ટપાલની ઓફીસો વગેરે કામ કરવા લાગ્યાં.

૧૯૪૧ના ઓક્ટોબરની પહેલી તારીખે બંગાળ સરકારે ત્યાંના સમયમાં ફેરફાર કર્યો ત્યાં સુધી બંગાળમાં ત્યાંનો સ્થાનિક સમય ચાલતો. એટલે સ્ટાન્ડર્ડ ટાઇમ કરતાં ૨૪ મીનીટ આગળ. ૧૯૪૧ના ઓક્ટોબરની પહેલી તારીખથી બંગાળ સરકારે ઘડિયાળના કાંટા ૩૬ મીનીટ આગળ મૂક્યા. એટલે બંગાળાનો સમય સ્ટાન્ડર્ડ ટાઇમ કરતાં એક કલાક આગળ છે.

વિશ્વયુદ્ધ દરમિયાન ૧૯૪૨ના સપ્ટેમ્બરથી વળી પાછો સ્ટાન્ડર્ડ ટાઇમમાં ફેરફાર સરકારે કરાવ્યો. ૧૯૦૬થી ચાલતા સ્ટાન્ડર્ડ ટાઇમ કરતાં એક કલાક આગળ હિંદુસ્તાનની બધી ઘડિયાળોના કાંટા મુકાવ્યા. આ ફેરફાર અનુસાર સ્ટાન્ડર્ડ ટાઇમ ગ્રીનીચ ટાઇમ કરતાં સાડા છ કલાક આગળ આવે.

૧૯૪૫ના ઓક્ટોબરની પંદરમી તારીખથી જૂનો સ્ટાન્ડર્ડ ટાઇમ બંગાળ-આસામ સિવાય બાકીના બધા પ્રાંતોમા દાખલ કરવામાં આવ્યો છે. એટલે એક કલાક પાછો મૂકવામાં આવ્યો છે. આજે આપણો સ્ટાન્ડર્ડ ટાઇમ ગ્રીનીચ કરતાં પૂર્વવત્ સાડાપાંચ કલાક આગળ છે મુંબઇમાં બે ટાઇમ ચાલે છે. સરકાર અને તેનાં ખાતાંઓ સ્ટાન્ડર્ડ ટાઇમ મુજબ પોતાના તાબાની ઓફીસોમા કામ કરે છે પણ મુંબઈ મ્યુનિસિપાલીટી અને તેના હસ્તકના ખાતાઓ સ્થાનિક ટાઇમ મુજબ કામ કરે છે. મ્યુનિસિપાલીટીની ઘડિયાળો સ્ટાન્ડર્ડ ટાઇમ કરતાં ૪૦ મીનીટ પાછળ હોય છે, કારણ કે મુંબઇનો સ્થાનિક ટાઇમ સ્ટાન્ડર્ડ ટાઇમ કરતાં ૪૦ મીનીટ પાછળ છે.

આજના બંગાળ-આસામના ઘડિયાળો સ્ટાન્ડર્ડ ટાઇમ કરતાં એક કલાક આગળ છે. આ ટાઇમ 'બંગાળ ટાઇમ' તરીકે ઓળખાય છે.

જેમના જ્ઞાનદીપમાંથી અનેકે પોતાના દીવા પેટાવ્યા છે તે—અમેરિકામાં નિસર્ગોપચારના આદ્યપ્રણેતા

# ડૉ. બેનેડિકટ લુસ્ટ

એન. ડી. એમ. ડી.

રમણલાલ એન્જિનીઅર

યુદ્ધને અંગે ઉપસ્થિત થએલી અને ત્યારપછી ચાલુ રહેલી અંધાધૂંધીને કારણે પરદેશના ઘણા સમાચારો બહુ જ મોડા મળે છે. ગયે વર્ષે સપ્ટેમ્બરની ૫મી તારીખે થએલા ડૉ. લુસ્ટના અવસાનના સમાચાર આપણને છેક હમણાં મળે છે.

એમનો જન્મ જર્મનીના બેડન પરગણાના મીચેલ-બેચ ગામમાં તાઃ ૩જી ફેબ્રુઆરી ૧૮૭૨ ને રોજ થયો હતો. એમને સાત ભાઈ અને એક બહેન હતાં. એમની બાલ્યાવસ્થા વિષે ખાસ જાણવાજોગ હકીકતો મળતી નથી.

ઊગતી જુવાનીમાં એમનું શરીર અતિ શ્રમ અને સખત અભ્યાસને લઇને ભાંગી ગયુ હતું. આખા શરીરની કમજોરી ઉપરાંત એ ફેફસાંની નબળાઇથી પણ પીડાતા હતા. સાજા થવાની સઘળી આશાઓ છૂટી ગયા પછી, છેવટના ઇલાજ તરીકે જલોપચાર અજમાવવા માટે તેઓ કનાઇપ ઇન્સ્ટીટ્યુટમાં રેવરન્ડ સેબાસ્ટીન કનાઇપને શરણે ગયા. ફાધર કનાઇપ યુરોપમાં જળવૈદ્ય તરીકે ચોમેર જાણીતા હતા.

નિસર્ગોપચારના આ મહાન જ્યોતિર્ધર પાસેથી આરોગ્યની પુનર્પ્રાપ્તી થયા બાદ, યુવાન લુસ્ટે આ નવી વિદ્યા પાછળ પોતાનું જીવન સમર્પવાનું નક્કી કર્યું. ઇ. સ. ૧૮૯૨માં વીસ વર્ષની વયે ફાધર કનાઇપે એમને અમેરિકા મોકલ્યા. અને ત્યાં થાણું નાખી અંગ્રેજી ભાષા મારફતે આખી માનવજાતની સેવા કરવાનો આદેશ આપ્યો

અગ્રેસરના ઉત્સાહથી ઉભરાતા લુસ્ટે ' કનાઇપ વોટર કયોર મન્થલી' નામનું માસિક શરૂ કર્યું, અને એની સાથેસાથે જ નિસર્ગોપચારના શિક્ષણ માટે એક શાળા અને હૉસ્પીટલ સ્થાપ્યાં. આ બીજમાંથી સમય જતાં એક મહાન વૃક્ષ થયું. માસિકનું "નેચરોપાથ"મા રૂપાંતર થયું. એ માસિકે નિસર્ગોપચારકોને એ પેઢી સુધી ટેકનીકલ બાબતોમાં આવશ્યક માર્ગદર્શન આપ્યું ત્યારપછી એમણે આમજનતામાં નિસર્ગોપચારના પ્રચાર માટે 'નેચર્સ પાથ' નામનું માસિક સ્થાપ્યું. શાળાનું અમેરિકન સ્કૂલ ઓફ નેચરોપેથીમાં પરિવર્તન થયું, અને હૉસ્પિટલનો વિકાસ 'યંગબોર્ન્સ'માં થયો. એમાંની એક સંસ્થા બટલરમાં અને બીજી ટેન્ગેરાઇન, ફ્લોરીડામાં આવેલી છે.

ઇ. સ. ૧૮૯૬માં એ ફરી પાછા યુરોપ ગયા, અને જર્મની અને ઓસ્ટ્રિયામાં વીકસેલી નિસર્ગોપચારની વિવિધ પદ્ધતિઓનું નિરીક્ષણ પરીક્ષણ કરી, એ સૌનાં શુભ તત્ત્વોનો સંગ્રહ કરી "નેચરોપેથી"ના નામ હેઠળ આ નવી પદ્ધતિ એમણે અમેરિકન પ્રજા આગળ રજૂ કરી.

ડૉ. લુસ્ટ પહેલા અમેરિકામાં ટ્રોલ, ગ્રેહામ તેમ જ બીજા અનેક નામાંકિત નિસર્ગોપચારકો થઇ ગયા હતા. પણ જર્મન નિસર્ગોપચારના સઘળા સાચા પ્રતિનિધિઓને અમેરિકન પ્રજા આગળ ડૉ. લુસ્ટેજ સૌથી પહેલવહેલા ગૌરવભેર રજૂ કરી નિસર્ગોપચારના જર્મન સંપ્રદાયે કરેલા મહાન પુરૂષાર્થનો અમેરિકન પ્રજાને પૂરેપૂરો ખ્યાલ આપ્યો. "નેચરોપેથી" એ શબ્દ પહેલવહેલો ડૉ લુસ્ટે અંગ્રેજી ભાષામાં વાપર્યો અને એને લોકપ્રિય કર્યો.

નિસર્ગોપચાર માટે "નેચર કયૉર" "નેચરલ થેરાપ્યુટીક્સ" "સાયન્ટીફીક નેચરલ થેરાપ્યુટીક્સ" "હાઇડ્રોથેરાપી" "પાનથેરાપી" "રેશનલ મેડીસીન" "ડ્રગલેસ મેડીસીન" "ઓથેપેથી" "ફીઝીકલ કલ્ચર" અને એવા જ બીજા અનેક શબ્દો જુદાજુદા ચિકિત્સકોએ પોતપોતાની પદ્ધતિઓની વિશિષ્ટતા બતાવવા માટે પ્રચલિત કર્યા છે, પણ એ સૌમાં જગતભરમાં વધુમાં વધુ લોકપ્રિય શબ્દ તરીકે "નેચરોપેથી"નો જ ફેલાવો થયો છે. એમણે અમેરિકન સ્કૂલ ઓફ નેચરોપેથી, અને અમેરિકન સ્કૂલ ઓફ કીરોપ્રેકિટક એ નામની નિસર્ગોપચાર અને કીરોપ્રેકિટકનું-કરોડના દોષોના નિવારણથી રોગ મટાડવાનું શાસ્ત્રીય શિક્ષણ આપતી બે શિક્ષણસંસ્થાઓ ખોલી. આ સંસ્થાઓમાંથી સ્નાતક થઇને નીકળેલા હજારો ગ્રેજ્યુએટો જગતના દરેક ભાગમાં પ્રેક્ટિસ કરી રહ્યા છે

ડૉ. લુસ્ટ ન્યુયોર્કની યુનીવર્સલ ઓસ્ટીઓપેથિક કોલેજના ગ્રેજ્યુએટ હતા. એ ઉપરાંત એમણે પોતાની

વૈદકીય તાલીમ હોમિયોપેથિક મેડિકલ કૉલેજ ઓફ ન્યુયોર્કમાં પણ લીધી હતી. એના એક ડીને એમને એ કૉલેજમાંથી પસાર થએલા વિદ્યાર્થીઓમાંના એક અત્યંત તેજસ્વી વિદ્યાર્થી તરીકે વર્ણવ્યા હતા. ડૉ. રોયલ એસ કોપલેન્ડ, જે એક વખત ન્યુયોર્ક શહેરના કમિશ્નર ઓફ હેલ્થ હતા, અને ત્યારબાદ સેનેટર થયા હતા, એમણે એ જ કૉલેજમાં અભ્યાસ કર્યો હતો, અને એ ડૉ. લુસ્ટના ઘનિષ્ટ મિત્ર હતા. આ ઉપરાંત એ ન્યુયોર્કની ઇકલેકટિક મેડીકલ કૉલેજના ઈ. સ. ૧૯૧૩માં ગ્રેજ્યુએટ થયા હતા. અને એક વર્ષ બાદ એમને ફ્લોરીડામાં વૈદકની પ્રેક્ટિસ કરવાની સનંદ મળી હતી. આ રીતે પોતાના જમાનાના તમામ આવશ્યક વૈદકીય જ્ઞાનથી સુસજ્જ થઇને એમણે અમેરિકામાં નિસર્ગોપચારના પ્રચારનું પુણ્યકાર્ય ઉપાડ્યું હતું.

માનવજાતના શારીરિક, માનસિક અને નૈતિક ગુન્હાઓ નિર્મૂળ કરીને દવાખાના, પાગલખાનાં અને કેદખાનાં વિનાની નવી સૃષ્ટી સર્જવાનું જે મહાભારત કામ જર્મન મહર્ષિઓએ ઉપાડ્યું હતું એના–એ નવી દુનિયાના તે પ્રતિનિધિ હતા. નિસર્ગોપચારની નવી સંસ્કૃતિના એ અગ્નિહોત્રી હતા.

અગ્રગામીની તીવ્ર દૃષ્ટિથી એમણે પોતાની ચારે બાજુ ફેલાઇ ગએલા અજ્ઞાન, વ્હેમ, ભય અને અંધાધૂંધીનું માપ કાઢ્યું અને આ અનિષ્ટો નાબૂદ કરવા કમ્મર કસી. જે ઝનૂનથી એમણે પોતાની પહેલી પ્રવૃત્તિઓ શરૂ કરી હતી તે જ ઝનૂનથી એ જીવનના અંતકાળ સુધી ઝૂઝી રહ્યા.

એમની શ્રદ્ધા, હિંમત અને અડગતાને લઇને અમેરિકામાં નિસર્ગોપચારના પાયા નંખાયા અને અસંખ્ય ઝંઝાવાતો વચ્ચે પણ નિસર્ગોપચારની ભવ્ય ઈમારત ટકી રહી. અનેકવાર દવાવાદના માંધાતાઓના રોષ અને દ્વેષના એ ભોગ થઈ પડ્યા. વારંવાર એમનું કર્યું કારવ્યું ધૂળ મળ્યું. સત્તરવાર એમને જેલમાં જવું પડ્યું. આ અથડામણો અને આફતોમાં એમને સહાય ટેકો આપનાર એમનાં પ્રિય પત્ની ડૉ. લુઇસા લુસ્ટ એમણે ગુમાવ્યાં. આ આઘાતને એમણે હૃદયમાં રૂંધાવી પોતાની લડત ચાલુ રાખી–નિસર્ગોપચારના પ્રચાર માટે એમણે ૭ લાખ ઉપરાંત રૂપીઆ ખર્ચ્યા.

ગરીબોને માટે એમના હૃદયમાં અપાર લાગણી હતી. ફાધર ક્નાઇપના સાચા શિષ્ય હોવાથી ગરીબમાં ગરીબ માણસ નિસર્ગોપચારનો લાભ કઇ રીતે લઇ શકે એ રાત દિવસ એમની ચિંતાનો વિષય હતો.

હિંદુસ્તાન ઉપર અને એમાંય ખાસ કરીને ગુજરાત ઉપર ડૉ. લુસ્ટનું ઘણું ઋણ છે. ડૉ. મહાદેવ પ્રસાદ, ડૉ. નાન્દી, સ્વ. ચમનલાલ વૈષ્ણવ અને આ લેખકે પોતાનો જ્ઞાનદીપ ડૉ. લુસ્ટની જ્ઞાન-જ્યોતિમાંથી જલાવ્યો હતો. નિસર્ગોપચારના ક્ષેત્રમાં કામ કરનારા કાર્યકર્તાઓને એમની પ્રેરણા અને હૂંફ સદાકાળ મળ્યાં કરતાં. અમારી અનેક મુશ્કેલીઓ વખતે એમનો આદર્શ અમારા પગમાં નવું બળ પૂરતો.

આજથી બે વર્ષ ઉપર જ્યારે એમની ફ્લોરીડાની સંસ્થામાં આગ લાગી ત્યારે એ એમાં સપડાઇ ગયા હતા. એમની લાચાર અને બેભાન હાલતમાં એમને એલોપેથીક સારવાર અપાઇ. તે વખતે અપાયલી સલ્ફેનિમાઇડ દવાઓની ભૂંડી પશ્ચાત્-અસરોને કારણે એમના કેસમાં અનેક ગૂંચવાડા થયા અને છેવટે એને લીધે જ એમનું અવસાન થયું.

એમના જવાથી નિસર્ગોપચાર રંક બન્યો છે. એમના અવસાનનું દુઃખ કેવળ એમનાં કુટુંબને નહીં પણ જગતભરના નિસર્ગોપચારકોને છે.

નિસર્ગોપચારના અભ્યાસીઓને અત્યંત મૂંઝવતી પરિસ્થિતિ એ છે કે નિસર્ગોપચારના જૂના નેતાઓ અવસાન પામી રહ્યા છે જ્યારે એમનું સ્થાન પૂરે એવા નવા નેતાઓ પાકતા નથી.

ટીલ્ડન, લીંડલ્હાર, કેલોગ, માર્કસ અને લુસ્ટનાં સ્થાન પૂરી શકે એવા પ્રતિભાશાળી નિસર્ગોપચારકો નવી પેઢીમાં દેખાતા નથી. નિસર્ગોપચારના ઉજળા ભવિષ્ય માટે જેમને શ્રદ્ધા છે, તેમને પણ આ વર્તમાન વિષમ પરિસ્થિતિ અત્યંત ગ્લાની ઉપજાવે છે.

લુસ્ટ દંપતિના આત્માઓને ચિરશાન્તિ હો !

# એક જ તત્ત્વ

મૂળ. વિ. સ. ખાંડેકર
અનુ. મૃત્યુંજય

ઉપર સમળી ચારે દિશામાં ઘૂમી રહી હતી.

નીચે મોર મજાથી પોતાની જ આસપાસ નાચી રહ્યો હતો.

બેઉને સમય કેમ પસાર કરવો એ સૂઝતું નહોતું.

મોર બોલ્યો, 'સમળી બહેન, તમારી પાંખો પાસે હવાઈ જહાજ પણ કંઈ વિસાતમાં નથી !'

સમળી બોલી, 'મોર ભાઈ, તમારી પાંખો પાસે ભલા લાલ રત્નોની શી વિસાત છે ?'

×

પરિચયનું રૂપાન્તર સખ્યમાં થતાં બહુ વાર નથી લાગતી.

મોર કહેતો, 'આકાશમાંના નક્ષત્રો કેટલા સુંદર છે !'

સમળી જવાબ આપતી, 'જમીન પરનાં ફૂલોથી પણ વધુ ?'

બધી ચીજોમાં એક જ દિવ્ય તત્ત્વ ભરાએલું છે, એ વાતનો એવે સમયે એમને સાક્ષાત્કાર થતો.

ક્યારેક વાત પરથી વાત નીકળતી અને સમળી કહેતી, 'પૃથ્વી ઉપરની નદીઓ કેટલી સુંદર દેખાય છે !'

મોર જવાબ દેતો, 'પરંતુ એનું પાણી તો આકાશમાંથી જ આવે છે ને ?'

ચરાચરમાં એક જ તત્ત્વ ભરાએલું છે, એવો એવે સમયે એમને ભાસ થતો, પ્રત્યેક પ્રાણીમાં અગર એક જ તત્ત્વ બેસી રહ્યું છે તો પછી એક પ્રાણી જો બીજાને પોતાના નખથી અડી પણ લ્યે તો શું એ મહા પાપ થયું ?' બેઉને આ વાત બરાબર રુચી ગઈ.

સમળી મોરની પાંખો ઉપર સુખથી સુવા લાગી.

મોર સમળીને બતાવતો નાચી નાચીને રમવા લાગ્યો.

અને બેઉ દિલોજાન દોસ્ત બની ગયા !

×

એક દિવસ જ્યારે સમળી અને મોર 'બધાં પ્રાણીઓમાં પરમાત્માનો જ વાસ છે–' એ તત્ત્વની ચર્ચા કરી રહ્યા હતા, ત્યારે સામેથી એક સાપ સરસરાટ ચાલ્યો જતો હતો.

સમળીએ એને જોયો.

મોરે પણ એને જોયો.

સમળી ઊડી, ઝડપથી.

મોરે પણ છલંગ મારી, ચપળતાથી.

'મારો ભક્ષ્ય છે એ.' મોર બોલ્યો.

'મારો ભક્ષ્ય છે એ.' સમળી બરાડી.

બેઉના પ્રાણાન્તિક ઝગડામાં સાપ તો ક્યારનોય ચાલ્યો ગયો હતો.

જખમી સમળી આકાશમાં ઊડી શકતી નહોતી.

જખમી મોર પોતાની જગ્યાએથી હલી શકતો નહોતો.

પહેલા એક બીજાને જોઈને જેમની આંખોમાં ફૂલ ખીલતા, હવે અત્યારે ત્યાં અંગારા દેખાતા હતા.

બેઉએ એક જ સમયે પ્રાણ તજ્યા.

ભયભીત થઈને ભાગેલો સાપ જાણે મનોગત જ બોલ્યો, 'પ્રત્યેક પ્રાણીમાં એક જ તત્ત્વ રમતું રહે છે, એ તત્ત્વ કેટલું સત્ય છે...'

*

જીવનના લોટની કણેક બાંધવામાં ભાવના અને વ્યવહારનું સ્થાન મોવણ અને પાણીના જેવું છે. જેમ ભાવનાના મોવણ (તેલ કે ઘીના મોણ પેઠે) વગર એકલા વ્યવહારના પાણીથી બાંધેલી કણેકની જીવનની રોટલી ચવડ બની જાય છે, તેમ એકલી ભાવનાની જ સ્નિગ્ધતા વડે જીવનનો લોટ બાંધીએ તો તે બંધાવાનો જ નહિ–સાવ ભૂકો જ રહેવાનો. અલબત્ત પાણીની સામે પ્રમાણસર રહી શકે એટલું ભાવનાનું મોવણ જેમ વધારે તેમ જીવન વધારે ઉન્નત, મુલાયમ અને ઉમદા બનવાનું જ. પણ વ્યવહારનું પાણી તેને બાંધવા માટે જરૂરી છે. એ પાણી અને મોવણનું પ્રમાણ ઠરાવવા વિવેકની જરૂર પડવાની.

બચુભાઈ રાવત

# આ અમેરિકા

થોમસ ફ્લિજેગન નામના અમેરિકને ૮૮ વાર લગ્ન કર્યાં છે, અને છતાં એની એની એક પત્ની સાથે એ ૨૧ વર્ષથી સુખી જીવન વિતાવી રહેલ છે

વાત એમ છે કે ભાઇ થોમસ જીવતા ખાંડાનું પરોપકારી કર્તવ્ય બજાવી રહ્યા છે આપણા દેશમાં વરરાજાને બદલે ખાંડુ મોકલીને તેની સાથે કન્યાને ફેરા ફેરવવાની પ્રથા હતી. તેને જ મળતી પ્રથા અમેરિકામાં આ લડાઇને કારણે દાખલ થઈ શકી છે

લશ્કરમાં કે નૌકાદળમાં ભરતી થઇને પરદેશ ગયેલા અમેરિકન સિપાહીઓ ને નાવિકોમાંના કેટલાય જુવાનિયાના તાજા જ વેવિશાળ થયેલા હોય છે યા તો કોઇ કુમારિકાને એમણે કોલ આપેલો હોય છે લડાઇ પૂરી થાય તે પછી એ સ્વદેશ પાછા ફરે તે દરમિયાન તો વર્ષો વીતી જાય, લગ્નના કોડ કન્યામાં જાગી જાગીને પાછા સમાઈ જાય અથવા તો એટલા બધા ઉગ્ર બની જાય કે કોલ દીધેલાને મૂકીને એ બીજા સાથે ચાલી જાય

એટલે એક શહેરમાં થોમસ ભાઇએ ખાંડા-વાટે-વિવાહ નામની સંસ્થા ખોલી પરદેશથી જે સૈનિક કે ખલાસીનો કાગળ આવે તેની વતી એ તેની વાગ્દત્તા સાથે જીવતુ ખાંડુ બનીને લગ્ન કરે છે કેટલીક વાર તો એને અઠવાડિયાના બેની ગતિએ વેશધારી વરરાજા બનવુ પડતુ હોય છે લગ્ન વખતે એ સારા કપડાં પહેરે છે કોટના બટનમાં ગુલાબી ફૂમકુ ભરાવે છે અને કન્યાને ફૂલગજરા ભેટ ધરવાનુ ચીસરતો નથી વિધિ પતી ગયા પછી કન્યાને પોતાને ઘેર જમવા લઇ જાય છે અને પોતાના ૨૧ વર્ષના લગ્નજીવનના અનુભવમાંથી તેને એકાદ-બે શિખામણ આપે છે લગ્ન પછી એ મધુરજની માણવા નથી ઊપડી જતા તેથી એની સગી સ્ત્રી આ સેવાકાર્ય સામે કાંઈ વાંધો નથી ઉઠાવતી

એક પરણેલો સૈનિક પરદેશ ગયો ત્યારે તેની સ્ત્રીને પૂરા મહિના હતા એ સ્ત્રીને લઇને થોમસ સુવાવડખાને ગયો અને એક ભાવિ પિતાની કુમાશભરી ચિંતાથી એની સારવાર રાખી હતી

***

પેસિફિક કાંઠાની વસનારી એક સ્ત્રીએ છુટાછેડાની માગણી કરી છે કારણમાં એ કહે છે કે, મારી મા મને મળવા આવે ત્યારે મારો પતિ કાનમાં પૂમડા ખોસીને બેસે છે '

બીજી એક બાઇએ છુટાછેડાની અદાલતમાં એવી ફરિયાદ કરી કે એનો પતિ ઘરનો પ્રાઇમસ વેચી આવીને એમાંથી દારૂ પીતો હતો પુરુષે આરોપ કબૂલ કર્યો પણ એમ કહીને દયાયાચના કરી કે, આ સ્ત્રી એવી તો કફોળ ગૃહિણી હતી કે બે અઠવાડિયા સુધી તો પ્રાઇમસની ગેરહાજરીનુ એને ભાન પણ ન થયું !

***

અમેરિકાના એક ગામડાની પોલીસ-ચોકીએ એક બાઇનો ટેલિફોન આવ્યો કે, 'મારું ત્રણ વર્ષનુ છોકરુ સૂઈ જતુ નથી માટે તેને ઊંઘાડવા એક પોલીસ દાદાને મોકલી આપવા મહેરબાની કરશો

***

બીજી એક પોલીસચોકીમાં શ્વાસભર્યો એક આદમી આવ્યો અને પોતાની પાછળ ચાલી આવતી એક ઓરત સામે આંગળી ચીંધીને બોલ્યો 'મારી સ્ત્રી મને હેરાન કરી રહી છે મને જે લોક-અપમાં પૂરી દો તો કાંઈક નિરાંતે નીંદર કરી શકુ '

***

ન્યુયોર્કની ટેલિફોનના વડામથકે એકવાર ઘંટડી વાગી અવાજ કોઈ સ્ત્રીનો હતો અમુક જગ્યાએ કેટલાક વખત પર એક મોટર અકસ્માત થયો હતો એના વિષે તેણે પૂછ્યુ એ અકસ્માત કઇ તારીખે થયો હતો એ આપ કહી શકશો ?

ટેલિફોન ઉપરીએ ચોપડા ઉથલાવી તારીખ શોધી કાઢી પૂછ્યુ 'કેમ આપના કોઇ સ્વજન તેમાં સપડાઇ ગયેલા કે ?

ના રે જવાબ મળ્યો, એ તારીખે મારી બિલાડી બહાર ગએલી એટલે તેના બચ્ચાં ક્યારે આવશે તેની મુદત મારે ગણવી હતી '

***

વર્ષો પહેલાની વાત છે ૨૧ અર્નીપાઇલ ત્યારે વોશિંગ્ટનના એક દૈનિકમાં ત્રીસ ડોલરને પગારે પ્રફ-વાચક તરીકે નોકરી કરતો હતો એક સમાચારને એણે એક દિવસ મથાળુ આપ્યુ 'એક જુવાનને મળેલો ૧૫૦૦૦નો અખૂટ વારસો '

તંત્રીએ બોલાવીને એને પૂછ્યુ, '૧૫૦૦૦ ડોલર એ તને અખૂટ વારસો લાગી ગયો ?

અર્નીએ જવાબ આપ્યો 'મને મળે છે એવા લોટના ફાકડા તમને મળતા હોત તો તમને પણ એમ જ લાગત !

# મુક્તિ-દાતા !

બાબુભાઈ વૈદ્ય

'આ હબસી લોકો જંગલી છે.'

'હા-જી, સરકાર !'

'સારાં માઠાંના ભેદની તેમને કશી ગતાગમ નથી.'

'હા-જી, સરકાર !'

'ગમે તેટલું સમજાવો તો ય એ સાચી વાત સમજવાના જ નહિ.'

'ખરું છે, સરકાર !'

'તેમનાં હિતની વાત હોય તો પણ સમજવાના નહિ.'

'ખરું છે, સરકાર !'

'તેમનાં હિતની વાત હોય તો પણ સમજવાના નહિ.'

'અમારામાં અક્કલ જ નહિને, સરકાર !'

'પણ એવું ક્યાં સુધી ચાલશે ?'

જવાબ દેનાર ચૂપ રહ્યો. શું જવાબ આપવો એ તેને સમજાતું ન હતું એટલે કંઇ ભળતો જ જવાબ આપી દેવાય તો ઉલટું ઊંધું વેતરાય, એ બીકે તેણે મૌન રહેવું યોગ્ય ધાર્યું.

હબસી લોકોને જંગલી કહેનાર એક અંગ્રેજ લશ્કરી અમલદાર હતો. સાંભળનાર હતો હબસી. બીજું વિશ્વયુદ્ધ પૂરજોશમાં ચાલી રહ્યું હતું. જર્મની અને જાપાન હજી મિત્રરાજ્યોને મચક નહોતાં આપતાં, પણ ઇટાલી ભાંગી ગયું હતું. માંધાતા મુસોલિનીનાં આફ્રિકન સામ્રાજ્યનાં સ્વપ્નો ભાંગીને ભુક્કો થઇ ગયાં હતાં.

ઇટાલિયનોએ જ્યાં પોતાનું વર્ચસ્વ જમાવ્યું હતું એ બધો પ્રદેશ આજે અંગ્રેજોની આણ નીચે આવ્યો હતો. હબ્સીનિયાનો રાજા હેલ સેલાસી મિત્રરાજ્યોને બળે પાછો ગાદી પર બેઠો હતો. ગાદી પર બેસી તેણે પોતાના નેજા તળે હબસીઓને સંયુક્ત કરવાનો પ્રયત્ન શરૂ કરી દીધો હતો.

ઇટાલિયનોને હરાવવા માટે અંગ્રેજોએ હેલ સેલાસીનો ઓઠાં તરીકે ઉપયોગ કરેલ. હેલ સેલાસી પ્રત્યે તેમને અનન્ય પ્રેમ ઊભરાઈ જવાનું તો કોઇ કારણ ન હતું. લોકલાજને ખાતર ઇથિયોપીઆ હેલસેલાસીને સોંપી ઓગેડન, ઇરીટ્રિયા, સોમાલીલૅન્ડ વગેરે પ્રદેશો અંગ્રેજોએ પોતાના લશ્કરી કબજા હેઠળ રાખ્યા હતા.

ધરી રાજ્યોની જ્યારે બોલબોલા હતી અને મિત્રરાજ્યો જ્યારે લડાઈની એક જ ચાલ—પીછેહઠની—કરતાં હતાં ત્યારે અંગ્રેજોએ તથા હેલ સેલાસીએ નિવેદનો બહાર પાડેલ કે, બ્રિટનનો ઇરાદો ઇટાલીને હરાવી આફ્રિકાનો હબ્સીનિયાને લગતો પ્રદેશ હેલ સેલાસી નીચે મૂકવાનો છે.

પણ હવે તો લડાઈમાં પલટો આવ્યો હતો. ધરીસત્તાના વિનાશનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં.

જે પ્રદેશ અંગ્રેજોએ પોતાના લશ્કરી કબજા હેઠળ રાખ્યો હતો તેનો અંગ્રેજ અમલદાર બેઠોબેઠો હબસીઓમાં અસંતોષ ઊભો કરવા માટે પ્રયત્ન કરી રહ્યો હતો.

સોમાલીલૅન્ડના ઉષ્ણ પ્રદેશમાં તેને અકળામણ થતું હતું. એ અસહ્ય ગરમીમાં તેને ક્યાંય ચેન નહોતું પડતું. ઉપરાંત, તેના અન્ય સાથીદારો યુદ્ધ-મેદાન પર ધરી સત્તાઓને હંફાવતા આગળ ધપી રહ્યા હતા ત્યારે તેને આ શુષ્ક પ્રદેશમાં ગંદી મુત્સદ્દીગીરીમાં પડ્યું રહેવું પડ્યું હતું તે નહોતું ગમતું.

પણ શું થાય ? દેશ પ્રત્યેની ફરજના ભાનથી એ ત્યાં રોકાયો હતો, અને પોતાના દેશની સત્તા વિકસાવવા માટે હબસીઓમાં ફાટફૂટ પડાવવા તે મથી રહ્યો હતો. ભાડૂતી માણસો તેને મળી ગયા હતા. પણ કાળા લોકોને તો ગોરા અંગ્રેજો કરતાં પોતાનો કાળો રાજા હેલ સેલાસી વધુ વિશ્વાસપાત્ર લાગતો હતો.

આથી ચિડાઈ અંગ્રેજ અમલદાર એક ભાડૂતી હબસી સમક્ષ પોતાનો રોષ વ્યક્ત કરી રહ્યો હતો.

ગોરા અમલદારની 'ચાંદે ચાંદ' કરવામાં જ મજા છે, એટલું સમજી ગયેલ હબસી બધી વાતની હા-એ-હા કર્યે જતો હતો. પણ પેલાએ તો સીધો પ્રશ્ન પૂછ્યો અને હબસી મુંઝાયો.

'કેમ ચૂપ બની ગયો ?' અમલદારે પૂછ્યું.

'એમાં હું શું સમજું, સરકાર !'

'આવી પરિસ્થિતિ લાંબા વખત સુધી તો ન જ ચલાવવી જોઈએ એમ તો તું માને છે ને ?' અમલદારે પોતાનો પ્રશ્ન જુદી રીતે મૂક્યો.

'આપની એ વાત તદ્દન સાચી છે. સરકાર !'

'ત્યારે એક કામ કર.'

'જી !'

'એડીસઅબાબામાં 'બસ્રાબાત' નિશાળ ખૂલી છે એની તો તને ખબર છે ને ?'

'હા—જી ! ઈટાલિયનોએ એ નિશાળ બંધ કરાવેલ, અમારા સરદારોના છોકરા તેમાં ભણતા અને તેમનામાં રાષ્ટ્રપ્રેમની ભાવના ખીલતી, તેથી એવી બધી જ નિશાળો બંધ કરવામાં આવેલ. આપ સરકારે હેલ સેલાસીને પાછા ગાદી પર બેસાડયા પછી તેમણે એ નિશાળ ફરી શરૂ કરી છે.' હબસીએ પહેલી જ વખત લાંબી વાત કરી.

'આપણા પ્રદેશના, સરદારોના છોકરાઓ તેમાં ભણવા જાય એ મને પસંદ નથી.' હબસીની લાંબી વાતથી કંટાળ્યો હોય તેવા ભાવસહ અંગ્રેજ અમલદાર બોલ્યો.

'ખરું છે, સરકાર !'

'એ છોકરાઓ ત્યાં જતા અટકવા જોઈએ.'

'હા—જી સરકાર !'

'શુ હા—જી સરકાર ?' અમલદારે સહેજ ચીડપૂર્વક કહ્યું.

'આપણા સરદારોના છોકરાઓ બગલાબાત શાળામાં જતા અટકવા જોઈએ'

'હેં ! પણ એ કેમ અટકશે ?'

'એ તો સરકાર ! આપને આવડશે.' હબસીએ કહ્યું.

'એ છોકરાઓ માટે આપણે અહીં એકાદી નિશાળ કાઢીએ તો ?'

'તો બહુ સારું. સરકાર !'

'એ બધા છોકરા આપણી નિશાળમાં આવશે ખરા ?'

'કેમ ન આવે, સરકાર ! આપ નિશાળ કાઢો તેમાં ન આવે ? એ બને જ કેમ ? જરૂર-જરૂર આવશે.'

'પણ આ હબસી લોકો બધા જંગલી છે ને !' અંગ્રેજ અમલદારે થોડી ચીડપૂર્વક કાવ્યનાં ધ્રુવપદની જેમ પોતાની માન્યતા પાછી વ્યક્ત કરી.

'એ તો ખરું છે, સરકાર !' હબસીનો જવાબ પણ એનો એ જ હતો.

'આપણી નિશાળમાં છોકરાઓ લાવવા માટે આપણે લોકોને સમજાવવા પડશે'

'હા જી ! એ પણ ખરું છે, સરકાર !'

'એમને કઇ રીતે સમજાવશું ?'

'આપને રીત શોધતા શી વાર, સરકાર ?' બધી વાતમાં હકાર ભણતો હોવા છતાં પેલો હબસી બંધાઇ જવાય તેવુ કંઇ બોલતો નહોતો.

'તમે તો મુસલમાન છો, કાં ?' અંગ્રેજ અમલદારે પેલા હબસી પ્રત્યે પોતાને એકાએક પ્રેમ ઊભરાઈ આવ્યો હોય તેવા ભાવસહ કહ્યું.

'હા—જી, સરકાર !'

'નેક મુસલમાન છો, કાં ?'

'હા—જી, સરકાર !' પોતાને માટે વપરાતું સારું વિશેષણ એ કોઇ મહદ લાભની વાત હોય તેમ ખુશખુશ થતાં હબસીએ કહ્યું.

'હેલ સેલાસી તો ખ્રિસ્તી છે બગલાબાત શાળામાં ભણવા જતા વિદ્યાર્થીઓને એ સાચા મુસલમાનો બનાવવાને બદલે ખ્રિસ્તી ધર્મના સંસ્કાર પાઈ દેતો હશે તેમ તમને નથી લાગતું ?' પોતે ખ્રિસ્તી હોવા છતાં અત્યારે સામ્રાજ્યના કાવાદાવામાં પડેલ એ અંગ્રેજ બચ્ચો ખ્રિસ્તી ધર્મની વિરુદ્ધ બોલવા પણ તૈયાર હતો. તેને ધર્મની એટલી પડી નહોતી જેટલી પોતાની જન્મભૂમિની પડી હતી. દેશને કાજે તે ગમે તે કરવા તૈયાર હતો.

'પણ, સરકાર ! એ શાળામાં તો કુરાન પઢાવાય છે, અરબ્બીનું જ્ઞાન અપાય છે, ખાસ મુલ્લાઓ દ્વારા ઇસ્લામની સમજણ આપવામાં આવે છે.' અંગ્રેજ અમલદારનું સાંબેલાં જેવડું અસત્ય ન સાંખી શકાયાથી કે કોણ જાણે કેમ પેલા હબસીથી પોતાની સલામતીની વાત વિસરી જઈને સાચી વાત કહેવાઈ ગઈ. બોલતા તો એ બોલી ગયો, પણ બોલી લીધો પછી તેને લાગ્યું કે 'સરકાર'ના મતથી જુદો મત આપવામાં તેણે ગંભીર સાહસ કર્યું છે. એનું પરિણામ અનિષ્ટ જ હોય, એની તેને ખાતરી હતી. સરકાર શુ કરે છે તેની રાહ જોતો હબસી અંદરખાને પીપળાનાં પાંદડાંની જેમ કંપતો શૂન્યમનસ્ક ઊભો રહ્યો.

'એ તમારી વાત ખરી હશે.' અંગ્રેજે કહ્યું, અને હબસી તો આભો બની ગયો. એક ગોરો કાળા લોકની વાત ખરી હોવાનું કહેતો હતો ? એ બને જ કેમ ? એ તો સૂર્યને શીતળ કહેવા જેવી વાત હતી. પણ ત્યાં તો અંગ્રેજે હસીને ઉમેર્યું, 'પણ આપણે તો સરદારોના છોકરાઓને આપણી નિશાળમાં વાળવા છે, એટલે આવું કંઈક કરીએ તો જ આપણી ધારણા ફળે ને ?'

'હાજી, સરકાર ! આપની વાત તદ્દન સાચી છે.' હબસી પાછો સ્વસ્થ થઈ ગયો હતો.

'ત્યારે એક કામ કરો.'

'જી !'

'એક પત્રિકા લખી કાઢો અને તેમાં બસ્લાબાત શાળામાં સાચા મુસ્લિમને છાજે તેવું શિક્ષણ નથી દેવાતું—ને એવું એવું લખજો.'

'જી, સરકાર !'

'અને હવેથી એડીસઅબાબાથી છોકરાઓ અહીં રજામાં આવે ત્યારે મને ખબર આપતા રહેજો. મારે એમને જરા ચીમકી દેખાડવી પડશે. બે-પાંચને જરા પરચો બતાવશું એટલે બસ્લાબાત નિશાળ બંધ.' કહીને અંગ્રેજ અમલદાર ખડખડાટ હસ્યો. રણમેદાન પર પોતાનું શૌર્ય બતાવવાની તક ન મળી, પણ રાજરમતમાં પોતે કમ ન હતો એ ખ્યાલથી તે લહેરમાં આવી ગયો હતો.

* * *

'સરકાર, એક વિદ્યાર્થી આવેલ છે.'

'કેવડો છે ?'

'અઢારેક વર્ષનો લાગે છે, સરકાર !'

'ક્યાંનો છે ?'

'સોમાલિયાના અગ્નિ પ્રદેશમાં આવેલ મોગાડીશુનો છે.'

'ઓ—હો ! ત્યાંથી છેક એડીસઅબાબા ભણવા જાય છે ?'

'હા—જી, સરકાર ! બસ્લાબાત શાળામાં તો છોકરાઓ ક્યાં ક્યાંથી આવે છે.'

'સારું. એને મારી પાસે લાવો.'

થોડીવારે પેલો હબસી એક અઢારેક વર્ષના હબસી છોકરાને લઈને આવ્યો:

'કોણ છે તું ?' અંગ્રેજ અમલદારે પોતાને જ સાંભળે એવી તોછડાઈથી પેલા વિદ્યાર્થીને પૂછ્યું.

'વિદ્યાર્થી છું.'

'ક્યાં ભણે છે ?'

'એડીસઅબાબામાં.'

'અહીં શા માટે આવ્યો છે ?'

'રજા પડી છે.'

'રજા પડી છે એ તો સમજ્યું. પણ અહીં શા માટે આવ્યો છે ?'

'મારે ઘેર જાઉં છું.—આ લોકો મને અહીં—તમારી પાસે લઈ આવ્યા છે.'

'ક્યાં છે તારું ઘર ?'

'મોગાડીશુ.'

'મોગાડીશુ ?'

'હા—જી !'

'તું અમને શું ધારે છે ?' અંગ્રેજ અમલદારે ટીખળ કરતો હોય એમ પૂછ્યું.

'કેમ, સાહેબ ?' છોકરાને કંઈ ન સમજાતાં તેણે સહેજ મૂંઝવણપૂર્વક કહ્યું.

'એટલે બધે દૂરથી કોઈ એડીસઅબાબા સુધી ભણવા જતું હશે કે ?'

'હું જાઉં છું.'

'ખોટી વાત ન કરીશ. હું સરકારી અમલદાર છું. મને તું મૂર્ખ નહીં બનાવી શકે. તારા જેવા તો મેં કંઈક જોઈ નાખ્યા.'

'સાહેબ, હું ખોટું નથી બોલતો.'

'તમે હબસીઓ તો સત્યવાદીના અવતારો છો. પણ મારી પાસે ઢોંગ કરવો રહેવા દેજો.'

છોકરો અંગ્રેજ અમલદાર સામે જોઈ રહ્યો. શું કહેવું એ તેને સૂઝતું ન હતું.

'ચાલ, હું પૂછું તેના જવાબ દે.'

'જી !' કહી છોકરો નીચે જોઈ રહ્યો.

'તું કોનો જાસૂસ છે ?'

'હું ? જાસૂસ ?' છોકરાએ સ્તબ્ધ બની ગયો હોય તેમ પૂછ્યું.

'હા—હા ! તું.'

'સાહેબ, હું તો ભણું છું. મારે ઘેર પુછાવી જુઓ...'

'તું એમ નહીં માને.' અંગ્રેજે કૃત્રિમ રોષપૂર્વક કહી ઉમેર્યું, 'સિપાઈ !'

બે શસ્ત્રસજ્જ સિપાઈઓ હાજર થયા.

'આને કોટડીમાં પૂરી દો.' અમલદારે હુકમ કર્યો.

'પણ—સાહેબ...' છોકરો કાકલૂદી કરતો બોલ્યો. નિશાળમાંથી લાંબા વેકેશનની રજામાં એ ઘેર જતો હતો. મા-બાપ, ભાઈ-બેન, મિત્રો-સગાં સૌને મળવા એ ઉત્સુક હતો. તેમાં રસ્તામાં આ રીતે ઝડપાઈ જતાં એ ડઘાઈ ગયો હતો. દૂર દેશના મહાલિયનોના રાજ્યમાં તો આવું બનતું, પણ પોતાના મુસ્લિમના પ્રદેશના અંગ્રેજો આવું કરતા હશે તેની તો એને કલ્પના પણ ન હતી.

'મારે એની વાત નથી સાંભળવી. હું ઓળખું નહીં. આવા તો કંઈક જાસૂસો જોઈ નાખ્યા. જાવ ! એને પૂરી દો.'

છોકરાને એક પણ શબ્દ બોલવાની તક આપ્યા વિના એને પૂરી દેવામાં આવ્યો.

'જુઓ, હવે એ એડીસઅબાબા શાળામાં જવાની ના કહે તો એને છોડી મૂકજો.' છોકરો ગયા પછી અંગ્રેજ અમલદારે પેલા હબસીને કહ્યું.

'જી, સરકાર!'

* * *

'સરકાર! આજે બીજો છોકરો આવ્યો છે.'

'કેવડો છે?'

'હશે બાર-તેર વર્ષનો.'

'ત્યારે તો નાનો.'

'હા-જી, સરકાર!'

અંગ્રેજ અમલદાર કંઇ જુદા વિચારે ચડી ગયો હોય તેમ હબસીની સામે જોઈ રહ્યો.

'એને જવા દઉં, સરકાર?' થોડીવાર રાહ જોવા છતાં કંઈ જવાબ ન મળ્યો એટલે હબસીએ પૂછ્યું.

'કોને?' કોઈ સ્વપ્નામાંથી જાગ્યો હોય તેમ અમલદાર બોલ્યો.

'પેલા અલ્લાબાત શાળાના વિદ્યાર્થીને.'

'એ તો બહુ નાનો છે કાં?'

'હા-જી, સરકાર! માત્ર બાર-તેર વર્ષનો છે.'

'એને પૂરવાની જરૂર નથી.'

'ત્યારે એને જવા દઉં, સરકાર?'

'ના, ના, એને અહીં લાવો તો ખરા. એને તો થોડી ધમકી દેશું એટલે ઢીલો બની જશે.'

'જેવો હુકમ સરકાર!' કહી હબસી ગયો.

તેર વર્ષના એક છોકરાને લઈને હબસી દાખલ થયો. મોગાડીશુવાળા છોકરા કરતાં આ છોકરો જુદી જ કોટિનો હતો. ચામડી તો એની પણ કાળી હતી. માથે ગુંચળાવાળા વાળ હતા. પણ આ નાના છોકરાની આંખમાં અનોખું તેજ હતું. એની આંખના તેજ સમક્ષ બળવાન તો પેલો અંગ્રેજ અમલદાર પણ ઝંખવાતો હોય એમ લાગ્યું. એના હોઠ મક્કમતાપૂર્વક બીડેલ, હતા, છતાં એના મુખ પર સ્મિત ફરી રહ્યું હોય તેમ લાગતું હતું. પોતે કોઈ મોટા અમલદાર સમક્ષ ઊભો છે એનો કશો જ ભય એ છોકરાનાં વર્તનમાં નહોતો જણાતો. એ તો જાણે સ્વસ્થતાની અને સ્વાભાવિકતાની સાક્ષાત મૂર્તિ એની તેજસ્વી આંખો ઘડીમાં પેલા હબસી તરફ તો ઘડીમાં અંગ્રેજ અમલદાર તરફ ફરતી હતી.

'શું છે?' એ છોકરાએ જ અમલદારને પૂછ્યું.

'તું ક્યાં જાય છે?' અંગ્રેજ અમલદારે પૂછ્યું.

'હું મારે ગામ જઉં છું.'

'તારા ગામનું નામ શું?'

'હરારુર'

'ક્યાંથી આવે છે?'

'એડીસઅબાબાથી.'

'ત્યાં શું કરવા ગયો'તો?'

'ભણવા.'

'ભણવા માટે છેક ત્યાંસુધી શા માટે જવું પડે?'

'મારે સાચી માણસાઈ શીખવી છે, એને માટે અલ્લાબાતશાળા એ જ યોગ્ય ઠેકાણું છે.'

'તું બહુ બોલકો લાગે છે.' અંગ્રેજ અમલદારે થોડા કંટાળાપૂર્વક કહ્યું.

છોકરો ચૂપ રહ્યો.

'અત્યારે લડાઇ ચાલે છે, એની તો તને ખબર છે ને?' અંગ્રેજ અમલદારે કંઈવારે પૂછ્યું.

'હા એની મને ખબર છે; મને એ પણ ખબર છે કે જુલ્મી ઇટાલિયનો હાર્યા છે, અને અંગ્રેજોની મદદથી અમારા શહેનશાહનું રાજ સ્થપાયું છે.' છોકરાએ ગૌરવપૂર્ણ સ્વરે કહ્યું. બોલતી વખતે તેની આંખોમાં અનેરી ચમક દેખાતી હતી.

'તારા શહેનશાહનું રાજ્ય અહીં નથી સ્થપાયું એ તો ખબર છે ને?'

'અહીં નહીં સ્થપાયું હોય તો સ્થપાશે.'

'એટલે!' અમલદારે રોષપૂર્વક પૂછ્યું.

'આ બધો પ્રદેશ મારા શહેનશાહનો છે. એ બધા પર તેની જ આણ ફરશે, કોઈની મગદૂર નથી કે લાંબો વખત આ પ્રદેશ દબાવી શકે.' છોકરો હતો તો નાનો પણ એની વાણીમાં ટંકાર હતો. એના બોલે પેલા હબસીને અસર કરી હોય તેમ તે દિગ્મૂઢ બની જોઈ રહ્યો હતો, અંગ્રેજ અમલદાર સામે કોઇ કાળો માનવી આ રીતે બોલે એ તેને માટે નવીન વાત હતી.

'એ બધી ડહાપણની વાતો મૂકી દે. અત્યારે તો તેં આ સિંહનો બિલ્લો લગાવ્યો છે એ કાઢી નાખ.'

'આ તો મારી શાળાનો ગણવેશ છે. સિંહનો બિલ્લો એ તો અમારા દેશનો બિલ્લો છે.'

'એ બધું હું જાણું છું. એ બિલ્લો મને આપી દે.'

'શા માટે?' છોકરાએ પૂછ્યું.

એક બાજુ વિરાટ બ્રિટિશ શાહીવાદનો પૂરો પાંચ હાથ ઊંચો, સશક્ત ગોરો પ્રતિનિધિ હતો. નાના છોકરાની જેમ એ બિલ્લો માગી રહ્યો હતો. સામે એક નાનકડા

દેશનો કુમળો હબસી છોકરો હતો. મરદની માફક એ પોતાના રાષ્ટ્રનું સ્વમાન રક્ષવા કટિબદ્ધ બનતો હતો.

'અહીં રહેવું હશે તો એ બિલ્લો નહીં લગાડાય.'

'આ બિલ્લો ઉતારવાનો અધિકાર એક માત્ર મારા શહેનશાહને જ છે. એ સિવાય જગતભરની કોઈ તાકાત એ બિલ્લો નહીં ઊતરાવી શકે.'

અંગ્રેજ અમલદાર માટે આ નવી ભાષા હતી. આ ભાષામાં એણે બ્રિટિશ શાહીવાદને પડકાર જોયો. ગુલામોમાં આટલી ઉગ્રતા આવે તો બ્રિટિશ હિતોનું શું થાય? આ એક છોકરો જાગ્રત જનસમાજનું પ્રતીક હોય અને સ્થાપિત હિતોની સામે પ્રતિકારની દીવાલ રચી ઊભો હોય તેવું અંગ્રેજને લાગ્યું. તેણે બૂમ પાડી, 'સિપાઈ!'

બે સિપાહીઓ હાજર થયા.

'આ છોકરાનાં ખમીસ પરથી પેલો બિલ્લો ઉખેડી લો.' હુકમ છૂટયો.

છોકરો અક્કડતાપૂર્વક ઊભો રહ્યો, સામે રાક્ષસ જેવા બે ગોરા સૈનિકો હતા. તેમને પોતે પહોંચી શકે તેમ ન હતો છતાં એ છોકરાના મુખ પર ભય ન હતો. સૈનિકો પાસે આવ્યા એટલે તેણે બંને સામે ધસારો કર્યો. મુઠીઓ વાળી તે ગોરા સૈનિકો પર કુદ્યો.

પણ તેણે એ સૈનિકોને બેક ઠોંસા લગાવ્યા ત્યાં તો એ બંનેએ તેને આખો અદ્ધર ઉપાડી લીધો. પછી તેને નીચો મૂકી, દબાવી રાખીને તેના ખમીસ પરથી પેલો બિલ્લો ઉખેડી લેવામાં આવ્યો. છોકરો હલીચલી શકે તેમ જ ન હતો. સામનો કરવાની તો વાત જ ક્યાં રહી!

અંગ્રેજ અમલદાર ખડખડાટ હસતો હતો.

બિલ્લો કાઢી પેલા સૈનિકોએ છોકરાને છૂટો કર્યો. છોકરો પોતાનાં કપડાં ખંખેરતો ઊભો થયો. તેની આંખોમાં રોષ હતો પણ આંસુ નહોતાં. તેના ચહેરા પર કરડાઈ પથરાઈ રહી હતી પણ લાચારી નહોતી. બિલ્લો ગુમાવ્યા છતાં એ તો અડગતાપૂર્વક જ ઊભો હતો.

'હવે, જા!' અંગ્રેજ અમલદારે કહ્યું, 'અને ડાહ્યો થઈને રહેજે.'

એક અક્ષર પણ બોલ્યા વિના છોકરો ટટ્ટાર મસ્તક રાખી ચાલતો થયો.

'છોકરો નાનો, પણ જબરો ખરો.' અંગ્રેજ અમલદારે એ ગયા પછી પેલા હબસીને કહ્યું.'

'હા–જી, સરકાર!' સ્વપ્નમાંથી જાગતો હોય તેમ જાગીને હબસી બોલ્યો.

'મને તો બીક હતી કે સૈનિકોને દેખીને જ રડી પડશે.'

'ના–જી, સરકાર! એ એમ રડે તેવો નથી.'

'તું એને ઓળખે છે?'

'હા–જી, સરકાર!'

'એનો બાપ શું કરે છે?'

'એ બહુ મોટા માણસ છે સરકાર!'

'મોટા માણસ છે એટલે?'

'સરદાર છે. લોકોના નેતા છે. હજારો હબસીઓ એમનું કહ્યું માને છે. ખુદ શહેનશાહ પણ તેમની વાત સાંભળે છે.'

'એમનું નામ શું છે?'

'બલામબારાસ અબ્દુલાહી ફરાહ.'

'આ એમનો છોકરો હતો!'

'હા જી, સરકાર!'

'એ તો ઇથિયોપિયાની ધારાસભાના સભ્ય છે, કાં?'

'હા જી, સરકાર!'

'તેં એ વાત મને પહેલાંથી કેમ ન કહી?'

'આપે મને ક્યાં પૂછ્યું'તું, સરકાર?'

'આવા મોટા માણસને આવી નાની બાબત માટે નાખુશ કરવા એ ઠીક નહિ.'

'હા જી, સરકાર!'

'ત્યારે એક કામ કર.' અંગ્રેજ અમલદારે કહ્યું.

'જી!'

'તેં બલામબારાસ અબ્દુલાહી ફરાહનું ઘર તો જોયું છે ને?'

'હા–જી, સરકાર!'

'મારા તરફથી એક સારો ઘેટો લઈ એમને ભેટ આપી આવજે અને કહેજે કે તમારા છોકરા માટે મોકલ્યો છે.'

* * *

'તને કોણે માર્યો? જુલ્મીઓએ (હબસી બ્રિટિશ સૈનિકો)?' ફરાહ પોતાના પુત્રને પૂછી રહ્યા હતા.

'ના, પિતાજી! માર્યો કોઈએ નથી. ગબ્રિલેએ (બ્રિટિશ કેપ્ટન) હુકમ કર્યો એટલે બે ગોરા સિપાહીઓએ મને દબાવી મારો બિલ્લો ઉપાડી લીધો. હું સામો થયા તો ; થયો, પણ ફાવ્યો નહીં. તેમણે મને દબાવ્યો ત્યારે મારો ડાબો હાથ મરડાઈ ગયો હતો, પણ મેં ચીસ ન પાડી. ચીસ પાડવા જેવું તો કાયર જ કરે ને!'

'શાબાશ, બચ્ચા ! તેં અણનમ રહીને મારું નામ ઊજળું કરી બતાવ્યું છે.'

પિતા-પુત્રની વાત ચાલી રહી હતી ત્યાં પેલો હબસી અંગ્રેજ-અમલદાર તરફથી ઘેટાની ભેટ લઈને આવી પહોંચ્યો.

'શું છે ?' ફરાહે બહાર આવી પેલા હબસીને પૂછ્યું.

'ભેટ મોકલી છે ! હબશીએ કહ્યું.

'કોણે ?'

'ગબરિલેએ' સોમાલીઓ અંદરઅંદર દાઢીવાળા અંગ્રેજ કેપ્ટનને આ નામે સંબોધતા.

ગબરિલેનું નામ સાંભળી પેલો છોકરો પણ બહાર આવ્યો. તેના ડાબા હાથે લેપ કરી તે ઝોળીમાં ભરવ્યો હતો.

'શું મોકલ્યું છે ?'

'આ ઘેટો.'

'શા માટે મોકલ્યો છે ?' ફરાહે પૂછ્યું.

'નાના ભાઈ પર ખુશ થઈને તેમને માટે મોકલ્યો છે.' હબસીએ કહ્યું.

'શું કરશુ ?' પિતાએ પુત્ર સામે જોયું.

'પિતાજી, એ ઘેટો પાછો મોકલી દો.' પુત્રે કહ્યું.

'ના-બેટા ! એને માઠું લાગે આજે તો એ ધારે તેમ કરી શકે તેમ છે.'

'ભલે એને માઠું લાગે.'

'બેટા, આજે એને માઠું લગાડયુ પોસાય તેમ નથી.'

'પણ આ ઘેટો તો મને મોકલ્યો છે ને ?'

'તેથી શું ?' પિતાએ પૂછ્યું.

'હું તે પાછો મોકલવા માગુ છું.'

'એનાં પરિણામ આપણે આકરાં સહેવાં પડશે.'

'હું તૈયાર છું.'

'ઠીક, તારી મરજી !' કહી ફરાહે પેલા હબસી તરફ ફરતાં કહ્યું, 'તારા સાહેબને કહેજે કે ભેટ તમે છોકરા પર જ મોકલી હોવાથી એને ઠીક લાગ્યું તેવો જવાબ એ મોકલે છે.'

પિતાજીનાં આ વાકયે ખુશખુશ થનો છોકરો પેલા હબસી તરફ ફરી બોલ્યો. 'જરા થોભજો, હો ! હું જવાબ લખી આપું. એ જવાબ ને આ ઘેટો બન્ને લઈને જજો'

ચિઠ્ઠીમાં તેણે લખ્યું, 'તમે ઘેટાની ભેટ મોકલાવો છો, પણ એ તો નાશવંત વસ્તુ છે. તમને જો ભેટ દેવાની જ ઇચ્છા હોય તો મારો બિલ્લો પાછો મોકલાવો. આજે એ બિલ્લો કદાચ પાછો નહીં આપો તો પણ એક દિવસ તો એ બિલ્લો મને પાછો મળવાનો જ છે તેની મને ખાતરી છે. મારાં સ્વમાન પર ઘા કરનાર તરફથી હું કશી ભેટ સ્વીકારી શકું તેમ નથી.'

અંગ્રેજ અમલદારને ઉપરોકત ચિઠ્ઠી મળી ત્યારે તેના ગુસ્સાનો પાર ન હતો. 'કમબખ્ત ! મારું અપમાન કરે છે ! એનો મિજાજ ઠેકાણે લાવવો પડશે. મને એમ કે છોકરું છે એને કોણ બોલે ? પણ આ તો ફાટયો. આને જો ખરી ચીમકી બતાવવામાં નહીં આવે તો હબસીઓ ફાટીને ધુમાડે જશે, અંગ્રેજ સત્તા પ્રત્યે તેમનામાં કશો આદરભાવ નહીં રહે !'

તે દિવસની રાત તો એ અંગ્રેજ અમલદારે મહા મુસીબતે વિતાવી. બીજે દિવસે સવારમાં એ માથાફરેલ છોકરાને બોલાવી મંગાવાયો. ખુદ ફરાહની પણ તાકાત ન હતી કે અંગ્રેજ અધિકારીનાં કહેણને નકારી શકે, દશ સશક્ત અંગ્રેજ સૈનિકો એ છોકરાને તેડી જવા હાજર થઈ ગયા હતા.

ફરાહનું પિતૃહૃદય રડતું હતું. પણ તે તો હતો રાષ્ટ્રપ્રેમી. રાષ્ટ્રની ઈજ્જતને કાજે પોતાના પુત્રને સહેવું પડે એ ખરી રીતે તો ગૌરવની વાત હતી.

'તેં મારી ભેટ પાછી મોકલાવી ?' છોકરો આવી પહોંચતાં અંગ્રેજ અમલદાર ગર્જ્યો. તેના હાથમાં ચાબૂક હતો.

'હા.' છોકરાએ લેશપણ થડકયા વિના જવાબ દીધો.

'એ રીતે તું મારું અપમાન કરવા માગતો હતો ?'

'ના.'

'ત્યારે તારો ઇરાદો શું હતો ?'

'મારા સ્વમાનની રક્ષા કરવાનો.'

'તારું સ્વમાન તું મારું અપમાન કરીને રક્ષવા માગે છે ?' અંગ્રેજ અમલદારના ગાંઠાથી જોરદો ગાજી ઉઠયો.

'અપમાન કરવાની શરૂઆત તમે કરી છે. મેં નહીં.' અમલદાર ખૂબ ઉશ્કેરાયેલ હતો. છતાં છોકરો તો તદ્દન શાંતિપૂર્વક જવાબ આપી રહ્યો હતો.

'તું એમ નહીં માને, હરામજાદા !' કહીને અંગ્રેજે છોકરા પર પોતાનો કોરડો વીંઝ્યો.

એકાએક ચાબૂકનો માર પડતાં છોકરો કમ્પી ઊઠયો. ચાબૂકનો છેડો તેના કાળા છતાં સુંવાળા ને ચમકતા ગાલ પરથી લોહીની ટસર લેતો ગયો.

'બોલ, હવે માફી માગે છે કે નહીં ?' અંગ્રેજ બરાડી ઊઠયો.

'માફી તો તમારે માગવી જોઈએ.'

બસ ! પછી તો અંગ્રેજ ચાબૂક લઈને તૂટી જ પડયો, છોકરો ગબડી પડયો તોય ચાબૂકનો માર ચાલુ હતો. પણ પહેલા ફટકાથી છેલ્લે સુધીમાં છોકરાએ એક સીસકારો પણ કર્યો ન હોતો. ગાલ પર લોહી નીકળ્યા પછી તેણે પોતાના બંને હાથ વડે ગાલ ઢાંકી દીધા હતા.

પડેલ છોકરા પર પણ અંગ્રેજ ચાબૂક વરસાવવા લાગ્યો ત્યારે પેલા હબસીથી ન રહેવાયું. સદાય 'હા–જી, સરકાર !' કહેનાર એ હબસીનાં અંતરને કોઈ ખૂણે પડેલી માનવતા સળવળી ઊઠી અને એક છલાંગ મારી તે પેલા છોકરાને રક્ષતો તેની ઉપર તોળાઈ રહ્યો.

સાનભાન ગુમાવી બેઠેલ અંગ્રેજે બેક ફટકા તો તેને પણ લગાવી દીધા. ફટકાની વેદનાથી એ હબસી ચિત્કાર કરી ઊઠયો ત્યારે અંગ્રેજને ભાન આવ્યું કે પોતે તો કોઈ બીજા કાળા આદમીને ફટકારી રહ્યો હતો.

'તું દૂર ખસ !' તેણે કહ્યું.

'નહિં ખસાય.' હબસીએ કહ્યું.

'શું ?' અંગ્રેજ જોઈ રહ્યો.

નીચે પડેલ છોકરાના ખિસ્સામાંથી બ્રિટિશ શાહી વિમાની દળે ફેંકેલી એક પત્રિકા બહાર નીકળી ગઈ હતી. તેમાં લખ્યું હતું.

'બહાદૂર સૈનિકો, સાંભળો !'

ઇટાલિયનોને છોડી અમારે પક્ષે આવો.

'અમે જ્યારે જ્યારે સંદેશો મોકલ્યો છે ત્યારે ત્યારે એ સાંભળી તમે સુંદર જવાબ વાળ્યો છે. અમે તમારો પાડ માનીએ છીએ.

''તમે અમારી સામે શા માટે નહોતા લડતા તેનું કારણ અમે જાણીએ છીએ. તમે ઇટાલીની ધુંસરી નીચે રહેવા નહોતા માગતા. તમને યોગ્ય બદલો મળશે.

'તમારે જો શહેનશાહ હેલ સેલાસીના ઝંડા નીચે જવું હશે અને તમારું આઝાદ તંત્ર જોઈતું હશે, તો અમે તમને વચન આપીએ છીએ કે તમારી પસંદગીનું રાજ્યતંત્ર મેળવવાની તમને છૂટ રહેશે.''*

---

*બચેલી ઉપરથી

૪

## વાંચ્છા

જવાની નિર્જનિય, ને ભુજ કરે તું સમશેર દે !
પસંદ દિલનેય જે પ્રભુ પિતા, મહેચ્છા તું દે !
ભલે ક્ષણિક જિંદગી પણ ધુમંતી જે પોઢલે
ગમે, ઘરખૂણે સુદીર્ઘ સડતું નહીં આયખું.

# રાષ્ટ્રપુરુષનું મનોવેદન

*[તાજેતરમાં જ પ્રગટ થયેલા પંડિત જવાહરલાલના 'ડિસ્કવરી ઑફ ઇન્ડીઆ'ના પહેલાં બે પ્રકરણનું તારણ]*

મારી નવમી જેલયાત્રાના વીશ મહિના વીતી ગયા છે. અંધારે ઘેરાતા આકાશમાં ઝલમલતા બીજના ચંદ્રમાએ અહીં અમારું પ્રથમ સ્વાગત કરેલું. શુક્લપક્ષ ત્યારે બેઠું હતુ. ત્યારથી આજ સુધી પ્રત્યેક નવી બીજનું આગમન મને યાદ કરાવતુ રહ્યું છે કે કારાવાસનો એક મહિનો પૂરો થયો છે. આ પહેલાની જેલ યાત્રાનો પણ દીવાળી પછીની કાર્તિકી બીજે આરંભ થયેલો, કારાવાસનો કાયમી બાંધવ આ ચંદ્રમા વધુ ઓળખાણે વિશેષ નજીકનો મિત્ર બન્યો છે અને આ દુનિયાની મધુરતાનું, જીવનની વૃદ્ધિ અને ક્ષયનું, તિમિર પાછળ ચાલ્યા આવતા પ્રકાશનું, અને અનંતકાળ સુધી એકબીજાની પાછળ પડેલા મૃત્યુ અને પુર્નજીવનનું સતત સ્મરણ કરાવતો રહ્યો છે. સદા પરિવર્તનશીલ, ને તેમ છતાં સદાકાળ એનો એ જ મેં એને એનાં જૂજવાં સ્વરૂપોમાં અને એના બહુવિધ મિજાજોમાં, સંધ્યાકાળના લંબાતા પડછાયા ટાણે, રાત્રિના નીરવ પ્રહરો વચ્ચે, અને આવતા દિવસનો કોલ આપતા પરોઢની હળવી વાતચીત વચ્ચે નિહાળ્યા કર્યો છે.

❀

મારો એક વધુ જન્મદિન તુરતમાં આવી પહોંચશે, ને મને યાદ આપશે કે હું બુઢ્ઢો બની રહ્યો છું. છેલ્લા ચાર જન્મદિનો મેં કારાવાસમાં ગાળ્યા છે, અને આગાઉની જેલયાત્રાઓમાં પણ બીજા ઘણા જન્મદિનો ગુજર્યા છે. એમની ગણતી જ હવે તો હું ભૂલી ગયો છું. આ બધા મહિના દરમિયાન વારંવાર લખવાનો વિચાર આવ્યો છે. ઊર્મિ અનુભવી છે ને સાથોસાથ અનિચ્છા પણ. મિત્રો તો માની જ બેઠા કે હું આગાઉના કારાવાસોની માફક એક નવું પુસ્તક ઘસડી નાખીશ. છતાં આજ સુધી ન લખ્યું. લખવું સાવ સહેલું હતું પણ બહારની દુનિયા જ્યારે પલટતી જાય છે ત્યારે અહીં હાથમાં હસ્તપ્રત રાખીને બેસી રહું દરમ્યાનમાં અંદરનું લખાણ વાસી ન બની જાય તેવું કંઈક નીપજાવવું તે એક જુદી વાત છે. મારી ઈચ્છા આજ માટે કે કાલ માટે નહિ પણ એક અજ્ઞાત અને આઘેઆઘેના ભાવિને સારુ લખવાની હતી. કોને માટે લખું ? અને કયા કાળને માટે લખું ? લખતો હઈશ અને પ્રચંડ પરિવર્તનો થઈ ગયાં હશે અને એ તો ભાવિ માટે લખવામાં પણ જોખમ રહ્યું છે. કારણ કે આ પ્રકટ થશે ત્યારે વર્તમાન પ્રશ્નો દફનાઈ વિસરાઈ ગયા હશે, ને નવી સમસ્યાઓ જન્મી ચૂકી હશે.

આવા વિચારો મને સતાવતા અને રોકતા રહ્યા. ઉપરાંત મનનાં ઊંડાણોને વિશે વધુ નિગૂઢ પ્રશ્નો લપાયા હતા કે જેનો મારી પાસે જવાબ નહોતો.

એટલે આંહીં પણ મેં અન્ય જેલોમાં કર્યું હતું તેમ બગીચાનું કામ ઉપાડ્યું અને બળતે બપોરે ય ખોદવાનું તેમ જ ફૂલરોપની ક્યારીઓ રચવા પાછળ કલાકો ગાળતો રહ્યો. આ જમીન ખરાબ છે, પથરાળી છે અને પુરાતન ઇમારતોના અવશેષોથી ભરેલી છે, કારણ કે આ તો ગત સમયના કૈં કૈં સંગ્રામો અને રાજપ્રપંચોની ઐતિહાસિક લીલાભૂમિ છે. એ ઇતિહાસની એક ઘટના તો આજ પણ યાદગાર છે, એ છે સુંદરી ચાંદબીબીની પરાક્રમ-કથા. જેણે આ કિલ્લાની રક્ષા કરતે કરતે, તલવાર ઉઠાવી હતી, પોતાની સેનાને અકબરનાં સૈન્યોની સામે ચલાવી હતી, ને જેનું પોતાના જ માણસોને હાથે ખૂન થયું.

ખોદતાં ખોદતાં અમને દટાઈ ગયેલી પુરાતની દીવાલો અને ઇમારતોના ઘુમ્મટો મળી આવ્યા. પુરાતત્ત્વની દૃષ્ટિએ અમારું વધુ ખોદવું સત્તાવાળાઓને ગમ્યું નહિ. એક વાર તો અમને દીવાલની એક બાજુના પથ્થર પર કોતરેલું એક સુંદર કમળ મળ્યું હતું. દ્વાર પરનું જ હોવું જોઈએ.

હવે મેં કોદાળી હેઠી મૂકીને કલમ ઉપાડી છે.

મન મને રોકી બેઠેર વિષયથી કાંકા લગી ભરપૂર રહેતું. અને છતાં હું એને વીસરતો નહોતો. નિશ્ચિન્ત વિસામા જેવી એની સાંનિધ્યમાં ફરી ફરી પાછો વળતો, અને વધુ દિવનો વેગળો હોઉં ત્યારે એને સંભારીને જ મન શીતળ બનતું, તથા ઘેર પાછું વળવા વેગ પકડતું. મન અને શરીરની ખલાસ થયેલી બેટરીને ફરી ભરી લેવા માટે મને આરામ આપનાર એ જો ન હોત તો હું શું કરી શક્યો હોત? એણે મને જે આપ્યું તે મેં એનામાંથી લીધું, પણ આ પ્રારંભનાં વર્ષો દરમિયાન બદલામાં એને મેં શું આપ્યું હતું? દેખીતી રીતે જ મેં એને કશું આપ્યું નહોતું અને સંભવ છે કે એ દિવસોના ઊંડા ઉઝરડા એના હૃદય ઉપર રહી ગયા હશે. પોતાના પતિની છાયા અને આશ્રિતો માત્ર બની રહેવાને બદલે એને પણ રાષ્ટ્રની લડતમાં પોતાનો ભાગ ભજવવો હતો પોતાની જાત પરત્વે અને જગત પરત્વે જીવ્યું સાર્થક કરવાની એની તમન્ના હતી અને મને પણ દુનિયામાં આથી વધુ કંઈ ન ગમ્યું હોત પણ સપાટી નીચે નિહાળવાની મને નવરાશ નહોતી અને એના તલસાટો શા હતા તે જોવાની મારે આંખો નહોતી ઉપરાંત કાં તો મને કારાગૃહ ઉપાડી જતું અથવા તો એ માંદી રહેતી ટાગોરના નાટકમાંની ચિત્રાની માફક એ જાણે મને કહેતી હતી કે, 'હું ચિત્રા છું. હું પૂજા કરવાની દેવી નથી. તેમ નથી હું લાપરવાહીથી કોરે ખસેડી નાખવા માટેનું દયાપાત્ર કોઈ પતંગિયું. જહેમત અને જિંદાદિલીના પંથ ઉપર જો મને તમે તમારે પડખે રહેવા દેશો અને તમારા જીવનના મહાન કર્તવ્યોમાં સહચરી બનાવશો તો તમે મારી સાચી જાતને ઓળખી શકશો' પણ શબ્દો દ્વારા એણે મને આવું કદી કહ્યું નહિ, અને એની આંખોની આ વાણી હું પણ ધીરે ધીરે જ ઉકેલી શક્યો. ૧૯૩૦ના શરૂઆતના મહિનામાં એની આ ઇચ્છાને હું પામી ગયો, અમે બન્નેએ સાથે કાર્ય કર્યું અને મને આ અનુભવમાં એક નવીન આનંદ સાંપડ્યો. અમે બેઉ જાણે કે જીવનની છેલ્લી કરાડ પર ખડાં હતાં ને રાષ્ટ્રની નવી ઉથલપાથલ આવી રહી હતી આનંદના એ મહિનાનો અતિ ઉતાવળે અંત આવ્યો, '૩૦ની એપ્રિલમાં તો દેશ ઉલ્કાપાતમાં ઓરાઈ ગયો, હું ફરી જેલમાં જઈ બેઠો.

ઘણા ખરા મર્દો કારાવાસી બન્યા હતા, ત્યારે એક ચમત્કાર બન્યો નારીઓએ બહાર આવી લડતના મોરચા સંભાળ્યા, કમલાએ એમાં અગ્ર ભાગ ભજવ્યો, અલ્હાબાદની એ ગૌરવમૂર્તિ બની ગઈ, ફરી અમે મારા પિતાની આખરી માંદગીના ઓળા તળે મળ્યાં, એ મળવું સહચાર અને સમજદારીની ભૂમિકા પર થયું. અમે જાણે પરસ્પરને નવેસર શોધી કાઢ્યાં હતાં, અને વીતેલાં તમામ ગતવર્ષો આ નવી મૈત્રિની તૈયારી રૂપ જ હતાં.

ફરી પાછી ગભરાવનાર પ્રવૃત્તિ, ફરી તુરત કારાવાસ, સુખમિલનની સમાપ્તિ, સહકાર્ય અલોપ, સહવાસ પણ અદૃશ્ય,—સિવાય કે બે કારાવાસોના વચગાળામાં જરીક મળ્યાં; તે બીજાની પૂર્ણાહુતી પૂર્વે તો કમલા મોતબિછાને હતી

'૩૪માં પકડાયો હતો, ત્યારે કમળા મારાં કપડાં લઈ આવવા અમારા ખંડમાં ગઈ હતી, હું એની વિદાય લેવા પાછળ ગયો, ત્યાં એકાએક એ મને બાઝી પડી ને મૂર્છામાં ઢળી એને માટે આ અસામાન્ય હતું, કારણ કે જેલગમનને વિષે કશી જ ધાંધલ ન કરવાને અમે અમારી જાતને કેળવી હતી. તો શું અમારી એ પ્રણય-ભેટ છેલ્લી હોવાની આ આગાહી હતી?

એક બીજાને અમારી જરૂરીઆત જ્યારે ઉગ્રમાં ઉગ્ર હતી અને જ્યારે અમે પરસ્પર આટલાં નિકટ આવ્યાં હતાં તે જ સમયે બે કારાવાસનાં ચાર વર્ષોએ અમને અળગાં પાડ્યા, કારાવાસના લાંબા દિવસોમાં એનો હું વિચાર કરતો ને આશા સેવતો કે ફરી અમે મળીશું, એ દિવસોમાં એની મનોવસ્થા શી હતી? ખબર નથી, કારણ કે જેલ—મુલાકાતોમાં તેમ જ છુટકારાના ટૂંકા વચગાળામાં અમે સંપૂર્ણ મર્યાદાપૂર્વકનો વર્તાવ રાખવાને કાળજી લેતાં, કારણ કે રખે અમારી વ્યથાનાં પ્રદર્શનથી અમે બીજા કોઈને દુઃખી કરી બેસીએ.

મારા એ જર્મન ઉતારાની એકાકી દશાને આ બધા વિચારોએ ભરી દીધી હતી ગત

કાળના ઊખળતા પટ પર કમલા બસ એક કમલા જ ઊભી હતી. કોણ હતી આ કમલા? એને શું હું સાચા સ્વરૂપમાં ઓળખી શકયો છું? એ શું મારી સાચી જાતને સમજી શકી છે? કારણ કે હું પણ નિગૂઢતાનો ભરેલો તેમ જ હું પોતે ય જેનો તાગ નથી લઈ શકયો તેવાં ઊંડાણોને સંઘરતો એક અસામાન્ય કોટિનો આદમી હતો. કોઇ વાર લાગતું કે કમલા મારાથી આ જ કારણસર ડરી રહી છે. લગ્નને માટે હું બિલકુલ નકામ આદમી હતો. કમલા ને હું એક બીજાથી વિભિન્ન હતાં તો અમુક પ્રકારે મળતી જ માટીનાં બનેલાં હતાં. અમે પરસ્પરનાં પૂરક અરધીઆં યે નહોતાં જ.

હિંદની બજારોમાં મારી ને કમલાની તસ્વીરો લટકાવેલી હોય છે અને નીચે લખ્યું હોય છે કે 'આદર્શ જોડી.' ઘણા લોકોએ અમારે વિશે આવી કલ્પના સેવી હતી પણ એ આદર્શ તો દુલર્ભ ને દુષ્પ્રાપ્ય છે. લંકાની આરામ-સફરમાં મે કમલાને કહ્યાનું યાદ આવે છે કે આપણી વિટંબનાઓ ને વિભિન્નતાઓ છતાં, જિંદગીએ આપણા પર છલબાજી ખેલી હોવા છતાં આપણે કેટલાં બડભાગી છીએ! લગ્ન એ એક કઢંગો વ્યાપાર છે અને હજારો વર્ષોના અનુભવ પછી પણ એની કઢંગાઈ ટળી નથી. આપણી આસપાસ આપણે કંઇક લગ્નોના કસ્થરઘાણ વળતા જોયા છે, કંઇક કંચનો કથીર બની ગયાં દીઠાં છે. આપણે કેટલાં ઉગ્રભાગી! મારી આ માન્યતામાં એ પણ સંમત થઇ, કારણ કે અમે કોઇ કોઇ વાર કલહ કરતાં ને ગુસ્સે થતાં તથાપિ જીવનની પાવક–ચિનગારીને અમે સદા જલતી જ રાખી હતી.

કમલાનું સ્વાસ્થ્ય સુધરતું જતું હતું. ફરી એક કટોકટી આવી તેનો પણ અદ્દભુત મુકાબલો કરીને કમલા ઊગરી ગઈ, અને આરોગ્યગૃહમાંથી પોતાને ખસેડવા અમને કહેવા લાગી. પણ ત્યાં તો દુનિયા ફરી પાછી મારો હાથ ખેંચતી હતી અને લંડન ગયો ત્યારે, એપ્રિલમાં જ મળનારી કોંગ્રેસનો પ્રમુખ ચૂંટાયાની મને ખબર મળી. મારે માટે એ સમસ્યા બની. કમલાને આ સ્થિતિમાં પડેલી ચાલ્યા જવું કે પ્રમુખપદનું રાજીનામું આપવું? કમલા મને રાજીનામું આપવા દેવા તૈયાર નહોતી. એને જરા ઠીક થયું. અમે એને સ્વિટ્ઝરલેન્ડ લઇ ગયા. એનું આરોગ્ય સારી પ્રગતિ કરવા લાગ્યું. દરમિયાન દેશનો અવાજ જોર પકડી રહ્યો હતો અને મિત્રો મને પાછો ફરવા દબાણ કરતા હતા. મારું મન અશાંત બની ગયું. મેં કમલા અને ડોકટર સાથે ચર્ચા કરી. મારા હિંદ જવાની વાતમાં તેઓ સંમત થયા. કમલાને વિખુટા પડવું ગમતું નહોતું અને છતાં મારો કાર્યક્રમ બદલવા દેવાની એ ના પાડતી હતી. મેં કહ્યું કે બે ત્રણ મહિનામાં જ હું પાછો ફરીશ, પણ ઊપડવા આડા ચાર–પાંચ દિવસે જ ડોકટરે આવી મને અઠવાડિયું થોભી જવા કહ્યું. વિશેષ એ બોલ્યા નહિ. ફેબ્રુઆરીની ૨૮ના પ્રભાતે કમલાએ શ્વાસ છોડયા મારી અને યુરોપની વચ્ચેનો તંતુ તૂટી ગયો ને સાથે મારી અંદર પણ બીજું કંઈક તૂટી પડયું કે જેની અનુભૂતિ મારા મન પર તે પછી ધીરે ધીરે જ ઉદય પામી. મને લઇને ચાલ્યું જતું વિમાન ફેરો વટાવી ગયું તે પછી હર ઘડી ને હર કલાકે એ વેરાન મરુપ્રદેશને માથે કોઈ ભયંકર એકલતા મને ઝકડી રહી હતી અને લાગતું હતું કે જાણે જીવન ખાલીખમ અને હેતુશૂન્ય બની ગયું છે. હું ઘેર જતો હતો, પણ એકાકી. હું જ્યાં જતો હતો તે હવે મારે માટે ઘર પણ નહોતું રહ્યું. વિમાનમાં મારે પડખે પડી હતી ફકત એક ટોપલી, અને ટોપલીમાં એક ભસ્મપાત્ર હતું. કમલાના દેહનું એક માત્ર શેષ હતું, અને અમારાં તમામ સુવર્ણસ્વપ્નો મરી ભસ્મીભૂત થયાં હતાં. અંતર બોલ્યા કરતું હતું : 'હવે એ નથી! કમલા હવે નથી!'

અલ્હાબાદ જઇને એ ભસ્મપાત્ર અમે દૂતવાહિની ગંગા કને લઈ ગયા અને એ પુનિત સરિતાની છાતી પર ભસ્મ ઠાલવી દીધી. અમારા કંઇક પૂર્વજોને એ ભાગવતીએ સમુદ્રમાં પહોંચાડયાં છે અને અમારા કંઇક અનુગામીઓનું અંતિમ પ્રયાણ પણ ભગવતીની ગોદમાં જ થશે

# વહેતાં પાણી — માસિક નોંધ

### રણજિતરામ-ચંદ્રકના
### નવા માનાધિકારી

'૪૬ના રણજિતરામ-ચંદ્રક અર્પણ માટે શ્રી ગુજરાત સાહિત્યસભાએ ભાઈ ગુણવંતરાય આચાર્યની વરણી કરી એક અધિકારી કલમ પર ગુજરાતનું ધ્યાન કેન્દ્રિત કર્યું છે. ઐતિહાસિક તેમજ સામાજિક અનેક વાર્તાઓ લઘુ-કથાઓના આલેખક, સંવાદ-કળામાં કૌશલપૂર્ણ આસાની દાખવતા શ્રી આચાર્ય સવ્યસાચી કલમનવેશ છે. મૌલિક તેમ જ અનુવાદશીલ શિલ્પની એમણે અનેરી ફાવટ બનાવી છે. એમના મૂળે સોરઠી ધગ-સંસ્કારો દેશવિદેશના વિપુલ વાચને કરી પુષ્ટ તેમજ સર્વતોભદ્ર બનેલ છે. પ્રારંભ એમણે ૧૯૨૯ કે '૩૦મા રાણપુરના સૌરાષ્ટ્ર-પત્રકારત્વમાં પ્રવેશીને કર્યો. અખબારી હથોટી અને દૃષ્ટિ સર્વદેશીય પ્રકારની, કોઈ પણ અખબારી અંગને શોભાવી શકે તેવી. વાર્તાલેખનની ઉપાસના '૩૧-'૩૨ના ફૂલછાબ-મેગેઝીનથી શરૂ થઈ, દૈનિક ગુજરાત સમાચાર પર બેસી તંત્રીલેખથી લઈ હળવી કતારો સુધી સરખી સફળતા નોંધાવી, હું બાવા ને મગળદાસ વાળી હળવી હાસ્ય, મર્મગામી કટાક્ષ-માળામાં તો એમણે સિદ્ધહસ્તતા બતાવી આપી પણ પછી એમનું, ચિત્રપટની દિશામાં ક્ષેત્રપરિવર્તન થયું, તેને પરિણામે વર્ષો સુધી એમનામાંથી પત્રકારત્વે ને વાઙ્મયે જે મેળવવા જેવું હતું તેમાં વિક્ષેપ પડ્યો છે. છતાં એ ક્ષેત્રાન્તરમાંથી પણ એમણે સાહિત્યજગતને વાર્તાકૃતિઓ આપ્યા કરી છે. ગાજ્યું નહિ ભણેલા, તેમ આપમેળે ઊભા થયેલા અને શ્રી અમૃતલાલ શેઠ જેવા દૃષ્ટિવંતે જીવનના પોકળામાંથી ઉપાડી આણેલા કહીએ તો કંઈ ખોટું નથી એવા શ્રી ગુણવંતરાયને ગુજરાતની આ માનાંજલિ એક બાજુથી જેમ કરેલા કામની કદર સમી છે, તેમ બીજે પાસે એમને એમનું અસલ સ્થાન યાદ અપાવે તેવી છે ઉદ્યમમાં એક્કા, કથાવિધાનની યુક્તિઓ જાણનારા, અને અભ્યાસનિષ્ઠ પ્રકૃતિવાળા ભાઈ ગુણવંતરાય એમના અન્ય વિવિધ ગુણોને લઈને સાહિત્યક્ષેત્રે ગાનીર્ય-પૂર્વક પાછા આવે, નવતર પ્રયોગોની ઊંડેરી દિશામાં અગ્રેસર બને, અને સત્યનિષ્ઠ વાણીની ઉપાસનાએ કરી વધુ શોભે એવું ઇચ્છીએ.

### છેવટ સુધી
### ચાલુ અન્યાય

ગુજરાતી રંગભૂમિના સમુદ્ધારક શ્રી મૂળશંકર મુલાણીના અમદાવાદની ગુજરાત સાહિત્યસભાએ યોજેલ સન્માન-સમારંભમાં, તા. ૨૫-૩-૪૬ની સાંજે, આપણા નિવૃત્ત નટમણિ શ્રી જયશંકર (સુંદરી) ભાઈએ પોતે લખી આણેલું જે ભાષણ વાંચ્યુ હતુ તેમાના આ ઉદ્‌ગાર ધ્યાન ખેંચનારા છે.

'પણ રંગભૂમિના સંચાલકોએ એમની કદર જ ક્યાં કરી છે? મૂળશંકરભાઈને સમયમાં સખત અન્યાય થયો છે. છેવટ સુધી એ અન્યાય ચાલુ હતો સંચાલકોએ એની કૃતિઓને છાપી તો નથી, અરે નાટકનાં ગાયનોની બે આનાની ચોપડી પર એનુ નામ સુદ્ધાં આવવા દીધું નથી. પેપરોના ફિલ્મમા પણ એમને વિસારવામાં આવ્યા છે. આમ કરવાથી સમગ્ર રંગભૂમિને કેવો અન્યાય થયો છે તે પણ વિચારવા જેવુ છે.'

આ ટીકાની વેધકતાનો પૂરો ખયાલ લાવવા માટે શ્રી મુલાણીએ રચેલી નાટ્યકૃતિઓની સંખ્યામાત્ર જ બસ થઈ પડે છે એ કૃતિઓ કુલ ૨૯ છે. જરા વાર કલાક સુધી ભજવી શકાય તેવી આ પ્રત્યેક કૃતિનું સાહિત્ય હિસાબે કેટલું જમા જાય? વધુ કારુણ્ય તો પેલી વાત છે, કે 'બે આનાની ગાયનની ચોપડી પર પણ એમનું નામ નહિ'

### ધૂળના ઢગલા નીચે
### દટાયેલા રત્નો?

શ્રી જયશંકરની બીજી ટીકા પણ આમ.થી ફલિત થાય છે—

'ગુજરાતી રંગભૂમિ પર સો વર્ષ સુધી ભજવાયેલા સો હજાર જેટલા નાટકોમાં સો ન કહો પણ શું મૌલિક નહિ હોય? ક્યા ગઈ એ નાટકકૃતિઓ? પચાસ જેટલા લેખકો ય હિંય હરત કરી ને! ક્યાં ગયા એ? કેમ એમને વિસારે કરી વળી ક્યાં ગયા ગીતો ને નેપથ્યનો, ચિત્રકારો ને સાથીઓ? જૂની પેઢીનો બોજ થઈ ધૂળના ઢગલા નીચે એ દટાયો છે ચિરમુક્તિની ખાડમાં પડ્યા છે. એમ ન હોત તો આજે એ બધામાં શ્રી મૂળશંકરને ક્યાં સ્થાપવા તે સૂઝી રહ્યું હોત'

અંગ્રેજી ને મરાઠી રંગભૂમિ આ દૃષ્ટિએ ઉદાર અને કાળજીવાન છે. ગિરીશ ઘોષ, દ્વિજેન્દ્ર રોય, ગડકરી વગેરેની રચનાઓ પુસ્તકાકારને પામી છે. દૃશ્ય નાટકની દૃષ્ટિએ રચાયેલ રંગભૂમિયોગ્ય કૃતિઓમાં વાચનયોગ્ય સાહિત્યની ગુણવત્તા વત્તી ઓછી હોય તથાપિ એનું ઈસ્તાવેજી મૂલ્ય સમજીને એનું ગ્રંથસ્થીકરણ કરવું જ જોઈએ. હજુ પણ એ આખા ઇતિહાસનું શોધન કરવાની વેળા છે. કારણ કે થોડાએક જૂના સંસ્કારી નટો જીવતા છે, અને હસ્તપ્રતો પણ હજુ પડી હશે.

*સો વર્ષનો ઇતિહાસ*

*સત્વર લખાવો*

ઉપરાંત ગુજરાતી રંગભૂમિના સો વર્ષના ઇતિહાસનો તો એક સુંદર ગ્રંથ આપી શકાય. એ કામ શ્રી જયશંકર જેવા સાહિત્યરસજ્ઞે જ કરવા જેવું. એમની પાસે કલમ છે. આથમી ગયેલા નાના મોટા નટોની લાક્ષણિક એ તવારીખ વર્તમાન ભાવીની દોરવણીને માટે પણ આલેખન પાત્ર છે

ગુર્જર રંગભૂમિ પર કવિ મૂળશંકરનો ઉદય થયો તે ટાણે ગુજરાતી નાટકોની સ્થિતિ એવી વિચિત્ર હતી કે ગુજરાતી ભાષણો, હિંદી ગાયનો, ને દક્ષિણી મહેરવેશ વાળાં પાત્રોથી નાટકો ભજવાતાં. શુદ્ધ ગુજરાતી ભાષા, ગુજરાતના જ આચાર વિચાર આદિ બધું ગુજરાતી જીવન માંથી જ ઉતારવાનો પ્રયત્ન કરી દિશા બતાવવાનું કામ કવિએ જ કર્યું. એ કવિ, એના પુરોગામી ને સમકાલીન બીજા કવિઓ, એમના સહકર્મચારી જે હો તે આયોજકો, એની કડવી મીઠી, એમની સંકડામણો અને તિતિક્ષા, એમના જશ ને અપજશો, ઇત્યાદિની તવારીખ શું વિલયને જ હવાલે રહેશે?'

આ સમારંભ નિમિત્તે પાંચ-છ ગૃહસ્થોએ મળી કવિને રૂા. એક હજાર ને એકની જે ભેટ અર્પણ કરી તે ગુજરાતી પ્રજાની ગુણજ્ઞ પ્રકૃતિનું સુભગ ચિહ્ન છે. કવિશ્રી તો પુત્રોની સાધનસંપન્ન સ્થિતિ વચ્ચે સુખી પુરુષ છે, અને મૂળે જ આનંદનિરત એમની પ્રકૃતિ આજના વાનપ્રસ્થાશ્રમમાં તો વિશેષ આત્મપરાયણ ને મૌનલીન બની ગઈ છે, એટલે આ સન્માનસમારંભથી તો ખુદ આપણને મળેલી પ્રસન્નતા એ જ મોટી વાત છે.

*સમાધાન કર્યા વિના*

*બ્રિટનને છૂટકો નથી*

બ્રિટનના સ્વતંત્ર મજૂર પક્ષના મંત્રી શ્રી ફેનર બ્રોકવેએ એ દેશમાંની હિંદી સંસ્થાઓના સંઘ સમક્ષ કરેલા એક ભાષણમાં એવું ભારપૂર્વક કહ્યું છે કે હિંદ સાથે સમાધાન કર્યા વિના બ્રિટનને છૂટકો જ નથી. પોતાના એ મન માટે હિંદની આઝાદીના આ જાણીતા ટેકેદારે ત્રણ સંગીન કારણો રજૂ કર્યાં છે:

(૧) આઝાદી મેળવવાનો નિરધાર અને આઝાદીની લડત માટેનો ટેકો હિંદી પ્રજામાં એટલો બધો ઝડપભેર વધી રહ્યો છે કે એની માગણીઓ સંતોષવામાં ન આવે તો એવો એક પ્રચંડ સામનો ઊભો થાય કે જેને કચડી નાખવો એ આજના સંજોગોમાં બ્રિટનની શક્તિની બહારની વાત છે. કોઈ પણ સરકારને આ વાત સમજાયા વિના ન રહે તેવી છે. હિંદી નૌકાદળના બળવાને પરિણામે બ્રિટિશ સરકારને સ્પષ્ટપણે સમજાઈ ગયું છે કે હિંદનાં સશસ્ત્ર દળો પોતાના ઉપયોગનાં રહ્યાં નથી. એક ગુલામ દેશના લશ્કરમાં જ્યારે આવું બને ત્યારે તેની ઉપર આધાર રાખવાના દિવસોનો અંત આવે છે. હિંદમાંની આ પરિસ્થિતિએ જ બ્રિટીશ સરકારને પોતાની નીતિ બદલવાની સૌ પહેલી ફરજ પાડી

(૨) લડાઈ પૂરી થઈ છે. પણ અમેરિકા, રશિયા અને બ્રિટન વચ્ચે એક આર્થિક અથડામણ ક્ષિતિમાં દેખાઈ રહી છે. બ્રિટન આજે જગતની ત્રીજા નંબરની સત્તા બની ગયું છે, આ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનો બ્રિટિશ સરકારને ખ્યાલ છે અને એ જાણે છે કે હિંદ અસંતુષ્ટ અને વિરોધી હશે તો પોતાની આંતરરાષ્ટ્રીય નીતિ માટે એ ઘાતક નીવડશે.

(૩) હિંદુસ્તાનમાં તૈયાર માલ માટે મોટી બજાર પડી છે અને બ્રિટનને જેની સહાય જરૂર પડી છે એ ખાદ્ય પદાર્થો પણ એને હિંદમાંથી મળી શકે છે. બ્રિટનની આજની આર્થિક હાલત એવી છે કે દુનિયામાં જ્યાંથી એને આર્થિક સહાય મળે તે એણે મેળવવી જોઈએ. હિંદુસ્તાન ઉપર વધુમાં વધુ આર્થિક સામ્રાજ્ય કોની રહેશે-અમેરિકાની કે બ્રિટનની ?

*બ્રિટનની સાન*

*ઠેકાણે આવી છે ?*

શ્રી બ્રોકવેએ આપેલાં ત્રણ કારણો હિંદમાં લગભગ સર્વત્ર પ્રવર્તી રહેલી માન્યતાનો પડઘો પાડે છે સંજોગો એવા છે કે બ્રિટને હિંદ સાથે સારાસારી રાખવી જોઈએ, એ વિષે બે મત નથી. પણ સંજોગોનું દબાણ બ્રિટિશ રાજદ્વારીઓની સાન ઠેકાણે લાવી શક્યું છે કે કેમ તે (આ લખતાં સુધી) સ્પષ્ટ દેખાયું નથી. સંજોગો તો ૧૯૪૨માં પણ એવા હતા કે હિંદને છંછેડવાનું જોખમ વહોરવામાં તેના પરદેશી રાજદ્વારીઓને ભારે મોટી કિંમત ચૂકવવી પડે તેમ હતી. અને છતાં એ સંજોગો પ્રત્યે બ્રિટિશ સરકાર કેટલી આંખમીચામણાં કરી હતી !

તો નવમી ઓગસ્ટના મળસ્કા પછીનાં ત્રણ વર્ષોના દિવસે દિવસનો ઇતિહાસ કહી ચૂક્યો છે. ૧૯૪૨ના એ દિવસોમાં કારમી આફત બ્રિટિશ સરકારે પોતાને શિરે નોતરેલી તેમાંથી એ હેમખેમ પાર ઊતરી શકી છે તેનું શ્રેય તેની પોતાની કોઈ અક્કર ગણતરીઓને કે એની માન્યતાઓના સાચાપણાને ફાળે નથી જતું. સંજોગો તો બે ને બે ચાર જેવી સાફ સીધી ગણતરીના હતા. પણ એથી ઊલટી જ ગણતરી મૂકયા છતાં બ્રિટન બચી ગયું તે તો તેના કિસ્મતને આભારી છે.

ત્રણ મામૂલી માગણીઓ
પણ નથી સંતોષાઈ

આ વખતે સત્તા છોડી દેવાની સંપૂર્ણ તૈયારી કરીને જ બ્રિટિશ પ્રધાન-ત્રિપુટી હિંદમાં આવી છે એવી ખાત્રી આ દેશને ગાંધીજી અને ઘણાખરા રાષ્ટ્રીય અગ્રેસરોએ આપી છે. ૧૯૪૨માં ક્રિપ્સ દરખાસ્તોને જોતાં જ તેનું પોકળપણું પારખી જઈને તેને 'ભવિષ્યમાં પાકનારો ચેક' કહી તેના ઉપર પાણી ફેરવનાર મહાત્માજી આ વખતે ચાર-પાંચ અઠવાડિયાં સુધી આશાવંતી ધીરજ ધરીને દિલ્હીમાં બેસી રહ્યા છે. છતાં સીમલા વખતના એમના આશાવાદનું પરિણામ શૂન્યમાં આવેલું જોનારી આમજનતાનું મન હાલકલોલ છે. બ્રિટિશ સરકાર સાચે જ સત્તા છોડવા મથી રહી છે એવી પ્રતીતિ હિંદની આમજનતાને કરાવવા માટે ખુદ ગાંધીજીએ હિંદી વજીર, વાઈસરૉય અને સરસેનાધિપતિ સમક્ષ ત્રણ મામૂલી માગણીઓ કરેલી એક તો, તમામ રાજદ્વારી કેદીઓનો એકસામટો છુટકારો કરવો, બીજી, આઝાદ ફોજના તમામ સૈનિકો-અફસરોને સામુદાયિક મુક્તિ આપવી, તેમના ઉપર ચાલી રહેલા ખટલા બંધ કરવા, ત્રીજી મીઠાના ઉપર, તેની કિંમત કરતાં પાંચ ગણી જે જકાત પડે છે તે એકદમ બંધ કરી દેવી. આમાંની એકેય માગણી બ્રિટિશ સરકારને ગળે ઊતરી શકી નથી એ સ્પષ્ટ છે. ગાંધીજીએ કહ્યું છે તેમ આઝાદી આવશે તો પણ ગરીબમાં ગરીબ પ્રજાજન સુધી તેની હવા પહોંચતાં કાંઈક સમય વીતી જશે. પણ મીઠાવેરો રદ થશે તો તેની અસર તો સમાજના સૌથી નીચલા થર સુધી વીજળી વેગે પહોંચી જશે. આવો કોઈ વિદ્યુત-આંચકો હિંદીજનને તેની પેઢીઓની બેહોશ અવસ્થામાંથી પ્રથમ જગાડી ચૂક્યો હશે તો જ એ ગુલામીની બેડીઓ તૂટવાનો અવાજ સાંભળી શકશે અને એવું ખૂબ અનુભવી શકશે. આઝાદ ફોજના પાંચેક હજાર સિપાહીઓ અને સેંકડો રાજકેદીઓનો છુટકારો પણ થયો નથી. બેશક છૂટક છૂટક રોજ અમુક સંખ્યાને મુક્તિ અપાઈ રહી છે ખરી, પણ દેશવ્યાપી જેલમુક્તિની જે અસર પ્રજા ઉપર થાય તે આજે સદંતર ગેરહાજર છે. જે પ્રાંતોમાં કોંગ્રેસનાં પ્રધાનમંડળો આવ્યાં છે ત્યાં પણ આવી સામુદાયિક જેલમુક્તિ નથી થઈ શકી એ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે ગવર્નરોને ન રુચે તેવાં આવાં પગલાં ભરવામાં પ્રજાકીય પ્રધાનમંડળોને પણ ઘણી સાવધાનીથી અને કુનેહથી કદમ ઉઠાવવા પડે છે.

અક્કડ ગવર્નરને મળેલો
છાજતો જવાબ

ગવર્નરોની અક્કડ મનોદશાનું એક દૃષ્ટાન્ત તો બિહારમાંથી મળ્યું છે. ત્યાં જંગી બહુમતીથી ચૂંટાઈ આવેલા કોંગ્રેસી ધારાસભ્યોના નેતા શ્રી કૃષ્ણ સિંહાએ ગવર્નર સમક્ષ પોતાના પ્રધાનમંડળની યાદી પેશ કરી તેમાં દસ વર્ષની સખત સજા પામેલા કેદી શ્રી જગલાલ ચૌધરીનું નામ પણ શામિલ હતું. શ્રી સિંહાએ પોતાના એ સાથીને મુક્ત કરવાની ગવર્નરને વિનંતી કરી. પણ ગવર્નરે તેમ કરવાની સાફ ના પાડી. આવી બાબતોમાં પ્રજાકીય વડાપ્રધાન પણ ગવર્નરની સલાહ માન્ય રાખતા હોય છે એમ કહીને ગવર્નર ફ્યરફેંડે પોતાના બંગાળ-હાકેમપદનો અનુભવ ટાંક્યો: અમુક પ્રસંગે બંગાળના લીગી વડાપ્રધાન નઝીમુદ્દીને પોતાની સલાહ સ્વીકારેલી એ હકીકત તેમણે જણાવી. શ્રી સિંહાએ ટૂંકો જ જવાબ આપ્યો કે, 'હું નઝીમુદ્દીન નથી, હું તો કોંગ્રેસી છું. આજે તમે જગલાલને નહિ છોડો તો આવતી કાલે વડો પ્રધાન બનીને હું એમને છોડીશ.' બીજે દિવસે પ્રધાનપદાના સોગંદવિધિ પતાવીને પહેલું કામ શ્રી સિંહાએ શ્રી ચૌધરીને જેલમુક્ત બનાવીને પ્રાંતના મંત્રનાય પ્રધાનને હોદ્દે બેસાડવાનું કર્યું.

નેતાઓના શબ્દો સિવાય
નક્કર કોઈ વાત નથી

નવી દિલ્હીના વાઈસરૉય-ભવનમાં ચાલી રહેલા ગુપ્ત વાટાઘાટોના અંધારપછેડા કરતાં આવી પ્રત્યક્ષ બાબતો ઉપર પ્રજાનું લક્ષ્ય વધારે જાય એમાં કાંઈ નવાઈ નથી. આ દેશની પ્રજા ભોળી અને શ્રદ્ધાળુ છે. તેથી પોતાના સન્માનિત નેતાઓનું કહ્યું માનીને એ આત્મપ્રતીતિ વિહોણી પણ ભરોસો ધરીને બેઠી છે. નેતાઓના એ શબ્દો બાદ

પરંતુ બીજી કોઈ એવી નક્કર વસ્તુ તો પ્રજાને હજી સુધી લાધી નથી કે જેનું અવલમ્બન ધરીને એ જંપી શકે. દિવસ પછી દિવસ વીતે છે અને છાપાંખોરીના નર્યા નક્શા સિવાય બીજું કાંઈ દેશના આકાશમાં ન ભાળનાર પ્રજાના કાને પેલા સમાજવાદીઓ અને હમણાં જ ખુલ્લા થયેલા ઑગસ્ટના છૂપા લડવૈયાઓના શબ્દો ભણી ખેંચાય છે. તેઓ આ મંત્રણાઓમાં સાર જોતા નથી.

### કેદ અને ભૂગર્ભમાંથી બહાર આવેલા લડવૈયા

ગાંધીજીનો 'કરેંગે યા મરેંગે'વાળો મંત્ર જપતાં જપતાં પોતાને સૂઝી તે રીતે સરકારી દમનનો મરણિયો સામનો કરનારા એ શૂરવીરોના અગ્રેસરો આજે જેલમાંથી અને ભૂગર્ભમાંથી બહાર આવી રહ્યા છે. એક બાજુથી જયપ્રકાશ નારાયણ અને રામમનોહર લોહિયા જેવા આવે છે તો બીજી બાજુથી આવે છે અચ્યુત પટવર્ધન, છોટુભાઇ પુરાણી અને એમના કોઈબંધ સાથીઓની કતાર. પોતાના અનેક સાથીઓને કેદમાં કે ભૂગર્ભમાં મૂકીને આ લડવૈયાઓ બહારની દુનિયાની વચ્ચે પાછા ફર્યા છે. પોતાનું સ્વપ્ન અધૂરું મૂકીને પાછા ફર્યા છતાં એમનામાં ખિન્નતા કે નિરાશા નથી પ્રગટી. પોતાની પદ્ધતિ પર એમનો વિશ્વાસ અડગ રહ્યો છે, મંઝિલે પહોંચવાની ઉમ્મીદ અવિચળ રહી છે. સરકાર સાથેના પોતાના જીવસટોસટના ખેલથી મળેલી કીર્તિને વટાવવામાં ન રોકાતાં એ તો પાછા નવી લડતની તૈયારીમાં પડ્યા છે. જયપ્રકાશે ખુલ્લેખુલ્લું કહ્યું છે કે 'આ વખતે લડત આવશે તો તેને માટે હું પહેલેથી જ સાબદો બનીને ઊભો હઈશ.' નખશીખ શસ્ત્રસજ્જ પરદેશી સલ્તનત સામે ખાલી હાથે ઝીંક ઝીલનારા આ લડવૈયાઓ પોતાનાં પાછલાં સાહસિક વર્ષોના અનુભવે વધુ શક્તિશાળી બનીને બહાર આવ્યા છે તેમ આઝાદ પ્રજાનું તંત્ર પણ એમણે આ વર્ષો દરમિયાન ચલાવી બતાવ્યું છે. શ્રી અચ્યુત પટવર્ધનના કહેવા મુજબ સતારા જિલ્લામાં અઢીસોએક ગામડાંમાં એમણે પ્રજાસત્તાક પંચાયતોનું રાજ્ય સ્થાપ્યું હતું. પરદેશી સરકારને અહીંથી હટાવ્યા બાદ એ પ્રદેશોનો વહીવટ સફળતાપૂર્વક અને સુવ્યવસ્થિતપણે એમણે ચલાવી બતાવ્યો છે. અંતમાં આવેલી પ્રજાકીય સરકાર માટે એ પ્રજાસત્તાક-પંચાયતોનો ઇતિહાસ એક અમૂલ્ય શિક્ષણરૂપ થઈ પડશે

હિંદુસ્તાન ઉપર વહીવટ ચલાવતી અંગ્રેજ સરકારના સર્વોચ્ચ અધિકારીઓ કેટલા દુરાગ્રહી અને જડબુદ્ધિ હોય છે તેનો વધુ એક પુરાવો જયપ્રકાશ નારાયણે કહેલી એક નાની શી વાતમાંથી મળી રહે છે. જેલમાં પોતાની ઉપર વીતેલાં આકરાં વીતકોની કહાણી કહેતાં કહેતાં જયપ્રકાશે જાહેર કર્યું છે કે કેદમાં પોતાને બરફની પાટો ઉપર સુવડાવ્યાની કે પોતાને માર માર્યાની વાત સદંતર ખોટી છે. જયપ્રકાશની ધરપકડ પછી થોડા જ વખતે આ પ્રકારના સમાચારે દેશને ચિંતાતુર અને ક્રોધાયમાન કરી મૂક્યો હતો. છાપામાં એને અંગે અનેક લખાણો આવેલાં અને ખુદ વડી ધારાસભામાં પણ આ સમાચાર અંગે વારંવાર પ્રશ્નોની ઝડી વરસી હતી. પણ સરકાર તરફથી તો માત્ર ઉડાઉ અને સંકોરેક જવાબો આપવામાં આવેલા. કેમ જાણે પ્રજાને ચીડવવાનો રીતસરનો સત્તાવાર પ્રયાસ થતો હોય ને! સરકારને એટલું ન સૂઝ્યું કે ખુદ જયપ્રકાશ પાસેથી જ એવી મતલબનું નિવેદન એ કરાવી શકે છે કે એમની ઉપર ઉપરકહ્યા પ્રકારના સિતમો ગુજર્યાની અફવા ખોટી છે. એમને અદાલત સમક્ષ પણ નહોતા આવવા દીધા.

### કોંગ્રેસી હોદ્દેદારોની ખેદજનક સંકુચિતતા

આ આગેવાનો બહાર આવ્યા તે પછી પોતાનું નાક કાપીને એમને અપશુકન કરાવવાના પ્રયત્નો કોંગ્રેસના ચોક્કસ પ્રાંતિક હોદ્દેદારો તરફથી થઈ રહ્યા છે એ અત્યંત ખેદજનક બીના છે. વાત તો સાવ મામૂલી છે. અને છતાં એવી મામૂલી વાતમાં જ કોંગ્રેસની અંદરનાં અમુક તત્ત્વોની સંકુચિત મનોદશા દેખાઈ આવે છે. શ્રી અચ્યુત પટવર્ધન ભૂગર્ભમાંથી બહાર આવ્યા પછી સૌ પહેલું ભાષણ એમણે મુંબઈની ચોપાટીની સભામાં કર્યું. એ સભામાં એમનું સ્વાગત કરવા હજારોની જનમેદની તો મોજૂદ હતી. પણ એ સ્વાગત ઉપર મુંબઈની પ્રાંતિક કોંગ્રેસ સમિતિની મંજૂરીની મહોર ન લાગી શકી. કારણ? કોણ જાણે! શું મહાત્માજીના વિશુદ્ધ અહિંસક માર્ગેથી શ્રી પટવર્ધનની લડતપદ્ધતિ ચલાયમાન થઈ હતી તેથી મુંબઈની કોંગ્રેસ એમના સ્વાગતમાં પોતાની જાતને સંડોવવામાં નાનપ સમજતી હતી? કે પછી હિંસા-અહિંસાની આ ચોળાચોળ પાછળ બીજી જ કોઈ મૂંઝવણ છુપાયેલી હતી?

શ્રી પટવર્ધને કેટલી હિંસા કરી છે તે તો હજી પ્રજા જાણતી નથી. પણ આઝાદ હિંદ ફોજના અફસરોને હાથે રણમોરચા પર થયેલી હિંસા એ કોઈ ગુપ્ત બાબત નથી. એ શૂરવીરોનું ઉચિત સન્માન આપણે કર્યું છે તો એ જ રીતે હિંદમાં રહીને લડનારાઓનું બહુમાન કરવામાં કયા સિદ્ધાંતને હાનિ પહોંચી શકે તે સમજવું મુશ્કેલ છે. આઝાદ ફોજ પાસે તો કાંઈક લશ્કરી સરંજામ હતો. જ્યારે હિંદની અંદર રહીને લડેલા આ ભાગેડુઓ પાસે તો એમનાં બાવડાંથી વિશેષ બીજું કાંઈ હતું નહિ એથી તો એમની બહાદુરીમાં એટલી વિશેષતા આવી છે. એવા બહાદુરોનું સન્માન કરવા જનતા તો સામે ચાલીને દોડતી આવી છે. પ્રાંતિક કોંગ્રેસ સમિતિના હોદ્દેદારોના સત્તાવાર નિમંત્રણની રાહ જોઈને એ બેઠી નથી રહી. આખરે તો જનતા એ જ સાચી કોંગ્રેસ છે. ભૂલ કરતી હોય તો પણ કોંગ્રેસને નામે ભૂલો કરવાનો જનતાને અધિકાર છે.

*જનતાને મુગ્ધ કરે છે*

*નિડરતા અને બલિદાન*

હિંસા-અહિંસાના વાદવિવાદમાં જનતાને ઝાઝો રસ પણ નથી. અહિંસક લડવૈયાઓનું પ્રજાએ જે બહુમાન કર્યું છે તે તેમની અહિંસાને ખાતર નહિ પણ તેમની નિડરતા, તેમની બલિદાનવૃત્તિ અને એકલે હાથે સલ્તનતને પડકાર કરવાની એમની હિંમતને લીધે કર્યું છે. એ જ રીતે અહિંસા સિવાયના ઇતર માર્ગોએ લડનારાઓના એ જ ગુણોએ જનતાને મુગ્ધ કરી છે. વિદેશી સરકારના દમનની અગ્નિપરીક્ષામાં હસતે મુખે ચાલ્યા જનારાઓ પછી વિનોબા અને ભણસાળી હોય કે જયપ્રકાશ ને લોહીઆ હોય, પ્રજાના અંતરમાં એમને માટે એકસરખું માન છે.

હિંસા-અહિંસાની આ ચર્ચા વિશે 'મોડર્ન રીવ્યુ' (માર્ચ '૪૬)ની પહેલી જ નોંધમાં સંપાદકની દરેક ભાષામાં જે કહેવાયું છે તે વિચારવા જેવું છે. અમુક પ્રકારની પદ્ધતિ ખોટી હતી, તેના પરિણામ ખરાબ આવ્યાં છે, વગેરે વારંવાર કહ્યા કરવાથી એની માઠી અસર થવાની ભીતિ એમાં દર્શાવાઈ છે. ૧૯૪૨ની નવમી ઑગસ્ટ પછી સરકારે દેશભરમાં જે પાશવી અત્યાચારોનાં મંડાણ કરી દીધાં હતાં તેનું થોડું વર્ણન કર્યા પછી એ નોંધ કહે છે કે—

*દેશની તૃષ્ણા*

*કોણ છિપાવશે?*

'સત્તાના સિંહાસને બિરાજનારાઓએ વિદેશી દમનના ચાબખાઓ વચ્ચે સ્વતંત્રતાની મશાલ જલતી રાખી હતી. જરાય આશા રહી હોય તેમ લાગતું નહોતું. આ વાતાવરણમાં હિંદુસ્તાનની અંદર 'ભૂગર્ભ' જન્મ પામ્યો, અને સરહદને પેલે પાર નેતાજી સુભાષચંદ્રે પોતાની આઝાદ હિંદ ફોજની રચના કરી. આ ચળવળ દરમિયાન અપનાવાયેલી પદ્ધતિઓ વિશે આજે આવેલા ફેંસલાને અમે પડકારવા માગતા નથી, ખાસ એટલા માટે કે અમે જાણીએ છીએ કે ક્રાંતિકારી કે સત્યાગ્રહીનું કદી ફળ નથી આવ્યું, કારણ કે આ બન્નેના મૂળિયાં પહોંચ્યાં નહોતાં. પણ આ બન્ને નરી નિષ્ફળતામાં જ પરિણમી છે એમ કહેવું તે યોગ્ય છે? આ સવાલ અમે પૂછીએ છીએ કારણ કે અમને ખબર છે કે વારંવાર વખોડી કાઢવામાં આવે છે તેથી સામુદાયિક એવું સરંજામ બની શકે તેવાં લોકોમાં આવે છે, તેમજ અણગમો ઊભો થાય છે. હિંસાને વખોડી કાઢી છે, પણ માનવી ઉપર પાશવી અત્યાચારો ગુજરતા હોય ત્યારે લાગણીઓ ઉપર કાબૂ રાખવો એ એટલું બધું સહેલું નથી.'

બધી વાતનો સાર એટલો છે કે દેશ આજે યુગના સંક્રાંતિકાળે આવીને ઊભો છે. આજ સુધી જે અપનાવ્યું હતું તેનાથી એની તૃષા છીપી નથી. કંઈક નવા માટે એનો આત્મા તલસી રહ્યો છે કે જૂની પદ્ધતિ વારંવાર નિષ્ફળતામાં પરિણમી ઉપરાંત પ્રજાને સાચી ચાલનું માર્ગદર્શન ખરે રહ્યું હોતું નથી. તેથી એને કહેવામાં આવ્યા મુજબ એ ઉકેલને અનુસરતી હોય છે.

આઝાદ હિંદ ફોજઓને પણ હાલતાં ને ચાલતાં એનો એ જ ટોણો મારવામાં આવે છે કે તમારી ખોટી હતી, એ તો નિષ્ફળ નીવડી છે, અહિંસા કારગત બની છે વગેરે વગેરે. આ તો એક અહિંસાના સામર્થ્યની પરિસીમાએ પહોંચી ગયેલી પ્રવૃત્તિ જેવા કહેવાય. આજે બ્રિટિશ મંત્રીમંડળ વાટાઘાટ કરી રહ્યું છે તેને જો અહિંસામાર્ગનું સાફલ્ય ગણાવવું હોય તો કેનેડા એ બધાનાં કહેલાં કારણો એ વાતને જૂઠી ઠેરવે છે. મુખ્ય કારણ તો હિંદી લશ્કરમાં ઉદ્ભવેલી બેચેની છે, અને તે તો આઝાદ ફોજના પ્રયોગથી પ્રેરિત છે એમ કહેવાય છે. મોટા પાયા પર થઈ ચૂકેલા સામૂહિક સંગ્રામના અખતરા વ્યાવહારિક અર્થમાં

થયા ગણી શકાય નહિ, તેમ આઝાદ ફોજના કે ભૂગર્ભ-વાસી કાર્યકરોના પ્રયોગો ભલે નિષ્ફળ ગણાઓ, છતાં એ બન્ને માર્ગે પ્રજામાંથી વજ્રયુધ ઘડાયું છે તે એક જ આંકણી સાચી છે.

*કોમવાદના હળાહળનું*

*હજી વધુ સીંચન*

બ્રિટિશ મંત્રી-ત્રિપુટી સાથેની મંત્રણાઓનું આખરી પરિણામ હજી આવ્યું નથી પણ તેનું તાત્કાલિક ફળ તો પ્રજાને પ્રાપ્ત થઈ ચૂક્યું છે. પ્રજામાં કોમવાદનું હળાહળ હજી મોટા પાયા ઉપર સીંચવાનો વધુ એક મોકો કોમવાદીઓને મળી ગયો છે. મુસ્લિમ લીગી ધારાસભ્યોનું એક અધિવેશન દિલ્હી મુકામે મળ્યું તેમાં હિંદુઓ અને રાષ્ટ્રવાદીઓ સામે જે ભાંડણબાજી થઈ છે તેથી વિશેષ અસભ્યતા તો અશિક્ષિત અને અજ્ઞાની ગુંડાઓની કોઈ સભામાં પણ ભાગ્યે જ થઈ શકી હોત એનો જવાબ દેવા જેટલું મહત્ત્વ તો કોઈ શાણો માણસ એને આપે નહિ. બંગાળનાં સુહરાવર્દી અને યુક્તપ્રાંતના ખલિકુઝમાન ચૌધરીની આગેવાની નીચે એ અધિવેશનમાં પાકિસ્તાનના વિરોધીઓને જે ધમકી આપવામાં આવી બાજીમાં ઓરી દેવા અને તમામ કોમના થોડા નિર્દોષોના જાન નીકળતા નિરાંતે જોવા. દેશના હિંદુ-મુસલમાન તમામ રાષ્ટ્રવાદીઓના સંયુક્ત મોરચા સામે કોમવાદીઓ એ ધમકીઓથી વિશેષ કાંઈ પણ કરી શકે તેમ નથી

લીગના આ અધિવેશનમાં જેમને બેફામપણે ભાંડવામાં આવ્યા છે તે હિંદુઓના દુર્ભાગ્યે મહાત્માજીના નીચેના શબ્દો દાઝ્યા ઉપર ડામ જેવા ચંપાયા છે. દિલ્હીની પ્રાર્થના-સભામાં ગાંધીજી જે બોલ્યા હતા તેનો ભૂલભર્યો અહેવાલ છાપામાં આવ્યો છે એમ કહીને શ્રી પ્યારેલાલે એનો સત્તાવાર જે અહેવાલ આપ્યો છે તેમાં આ શબ્દો છે–

'એમને (ચૌધરી ખલિકુઝમાનને) મારે માટે ઘણી મમતા છે. એટલે, જો કોઈ મને આવીને એમ કહે કે અત્યાર સુધી જે મારા સગા ભાઈ સમાન હતા તેમણે હિંદુઓની નિંદા કરી છે અને એમને ગાળો દીધી છે, તો હું તો એ માનવાનો કે એમને વિશે બૂરું ધારવાનો સદંતર ઇન્કાર કરું. અત્યાર સુધી જે મારો સગો ભાઈ હતો એવો માણસ એકાએક હિંદુઓનો ધિક્કારતો થઈ જાય એ માનવાની હું ના જ પાડું. હું તો ઊલટાનો એમ ધારું કે હિંદુઓ અયોગ્ય રીતે વર્ત્યા હશે અને તેથી એમણે પોતાના મિજાજ પરનો કાબૂ ગુમાવ્યો હશે'

*વિરોધીઓનો વિરોધ*

આદર્શો અને અભિલાષાઓ ન હોય તો પછી એકબીજાની સામે તેઓ નજર પણ શા માટે નાખે? એમ કહીને પછી અબ્દુલ ગની ખાન ઉમેરે છે કે સાડા લાખ પઠાણો હિંદ સાથે સંબંધ રાખવા માગે છે, પણ હિંદ એમને પોતાની સાથે રાખવા માગે છે ખરું?

'તો પછી તમારે સરહદ પ્રાંત વિશેનો તમારો ખ્યાલ બદલવો પડશે. નાણાંની દૃષ્ટિએ, શિક્ષણની દૃષ્ટિએ અને ભાવનાની દૃષ્ટિએ અમને તમારી જેટલા ઊંચા લાવવામાં તમારે મદદ કરવી પડશે. અભણ અગ્રણી ગણાતા પંડિત સાથે અભણ પઠાણ લાંબી દોસ્તી રાખી શકશે નહિ. મારા વઝીરી અશ્વ ઉપર બેસીને, પણ હું તમારા વિમાન સાથે પંથ કાપી શકીશ નહિ. સરહદ પ્રાંત અણવિકસ્યો હશે તો ઔદ્યોગિક રીતે વિકાસ પામેલા હિંદનું એ અંગ નહિ હોય, હિંદનો એ શિકાર બની બેસશે. આપણે એક બીજાની નજીક આવવાને બદલે દૂર ખસતાં જઈશું. શોષક અને શોષણનો ભોગ બનનાર એક બીજાને કદી ચાહી શકે નહિ. તમારે અમને તમારી સાથે એક બનાવવા હોય તો કેળવણી પ્રગતિ અને આબાદીમાં અમને તમારી સાથે રાખવા પડશે. બધા પ્રાંતોમાં અમે સૌથી વધારે અભણ છીએ. અમારે જરૂર છે નિશાળોની, કૉલેજોની, યુનિવર્સિટીની, યાંત્રિક શિક્ષણની, નારી-તાલીમની, શિક્ષકોની અને ઇસ્પિતાલોની.

અમારે ત્યાં સેંકડો ઉદ્યોગોની શક્યતા છે છતાં અમારી પાસે ઉદ્યોગો જ નથી. અમારા પહાડો ખનીજોથી ભરપૂર પડ્યા છે પણ એ કાંઇ નર્યા હાથથી ખોદી શકાતા નથી. દરેક વિષયમાં અમે બહુ જ પછાત છીએ કારણકે તમારી સાથે સરસાઈ રાખવાનું અમને પાલવે તેમ નથી. અમારો ભૂતકાળ ભવ્ય હતો અને આજે પણ અમારામાં રૂપાળા રિવાજો પડ્યા છે. પણ ભવ્ય ભૂતકાળને કાંઈ બટકાં થોડાંજ ભરાય છે? અને રૂપાળા રિવાજોથી કાંઇ બદન થોડું જ ઢંકાય છે?'

*આઝાદી સાથે*

*અસમાનતાનો મેળ નહિ ખાશે.*

બાકીના હિંદુસ્તાન સાથે સરહદનો પણ સમાંતર વિકાસ સાધવાની કરુણામય અને સચોટ છતાં સાદી ભાષામાં અપીલ કરીને અબ્દુલ ગની ખાન હિંદ પાસેથી વીસ કરોડ રૂપિયાની લોન માગે છે. છેવટે હિંદી નેતાઓને એ કહે છે કે, દેશને તમે મોટી મોટી વાતો કરી છે, એક આઝાદ, શક્તિશાળી અને સંપત્તિવાન હિંદુસ્તાનની તસ્વીર તમે દોરી છે અને કહ્યું છે કે અંગ્રેજો તમને એ તસ્વીરમાંની ઇમારત ચણવા દેતા નથી. આજે હવે અંગ્રેજો ચાલ્યા જાય એવો વખત આવી પહોંચ્યો છે ત્યારે, મજલનો અંત આવી રહ્યો છે ત્યારે, વાટમાં દીધેલાં ખલિતાનો લેખે લાગ્યાં છે એ નેતાઓએ બતાવી આપવું જોઇએ:

'તમારા અનુયાયીઓને તમારે હિસાબ આપવો પડશે, લોહીના એક એક ટીપાનો અને કિંમતી સમયની એક એક મિનિટનો. તમારા સિદ્ધાંતો તમારે વાજબી ઠરાવવા પડશે. માત્ર નામની આઝાદીથી નહિ ચાલે. જેની પાસે માત્ર આઝાદી સિવાય બીજું બધું જ છે એને કદાચ એ ચાલશે, પણ જે કરોડોને ભાગે માત્ર આઝાદી સિવાય બીજું કાંઇ નથી આવવાનું એમને માટે એ નહિ ચાલે. જુદા જુદા માણસોને મન આઝાદી એ જુદી જુદી વસ્તુ છે. ભૂખ્યાને મન રોટલો એજ આઝાદી છે, ગરીબને મન પૈસો એ આઝાદી છે, અને જખમીઓને મન શાતા એ જ આઝાદી છે.'

સહુએ આ વાત ઉપર પૂરો વિચાર કરવાનો છે. હિંદુસ્તાનને જો અખંડ રાખવું હશે તો હિંદુનો ને મુસલમાનનો, પઠાણ કે મદ્રાસીનો, કિસાન કે જમીનદારનો, દલિત કે તવંગરનો વિકાસ એકસરખો થવો જોઇશે. અંગ્રેજી હકૂમત જાય પછી હિંદુ ઉપર મુસલમાનનું કે મુસલમાન ઉપર હિંદુનું, પઠાણ ઉપર પંજાબીનું કે મરાઠી ઉપર ગુજરાતીનું, ખેડૂત ઉપર વાણિયાનું કે ગરીબ ઉપર અમીરનું વર્ચસ્વ જો રાખવું હશે તો ભારત માતા એ સાંખી નહિ લે. પોતાના સંતાનોમાં અસમાનતાઓ જોવા કરતાં એ પોતાના દેહના ટૂકડા ટૂકડા થઇ જવા દેશે.

*શિથિલ રૂશ્વતખોર તંત્રમાંથી*

*ન છૂટેલા બે પ્રાંતો*

દેશની આવી નાજુક પરિસ્થિતિ વખતે તેની લગામો અધિકારમાંથી બે સિવાયના બધા પ્રાંતોમાં કોંગ્રેસી પ્રધાનમંડળોના હાથમાં આવી રહી છે. રૂશ્વતખોર, શિથિલ અને સડેલા અમલદારી-તંત્રમાંથી છૂટવાની આશા નવ પ્રાંતોની પ્રજાના હૈયામાં જાગી છે. એમાંથી બાકાત રહ્યા છે માત્ર બે દુર્ભાગી પ્રાંતો: સિંધ અને બંગાળ. એ પ્રાંતોમાંની પોતાની સંખ્યાના જોર ઉપર તો જેને સિંધની ધારાસભાના પગથિયાં ઉપર પગ બેસવાનો અધિકાર નથી એવા મૂઠીભર ગોરા ધારાસભ્યોના ટેકા માત્રથી સત્તા સ્થાને પહોંચેલું સિંધનું હિદાયતુલ્લાહ લીગી પ્રધાનમંડળ, અને પ્રાંતભરના ગોરા અને મુસ્લિમ સનંદી નોકરોની ઉઘાડેછોગ મદદને કારણે ધારાસભાની ચુંટણીમાં બહુમતી મેળવનાર બંગાળનું લીગી પ્રધાનમંડળ એ હિંદુસ્તાનના ઘડાઈ રહેલા સુવર્ણયુગમાં લોહીની બે મેખની માફક જડાઈ રહ્યાં છે.

### સામાજિક વિષમતાઓ
### કડક કાયદાથી નષ્ટ થશે

મુંબઈમાં વધુ પ્રધાનપદે આવતાં જ શ્રી બાળાસાહેબ ખેરે ખાત્રી આપી છે કે એમનું પ્રધાનમંડળ પ્રજાના એક પણ માણસને અન્નને વાંકે મરવા દેશે નહિ. દારૂબંધીનો મર્યાદિત અમલ તાત્કાલિક પુનઃસ્થાપિત કરવાની સાથે સાથે તેને મજબૂતપણે વિકસાવવાની યોજના પ્રધાનમંડળ ઘડી રહ્યું છે. ખેર સાહેબને પ્રિય શિક્ષણ અને પ્રૌઢશિક્ષણ માટેની સ્થગિત રહેલી યોજનાઓનો અમલ પહેલી તકે થવાનો છે. તે ઉપરાંત હડતાલો અને હુલ્લડોથી ઊભી થતી પરિસ્થિતિને પણ યોગ્ય રીતે સમાલવાની આવડત પ્રધાનમંડળ દાખવી રહ્યું છે.

બીજું અગત્યનું પગલું પ્રધાનમંડળ ભરનાર છે તે તો અસ્પૃશ્યતાનો કાયદેસરનો નિષેધ કરવાનું. આ એક ઘણું આવકારદાયી પગલું છે. અસ્પૃશ્યતા નિવારણ માટેના વર્ષોના પ્રચાર-પ્રયાસ કરતાં આવા કાયદાઓ એક જ સપાટે એને જડમૂળમાંથી કાઢવામાં ઘણું કરી શકશે. પ્રજામાં પ્રસરેલી સામાજિક કુરૂઢિઓમાંથી ઘણીખરી તો ઉપરછલ્લી જ હોય છે. વર્ષોના સુંવાળાં મનામણાંથી તો એ ઊલટાની પોષણ પામે છે. કાયદાનો એક જ ફટકો એને ઠેકાણે પાડવા માટે પૂરતો છે.

વાટુમલ સંસ્થાના આમંત્રણથી અમેરિકાની કોલેજોમાં હિંદ વિશે વ્યાખ્યાનો કરવા ગયેલા સર સર્વપલ્લી રાધાકૃષ્ણને ન્યુયોર્કથી કરેલું એક નિવેદન એ વાત ઉપર ભાર મૂકે છે:—

'જો ગરીબી, રોગચાળો અને નિરક્ષરતાના પ્રશ્નોનો ઉકેલ લાવવો હોય તો હિંદમાં મજબૂત હિંદી આગેવાનીની જરૂર પડશે. એક લોકશાહી રાજ્ય તરીકેના હિંદના વિકાસના માર્ગમાં આડખીલી રૂપ પ્રજાની અનેક સામાજિક રૂઢિઓને એક માત્ર હિંદીઓની સરકાર જ ભાંગી શકે. શાંત સામાજિક ક્રાંતિ પેદા કરવાનો એવી સરકારનો નિરધાર હોવો જોઈએ. સુન-યાત-સેને જે ચીન માટે કર્યું અને કમાલ અતાતુર્કે જે તુર્કી માટે કર્યું તે કોઈ પરદેશી સરકાર ન કરી શકી હોત. પ્રજાની ધાર્મિક માન્યતાઓમાં ડખલ ન કરવાની પોતાની નીતિને કારણે બ્રિટિશ સરકારે ઘણા સામાજિક પૂર્વગ્રહોને અજાણતાં રક્ષણ આપ્યું છે અને, એ રીતે, ઘણા વખત પૂર્વે જે અદૃશ્ય થઈ ગયા હોત તેને લાંબું જીવન આપ્યું છે. નવા હિંદુસ્તાનમાં અસ્પૃશ્યતાને ગેરકાનૂની ઠરાવવામાં આવશે એની મને પૂરી ખાતરી છે. હિંદના સામાજિક જીવનની કેટલીક વિષમતાઓ દૂર કરવા માટે કડક સામાજિક કાયદાઓ ઘડવા પડશે.

### ભંગીઓની હડતાલ
### પ્રજા સમસ્તની સામે છે

થોડા વખત પહેલાં મુંબઈમાં ભંગીઓની હડતાલ પડેલી. જાતમહેનત કરીને રોજી મેળવનારા બીજા કોઈપણ મજૂરવર્ગની માફક ભંગીઓને પણ પોતાના પગાર, ભથ્થાં, રજાઓ, માંદગીની રૂપાત, ઈત્યાદિ બાબતો અંગે ચોક્કસ માગણીઓ રજુ કરવાનો, અને આખર જતાં એવી માગણીનો સ્વીકાર કરાવવા માટે સંગઠિતપણે હડતાલ ઉપર જવા સુધીનું દબાણ લાવવાનો અધિકાર છે. બેશક, મુંબઈ જેવા મોટા શહેરની સુખાકારીનો મોટો આધાર જેની ઉપર હોય એવા કોઈ પણ મજૂરવર્ગે, ચાહે તે સફાઈખાતાનો હોય, પાણીખાતાનો હોય કે વીજળીખાતાનો, હડતાલ જેવા આખરી શસ્ત્રનો ઉપયોગ કરતાં પૂર્વે સવિશેષ વિચારણા કરવી જોઈએ અને પોતાનામાં તાકાત હોય તો હડતાલ માટે પંદર દિવસ કે મહિનાની ચેતવણી આપવી જોઈએ. સામે પક્ષે, આ મજૂરોની માલિક મ્યુનિસિપાલિટી કે સરકારી ખાતાંએ પણ શહેરી જીવનની જીવાદોરી સાચવનારા આ મજૂરોની માગણી નકારી રાખવામાં એમને હડતાલની હદે ધસડી જવાનું જોખમ ન વહોરવું જોઈએ.

પણ ભંગીઓ અને એવા અગત્યનાં કામોના મજૂરોએ એક વાત ન વીસરવી જોઈએ કે બીજા મજૂરોની હડતાલ એમનાં કારખાનાં-મિલોનાં માલિકોને નમાવવા માટેની હોય છે, જ્યારે એમની હડતાલ પ્રજા સમસ્તનાં સ્ત્રી-પુરુષો અને બાળકો સામેની હોય છે. મજૂરોની હડતાલ તોડવા માટે કારખાનેદાર કે મિલ-માલિક બીજા મજૂરો બહારથી લાવે તો તેની સામે પિકેટિંગ ઇત્યાદિનો વિરોધ વાજબી ગણાશે, પણ ભંગી-હડતાલથી અટકી પડેલું કામ કરવા જો કોઈ સ્વયંસેવકો તૈયાર થાય તો તેમની સામે કોઈ જાતનો વિરોધ કોઈથી પણ વાજબી રીતે થઈ શકે નહિ.

### અસ્પૃશ્યતાવૃત્તિને પંપાળવામાં
### બેવડું જોખમ સમાયેલું છે

એવા સંજોગો ઊભા થઈ શકે છે કે જેમાં હડતાલીઆ ભંગીઓ અને મ્યુનિસિપાલિટીના સંચાલકો પોતપોતાનો પક્ષ સાચા દિલથી વાજબી માનતા હોય, અને એકબીજાને નમતું ન આપવાનો આગ્રહ

કેળવણી દ્વારા સિંચાઈ છે? શહેરીઓનાં એવાં અડધાં ન ખાય તો ભૂખમરામાંથી બચવા માટે એને પૂરતો રોટલો મળી રહે તેવો પ્રબંધ કરવામાં આવ્યો છે? બદ્દો વચ્ચે કામના કલાકો ગાળ્યા પછી એ ઘરભણી પાછો વળે ત્યારે ત્યાં પણ એને માટે અંધારું, ધુમાડો, ગંદકી અને બદ્દો સિવાય બીજું કાંઈ રહેવા દેવામાં આવ્યું છે? મુંબઈની શોભા એની સાફ સડકો અને વ્યવસ્થિત ગટરો પૂરતી જ મર્યાદિત રહેવાની છે? કે પછી એ શહેરની સફાઈ કરનારા મજૂર સ્ત્રી-પુરુષો અને એમના બાળકોની આંખોમાંનો આજ આછો ઉલ્લાસનો ચળકાટ પણ મુંબઈગરા પોતાની જ શોભા સમજીને જાળવવાના છે? મુંબઈમાં વસનારાઓ મુંબઈનાં મૂલ્ય ચૂકવવામાંથી ક્યાં સુધી છટકી શકશે?

'મુંબઈને મળતું દૂધ'

એક સુંદર પુસ્તિકા

મુંબઈ પ્રાંતમાં પ્રજાકીય સરકાર આવી તે અગાઉ પહેલાં 'મિલ્ક કમિશ્નર' તરફથી 'મુંબઈને મળતું દૂધ' એ એક સુંદર પુસ્તિકા બહાર પાડવામાં આવી છે. આપણાં શહેરોમાં આજે દૂધનો પ્રશ્ન એટલો બધો વિકટ બની ગયો છે કે તેને પ્રતાપે નવી એક આખી પેઢીની શારીરિક સંપત્તિ મયકાંગલી થઈ જવાનો સંભવ છે. એવા અગત્યના પ્રશ્ન વિશે સાચી હકીકતો આપીને, તેની ચોક્કસ વિચારણા ચલાવીને આખરે તેનો ઉકેલ સૂચવવાનું કામ ૨૪ પાનાંની આ પુસ્તિકામાં સાદી, સીધી અને સચોટ રીતે કરાયું છે. સખ્યાબંધ ચિત્રો અને છબીઓએ એને ઘણી આકર્ષક બનાવી છે. મુંબઈના અને બીજા શહેરના નાગરિકો તેને રસપૂર્વક વાંચીને દૂધના પ્રશ્નના ઉકેલ માટે વેગપૂર્વક વિચારતા થશે એવી આશા એ પુસ્તિકાનું વાંચન આપે છે. આ અંગ્રેજી પુસ્તિકાનું પ્રાંતીય પ્રાંતીય ભાષાઓમાં ભાષાંતર થાય તો જ નાગરિકોના વિશાળ સમૂહ સુધી એ પહોંચી શકે. (તેની નકલો મળવાનું સ્થાન—ડાયરેક્ટર ઓફ ઇન્ફરમેશન, ઇન્ડસ્ટ્રિયલ એસ્યોરન્સ બિલ્ડિંગ, ચર્ચગેટ, મુંબઈ.) તેમાંથી આ હકીકતો આપી છે—

'એક શેર દૂધમાં અરધો શેર માંસ અથવા એક શેર મચ્છી અથવા નવ ઈંડાની બરોબરી કરે તેટલું પોષક તત્ત્વ છે

માનવદેહના ઘડતરમાં દૂધનો મુખ્ય ફાળો છે. આ ઘડતરની શરૂઆત બાળકના જન્મથી નહિ પણ તેથી ય પૂર્વે —માતાના ગર્ભમાંથી જ થવી જોઈએ.

પોષણશાસ્ત્ર કહે છે કે દરેક સગર્ભા સ્ત્રીએ, ધાવણા બાળકની માતાએ અને ૧૦ વર્ષ સુધીનાં દરેક બાળકે રોજનું ૧૬ ઔંસ (૪૦ તોલા) દૂધ લેવું જોઈએ. બાકીના બીજા બધા માટે ૮ ઔંસ (૨૦ તોલા) પૂરતું છે.

મુંબઈ જેવા મોટા અને સમૃદ્ધિવાન શહેરમાં લડાઈ પહેલાં માથા દીઠ ૪ ઔંસ (૧૦ તોલા) દૂધ મળતું. આજે એની વધી ગયેલી વસ્તીને કારણે દરેક જણને ભાગે ૩ ઔંસ (૭½ તોલા) આવે છે.

દુનિયાના બીજા દેશોના શહેરી વિસ્તારોમાં મળતા દૂધના આંકડા સાથે આ સરખાવવા જેવા છે: ઓસ્ટ્રેલિયામાં ૧૦ ઔંસ (૨૫ તોલા), બ્રિટનમાં ૧૧ ઔંસ (૨૭½ તોલા) યુનાઈટેડ સ્ટેટ્સમાં ૧૭ ઔંસ (૪૨½ તોલા) અને કેનેડામાં ૨૨ ઔંસ (૫૫ તોલા) દૂધ વસ્તીના જણદીઠ મળે છે.

આપણા તમામ શહેરોનો અને ગામમથકોનો મુખ્ય કોયડો આજે વધુ દૂધ મેળવવાનો જ નહિ પણ ચોખ્ખું અને સસ્તું દૂધ મેળવવાનો પણ છે.

મુંબઈમાં ૫૦,૦૦૦ ભેંસો છે અને તે રોજનું ૬,૦૦,૦૦૦ રતલ દૂધ શહેરને પૂરું પાડે છે. વરસ દિવસે આ દૂધની કિંમત આઠ કરોડ રૂપિયા થાય છે. આ ભેંસોનો દસમો ભાગ દર મહિને વસૂકી જાય છે. વસૂકી ગયેલી ભેંસોને ગામડાંમાં ચરવા મોકલવાની રીતસરની યોજનાને અભાવે એમાંની ઘણીખરી ભેંસો કસાઈખાને જાય છે. આ રીતે અદૃશ્ય થતી ભેંસોનું સ્થાન નવી પાડીઓ લઈ શકે છે. પણ પાડાં જન્મે તેની કોઈ દરકાર કરતું નથી. રોજના સેંકડોને હિસાબે એ સાવ કુમળી અવસ્થામાં જ મરણ પામે છે. મુંબઈની ૫૦,૦૦૦ જેટલી ભેંસો વરસે માંડ ૪૦૦૦ પાડાં દે છે.

૧૯૪૪ના જુન પહેલાં મુંબઈના કતલખાનામાં રોજની લગભગ ૫૮ ભેંસોની કતલ થતી. એક વર્ષમાં એનો સરવાળો ૧૭૦૧૦ થી ૨૦,૦૦૦ સુધી પહોંચી જતો. આમાંની ઘણીખરી તો હજી ૩-૪ વેતર વિયાય તેવી હોય છે. ૧૯૪૪ના જુનમાં ભેંસોની કતલ ઉપર અંકુશ મુકાયા પછી રોજની ૩૨ ભેંસોની કતલ થાય છે.'

દુકાળ પડશે ત્યારે

વાવણી નહિ કરાય

આ પુસ્તિકા મુખ્યત્વે મુંબઈનો પ્રશ્ન વિચારે છે પણ પ્રાંતનાં કે દેશનાં બીજાં શહેરોની પરિસ્થિતિ મુંબઈની સરખામણીમાં સારી નહિ પણ ખરાબ હોવાનો સંભવ વધુ છે. આપણાં શહેરોની ભેંસો ચોવીસે કલાક તેના વાડામાં બંધાયેલી રહેતી હોય છે. ખાઈ ખાઈને તે ચરબી વધારે છે. અંધિયાર વાતાવરણ તેમજ ચોપાસની ગંદકીને પરિણામે એનાં દૂધમાં અનેક જંતુઓને પેસવાનો મોકો

મળે છે. ભેંસો ક્યાંય હરીફરી શકતી નથી તેની અસર એની તંદુરસ્તી ઉપર ઘણી ખરાબ થાય છે. આવી જ પરિસ્થિતિ ગ્રામવિસ્તારોમાં પણ પ્રસરી રહી છે. ગાયો-ભેંસો માટે ચરિયાણની જમીનો ફાજલ પાડવાનો જે ધર્મ આજસુધી પ્રજા અને રાજસત્તા પાળતાં આવ્યાં હતાં તેનો લોપ કરવાની આકરી કિંમત પ્રજા સમગ્રને ચૂકવવી પડે છે. 'વધુ અનાજ ઉગાડો'ની ઝુંબેશના ઓઠા હેઠળ પણ ગોચરોની જમીન ઝૂંટવાઇ ગયાના દાખલા બની રહ્યા છે. પરિણામે દૂધાળાં ઢોર વાડામાં જ પુરાઇ રહે છે. ચારો તો કદાચ એમને ઘેર-બેઠાં પણ મળી રહેતો હશે. પણ માનવીની માફક ઢોરની તંદુરસ્તી માટે એને ચાલવાની જરૂર ઘણી રહેતી હોય છે તે નથી પૂરી પડાતી. દૂધનો પ્રશ્ન પ્રજાના એકેએક વર્ગને સ્પર્શતો છે આવતી કાલના હિંદુસ્તાનનો તેની ઉપર આધાર છે. પ્રાન્તની પ્રજાકીય સરકારો ઝડપભેર એ દિશામાં પગલાં લેશે તો જ અમુક કાળે એનું ફળ આવશે. ગાણાનો કણ પણ ઘરમાં ન રહે ત્યારે પછી વાવણી કરવા નહિ બેસાય.

*વગર ટીકાએ*

છાપાંમાં આવેલા નીચેના સમાચાર ઉપર કશી ટીકા કરવાની જરૂર નથી:—

'બેગુસરાઇ, ૧૭ મી એપ્રિલ : શ્રીપુર ગામના એક મંદિરમાં થોડા દિવસ પર પધરાવાયેલી મહાત્મા ગાંધીની મૂર્તિ બે દિવસ અગાઉ ગૂમ થયેલી માલુમ પડી.

મૂર્તિ રાતના છાનીમાની લઇ જવામાં આવેલી અને બીજે સવારે આ ચોરીની જાણ પામતાં પૂજારીઓ તો દિઙ્મૂઢ બની ગયા હતા.

આઘાત બનેલા ગ્રામવાસીઓએ બે દિવસ સુધી ઉપવાસ ચલાવી અને આસપાસના પ્રદેશનો ખૂણેખૂણો ફરી વળ્યા. એમની મોખરે ચાલનાર મંજુ ભગતે આ મંદિર બંધાવ્યું છે અને ગાંધીજીને તેઓ કૃષ્ણ ભગવાનનો અવતાર માને છે.

આખરે એક ખેતરમાંથી મૂર્તિનો, મંદિરના ઘંટનો તથા બીજી પવિત્ર સામગ્રીનો પત્તો લાગ્યો હતો. ત્યારે ઉત્સાહપૂર્વક એને પાછી લાવીને મંદિરમાં પુનઃસ્થાપિત કરવામાં આવી હતી, અને તેની પૂજા હવે હમેશ મુજબ ચાલે છે.

'હરિજન'ના તાજા એક અંકમાં પોતાની મૂર્તિની પૂજા અંગે ગાંધીજીએ વ્યક્ત કરેલા અણગમાને કારણે તોફાનીઓએ આ મૂર્તિ ખસેડી હતી એમ માનવામાં આવે છે.'

એપ્રિલ ૨૧, ૧૯૪૧



મૌલિકતાનો ગુણ નવીનતા નથી પણ પોતાના મંતવ્ય પરની હૃદયનિષ્ઠા છે,' ખુદ વાઇલ્ડ છે. પોતે જે માને છે તેને ખિસચોરી વગર આગળ કરતો મનુષ્ય જ ખરો મનુષ્ય છે. બીજાઓ પર કરવાના આગ્રહ માટે નહિ પણ પોતાની જાત માટે જ તેણે પોતાની માન્યતા ને નિર્ણયો બાંધ્યા હોય છે. ખરી મૌલિકતા ત્યાં વસે છે, મૌલિકતાનો એ ગુણાદર્શ છે.

—કાર્લાઇલ

# એ દુનિયા હજુ દૂર નથી ગઈ —— ઝવેરચંદ મેઘાણી

## ટાંચણપોથીનાં વધુ પાનાં

અણીઆળી આંખ્યુંનો નેડો લાગ્યો માણારાજ
વાંકડીએ મેણુંનો સામો લાગ્યો માણારાજ
 લાડી પૂછે વરલાડડા,
 આવતી તે શેણે લાગી વાર ?
 નગરે ગ્યા'તા એકલા
 ચૂંદડીઉં બોરાવતાં લાગી વાર
 અણીઆળી આંખ્યુંનો નેડો લાગ્યો માણારાજ !

* * *

 અગર ચંદનની રાત,
 ચાંદા પૂનમની રાત,
 તારોડિયો ક્યારે રે ઊગશે ?
 નાની વહુ ! તોરલો સામ,
 મોંઘી વહુ ! તોરલો કંપ
 ડારેજમાં ક્યારે રે આવશે ?
 નેળણો ક્યારે રે આવશે !

* * *

 તરવાર જેવી ઊજળી રે ઢોલા,
 તરવાર કમરમાં બિરાજે રે
 પાલખીઆ વીરને
 એવા હોય તો પ્રભુએ રે ઢોલા
 નીકર ફરીને પરણાવું રે,
 અંતરીઆ વીરને.

* * *

એવાં ગીતો પેન્સીલથી ટાંક્યાં છે, કામ ટૂંકું નથી. વર્ષ કે તીથિ નથી. પણ પાદદાસ્ત તો અવળચંડી છે. ચાર દિવસ પરના ગાઢા મેળાપો ભૂલી જવાય છે, મળેલાં માણસોને ફરી દીઠે ઓળખાણ ખૂતરી પડે છે, મોંહામણ આવે છે, માફી માગવી પડે છે. બીજી બાજુ પંદર સોળ વર્ષનો ગાળો પણ નડતો નથી એવી તાજી ને વિગતવાર સ્મૃતિઓ સંઘરાઇ રહે છે મનને કોઇક અગોચર ઠેકાણે.

અગર ચંદણની એક રાત હતી. કાઠી જુવાનનું ઘર હતું. બે બહેનો હતી. પ્રૌઢ પિતા હતા. પિતાના જોડીદાર એક ભજનિક બ્રાહ્મણ હતા.

જુવાનને જમાડ્યો, જમાડીને પછી બહેનોને ઓરડે બોલાવી. '...ભાઇને કાઠી લગ્ન-ગીતો સાંભળવાં છે.' બહેનોએ અગરચંદણની રાતના ઝાંખપમાં લાંબી ધ્રુશવળ વડે ઓળીપો કરી આપ્યો.

બાળી બિમારીએ જુવાન ત્રણ વર્ષ પર ઉપાડી લીધેલ છે. એના જોડીદાર બાપનું ત્યેપાર શરીર પણ એક દિવસ ઓચિંતું પડ્યું છે. ગાનારી બહેનોમાંથી મોટેરી ગઇ છે. રહી છે નાનેરી, 'પગ વાળીને પિયરમાં બેઠેલી.' રહ્યા છે પિતા-વેદનાઓને પચાવતા. આંસુને એની આંખોએ કદી ઓળખ્યું નથી.

આ વર્ણવું છું, કારણ કે સોરઠી સાહિત્ય મારા સંશોધનકાર્યનું એ 'સેટીંગ' છે. પુત્રી ... ત્યારે પિતાએ એમ નહોતું લખ્યું કે 'તે જેને દસ વર્ષની વયથી માનિહોણી દીઠી તે ગઇ' કે 'ત્રણ નિરાધાર ભાંડુઓને પાંખમાં રાખીને ઉછેરનારી રક્ષનારી એક, વિશાળ રાજગઢમાં પોતાનું જાણે કશું જ નથી તેવી મૂંગી નિરાધારતાને મનમાં ઘૂંટનારી ગઇ : કાગળમાં હતું કે 'તને કાઠી લગ્નગીતો દેનારી હીરીબેન ગઇ.'

લોકસાહિત્યનું પ્રત્યેક સ્મરણ મને એ લાઠીના દરબારગઢમાં, એ પુત્રપુત્રીઓના પિતા દરબારશ્રી વાજસૂરવાળાની પાસે લઇ જાય છે. એ અને એમનો ઘન ગંભીર ઉદ્ગાર, 'well, ઝવેરભાઈ !' : એ અને એમની યૌવન સંગિની સિતાર : એ અને એમનાં કલાપી-સ્મરણો : એ અને કેકારવની કઈ કૃતિ કયા પ્રસંગે રચાયેલી તેની માહિતી : એ અને શોભનાને પોતે લાઠીના રાજગઢમાં પહેલી પ્રથમ બાળકી રૂપે ક્યારે જોયેલી તે પ્રસંગ : એ અને કલાપીના શોભના સાથેના લગ્નવાળા સેહક બનાવનો એમને પોતાને ઘેર જે કરુણ પડઘો પડેલો તેનો ચિતાર :—

* * *

એમના જ શબ્દોમાં કહું છું 'એક દિવસ લાઠીના દરબારગઢમાં ઠાકોર સાહેબ (કલાપી) પાસે બેઠો હતો. એ વખતે બાબાને (કલાપીની પુત્રીને) કેડે તેડીને એક છોકરી ત્યાં આવી. મને ચણભણ ચણભણ વાત પહોંચી હતી. છોકરી ચાલી ગઇ તે પછી ઠાકોર સાહેબને પૂછ્યું : 'એક વાત પૂછું બાપુ ?'

'તારે પૂછવા જરૂર નથી. તું જે સમજ્યો છે તે સાચું છે.' એટલું જ કહીને કલાપી બહાર ગયા.

'—ને પછી થોડાં વર્ષો બાદની એક રાત્રિયે લાઠીથી બે જુવાન અવાસો હાંકીને આવ્યા. વહેતા પ્રભાતે એ બેઉ અહીં આપણે બેઠા છીએ તે જ આ દીવાનખાનામાં ઊભા હતા. મને કહે કે ઠાકોરસાહેબે અહીં અમને

પૈસા લેવા મોકલ્યા છે. એ લઈને અમે આજે પાછા જઈ શકીએ ?'

'મેં શાંતિ જાળવી, પછી મેં એ ભાઈઓને મહા-મહેનતે કહ્યું: ગઈ કાલે રાતે, ઠાકોરસાહેબે મોંઘી સાથે પરણી લીધું છે.'

મોંઘી-શોભના—

'હું એ બેઉ મૂંગા ઊભેલા જુવાનોની સામે જોઈ રહ્યો. એમાંના એકની આંખોમાંથી આંસુની ધારા ચાલી પડી.

'એ હતો મોંઘીનો—કલાપીની શોભનાનો ધણી. બીજો હતો એ જુવાનનો સગો ભાઈ. બન્ને લાઠીના મહેલના ખવાસ. હું શું આશ્વાસન આપું ? આટલું જ બોલી શક્યો: 'હવાનું થઈ ગયું ભાઈ ! હવે રડ નહિ.'

'અમને પૈસા લાવવાને બહાને કાઢીને આ કરવું'તું ! જુવાનની છાતી ફાટતી હતી.

'પાછા જવું હોય તો—' હું વાક્ય પૂરું કરી શક્યો નહિ. એ કહે—

'ના, ના, હવે તો અમે અમારે વતન જ જશું.'

'મેં ખરચી આપી. તેઓ કચ્છ ચાલ્યા ગયા. પછી તો ઘણે વખતે સાંભળ્યું કે એ જુવાન મરી ગયો.'

* * *

દોષની વહેંચણી કર્યા વગર, વિધિના વિધાનની અટલતાને ઓળખનાર દરબાર શ્રી વાજસુરવાળા આ પ્રસંગને સમતાપૂર્વક વર્ણવતા હતા. કલાપીના જીવન અને કવનના અંતરંગ સાક્ષી આ કલાપી-મિત્ર એક નિર્મળ ઇતિહાસકારની અદાથી અનેરી વાત આગળ બોલતા હતા—'

* * *

'પણ શોભના સાથેની પહેલી જ રાતે ઠાકોર સાહેબને નિર્વેદ પાઈ દીધો. મને કહ્યું કે 'વાજસુરભાઈ, મેં જેને દિવ્ય ધારેલ તે તો તદ્દન પાર્થિવ નીકળ્યું, બધું ખતમ થઈ ગયો.' કલાપીએ એ પ્રથમ રાત્રિની વિફલતાને પછી તુરત જ આ કાવ્યમાં મઢી—'

'સાકી ! જે યશ મને દીધો,
દિલદારને દીધો નહિ
'સાકી ! જે નશો મુજને ચઢ્યો,
દિલદારને ચઢ્યો નહિ'

શી દિવ્યતા ! શી વિફલતા ! શી પાર્થિવતા ! એ પ્રસંગનો વધુ વિસ્તાર જ્યારે દરબારશ્રીની પ્રેમગાથાનો નથી. કહે છે, કે ગોપીચંદ-ભરથરી, જેસલ-તોરલ વગેરે સંવાદોના સર્જનમાં એ પછી ઉતરી ગયેલ કલાપી જો જીવ્યા હોત તો ભજનરચનામાં જ એની કવિતા પરિપાક પામત.

* * *

વાજસુરવાળા એટલે તો જીવન-સ્મૃતિઓનો મહા-નિધિ. રાજકોટની કુમાર-કોલેજના દિવસો પરથી પાસો વર્ષનો પડદો ઊંચકે અને આપણને દેખાય, આઠ દસ વર્ષનો એક કુંવરડો, જેને ઓચિંતા સુરસિંહજી કલાપી નામના કિશોર ત્યાં ભેટ્યા. બેઉ કિશોરોનાં મન મળ્યાં, બેઉની ઓળખાણ એકના મૃત્યુ સુધી ગાઢ મિત્રાચારીમાં પરિણમી. એ પરદો ઊંચકીને વાજસુરવાળા પોતાના નેકપાક અંગ્રેજ પ્રિન્સિપાલ મેકનોટન સાહેબની પિછાન કરાવે છે. હિંદી સંસ્કારિતાનું યથાસ્થાન સમજનાર એ વિદેશી મુરશિદ કલાપીના પણ સંસ્કાર-પોષક હતા.

એક વાર અન્ય કુમાર-કોલેજની ક્રિકેટ-ટીમ રાજકોટ સાથે રમવા ઊતરી. ફલેનલનાં સૂટ-બૂટે સજેલા એ પ્રતિપક્ષીઓ બતાવી મેકનોટન સાહેબે પોતાના દેશી પરિધાનધારી કુંવરોને કહ્યું કે 'જોઈ લો, સરખાવો, પરદેશી લેબાસમાં એ બધા કેવા બદસૂરત લાગે છે, ને તમે તમારાં સુરવાળ સાફામાં કેવા શોભો છો ?'

એક વાર કુમાર વાજસુરવાળા કોલેજ છાત્રાલયમાં 'વડા નિશાળીઆ'ને પદે હતા નાનેરાઓ પર તેમને નજર રાખવાની હતી. બે વડા નિશાળીઆ કંઈક વાતો કરતા બેઠા છે. કોલેજની કંઈક ત્રુટિઓની ચર્ચા કરે છે. કોઈક ચાડિયા કુંવરે પ્રિન્સિપાલના કાન ફૂંક્યા. મેકનોટન સાહેબે કંઈક ભૂલભર્યું પગલું લીધું. મેકનોટન પાસે જઈ વાજસુરવાળા કોચવાયા. મેકનોટન સાહેબ રડી પડ્યા. ગુરુ-શિષ્ય બેઉ રડ્યા.

તે કાળના ગુરુઓની સ્મૃતિમાં એક વ્યક્તિ વાજ-સુરવાળાને હૃદયે સચોટ અંકાઈ છે. ભાવનગરના હાલના નાયબ-દિવાન નટવરલાલ સૂરતીના પિતા માણેકલાલ સૂરતી. વર્ગમાં માણેકલાલભાઈ ભણાવે, કુમારો લક્ષ ન આપે, એટલે કોચવાઈને માણેકલાલ માસ્તર કહી ઊઠે: 'અરે નામદારો, તો પછી અમને માનના પગાર શા માટે અપાવો છો ? અમને રજા આપો, રજા આપો. તમારાં નાણાંની અમે બરબાદી કરી રહ્યા છીએ.'

* * *

વાજસુરવાળા બીજી એક વાત નવાનગરના મરહૂમ જામ રણજિતસિંહની કહે છે. રીબાજી જામે દત્તક લીધેલ આ ભાવિ-ખ્યાત નગરના દીવાન સેખે રાજકોટ

ભણવા આવ્યા, ત્યારે છડી છત્ર ચામર ઇત્યાદિ રાજચિહ્નનો ઝંડો અને બીજી કેટલીક રિયાસત સાથે હતી. પછી એક દિવસ જામસાહેબના આમરણ નામે તાલુકાના તાબેદાર પાટવી પણ ભણવા આવ્યા. અને રણજીતની આંખ ફાટી. આમરણના તો ખવાસ રાજા! જામનગરના ગોલા! (ભૂલી ગયા રણજીત, કે આમરણનો મૂળ ધણી મેરૂ ખવાસ તો એ ગોલો હતો કે જેને માટે ચારણે ગાયેલું—

ગોલા—ગોલા—ગોલા!

ગોલા! ગોકળ દેહ, નરપત કંઈક નમાવિયા;
ભૂપત ભાડે ભેહ માટે આપે મેરવા

એમાં પણ પાછો આ ગોલાનો કુંવર રણજીતસિંહ એવું નામ ધારણ કરે! એવા કુલાભિમાનથી આમરણ-કુમારનો મૂગો બહિષ્કાર કરાવ્યો. રાજકુમારોની પંગતમાં એ બેસી ન શકે. એની સાથે કોઇ બોલે નહિ. પરંતુ એક દિવસ એવો આવ્યો કે જ્યારે જામ-રણજીતનાં પોતાનાં જ રાજચિહ્નો ઝુંટવાઈ ગયા. નગર-રાજ વીભા જામને ઘેર એક સરીઆણી મુસ્લીમ રાણીની કૂંખે કુંવર જસોજી જન્મ્યા, દત્તક રણજીત રાજકોટ બેઠે વારસપદથી રદ થયા, છડી છત્ર ને ચામર તો ઠીક પણ કોલેજનો ખર્ચ પણ ખેંચાઇ ગયો, પારકી મદદ પર એક અદના છાત્ર તરીકે એમને ભણવું પડ્યું.

* * *

દરબારશ્રીની પાસે જઇ આઠેક દિવસ નિરાંતે બેસું તો તો 'સોરઠ તારાં વહેતાં પાણી'નો નવો ખંડ કરવા જેટલી રોમાંચક, ભેદી, અને બહુરંગી સામગ્રી ઝંઝેડી શકું. અદ્યતન અર્વાચીનને આરે બેઠેલા વાજસુર બાપુ જૂના સોરઠની આસમાનીઓમાં પણ ખૂબ આળોટ્યા છે, આપવીતી ને પરવીતીથી ભરેલી પોણી સદી એમના કોઠામાં પડી છે. પોતે અમારું માન્યું હોત તો સીત્તેર વર્ષના સૌરાષ્ટ્રને જવાબ દેતું એક 'બેસ્ટ-સેલર' રચી શકત,—બેસ્ટ-સેલર તો ઠીક પણ એવો એમનો ગ્રંથ, એક પ્રપંચમુક્ત, નિરોગી માનસવાળા, સંસ્કારવંત રાજવીનો દસ્તાવેજ હોઇને સાચા સોરઠનો માર્ગદર્શક બનત. પણ એ લખવાના આળસુ. ને અમે કેટલાક કલમવાળાઓ, તે એમની પાસે બેસવા નવરા નથી; ને નવરાશ જેમને હશે તેમની પાસે બાપુને વાતોની મોજમાં ચડાવવાની જુક્તિ નહિ હોય.

* * *

એમની પોતાની જ એક આપવીતી જોઈએ. બગસરાના ચાર ભાગીદારો પૈકીના એક દરબાર હરસુર-વાળા નિઃસંતાન હતા. ઉંમર મોટી થઈ ગઈ. આખરે (ઘણું કરીને તો દ. હરસુરવાળાના અવસાન બાદ મોડે મહિને) એમનાં એક રાણીને દીકરો અવતર્યાનું જાહેર કરવામાં આવ્યું. આ કુંવર બનાવટી છે એવી એક બાતમી એજન્સીમાં પહોંચી. એમાંથી તો એક મોટો મામલો ખડો થયો. સોનગઢના પ્રાંતસાહેબ કર્નલ ઓલીવન્ટને એ હાડોહાડ વ્યાપેલી વાત બની. એ કુંવરની કહેવાતી જન્મદાત્રી રાણીનું એકાએક જાહેર થયેલું મૃત્યુ, અને એ છોકરો જે ઇતર કોમનાં માબા-પનો લેવાયેલો હોવાના પુરાવા પડ્યા તે માબાપ (સ્ત્રી ને પુરુષ બેઉ)નું બદ્રી કેદારની જાત્રાને નિમિત્તે એકાએક આ પૃથ્વીના પટ પરથી ગાયબ બની જવું, વગેરે ત્રાગડા ઓલીવન્ટ સાહેબના હાથમાં આવ્યા. વાજસુરવાળા તે વખતે કોલેજ-કાળ પૂરો કરી, રાજગાદીની સોંપણી પૂર્વેની એક ફરજિયાત તાલીમ લેખે, કલાપીની સાથે હિંદના પ્રવાસે હતા. મુંબઈમાં એમને તાર મળે છે. પ્રાંત સાહેબ સોનગઢ બોલાવે છે. જાય છે. પ્રશ્નોત્તરી થાય છે. કુંવર-કેસ વિષે તું જાણે છે ને? જી હા. કુંવર બનાવટી ઠરે તો એ સમસ્ત નાવારસ ગરાસ તને જ મળે તે તે પણ જાણે છે ને? હા. તો તું પણ એ બાબતમાં સાક્ષી પુરાવ. કે એ હું નહિ પુરાવું: આવડો મોટો તાલુકો ગુમાવીશ: એવા તાલુકામાં મને રસ નથી. મારું છે તેટલું ઘણું છે.

ઓલીવન્ટ સાહેબ રોષે ભરાયા. 'યાદ રાખજે, તને ગાદી સોંપાવા નહિ દઉં.' 'તો ઇચ્છા' કહી દરબાર સાહેબ ચાલ્યા ગયા. ઓલીવન્ટ સાહેબે બોલ્યું કરી બતાવ્યું યુવાન વાજસુરભાઇને બેએક વર્ષ ઘણું ભોગવવું પડેલું.

* * *

અને પેલા કુંવર-કેસનાં કાગળીઆં 'ફર્ગ્યુસીટ' થયાં. એક સીસમની પેટીમાં મુકાયાં, પેટીને તાળું દેવાયું. પેટી લઇને જવાબદાર માણસ સેકન્ડ ક્લાસમાં રાજકોટ ઊપડે છે વચલે એક સ્ટેશને અસલ એવી જ બનાવટી એક પેટી લઇને એ જ સેકન્ડ ક્લાસમાં એક બીજો પ્રવાસી ચડે છે, ને પછી જેતલસર જંક્શને એ નવો પ્રવાસી પેટી લઇને ઊતરી જાય છે. સરકારી માણસ રાજકોટ પહોંચીને પોતાની પેટી લઈ કચેરીએ જાય છે, પેટી ઉઘાડવાની વેળા થાય છે ત્યારે અંદર

પડે છે કે પેટી તો બદલાઈ ગઈ હતી. સરખી જ બનાવટની બીજી પેટી બની ક્યાં, જાણભેદુ કોણ, બદલાવીને લઈ ગયો ક્યાં પતો મળ્યો નથી—પેટીનો, પેમાં ઓ પુરુષનો, ને સુરાવડી ગણાવેલી કાઠીઆણીનો. ડૂમાના નવલ-પ્રદેશમાં કે શેરલોક હોમ્સની સૃષ્ટિમાં રમતા હોઈએ એવી આ મોરબી દુનિયા હજુ ઝાઝી દૂર ગઈ નથી.

* *

ો ઝાઝું દૂર ગયું નથી 'જામ વીભાનું' પણ વિલક્ષણ પ્રોઢ, સફીઆણી-જાયો જસોજી જામ જુવાનીમાં જ ...ો જાય છે, વીભા જામ પર સરકારનો કાગળ આવે ...'કે દેશવટો ભોગવતા તમારા પહેલા કુંવર કાળુભા-...ના જ પુત્રને વારસ બનાવો એવી અગારી સલાહ છે. એ કાગળ જામ વીભા ગાદી તળે દબાવી રાખે છે. રાતે જામ સાહેબ પોતાના વજીર ગોકળ ખવાસને બોલાવે છે, કહે છે 'હેં ગોકળભાઈ, કાળુભાના કુંવરને ગાદીએ બેસારીએ તો ઠીક નહિ?'

'ઠીક—ઘણું ઠીક બાપુ! એ તો બહુ પાધરું!'

ખવાસ વજીરની એવી ગોઠીમય સંમતિ મેળવીને વીભા જામ સૂએ છે—સવારે એમને ફરી ઊઠવાપણું રહેવા દેવામાં આવ્યું નહોતું.

એ વીભાજી જામની ચિરનિદ્રા, એ વડારણ મોંઘીને શોભના કરી પરણી કાઢવા માટે, કવિ કલાપીએ ઉતરીને બહાર મોકલેલો મોંઘીનો વર, એ જુવાનની આંખોમાંથી દવાળાને દીવાનખાને દડેલી અશ્રુધારા, એવું અદૃશ્ય બની જવું, એ બગમરાવાળી કુંવર-બનાવટ સાથે ખાએલી ત્રણ જીવાત્માઓની વિલોપન-કથા, અને એ કુંવર-કેસનાં કાગળીઆંની પેટીની અદલાબદલીનું કરુણ રૈનક: મારી ત્રીજી ટાંચણપોથીનાં આરંભનાં પાનાં પર પડેલાં પચી-એક-કાઠી ગીતોની પાછળ પાછળ આવડી મોટી વાત ખેંચાઈ આવી છે.

* *

'જીવણદાસજી : બાપ જેઠા ભગત : દીકરો દેસા ભગત : સડારી (સ્રી) બે : (૧) લડુ માતા જુનાગઢનાં.'

'દાસી જીવણ' નામે જાણીતા, પ્રેમલક્ષણા ભક્તિ ગાતા ચમાર સંત જીવણદાસ વિશેનું આ ટાંચણ '૨૮ની સાલમાં એ સંતના ગામ ઘોઘાવદરના પ્રવાસનો સ્મરણ-ખાંભો છે. ગોંડળના વિદ્યાધિકારી, ને મારા કોલેજ-કાળના એક સ્નેહી મહેપાઠી શ્રી ચંદુલાલ બહેચરલાલ પટેલના સૌજન્યને આભારી આ ઘોઘાવદરની યાત્રા હતી. સોએક વર્ષ પૂર્વે થઈ ગયેલા આ સંતનું ઘર, ચમારોનાં બીજાં ખોરડાંની સાથે એક આંબલીઓના ઝુંડ વચ્ચે ઊભું હતું. ચામડાં ધોવાનો એ સંતનો કુંડ પણ ત્યાં બતાવવામાં આવ્યો. ટાંચણમાં એના ચહેરાનું ટૂંકું વર્ણન છે:

'દાઢીના કાતરા : મોટી મૂછો : માથે રૂમાલ બાંધે.'

આંબલીઓનાં ઝૂંડ નીચે એક ચમાર બાઈ ત્યાં ઊભી હતી. મીઠે સાદે એણે તો દાસી જીવણનું પદ ગાવું શરૂ કરી દીધું.

> ચાચૂર ઘેલાતૂર,
> બાપું, મુને એગીડે કરી છે ચાચૂર,
> બાપું, મુને શામળીએ કરી છે ચાચૂર,
>
> કોક તો વવાનીડે મુને કેફ કરાયો રે
> તે દી'ની ફરું છું ઘેલાતૂર—બાપું.
>
> ગગ તો પડીને મુજ પર મેલ્યા રે
> કમ નો દેવાય હવે દૂર-બાપું.
>
> સામું જોતા તો મારી શુધ બુધ ભૂલી ગઈ
> રાખી છે હરાએ હેર—બાપું.
>
> દાસી જીવણ કે 'સંતો ભીમ કેરા ચરણાં
> નાખજો આગળ ખડી છું હજુર—બાપું.

* *

'દાસી જીવણ'નું થાનક જોવા માટે જ ગયો હતો. માણસોએ ભેગા થઈ વાતો કહેવા માંડી. મુખ્ય વાત સંતની સોહામણી આકૃતિ વિષે ને ભીના કંઠ વિશે કહી:—

'ગામ બંધીઆમાં ગરાગીઆને ઘેર લગ્ન: દાંડીઆ રાસ રમાય: એમાં જીવણદાસજીએ પોતે ચાર રાસ લેવરાવ્યા: મોટી પડખે કેટલીક ઓઓ પાછળ ચાલી, (બીજે ઠેકાણે ટાંચણ છે. તેમાં તો એ મેળાપ મુસલાન-પરને માર્ગે થવાનો મુદ્દા નિર્દેશ છે) અને એમને પોતાના દેહ અર્પણ કરવાની વાત કહી. ત્યારે સંતે એ બાઈઓને નીચેના પદમાં ઉપદેશ દીધો.

> બેની! શું કહું સુખ પારકાં
> બેની! માંડયા હોય ઈ થાય
> એવાં શું કરવા સુખ પારકાં બાપું!
> કરમે માંડેલ થાય છે.
> શામે મંદિરીએ મહીડાં પૂરે,
> ભૂખ્યા તણું મન થાય છે,
> રોટી તૂટતા ન છૂટે
> પત પોતાની જાય છે
> તું કરીને સુખ પારકાં બાઈ!
> માંડેલ હોય ઈ થાય છે.

ઉપર્યું ટાંચણ કરતો એક ખૂણાના મેજ પર બેઠો, તે વખતે પાંચથી વધુ તો નહિ જ હોય તેટલા સ્રથોની એક ટુકડી અંદર દાખલ થઈ, મારી પાસેના મેજ ફરતા તેઓ બેસી ગયા અને પછી તેમાંથી સ્વચ્છ સફેદ પારસી પરિધાનધારી દાઢીઆળા વૃદ્ધ અંગ્રેજી લખાણ વાંચવા માંડ્યું. મારા કાન ઝબકયા. ૫–Marriage-Songs (લગ્નગીતો)નો. લોકગીતો અંગ્રેજી ભાષામાં આપણા કોઈક ગુજરાતી વિદ્વાનો રણ કરી રહ્યા છે એથી મનમાં છૂપું આત્મગૌરવ કુદ કરી રહ્યું. પુસ્તક પડતું મૂકીને મેં આ વંચાતા લેખનું ણુ દૂર બેઠે બેઠે કોઈ ન જાણે તેમ પોથીમાં પકડવા ટાંચણમાં લખ્યું છે કે–

ગ્રીસમાં લગ્નગીતો એપીથાલામિઅમ્સ કહેવાતાં. પરણેલ પોતાના શયનખંડમાં સૂવા જતાં ત્યારે નાના છોકરા ને ઓ ગાતાં.'

ગ્રીસમાં સવારે ને રાત્રિએ દંપતીના શયનગૃહમાં ગવાતાં.

એ ગીતો તત્કાલીન જમાનાની દૃષ્ટિએ અશ્લીલ પ્રકારના તેવા હતાં.

રોમન લોકોમાં ફક્ત છોકરીઓ ગાતી

ઝોરોસ્તર લગ્નગીતો : પ્રાચીન ઈરાનીઓમાં પણ તેમના ગીતો હતાં.

ગાવાનું પાક કું પ્રકરણ એ એક પેગમ્બરે એની પુત્રીના પ્રસંગે રચેલું લગ્નગીત જ છે.

સોંગ ઑફ સોલોમન, એમાં રચનાર જેરૂસલામની ઓને સંબોધે છે.

ઝોરોસ્તર તમામ વરવધૂઓને સંબોધે છે.

'સ્પેન્સર ૧૫૯૪ માં ખુદ પોતાના જ લગ્ન પ્રસંગે એક લગ્નગીત ગાય છે. એમાં પણ સંબોધન 'હે નિદ્રાળી બહેનો! બેય છે.

પછી એ પારસી વક્તાએ એક ગુજરાતી ગીત ટાંક્યું–

'ચાલો રે બાયો, ચાલો રે બાયો
'ચાલો રે ગીતડાં ગાયે છ
'બેનના શુભ લગનનાં
'ચાલો રે ગીતડા ગાયે છ રે '

* * *

નિબંધ વંચાતો હતો ને મારી સ્મૃતિ વધતી હતી. મારી ઉત્સુકતા પણ માંડ અંકુશમાં રહેતી હતી. આવા મુરબ્બી પંડિતની પાસે 'ચાલોને બાયો ચાલોને બાયો' એવી એક ટંગાસ કૃતિ સિવાય કોઈ ગુજરાતી લગ્નગીત નહોતું! મારાં સંશોધિત લગ્નગીતોનો 'ચુંદડી' સંગ્રહ બહાર પડી ગયો હતો. મારી પાસે, મારા કંઠાગ્રે મેં જેટલાં ચૂંટેલાં લગ્નગીતો હતાં. પંડિતોના મેજ પર પહોંચીને એ ખજાનો બતાવવાની ઉત્સુકતાને માંડમાંડ રોકી રાખી હું એ ભાષણનું ટાંચણ કરતો બેસી રહ્યો.

એ વિદ્વાન વક્તાના લેખનું મારું ટાચણ અહીં પૂરું થાય છે. પંડિત બનવું એ પણ મને મોહક લાગ્યું. થોડીક સામગ્રી સાંપડે કે તુરત તેના પર અંગ્રેજી ભાષામાં લખવું. એ ભાષા ચીંથરાંની ઢીંગલીને પણ પાંડિત્યનો પોશાક પહેરાવી શકે તેવી છે.

* * *

અંગ્રેજી ભાષાની આ ગુણવત્તાનું દર્શન તે પછીનું મારું 'ફિલોસોફી ઑફ સધર્ન ઈન્ડીઆ'નું ટાંચણ કરાવે છે. એના અંગ્રેજ લેખકની દૃષ્ટિમાં–

'દ્રાવીડી લોકો જે સાહિત્ય ધરાવે છે તે નૈતિક દૃષ્ટિને હિસાબે જગતે જોયેલ સર્વોત્કૃષ્ટ સાહિત્યોમાંનું એક છે.' કોઈ પણ ભાષામાં આના કરતાં વધુ સામર્થ્ય અને સંક્ષિપ્તતાનો સંયોગ કલ્પાય નહિ જડે. અને ખુશીથી કહી શકાય કે કોઈ પણ બીજી ભાષા માનવગનને વ્યક્ત કરવામાં આનાથી અધિક નિકટગામી અને તત્ત્વદર્શી નહિ હોય.'

'પાદરી ટેલર કહે છે કે તામિલ એ સર્વ માનવ-બોલીઓમાંની સર્વોત્કૃષ્ટપણે સમૃદ્ધિભરપૂર, સુઘડ અને ફરસી વાણી છે.

'ડૉ. કાલ્ડવેલને મતે તામીલ એ એક જ એવું દેશજ ભાષા-સાહિત્ય છે કે જેણે સંસ્કૃતનાં અનુકરણથી સંતુષ્ટ ન થતાં એને ટપી જવાનો માનભર્યો યત્ન કર્યો છે.'

તામિલ ભાષા અને દ્રાવીડી સાહિત્યની આવી અદ્વિતીય સિદ્ધિઓથી આપણે બેનસીબ હોઈએ એવો ખયાલ ઉપરના આંગ્લજનોની પ્રશસ્તિથી આવે છે. અંગ્રેજી ભાષામાં મુકાયેલાં આ અહોગાન સુંદર લાગે છે!

* * *

પણ આ અંગ્રેજી ટાંચણ દ્વારા હું જે શોધું છું તે તો કાઠિયાવાડનાં ધોળાવદર ગામનાં દાસી જીવણ અને દૂર પડેલા દક્ષિણ હિંદ વચ્ચેનો સંબંધતંતુ છે. ટાંચણ કહે છે કે "દક્ષિણહિંદના લોકગીત રચનારાઓ અને ગાનારાઓ ઉચ્ચ વર્ણના લોકો નહીં પણ ધાર્મિક ભિક્ષુક જમાતોના હીણી જાતના ઘણુ કરીને

હતો, અને તેના ચરિત્ર તેમ જ ઈટલીના ઇતિહાસનો
તેમને સારો અભ્યાસ હતો; અને તે પરનાં તેમનાં
ભાષણો વિદ્યાર્થીવર્ગને ખૂબ ગમતાં. તેમનો પ્રચાર
મુખ્યત્વે વિદ્યાર્થીઓમાં જ થતો. તેમની જોડે તેમના સાથી
આનંદમોહન બોઝ હતા. તેઓ પણ વિદ્વાન અને પ્રસિદ્ધ
વક્તા હતા.

હવેથી સુરેંદ્રનાથે જાહેરજીવનની અનેક પ્રવૃત્તિઓ
શરૂ કરી, તેમા મહાસભા, કેળવણી, વૃત્તપત્રવિવેચન અને
ધારાસભા અંગેની પ્રવૃત્તિઓ મુખ્ય ગણાય. તેની એક
સામટી સમગ્ર કલ્પના આવે તે માટે તેમની એકેક
પ્રવૃત્તિનું આપણે અવલોકન કરીશું.

૧૮૭૫થી ૧૮૮૨ સુધી તેમણે બંગાળની બે ત્રણ
કોલેજોમાં કામ કર્યું અને છેવટે એક શાળાના આચાર્ય
થયા. થોડા વરસમા જ આ શાળાની કોલેજ નીકળી
અને આજે પણ 'રિપન કોલેજ' કલકત્તામા પ્રસિદ્ધ
છે. આ બન્ને સંસ્થામા મળીને સુરેંદ્રનાથે ૩૭
વરસ સુધી કામ કર્યું અને અનેક વિદ્યાર્થીઓને તૈયાર
કર્યા. તેઓ વિદ્યાર્થીઓમા ખૂબ પ્રિય હતા, ઉત્તમ
શિક્ષક અને વક્તા હતા. બંગભંગ વખતે તેમની સાથે
અનેક વિદ્યાર્થીઓ હતા. સુરેન્દ્રનાથ કલકત્તાની વિદ્યા-
પીઠમાં સેનેટર થયા હતા અને ,તેમણે ત્યા અને બહાર
લોર્ડ કર્ઝનના 'યુનિવર્સિટી બિલ' સામે ભારે ઝુંબેશ
ઉઠાવી હતી. એજ અરસામા મહારાષ્ટ્રમા ચિપલૂણકર,
તિલક અને આગરકર તથા મદ્રાસમા વીર રાઘવાચાર્ય,
સુબ્રહ્મણ્યમ ઐયર અને સુબ્બારાવ પંતલુએ આવા જ
શિક્ષણ વિષયક અને પ્રચારનાં કામો શરૂ કર્યા હતા.

(૩)

હવે તેમના મહાસભા વિષયક કામનું નિરીક્ષણ
કરીએ. ૧૮૭૬મા તેમણે કલકત્તામાં "ઇંડિયન એસેસિ
એશન" (હિંદી મંડળ) નામની સંસ્થા કાઢી રાજદ્વારી
ચળવળનો આરંભ કર્યો. તેના ઉદ્દેશામા, રાજકીય
જાગૃતિ, હિંદુમુસ્લીમ ઐક્ય અને આમપ્રજાની રાજકીય
કેળવણી આ હતા આ મંડળ મારફતે તેમણે ઉત્તર
હિંદના મોટા મોટા શહેરોમા જઈ વર્નાક્યુલર પ્રેસ
એક્ટ અને ઇલ્બર્ટ બિલ સામે ભાષણો કર્યા. ૧૮૮૫મા
કલકત્તામાં તેમણે અખિલ હિંદ પરિષદ બોલાવી. તેમા
[illegible] પ્રતિનિધિઓ આવ્યા હતા. એ જ

વખતે મુંબઈમાં હિંદી મહાસભાનું પહેલું અધિવેશન
થયું હતું અને પોતાનું જ કામ આવી રીતે શરૂ થયેલું
જોઈને સુરેંદ્રનાથે પોતાની પરિષદ હિંદી મહાસભા
સાથે ભેળવી દીધી. તેમનાં ભાષણો લોકોને બહુ ગમતાં.
તેમના અભ્યાસના ખાસ વિષયો 'સ્થાનિક સ્વરાજ્ય'
અને 'ધારાસભા' એ હતા. તેમનો રાજદ્વારી આદર્શ
બ્રિટિશ સામ્રાજ્યની અંદરનું સ્વરાજ્ય બંધારણીય
ચળવળ કરીને લેવું' એવો હતો. ૧૮૯૫માં પૂનાની અને
૧૯૦૨માં અલ્હાબાદની મહાસભાની બેઠકના તેઓ
પ્રમુખ થયા હતા. મહાસભા તરફથી ૧૮૯૦માં અને
સભાથી છૂટા થયા પછી ૧૯૧૯માં નરમપક્ષ તરફથી
પ્રતિનિધિમંડળમાં તેઓ ઇંગ્લંડ જઈ આવ્યા. બંગભંગની
ચળવળના તેઓ પ્રથમ પંક્તિના આગેવાન હતા. તેમની
આગેવાનીને લીધે અનેક વિદ્યાર્થીઓએ તે ચળવળમાં
ભાગ લીધો હતો. બારિસાલ પરિષદ વખતે તેમને કેદ
કરવામા આવ્યા અને રૂ. ૪૦૦નો દંડ થયો. તે ચળ-
વળને પરિણામે બંગલક્ષ્મી મિલ, કેટલીક વિમા કંપનીઓ,
અને બંગાલ નેશનલ બેંક નીકળી, તેમાં સુરેંદ્રનાથનો
મહત્ત્વનો ભાગ હતો, તે વખતના તેમના સાથીઓમાં
રવીન્દ્રનાથ ઠાકુર, અશ્વિનીકુમાર દત્ત, મોતીલાલ ઘોષ
જેવા આગેવાનો હતા. રાજકીય દૃષ્ટિથી આ કાળ
સુરેંદ્રનાથના જીવનમાં સૌથી ઉજ્જ્વલ છે કારણ
બારિસાલ પરિષદ પછી શરૂ થયેલી ક્રાંતિકારીઓની ચળ
વળને લઈને તેમને પ્રજાકીય વિશ્વાસ વિશે શંકા થવ
લાગી, અને ગરમ રાજકારણથી તેઓ દૂર થવા લાગ્યા
તેમના રાજદ્વારી તત્ત્વજ્ઞાનમાં ક્રાંતિને સ્થાન ન હ
ઉત્ક્રાંતિને હતું. તેઓ એક જગ્યાએ કહે છે.—

"આપણે હિંદુઓ ક્રાંતિને અને ક્રાંતિ જેવી ચળ
વળને ધિક્કારીએ છીએ. ઉત્ક્રાંતિ જ આપણો આદર્શ છે"

ગરમ રાજકારણના તે વખતના આગેવાનોમાં
તિલક મુખ્ય હતા.
વિંદ ઘોષ, બિપિનચંદ્ર પાલ અને લો. તિલક મુખ્ય હતા.
તેમની સાથે મતભેદ થવાથી સુરેંદ્રનાથની લોકપ્રિયતા
એટલે સુધી ઘટી ગઈ કે ૧૯૦૭મા સુરતની મહાસભાની
બેઠકમા લોકાએ તેમને સાંભળવાની ના પાડી ! ૧૯૧૪
પછીની હોમરૂલ ચળવળમાં તેઓ જોડાયા નહીં. બે વરસ
પછી મહાસભામાં હોમરૂલ લીગ મળી અને મુસ્લીમ
લીગ સાથે લખનૌનો 'હિંદુ–મુસ્લીમ કરાર' થયો ત્યારે
તે સંધિના પ્રમુખ સુરેંદ્રનાથ જ હતા. પણ એ કરાર

પછી જ અસહકાર આવ્યો. તેમાં પણ સુરેંદ્રનાથ સામે પડ્યા. સાચી વાત એ છે કે ગરમ રાજકારણ તેમના લોહીમાં જ ન હતું. મહાસભાનું સુકાન ગાંધીજીના હાથમાં આવવાથી નરમપક્ષ મહાસભામાંથી નીકળી ગયો અને તેણે પોતાનું સ્વતંત્ર 'ફેડરેશન' શરૂ કર્યું. તેના આગેવાનોમાં સુરેંદ્રનાથ મોખરે હતા. ૧૯૨૧ માં તેઓ બંગાળમાં સ્થાનિક સ્વરાજ્યના પ્રધાન થયા અને છેવટ સુધી તેઓ નરમપક્ષના રહ્યા છતાં અને ગાંધીજી અને તેમની ચળવળ વિષે વિરોધ છતાં તેઓ તેને વિષે સહાનુભૂતિ રાખતા.

(૪)

પહેલેથી જ સુરેંદ્રનાથનું વલણ ધારાસભા તરફ હતું. તેમની વૃત્તિ બંધારણપ્રિય અને ક્રાંતિવિમુખ તેમ જ અંગ્રેજી સંસ્કૃતિ અને રાજ્યપદ્ધતિ વિષે આદરની હતી. તેને હિંદનો આદર્શ માનવા જેટલી તેને વિષે આત્મીયતા હતી તેને લઈને તેઓ બંગભંગ વખતે પ્રજાના આગેવાન હતા અને સરકારી તંત્ર પર પોતાના ભાષણોમાં અને લખાણોમાં સખત ટીકા કરતા, છતાં તેઓ સરકારની આંખમાં ખૂંચ્યા નહીં. એક જગ્યાએ તેઓ કહે છે:—

> "અંગ્રેજી સંસ્કૃતિ દુનિયામાં સૌથી શ્રેષ્ઠ છે. આજે તેનો હિંદની સાથે જે કે અવિભાજ્ય સંબંધ થયો છે. આ સંયોગ હિંદી લોકોને અકલ્પ્ય આશીર્વચનરૂપે અને ઇંગ્લંડને અકલ્પ્ય કીર્તિ રૂપે નીવડશે."

આઇ. સી. એસ માંથી બરતરફ થવાથી તેમનો ધારાસભામાં જવાનો અધિકાર ખૂંચવી લેવામાં આવ્યો હતો. પણ બંગાળના લે. ગવર્નર સર એડવર્ડ બેકરની ખાસ ભલામણથી તેમને તે હક્ક પાછો મળ્યો અને તેમણે ૧૮૯૩ થી ૧૯૦૧ સુધી બંગાળની ધારાસભામાં કામ કર્યું. તે વખતે તેઓ સરકારી તંત્ર ઉપર નીડરતાથી અને આંકડાઓ આપીને ટપકા કરતા. બંગભંગ પછી તેમણે જાહેર કર્યું કે તે રદ ન થાય ત્યાં સુધી પોતે ધારાસભામાં જાય નહિ. ૧૯૧૧માં તે રદ થયો અને ૧૯૧૩ માં તેઓ પાછા બંગાળ અને વડી ધારાસભામાં ગયા. ત્યાં તેમણે કેળવણી, મ્યુનિસિપલ ખાતું, પ્રેસ એક્ટ વગેરેમાં સુધારા કરવાના ઠરાવો આણ્યા. પણ સરકારી અનુમતિ ન હોવાથી તેમનું કામ બહુ આગળ વધ્યું નહીં. કલકત્તાની મ્યુનિસિપાલીટીમાં તેઓ ઘણાં વરસ સુધી આગેવાન હતા.

મહાસભાના ગરમ પક્ષ સાથે અણબનાવ થવાથી સરકારનો તેમને પોતાની પાંખ નીચે લેવાનો પ્રયાસ ચાલુ થયો. મોંટેગ્યુએ તેમને મતાધિકાર-સમિતિમાં લીધા. ૧૯૧૯માં તેઓ નરમપક્ષના પ્રતિનિધિમંડળમાં લંડન ગયા, ત્યારે, હિંદમાં સ્થાનિક સ્વરાજ્યનો પ્રયોગ કેવી રીતે થઈ શકે તે દૃષ્ટિએ અભ્યાસ કરવા માટે બ્રિટિશ સરકારે એક મંડળ ઇંગ્લાંડની સ્થાનિક સંસ્થાઓનું નિરીક્ષણ કરવા માટે નીમ્યું, તેમાં સુરેંદ્રનાથને લીધા. ૧૯૨૧માં જ્યારે તેઓ બંગાળ ધારાસભામાં ચુંટાયા ત્યારે સરકારે તેમને 'સ્થાનિક સ્વરાજ્ય'ના પ્રધાન નીમ્યા, 'સર'ના ઇલ્કાબથી બહુમાન આપ્યું. હિંદીઓ પ્રધાનો નિમાય, એમાં જ સુરેંદ્રનાથને બંધારણીય ચળવળની ફલશ્રુતિ દેખાઈ. આ કામ તેમણે ત્રણ વરસ સુધી કર્યું. આ રીતે તેમનું ધારાસભાનું કામ વચલો ગાળો બાદ કરતાં પંદરેક વર્ષોનું થયું હશે.

વૃત્તપત્રવિવેચક તરીકે પણ તેઓ એટલા જ પ્રસિદ્ધ છે. ૧૮૭૯થી ૧૯૧૯ સુધી તેઓ અંગ્રેજી 'બંગાળી'ના તંત્રી હતા અને તે પત્રને તેમને ખૂબ પ્રભાવશાળી બનાવ્યું હતું. એક વાર તેના લખાણ માટે તેમને બે મહિનાની સજા પણ થઈ હતી. પણ મૂળમાં સુરેંદ્રનાથ ક્રાંતિકારી ન હોવાથી અને તે વખત પ્રજાકીય ચળવળનો આરંભકાળ હોવાથી સરકારે તેમને હમેશાં 'પોતાના માણસ' તરીકે ગણ્યા હતા. ૧૯૦૯માં લંડનમાં પ્રેસ કોન્ફરન્સ માટે સરકારે તેમને મોકલ્યા. પરિષદમાં એકવાર લોર્ડ ક્રોમરે પોતાના ભાષણમાં, બંગભંગ પછી હિંસક ક્રાંતિકારી ચળવળ હિંદમાં શરૂ થઇ, તે માટે હિંદી છાપાંઓનો વાંક કાઢ્યો. સુરેંદ્રનાથે પોતાના અસ્ખલિત ભાષણમાં લોર્ડ સાહેબની એવી ઝાટકણી કાઢી કે તેઓ સાહેબ ચૂપ થઇ ગયા. પરિષદ પછી તેમણે ત્યાં અનેક જગ્યાએ ભાષણો આપીને બંગભંગ રદ થાય અને હિંદીઓને સ્વયંશાસનના અધિકારો મળે તે માટે ભારે પ્રચાર કર્યો હતો. ૧૯૨૫માં પ્રધાનપદ ઉપરથી તેઓ નિવૃત્ત થયા પછી પાછું તેમણે 'બંગાળી'નું તંત્રીપદ સ્વીકાર્યું. તે વખતે તેમની ઉંમર ૭૭ વરસની હતી. ત્યાર પછી થોડાજ મહિના વીત્યા બાદ તેમનો દેહાંત થયો.

## (૫)

સુરેંદ્રનાથના રાજદ્વારી વિચારો આપણને આજે નરમ લાગે તો પણ મહાસભાના વિકાસમાં તેમનો ફાળો ભારે મહત્ત્વનો છે. બંગભંગ પછી તેઓ ઉદ્દયમાન પક્ષના આગેવાન રહ્યા નહીં, એ વાત સાચી પણ પોતાની વિચારસરણી પ્રમાણે તેમણે છેવટ સુધી દેશની જ સેવા કરી હતી. ભારે બુદ્ધિમત્તા, અદ્‌ભુત સ્મરણશક્તિ, ઊંડી વિદ્વત્તા, આકર્ષક લેખન-શક્તિ અને નાગ પણ ડોલવા લાગે એવી વક્તૃત્વશક્તિ—આ બધી મૌલિક સંપત્તિ તેમણે દેશને ચરણે ધરી. સરકાર પર તેઓ નીડરપણે ટીકા કરતા. બંગભંગ વખતે તેમની આગેવાનીમાં પ્રજાને એટલો બધો વિશ્વાસ હતો કે તે વખતે તેમને સુરેંદ્રનાથ એટલે 'સરેંડર નોટ' (નમતું આપશો નહીં) એવું નામ મળ્યું હતું. તેમના જીવનમાં પહેલેથી એક પ્રકારની વ્યવસ્થિતતા અને યશસ્વિતા દેખાય છે અને તેને લીધે તેમનાં કાર્યો સંગીન અને સદ્ધર પ્રકારનાં થયાં છે. કેળવણીનું તેમનું કામ ૩૭ વરસનું. ધારાસભાનું ૧૫ વરસનું. મહાસભાનું ૧૮૭૬ થી ૧૯૧૯ સુધી ગણો તો ૪૩ વરસનું અને વૃત્તપત્રનું કામ ૪૦ વરસ સુધી થયું. આટલી સંગીન સેવા કરનારને ગાંધીજી 'ભારત-નિર્માતા' કહે, એમાં આશ્ચર્ય શું !

૧૯૨૫માં તેઓ બરાકપુરમાં નિવૃત્ત જીવન ગાળતા હતા, ત્યાં ગાંધીજી તેમને મળવા ગયા હતા. તેઓ લખે છે કે, 'તેમની ઉમર ૭૭ વર્ષની છે છતાં ૧૭ વર્ષના જુવાનની જેમ દરેક વાત તે રસપૂર્વક કરતા હતા. ૯૦ વરસ સુધી જીવવાની તેઓ આશા રાખે છે.'

આવી ઉમદા જીવનારા જ ભારતી સ્વાતંત્ર્ય દિનની અમર આશા !



હજારો નદીનાળાં ને પહાડી ઝરણાં સમુદ્રને ચરણે આવીને પોતાનો સંભાર શા માટે પાથરે છે તે ખબર છે ? સમુદ્ર પોતાનું સ્થાન તેમનાથી અત્યંત નીચે, અત્યંત નમ્રપણે રાખે છે ને સઘળા પ્રવાહો પર સ્વામિત્વ ભોગવે છે. એ જ રીતે મહાન પુરુષ લોકોમાં ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરવા માટે લોકોના ચરણ તળે પોતાની જાતને પાથરે છે, તેમની મોખરે રહેવા માટે તેમની છેક છેવટે-છેડનામાં આદના સ્થળે પોતાનાં કદમ ઉપાડે છે. આમ તે સૌથી ઊચ્ચ સ્થાને રહેલા છતાં કોઈને તેનો ભાર લાગતો નથી, કોઈ તેના વજન તળે કચડાતું નથી તે બધાની આગળ ઊભેલા છતાં કોઈને તેની આગેવાનીની ઈર્ષા આવતી નથી. તેના રખેવાળપણા નીચે કોઈને જાતની હાનીનો ડર લાગતો નથી.

# મેક્સિકોમાં પ્રજાશિક્ષણ

૧૯૧૦ની ક્રાંતિ પછી, લોકશાહી અને સુખી જીવનનાં સીધાં ચઢાણ ઉપર ડગલાં ભરવા મેક્સિકો મથી રહ્યું હતું. પણ પ્રગતિનો જુવાળ આવી આવીને ઓસરી જતો હતો. કશીક કમીના રહી જતી હતી. સુંદર એક નવું બંધારણ ચીલે ચડતું નહોતું. ખેતી અંગેના સુધારા પૂરતું અનાજ નીપજાવવામાં નિષ્ફળતા મળી હતી. પરભૂમિના 'વાદ' આયાત કરનારાઓએ કામદારોને હડતાલ પાડતાં શીખવ્યું, ખરું, પણ બરાબર કામ કેમ આપવું તે કોઈએ એમને શીખવ્યું નહિ અમીરી હોટલના ભોજન-મેજ ઉપર બેસીને દેશના રાજપુરુષોએ 'આ દેશની જરૂરીઆતો' ઉપર ચર્ચા કરવામાં અનંત અને નિરર્થક કલાકો બગાડ્યા કર્યા

પછી, ૧૯૪૪માં, મેક્સિકોના પ્રમુખ મેન્યુઅલ આવિલા કામાશોએ ખૂંટિયાને બરાબર શીંગડેથી પકડ્યો. એમણે કહ્યું કે, 'આ દેશને સાચી જરૂર તો વાંચતાં-લખતાં શીખવાની છે.'

મેક્સિકોની લગભગ અરધી પ્રજા, એક કરોડ માનવીઓ—અશિક્ષિત હતા. છેલ્લાં વર્ષો દરમિયાન હજારો નિશાળો બાંધવામાં આવી હતી, પણ એ આખા દેશના બાળકસમૂહના અડધા ભાગ માટે જ એ પૂરતી હતી. નિશાળનું ભણતર પામ્યા વિના વીસ લાખ બાળકો ગોઠરી રહ્યાં હતાં. મેક્સિકોમાં પ્રજા સ્પેનિશ ભાષા બોલે છે, પણ એમાંના ત્રીસ લાખ રેડ ઇન્ડિયનો તો સ્પેનિશ ભાષા બોલી પણ જાણતા નહોતા એમને તો સ્પેનિશ લખવા-વાચવા ઉપરાંત બોલતાં પણ શીખવવાનું બાકી હતુ દેશની સર્વમાન્ય ભાષા ન સમજે ત્યા સુધી એ સાચા નાગરિક કેવી રીતે થઈ શકે ?

પ્રમુખ આવિલાના શબ્દો જેટલા સરળ હતા તેટલાં જ સરળ એમણે ભરેલાં પગલાં હતાં. યુદ્ધને કારણે પોતાને મળેલી ખાસ સત્તાઓનો ઉપયોગ કરીને એમણે ફરમાન કાઢ્યું કે ૬થી ૪૦ વર્ષ વચ્ચેના તમામ અશિક્ષિતોએ વાંચતાં લખતાં શીખી જવાનું છે, અને એમને ભણાવવાની જવાબદારી તમામ ભણેલાઓ ઉપર છે શિક્ષણ-પ્રચારની આ જેહાદની સત્તાવાર શરૂઆત ૧૯૪૫ની ૧લી માર્ચે થઈ હતી.

ગયા સપ્ટેમ્બરમાં મેક્સિકો શહેરમાંની સ્વતંત્રતાની પ્રતિમા સમક્ષ દેશના પ્રાંતપ્રાંતમાંથી આવેલા ગામડિયાં, વનવાસી રેડ ઇન્ડિયનો શહેરની ગલીઓમાં રખડતા અનાથો અને પટાવાળાઓનો એક મેળો મળ્યો હતો. ૭ મહિના પૂર્વે એમાંનો કોઈક જ કાળા અક્ષરે લખાયેલું પોતાનું જ નામ પિછાની શક્યો હોત, પણ તે દિવસે એ પોતાના દેશનું બંધારણ વાંચતા હતા, પોતાનું રાષ્ટ્રગીત ગાતા હતા અને પોતે જ બનાવેલાં ટૂંકાં, લાગણીમય ભાષણો કરતા હતા.

અગાઉ એ અશિક્ષિતો હતા. પણ એમનામાં અસામાન્ય બુદ્ધિ હતી તેથી, ભણવાની તક મળતા-વેંત જ પ્રાથમિક કેળવણી માત્ર ૭ મહિનામાં જ પૂરપાટ વેગે વટાવી ગયા હતા એમના જેવા ૪૩,૦૦,૦૦૦ બીજા નિશાળીઆઓ દેશનાં ૮૦,૦૦૦ નિરક્ષરતા-નિવારણ મથકોએ જઈને અઠવાડિયે પાંચ વર્ગોમાં હાજરી આપતા હતા. કાળા અક્ષરની ખૂબીઓ એ ઉકેલતા હતા. ૧૯૪૬ની ૧લી માર્ચ સુધીમાં એમની સંખ્યા સીત્તેર લાખ સુધી પહોંચાડવાની મેક્સિકોની સરકારની ઉમેદ હતી મેક્સિકોના વિશાળ ધરતી પટ ઉપર પથરાયેલી ગાઢી પર્વતમાળાઓ, જંગલો અને રણ-વિસ્તારો વચ્ચે વસતા તેની પ્રજાના લાખો પાસે કોઈ એક જ વિચાર લઈને પહોંચવાનો આ અખતરો એ દેશના ઇતિહાસમાં પહેલવહેલો છે.

પ્રમુખ આવિલાની પાછળ બીજી એક વ્યક્તિ કામ કરી રહી છે. એ છે મેક્સિકોના કેળવણી-પ્રધાન જેઇમ બેડેટ દિવસના બાર કલાક કામ કરનાર એ માનવીના મોઢા ઉપર કવિની પ્રતિભા છે, રમતના કોઈ ખેલાડીનો તરવરાટ એનામાં છે. દસ વરસ સુધી એ પરદેશોમાં રખડ્યા છે, યુરોપની લગભગ દરેક શિક્ષણ-પ્રથાને એમણે તપાસી છે, મેક્સિકોમાં ઉપયોગી નીવડે તેવા વિચારો સંઘરી રાખ્યા છે, હવે પોતાને મનગમતો ધંધો મળી ગયો છે એટલે, પોતાના મુલકની અરધી વસતીને નિરક્ષરતાના જડબામાંથી છોડાવવા એમણે કમર કસી છે.

પહેલાં તો એણે દેશનાં છાપાં અને રેડીઓ-મથકોનો સહકાર સાધી લીધો. પછી, દેશનાં શિક્ષિતોનાં આંખ-કાન ઉપર એમણે પ્રચારનું એક આક્રમણ માંડ્યું. વતનપ્રેમથી માંડીને સાથી-સ્વાર્થભાવના સુધીની

તમામ લોક–સામગ્રીઓને કહ્યું કે, એક અભણ માણસને વાંચતા લખતા શીખવવું એટલે એક વધુ સારો નાગરિક તૈયાર કરવો, મેક્સિકોની તાકાતમાં એટલો વધારો કરવો. કારખાનાના માલિકોને એથી વધુ આવડતવાળા મજૂરો મળશે. વેપારીઓને એવા ઘરાક મળશે કે જેની કમાણી અને ખરીદી, બેઉમાં વધારો થયો હશે. છાપાંને વધુ વાંચકો સાંપડશે. કાયદાનું પાલન કરતા સીધાસાદા નાગરિકો ઉપરથી તોફાની તત્ત્વોનો ભય ઓછો થશે કારણ કે ૯૦ ટકા જેલવાસીઓ અભણ હતા

આ જવાબદારી ઉઠાવવામાં કેળવણી–પ્રધાનની નીચેના સાથીઓની એક હારમાળા શામિલ હતી. પ્રાંતના સુબાઓ, મ્યુનિસિપાલિટીના નગરપતિઓ, નિશાળોના સંચાલકો, ખેડૂત–મંડળના વડાઓ, દૂર દૂરના લશ્કરી મથકોના નાયકો, જેને જેને કોઈ પ્રકારની કાયદેસરની કે નૈતિક સત્તા હતી તેવી એ વ્યક્તિઓ હતી, એમની સાથેના સંપર્કના ૬૦૦૦ મથકો રચાયાં, અને પાટનગરમાંથી મોકલેલી સૂચનાઓ એમની દ્વારા મુલકની દરેક ડુંગર–ખીણમાં અને જંગલ–ઝાડીમાં પહોંચી જતી.

આંખને ગમી જાય એવી એક બાળપોથી બનાવાઈ. પહેલાં એમાં જુદાં જુદાં પ્રાણીઓના કે વાહનોનાં અવાજમાં વપરાતા અ–આ–ઇ–ઉ જેવા સ્વરો અપાયા. પછી રોજિંદા વપરાશમાં આવતા સહેલા શબ્દો આવ્યા. દરેક પાઠમાં એક કુટુંબના જીવનનો કોઈ ને કોઈ બનાવ ચીતરવામાં આવતો. એનાં ૧૧૨ પાનાંમાં નિશાળીઓ અરધે પહોંચે ત્યારે એને એના દેશ અંગેની સમજણ અપાવી શરૂ થતી, બંધારણની અગત્ય સમજાવતી અને હિડાલ્ગો, મોરેલોસ, બેનિટો જુઆરેઝ જેવા રાષ્ટ્રવીરોની ઓળખાણ અપાતી. બાળપોથી બનાવવામાં ખાસ કાળજી એ રખાઈ છે કે એને વાંચનારો સુશિક્ષિત બનવાની સાથે સાથે સુનાગરિક પણ બને. એટલે જ એમાં આવાં વાક્યો અપાયાં છે: 'નદીમાં ગંદવાડ નાખવો, ચોપડી ફાડવી, ભીંત ઉપર લખવું—આ બધી જંગલીપણાની નિશાનીઓ છે.' સ્વતંત્રતાનો સાચો મર્મ પણ એમાં જ પઢાવાય છે: 'એક સ્વતંત્ર પ્રજા તરીકેના આપણા હક્કોને સલામત રાખવાનો ઉત્તમ રસ્તો એ છે કે આપણા કર્તવ્યનું આપણે પાલન કરવું.'

પોતાની પાસેથી ફંડ ખૂટવાથી મૂડીમાંથી બાળપોથી છપાવવાનો ખર્ચ તો મોટેથી થઈ શકે તેમ નહોતો. એટલે, પાટનગરના છાપાંવાળાને અરજ કરી કે, તમારાં છાપખાનાં બંધ હોય એ કલાકો દરમિયાન તેનાં યંત્રોનો ઉપયોગ મને કરવા દો. કારીગરોના વધારાનાં દામ હું ચૂકવીશ. આ રીતે, મધ્ય કે દક્ષિણ અમેરિકામાં કદી નહિ યોજાયેલી એવી પુસ્તક–મુદ્રણની જેહાદ શરૂ થઈ. બાળપોથીઓ છપાઈ ગઈ. બાકી રહ્યું એક કામ–એ ચોપડીઓને દેશને ખૂણેખૂણે પહોંચાડવાનું. એ લાખો બાળપોથીઓનું વજન સેંકડો ને હજારો મણ ઉપર પહોંચ્યું હતું. એને ગધેડાની પીઠ ઉપર ખાંધીને ડુંગરાની ચડઊતર કરાવી, નાની નાની હોડીઓમાં ઠાંસીને એને નદી તીરને ગામડે પહોંચાડી અને ગીચ જંગલની વચ્ચોવચ્ચ આવેલા વનવાસી–કુબાઓ, જ્યાં પહોંચવાનો બીજો કોઈ રસ્તો જ નહોતો ત્યાં, લશ્કરી વિમાનોમાંથી એનાં પોટલાં ફેંકાયાં

નિરક્ષરતા–નિવારણની આ ચળવળે લોકહૃદયમાં અદ્ભુત પડઘો પાડયો. આખી પ્રજાએ એક બનીને એને ઉપાડી લીધી. દેવળો અને ક્લબો, મજૂર–મંડળો ને માલિક–મંડળો, સૌએ પોતપોતાનાં શિક્ષણ–કેંદ્રો ચાલુ કરી દીધાં. મેક્સિકો શહેરના છાપાંના કિશોર ફેરીઆઓના મંડળે તો ઠરાવ કર્યો કે વરસ પૂરું થાય તે પહેલાં જે ફેરીઓ પોતાનું છાપું વાંચતાં શીખી ન જાય તેને મંડળમાંથી કાઢી મૂકવો. વિદ્યાપીઠના જુવાનો પણ આગળ આવ્યા અને આપણા દૂરો જેવી મેક્સિકોની તોફાની જાતિઓ. મારેના અલગ વસવાટ–વિસ્તારમાં જઈને ત્યાંના ૮૦૦ અભણ માણસોને ભણાવવાનું એમણે માથે લીધું. શહેરોમાંના કાર્યનો મુખ્ય બોજો સેવાભાવી નાગરિકોના સંઘે ઉપાડી લીધો, મેક્સિકો શહેરના આવા સંઘ સામે ૩,૨૬,૭૮૫ નિરક્ષરોને વાંચતા–લખતા કરવાનું કાર્ય પડયું હતું. ૮૦૦ તાલીમ પામેલા શિક્ષકોને સંઘે પગાર આપીને રોકયા. રોજ રાતે નિશાળોમાં એમણે ખાસ વર્ગો ચલાવવા માંડયા. એવી પણ વ્યક્તિઓ નીકળી કે જે કાયદાએ નિયુક્ત કરેલા કામથી પણ વધુ પોતાની મેળે કરવા માંડયા. ૯૦ વર્ષની એક બાઈ અગાઉ શિક્ષક હતી. રાષ્ટ્રપતિનું ફરમાન સાંભળીને તરત જ એણે પાડોશમાંથી અભણ કામવાળીઓને શીખવા માંડી. રોજ બપોરની નવરાશ–

વેળાએ આ વૃદ્ધાના ચરણ પાસે બેસીને ૧૩થી ૧૯ વર્ષની છોકરીઓએ બાળપોથીના ભેદ ઉકેલવા માંડ્યા. ૧૮૭૩ની સાલમાં એ બાઈએ પોતાની શાળાંત પરીક્ષા આપી હતી. ટેરીઓન ગામના એક ઉદ્યોગપતિ બેંક-આલિકે વર્ગમાં નિયમિત હાજરી આપનારાઓને રમત જોવા જવાની ટિકિટો ભેટ આપી. ગામના સંઘ તરફથી દરેક વર્ગના 'મૉનિટર' માટે અઠવાડિયે એક કિંમતી ટિકિટો આવી. સૌથી વધુ માર્ક સાથે પાસ થનારાઓ માટે વેપારીઓએ કપડાં ફરનિચર અને રેડીઓનાં ઈનામો કાઢ્યાં. સીન વાઝારેનો નામના ગામમા એક પણ અભણ માણસ ન રહે તે દિવસે એને એક વળી નિશાળ અને સામુદાયિક ભોજનની ભેટ આપવાનું વચન કેળવણી-બોર્ડે આપ્યું. ૭ જ મહિનામાં એને પોતાનું વચન પાળવું પડ્યું. સુતરના અને વણાટ કામનાં ઘણાં કારખાનાંવાળા સાન બારટોલો નામના ગામમા ૬,૦૦૦ અભણ માણસો હતા. જે વર્ગમા પૂરી હાજરી હોય તેને નિશાળ પૂરી થાય પછી કૉફી અને મિઠાઈઓ આપવાનું એ ગામના કારખાનેદારોએ જાહેર કર્યું પરિણામે, રોજ રાત્રે મોટી ઉજાણી જેટલી ધમાલ થવા માંડી અને પહેલા ચાર મહિનામાં જ ૧૦૦૦ માણસો નિરક્ષર મટી ગયા.

મિશોઆકાન પ્રાંતની ધારાસભાએ કાયદો કર્યો કે અભણ કેદીઓ બાળપોથી પાકી કરીને સજામાં માફી મેળવી શકે છે, ભણેલાઓ બીજાને ભણાવીને એવો જ સજા કાપ પામી શકે છે. આ પ્રેરણાએ કુટીબંધ માનવીઓને બંધનમુક્ત અને ડાહ્યા બનાવ્યા. મેક્સિકોમા ફરજિયાત લશ્કરી-ભરતીથી તૈયાર કરાયેલી સેનામા ૬૦ ટકા સૈનિકો અભણ હતા. શિક્ષકરૂપી સોનીઓ સૌ ઉપર પોતાની કારીગરી અજમાવી શકે એવું સોનું એ ખાણમાં પડ્યું હતું લાયક નિશાળીઆઓને તેના નાયક તરફથી બઢતી મળતી, અધૂરા ઉત્સાહવાળાના પગારના હક્કો ઉપર કાપ મુકાતો. મોન્ટેરી નામના લશ્કરી-મથકમાં રોજના વર્ગમાં ૧૧૦૦ સૈનિકો હાજરી આપતા. એમાંના ૬૦ ટકા વાંચી લખી શકે તેટલા 'સાક્ષર' બની ચૂક્યા છે.

પણ સ્પેનિશ ભાષા ન બોલનારા ૩૦,૦૦,૦૦૦ રેડ ઇન્ડિયનોનો કોયડો હજી ઉકેલી શકાયો નથી. એમનામાં ૫૦ જુદીજુદી બોલીઓ છે. એ બોલીમાંથી સીધું સ્પેનિશ ભાષા બોલતાં-લખતાં શીખી જવું એ તો બહુ મોટો કૂદકો છે. એટલે પહેલાં તો એમનામાંથી જ શિક્ષકો તૈયાર કરવા માટે ખાસ એક સંસ્થા ખોલવામાં આવી છે. એ તૈયાર થશે પછી જ, રેડ ઇન્ડિયનોને મેક્સિકન જીવનમાં પ્રવેશ કરાવવાનો સીધો પ્રયાસ આરંભાશે.

કેળવણીનું આ બી વાવ્યા પછી તેના છોડવાને પણ બરાબર ખીલવવાની બોર્ડની યોજના છે ૧૯૪૩માં એ પ્રશ્ન નજરે આવ્યા ત્યારે મેક્સિકોમાં ચોપડીઓની દુકાનો સનસનાટીભરી ભેદી કથાઓ, પ્રેમલાપ્રેમલીની વાતો અને બિભત્સ લખાણોનાં પુસ્તકોથી ભરેલી હતી બોર્ડે નક્કી કર્યું કે પ્રજાના વાચકવર્ગ માટે સારાં પુસ્તકો સસ્તી કિંમતે આપવાની જરૂર છે. છાપાંનાં હલકા કાગળ ઉપર એણે શ્રેષ્ઠ સાહિત્ય છાપવા માંડ્યું. ટૂંકાવેલી ને સરળ બનાવેલી જીવનકથાઓ, અમેરિકા ખંડના જુદા જુદા દેશોના ઇતિહાસો. ગીતો અને લોકભોગ્ય વિજ્ઞાનની ચોપડીઓ એણે દસ-દસ પૈસે વેચવા માંડી. ૧૯૪૫ના અંત સુધીમાં એણે એવી જેટલી ચોપડીઓની વીસ લાખથી ય વધુ નકલો વેચી નાખી છે. તે પછીની એમની યોજના બબ્બે પૈસાનાં નાના પતાકડાં કાઢવાની છે. એના નામ છેઃ 'સારા ખેડૂત કેવી રીતે બનશો ?' 'તમારા બાળકને કેમ સાચવશો ?' 'રોગથી કેમ બચવું ?' વિ. પોતાના વિષયમાં નિષ્ણાત હોય એવા રાષ્ટ્રના શ્રેષ્ઠ માનવીઓ પાસેથી મેળવેલી આ સલાહ એવી સરળ ભાષામાં રજૂ કરાઈ છે કે ગરીબમાં ગરીબ ખોરડામાં પણ તેનો અમલ થઈ શકે.

પ્રમુખ આવિલા કામાશેએ ઘડેલો શિક્ષણ-પ્રધાન ટોરેઝ બોડેટે અમલમાં મૂકેલો આ કેળવણી-કાયદાનો મેક્સિકોની તવારીખમાં જોટો નહિ જડે.

# સેવાધર્મ

ગણેશ વાસુદેવ માવલંકર

સેવાનો આદર્શ મહાન છે, ઉચ્ચતમ છે. 'કામયે દુઃખતપ્તાનામ્ પ્રાણિનામાર્તિનાશનમ્ ।' એમ કહેવાયું છે. સેવા કરવાનો પ્રયત્ન કરવો અથવા તે કરવાનો ઇરાદો સેવવો એ આપણું કર્તવ્ય છે. પરન્તુ સેવા એ જ હેતુ અને સેવા એ જ ફળ એ બહુ કપરૂંસાધ્ય છે, છતાં એ જ ખરી અને પૂર્ણ સેવા છે. આમ સાચા સેવક થવું બહુ મુશ્કેલ છે. ભર્તૃહરિએ પણ કહ્યું છે કે 'સેવાધર્મઃ પરમ ગહનો યોગિનામપ્યગમ્યઃ ।' આવા સેવાધર્મની ને સેવકોની આજે આવશ્યકતા છે. આપણી રાજકીય, સામાજિક, ઇત્યાદિ બધી પ્રવૃત્તિઓમાં સેવાધર્મના આદર્શની જરૂર છે. 'આપણી સંસ્કૃતિનું રક્ષણ કરવું' આવા આદર્શવાળા સેવકો સિવાય બધું અશક્ય છે.

જીવનના અમર વ્યવસાયના આપણે આજકાલ બે વિભાગ પાડીએ છીએ: (૧) રાજદ્વારી અને (૨) બિન રાજદ્વારી. પણ આ વિભાગો બરાબર નથી. મનુષ્યજીવન એ સમગ્રજીવન છે, અને એ દૃષ્ટિએ આવા વિભાગો પાડવા મુશ્કેલ છે, માટે હું તો 'એમ જ કહીશ કે કોઈ બિન-રાજદ્વારી બાબત એવી નથી કે જે રાજદ્વારી પણ ન હોય અને એકે રાજદ્વારી બાબત પણ એવી નથી કે જે બિનરાજદ્વારી પણ ન હોય.

'આજે આપણે દરેક રીતે દબાઈ ગયેલા છીએ. આનું કારણ સ્પષ્ટ છે કે આપણે સ્વતંત્ર નથી. આપણા દેશમાં મોટા વિદ્વાનો તત્ત્વચિન્તકો હોવા છતાં એ આપણે જોઈએ છીએ કે આપણા શિક્ષણની પ્રથા 'કેળવણી' થતી નથી. ગુલામીનું બંધન જ આજે આપણને જ્યાં ત્યાં નડે છે. આપણા દેશમાં વિચારકો નથી એમ નથી, પણ આ વિચારકોને પોતાના વિચારો ફેલાવવાની છૂટ નથી, તેને અમલમાં મૂકવાની ઇચ્છા નથી.

ઉદાહરણ તરીકે આપણે માતૃભાષાની કેળવણીનો પ્રશ્ન લઈએ. આની વિરુદ્ધ બોલનારો ભાગ્યે જ કોઈ રાષ્ટ્રવાદી નીકળે. બધા કબૂલ કરે છે કે માતૃભાષાનું જ્ઞાન વિદ્યાર્થીને ઉત્તમ અને યોગ્ય રીતે મળવું જ જોઈએ. જ્ઞાન મેળવવા માટે, કેળવણીનું માધ્યમ તરીકે માતૃભાષા જ હોવી જોઈએ એ વિષે બેમત નથી. આ બાબત સાથે શો રાજદ્વારી સંબંધ છે અગર હોઈ શકે? આમ છતાં આપણે આ અંગે ફેરફાર કરી શકીએ છીએ? અલબત્ત આ કાર્ય ઘણું મોટું છે. આજે દેશમાં બધો વ્યવહાર અંગ્રેજીમાં ચાલે છે. આપણી કોર્ટ કચેરીએ, આપણી ઓફીસો બધામાં અંગ્રેજી ભાષાનો ઉપયોગ થાય છે. આ અંગ્રેજી ભાષાએ આપણા રોજબરોજના વ્યવહારમાં એટલે હદ સુધી પ્રવેશ કર્યો છે કે તેને કાઢતાં આપણને ઘણી શક્તિ ને સમય લાગશે. આજે આપણે કહીએ છીએ કે કેળવણીનું માધ્યમ માતૃભાષા હોવું જોઈએ, આમ કહેવું પડે એ કેટલું દુઃખ છે? જાપાન, જર્મનીમાં કેમ આવો પ્રશ્ન ઊભો થતો નથી? તો પછી હિંદમાં આ પ્રશ્ન કેમ? આપણી અત્યારની કહેવાતી યુનિવર્સિટીઓમાં માતૃભાષા દ્વારા ઉત્તરો આપવાની છૂટ મળતાં આપણે એમનો કેટલો ઉપકાર માનીએ છીએ? એ તો યુનિવર્સિટીની ફરજ પૈકી થોડા અંશ જ એ પાર પાડે છે, છતાં ઉપકાર લાગે છે. કારણ કે આપણું જીવન જ એટલું રૂંધાયેલું છે કે જરા છૂટ મળતાં ખુશી લાગે છે. આવી આપણી સ્થિતિ છે.

આપણી વર્તમાન શિક્ષણ-પદ્ધતિ ખામીભરેલી છે. આપણા દેશનાં હવા-પાણી, આપણો ખોરાક, રહેણીકરણી, વિચારપ્રણાલી તથા અન્ય સંજોગો વગેરે તરફ આજની યુનિવર્સિટીઓ બેદરકારી દાખવે છે. આપણું 'રોજનું' મુખ્ય જમવાનું બપોરનું હોય તો પણ સાહેબ મુખ્ય જમણ રાત્રે રાખી બપોરે એક વાગે નાસ્તો લે છે એટલે આપણી ઓફીસોનો વખત સાહેબની અનુકૂળતાએ રખાય છે આમાં હેરાન થવું પડે છે બિચારા કારકુનોને અને અન્ય નોકરોને. મુંબઈ જેવા મોટા શહેરોમાં આજે શી સ્થિતિ જણાય છે? હજારો માણસો ઉતાવળથી વહેલા સવારે ભૂખ ન લાગી હોય તો પણ જેમ તેમ થોડુંક ખાઈને દસના ઓફીસે જાય છે. સહેજ 'મોડું' થયું કે 'બોસ' ઘર પર કાઢે સુકાયો જ. આખો દિવસ એ એક રીતે અસ્વસ્થ હોય છે. એમની આખી જિંદગી દરમ્યાન આ Tension અકાળે પણું-ઘડપણ જ કરે છે આપણા દેશના આવા અનેક માણસોની શારીરિક સ્થિતિ આમ નબળી બને તો એમાં આશ્ચર્ય શું હોઈ શકે? શાળાઓમાં પણ ઓછાવત્તા પ્રમાણમાં આ જ સ્થિતિ પ્રવર્તે છે. વિદ્યાર્થી શાળામાં મોડું ના થાય એ માટે વહેલે ગમે તેમ જમીને જાય છે. જમ્યા પછી તરત જ એને ભણવાનું હોય છે. શું આ સ્થિતિ આપણા બાળકોના આરોગ્યને હાનિ નથી પહોંચાડતી? આપણી શાળાઓ દિવસમાં બે વાર કેમ ન ભરાય? સવારે ને પછી બપોરે ત્રણથી પાંચ એમ બે વાર શાળાનું કામકાજ ચલાવી ન શકાય? આ વસ્તુ આપણને રાજદ્વારી લાગતી પણ ખરું જોતાં તે રાજદ્વારી-Political-વસ્તુઓને આભારી નથી? અત્યારે જે એ પરિસ્થિતિ ચાલુ રહે છે ત્યારે આપણને એ રાજદ્વારી લાગતી. એનો વિરોધ કરીએ એટલે એને રાજદ્વારી પણાનું સ્વરૂપ આવે. મારો મુદ્દો એ છે કે પારકી સત્તાના તંત્ર નીચે આપણે હોઈએ ત્યારે આપણા જીવનની એવી એક બાબત નથી કે જે રાજકારણ સાથે સંકળાયેલી ન હોય. અત્યારના રાજ્યદ્વારી પ્રશ્નોમાં આવા પ્રશ્નો ઊભા થયા નથી માટે આપણે એને રાજદ્વારી ગણતાં નથી અને એને બીજાં નામ આપીએ છીએ. પછી આપણે એને "રિલિજિયસ" ધાર્મિક કહીએ છીએ કે 'આર્થિક' અગર બીજી જ કંઈ બાબત કહીએ છીએ. દા. ત. તરીકે અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન આપણે સામાજિક પ્રશ્ન ગણીએ છીએ

પરંતુ આજે આપણે જોઈએ છીએ કે અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન વધુ ને વધુ "રાજદ્વારી" બનતો જાય છે.

નિશાળમાં બેસીને કામ કરતો માણસ પણ રાષ્ટ્રીય 'કાર્ય' જ કરે છે. પારકી સત્તાનો આજે આપણા ઉપર સાંસ્કૃતિક હુમલો થઈ રહ્યો છે. એમાંથી છૂટવા ખરું રાષ્ટ્રીય શિક્ષણ વિદ્યાર્થીને આપવું બહુ જરૂરનું છે. ગુલામીના અનેક કારણોમાં એક કારણ એ છે કે આપણે આ વસ્તુ પ્રત્યે યોગ્ય લક્ષ આપતા નથી. આપણને એનું ભાન નથી. આજે આપણને 'આઝાદી' જોઈએ છે. સૌને એ મેળવવાની ઈચ્છા છે; પણ એ મેળવવી કેવી રીતે? એને માટે તો સંગઠન જોઈએ. ઘણા કહે છે કે રાષ્ટ્રીય સરકાર આવ્યા પછી બધું થાય. પણ એ રાષ્ટ્રીય સરકાર કેવી રીતે મેળવવી? એ રાષ્ટ્રીય સરકાર આપણને ત્યારે જ મળે કે જ્યારે આપણી પ્રજાશક્તિ વધે. પ્રજાશક્તિ ક્યારે વધે? સંગઠન કરીએ ત્યારે; સંગઠન ક્યારે થાય? પ્રજાની સર્વાંગીણ સેવા કરીએ ત્યારે. આ રીતે જોઈ શકાશે કે સમગ્ર સેવાની આજે કેટલી જરૂર છે. 'સેવા દ્વારા સત્તા' એ જાતનું આ કાર્ય છે.

હાલ તો દરેક સંસ્થા પાસે થોડું ઘણું પૈસાનું ભંડોળ હોય છે. પણ ૧૯૧૭માં અમે 'ગુજરાત સભા'માં હતા તે વખતે આજના જેટલી પૈસાની રેલમછેલ ન હતી. તે વખતે રૂ. ૧૦૦ ભેગા થયા ત્યારે અમને થતું કે અમોને લોકોએ ઘણા પૈસા આપ્યા. 'ગુજરાત સભા' પાસે જ્યારે પહેલ વહેલા રૂ. ૧૦૦-૨૦૦ ભેગા થયા ત્યારે એ પૈસામાંથી તરત સ્ટેશનરી, પેડ-છપામણ, ટેબલ, ખુરશી વગેરે સામાન આણી દીધો! સરદાર વલ્લભભાઈએ હસતાં હસતાં અમારી આ વૃત્તિ ઉપર ટકોર કરી કે 'આ તો તમે ભાત જમી ગયા પછી પતરાળાં ઉપાડવા જેવું કરો છો.' ૧૯૧૮માં ઈન્ફલુએન્ઝાનો રોગચાળો ફેલાયો. લોકોને રાહત આપવી જરૂરી છે એમ અમને લાગ્યું. પણ અમારી પાસે તે વખતે પૈસા ન હતા. એટલે એના વગર કાર્ય કેવી રીતે આરંભવું એમ અમને થયા કરે. પણ શેઠ અંબાલાલ સારાભાઈએ આ કાર્ય અંગે ૧૦,૦૦૦ રૂપિયાની બાહેધરી આપી. એમાંથી ૩,૦૦૦ રૂપિયા તો એમણે પોતે આપ્યા, અમે રાહત કાર્ય આરંભ્યું. અમારા આ કાર્યની લોકોએ પણ કદર કરી. અમારી પાસે જોતજોતામાં ૪૦,૦૦૦ રૂપિયા જમા થયા. એમાંથી ૨૫,૦૦૦ રૂપિયા રાહત કાર્ય અંગે ખર્ચાયા. કાર્ય થયું અને એ કાર્યના પ્રતાપે પૈસા પણ મળ્યા. એમ છતાં સેવાના આ મહત્ત્વનું પ્રત્યક્ષ ભાન અમને થયું નહિ. કામ ઉત્તમ રીતે કરીશું તો પૈસા એની મેળે આવી રહેશે એ પ્રકારનો વિશ્વાસ હજી અમારા મનમાં પેદા થયો ન હતો.

બીજે વર્ષે દુષ્કાળનિવારણમાં પણ અમને આ જ અનુભવ થયો. રાહત-કાર્ય અંગે પ્રજાએ સુંદર જવાબ વાળ્યો. અમારી પાસે ૧,૫૦,૦૦૦ રૂપિયા ભેગા થયા. ૧૯૨૧માં તો આનાથી વધુ મોટા પાયા ઉપર કામ આવી ઊભું રહ્યું ને પૈસા પણ તે પ્રમાણે વધુને વધુ મળતા રહ્યા. ગુજરાત પ્રાંતિક સમિતિ પાસે ૧૫,૦૦,૦૦૦ રૂપિયા ભેગા થયા. સમિતિના ભંડોળમાંથી ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિકે દુષ્કાળનિવારણના રાહતકાર્ય માટે, એક લાખ રૂપિયા માગેલા. ગાંધીજીએ કહ્યું, 'ઇન્દુલાલ માગે છે એટલા પૈસા એમને ખરચવા દો. રાહત કાર્ય થવું જોઈએ.' મેં પૈસા તો આપ્યા, પણ કાંઈક કચવાતા મને! મને એમ લાગે કે આ પૈસાનો ઉપયોગ આવી રીતે કેમ થાય? સમિતિ એ તો રાજદ્વારી સંસ્થા છે! ગુજરાત વિદ્યાપીઠ માટે પણ પૈસાની જરૂર પડતી. તે પણ સમિતિના ભંડોળમાંથી જ આપવાના. મને આ કશું સમજાતું જ નહિ. બાપુજીને હું કહેતો કે 'આ ભંડોળમાંથી (જે રાજદ્વારી કાર્યો માટે જ હતું એમ હું માનતો) પૈસા આપવાના? અને તે પણ એટલા બધા કે ભવિષ્યનો વિચાર જ નહિ?" એટલે તેઓ હસતાં હસતાં કહેતા કે 'આપી દો. આપણે પૈસા રાખીને કરવું છે શું?' ઉપર કહ્યું તેમ તે વર્ષમાં સમિતિએ પંદર લાખ રૂપિયા મેળવ્યા હતા. બાપુજી તો કહેતા કે એ બધા પૈસા એ વર્ષમાં જ વર્ષના ડિસેમ્બરમાં ખર્ચી નાખવાના. માસની ૩૧ મી તારીખ સુધીમાં બધા પૈસા ખર્ચી નાખવાના ને નવા વર્ષથી નવી શરૂઆત. બાપુજીનો આ હુકમ તો હું પાળતો, પણ મારી તે વખતની અક-મયેલ તો હું જ જાણું. મને આ બધામાં કશી સમજણ જ ન પડે. મને તે વખતે નહિ સમજાતું કે પૈસાથી કામ થતું નથી પણ કામથી પૈસા આવે છે.

આજે દેશમાં અનેક જુદી જુદી રાજકીય સંસ્થાઓ આપણે જોઈએ છીએ. કોઈ કોંગ્રેસવાદી તો કોઈ હિંદુ મહાસભાવાદી તો કોઈ લીગવાદી એમ દરેક જણ ઓળખાય છે. પરંતુ હું તો કહું છું કે બધા જ આદર્શમાં કોંગ્રેસવાદી છે. હિંદુ મહાસભા, લીગ સૌનો આદર્શ આઝાદી છે. સૌને આજે આઝાદી જોઈએ છે એ માટે કુરબાની કરવા પણ સૌ તૈયાર હોય તો પછી બધા કોંગ્રેસવાદી જ થયા. ફેર માત્ર એટલો જ કે માર્ગો ભિન્ન છે. પરંતુ આપણા સૌનું અંતિમ ધ્યેય તો એક જ છે, અને તે હિંદની આઝાદી.

દરેક સેવકે એક વાત લક્ષમાં રાખવી ઘટે કે કોઈ પણ વસ્તુ ગજા ઉપરાંતની નથી. આપણે એને તાત્કાલિક પહોંચી નહિ વળીએ એ શક્ય છે પરંતુ તેથી એ ગજા ઉપરાંતની છે એમ નથી. માટે આપણે પ્રજાના સમગ્ર જીવનમાં ભાગ લેવો જોઈએ. આપણી અત્યાર સુધીની બધી લડતો શાનું પરિણામ છે? કાર્યકરોની સેવાનું જ એ સીધું પરિણામ છે. આ સેવા નિઃસ્વાર્થ હોવાથી લોકોમાં કાર્યકરો માટે વિશ્વાસ છે. આવા કાર્યકરો આજે હિંદને ખૂણે ખૂણે પથરાયેલા છે. આજે કોંગ્રેસનું જે રાષ્ટ્રવ્યાપી સ્વરૂપ દેખાય છે તે માત્ર રાજદ્વારી સાધનો કે 'ઇન્કિલાબ ઝિંદાબાદ'ના પોકારોથી નથી. પણ એની પાછળ રચનાત્મક કાર્યક્રમની તપશ્ચર્યા છે. રચનાત્મક કાર્યક્રમનું એને પીઠબળ છે. આ કાર્ય બહુ મહત્ત્વનું અને મૂળસ્પર્શી

# રામકૃષ્ણ-વિવેકાનંદનો વારસો

[ ગયા અંકના પાન ૧૬ થી ચાલુ ]

પરમહંસદેવ સંસારી કીડાઓનાં સાંસારિક સુખદુઃખો જોઈને ય દ્રવી જાય છે. એને મલમપટ્ટા કર્યા સિવાય એમનાથી રહેવાતું નથી. એમનો એક ભાણેજ ગુજરી ગયો ત્યારે તેમણે કહ્યું, 'જાણે મારું હૃદય કોઈક નીચોવી રહ્યું છે, મને જો આમ થાય છે ત્યારે સંસારી લોકોને કેટલું અધિક થતું હશે.'

એકવાર વિવેકાનંદની અનેક વખત માગણી પછી એમને નિર્વિકલ્પ સમાધિદશાએ પરમહંસે પહોંચાડયા. જાગૃત થયા પછી કહે, "બસ, હવે સંતોષ થયો? હવેથી એ તાળા કૂંચીમાં રહેશે. તારે મારું કામ કરવાનું છે. જ્યારે એ પૂરું થશે ત્યારે એ તાળું ઉઘાડી દેશ."

વિવેકાનંદે કહ્યું–

'હું સમાધિમાં જ સુખી હતો. અપાર સુખમાં હું સંસારને તો ક્યાંય ભૂલી ગયેલો. મને હજી ય એ દશામાં રાખવાની કૃપા કરો.'

'છટ, કેવી હલકી માગણી કરે છે. શરમ નથી આવતી? હું ધારતો હતો કે તું કાંઈક ઊંચી કોટિનો જીવ છે અને તું તો સાધારણ માણસની જેમ અંગત સુખમાં પડયો રહેવા માગે છે મેં તો ધાર્યું હતું કે તું તો મહાવટવૃક્ષ જેવો છે ને સંસારના પીડાયલા અસંખ્ય મનુષ્યોને આશરો આપીશ. તેને બદલે તું તો તારી સુખ સમાધિમાં પડી રહેવા માગે છે. ભૂલે ચૂકે ય ફરીવાર આવી ઈચ્છા કરીશ નહિ, આવા સ્વાર્થી ને એકમાર્ગી આદર્શથી તને સંતોષ કેમ થવાનો?'

સમાધિસ્થ દશામાં ય એ ઘણીવાર ગણગણતા–'મા, મને આ બધાની સાથે રહેવા દેજે; મને સૂકો વેરાગી ન બનાવી દેતી. મા!'

× × ×

એમના શિષ્યો સાથેના વાર્તાલાપો આપણા રાષ્ટ્રની અમોલી મૂડી છે. ઉદાહરણો તો એમના જ. ભાષા પણ ખિલખિલ ઘરગથ્થુ. સામે કોણ બેઠું છે તે પોતે કદી વિસરતા નથી; એ બેવડા કારણને પરિણામે એ સંવાદોમાં ઈશુની મનોહારી સાદાઈ, બુદ્ધિની તર્કયુક્તતા ને ઈસપની નીતિવિનોદ વાણીનું માધુર્ય એકરૂં થયું છે. આપણે એની ચાખણી કર્યા સિવાય નહિ ચાલીએ.

× × ×

એક ડૉક્ટર મળવા આવ્યા છે. એમને અવતાર વિષે શ્રદ્ધા નથી. બુદ્ધિથી એ વાત ગળે ઊતરતી નથી. એ કહે છે, 'હું તો જેટલું ઠીક લાગે તેટલું માનું.'

ગિરીશઘોષ તથા ઈશાન એમની જોડે ચર્ચા કરતા હોય છે. સારી પેઠે ચર્ચા ચાલ્યા પછી રામકૃષ્ણદેવ હસતાં હસતાં વચ્ચે કહે છે.

'ઈશ્વર અવતાર ધારણ કરી શકે છે એ બાબત એમના સાયન્સમાં નથી આવતી એટલે એ બિચારા શી રીતે માને? એક જણે આવીને લોકોને કહ્યું, 'ભાઈઓ હમણાં હું અમુક શેરીમાં જઈ આવ્યો. ત્યાં અમુક માણસનું ઘર કડડભૂસ કરીને પડી જતું હતું' એ સાંભળીને એક માણસ કહેવા લાગ્યો કે, 'ઊભા રહો, હું વર્તમાનપત્રમાં જોઉં', તમે કહો છો તે વાત તેમાં છે કે નહિ?' તેણે વર્તમાનપત્ર ઉઘાડીને જોયું તો તેમાં ઘર પડવાની વાત લખી ન હતી.

× × ×

એકવાર કેશવચંદ્રસેન ભાષણ કરતા હતા, પરમહંસદેવ પણ ત્યાં હતા. ઘરની સ્ત્રીઓ પણ ભાષણ સાંભળવા ચક પાછળ બેઠી હતી. કેશવચંદ્ર કહે, 'હે ઈશ્વર તું એવો આશીર્વાદ આપ કે અમે ભક્તિરૂપી નદીમાં સાવ ડૂબી જઈએ.'

આ સાંભળતાં જ પરમહંસદેવ કહે, 'ભક્તિની નદીમાં એક સામટા ડૂબી જશો તો પેલાં ચક પાછળ બેઠાં છે તેમનું શું થશે? માટે એક કામ કરો, ડૂબકી મારો અને પાછા વખતો વખત કિનારે પણ આવીને ઊભા રહો. સાવ તળીએ જઈને બેસતા નહિ.'

સૌ ખડખડાટ હસી પડયા.

× × ×

એક માણસે પૂછ્યું.

"જેને બ્રહ્મજ્ઞાન થઈ ચૂક્યું છે તે શું વાત કરી શકે જ નહિ?'

રામકૃષ્ણદેવ કહે "ઘીમાં છાશનો ભાગ રહી ગયો હોય ત્યાં સુધી જ તે પેણીમાં કકડે છે. પાકી ગયા પછી જરાયે અવાજ આવતો નથી પણ એ પાકી ગયેલ ઘીમાં જ્યારે કાચી પૂરી પડે છે ત્યારે પાછો

કડકડાટ થવા માંડે છે. કાચી પૂરી પાકી થઈ જાય એટલે પાછું ચુપચાપ.

જ્યાં સુધી મધમાખી ફૂલ ઉપર ન બેઠી હોય ત્યાં સુધી જ તે બણબણાટ કરે છે, ફૂલ ઉપર બેસી મધ ચૂસવા માંડે છે એટલે એકદમ ચુપચાપ ! મધ ચૂસીને ઉન્મત્ત થયા પછી તે ગણગણે છે ખરી.

તળાવમાં ખાલી ઘડો બોળીએ છીએ ત્યારે પ્રથમ ભખભખ અવાજ થાય છે. પણ તે ભરાઈ રહ્યા પછી કશો અવાજ થતો નથી. એક ઘડામાંથી બીજા ઘડામાં જ્યારે પાણી રેડવામાં આવે છે ત્યારે વળી પાછો અવાજ થાય છે. તેમ જ્યાં સુધી જ્ઞાન ન થયું હોય ત્યાં સુધી જ વાદવિવાદ અને બકબકાટ રહે છે. જ્ઞાન પછી તો ચુપચાપ. પરંતુ કોઈ શિષ્ય આવે તો જ્ઞાની પાછો બોલવા માંડે છે, અને તે પણ શિષ્યને જ્ઞાન થતાં સુધી જ.'

× × ×

એક ઓછું ભણેલ માણસે એમને પૂછ્યું,

'મહારાજ, ગીતા વાંચુ છું પણ સમજાતી નથી.'

'એમાં શું અઘરું છે. ગીતા-ગીતા દસવાર બોલો જોઈએ. તાગી-ત્યાગી-ત્યાગી થશે. ત્યાગ કરો, વાસનાને ત્યાગો એ જ અર્થ.'

'મહારાજ, સંસારમાં કેમ રહેવું ?'

'દાસીની જેમ. દાસી શેઠના દીકરાને રમાડે છે. મારો રામ-મારો મોહન એમ કહે છે-પણ તે કરતાં છતાંય સમજતી હોય છે કે એનો સાચો રામ તો ઘેર છે. અહીં નથી.'

× × ×

એ સમયે જે થોડાક સુજ્ઞ ગીજુવાનોએ પરમહંસ-દેવનું શરણ લીધેલું, એમાં નરેન્દ્ર એ એક હતો. પહેલ-વહેલાં એ જ્યારે રામકૃષ્ણદેવને મળ્યો ત્યારે તે પણ એ જમાનાના કૉલેજના છોકરાઓ જેમ સંશયગ્રસ્ત જ હતો. જીવ-જગત ને ઈશ્વર સંબંધી અનેક કોયડાઓ એને મૂંઝવતા હતા. પ્રખ્યાત તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સર જોડે તેણે તત્ત્વજ્ઞાનના કેટલાક પ્રશ્નો વિષે પત્રવ્યવહાર પણ કરેલો. એટલે નરેન્દ્રે એમને ગુરુપદે સ્થાપ્યા પછી ભલે સર્વસ્વ સમર્પણ કર્યું હતું પણ એ પદે સ્થાપતાં પહેલાં એણે એમને ચકાસવામાં બાકી નહોતી રાખી. રામકૃષ્ણ-દેવને એ કહેતો, 'લોકો તમને ભલે અવતાર કહે પણ મને જ્યાં સુધી અક્કલમાં એમ નહિ વસે ત્યાં સુધી એમ કહેવાનો નથી.' ને રામકૃષ્ણદેવ પણ હસીને સૌને કહેતા, 'હું કહું છું એટલા ખાતર કાંઈ જ ન માની લેતા. તમારી મેળે જ તમે કસી જોજો.' એ તો ઘણીવાર માને પ્રાર્થના કરતા કે, 'અમારા દર્શનમાં શંકા ઉઠાવે તેવા કોઈકને મોકલો.'

પણ રામકૃષ્ણદેવ તો નરેન્દ્રને પહેલે દિવસે જોયો તે દિવસથી જ એના સ્વચ્છ હૃદય ને બુદ્ધિવૈભવપર મુગ્ધ થઈ ગયેલા. ને વાતવાતમાં નરેન્દ્રના વખાણ કરતા. એક વખત બ્રહ્મોસમાજવાળા કેશવચંદ્રસેન તથા પ્રતાપચંદ્ર આવ્યા હતા. એક બાજુ નરેન્દ્ર વગેરે શિષ્યો બેઠા હતા. કેશવચંદ્રસેન, પ્રતાપચંદ્ર તથા નરેન્દ્ર ત્રણેની બારબાર જોતા હોય તેમ જોઈને રામકૃષ્ણદેવ કહે, 'બ્રહ્મનો પ્રકાશ કેશવમાં જો ઝાંખા દીવારૂપે જોયો હોય તો નરેન્દ્રમાં મેં એ પૂર્ણ સૂર્યરૂપે જોયો છે.'

નરેન્દ્ર શરમનો માર્યો બોલી ઉઠયો. 'આપ આ શું બોલી રહ્યા છો ? લોકો આપને ગાંડા ગણશે. ક્યાં વિખ્યાત કેશવબાબુ ને ક્યાં હું ?'

કેશવચંદ્ર વિ. ગયા પછી રામકૃષ્ણદેવ કહે, 'હું તો મા જેમ બોલાવે તેમ બોલું છું.'

'એ મા જ બોલાવે છે એની શી ખાત્રી ? મ... પ્રત્યેનો આપનો પ્રેમ શા માટે આમ ન બોલાવતો હોય ?' મને તો બીક લાગે છે કે ભરતરાજાને જેમ પેલા હરણમાં જીવ રહી ગયો તેમ ક્યાંક તમારું ન થાય.'

'તું શું કહે છે કે તારામાં મને મોહ છે ?'

'હા જ તો.'

'હું માને કાલે પૂછી જોઈશ.'

બીજે દિવસે કહે, 'માને મેં પૂછ્યું કે આ નરેન કહે છે એ શું સાચી વાત છે ? મને તે શું નરેનનો મોહ છે ? એ કહે નરેનમાં તું ઈશ્વરી ગુણોનું દર્શન કરે છે એટલે તું એની પાછળ ઘેલો થાય છે. તારામાં જે દિવસે એ ગુણો ઊડી ગયા એમ જોઈશ તે દિવસે તારા સામું પણ નહિ જોઉં ?'

નરેન આનો શું જવાબ આપી શકે ? પછી રામકૃષ્ણદેવને એની પ્રત્યે પક્ષપાત કે મોહ નહોતો એની ખાત્રી થવાનો પ્રસંગ ચડતો જ આવતો હતો.

નરેનના પિતા ભુવનમોહનબાબુ વકીલ હતા. એમના કુટુંબની પ્રતિષ્ઠા ને આવક સારા હતાં, પણ ભુવનમોહનબાબુના અવસાન પછી સ્થિતિ સાવ ખરાબ થઈ ગઈ. લેણદારોને ચૂકવવામાં પૈસા, ઘરેણું બધું-આખું ગયું ને એક દિવસ એવો આવ્યો કે ઘરમાં ખાવાના પણ સાંસા પડ્યા. ઘરમાં બધાને પૂરું પડે એટલું ખાવાનું ન હોય એટલે કોઈકવાર નરેન કહે, 'હું આજે ઘેર નહિ જમું. મારે વ્રજમોહનને ત્યાં જવાનું છે. ને આખો દિવસ ભૂખ્યા પેટે નોકરી માટે ભમ્યા કરે, એક ઓફિસેથી બીજી ઓફિસે. ઘેર મા અધભૂખી હોય, પોતાના પેટમાં પણ ચોવીશ કલાક થયાં કશું ન પડ્યું હોય. મન વલોવે ચડે. કોઈવાર થાય કે ઈશ્વર નથી, કોઈ વાર થાય કે ઈશ્વર મારી કસોટી તો નહિ કરતો હોય? રામકૃષ્ણદેવના સંવાદો યાદ આવે ને ઘડીક હિમ્મત આવે, ઠીક થાય કે ગુરુદેવ આમાં કાંઈ ઉપાય ન બતાવે? આમ દિવસોના દિવસો સુધી ચાલ્યા કર્યું, રામકૃષ્ણ આગળ જાય ત્યારે બીજી ઘણીય વાતો નીકળે પણ આ વાત કરતાં ક્ષોભ

સંધ્યાકાળ છે. આંગણામાં ઊઘડતાં રાતરાણીનાં ફૂલોની જેમ આકાશમાં એક પછી એક તારા ઊઘડતા આવે છે એ ટાણે ગંગા કાંઠે દક્ષિણેશ્વરનાં પગથિયાં પાસે બે જણ ઊભા છે. એક જુવાન છે, એની આંખો વિશાળ ને ભાવનાશીલ છે, ચહેરા પર આત્મશ્રદ્ધા ને બુદ્ધિના તેજે અર્પેલ પ્રતિભા છે, અત્યારે એની આંખો ખેદ ને વિષાદથી ભરપૂર છે, ચહેરો અસ્વસ્થ છે. બીજો માણસ આધેડ ઉમ્મરનો છે, અસાધારણ કોમળતાથી એ કહે છે. ભાઈ નરેન, આ રહી મા જગદંબા, તારે જે માગવું હોય તે એની પાસે જઈને માગ–આજે જે માગીશ તે મળશે.'

જુવાન ગુરુને માથું નમાવી ખિન્ન મોંએ મંદિરના પગથિયાં પર ચડે છે મંદિરના આંગણામાં આવીને ઊભો રહે છે. હાથ જોડી–ઘૂંટણે પડી માથું નમાવે છે. આ એ જ જગદંબા છે જેણે ગુરુદેવને જ્ઞાનદીક્ષા આપી છે. આ એ જ જગદંબા પાસે પોતે માગવા આવ્યો છે શું? કુટુંબને માટે થોડું ધન-પણ માગતાં ક્ષોભ

'શું માગી લીધું ! માએ સગવડ-થઈ જશે એમ કહ્યું ને ?'

'મેં તો જ્ઞાન અને ભક્તિ માગ્યાં.'

'મૂરખ નહિ તો. તારી મા અને એ સવારે શું કરશે ? જા, ફરીને તારી માને માટે માગવાનું ભૂલતો નહિ.'

લથડતા પગે એ ફરી અંદર જાય છે. ગુરુએ આ વખતે નહિ ભૂલવાનું કહ્યું છે, પણ મારી માતા તથા ભાઈઓને અન્નનો તૂટો ન પડે એવું વચન આપો એમ કહેતાં જીભ ઉપડતી નથી. મનને પૂછે છે, જગન્માતા જે સૌને ખવરાવી રહી છે એના પર તારો આટલો જ વિશ્વાસ ? તારે શું જોઈએ છે એની શું એને ખબર નહિ હોય ? તું કોણ માગવા વાળો ? એને તારા આખુએ આયુની શું ખબર નથી ? એ ફરી માથું નમાવી માગે છે. 'મારે કંઈ નથી જોઈતું મા, મારે જોઈએ છે જ્ઞાન ને ભક્તિ બહાર જઈને ગુરુને વાત કરે છે. ત્યાં એ ધમકાવીને ત્રીજી વખત મોકલે છે—કાનમાં ઠોકીને કહે છે કે તું જે માગવા આવ્યો એ જ માગજે.

પણ માની મૂર્તિ સામે જોતા જ એ બધુ ભૂલી જાય છે. એને થાય છે કે અન્નપાણી આપવુ હશે તે આપશે. મારે તો જ્ઞાન ને ભક્તિ જોઈએ છે. મારે બીજું નથી ખપતુ.

બહાર જઈને ગુરુને પગે માથુ મૂકી કહે છે-'હું માગી આવ્યો.'

'શું ?'

'જ્ઞાન ને ભક્તિ'

રામકૃષ્ણદેવ એને ઊભો કરી છાતી સાથે ચાંપીને પ્રેમભર્યા સ્વરે કહે છે.

'તારા લલાટમાં જ માયા નથી. તું એને માટે જન્મ્યો નથી.'

તે ઘડીએ નરેન્દ્ર મરી જાય છે—એની રાખમાંથી જન્મે છે વિવેકાનંદ.

* * *

નદી સાગરની સમીપ આવતી હતી. લોકમંગલ માટે થયેલી યાત્રાનો અંત નજીક દેખાતો હતો. એમનું નબળું શરીર વારંવારની સમાધિ તેમ જ અધ્યાત્મ-ભૂખ્યા ટોળાંને અનવરત દાન કરવાને લીધે સાવ નંખાઈ ગયું હતું. કેટલીક વાર તો રાત-દિવસ આવ્યે જતા જિજ્ઞાસુઓથી થાકી નાના બાળકની જેમ માને એની વિનોદ-ભરી રીતે એ કહેતા.

'શા સારુ આ દૂધ કરતાં પાંચગણા પાણી જેવા શેળભેળિયા જીવોને તું અહીં મોકલ્યા કરે છે ? કે પાણી બાળી નાખવા સારુ અગ્નિ ચેતાવતાં ફૂંકી ફૂંકીને મારી આંખો જવા બેઠી છે, હવે તો મારી શક્તિ ખૂટી છે કરવું હોય તો તું જ કર-(શરીરને ચીંધી કહેતા) આ ઢોલ હવે ફાટી ગયો છે ને રાત દિવસ જોયા વિના જો એને વગાડ્યા કરીશ તો પછી ક્યાં સુધી એ ચાલશે ?' પણ પર્તા યે કે હને ય એમણે પગ વાળ્યા નથી. તે કહેતા, 'એકાદ જીવને ય જો મદદ થવાનું હોય તો ભલે મને ફરી ફરીને અવતાર મળ્યા કરે. છોને કૂતરાનો અવતાર મળે. એક માણસને મદદરૂપ થવા આવી વીસ હજાર ખેપ નાખવા તૈયાર છું. એ તો કેવો લ્હાવો છે !'

ઘણીવાર પોતાની સમાધિ માટે પોતાને જ દોષ આપતા કારણ કે-એમ ન થાય તો એ સમય બીજાને આપી શકાય ને !

'મા, મને આ આનંદ લૂંટતો રોક, મને બીજા સૌની જેમ જાગ્રત દશામાં રાખ કે થોડોક તો દુનિયાને ખપ લાગું.' છેલ્લી માંદગીમાં જ્યારે બધા શિષ્યો એમને શ્રમ ન પડે એટલા ખાતર ભક્તોને એમની પાસે જવા દેતા ત્યારે એ કહેતા, 'હવે કોઈને ય હું ખપનો નથી રહ્યો એથી અંતરમાં કેટલી પીડા થાય છે !'

ગુરુદેવને રોહીણીનું દર્દ થયું છે ગળામાં ચાંદુ છે. ડૉક્ટરોએ બોલવાની મનાઈ કરી છે. છતાં એમનો વાક્પ્રવાહ અટક્યો નથી. પણ ડૉક્ટરો કાંઈ પ્રભુ થોડા છે ? ભગવાને દીધેલો દેહ જો છેલ્લી પળ સુધી ભગવાનને ખપ ન આવે તો તો દેહચોરી થાય. એટલે એ તો છેવટ સુધી જ્ઞાનની લહાણી કર્યા જ કરે છે, જો થોડા દિવસો બાકી રહ્યા છે એનું બીજું સાર્થક પણ શું ! ખોરાક ગળા હેઠે ઊતરતો નથી. શરીર સુકાતું જાય છે ડાક્ટરોએ હાથ ધોઈ નાખ્યા છે ! ભક્તો છેવટે કહે છે 'આપ માતાજીને કહો એ આપનો રોગ મટાડી દે'

'એવું' મારાથી કેમ કહેવાય. આ શરીર એકવાર એને સોંપ્યું ફરીવાર કેમ મગાય ? બધો આધાર મા પર છે.' ઊઘડતા ફૂલ જેવા મનોહર ને પ્રસન્નમુખ શિષ્યો પણ આંખમાં આંસુ લાવીને કહે છે.

'બીજું કંઈ નહિ તો માતાજીને આટલું તો કહો કે આ ખોરાક લેવાતો નથી એ તો લેવાય. આ દેહકષ્ટ અમારાથી નથી જોવાતુ.'

રામકૃષ્ણદેવ ડોકું ધુણાવે છે. બેત્રણ કુમારો ડૂસકાં ભરે છે, 'રહો, રહો, પૂછી જોશું.'

બીજે દિવસે હસતાં હસતાં કહે,

'કાલે માને કહ્યું કે આ બધા કહે છે તેનું આ ગળા હેઠે થોડો ખોરાક ઊતરે તેમ કરી દે તો ખાઈ શકું. એ તો તમને સૌને બતાવીને મને કહે કે એ બધાનાં મોંમાં જાય છે એ તું જ ખાય છે ને? હું તો શરમાઇ ગયો. મોંમાંથી એક શબ્દ ન નીકળ્યો.

રાત્રે નરેનને બોલાવી કહે, 'આ બધાને તને સોંપ્યા, હવે એ બધાને સંભાળજે.'

દૃઢ મનનો નરેન પણ ઢીલો પડી ગયો. એ કહે, 'ના, ના મારાથી નહિ બને. મને તો ક્યાંક એકાંતમાં નાસી જઇ નિર્વિકલ્પ સમાધિમાં પડ્યા રહેવાની અનુજ્ઞા આપો.'

'તું કેવો સ્વાર્થી, પછી આ બધાનું કોણ ? તારે એ બધાને સાચવવા એ મારી આજ્ઞા છે, એ આજ્ઞા પળાઈ રહે તે દહાડે તું ચાલ્યો આવજે.' અને સ્વામીજી જ્યારે વ્યાખ્યાનો, વર્ગો, આશ્રમ એ બધાથી કંટાળતા ત્યારે વારંવાર એ કહેતા.

'થાય તો છે કે હાથમાં દંડ, કમંડલુ લઇને એકલો નાસી છૂટું પણ એ મને ક્યાં છોડે એમ છે? મારા માથે એમણે જે બોજો નાખ્યો છે એ ક્યાંય મને જંપવા દે તેમ નથી.' [ સંપૂર્ણ ]



રામકૃષ્ણની જ્ઞાનશક્તિ વિષે લખતા રોમાં રોલાં તેમનું અભિવાદન કરે છે કે તેઓ તો એવી અસાધુ પ્રતિભા સમા હતા—જેમની દૃષ્ટિ જીવનના સમસ્ત પાનાઓનો પાર પામી ગઈ હતી ! રોલાંએ તેમનો ઊંડો અભ્યાસ કર્યો હતો. રામકૃષ્ણ ઉપર પોતાનું તેજસ્વી અને ભક્ત્યાન્વિત પુસ્તક રચ્યા પછી તો સવિશેષ. એ અભ્યાસના ફળ સ્વરૂપે તે નિર્ણય ઉપર આવ્યા હતા કે 'કોઇ પણ વ્યક્તિ કરતાં રામકૃષ્ણે જ પૂર્ણ રૂપે, પોતાની અંદર ઈશ્વરી પ્રવાહનું એકત્વ માત્ર ધાર્યું જ નહોતું પણ અનુભવ્યું હતું તેથી મારો પ્રેમ તેમના તરફ ઢળ્યો હતો ને તેમના પુનિત વારિમાંથી જગતની તરસ છિપાવવા મે નાની સરખી નીક કરી લીધી હતી.'

ફરી એ કહે છે, 'પોતાના વિજયી નિશાનથી રામકૃષ્ણ નવા જ યુગની સંસ્થાપના કરે છે...ત્રણ કરોડ લોકોના બે હજાર વર્ષોના આધ્યાત્મિક જીવનની સાધના તેમનામાં અંકિત થઈને આવી વસી હતી—તેનું એ જીવંત પ્રતીક હતા.

—એ વેસ્ટનર

(એપ્રિલ ૧૯૩૬ના મોડર્ન રિવ્યુ'મા આવેલા Sri Ramkrishna and the world Dilemma નામના લેખમાંથી)

# વિજ્ઞાન દર્શન



શ્રી. બચુભાઈ ગાંધી, બી. એસ્સી.
પ્રો. જયંતિલાલ દે. ઓઝા, એમ. એ.
ડૉ. નરસિંહ મુ. શાહ, એમ. એસ્સી. પીએચ. ડી.

## રડાર

વિશ્વયુદ્ધ દરમિયાન થયેલ અનેક શોધોમાં સૌથી વિશેષ મહત્તાપૂર્ણ અને આકર્ષક બે શોધો તરી આવે છે: એક, અણુબોમ્બ ને બીજી, રડારની. અણુબોમ્બ એટલે નરદમ સંહારનું પ્રબળ શસ્ત્ર, એથી ઊલટું, રડાર માત્ર સંહારનું સીધું શસ્ત્ર નથી છતાં વિજય પ્રાપ્ત કરવામાં તેનો હિસ્સો થોડો નથી, એક જ અણુબોમ્બે જાપાનનો પ્રાણ કાઢી નાખ્યો: રડારે જર્મનીના હવાઈ મારામાંથી ઇંગ્લૅંડને બચાવ્યું: રડાર સંહારાત્મક કરતાં રક્ષણાત્મક વિશેષ છે. અણુબોમ્બનો શાંતિના કાળમાં ઉપયોગ શોધાય ત્યારે ખરો: રડારનો એવો ઉપયોગ તો થવા લાગ્યો છે.

આ રડાર શું છે?

રડાર શબ્દ રેડિયો-લોકેટરનું ટુંકાવેલું નામ છે. રેડિયોના તરંગોની મદદ વડે દૂરની કોઈ પણ વસ્તુની હયાતિ તેમ જ સ્થાન નક્કી કરવાની કરામત એમ રડારની વ્યાખ્યા આપી શકાય.

રડારની ખિલવણી માટે સૌ પ્રથમ ૧૯૪૨માં પગલાં ભરવામાં આવ્યાં, તે વખતે જર્મનીના હવાઈ હુમલા ઇંગ્લૅંડ પર જોરબંધ ચાલુ હતા. હવાઈ હુમલાના બચાવ માટે વૈજ્ઞાનિક તપાસ કરવા નીમેલી સમિતિના એક સભ્ય નેશનલ ફીઝીકલ લેબોરેટરીના અધિકારીને મળ્યા અને ઇંગ્લાંડના કિનારે આવતા જર્મન વિમાનોની આગલી માહીતિ મળે એવો કાંઈક ઉપાય શોધી કાઢવાનો પ્રશ્ન રજૂ કર્યો. આ દિશામાં અખતરા શરૂ થયા અને ઇંગ્લૅંડના પૂર્વ કિનારા પર પાંચ સ્ટેશનો ઊભાં કરવામાં આવ્યાં. રેડિયોમાં હોય છે તેવા સંદેશા મોકલવાના સાધનો તેમાં હતા. એને લગતી યોગ્ય એરીયલની વ્યવસ્થા પણ હતી ૧૦ મીટરની તરંગલંબાઈવાળા રેડીયોના મોજાં કિનારાની આજુબાજુ ખૂબ મોકલવામાં આવતા. આ "મોજાંવાળા" જથ્થામાં જો કોઈ વિમાન આવે તો આ મોજાં સાથે અથડાય. તેને લીધે રેડિયોની શક્તિ કિનારે પાછી આવે, આ પાછી આવેલી શક્તિ સંદેશા લેનાર યંત્રો વડે ઝીલી લેવાય. પરિણામે આવનાર વિમાનની માહીતિ બરાબર મળી રહે. આ રેડિયોનાં મોજાં કિનારાની આસપાસ ૩૦૦ કીલોમીટર (૧ કીલોમીટર=૦.૬૨ માઈલ) સુધી પહોંચી વળતા, એટલે આ વિસ્તારની અંદર વિમાન આવે કે તરત તેની ખબર પડી જતી. આ પદ્ધતિ ખામી ભરેલી હતી. જો વિમાન જમીનથી ૫૦૦૦ મીટરની ઊંચાઈએ ઊડતું હોય તો જ આ ખબર મળી શકતી. આ ખામી સંદેશા મોકલવાના એરીયલની ઊંચાઈ વધારીને યા તો તરંગલંબાઈ ઘટાડીને દૂર કરી શકાય. એરીયલની ઊંચાઈ વધારવામાં વ્યવહારુ મુશ્કેલી હતી, એટલે તરંગલંબાઈને ૧.૫ મીટર કરીને નવા સ્ટેશનો બાંધવામાં આવ્યાં, આવા સ્ટેશનોને સી એચ. એલ તરીકે ઓળખવામાં આવે છે. સી એટલે ચેઈન=સાંકળ એચ એટલે હોમ=ઘર અને એલ એટલે લો=નીચા. આ થયો રડારનો પ્રથમ ઉપયોગ,

રડારનો સિદ્ધાંત હવે ટુંકાણમાં જોઈએ:

આકાશમાં કોઈ વસ્તુ ક્યાં આવેલી છે એ નક્કી કરવા ત્રણ જાતના માપની જરૂર પડે: (૧) અંતર (૨) ઊંચાઈ અને (૩) ઊંચાઈ અને અંતરની વચ્ચે થતો ખૂણો. આ બધા માપ રેડિયોના મોજાં વડે માપી શકાય છે. નીચેનું ચિત્ર તે બરાબર સ્પષ્ટ કરે છે.



ઉપર ચિત્રમાં ૦ અને અંતર કેટલું છે તેની ખબર પડે તો વિમાન ક્યાં છે તેની ગણતરી કરી શકાય. આ બધું રડારની મદદથી માપી શકાય છે.

આજનું રડર એ માત્ર યુદ્ધસાધન નથી રહ્યું. વર્તમાન જગતને ઉપયોગી એવા રોજીંદા વપરાશનું સાધન હવે તે બની શક્યું છે. દરિયાઈ સફર ખેડતાં વહાણો આવા રડરની મદદથી માર્ગમાં આવતાં ભયસ્થાનો, તેમનું અંતર તથા પ્રકાર ઓળખી શકે એટલે દરિયાઈ અકસ્માત થવાનો સંભવ ઓછો રહે; ખડકો, બરફ પર્વતો તેમ જ દૂરથી આવનારા વાવાઝોડાના અંતર, ઝડપ અને સ્પષ્ટ દર્શન થતાં નાવિકને પોતાની મુશ્કેલીનો ઉકેલ ખોળવો સહેલો થઈ પડે.

## ઘોંઘાટ

ઘોંઘાટ એટલે શું તે સૌ કોઈ જાણે છે. ઘોંઘાટનો અનુભવ આ જમાનામાં પ્રત્યેક શહેરીઓને તો હશે જ. કારખાનાં, રેડિયો, શેરબજાર, ક્લબ, વાહન ઇત્યાદિની સાથે તેનો ઘોંઘાટ જોડાયેલો છે. ઘોંઘાટ એ વર્તમાનસંસ્કૃતિનું મોટામાં મોટું અનિષ્ટ છે એમ કહીએ તો ચાલે.

પ્રત્યેક અવાજ હવાના અણુઓને ગતિ આપે છે. આ ગતિ આંદોલનના સ્વરૂપે વાતાવરણ ઉપર અસર નીપજાવે છે. એકાદ બંદૂકના અવાજથી વાતાવરણમાં ઉત્પન્ન થતી ગતિ તેમ જ તેમાંથી પરિણમતી ગરમી આ વિજ્ઞાનના જમાનામાં માપી શકાય છે. એકાદ શહેરના ઘોંઘાટનું માપ કાઢવામાં આવે તો કેટલી શક્તિનો નકામો વ્યય થાય છે તે સહેજે સમજાય. એ શક્તિવ્યય ઉપરાંત જીવન ઉપર તેની કેવી કેવી અસર થાય છે તેનો વિચાર કરવો અસ્થાને નહિ ગણાય.

વાતાવરણમાં ગૂંજતા કેટલાયે અવાજો, ધ્વનિઓ આપણે સાંભળતા નથી પણ તેની અસર આપણા જીવન ઉપર ઘણી હોય છે. ધ્વની ફક્ત કાનને જ સ્પર્શે છે એ માનવું ભૂલ ભરેલું છે. તે માણસના હાડેહાડમાં આંદોલનો જગાડી પ્રાણીમાત્રના આખા શરીરને પડકારે છે. કેટલાક અવાજો કાનની આંતર ઇન્દ્રિય (Internal Ear) અર્ધગોળાકાર નળીઓથી સાથે જોડાયેલી (Semi Circular Canals) શ્રવણેન્દ્રિયના પ્રનાલીને હચમચાવી મૂકે છે અને તેની અસર શરીરના તમામ ભાગ ઉપર થાય છે, આવી અસરથી કેટલાક માણસો બહેરાઈ પડે છે. એકાદ મકાનમાં ઘોંઘાટભર્યા રહેનાર માણસોના મગજને આસપાસના અવાજો એવા તો તંગ કરી મૂકે છે કે તેઓ લડી પડે છે. છતાં તેઓને એ શેની અસર છે તે ખબર પડતી નથી.

કૂતરાં, બિલાડાં અને સસલાં ઉપર પ્રયોગ કરતાં જણાયું છે કે ઘોંઘાટની અસરથી તેમનો શ્વાસોચ્છ્વાસ વધી જાય છે. ઘોંઘાટવાળા સ્થળે કામ કરનાર માણસો રાતની ઊંઘ ગુમાવે છે અને તેમનો સ્વભાવ ચીડિયો થઈ જાય છે. ડાક્ટરોનો અભિપ્રાય એવો પડે છે કે જ્ઞાનતંતુના દર્દીવાળાને ખાસ કરીને અવાજ પ્રત્યે અણગમો રહે છે અને મોટા ભાગના દરદીઓ ઘોંઘાટના કારણે જ સારા થઈ શકતા નથી. જો શહેરી ઘોંઘાટ વધતો જ રહે, તેના ઉપર કશો જ અંકુશ ન આવે તો ગાંડાની હરિફાઈવાળા શહેરોની દુનિયા કલ્પી શકાય જ્યાં મન હળવું થઈ શકે નહિ, એકાગ્રચિત્ત થવું સંભવે નહિ, ઊંચી જાતનું માનસિક કામ કરવું અશક્ય બને, અને અલ્પબુદ્ધિના માણસો જ જીવી શકે.

આ બીના વૈજ્ઞાનિકોના ધ્યાન બહાર નથી. તેઓ પોકારી પોકારીને કહે છે કે રસ્તે જતા ખટારા અને વાહનોના અવાજો ઉપર અંકુશ મૂકો. રસ્તે જતી મોટર તેના ગીયરના (gear) અવાજથી કે ભૂંગળાથી કેટલો અવાજ કરી શકે તે કાયદાથી નક્કી કરો. જાહેર રસ્તા ઉપર ઘોંઘાટ કરનાર—ઊંચે સાદે બોલનાર ઉપર પણ કામ ચલાવો.

ઘોંઘાટ નુકસાનકારક છે એમ સહજવૃત્તિથી તો લાગે જ. પણ માણસ ઉપર તેની અસર કેવી થાય છે તે સંબંધી ભૂતકાળમાં ખાસ પ્રયોગો થયા નથી પણ વિજ્ઞાનની વધતી જતી પ્રગતિ સાથે, ઘોંઘાટને માપવાની યુક્તિ પ્રયુક્તિઓની શોધને અંગે તેવા પ્રયોગો કરવાનું શક્ય બને તેટલાં સાધનસામગ્રી તો છે જ, અને તેવા પ્રયોગો થઈ રહ્યા છે.

એક માણસે દરરોજ અમુક સમય સુધી ગુણાકાર કરવાનું નક્કી કર્યું. દરરોજ ઘોંઘાટમાં તેમ જ ઘોંઘાટ વગરનાં સ્થળે સરખો સમય તેણે પચીસ દિવસ કામ કર્યું. પરિણામે ચોકસાઈ કે ઝડપમાં કશો ફેર જણાયો નહિ. ફક્ત ઘોંઘાટવાળા સ્થળે કામ કરતાં તેમ જ કામ કર્યા બાદ તેના જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઈ જતા.

ઉપલક દૃષ્ટિએ જોનારને એમ લાગે કે ઘોંઘાટ

ખાસ અસર નથી. પણ આટલા સાદા પ્રયોગ ઉપરથી વિજ્ઞાનીને સંતોષ મળે નહિ. કામ બધે સરખું ઊતર્યું પણ ચેતા જ્ઞાનતંતુ ખેંચાય છે તેનું શું ? તેણે કરેલા શારીરિક શ્રમનું શું ? ઘોંઘાટમાં કામ કરતાં તેણે વધારે શક્તિ નથી વાપરી તેની શી ખાત્રી ? અને વધારે શક્તિ વાપરી હોય તો તેનું માપ શું ?

કોઈ પણ પ્રકારના કામ કરવામાં વપરાતી શક્તિનું માપ તે ઉચ્છ્વાસમાં બહાર કાઢેલી હવામાં ઓક્સિજનનું પ્રમાણ કેટલું છે તેના પરથી નીકળી શકે. કામ કરનાર વ્યક્તિ બુરખો gas mask પહેરીને કામ કરવા બેસે છે. બુરખામાં ઉચ્છ્વાસમાં બહાર કાઢેલી હવા જુદી રહે તેવી કરામત હોય છે. ઘોંઘાટવાળા સ્થળે ઘોંઘાટ વગરના સ્થળ કરતાં એકસરખું કામ કરવામાં ઓક્સિજન વધારે વપરાય છે એમ પ્રયોગ કરતાં જણાવ્યું. આ ઉપરથી એટલું નક્કી થયું કે ઘોંઘાટવાળા સ્થળે કામ કરવામાં શરીર વધારે શક્તિ ખરચે છે. તે શક્તિ ક્યાંથી અને કેમ વપરાય તથા શરીર ઉપર કેવી અસર ઉત્પન્ન કરે તે પણ જાણવા જેવું છે. ઘોંઘાટમાં હૃદય ઝડપથી ધબકે છે, શ્વાસોચ્છ્વાસ વધે છે અને જ્ઞાનતંતુઓ તાણ અનુભવે છે. ઊંચા પ્રકારના કામમાં તો ઘોંઘાટથી ચોકસાઈ તેમ જ ઝડપ પણ ઘટે.

લંડનના દિનપ્રતિદિન વધતા જતા ટ્રાફિકને કારણે ઘણો ઘોંઘાટ ઉત્પન્ન થતાં ૧૯૨૮માં Peoples League of Health તરફથી આરોગ્યખાતાના પ્રધાનને એક ડેપ્યુટેશન મોકલવામાં આવ્યું. આરોગ્યખાતાના પ્રધાન તે સમયે મી૦ નેવિલ ચેમ્બરલેન હતા. તેમણે ઘોંઘાટથી કેટકેટલું નુકસાન થયું તેના આંકડા ડેપ્યુટેશન પાસે માગ્યા. ડેપ્યુટેશનના સભ્યો સાચે જ ડઘાઈ ગયા ! તેમની પાસે એ આંકડા નહોતા. એ આંકડા મળી શકે એવો ખ્યાલ સુદ્ધાં તેમને નહોતો ! ઘોંઘાટની માનસ ઉપર થનારી અસર બાબતમાં તેમણે પ્રયોગો પણ કર્યા નહોતા. ચેમ્બરલેને રોકડું પરખાવ્યું :

'ટ્રાફિકના અધિકારીઓને પગલાં લેવાને કારણ મળી રહે એવો વૈજ્ઞાનિક પુરાવો જોઈએ. વિજ્ઞાને એ પુરાવો મળે એ પ્રબંધ બેઠાણ કરવું જોઈએ.'

લંડન શહેર પૂરતી વાત એટલેથી જ પતી. એવો આવો જ પ્રશ્ન ન્યુયોર્કમાં ઊઠ્યો. ત્યાંનો શોરબકોર લંડનને પણ ટપી જાય એવો છે. લંડનના અનુભવ ઉપરથી ન્યુયોર્કે ધડો લીધો. પદાર્થ વિજ્ઞાનના નિષ્ણાતો, કાન તેમ જ જ્ઞાનતંતુના ડાક્ટરો ધ્વનિશાસ્ત્રમાં નિપુણ એવા ઇજનેરો એ બધાએ ભેગા થઈ, ન્યુયોર્કના ઘોંઘાટનું માપ (Noise Survey) કાઢ્યું. તેમ કરવામાં જોઈતાં સાધનો તેમણે ઉપજાવ્યાં. માઇક, એમ્પ્લીફાયર, રેકર્ડીંગ વગેરે સાધનોથી તેમણે આખાં ન્યુયોર્કના અવાજોની નોંધણી કરી અને તેનું પૃથક્કરણ કર્યું. ન્યુયોર્કના કામ ઉપાડનાર ઘોંઘાટ ઓછો કરવા માટે નિમાયેલી સમિતિ (Noise abatement committee) પૂરતા પુરાવા ભેગા કરી કાયદાના નિષ્ણાતો પાસે ગઈ. તપાસ કરતાં જણાયું કે તે સમયના પ્રચલિત કાયદા મુજબ કમિટિનું કાંઈ વળે તેમ ન હતું. તેમણે લોકમત કેળવવો જ રહ્યો. તે વગર કાયદામાં આવશ્યક ફેરફાર કરાવવો અશક્ય હતો.

હિંદુસ્તાન આ દિશામાં ઘણું જ પછાત રહ્યું છે. હિંદુસ્તાનના શહેરોમાં આજની ઘોંઘાટની પરિસ્થિતિ ભયજનક બની રહી છે. એટલે આ અગત્યની બાબતમાં જનતા તેમ જ લાગતા વળગતાનું ધ્યાન વેળાસર ખેંચાય તે ઇષ્ટ છે.

## ઉપયોગી ખનીજની શોધ

થોરિયમ નામનું તત્ત્વ યુરેનિયમની સાથે અણુબોમ્બની બનાવટમાં વાપરવામાં આવે છે. આ ઉપયોગ યુદ્ધકાળમાં થયો; પણ શાંતિના સમયમાં થોરિયમના ક્ષાર પેટ્રોમેક્સના મેન્ટલની બનાવટમાં વપરાય છે. થોરિયમનાં ખનીજ ખૂબ કિંમતી ગણાય છે. તેનો મોટામાં મોટો જથ્થો હિંદુસ્તાનના દક્ષિણ છેડે ત્રાવણકોરમાંથી મળી આવે છે. ત્રાવણકોરની મોનાઝાઈટ નામની રેતીમાંથી થોરિયમના ક્ષાર જુદા પાડી તેમાંથી થોરિયમ બનાવાય છે. મોનાઝાઇટ ત્રાવણકોરમાં પુષ્કળ છે. એટલે આખી દુનિયાના મોટામાં મોટો થોરિયમના ખનીજનો જથ્થો હિંદમાં છે. બ્રાઝીલ બીજે નંબરે આવે છે. હવે લંકા-સિલોનમાંથી થોરિયમના ખનીજ મળી આવ્યા છે. ત્યાંના ભૂસ્તરશાસ્ત્રીઓએ આ ખનીજની વિશેષ તપાસણી શરૂ કરી દીધી છે.

## સ્વીડન–રાસાયનિકોની ભૂમિ

યુરોપમાં ઉત્તરે સ્કેન્ડીનેવિયા નામનો દ્વીપકલ્પ છે. તેમાં સ્વીડન નામનો પ્રદેશ છે. આ દેશના વૈજ્ઞાનિકોએ રસાયનશાસ્ત્રની ખિલવણીમાં મોટો ફાળો આપ્યો છે. છેલ્લાં બે શતકોનો ઇતિહાસ આની સાક્ષી પૂરે છેઃ શીલ નામના એક દવા વેચનારાએ (૧૭૪૨–૧૭૮૬) ક્લોરિન વાયુ શોધી કાઢયો; ક્લોરિન વાયુતત્ત્વ છે એમ પૂરવાર કર્યું અને પ્રીસ્ટલીની ઓક્સિજનની શોધ જાહેર થઈ તે પહેલાં તેણે ઓક્સિજનની શોધ કરી હતી. બર્ઝેલિયસે (૧૭૭૯-૧૮૪૮) આપણને આધુનિક સંકેતો (symbols) અને પદાર્થોની રચનાસંજ્ઞાઓ (formulae) ની પદ્ધતિ આપી એ ઉપરાંત તેનો ફાળો ઘણો છે. તેણે સીરિયમ, થોરિયમ, ઝીર્કોનિયમ અને સેલેનિયમ તેમના ખનિજમાંથી છૂટા પાડી શોધી કાઢયા.

નવાં તત્ત્વો શોધી કાઢવાનો જાણે પ્રવાહ ચાલ્યોઃ સ્વીડનમાંથી એક પછી એક નવાં તત્ત્વોનું અસ્તિત્વ અને તેમના ગુણોનું વર્ણન પ્રગટ થવા લાગ્યું. નીલ્સને સ્કેન્ડીયમ ધાતુ શોધી હજેલ્મે મોલીબ્ડેનમ્ શોધી કાઢયું. આરફ્વેડસને લિથિયમ; મોસાન્ડરે ટરબીયમ, સેફસ્ટ્રોમે વેનેડીયમ ધાતુઓ શોધી કાઢી.

આ તો નવીન તત્ત્વોની શોધો થઈ. પણ રસાયનના મૂળભૂત સિદ્ધાંતોમાં પણ સ્વીડને સારો હિસ્સો આપ્યો છે. આરહેનિયસે દ્રાવણોમાં ક્ષારોના કણોનું આયન થાય છે એમ પૂરવાર કરી બતાવ્યું (ionisation) સૂક્ષ્મતમ રજકણો (colloids) માં સ્વેડબર્ગે ખૂબ સંશોધન પ્રગટ કર્યું છે. આ વિષયમાં શ્રેષ્ઠ શોધક તરીકે તેને નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું હતું. એન્ઝાઈમ અને વિટામીનના ક્ષેત્રમાં યુલરે સારો ફાળો આપ્યો છે. તેને પણ નોબેલ પારિતોષિક મળ્યું હતું.

આમ સ્વીડને રસાયનના ઇતિહાસમાં અમર નામના પ્રાપ્ત કરી છે. કોઇ ભૂમિ શૌર્ય માટે પ્રખ્યાત હોય છે. કોઈ પોતાના હુન્નર ઉદ્યોગો માટે મશહૂર હોય છે. સ્વીડને રાસાયનિક સંશોધનમાં આગળ મેળવ્યું છે. એની ભૂમિનો એ પ્રભાવ !

***

## સર્પગંધ ઉર્ફે ચંદ્રિકા

ચંદ્રિકાના છોડ હિંદુસ્તાનમાં ઠેઠ હિમાલયથી માંડીને ત્રાવણકોર સુધી મળી આવે છે ખાસ કરીને ભેજવાળા અને સૂકા પ્રદેશમાં તે ખૂબ થાય છે. મહારાષ્ટ્રના ઘાટથી ત્રાવણકોર સુધી ચંદ્રિકાના છોડ સારી રીતે થાય છે. ચંદ્રિકાનું શાસ્ત્રીય નામ Rauwolfia serpentina Benth રાઉવોલ્ફીઆ સર્પેન્ટીના છે અને તેનો વર્ગ કુટજાય–એપોસાયનેસી છે ચંદ્રિકાના મૂળીઆં, પાંદડાં તેમ જ તેનો રસ ઔષધમાં વપરાય છે મગજની નબળાઇના રોગોમાં, ગાંડપણ મટાડવા માટે ચંદ્રિકા વપરાય છે તાવ ઉતારવા, શક્તિદાયી અને શાંતિદાયી, ઔષધ તરીકે કોલેરામાં ચંદ્રિકા ઉપયોગમાં લેવાય છે, સર્પદંશમાં ચંદ્રિકા વપરાય છે પણ તે સંબંધી આધારભૂત પુરાવો મળતો નથી તેનું અંગ્રેજી નામ સર્પેન્ટીના છે એટલે કદાચ આ અનુમાન કરવામાં આવ્યું હોય ! જાવાના લોકો ચંદ્રિકાના મૂળનો ભૂકો પેટના દર્દો મટાડવાના ઉપાય તરીકે વાપરે છે.

ચંદ્રિકાના સૂકા મૂળનું રાસાયનિક અન્વેષણ મરહુમ દેશભક્ત હકીમ અજમલખાને દીલ્હીમાં સ્થાપેલી આયુર્વેદિક અને તીબ્બી કોલેજમાં હાથ ધરવામાં આવ્યું હતું. તેમાંથી રાસાયનિક પદાર્થો શુદ્ધ રૂપે જુદા પાડી તેના ઔષધીય ગુણો તપાસવામાં આવ્યા હતા. પરિણામો નીચે પ્રમાણે આવે છે :

ચંદ્રિકાના સૂકા મૂળમાંથી કુલ અડધો ટકો આલ્કેલોઇડ નીકળે છે આ આલ્કેલોઇડના મિશ્રણમાંથી પાંચ આલ્કેલોઇડ જુદા પાડવામાં આવ્યા છે. અને એ બધાના ગુણો તપાસવા દેડકાં પર તેના પ્રયોગો અજમાવવામાં આવ્યા હતા.

૧. અજમેલાઇન શ્રેણી આ નામ ગંરેષણાના સ્થાપક અજમલખાનના માનમાં રાખવામાં આવ્યું છે. આ શ્રેણીમાં ત્રણ સફેદ આલ્કેલોઇડ છે અજમલાઇન, અજમલીનાઇન અને અજમલીમાઇન.

આ બધાં હૃદય, શ્વાસોચ્છ્વાસ અને જ્ઞાનતંતુઓની ક્રિયાઓને મંદ કરી નાખે છે

૨. સર્પેન્ટાઇન શ્રેણી: આમાં બે પીળા આલ્કેલોઇડ છે. સર્પેન્ટાઇન અને સર્પેન્ટીનાઇન. [illegible]

ચાંગ-શાન છાંયડાવાળી જગ્યામાં ઊગે છે, તેને માટે વનસ્પતિની ફુગ વાળી જગ્યા ખૂબ અનુકૂળ આવે છે. દરિયાની સપાટીથી ૧૦૦૦-૧૮૦૦ મીટરની ઊંચાઈએ જંગલની ખીણોમાં તે ખૂબ થાય છે. ચીનના ઝેચવેન પ્રાંતમાં નાન-ચ્યુન-હસીઇનનો સુવર્ણ બુદ્ધ પર્વતનો ડુંગરાળ પ્રદેશ આ છોડ ઉગાડવા માટે ઉત્તમ જગ્યા છે. આ છોડનાં મૂળ ઔષધ તરીકે જાણીતાં છે. તેનાં પાંદડાં તેમજ થડ પણ મેલેરિયા મટાડવા માટે ઉપયોગમાં લેવાય છે.

આ છોડનું વાવેતર કલમી રીતે થાય છે. પણ તેના બી ઉગાડીને તેનું વાવેતર કરવાના અખતરા અત્યારે ચાલુ છે.

આ ઉપયોગી વનસ્પતિનું મોટા પાયા પર વાવેતર કરવા જંગલ તથા ખેતીવાડીના પ્રધાનની કમેટી તેમજ 'રીવર સર્વીસ કોર' બન્નેએ જવાબદારી લીધી છે.

ચાગ-શાનના વાવેતરની યોજના મુખ્ય બે વિભાગમાં કરવામાં આવી છે (૧) છોડનો ઉછેર, અને (૨) ચાર વર્ષીય વાવેતર આ બન્ને પૂરા થશે ત્યારે મેલેરીયા-નિવારણ માટે જરૂરી ઔષધ આખા ચીનને માટે પૂરું પાડી શકાશે. આ યોજના પાર ઉતારવા પ્રધાનખાતાએ સુવર્ણ બુદ્ધ પર્વત આગળ એક પ્રયોગિક મથક સ્થાપ્યું છે અને તેની બધી જવાબદારી તે મથકના વડાને આપવામાં આવી છે.

આપણા દેશમાં પ્રજાકીય તંદુરસ્તી અર્થે આવું કામ ક્યારે હાથ ધરવામાં આવશે? સીંકોના ઝાડની છાલમાંથી ક્વીનાઇન મળે છે. આ ઝાડનું વાવેતર હિંદુસ્તાનમાં સફળ થયું હતું પરંતુ સરકારે પછી તેને બંધ કરાવ્યું! આ વાવેતર હિંદુસ્તાનમાં ક્યારે પાછું શરૂ કરવામાં આવશે? મેલેરિયાનિવારણમાં ઉપયોગી બીજાં ઔષધો તૈયાર કરવા અનેક નિયોજનોમાં કોઈ મગવડ કરવામાં આવી છે?

---

વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ બીજી વસ્તુઓની જેમ સ્ત્રીઓએ પોતાનો ફાળો નોંધાવ્યો છે અને તેમનામાં ઉચ્ચ બુદ્ધિવૈભવ ધરાવતી [illegible] વૈજ્ઞાનિકો પણ છે. સૌથી પહેલું નામ તેમાં મૅડમ ક્યુરીનું આવે છે. રેડિયમની શોધે વિજ્ઞાનના ક્ષેત્રમાં ક્રાંતિકારી ઉમેરો કર્યો છે.

અસંખ્ય જણના કૅન્સરના દર્દમાં મૅડમ ક્યુરીની 'રેડિયમ થેરેપી' તેના એક માત્ર ઉપાય તરીકે જાણીતી છે. આમ રસાયણ ઉપરાંત ભૌતિક વિજ્ઞાનમાં પણ મૅડમ ક્યુરીનું અર્પણ પ્રથમ કક્ષાનું છે. તેમને ૧૯૦૩માં ને ૧૯૧૧માં એમ બે વાર નોબેલ પારિતોષિક મળ્યું હતું. તેમની પુત્રી આઇરીના ક્યુરીને પણ તેના પતિ ફ્રેડરિક સાથે [illegible] કૃત્રિમ રૂપાંતર [illegible] શોધ માટે ૧૯૩૫નું નોબેલ ઇનામ મળ્યું હતું.

એશિયાએ જગતમાં આશ્ચર્યકારક [illegible] સ્ત્રી વિજ્ઞાનીને [illegible] છે. તેમનું નામ [illegible] ૧૯૩૦માં [illegible] જાહેર કરેલ [illegible] ઉપયોગ [illegible] [illegible] વરસો સુધી કામ કર્યું હતું [illegible] આગળ ધપાવ્યું હતું.

—ડૉ. [illegible] ([illegible])

# પુનર્જન્મ

પરીક્ષાઓ પૂરી થઈ હતી. લીનાને ઘેર ઉજાણીમાં સહુ આનંદ કરતા હતા. અધવચ્ચે કોઈએ બારણું ખખડાવ્યું. લીના બારણું ઉઘાડીને આવી ત્યારે એનું મોઢું ઊતરી ગયેલું લાગતું હતું જાણે કોઈ અપ્રિય મહેમાન આવ્યા હોય એમ સહુને થયું.

વિક્ટર અંદર આવ્યો. મહિના એક પહેલાં એ લીનાને પહેલીવાર મળ્યો હતો. ત્યારથી એ એની પાછળ ને પાછળ ભમ્યા કરતો હતો. એના મુખ ઉપર ત્યારથી નિરાશા અને ઈર્ષા તર્યા કરતાં હતાં. અને લીના પણ એને જોઈને ક્રોધથી સળગી જતી.

વિક્ટર બહુ અતડો રહેતો. એ શરમાળ પણ હતો. સહુની સાથે હળી મળીને આનંદ કરવા કરાવવાની શક્તિ એનામાં નહોતી. આથી લીનાને એના પ્રત્યે અણગમો હતો. જોકે વિક્ટર ભણવામાં હોંશિયાર હતો. પણ તેથી લીનાની એની તરફની વર્તણૂકમાં કાંઈ ફેર નહોતો પડ્યો.

દાખલ થતાં વેંત બે હાથ જોડીને સહુને નમસ્કાર કરવાની એની ટેવ ઉપર સાઈમને એક કટાક્ષ કર્યો અને સહુ હસી પડ્યા. વિક્ટર મૂંગો મૂંગો એક ખૂણામાં બેઠો.

લીનાએ એની તરફ જરા પણ લક્ષ આપ્યું જ નહિ. એતો ઠઠ્ઠા મશ્કરી અને કૂદાકૂદમાં મશગૂલ હતી. આનંદનો એને નશો ચડ્યો હતો. ઘડીકમાં આ ખુરસી પાસે તો ઘડીક ત્યાં સોફા ઉપર એમ એ સહુની વચ્ચે ખેલ કરતી હતી.

વિક્ટર હરપળે એની સામે જ જોયા કરતો હતો પણ લીના, મસ્તીમાં જ ગુંથાઈ ગઈ છે અને પોતાનું એના તરફ ધ્યાન જ નથી એવો દેખાવ કરતી હતી.

સાઈમન અને લીના અરસપરસ સહુથી વધુ છૂટ લેતાં. એકબીજાને સપડાક મારતા, વાળ ખેંચતાં, ખમીસમાં બરફના કટકા સેરવી દેતાં અને એક બીજાની વસ્તુઓ પણ સંતાડી દેતાં. પોતે સાઈમનમાં જ તલ્લીન બની ગઈ છે, એવું બતાવવા લીના દરેક પ્રયત્ન કરતી. એક વાર તો લીનાએ સાઈમનને ધક્કો માર્યો એને જાણે પાડી નાખતી હોય તેમ બાજુના ઓરડામાં તેને ધસડી ગઈ. થોડી વાર એ ઓરડામાંથી લીનાનું કાન ફાડી નાખે એવું હાસ્ય સંભળાયું—જાણે કે કિ

સહુને બતાવવા માગતી હોય કે પોતાને સાઈમન સાથે કેટલો આનંદ આવે છે—સહુને અને ખાસ તો વિક્ટરને.

થોડા ખિલખિલાટ પછી વાતાવરણ શાંત બન્યું. લીના અને સાઈમનની લંબાતી ગેરહાજરી સહુનું ધ્યાન ખેંચતી હતી. બધાની નજર ફરી ફરીને વિક્ટર ઉપર જ મંડાતી.

અચાનક વિક્ટર ઊભો થયો અને બહાર ચાલ્યો ગયો.

* * *

સહુ શાંત હતા અને બારણા સામે જોતા હતા. એક ક્ષણમાં લીના આવી અને પાછળ સાઈમન આવ્યો.

'સારું થયું એ ગયો—મને તો એને જોઉં છું ને કંટાળો આવે છે.' લીના બોલી.

'એ તો તારો જ વાંક છે. એને તેડાવ્યો હતો તો તેં જ ને?' કોઈ બોલ્યું.

"પણ મને શું ખબર કે એક સાંજે એની સાથે હું એકલી ફરવા જઈશ એટલે એ પોતાનો મારી ઉપરનો હક માનશે અને હમેશ મારી પાછળ ભમ્યા કરશે.'

'પણ તને એ ગમતો કેમ નથી?'

'મારી સ્વતંત્રતા ઉપર કાપ મૂકે એવો માણસ મને તો જરા યે ન ગમે. મારી સહુ પહેલી શરત તો એ છે કે હર પળે મને એમ ન લાગવું જોઈએ કે મારી ઉપર એક જ માણસનો હક છે અને હું મને ફાવે તેમ ફાવે તેની સાથે હરીફરી શકું તેમ નથી. એ રીતે તો સાઈમન ઘણો સારો.

'એના જવાથી તને દુઃખ ન થયું?'

'નહિ જ. મારી સ્વતંત્રતા ઉપર કાપ મૂકવાની એની ટેવની મને ચીડ છે. હું કોઈની સાથે વાત પણ કરું એ એને નથી ગમતું. એ તો પછી અસહ્ય જ ગણાય ને? મારી ઉપર હુકમ ચલાવનાર એ કોણ!'

'બસ હવે—મૂકને તારી ચર્ચા' કહીને સાઈમને વાતાવરણ પાછું હળવું કર્યું.

લીનાના ચહેરા ઉપર પુનઃ જાગેલી મસ્તી છતાં પણ ઓરડાના વાતાવરણમાં કાંઈક ફેર પડી ગયો હતો. વિક્ટર ગયો ત્યારે એની આંખોમાં ઝળઝળિયાં દેખાં સહુને

જોઈ હતી. લીનાને પણ મસ્ત હોવાનો ડોળ કરવો પડયો. પોતાનો અણગમો એને છુપાવવો હતો. એને એમ બતાવવું હતું કે વિક્ટરના જવાથી પોતાને કાંઈ જ થયું નથી.

સાડા બાર વાગ્યા ત્યારે સહુ ઊઠવા માંડયા. 'આવજો', 'હવે સાઈમન ક્યારે પાર્ટી આપે છે,' 'ફરી મળશું' વગેરેના અવાજો વચ્ચે સહુ બહાર નીકળ્યા. લીના પણ થોડે સુધી એમને વળાવવા ગઈ એક પછી એક બધાએ રજા લીધી. છેલ્લે સાઇમનની સાથે થોડી વાતો કરીને લીનાએ એને એક ધબ્બો માર્યો અને બન્ને છૂટાં પડયાં.

પાછાં વળતાં લીના ઘરથી થોડે જ દૂર હશે ત્યાં એને વિક્ટર મળ્યો.

લીના મૂંઝાઈ ઊઠી, ઘડીક એ થંભી ગઈ, પણ પછી નિશ્ચય કરીને એ આગળ વધી.

'શું છે તારે? લીનાએ વિક્ટરની કિંમત કોડીની કરી નાખી.

'મારે તારી સાથે થોડી વાતો કરવી છે.'

'શેને વિષે?'

'તું જાણે છે શેને વિષે લીના.'

'મને તો કાંઈ જ ખબર નથી.'

'ઠીક તો હું તને કહીશ. મારી સાથે થોડે સુધી ચાલ.'

અનિચ્છા છતાં લીના ના ન પાડી શકી અને બન્ને આગળ ચાલ્યા.

'લીના, તને ખબર તો છે......'

'—કે... ?'

'—કે હું તને ચાહું છું.' હાથની આંગળીઓ કેટલી છે તે ભૂલી ન જવા માટે ફરી ફરીને ગણતો વિક્ટર બોલ્યો. એના ઊભા-ઓળેલા વાળ વચ્ચે સેંથો પડી ગયો, 'તને એ પણ ખબર છે કે મને સાઇમન જેવા નખરાં નથી આવડતા, એ કેવો ઉછાંછળો છે એ તો સહુ જાણે છે.'

'તે એમાં શું ખોટું છે?'

'ત્યારે તને એવું છેલબટાઉપણું ગમે છે?'

'આ બધું પૂછવાનો તને કાંઈ હક નથી...'

'ના, છે જ!'

'ઓહો! એ હક તને કોણે આપ્યો?'

'તારા માટેના પ્રેમે.'

'પાછી એની એ જ વાત.' કંટાળીને લીના બોલી 'હું તને કેટલી વાર કહું કે મારે તારી જરૂર નથી અને હું તને ચાહતી નથી.'

'શા માટે નહિ?' રસ્તા ઉપર જ નજર રાખીને એ રસ્તાના પથરા જેવો જડ પ્રશ્ન વિક્ટરે પૂછયો. લીનાને ખૂબ ક્રોધ ચડયો. એને એમ થયા કરતું હતું કે પોતાને પ્રશ્નો પૂછયા કરનાર આ માણસ કોણ? એણે ફરીને વિક્ટરને તુચ્છકારવા માંડયો.

'કારણ કે તું મને જરાયે સ્વતંત્ર નથી રહેવા દેતો. હું જ્યાં જાઉં ત્યાં તું મારો પીછો છોડતો નથી. ચોકખું કહું? તું મારા પ્રેમનો અધિકારી નથી કારણ કે તું અદેખો છે.. ...અવિશ્વાસુ......ઘાતકી......'

વિક્ટર શાંત થઈ ગયો. એના મુખ ઉપર નિરાશા—ઘોર અંધકાર જેવી—છવાઈ ગઈ. બન્ને જણા પુલ ઉપર ઊભા હતા. નદી સામે વિક્ટરનું મોઢું હતું, લીનાની પીઠ હતી.

'ત્યારે શું આપણો સંબંધ પૂરો......'

'આપણો સંબંધ શરૂ જ નહોતો થયો' લીના વચમાં જ તડૂકી.

વિક્ટર લીનાની સામે જોઈ રહ્યો. લીનાની આંખોમાં એણે પોતાને માટે તિરસ્કાર જોયો. પોતાના હૃદયની જગ્યાએ કોઈ સૂકા પાંદડાનું ખોખું હોય એવું એને લાગ્યું. એના માથા ઉપર કોઈ જાણે સીસાના ગઠ્ઠા ફુદા મારતું હોય એવું એને લાગ્યું. પેલી આગ-ઝરતી આંખો સામે એણે જોયું. એની અંદર જાણે ધગધગતા સળીયા ઘુસાડી દઉં એવું એને થયું. ક્રોધથી એનું શરીર એવું સળગી ઊઠયું હતું કે જો એણે તે વખતે લીનાને બાથ ભીડી લીધી હોત તો એ દાઝીને મરી જાત. લીનાની છાતીમાં એક મુક્કો મારીને એણે એને પાછી ધકેલી, 'જહન્નમમાં જા...!' પુલના કઠેડે જ ઊભેલી લીના સમતોલપણું જાળવવા સહેજ ખસી. વિક્ટરે એને ફરીને પકડી. જાણે એ આગના દરિયામાં નહાતો હતો અને પછાડ પછાડ ખેલતાં મોજાં આવીને એની ઉપર તૂટી પડતાં હતાં.

'હું ઘાતકી છું કેમ ..!'

'ઘાતકી...નરપશુ...' ગુંગળાતો હોય એમ લીનાનો સાદ નીકળ્યો. ઉશ્કેરાટમાં, એ જેમ ફાવે તેમ બોલતી હતી. ફરી વિકટરનો એક મુક્કો પડ્યો. પોતે કઠેડા ઉપરથી ઊથલી ન પડે એટલે લીનાએ વિકટરના કોટની બાંય પકડી. લીનાની આંખોમાંથી ધિક્કાર ઝરતો હતો. અને પોતે શું કરે છે તેના ભાન વગર વિકટર લીનાએ પકડેલી બાંય છોડાવી રહ્યો હતો.

એક સેકન્ડ પછી વિકટર પૂલ ઉપર એકલો ઊભો હતો. બીજી જ સેકન્ડે એણે પાણીમાં ધબકારો સાંભળ્યો અને પાણીની ઊંડેતી છોળોમાંથી જાણે રહી ગયા હોય તેવા બે દીપાં એની આંખને ખૂણે ઝબકયા.

ચોમેર ભયાનકતા છવાઈ ગઈ. વિકટરને થયું કે આંખો ખુલ્લી છે છતાં કેમ કાંઈ દેખાતું નથી? વાળ માંથી આંગળાં ઘસડીને પછી આંખે ડૂચા મારીને એ ભાગ્યો—જાણે પાછળ જ ઘોડાપૂર ફોરાયું આવતું હોય એમ મૂઠીઓ વાળીને ભાગ્યો.

* * *

પહેલી જ ગાડીમાં વિકટર દેશમાં પોતાને ગામ જવા રવાના થયો. જેટલા માઈલ કપાતા હતા તેટલા લોહીના ટીપાં એના શરીરમાંથી ઓછા થતાં હતા. પોતાની જગ્યાએથી એ ઊઠી પણ નહોતો શકતો. ટિકિટ-ચેકર અથવા પોલીસ કે બીજો કોઈ પણ અમલદાર પસાર થતો ત્યારે એ ખૂણામાં ભરાતો અને એક પળ માટે એને નાનપણ યાદ આવતું જ્યારે અમદાવાદ કડી બાળ-પણનું કોઈ માધન ન હોવાથી એ કંગાળ માતાના ખોળામાં લપાતો.

વળી એને થતું, 'ભલે ને મને પકડી જતા!' એને માટે જિંદગી પૂરી થઈ હતી. પોતાની પ્રિયતમાને એણે પોતાને જ હાથે વિનાશમાં ધકેલી દીધી હતી. હવે એને બીવાનું કાંઈ કારણ નહોતું. છતાં એને રૂંવેરૂંવે બીક પેસી ગઈ હતી. એ ધ્રૂજતો હતો.

ઘેર વિતાવેલા ત્રણ અઠવાડિયામાં એ દિવસે દિવસે ગળતો જતો હતો. એની બા અને બહેન એના દુઃખનું નિરાકરણ કરવા મથતાં પણ એ હંમેશા ઉડાઉ જવાબ આપતો. છતાં એ જ્યારે બેઠો હોય અને કાંઈક કામ કરતો હોય ત્યારે એની બા છાની આંખે એની સામે જોતી. દુઃખી થતી મા જ્યારે વિકટરને ફોસલાવતી, પટાવતી ત્યારે એક ખૂની ઉપર પોતાનું વહાલ ઢાળતી રહી છે એવું એને ક્યાંથી ભાન હોય?

રોજ મુજબ હાથે વિકટર છાપાં ઉઘાડતો. શહેરના સમાચારની લીટીએ લીટી વાંચી જતો. એક દિવસ એણે છાપું ઉઘાડ્યું અને કોઈએ તેના માથામાંથી મૂઠી વાળ એની સાથે ખેંચી કાઢ્યા હોય એવું એને થયું એમાં ખબર હતા કે સડી ગયેલું શરીર અને તૂટેલી ખોપરીવાળી સ્ત્રીનું શબ શહેરની નહેરમાંથી હાથ લાગ્યું હતું. સડેલું શરીર......હા એ જ......એક જ મહિના પહેલા એ લીના હતી. હજી પણ, તેના મૃત્યુ પછી તેને એટલી જ—વધુ ને વધુ—ચાહતો હતો......એ ..સડેલું શરીર! એને થયું કે પોતાની આસપાસ પાણીની દીવાલ બંધાઈ ગઈ છે અને એમાંથી દુનિયા ઝાંખી-ઝાંખી દેખાય છે. એ જ જગ્યાએ તે કલાકો સુધી બેસી રહ્યો. કોઈ અકલ્પ્ય વાતનો જાણે તાગ મેળવતો હોય-મેળવવા વ્યર્થ પ્રયત્ન કરતો હોય-તેમ એની કલ્પનામાં પણ એ ઊતરતું નહોતું, અકલ્પ્ય, એટલી બધી અશક્ય અને વેદનાયુક્ત કલ્પના પણ એ નહોતો કરી શકતો...... લીના .. .. સડેલું શરીર-

જીવતું મુડદું બની ગયું ગાંડાની જેમ એ સીમમાં ભમતો—કોઈ લીલા ખેતરને શેઢે અચાનક થંભી જતો, આંધળાની જેમ તાકી રહેતો, અને એનું હૃદય બોલતું......
'હું તને ચાહું છું. .... પણ તું તો જતી રહી ....
સડેલું શરીર .....લીના... ..મને માફ કર . . એકવાર પાછી આવ.... હું તારા માર્ગમાં નહિ આવું ..... તને રોકીશ નહિ, ફક્ત દૂરથી તને વંદન કરીશ અને તારી પૂજાના આનંદમાં જીવન વિતાવીશ...લીના ..એકવાર....'

* * *

'બેટા, આ શું!' આંસુ ઝરતી આંખે એક દિવસ માએ પૂછ્યું.

વિકટરે અરીસામાં જોયું તો ત્રણ આંગળ જેટલી જગ્યામાં માથાના વાળ સફેદ થઈ ગયા હતા.

તે દિવસથી મા અને બહેનને ખાત્રી થઈ કે વિકટર કાંઈક છુપાવતો હતો.

હવે વહુ વખત એની રીતે રહેલ મિત્ર નહિ

જીવન ખંડેર જેવું થઈ ગયું હતું. લીના જતી રહી……
પોતાને ધિક્કારીને એ દુનિયા છોડી ગઈ…… હવે
જીવીને શું કરવું હતું?

પ્રેમ શું હશે? એનું રહસ્ય શું હશે? પોતે દુનિયાનો સારામાં સારો માણસ હોત તો પણ જો એણે લીનાને દુઃખ આપ્યું હોત તો એ વિક્ટરને ધિક્કારત—જરૂર છતાં. દુનિયાના ખરાબમાં ખરાબ માણસો—ડાકુ, ખૂની—ને ચાહનારી સ્ત્રીઓ પણ ક્યાં નથી? ત્યારે પ્રેમનું રહસ્ય શું હશે? પોતાને જેણે સ્વાર્થી બનાવ્યો, જેણે પોતાનું અભિમાન હર્યું, ધિક્કાર્યો એ સ્ત્રીને વિક્ટર કેમ આટલી બધી ચાહતો હતો? શા માટે?

વિક્ટર હવે ત્યાં રહી શકે તેમ નહોતો. એણે નક્કી કર્યું કે પાછું જવું અને જ્યાં એણે લીનાનો ભયભીત ચહેરો છેલ્લી વાર જોયો હતો, એ જગ્યાએ જઈને આંસુ ઠાલવી આવવાં અને પછી…ફેર…હા એ

* * *

એ શહેરમાં પાછો આવ્યો, સ્ટેશનેથી સીધો પૂલ તરફ ચાલ્યો.

સંધ્યાની શાંતિ શહેરમાં પ્રસરતી હતી. હમેશની માફક બધું થતું હતું, એ જ જીવનની ઘટમાળ ચાલુ હતી. કંઈ જ નવીન કે દુઃખદ બન્યું હોય તેવું જણાતું નહોતું. ધોતિયાં ઢીંચણ સુધી વાળી જઈને માછીમારો નદીના પાણીમાં ઊભા હતા. કછોટા વાળીને ધોબણો કપડાં ઝીંકી રહી હતી. પાસેના મંદિરમાં ઝાલર વાગતી હતી. નદીનું નિર્મળું પાણી પણ જાણે શાંત પડીને સંધ્યાને અંજલિ આપતું હતું.

વિક્ટર નદીકાંઠે પહોંચ્યો. એના હૃદયમાં ધબકારા બોલતા હતા—જાણે પેલા મંદિરમાં વાગતાં નગારાંના પડઘા બોલતાં હોય તેમ.

બસ, આ જ એ જગ્યા… …આ કઠોડો. એણે નીચે જોયું. એને અંધારાં આવ્યાં. લીલા પીળા ચક્કર ફરતાં ચક્કરો જ એને દેખાયાં. ક્યાંય સુધી એ ત્યાં ઊભો હશે. ફરી વાર એણે નીચે જોયું. એણે, પેલો પથરો શોધ્યો—જેની ઉપર લીનાએ એક વિપળ માટે ઓશીકું કર્યું હશે…પણ ત્યાં તો પાણી—શાંત, ઊંડું પાણી હતું—બીજું કાંઈ નહિ.

બસ એક જ વાર પાછી આવે…અચાનક એણે પાછળ જોયું અને પસાર થતી એક ગાડીમાં એણે લીના—જીવતી લીનાનો ચહેરો જોયો.

એ લીનાનો જ ચહેરો હતો પણ ફિક્કો પડી ગયેલો, દુબળો અને એની ઉપર મસ્તી, આનંદ નહોતાં; દુઃખની પીળાશ એની ઉપર હતી.

વિક્ટર ગાડી પાછળ દોડ્યો. એ ત્યાં ઊભો રહી ન શક્યો. એને થયું કે લીના જીવતી હોય તો મોતનું શું કામ હતું?

પોતાની ઓરડીએ વિક્ટર પાછો આવ્યો. આખી રાત એણે આમથી તેમ આંટા માર્યા. સવારે લીના પહેલાં જ્યાં રહેતી હતી ત્યાં ઊપડ્યો. આ જ ગલી, આ જ મકાન આ જ બારણું અને…એ…આ જ ચહેરો લીના પોતે જ!

ઓરડીમાંથી એક સ્ત્રી નીકળી અને યંત્રવત્ ચાલતી ચાલતી વિક્ટર પાસેથી પસાર થઈ અને રસ્તા ઉપરના લોકસમૂહમાં અદૃશ્ય થઈ ગઈ. વિક્ટરને થયું કે બૂમ પાડું, હાથ ઊંચો કરું પણ એ પથ્થરની જેમ ઊભો રહ્યો—કાંઈ જ કરી ન શક્યો—ફક્ત લોકોના ટોળા તરફ જોઈ રહ્યો.

નદીમાં પડેલી લીનાને, પસાર થતા એક પોલીસે બચાવી લીધી હતી. એણે ચોકી ઉપર જઈને કહ્યું કે પૂલ ઉપરથી પગ લપસતાં એ પડી ગઈ હતી. તેને પોતાને જ સમજાયું નહિ કે એ સત્ય શા કામ ન બોલી, મિત્રોને પણ એણે જૂઠું જ કહ્યું.

લીના હવે બદલાઈ ગઈ હતી. પહેલાંની માફક એ હવે ભાગ્યે જ હસતી. રસ્તે ચાલતાં પણ એ સીધે સીધું એવી રીતે જોયા કરતી કે જાણે કોઈ કાપડો અને મૂંઝવી રહ્યો હોય અને પોતે ઉકેલવા મથતી હોય.

એને નદીમાં કોઈએ ફેંકી દીધી હતી એ વાત લીના છુપાવતી, બલ્કે એને બીક હતી કે રખેને એ વાત બહાર પડી જાય? શા માટે…? પણ લીનાને પોતાને જ ખબર નહોતી…શા માટે…?

જે માણસ એને આટલી બધી ચાહતો હતો એના દિલમાં પોતાની જ પ્રિયતમાનું ખૂન કરવા જેટલી વેર-વૃત્તિ ક્યાંથી આવી?…આટલો બધો ધિક્કાર ક્યાંથી? હવે જો તેને વિક્ટર ફરીથી મળે તો લીનાને તે એટલો જ ધિક્કારત? પણ એ ધિક્કાર તો એક ચડિયાતા આગ-વાળા પ્રેમનું પરિણામ હતું……

લીના પોતાની લાગણીઓ સમજી શકતી નહોતી. પણ એટલું તો નક્કી હતું કે હવે એ વિક્ટરને જરા પણ ધિક્કારતી નહોતી. ક્યારેક દિવસ તેને એમ થતું કે વિક્ટર ક્યાં હશે, એને શું પડ્યું હશે!

એક દિવસ તો એ વિક્ટરની ઓરડીએ પણ ગઈ હતી પણ એ ત્યાં નહોતો અને અંદર જઈને તેને વિષે પૂછપરછ કરવાની એનામાં હિંમત નહોતી. આવી ભયંકર વિદાય પછીના મિલનનો શું અર્થ હતો ?

બીજું કાંઈ નહિ, ફક્ત એકવાર એને વિક્ટરના જીવનમાં ડોકિયું કરવું હતું—જેમ કોઈ મરી ગયેલું માનવી દુનિયા તરફ નજર નાખે કે પોતાના સગાવહાલાં શું કરે છે; કેવી રીતે જીવન વિતાવે છે ? એ મૃત-માનવી પોતાના પ્રિયજનોના મુખ ઉપર કોઈ હમેશની યાદના ચિહ્ન જોશે કે પછી એ પ્રિયજનો ચિતા સળગી રહ્યા બાદ જીવનવાટે યંત્રવત્ ધીમે પગલે ચાલ્યા ગયા હશે, દિવસો પસાર થઈ ગયા હશે, સવાર, બપોર ને સાંજ—એમને એમ જ ચાલ્યા કરતાં હશે—જાણે કે પેલું માનવી કદી પણ અસ્તિત્વ જ ન ધરાવતું હોયને !

આ વિસ્મૃતિ કેટલી ભયાનક છે. માનવી ઉપર પ્રિયજનો પ્રેમ રાખતા, એને મળતા, એ દેશાવર જતો ત્યારે દુઃખી થતાં પાછો આવે ત્યારે હર્ષનાં આંસુથી વધાવતાં—અને પછી અચાનક મૃત્યુ......શોકનું વાતાવરણ, અવર્ણનીય દુઃખ, એ જ ચિતામાં પડી ને એ માનવી સાથે જ ખાક થઈ જવાની તીવ્ર ઇચ્છા...પછી સાંત્વન, આશ્વાસન, બે ચાર દિવસ દુઃખની છાયા અને અને પછી ધીમે ધીમે વિસ્મૃતિ....એજ ભયાનક વિસ્મૃતિ ! તેમ છતાં પણ જો એની યાદ જીવનને દુઃખદ બનાવતી હોય તો, કાયનું કોઈ વામણુ ફૂટે કે એવો બીજો કોઈ શુભ બનાવ બને એટલે મન પેલા માનવીને ભૂલી જાય છે અને એ નવા બનાવમાં પરોવાઈ જાય છે. જીવતો માણસ ભુલાતો નથી કારણ કે તેની હાજરીથી જ એ આપણને નિરંતર યાદ રહ્યા કરે છે. જો એને ભૂલી જઈએ તો એની અસર તરત જ એ માણસ ઉપર થાય—એને દુઃખ થાય, પણ મરેલાને તો સુખદુઃખ ક્યાં હોય છે !

આવા વિચારોએ લીનાને ભાન કરાવ્યું કે એકલિયું જીવન કેવું કંડું—નિષ્ઠુર છે, લીનાને થયું કે તે સાચે જ મરી ગઈ હતી અને એને દુનિયામાં પાછી આવી હતી. સહુ સ્નેહીઓ એને પહેલાંની માફક જ મળતાં. કોઈને એના 'જવાથી દુઃખ નથી થયું' એ ભાન તેને થયું આંખના ખૂણામાંથી તેણે દુનિયા જોઈ, અને એણે એક પણ માનવી એવું ન જોયું કે જે તેના મૃત્યુ પછી યાદ કરે, હવે એને ભાન થયું કે કોઈને એની પડી નહોતી—કોઈને એની જરૂર નહોતી.

* * *

ત્યાર પછી રોજ વિક્ટર લીનાની ઓરડીએ જતો અને દૂરથી એની પડદાવાળી બારી સામે કલાકો સુધી જોયા કરતો.

એક દિવસ વિક્ટર અને સાઇમન ભટકાઈ પડયા.

'કેમ શું ખબર છે ?' એણે પૂછ્યું. સાઇમનને ખાસ કાંઈ કહેવાનું નહોતું.

'લીનાને છેલ્લો ક્યારેય મળેલો ?'

'ઘણા વખતથી મળ્યો નથી' સાઇમને જવાબ વાળ્યો. 'એ પુલ ઉપરથી લપસીને પડી ગઈ એટલે એને વાગ્યું હતું, ત્યારથી એ બહુ દેખાતી નથી.'

વિક્ટરને ખાત્રી થઈ કે એનું કૃત્ય લીનાએ છાનું રાખ્યું હતું. શા માટે ?

ફરી એક વાર વિક્ટર અને લીના મળી ગયાં—રસ્તા ઉપર જ. વિક્ટરે નમસ્કાર કર્યા. લીનાના ફીક્કા ગાલ ઉપર રતાશ આવી. બન્ને સાથે ચાલ્યાં......

'દેશમાં ગયા હતા ?' લીનાએ બહુવચન વાપર્યું.

'હા, હું જતો રહ્યો હતો.' આગળ ચાલતાં બન્ને કંઈક ને કંઈક—અર્થવગરની વાતો કરતાં હતાં. પણ ભૂતકાળ વિષે એક હરફ પણ કોઈએ ન ઉચ્ચાર્યો

એમની વાતચીતમાં શરમાળપણું અને અસ્વસ્થતા હતાં. જાણે પહેલી જ વાર મળતાં હોય તેમ બન્ને વાતો કરતાં હતાં.

ચાલતાં ચાલતાં બગીચા પાસેથી બન્ને પસાર થયાં. વિક્ટર વિચારતો હતો કે શું પહેલાંની જેવો કશો સંબંધ એ બે વચ્ચે હવે સંભવતો હતો !

'ના—કદાપિ—ના' એણે જવાબ વાળ્યો. પહેલાંની માફક લીના સાઇમન સાથે નાચેકૂદે કે પ્રેમ રાખે તો એને કાંઈ થાય ?

'ના, કદી નહિ—કદાપી નહિ'

ત્યારે બન્ને કેમ ચૂપ હતાં !

લીનાએ થોડાં ફૂલ વીણ્યાં. પછી વિક્ટરની નજર એ બાજી. પહેલી જ વાર લીનાએ વિક્ટરના હવામાં ફરફરતાં ઝૂલ્ફાં સામે જોયું, અને પેલા સફેદ વાળ ચાડી ખાધી

'આ શું......!' લીનાએ પૂછ્યું.

'એ......હં, હં, હં......એ......' વિક્ટર વાક્ય પૂરું ન કરી શક્યો.

થોડી ક્ષણો સુધી લીના વિક્ટરના વાળ સામે જોઈ રહી અને પછી આંખમાંથી ટપકતાં આંસુ સાથે વિક્ટરની ગરદનની આજુ બાજુ હાથ વિંટાળ્યા અને સફેદ વાળના એ ઝૂમખા ઉપર હોઠ દાબી દીધા.

([illegible])

# ઈડરિયા પ્રદેશમાં

ઈશ્વર પેટલીકર

[ એક પ્રવાસકથા ]

ગુજરાત સાહિત્યસભા તરફથી ઈડરનું પર્યટન ગોઠવ્યાના સમાચાર જાણ્યા ત્યારથી મારું મન એ ભૂમિનાં સ્વપ્નાંમાં રાચવા લાગ્યું હતું.

શ્રી. પન્નાલાલ પટેલના 'મળેલા જીવ,' 'વળામણાં,' 'સુખદુઃખનાં સાથી'ની સૃષ્ટિ જીવતી જાગતી જોવાની મળશે એ મારું મોટું આકર્ષણ હતું. એ પાત્રો સાથે પર્યટનની હાસ્યરસમાં ગેલ કરવાનું તો નહિ જ મળે એ તો હું જાણતો હતો, પરંતુ સુખદુઃખની વાતો સાંભળવાની થોડી મળશે તેટલી તો આશા રાખી હતી. વળી સાહિત્યસભા તરફથી એ પર્યટન ગોઠવાયું હતું એટલે એ જાત્રાળુ મેળા કરતાં વ્યાપક દૃષ્ટિવાળું નીવડશે એમ પણ માન્યું હતું.

એ ઉમંગભર્યા હૈયે તા. ૨-૩-૪૬ ના રોજ અમદાવાદથી સવારમાં ૭-૪૫ કલાકે ઊપડતી પ્રાંતીજ રેલ્વેમાં મુસાફરી અમે શરૂ કરી. ગાડીનો વખત હતો એ લાઈનમાં દિવસમાં એક જ વખત હોવાથી ગીરદી મારી પેઠે હતી. લગભગ બધાને ઊભા રહેવાનું જ સદ્‌ભાગ્ય મળ્યું હતું. તેમાં ય તે દિવસે મીલોમાં શિવરાત્રીની રજા હોવાથી ગીરદીનું રેશન દોઢથી બમણું થયું હતું તે નફાનું!

ભિડાયેલા શરીર અને કાન પાસે ન સંભળાય તેવા ઘોંઘાટમાં હું એક બારી આગળ ઊભો હતો. મનમાં થોડી ખિન્નતા હતી. પર્યટનમાં ૨૫ જણની સંખ્યા તો થશે એમ માનેલું, તેને બદલે ૧૪ સભ્યો હતા. તેની તો બહુ ચિંતા જેવું ન હતું, પરંતુ સારા જેવા પરિચિત મોંનાં દર્શન ખાસ ન થયાં તેની મનમાં ખિન્નતા હતી. જાણે પર્યટનમાં મઝા નહિ આવે!

પરંતુ મારો એ ભ્રમ બહુ નજીકમાં જ તૂટી પડવાનો હતો એની મને શી ખબર!

આમ હું કોઈની સાથે વાત કરવાની મોકળાશ કે શાંતિ ન હોવાથી ડબ્બાનાં માણસોને જોઈ રહ્યો હતો. બીજા શબ્દોમાં કહું તો પન્નાલાલનાં જીવી, મનોરદા, અંબા, ભગત, દાણી કે એવું કોઈ પરિચિત ક્યાંક મળી જાય તેની શોધમાં મારી આંખો ચોમેર ફરી રહી હતી. પરંતુ ડબ્બામાં મોટા ભાગની વસતિ મારી આંખને અજાણી ન લાગી. એવાં માનવી મેં જોયેલાં જ હતાં. ઈડર તો ત્યાંથી દૂર હતું અને ઘણાં મુસાફર ડભોડા, દહેગામ ને તેની આજુબાજુનાં હોવાથી અમદાવાદની આંખને ઓળખીતાં હતાં.

પરંતુ ચોમેર ડબ્બાને ફરતી ફરતી મારી આંખ છેક નજીક, મારા પગને અડકેલી પાટલીના પહેલા માનવી ઉપર પડી ત્યારે મારા હૈયાને થયું કે, દીવા તળે જ અંધારું છે ને! તારી આંખ સામે જ ઈડરિયો જુવાન બેઠો છે ને તું એમ દૂર દૂર ક્યાં ફાંફાં મારે છે!

સારું થયું કે એ તો એક જુવાનિયો હતો. બાકી એ જમાને કોઈ જુવતી હોત અને એકીટસે હું જેમ એને આંખનું મટકું માર્યા વગર જોઈ રહ્યો હતો તેમ યુવતીને જોઈ રહેતો મને કોઈએ ભાળ્યો હોત તો તે મોઢે ન બોલત તો ય મનમાં તો જરૂર બોલ્યા વગર ન જ રહેત કે, 'છે આ નફટને લાજ શરમ! આટલાં માણસ વચ્ચે આવી નફ્ફટાઈ કરે છે તો કોઈ ના હોય તો... લૂગડાં ઊજળાં દૂધ જેવાં પહેર્યાં છે પણ મન તો કાળું કોલસા જેવું જ છે.'

અને કદાચ એ જુવાનિયો ગામડિયો ન હોત અને કોઈ માલદાર શેઠિયો હોત તો કોઈને એવો પણ વહેમ જાત કે કંઈ ખિસ્સું કાપવાની વેતરણમાં તો એની આંખ આમ નાકી નથી રહી! ઊજળાં લૂગડાંનો આજકાલ કશો વિશ્વાસ નહિ, એથી જ સૌ ભૂલા પડે છે!

તમને થશે કે પ્રેમીને નીરખતી હોય તેવી પ્રેમભરી તારી આંખો એવું તો એ જુવાનિયામાં શું હતું કે આટલી બધી એનાથી મુગ્ધ થઈ ગઈ હતી!

વીસેક વરસનો એ જુવાનિયો હતો. મૂછનો દોરો આછો ફૂટ્યો હતો. 'બળદને પૂછ અને મરદને મૂછ' જેવી પૌરુષની શોભા આપે તેવી તલવાર મૂછ એ જુવાનને આવવાની વાર હતી. જોબનાઈ શરીરમાં જોર કરતી હતી એ તે. એનું મોઢું કહી આપતું હતું. મોં ઉપર ખીલનું જોર એટલું બધું હતું કે એને ખણખણ કરવાથી, પાકેલા ફળને પક્ષીઓએ ચાંચો મારી મારીને કોચી નાખ્યું હોય તેમ મોં આખું કોચાઈ ગયું હતું. જાણે જોબનાઈએ બચકાં ન ભર્યાં હોય!

પગમાં જોડા હતા નહિ ધોતિયું. એ એવો ખિડાઈને બેઠો હતો કે,

એની પહેરવાની ઢબ એવી હતી કે ટૂંકું જ મુદ્દલમાં હતું તે ખબર પડે તેમ ન હતું. ઢીંચણ સુધીના પગ ઉઘાડા દેખાતા હતા. અને એ ઉઘાડા પગની પીંડીઓ ઘડિયાળ સ્ટ ચડી ચડીને ઘુંટાઇ રહેલી હોય તેમ મજબૂત અને ગોટલા બાઝેલી હતી.

એણે પહેરેલું પહેરણ, ખમીસ કે ઝભ્ભાના એકેય ઘાટનું ન હતું. સંચે સીવેલા એ બખીઆ પણ એવા વાંકાચૂંકા હતા કે દરજીના શિખાઉ છોકરે એ સીવ્યું હોય તેમ લાગતું હતું. ગળા ઉપરનું બટન વાસ્યું ન હતું. એની ગરદન મજબૂત અને ભરાઉદાર હતી. અને છેક લાલ ફૂમતાવાળો ગળીનો દોરો એણે ગળે નેકટાઇ બાંધી હોય તેમ કસકસીને બાંધ્યો હતો. અને છતાં એને એટલાથી સંતોષ ન થયો હોય, તેણે લાલ રંગનો અને મેલથી ઘેરા રંગનો બનેલો રૂમાલ ગળે ત્રણ ગાંઠ પાડીને, બે છેડા પાછળ પહેરણ ઉપર ઝૂલતા રાખીને બાંધ્યો હતો.

પરંતુ મારું મન મોહ્યું હતું તો એના ઝૂલફાથી. વાંકડિયાં એ ઝૂલફાં એણે જેટલી કાળજી લઇને ઓળ્યાં હતાં, તેટલી જ કાળજી લઇને બાંધ્યાં પણ હતાં. ત્રણ કે ચાર હાથના રૂમાલને એણે માથાની ચોમેર વીંટ્યું હતું ઉપરનું ટાલકું ઢાંક્યું ન હતું કાન અને બોચીના વાળ, પટ્ટા માફક વિંટી એનાં ફૂમકિયાં વાંકડિયાં વળી નીચેથી ઊંચા થયા હતા. એ રૂમાલની ધારે મેં કંઇ સફેદ ચકચકતું જોયું. હું સ્હેજ ઊંચો થયો ત્યારે કાંસકીના પૂંઠાની ધાર દેખાઇ અને તરત મને ખબર પડી કે એ મેં જોવાનું ચાલુ રાખ્યું હતું ! ને

એની સાથે જ વાળમાં ખોસેલો દેશી બનાવટનો ભાનો કાંસકો જોયો !

મને તે જ ઘડીએ કૉલેજિયન યુવક યાદ આવ્યો, બિચારા એને, ખિસ્સામાં આયનો અને કાંસકો લઇને ફરતો હોવાથી આપણે ખેટા લગાડ્યો છે. અને તે અત્યારની માઝી સૌના વતી મેં એ ઘડિયાળ યુવાનની સામે તાકી રહીને અંતઃકરણથી માંગી લીધી છે ! આ પ્રાકૃત યુવાનને એટલી ચીજે એની શોભા વધારવા જોઇએ, તો રંગબેરંગી પતંગિયાં જેવી કૉલેજ યુવતીઓમાં જેને વસવાનું છે તે યુવકને એના વિના કેમ ચાલે ?

મા ભગવતીનો આદેશ લઇને આપ સૌને કહું છું કે, હવેથી કોઇ એ કારણે કૉલેજિયનને મા વગોવશો !

વળી હું મારા એ પ્રેમી તરફ એકીટસે તાકી રહ્યો કાન વિંધાવેલા હતા પણ શણગાર સજેલો ન હતો. આંખે કાજળ આંજ્યું ન હતું. જી. ટી. ના નામે ઓળખાતા કાપડનું એ પહેરણ ઢંગધડા વગરનું સીવેલું હતું તેમ જ મેલું પણ સારી રીતે હતું હું એના તાપને લીધે ઘઉંવર્ણીમાંથી થયેલા શ્યામવર્ણી ચહેરાને રખે ફૂંકને નજરે તેમ તીખી રહ્યો એની સાથે લિસા લેતી આંખોમાં હજુ પ્રેમ ફૂટ્યો ન હતો. એની સેઠમા પ્રેમિક ન હતી પરંતુ એનું હૈયું એની સોડમાં હોય તેમ એ કોઇ ઊંડા વિષાદમાં નીચું મોં કરી આંખો ઢાળી રહ્યો હતો. રખેને એ નયનમાં ઓચિંતો પ્રેમ ફૂટે તો કહેવાય નહિ !

ગાડી ધરધર કરતી વહી જતી હતી સ્ટેશન જેમ જેમ આવતાં હતાં તેમ તેમ ગીરદી વધતી જતી હતી. મારી ભોમ કરતાં આ ભોમ જુદી છે કે નહિ, તે જોવા હું વારે વારે નીચો નમીને બહાર ડોકાતો હતો. ઉનાળામાં પણ પંપના પાણીથી ચરોતરમાં હરિયાળાં ખેતર અહીં અદૃશ્ય થયાં હતાં. છતાં ઝાડપાન સ્વજન જેવાં દરેક ખેતરે ઊભાં હતાં. આંબાની હારોની હાર જોઇ અંતર નાચી ઊઠ્યું હતું. થયું કે આવાં ઝાડને પોષનાર ભૂમિ પાકને ન પોષે એવી નૂગુણી હોય તેમ કેમ મનાય ? પણ ચરોતરના જેવો ઉદ્યમી ખેડૂત અહીં નહિ હોય અને ચરોતરને સમૃદ્ધ કરનાર પરદેશનો પૈસો હોય ત્યારે પંદર ને વીસ હજારનાં રૂપિયાને ભોગે પંપનાં પાણી ખેતરોને હરિયાળાં કરી મૂકે ને !

ભજનના સ્વાદને લીધે વધુ પડતું ખવાઇ ગયું હોય, પેટ ફાદું ફાદું થતું હોય અને ઓચિંતી ઊલટી થતાં એક વખત મોં ફાટ્યું તો થઇ જાય, પરંતુ થોડીવાર પછી જેમ પેટ હળવું ફૂલ જેવું લાગે; તેમ દરેક સ્ટેશને અમારી ગાડી, જે અકરાંતિયાની માફક મુસાફરોને પેટમાં નાખનાખ કરતી હતી તેને ડકારા આવતાં ઓચિંતી ઊલટી થઇ ગઇ. ઘડીક ઘોંઘાટ મચી રહ્યો ઊભેલા બેપગાની વેતરણમાં પડ્યા. બેઠેલા મોકળાશ અને બારીની સગવડ મેળવવા ગુંથાયા, અને ઊતરનારા પોતાના લબાચાની ખેંચ-તાણમાં પડ્યા.

ઘડી પછી ગાડીનું પેટ હળવુંફૂલ થઇ ગયું. અને બધા મુસાફરો જે ઊભા હતા તે એક જગ્યાએ સાથે બેસવા સાથી જમા મેળવવા ડબ્બાના એક છેડેથી બીજે

છેડે પહોંચી ગયા, અને બધું થાળે પડી સર્વ વાતમાં ગૂંથાયા ત્યારે મેં મારા પ્રેમી ઈડરિયા યુવકની જગાએ નજર માંડી તો ખલાસ! એ સ્થાને મોંમાં એકેય દાંત ન મળે તેવાં બોખાં, નાકમાં ઠાંસી ઠાંસીને છીકણી ભરતાં અને પૂંઠ નીચે પોટલી દબાવેલી હોવા છતાં, પૂંઠનો ય ભરોસો ન હોય તેમ એક હાથ એ પોટલી ઉપર મૂકી રાખેલાં ઘરડાં ખખ ડોસીમા દીઠાં!

મારો પ્રેમી, આમ મને ચડતા ઝપાટે મૂકીને એકાએક ચાલ્યો ગયો. અને એ તો સારુ થયું કે હું સ્થિતપ્રજ્ઞ હતો તેથી મારા સાથીઓ જોડે એને ભૂલીને વાતે વળ્યો. બાકી રાધાની જેમ ભાન ભૂલી હું વિરહઘેલો બની ગયો હોત તો, બિચારું ઇડરનું પર્યટન ત્યાં જ અટકી જાત. અને શ્રી. કેશવરામ શાસ્ત્રી જેવા સંશોધનશાસ્ત્રી પણ મારા 'મન'નું સંશોધન ન કરી શકત.

પેટ ભરીને ઊભા રહેલા અને મૌન રાખી રહેલા અમે બધા, જે ઘડી પહેલાં એકબીજાના અપરિચિત હતા તે વાતચીતના સ્વમાનધર્મે ભેગા બેસવાની સાથે જ વાર્તાલાપના ભાણુમાંથી ચપચપ મોંમાં કોળિયા મૂકવા લાગ્યા. મારા મનની ગાડીમાં બેસતી વખતની ખિન્નતા તો ઈડરિયો યુવક મળતા ગઇ હતી. ને એ જતાં આ ભાણુના ભેળને એને સાવ ભુલાવી દીધી હતી.

વાતોમાં ને વાતોમાં ગાડી કોઈ નાના સ્ટેશને આવીને ઊભી રહી હતી તેનું અમને ભાગ્યે ભાન હતું. પરંતુ અમારા દસ-અગિયાર જણના ખાસ રોકેલા નાના ખાનાની જોડેની બારીએ ગરબડ થતી જાણી ત્યારે અમે બહાર જોયું. અને મારી ઉમરમાં સ્ટેશન ઉપર નહિ જોયેલું યુદ્ધ જોયું!

એક માથા ફરેલ જુવાનીઓ ઊછળી ઊછળીને બીજા એક ભાઇને મારવા દોડતો હતો-લાગ આવી જતાં મારતો પણ હતો. અને એથી ય ન સંતોષાતો હોય તેમ મોંમાંથી ગાળોનો મારો પણ ચાલુ છોડયે રાખતો હતો. આ કજીયો બનાવને પોષનાર એક ઘરડો બ્રાહ્મણ એના કપાળના ત્રિપુંડને લજાવતો બેજવાબદાર યુવાનને ઉશ્કેરતો હતો. ત્યાં વળી એક ત્રીજો હાથ ઉપાડે તેવો એના પક્ષમાં ભળ્યો.

વચ્ચે એ મારામારીને બંધ રખાવવા જનાર પાંચથી સાત જણે માર ખાધો તે નફામાં. એક યુવકને લમણામાં વાગતા ચશ્માં પડી ગયાં. બીજા ભાઇનો ઢીંચણ છોલાઇ ગયો, તો ત્રીજાને બરડામાં વાગ્યું.

નાના સ્ટેશનનું એ પ્લેટફોર્મ દસ મિનિટ યુદ્ધક્ષેત્રનો એક સળગતો મોરચો થઈ પડયો. છતાં ન તો સ્ટેશનમાસ્તર દેખાયા કે ન તો ગાર્ડસાહેબ ડોકાયા! એ પાંચ સાત જણે એ મારામારીને બંધ પાડવા જે મારખાઇને પ્રયત્ન કર્યો તે માનવતાભર્યો તો હતો જ. તેમાં ય એક મુસલમાન વૃદ્ધ ડોસાએ, છેવટ સુધી બે પક્ષ વચ્ચે પોતાની ફરફરતી ધોળી દાઢી લઇને જે પ્રેમભર્યો પ્રયત્ન કર્યો હતો તે અત્યારે ય મારી આંખ સામે તરે છે.

એ બનાવનું કારણ નજીવું હતું. એ મારામારી કરનાર ભાઇએ ગાડીમાં બેસવા બારણું ઉઘાડવા માંડયું ત્યારે અંદરના ભાઇએ કહ્યું કે જગા નથી, બીજે જુઓ ને પેલા બહારવાળા ભાઇએ સલાહ ન ગણકારી. અંદર આવ્યા હોત તો કંઈ વાંધો ન હતો. અને એવી સલાહ આજે આપનારા ડબેડબે હોય છે છતાં કોઈ એને ગણકારતું નથી એ પણ સાચું છે. છતાં એવું કોઈ પગલું ન લેતાં પેલા ભાઇએ જેટલી ઊંચકાય તેટલી મોટી ગાળ ઝટ દઈને અંદરવાળા ભાઈના લમણામાં ઝીકી!

પેલા ભાઈ તરત એ સમાણા નીચે ઊતર્યા ને પ્લેટફોર્મ લડાઈનું મેદાન થઈ ગયું. અને એટલા ટોચે પહોંચ્યું કે વચ્ચે એ બંધ રખાવવા જનાર એક ભાઈ નાહક માર ખાવાથી એટલા બધા ગુસ્સે થઈ ગયા કે ફરિયાદ કરવાની હદે પહોંચ્યા. ગાડીમાં બેસવા આવનાર ભાઇને છેવટ પોતાનો લખાયો લઇને પીછેહઠ કરીને ઘર ભેગા થવું પડયું. અને એ પ્રમાણેની પીછેહઠ એમણે ન કરી હોત તો એમને માટે તે કાળચોઘડિયું હતું. આખી ગાડીનો તિરસ્કાર એમણે વહોર્યો હતો એટલે વતનનું સ્ટેશન ગાડીએ વટાવતાં એમનું આવી બનત!

આટલું બધું મહાભારત મચી ગયું. પરંતુ અમારા ડબામાંથી કોઇએ નીચે ઊતરી એ યુદ્ધક્ષેત્રમાં પગ મૂકવાની મૂરખાઇ કરી ન હતી. ધર્માધર્મ જાણતા શાસ્ત્રી હતા, બસો પાંચસો દંડ-બેઠક કરનાર અને હરીફાઈમાં ઢાલ-લાકડીને મોરચે ઊભનાર એક અખાડિયન હતા, અમારા એ ટૂંકા પ્રવાસમાં એમના પહેલવાન શરીરના પ્રતાપે 'સોલ્જર'નો ખિતાબ મેળવનાર એક ભાવિ વકીલ હતા,

પશ્ચિમના પ્રખર અભ્યાસી અને એ સંસ્કૃતિને પચાવનાર પણ એક ભાઈ હતા, બીજા ય શુભાશુભ સમજે તેવા સુજ્ઞ મહાશયો હતા, અને અત્યારે આ બધું દોઢ-ડા'પણ કરનાર હું ય અંદર મૂઓ' તો; છતાં અમારામાંથી કોઈના પેટનું પાણી ના હાલ્યું. અને કોઈના પેટમાં કદાચ હાલ્યું હશે તો ય બહાર તો નહોતું જ ઊભરાઈ આવ્યું! અને બીજા ખાનામાં બેઠેલા અમારા બાકીના સભ્યોએ તો 'રામનું રામાયણ' થઈ ગયું તે જ ન જાણ્યું!

ગાડી એ માધવપુરના સ્ટેશનેથી ઊપડી ત્યારે અમે એ પ્રસંગ ઉપર, એ બેજવાબદાર યુવક અને ઘરડા ઘુવડ જેવા બ્રાહ્મણના માનસ ઉપર, ગામડાના અજ્ઞાન લોક ઉપર ચર્ચા કરવા લાગ્યા : ગાડી સાસરે ન જાય ને ડાહીને શિખામણ દે તેવી.

મેં ઊભા થઈને જોડેના ખાનામાં ડોકિયું કર્યું ત્યારે એક ભાઈ, જે ભાઈને હીંચણે છોલાયું હતું એ જગાએ દવા ચોપડતો હતો. પેલો ભાઈ બધાને સંભળાવતો હતો—'એ મને એનું મોઢું નહિ કહેતું હોય કે આમ મારી જાય. પરંતુ મને પંદર દા'ડાથી તાવ આવે છે, પાંચ ગાઉ ચાલીને આવ્યો'તો એટલે થાકી પણ ગયો'તો બાકી...'

દવા ચોપડનાર ભાઈએ સલાહ આપી!—'પણ તમે એના શરીરે વચ્ચે મુકાવા શું કામ ગયા? જાણીએ ને કે આપણું શરીર...'

એ ભાઈને વચ્ચે બોલતા રોકી દવા ચોપડાઈ રહી હોઈ પગ ખેંચી લેતાં તે ભાઈ બોલ્યા 'અમારો જીવ જ એવો છે કે ખોટું મારાથી સહન થાય જ નહિ. આ તો શું પણ ભારણામાં પડયો હોઉં તો ય ખેડું થઈ જાય!'

બીજાએ કહ્યું: 'દાંતમાંથી લોહી બોહી તો નથી નીકળતું ને?'

વળી દાંતને શું થયું હતું, એ જાણવા હું-એ આજુ બાજુ ખસ્યો. મોઢામાં વાગવાથી એ ભાઈનો એક હાલતો દાંત પણ પડી ગયો હતો.

છતાં એના મોઢામાંથી માનવતાની કે મૈત્રીની કે એવી કોઈ બીજી દિલસૂરીની વાત નીકળતી ન હતી, એના જીવનમાં જ એ વસ્તુ વણાઈ ગઈ હતી. ત્યારે બીજી બાજુ એ, દિલસૂરી અમારી જીભમાં જ આવીને વસી હતી!

એ બનાવમાંથી ઊંચા આવીને મેં બહાર નજર નાખી ત્યારે સાપ કાંચળી ઉતારે તેમ ભૂમિના દેહ ઉપરની લીલા બદલાઈ ગઈ હતી. ખેતરમાંની લીલોતરી તો અમદાવાદથી જ નહોતી. પરંતુ સ્વજન જેવાં ઝાડ જે અત્યાર સુધી 'આવજો, આવજો' એમ આવકાર આપતાં દેખાતાં હતાં તે અલોપ થયાં હતાં. છડરની રાજધાની હિંમતનગર આવવાની ઘડીઓ ગણાતી હતી. પંચરિયો પ્રદેશ આવતા પહેલાં કંગાળ પ્રદેશ અને એને સાંધનો વેરાનનો એ પટ્ટો હતો. ઘઉં ઊગેલાં કોઈ કોઈ ખેતર દેખાતાં હતાં ત્યાં, ઉમંગ થવાને બદલે શોક થતો હતો. જાણે કોઈ ઘરડો ડોસો લાંબી દાઢી જઈ માત્ર ચોકઠો પડી જઈ મરણ પથારીએ ઊઠવા આમ ન લઈ રહ્યો હોય તેવો ભાસ મને એ ખેતર જોતાં આવતો! અને મનમાં કંપારી આવતી હતી કે હજુ પંચરિયા એ જમીનનાં ખેતરની તો કેટલી બૂરી સ્થિતિ હશે!

હિંમતનગર આવ્યું. ગાડીને નાનું નાનું ય પ્લેટફોર્મ ન હતું. કંપાઉન્ડની વાડ લોઢાના પાટાની કે લાકડાની સફાઈદાર પટ્ટીઓની ન હતી. પરંતુ રેલના પાટા નીચેના ખરાબને રદ બાતલ થયેલા 'સલેપાટ'ની હતી. મને થયું કે રાજધાનીના સ્ટેશનનો આ વૈભવ!

ગાડી ઊભી રહી. નીચે ઊતરી મેં રાજધાનીના રસ્તા ઉપર નજર દોડાવી પણ એથી કંઈ ઠાલે. ખ્યાલ ન આવ્યો, ગાડી થોડો વખત અહીં થોભવાની હતી એટલે બહારથી, થોડે દૂર લીધા હતી ત્યાંથી જમવા માટે 'ઓર્ડર' આપ્યો. સાડા બાર થવા આવ્યા હતા એટલે જે હોય તે ખાવા બધા અધીરા બન્યા હતા. થાકીને નાસ્તા માટે આણેલું ભાથું ચાલુ પણ કર્યું હતું. ઉતાવળે એ મા'રાજ અને નાનો છોકરો ટોપલીમાં દાળ-ભાત ને રોટલી લઈને આવ્યો, પણ ખાવું શી રીતે તે મોટો કોયડો થઈ પડ્યો. અંદર બેસવાની જ જગ્યા હતી ત્યાં થાળીઓ ક્યાં મૂકવી, જમનારા કરતાં થાળીઓ અર્ધી હતી નીચે બેસીને જમીએ તો ગાડી ઊપડવાની વાર નહોતી તેનું શું?

ઉતાવળે દીવાલ ઉપર થાળી રાખી, એક ય બીજા બબ્બે જણ ગુમસુમ થી હવે બેઠું જમવા લાગી ગયા! તે તેમાં ય બારણા ના પગથિયે એક પગ ને બીજો ઉપર એમ ટેકો લઈ થાળીમાંથી રોટલી માંડ હાથ લેઈ બટકું ભરતા જાય, બહાર ઊભેલ કોઈ જાતા આવેલા સ્નેહી સાથે

વાત કરતા જાય અને બધાંને બરાબર જમજો કંઈ ઉતાવળ નથી એમ કહેતા જાય, એ પોઝ મારી સ્મૃતિમાં હું માનું છું કે વર્ષો સુધી ઝાંખો પડ્યા વિના જડાઈ રહેશે જ.

છેવટ દોઢ વાગ્યે ઇડરિયો ગઢ દેખાયો. ગાડી એની ઉપર ચડી જવાની હોય તેમ એ દિશામાં ધસ્યે જતી હતી. જેમ જેમ ગાડી નજીક જતી ગઈ તેમ તેમ એના લાલ પથ્થરો મોટા ને મોટા થતા જવા લાગ્યા. જાણે હાથીઓનું સૈન્ય ગઢને વીંટીને ન પડ્યું હોય !

અણમાનીની રાણીને મહેલે દાસદાસીઓ પણ જેમ છણકા કરીને કામ કરે તેમ, ઇડર શહેર રાજધાની હિંમતનગર થતાં અણમાનીતી રાણી જેવું બની ગયું હોવાથી ગાડી ત્યાં વધારે વખત ન ઊભી રહેતાં, છૂક છૂક કરતી છણકો કરીને તરત ચાલી. આવતી કાલે એ શહેરમાં અમારી પધરામણી થવાની જ હતી એટલે બહુ ઉત્સુકતા ભરી આંખે એની તરફ ન જોઈ રહેતાં, ગાડીની નજીક નજીક આવેલા એ ઇડરિયા ગઢ તરફ ગામડાનું બાળક શહેરમાં આવતાં કુતૂહલભરી આંખે જોઈ રહે તેમ હું જોઈ રહ્યો.

અને ગાડી જેમ જેમ રસ્તો કાપતી જતી હતી તેમ તેમ ઇડરનો એ પથ્થરિયો પ્રદેશ પૂર અંધારમાં ખીસતો જતો હતો. છેવટ પોણાત્રણ વાગે ખેડબ્રહ્માના છેલ્લે સ્ટેશને ગાડી આવીને થોભી. અમે નીચે ઊતર્યા ત્યાં અમારી સેનામાં મજૂર-સ્ત્રીઓનું ટોળું આવીને વિંટાઈ વળ્યું. સાચે જ એમાં એક પણ પુરુષ નહોતો. જાણે એ મજૂરી સ્ત્રીઓ માટે અનામત ન રાખી હોય. એ સ્ત્રીઓએ ભરવાડણો જેવો પોષાક પહેર્યો હતો. નદી કિનારે હોવા છતાં કપડાંમાં મેલ સારા પ્રમાણમાં હતો. પરંતુ હું કંઈ શહેરી છોકરો નથી કે એમનાં કપડાં ગંદા જોઈ-કહી દઉં કે એમને ચોખ્ખાઈનું ભાન નથી કે એમને મેલાઘેલાં રહેવું ગમે છે. બે માઈલ જેટલા લાંબા અને તાપભર્યા રસ્તામાં બિસ્તરો ઊંચકતાં એ મજૂરણોને બે આના માંડ મળે છે અને તેમાં ય મંદિરના માનતે આવેલા જાત્રાળુઓ પાસેથી એ લોકો મજૂરી વધારે ન પડાવી લે માટે દોઢ આનાનો દર બાંધી રાખ્યો છે ત્યારે સાચે જ મને થયું કે એમાંથી એ ખાય શું, પહેરે શું, એ દે શું, કે એમની પાસે બીજી કપડાંની જોડ હોય શું કે એ પહેરીને મેલાં કપડાં ઝટ ઝટ ધોઈ નાખે !

ખેડબ્રહ્મા ગામને છેલ્લે છેડે અંબેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે. ત્યાં રહેવા માટે ધર્મશાળા તથા મંદિરને ફરતી ઓરડીઓ છે. ખુલ્લી જગા, સ્વતંત્ર વહેતો પવન ને શુદ્ધ આકાશ, ઊતરનારને આનંદ આપે તેવાં છે. નદી ત્યાંથી દૂર છે. તેને બદલે પાસીને જો નજીક આવી હોત તો સોનામાં સુગંધ મળ્યા જેવું એ સ્થાન બનત. એક ઓરડીમાં અમે બધાંએ મુકામ કર્યો. દર્શનની કે એવી બીજી ચિંતામાં ન પડતાં શું જમવાનું બનાવરાવીશું તેની ચર્ચામાં અમે પડ્યા. લાડુ બનાવવાની દરખાસ્ત પસાર થઈ. પરંતુ રોજ રોજ દર્શન કરવા આવનાર ભક્તાણીએ ને મવાલીઓ આમ જો ત્યાં લાડુ ઉડાવ્યા જ કરે તો ઘીનો દુકાળ જ પડે, ને એ ગરીબ પ્રજાને થોડા વધારે પૈસા મળે પણ એમાં છોકરાંને ઘીનાં દર્શન દુર્લભ બની જાય. એટલે રાજ્યે ઘીનું પણ રેશન નક્કી કર્યું છે કે એક શેર લોટે અડી રૂપિયાભાર ઘી મળે ને તેથી લાડુને બદલે ભાખરી અમારા કરમે ચોંટી !

ગામની નજીક બ્રહ્માનું મંદિર અને તેની સામે વાવ છે. ઐતિહાસિક દૃષ્ટિએ બ્રહ્માજીનું મંદિર મહત્ત્વનું ગણાય છે. ઇડર રાજ્યનાં ઐતિહાસિક સ્થળોની માહિતી આપતું પુસ્તક જે પ્રવાસમાં ભોમિયા તરીકે સાથે લીધું હતું તેમાં ખુદ બ્રહ્માએ એને બંધાવ્યાનો ઉલ્લેખ હતો. શિલ્પની બાબતમાં તો હું, કાળા અક્ષરને ભામણું કૂટી મારે તેવો જ છું, પણ શ્રી. કે. કા. શાસ્ત્રીનો મત છે કે મંદિરનું શિલ્પ હજારેક વર્ષનું પ્રાચીન છે. પાસેની વાવ પુરાણી પદ્ધતિની છે, પરંતુ કૂવા નીચેના પગથિયાંવાળા કુંડની બરાબર ઉપર નાના શિખરોવાળી દેરીઓ ગુજરાતની વાવોમાં જોવામાં આવતી નથી એટલી એની વિશેષતા ગણાય.

ત્યાંથા અમે ત્રિવેણીને સામે કાંઠેના લક્ષ્મીમંદિર અને ભૃગુમઠ જવા ચાલવા લાગ્યા ને ત્યારે ગામના પ્રવેશદ્વાર આગળ ગહાદેવનો વરઘોડો સામો મળ્યો. ચિત્તરાની ટોપ પાલખીમાં શંકરના મસ્તકને પધરાવીને બ્રાહ્મણોએ વરઘોડો કાઢ્યો હતો. પરંતુ એવા જમાના સ્થળે પણ શંકરનું આધિપત્ય નષ્ટ થઈ રહ્યું હતું, તે મંદિરોના આપસના જતા પ્રમાણનું પ્રતીક હતું. ચારેકારમાં

કુલ સાત આખાં માણસો હતાં. અને એનું રક્ષણ કરવા ત્રણ પોલીસ હતી. અને શંકરને ખાધે ઉપાડનાર એક ભક્ત મોમાંથી બીડીના ધુમાડા કાઢતો જતો હતો !

ત્રિવેણીને સામે કાંઠે ઊંચા ટેકરા ઉપર આવેલા લક્ષ્મીમંદિરનાં અમે દર્શન કર્યાં ત્યારે સૂર્યે તે દિવસની મુસાફરી પૂરી કરી પશ્ચિમના એના બંગલાના કંપાઉન્ડમાં પગ મૂક્યો હતો. બાપુજી આવ્યા, બાપુજી આવ્યા, કરતાં એનાં બાળકો એને લેવા સામે દોડશે માની હું એ બાજુ જોઈ રહી. પરંતુ મીલના કામદારો અને મુંબઈના શેઠ–ગુમાસ્તાઓની જેમ આખો દિવસ બહાર ભટકયા કરતા એ સૂર્ય ઉપર બિચારાં બાળકોની શી રીતે પ્રીતિ બંધાય કે એને લેવા સામે દોડે !

રાત્રે ઘેર જતાં, અને દિવસ ઊગતાં બહાર ભ્રમણ કરવા નીકળી જતા સૂર્યને એનાં બાળકો કદાચ ઓળખતાં પણ નહિ હોય !

પરંતુ અમે એનાં મોટાં બાળકો, એનાથી જુદાં રહેતાં હોવા છતાં, એને ઠેઠ ઘરમાં પેસતા સુધી નીરખવા અધીરાં હતાં. એટલે એ મંદિરની પાસે આવેલી ઊંચી ટેકરી ઉપર જ એ ઘરમાં પગ મૂકી દે તે પહેલાં એને જોવા અમે ચડી ગયાં.

ત્રિવેણીનું પાણી પથ્થરોમાં અથડાતું કુટાતું મંદમંદ વહેતું હતું. પવન શાન્ત પડી ગયો હતો. આકાશ માંજેલી ગોળી જેવું ચોખ્ખું હતું, ફક્ત કોઈ કોઈ જગાએ સૂર્યના પગલાના પડેલા ડાઘ ભુંસાયા ન હતા. સૂર્ય એના મહેલના ઉંબરે પગથિયે ચડી જઈ, પ્રિયા કેમ સામી આવકાર આપવા નહોતી દેખાતી તેની વિમાસણમાં પડી અંદર જવા અધીરો બન્યો હતો.

અને જ્યારે એ બારણામાં દાખલ થઈ અમારાથી અદૃશ્ય થવા લાગ્યો ત્યારે અમે ન જોઈ શકીએ તેમ અંદર દૂર ઊભેલી પ્રૌઢ મુગ્ધા એની અધીરી બનેલી આંખોને ઠપકો આપતી હતી કે, 'જોતા નથી, બહાર આપણાં બાળકો તમારી સામે તાકી રહ્યાં છે ને હું તમને લેવા સામી દોડું, એ આ ઉંમરે સારું કહેવાય !'

એ વખતે બીજુભાઈએ "ધીરુભાઈનું સૂચન હોવા છતાં ફોટો ન પાડી લીધો એ સાચે ડહાપણનું કામ કર્યું હતું, એમ મને તે ઘડીએ તો નહિ પણ અત્યારે સમજાય છે. બાકી એવું પતિપત્નીના મિલનનું દૃશ્ય, એનાં જ બાળક ઝડપી લે એ કેટલી નફ્ફટતા !

---

! માનવી વસે છે. એક છે વૈજ્ઞાનિકની આંખે દરેક વસ્તુને જોનારા જ બાહ્ય આવરણને ભેદવાને મથતા આ... ... સામેના ક્ષેત્રને નિહાળે છે અને પોતાના નિરીક્ષણ, પ્રયોગ અને તાર્કિક બુદ્ધિથી કુદરતના જ્ઞાનની સીમાને સર કરવા મથે છે.

અને બીજો છે લાગણીપ્રધાન માનવી. તેના હૃદયમાં શ્રદ્ધાને સ્થાન છે તે પોતાનાં મૃત બાળકો પર આંસુ સારે છે ને તેમને એ કોઈ દિવસ મળી શકશે કે નહિ તે એ સાબીત કરી શકતો નથી પણ હૃદયમાં એ મિલનની શક્યતા માને છે. અને એ આશાના તાર વડે જીવન વ્યતીત કરે છે એ બીજો માનવી અનુભવે છે કે માનવીના હૃદયતલમાં રહેલું બળ કદી અફળ ન પણ જાય.

આ બન્નેના દર્શન ને સમન્વયથી જીવનના ગહરા પ્રદેશમાં આપણે સફર કરી શકીએ ને સત્ય પામી શકીએ.

—કુસુમ પાઠક

# બ્રહ્મદેશનો પત્ર

શ્રી. ચૌસે તા. — ૪૬

બરમામાં પ્રથમ તમારો પત્ર આવતાંવેંત વાંચ્યો જેથી ઘણો આનંદ થયો છે. હાથ નીચે ભાઈઓ તો ૧૨–૧૪ રહેશે. જવાબદારી તો હોય જ. પણ તેથી બહુ ફિકર નહિ. પ્રામાણિકપણે કામ કરવાનું હોઈ બીજી ચિંતા નથી...સ્ટીમરમાં સાત દિવસ ગાળ્યા. અહીં દેશમાં ગપગોળા ઊડયા હતા તેવું કશું નથી. દેશી ભાઈઓમાં બહુ પ્રેમભાવ છે, ખાવાપીવાનું દેશના જેવું જ છે. વીજળી સિવાય બધી પૂર્વવત્ સગવડ છે. તબિયત સારી છે. અહીં આવ્યા બાદ છ પૌંડ વજન વધ્યું છે,...અગાઉનું બરમા થતાં હજુ વરસો જોઈશે. હવે કોઈ જાતનો કોઈ સ્થળે ડર નથી. તો તમે ફિકર કરશો નહિ

રા.—ને આંહીં ઓફિસર તરીકે આવવા દિલ છે. પણ મેં સલાહ આપી નથી. મહેનત કરીએ તો નિભાય પણ વેપારના પ્રોસ્પેક્ટ હવે નથી. એક જાગ્રત પ્રજામાં બીજી પ્રજા રાજ્ય નહિ કરી શકે, અને સ્વાર્થમય વેપાર નહિ કરી શકે તે નક્કી છે...

શાકપાન અહીં મળે છે. જમીનનો કસ તો જેવો ને તેવો જ છે, કારણ કે ઈશ્વરે સૃષ્ટિમાં સ્નેહ ભરી ભરી સૌંદર્ય અને કસ સર્જ્યાં છે. માનવીઓએ એવાં સૌંદર્યને શોધી શોધી તેને પીંખી નાખ્યાં. માનવજાતિએ તેમાં પરાક્રમ માન્યું. વિજ્ઞાનથી સૃષ્ટિનો ઉદ્ધાર જ હોય પણ જ્યાં વિજ્ઞાન સૃષ્ટિનો સંહાર સર્જે તેમાં વિજ્ઞાનની નિષ્ફળતા છે. તેના ઉપાસકોની અધોગતિ જ છે. કુદરત તો સૃષ્ટિના સૌંદર્યને રક્ષે જ છે. તે સૌંદર્ય માનવજાતિની નિર્દયતાને ક્ષમા આપી તેની અજ્ઞાનના ઉપર હસી, હમેશાં સૃષ્ટિ ઉપર અમી-કસ રેડયા જ કરે છે. તે ખજાનો અખૂટ છે અને માનવીના મદનો તેથી સંહાર સરજાય છે. નદેરો–નદીઓ અવિરત ગતિએ વહ્યાં જ જાય છે. વરસમાં બે પાક ઊતરે છે. ખેતરો હરિયાળાં લીલાંછમ કાયમ રહે છે. માનવીએ રચેલી કૃત્રિમ ઇમારતોને ઊની કરતાં વરસો જોઈશે. પણ પ્રભુ પોતાના શાશ્વત સૌંદર્યને સૃષ્ટિ ઉપર કદી ઓછું થવા દેતો જ નથી.

હું ગામમાં નદેરને કાંઠે મકાન છે તેમાં મેડી ઉપર એક રૂમમાં રહું છું. મકાન પાકું પાટીઆની છતવાળું છે રસોડું બાથરૂમ જુદાં છે કશી અગવડ પડતી નથી. પાયખાનાં તો સ્વીપર (ભંગી) ને અભાવે કેટલેકાણે ઘરની પાછળ ઊંડા ખાડા ખોદી ઉપરમાં બેઠકોવાળાં સૌએ બનાવેલ છે. તેમાં મળ વિગેરે જમા થયા જ કરે. ન તો તેના ઉપર કોઈ ધૂળ વાળે કે ન તો ક્યારેય સાફ થાય. આ રીતમાં જલદી ફેરફાર બરમામાં નહિ થાય તો આરોગ્યને નુકસાન કરશે. જો હિંદથી સ્વીપરો (ભંગીઓ) આવે તો જ અગાઉ મુજબ પાયખાના સાફ થાય. મારા રહેવાના મકાનથી તેનું બનાવેલું પાયખાનું દૂર છે એટલે ખાસ હરકત નથી. મકાનને કંપાઉંડ નથી એટલે શાકપાન કે ફૂલઝાડને અવકાશ નથી....

(ઘરનું કામ કરનારા) માણસો અહીં મળતા જ નથી. હવે હિંદથી માણસો આવવા શરૂ થયા છે. ...ગામવાળા—નું કામ આફ્રિકામાં જેમ આપણું હતું તેમ તેનું અહીં હતું. તેના ત્રણ માણસો ગઈકાલે દેશમાંથી આવ્યા છે તેના મકાનોમાંથી બધું નાશ પામ્યું છે. અહીં આવ્યા પછી ૨૪ કલાકમાં તેમને દેશ જવાના વિચારો થઈ આવ્યા છે......

બાકી તો ઈશ્વરની દયા છે કે જ્યાં જઈએ ત્યાં મિત્રમંડળ મળી જ જાય છે આરાકાનીઝ કરતાં બરમી પ્રજા વધારે ભાવનાશાળી દેખાણી છે. દેશની પેઠે અહીં વ્યવહારિક કોયડાના ઉકેલની ચિંતા નથી. વેપારમાં નફા-નુકસાનની ચિંતા નથી. કોઈ પ્રકારનો મન ઉપર બોજો રહેતો નથી. ફક્ત એકલવાયા જેવું જીવન ઘણી વખત મૂંઝવે તે સિવાય તબિયતને અસર કરે એવું અહીં માનસિક અશાંતિવાળું વાતાવરણ નથી. આ પ્રાંતમાં શાંતિ છે. હાલ ચીન-બરમા સરહદ ઉપર અશાંતિ છે. મિલિટરી સરહદના રક્ષણ માટે જાય છે. આ પ્રાંત સરહદથી ઘણો દૂર છે બરમામાં હજી આવતાં આવતાં બે વરસ તો લાગશે જ.

....હજુ કુટુંબ સાથે રહેવા જેવી સ્થિતિ નથી. (અકયાબ) ગામમાં મકાન બનાવવાનો કે પ્રવેશ કરવાનો હુકમ નથી. શહેર નજીકથી બંદર નો ... થઈ રહ્યો છે હજુ તો છ માઈલ દૂર વાંસનાં ઝૂંપડાં બનાવી બધી વસ્તી રહે છે, ખેરકમાં મરકીમાં પાંચ દીમાં તનાને ચા સાથે હતું છું અને રે ...–

ભાત-રોટલી-શાક-છાશ લઉં છું. સાંજે પરોઠા-પુડલા કે પુરી દૂધ લઉં છું. અહીં બધું પચે છે. મને સરકારી રેશન મળે છે. બે રકમના રેશન હોય છે. B. T. અને I. T. એટલે કે બ્રિટિશ ટ્રુપ રેશન તથા ઇન્ડિયન ટ્રુપ રેશન. મને B. T. મળે છે, એટલે પાંઉ, દૂધના ડબા, જેમ, જેલી, વટાણા, સૂકોમેવો, ઘી, તાજાં શાકભાજી, ફ્રુટના ડબા, સિગારેટ, દારૂ, કોકો, કોફી, ચા વગેરે હોય છે. તેમાં દારૂ લેતો નથી. સિગરેટ (નોકર માટે) લઉં છું. ક્યારેક ભૂલમાં કોર્નબીફ, સોએઝેજ મીટના ડબા—(નોકર) લઈ આવે મને બતાવે એટલે પાછા મોકલાવું.—(નોકર)ને I. T. રેશન મળે છે. તેમાં ચોખા, દાળ ખાંડ, શાકપાન, તરબુચ, કેળાં હોય છે. આમ ચીજવસ્તુ તો જોઈએ તે કરતા વધારે મળે છે.

...આજથી નોખા મકાનમા રહેવાનું શરૂ કર્યું છે. ગામની વચમાં થઈને ત્રણ નહેરો પાણીથી ભરેલી ચાલી જાય છે તેની એક નહેરને કાંઠે મકાન છે. તે એક વેપારીનું છે. તે માગ્યા ઘરમાં રહે છે. તેનુ ઘર આપણા અંગધાની પેઠે રેકવીઝીશન કર્યું છે મેં મારા માટે થઈને કોઈ ઘર માટે રેકવીઝીશનની માગણી કરી નથી લડાઈએ બરમાના હાલ હવાલ કરી નાખ્યા છે. પાંચ—દસ વરસે પણ અસત્ર સ્થિતિ તથા વાતાવરણમાં પલટાશે નહિ અહીં જાપાન સાથે ઉગ્રી લડાઈ લડાણી છે પહાડી જંગલો તથા નદીનાળાંવાળો પ્રદેશ છે. એક તરફ સીતાંગ નદી, વચમા માંડલે રેલ્વે રસ્તો, મોટર રસ્તો અને બીજી તરફ ઈરાવદી નદી સામે પહાડોની હારમાળા છે. પાલીતાણાના ડુંગરની જેમ ડુંગરા ઉપર બુદ્ધ ભગવાનના દેરાસરો છેટેથી જોઉં છુ.

આ ગામનુ નામ ચૌ=પથ્થર+સે=નહેર. પથ્થરોમાંથી ખોદી કાઢેલી નહેરોવાળુ શહેર. વસ્તી આઠ હજારની છે. આખુ ગામ બે મજ્મારનો ભોગ બનેલુ છે. હિંદુસ્તાનને પ્રભુએ ઉગાર્યું છે. જો લડાઈ આવી હોત તો કેવું છિન્ન બનત તેનો દાખલો નજરે જોઉં છું. આ લડાઈની ભયંકરતાએ ગમે એવી હિંમતવાળી સરકારને પણ ભાંગી નાખી છે પાડવાની હસ્ત જેવી જૂત કરી હિમાળા ગાળવા ચાલ્યા ગયા, તેવી આ લડાઈના પરિણામોએ નજરે જોનારનાં કલેજાં હચમચાવી મૂક્યાં છે. ગમે તેવા વિચારશીલ અને અનુભવી ઓફિસરને પણ કયા રસ્તે કામ લેવુ તેનો પાકો નિરધાર કરતાં રોજ બે વાર હુકમો ફેરવવા પડે છે. તેમાં વિદેશી સરકાર માટે તો લોકોના ઘણા અત્યારે દેખાય છે. હિંદુસ્તાને તે હોનારતો નથી જોઈ. એટલે તે દેશમાં બેસીને બડાઈ હાંકનારનું, વર્ણનો વાંચવાથી નહિ પણ નજરે જોઈ લેવાથી ખરું અરમાન બેસી જશે. અને નાસ્તિકને પણ ઈશ્વર, હિંદ ઉપર હુમલો ન થયો તે માટે, પ્રભુનો અંતઃકરણથી પ્રાર્થના સાથે ઉપકાર માનવાનું સહજ બની જાય છે

રોજની ઉપયોગી ચીજોના ભાવ આ પ્રમાણે છે—

શાકભાજી—રતલના રૂ. ૧।। થી ૨

પાન—એક રૂપિયાના ૨૦

લોઢાના ખીલા—રતલના રૂ. ૮

મજૂરી સુતાર—રોજના રૂ. ૫ થી ૬

સામાન્ય મજૂર—રૂ. ૨।।-૩

ઘઉ—રતલનો ૧ રૂપિયો.

આટો—૩।। રતલના રૂ. ૫

મગફળીનું તેલ—ડબ્બાના રૂ. ૧૩૫

પંદર દિવસ પછી એ જ ડબ્બાના ભાવ રૂ ૪૫ થઈ ગયા.

માઈકલ—રૂ. ૭૦૦-૮૦૦ અત્યારે ૩૦૦-૩૫૦ થયા છે.

ઢંગધડા વગર ભાવ ઓછાવત્તા થાય છે.

અહીં એકલવાયા જેવુ ખૂબ લાગે છે બહુ દૂર આવ્યો હોઉં તેવુ ખૂબ લાગે છે. લીંબડીથી અંગ્રેજી ભણવા જુનાગઢ આવેલો અને બહાદુરખાનજી હાઈસ્કુલમાં પહેલા દિવસે જેવો અનુભવ થયો હતો એવો અનુભવ થાય છે પાંચ-પંદર દિવસે બધું ગોઠવાઈ જશે.

ચૌસેમાં બરમાના રાજાએ બધાવેલી નહેરો છે આખા બરમામાં બે જગ્યાએ અત્યારે વીજળી છે. મેમ્યો અને ચૌસે. રંગુન છોડયા પછી લગભગ આખી લાઈનના સ્ટેશનો તથા ગામો નરી ભૂતાવળ જેવા બની ગયા છે. ડબા, એંજિનો, પુલો, સ્ટેશનો, દરેકના ગૂંચળાં જલેબીના ગૂંચળાં જેવા આડા અવળા પડયાં છે.

અહીં પત્રવ્યવહારનું કામ સૌથી વધારે. સરકાર કાગળો ઉપરના કામને વધારે માને છે અહીં સ્ટાફ ઠીક છે એટલે મારી અંગ્રેજીની અપૂર્ણતા દેખાશે નહિ બે ઘડી વિચાર તો જરૂર થાય છે, અને ક્યારેક મૂંઝવણ

પણ થઈ આવે છે. ખરું પૂછો તો કામ તો આપણા... સાઈ માફકનું હતું. નવા નવા પોષાક પહેરવા, અંગ્રેજી પ્રભ્યતા મુજબ વાતો કરવી, અંગ્રેજી સભ્યતા મુજબ ખાવું પીવું, ફરવું હરવું. મને તો ઘણીવાર મૂંઝવણ આવે. જો કે મારો માર્ગ તો કરી જ લઉં. પણ ૪૭મે વરસે મારે આ સ્વાંગ સજવો પડશે તે કોણ જાણતું હતું? સૂટ પહેરીને મનમાં મનમાં હસું છું. જરાય ફાવતું નથી. હજામત હાથે જ ચાલુ રાખી છે. વાળ કાપવાના રૂા. ૧. મોંઘારત તો ઈન્સાનિયતને ભુલાવી દે તેવી છે.

....કામ વિનાનું જીવન નિસ્તેજ બને છે. મહેનત એ મનુષ્યનો શિક્ષક છે. ઉદ્યોગ એ જ સદ્‌ભાગ્યની માતા છે. અહીં આવતાં હિસાબની પદ્ધતિ પત્રવ્યવહારની પદ્ધતિ તથા બીજું ઘણું જાણવાનું મળ્યું છે અને મળશે. એટલે મનુષ્યે જિંદગી ભર નવું શીખવા તૈયાર રહેવું જોઈએ......

....પૂ. માતુશ્રી (દાદીમા) ના ઉકલા ખબર તમારા પત્રમાં હતા. ઉકલા એક હપ્તાથી માનસિક અશાંતિ રહે છે. ઊંઘ ઓછી આવે છે. તેનું કારણ ભૂતકાળ, પૂ માતુશ્રીનો એક એક પ્રસંગ પકડીને સામો આવી ઊભો રહે છે. કાળ કાળનું કરે છે. આજે પૂ માતુશ્રીનો તેરમો દિવસ હોઈ અહીંના ફુંગી (બૌદ્ધ ધર્મગુરૂ) વીસ જણને નિરામિષ આહાર જમાડયા છે. મારી બાજુમાં એક બરમી રહે છે. તે બહુ આસ્થાવાળો અને ભલો છે. તેણે ખવરાવવાનો ભાર માથે લીધો. અહીં તો આમંત્રણ આપવા માટે ઘરની જેવી સગવડ નહિ. તેટલાં વાસણો પણ કોઈ પાસે હોય નહિ આ બરમા પાસે તૂટ્યું ફૂટ્યું ઘર ફરી મરામત કરાવેલ તથા હામ વાસણની સગવગ છે. આજ સવારે દસ વાગે તેની મેડીએ તમામ સાધુને મારા હાથે પીરસ્યું હતું. તેનો મુખ્ય ગુરૂ વિદ્વાન છે. હિંદ ફરી આવેલ છે. પૂ માતુશ્રીની આત્મશાંતિ માટે આશીર્વાદ આપ્યા છે. તેથી આજે મન સ્વસ્થ છે. શાકપાન વિગેરે લગભગ આઠ વાનાં જુદી જુદી રીતે તૈયાર કરેલ. મિઠાઈ, ઘીવાળા ભાત, દાળ, કેળાં તળેલાં, કોફી, વિગેરે બધું બહુ સરસ તૈયાર કરેલ. તેના પત્નીએ ઉપર રહી રસોઈ તૈયાર કરાવેલ હતી. બરમામાં આવી વેજીટેબલ રસોઈ તૈયાર કરાવી શકાય છે તે તો મેં આજે જ જોયું. આ તરફ બરમા તથા બરમી સ્ત્રીમાં સૌજન્ય છે, પુરુષો કરતાં સ્ત્રીઓ જ ખૂબ હુશિયાર, ચપળ અને કામ કરવામાં પાવરધી હોય છે કામ કરે ત્યારે તે કામની એક રસની કળા દેખાય છે. પુરષો બિચારા બહુ ઉપાધિ ન કરે. આપણા દેશની ભરવાડ કોમમાં જેમ ભરવાડણ હુશિયાર અને ભરવાડ ભોળો તેમ અહીં દેખાયું છે.

......મેમ્પોમાં કોન્વન્ટ સ્કૂલ તથા બીજી નિશાળો બરાબર ચાલુ થઇ ગઈ છે. અહીં નિશાળ હજી નિયમિત સ્વરૂપમાં મકાનને અભાવે ચાલતી નથી. મુખ્ય બાબત બરમામાં દરેક બાળકને પ્રાથમિક અભ્યાસ તો ફુંગી ચાંઉ (મઠ)માં જ કરાવે છે. એટલે નિરક્ષરતા અહીં બહુ ઓછી છે. ધાર્મિક જ્ઞાન પણ તે જ વખતે અપાઈ જાય છે તે વૃદ્ધાવસ્થા સુધી પણ ધાર્મિક સંસ્કારો જેવા મળ્યા હોય તેવા ટકી રહે છે. આ પ્રદેશમાં ઐતિહાસિક ત્રિયારાજ જેવું ત્રિયારાજ છે દરેક વ્યવસાય છોકરીઓ જ કરે છે. હિંમતવાન અને ચાલાક ખૂબ હોય છે. અહીં ચારિત્ર્યની શિથિલતા છે તેનું કારણ સર્વાંગ સ્વતંત્રતા છે. તેમાં બધા તેવા ન હોય.

......જાપાનીસ સૈનિકોને એના કનૅલો સાથે સડકની મરામત કરતા જોયા. એક ચીરૂટ ફૂંકવા માટે આજીજી કરતા જોયા અને સલામ કરતા જોયા. શરીરે ખડતલ, ખૂબ તંદુરસ્ત અલમસ્ત શરીર જોયાં. શાહીવાદની ભૂખમાં જાપાને હાથે કરીને પોતાની ઘોર ખોદી છે.

લિ ........ના

શુભાશિષ

કાવ્યતત્ત્વનો અભાવ છે. એમાં હાસ્ય કરતાં પરિહાસ વધારે છે. 'સાક્ષરનું પરાક્રમ' જેવાં કાવ્યો જોતાં એમ લાગે છે કે લેખક ધારે તો હાસ્યકાવ્યો આપી શકે એમ છે. હાસ્યનાં સળંગ નિબંધો લખાય છે એમ હાસ્યના સળંગ કાવ્યો લખાય એ જરૂરી છે. આ દિશામાં આ લેખક પ્રયત્ન કરે એમ ઇચ્છીએ. અત્યારે તો લેખકની કલમ નિવૃત્તિ સેવતી લાગે છે. એમને કહેવાનું મન થાય છે' લખો હવે કંઈક તો લખો. ગુજરાતને તમારા પાણીદાર ગદ્ય જેવા નિબંધો તો આપો

આ પુસ્તકની પ્રસ્તાવના લખી છે શ્રી. જ્યોતીન્દ્ર દવેએ એમના હાસ્યના નિબંધ જેવી, બીનજવાબદાર પ્રસ્તાવના છે. એમાંથી તેમનો કોઈ સ્પષ્ટ અભિપ્રાય પણ મળતો નથી. પણ તેઓ જેમ ગોળ ગોળ કહે છે એમ આ નિબંધો સાથે જ શિષ્ટ સાહિત્યની અભિરુચિ સંતોષેરો,

જ્યારે સૌ પ્રકાશકો વાર્તા-નવલકથા પ્રગટ કરવામાં પડયા છે ત્યારે પન્ન પ્રકાશન લી. આવો નિબંધસંગ્રહ આપે છે તે ધ્યાન ખેંચે તેવી ઘટના છે.

પિ. પટેલ.

**ટૂંકું ને ટચ** [ શ્રી. મૂળરાજ અંજારિયા : પ્રકાશક : એન. એમ. ઠક્કરની કું. મુંબઈ, મૂલ્ય રૂપિયા સાડા ત્રણ ]

ગૂજરાતના જાણીતા હાસ્યલેખક શ્રી. જ્યોતીન્દ્ર દવેની 'લાંબી ને લચ' પ્રસ્તાવના સાથે પ્રગટ થયેલું આ પુસ્તક, ગુજરાતી પ્રકાશનોમાં એક તદ્દન નવીન અખતરા જેવું છે તેની ના પાડી શકાય તેમ નથી પરદેશી સહિત્યમાં આવી જાતનાં પુસ્તકો પ્રકટ થાય છે પણ ગૂજરાતી જાણનારી અને વાંચનારી પ્રજા માટે તો, ફુરસદની ઘડિઓના મનોરંજનનો આ નવો પ્રકાર, અહીં આ પુસ્તકમાં પહેલી જ વાર ગ્રંથસ્થ થયો છે. 'નવચેતન' માસિક તથા બીજાં પત્રોમાં, જુદે જુદે વખતે છપાઈ ગયેલા ફકરાઓનો આ સંગ્રહ છે.

'આજે રોકડા ને કાલે ઉધાર' એ નીતિ પર, આજકાલ, વેપારી ગણાતી ગૂજરાતી પ્રજાનો વેપાર ચાલે છે અને તાજેતરમા જ બહાર પડેલા શ્રી. મુનીકુમાર ભટ્ટના હાસ્યરસિક લેખોનું પુસ્તક 'ઠંડે પહોરે' તથા આ ટૂંકું ને ટચ' જોતાં લાગે છે. સાહિત્યના વેપારમા હવે 'હસવું રોકડે ને રોવું ઉધાર' એવો મુદ્રાલેખ ઘૂસી રહ્યો છે. અને એ ખોટું પણ નથી. જીવનની અનેક વિષમતાઓ વચ્ચે હાસ્યની થોડીક પણ લીઝઝતદાર પળો પસાર કરવા માટે આવી જાતનાં પુસ્તકો મદદરૂપ થઈ પડે છે.

લેખકે જેને 'પાચકો ઉપરાંત રમૂજોના રસઝરતા સંગ્રહ' તરીકે ઓળખાવ્યું છે એવું આ પુસ્તક ફક્ત રમૂજોનો જ સમુચ્ચય નથી પણ એમાં અનેક વસ્તુ સંગ્રહાએલી છે. આ બધું કોઈ બત્રીસાં ભોજનની થાળી જેવું લાગે છે પણ ભાતભાતના ભોજન ને ચટાકા વચ્ચે ક્યારેક કાંકરો કે કસ્તર નીકળી પડતાં આપણને જેમ વારે દુઃખ થાય તેમ આ આખું ય પુસ્તક વાંચતા પણ થયા વગર રહેતું નથી. એમાં પણ કાંકરા ને કસ્તર ભળી ગયાં છે

પુસ્તકની થોડીક 'વાનગીઓ'માં હાસ્યનું પ્રમાણ ઓછું છે: ખાસ કરીને 'સાહિત્યના સુરસુરિયા'ના મથાળા નીચે આપેલી વાતોમાં એમાંની ઘણીખરી વસ્તુઓ 'રમૂજો' નથી પણ મહિનીઓ જ છે.

આ પુસ્તકના વાચનની વખતે રસક્ષતિ કરે એવું એક બીજું તત્ત્વ એમાં સંગ્રહાયેલાં કાવ્યો ને પ્રતિકાવ્યો છે. એ કાવ્યો 'પાચક' અને 'રેચક' એવા આ પુસ્તકને 'રેચક' બનાવી દે છે. કવિ બનવાના કોડ લેખકને હૈયે ન જાગ્યા હોત તો ઠીક થતું કારણ કે એમા કાવ્યતત્ત્વ અને હાસ્યતત્ત્વ બંનેનો અભાવ વાચકના ભાવને મારી નાખે એવો છે.

છતાં આખું ય પુસ્તક સ-રસ છે, ચટાકેદાર છે. એમાં એવું ઘણું છે જે બુદ્ધિના ચમકારા દાખવી જાય છે. કેટલીક રમૂજો ખડખડાટ હસાવે તેવી છે જ્યારે બાકીની મર્માળા હાસ્યની. રજવાડાંથી માંડીને છેક 'બચ્ચરની ખાંભી' સુધીના બહોળા પટ પર અહીં રમૂજ વહેતી થઈ છે. સિનેમાના સ્ટારો, લેખકો, કવિઓ, નેતાઓ, ફિલસૂફો, છાપાના તંત્રીઓ, રજવાડાં તથા સામાન્ય માનવીઓ: આ બધા ય પર લેખકની કટાક્ષદૃષ્ટિ ફરી વળી છે. હા, એમાંનું કેટલુંક પરદેશી છે ને લેખકે એને શોધીને આ 'સંગ્રહસ્થાન'માં મૂક્યું છે.

'ટૂંકું ને ટચ'માં એક રમૂજી માહિતી છે. એ માહિતી મુજબ 'બલ્ગેરિયા અને રૂમાનિયાની સરહદ એક સ્થળે તો એક ખેડૂતના ઘરમાંથી જ જાય છે તેથી ઘરના બે ઓરડા રૂમાનિયાની સરહદમાં છે ને રસોડું, ભંડાર વીગેરેના ત્રણ ઓરડા બલ્ગેરિયાની સરહદમાં છે.

આ પુસ્તક પણ સરહદના એ મામલા જેવું જ છે ને એથી જ આ 'ટૂંકું ને ટચ', દેશી તથા પરદેશી, બન્ને ઠેકાણે બનેલી ને બન્ને પ્રકારની રમૂજોનું 'રહેઠાણું' બની ગયું છે.

જે હાસ્ય, પહેલાં આંખની કીકીઓમાં ઝબકે છે અને પછી હોઠની આજુબાજુ નાચતાં કુદાં જેમ ચહેરાની આજુબાજુ કે પછી ચહેરા પરના ખીલ પર પથરાય છે ને પછી ગાલ પર ગુલાબી દીવડા પ્રગટાવી, મંદિરના શંખનાદ જેવો મંગળ અવાજ કરતું મુખની બહાર નીકળી ગૂંજે છે ને અંતે ક્યાંથી એ જન્મ્યું હતું એ હૈયાના પરાગભર્યા અંકમાં જઈને પાછું પોઢી જાય છે એવા હાસ્યનું આ પુસ્તક છે. ગૂજરાતી પ્રકાશનોમાં પહેલું જ છે અને મનને બહેલાવવાની તાકાત પણ એ ધરાવે છે.

શ્રી. જ્યોતીન્દ્ર દવેની 'લાંબી ને લચ' પ્રસ્તાવના, વરઘોડા આગળ બેન્ડ વાગતું હોય એવી લાગે છે. એ પ્રસ્તાવનામા લેખકને મિત્રભાવે (કે મુરબ્બી ભાવે?) સલાહ આપવામાં આવી છે કે: 'સાંભા લેખો, વારતાઓ, નિબંધો કે 'સોચ' તરફ પણ નજર દોડાવશો તો તેથી તમને ને ગૂજરાતી સાહિત્યને બંનેને લાભ થશે.'

આ સવાદ ઉપર વિશેષ ધ્યાન રાખવાની સૂચના લેખકને આપવી અસ્થાને નહિ ગણાય પણ એવી એક વાત ઉમેરવાની જરૂર છે લેખક તથા ગુજરાતી સાહિત્યની સાથે સાથે વાચકવર્ગને પણ લાભ થશે કારણ કે આ હિન્દુસ્તાન છે ચીનાઓની માફક ભાતનો એક એક દાણો છરો ખાવાની કે ઇંગ્લાસ્તાનીઓની માફક છરી-કાંટાથી ખાવાની એને આદત નથી. થોડાક 'મંજિયા' હોય તો જ એમનું મન સતોષ પામે છે

ધર્મે, કર્મે અને ધર્મે લેખક હાસ્ય-સાહિત્યકાર તરીકે જાણીતા થયો પણ એ ઉપરાંત નામે તથા ગુણે તો લેખક 'દૂધ ને દ્રય' છે જ ફક્ત પ્રમાણમાં પુસ્તકનું કદ જરા વધુ દળદાર લાગે છે એટલું જ।

ચંદુલાલ પટેલ

## ખુલાસો

સંપાદક 'ઊર્મિ-નવરચના,'

એપ્રિલના અંકમાની મારી વાર્તા 'મુક્તિદાતા' અંગ્રેજી પરથી ઉતારેલ હોવાનું જે છપાયું છે તેમા કંઈક શરતચૂક પણ લાગે છે

એ મારી મૌલિક વાર્તા છે પાંચ સાત લીટીના સમાચાર પરથી એ લખાઈ છે

સાંજ વર્તમાન
મુંબઈ

બાબુભાઈ વૈદ્ય

# પીંછાં અને પથરા

*[કોંગ્રેસ કારોબારીના સભ્ય શ્રી પટ્ટાભીએ અહમદનગરના કારાવાસ દરમ્યાન રોજ-બ-રોજ એની રંગીલી રમતિયાળ શૈલીમાં લખેલા ટુચકાઓ, સંસ્મરણો, કથાપ્રસંગો ઇત્યાદિ પરચૂરણ વસ્તુઓના પ્રકટ કરેલ સંગ્રહ 'ધ ફેધર્સ એન્ડ સ્ટોન્સ'માંથી આ નમૂના અત્રે આપ્યા છે. લાંબા, કંટાળાભરેલા, અને ધીરને પણ કાયર કરી ભાંગી નાખે તેવા કારાવાસમાં આપણા દેશના નરોત્તમોએ કેવી કેવી તરકીબો વડે જીવનનું માધુર્ય અને સ્ફૂર્તિ જાળવ્યા હતા તેનો ખ્યાલ દેતો આ અંગ્રેજી ટુચકા-સંગ્રહ પાને પાને આમોદ, વિનોદ, શિક્ષણ, અને લજ્જતથી છંટાયેલો છે ]*

### 'હું તો સુન્ની છું'



શિયા-સુન્નીના ઝઘડા મુસ્લિમોના જાણીતા છે.

નિરાળી અને નિજસંસ્કૃતિનો દાવો કરનાર આ 'નેશન'ના ઘરમાં ખૂનખાર તડાં છે.

ને એ વિગ્રહે તો નાદિરશાહને પણ પરેશાન કરેલા. આ તડાં એના ખુદ લશ્કરમાં હતાં.

એક દિવસ શિયા ને સુન્ની સૈનિકોને સામસામી જુદી હારમાં ખડા કરાવી રાજા નાદિરશાહે એક હારમાંથી એકને બોલાવી પૂછ્યું.

'તું કેવો છે?'

'સુન્ની.' સૈનિકે જવાબ દીધો.

ધડાક દે તે રાજાએ ત્યાં ને ત્યાં એનું ડોકું ઉડાવી મૂક્યું.

પછી આવ્યો સામા પક્ષનો વારો. એમાંથી એકને તેડાવ્યો. પૂછ્યું : 'કેવો છે?'

'શિયા છું નામવર.'

ધડ દેતે એનું પણ માથું ઉડાવી દીધું.

બેઉ બાજુના ચાર પાંચને જ્યારે આમ ઉડાવી દીધા ત્યારે પછી એના એ પ્રશ્નના જવાબમાં એક છઠ્ઠો આવનાર ચબરાક સૈનિકે કહ્યું: 'હું તો શિયા યે નથી, સુન્ની યે નથી, હું તો છું સુન્ની, નામવર.'

બસ, ઝઘડા જ મટી ગયા હતા તે દિવસથી.

*

### 'દિલ્હી હજી દૂર છે.'

દિલ્હી હજી દૂર છે. ('હનુઝ દૂર અસ્ત દિલ્હી') એ કહેવત પાછળ આ ઇતિહાસ છે. ઘામીઉદ્દીન તઘલક જ્યારે બંગાળાનો વાઇસરોય હતો ત્યારે એના દીકરા મહમ્મદે દિલ્હીમાં બાપની સામે બંડ જગાડવા સંકલ્પ કર્યો. પુત્રની મદદે એક પીર હતા. પિતાને બંગાળામાં આ વાતની ખબર પડી. પુત્રને ચડાવનાર પીરને એવું

સંદેશો કહાવ્યો, 'હું મુલકનો પાદશાહ છું ને તમે આત્માના શાહ છો. આપણે બે શાહ દિલ્હીમાં સાથે ન રહી શકીએ. હું ત્યાં આવું છું. માટે તમે દિલ્હી છોડી જાઓ.' પીરે કહેવરાવ્યું - 'હા ખુશીથી, પણ તમારે તો હજુ દિલ્હી દૂર છે.'

આ શબ્દો સાચા પડયા. પાદશાહનો પુત્ર મહમ્મદ પિતાની સામે એને સત્કારવા ગયો પણ હાથી પર એ શમિયાણામાં પ્રવેશ કરતા હતા ત્યારે જ, પુત્રે પહેલેથી કરી રાખેલી વેતરણ મુજબ શમિયાણો તૂટી પડયો ને શાહ ચગદાઈ મૂઆ, દિલ્હી છ જ કોસ રહી હતી છતાં સદાની દૂર રહી ગઈ.

' (ચલો દિલ્હીના નાદ ગજવતી હિંદી પ્રજાને પણ બ્રિટિશ ડેલી-ગેશન છેવટે આ સ્વાતંત્ર્ય-પ્રવેશના શમિયાણા તળે જ દબાવી દેવા માગતુ હશે!')

*

## ચાર બીબી શા માટે?

બહેરામખાનના લગ્ન વિશેના વિચારો વિલક્ષણ હતા—

ફરમાયે કરતે થે કે
અમીર કે લિયે ચાર બીબિયાં ચાહિયે.

(ફરમાવતા હતા કે અમીરોને માટે ચાર ઓરતો જોઇએ)

(એક) 'મુસીબત ઔર બાતોં અતોં કે લિયે ઇરાની.'

(બે) ખાનાસમાને કે લિયે ખોરાસાની.

(ત્રણ) સેજ કે લિયે હિન્દુસ્તાની.

(ચાર) ચૌથી તુરકાની

ઉસે હર વખ્ત મારતે ડાંટતે રહે, કિ ઔર બીબિયાં ડરતે રહે!

*

## હે મૂર્ખ!

એક વાર રાજા ભોજ રાણીવાસમાં જઈ ચડયા. રાણી ને વખતે પોતાની એક સહિયર સાથે એકાંતે વાતો કરતી હતી.

રાણીએ રાજાને જોઇ કહ્યુ: 'હે મૂર્ખ!'

આનુ કાંઈ કારણ ન સમજાતાં ખિજાઇ ગએલા રાજા ભોજ પોતાના દરબારમા આવીને દરેક જણને 'હે મૂર્ખ!' કહી સંબોધવા લાગ્યા કવિ કાલિદાસને પણ એણે જ્યારે એમ કહ્યું, ત્યારે કવિએ સામે કહ્યુ

'જમતા હું ચાલતો નથી.'

'હસતાં હું બબડતો નથી.'

'ભૂતકાળનો પસ્તાવો કરતો નથી'

'પોતાનાં કાર્યોને અવગણતો નથી'

'ને બે જણાં વાત કરતાં હોય ત્યાં જઈ ઊભો રહેતો નથી. તો પછી હે રાજન્! શાને મને મૂર્ખ કહો છો?'

તુરત જ રાજાને ભાન આવ્યું, કે પોતાને રાણીએ મૂર્ખ શા માટે કહ્યા હતા.

## બુઢ્ઢાપો ને જવાની (૨૦-૪-૪૪)

દુન્યા હમ ને સરાયે ફાની દેખી
હર ચીઝ યહાંકી આની જાની દેખી
જો આ કે ન જાયે, વો બુઢાપા દેખા,
જો જા કે ન આયે, વો જવાની દેખી

## ઈંડું ફૂટયું (૨૦-૪-૪૪)

આજે અમારા નિવાસ (અહમદનગરના કિલ્લા)માં એક નવજન્મની વધાઈ છે. આજે સાંજે ચાર વાગે, જ્યારે બધા (કારાબારીના સભ્યો) ચા પીવા મળ્યા હતા ત્યારે કોઈ એક ભાઈના ભાગમાં આવેલું ઇંડું એકાએક ફૂટયું ને અંદરથી કુકડીનું બચ્ચું બહાર આવ્યું. બાપડાને સંભાળનાર કોઈ મા કે બાપ નહોતું, પણ બાર મશહૂર કોંગ્રેસવાળા, દસ સિપાઇ, બાર સામાન્ય કેદીઓ અને બે અમલદારો-એક કર્નલ આઇ. એમ એસ ને એક જેલર એટલા હતા.

## 'મૌતકા કુવા' (૯-૯-૪૩)

જેલજીવનની નિષ્પ્રાણ એકલતામાં આજે એક પોસ્ટકાર્ડે ભંગ પાડયો છે: એ અહીં અહમદનગરના કિલ્લામાં અમારા પર આવી પડયું છે. સરનામું લખ્યું છે કે-

અહમદનગર
કિલ્લા ચાંદબીબી
નેહરૂ ચોક
મૈતકા કુવા
મુરવ્વત હુસેન

એ પત્તામાં લખ્યું છે કે અમુક એક ડૉકટરનું તા. ૩૭ ઓગસ્ટે મરણ થયું છે પણ એ આંહીં કેમ દઇ ગયા એનુ રહસ્ય થોડી કલ્પના પછી આ રીતે શકય ને સંભવિત લગે છે. અહમદનગર તો જાણે કે બરાબર છે 'કિલ્લા ચાંદબીબી' એ અમે રહીએ છીએ તે સ્થાનનું નામ છે. ચાંદબીબીને ખુદને જ અમારા આ ઓરડાઓની નીચેના ચોકમા દફનાવી કહેવાય છે એટલે એ પત્ત અહીં પહોંચાડવામાં આવ્યું તેનું એ પણ એક કારણ હોઇ શકે છે એક ચોક નેહરુ ચો' કહેવાય છે પણ તે તો શહેરની અંદર છે વધારાની વિગત 'મૌત કા કુવા' (મોતનો કુવો) છે. પણ શહેરની અદર એવું કોઈ સ્થાન નથી. એ નેહરુ ચોક તો નેહરુના નામ સાથે સકળાયેલ હોઇ, તેમ નેહરુજી પણ આંહીં છે એમ જાણવાથી કરીને ટપાલીએ 'મોતનો કુવો' પણ અહીં જ હોવાનુ સમજી લઈ આ ખત આંહીં આપ્યં હશે

# વહેતાં પાણી



### આઝાદ-તંત્રનું ચિત્ર અને બ્રિટિશ દરખાસ્તો

આપણા દેશવાસીઓનું ધ્યેય શું છે? કોંગ્રેસ કારોબારીના શબ્દો મુજબ એ ધ્યેય આ છે—

'હિંદની આઝાદીઃ મર્યાદિત છતાં એક મજબૂત મધ્યસ્થ સત્તા : પ્રાંતોમાં સંપૂર્ણ સ્વાયત્ત શાસન : મધ્યસ્થ તંત્રમાં તેમ જ તેનાં ઘટકોરૂપી પ્રાંતોનાં શાસનમાં લોકશાહી તંત્રની સ્થાપના : દરેક વ્યક્તિના મૂળભૂત હક્કોની બાંહેધરી કે જેથી કરીને તેને વિકાસ માટેની પૂરી ને સંપૂર્ણ તકો મળી શકે અને વિશેષમાં એ કે દરેક કોમને વધારે વિશાળ પટમાં પોતાની પસંદગીનું જીવન જીવવાની તક મળી રહે.'

આવા આઝાદી-બંધારણની જોગવાઇ ગઈ તા–૧૬–૫–૪૬ ના રોજ બ્રિ૦ સરકારના પ્રતિનિધિ મંડળે પ્રકટ કરેલી ભલામણોમાંથી નજરે પડેછે? એણે સૂચવેલી દરખાસ્તો કેવા આઝાદ-તંત્રનું ચિત્ર ખડું કરેછે?—

૧. ભારતવર્ષની આઝાદીનો સ્વીકાર : પણ એ સમગ્ર તંત્રની રચના અમલમાં ન આવે ત્યાં સુધી હિંદ નહિ છોડી જવાનો નિરધાર.

૨. હિંદની અખંડતાનો અંગીકાર, પણ એ અખંડતાને નામની જ કરી મૂકે તેવી, હિંદી પ્રાંતોની કોમી ધોરણે ત્રણ વિભિન્ન જૂથોમાં વહેંચણી.

૩. મધ્યસ્થ સત્તાની જોગવાઇ : પણ એ સત્તાને બાવડાંને ઢીલાં, કમજોર કરી મૂકે તેવી સાધન-સામગ્રીની ઊણપ. માત્ર વિદેશ-સંબંધો, માત્ર વ્યવહાર અને રક્ષણ જેવાં ત્રણ જ ખાતાં પર કાબૂ.

૪. દેશીરાજ્યો પરથી બ્રિટિશ તાજનું સાર્વભૌમત્વ ઉઠાવી લેવું છે, પણ એ સાર્વભૌમત્વ જેને સુપરદ થાય છે તે નવા લોકતંત્રને એનો કાબૂ સોંપવાને બદલે તેમને તદ્દન મોકળાં મૂકવાં છે.

૫. આ મોકળાં બનતાં રાજસ્થાનોને માટે હિન્દી પ્રજાસંઘમાં જોડાવાનું ફરજીઆત નથી, મરજીઆત છે.

૬. આઝાદીવાળું નવું બંધારણ ઘડવાને માટે લોકસભા બોલાવવાની છે. બેશક એ સભા અખિલ હિંદી અને એક જ હશે. છતાં એની ચૂંટણી કોમી ધોરણે કરવાની છે.

૭. આ બધી ભાંજઘડ અને કુટારો ચાલુ રહે તેટલી મુદતને માટે વચગાળાની જે સરકાર રચવાની છે તેમાં વિદેશી વાઇસરોયનું સર્વ નિ:સીમ સત્તાઓ સાથેનું અસ્તિત્વ હશે, વિદેશી લશ્કર તેમનું તેમ જ હશે, વિદેશી સેનાધિપતિ જેના તે જ હશે, અને અધૂરામાં પૂરું, આ વાઇસરોયની નવી કારોબારીની રચના પણ કોમી ધોરણે થશે, એટલું જ નહિ પણ હિંદુ અને મુસ્લિમ કોમોનું એમાં સરખું પ્રતિનિધિત્વ હશે.

### અનંત કલહો અને લોહીઉકાળાની સંભાવના

આ વિદેશીઓનો દસ્તાવેજ મોટે ભાગે વખણાયો છે, સામી બાજુ સારી પેઠે વખોડાયો પણ છે. દસ્તાવેજના ઘડનારા કહે છે કે, શું કરીએ? બે પક્ષો સંમત થઈ યોજના ઘડી શક્યા નહિં તેથી અમારે આ બેઉની તડજોડ કરનારી ભલામણો મૂકવી પડી છે. બેઉ પક્ષો—એ પ્રયોગ જ જૂઠો છે: કોમો કદી રાજકારણી પક્ષો ન હોઈ શકે. જગતભરમાં એ અપૂર્વ અદ્વિતીય અનિષ્ટ છે કોમી રચના એ બ્રિટિશ-સત્તાએ જન્માવેલો અસુર છે. સરકસના ખેલ જેવા આ શાસને સિંહબકરાંને ભેગાં કરી, પરસ્પર ભય આશંકા ને અદાવતની પાર્શ્વભૂ પર એક થાળીમાં જમતાં બતાવ્યાં છે, પરસ્પરના ઉર ઉડાડી તેમને એક તરફથી નિ:સત્ત્વ અને બીજી તરફથી ક્ષ્બાતાં રાખ્યાં છે એવા તર્કટથી ભરેલા, અંગ્રેજ સત્તાના શાસનના આ કાળજૂના કારસ્તાનનું, એ દુર્જાળનું નામશેષ કરવાની હામ ભીડવાને બદલે આ પ્રતિનિધિમંડળે ' પાકીસ્તાન નામંજૂર' એવી ફક્ત શાબ્દિક રમતથી અખંડ હિંદમાં માનતી પ્રજાને રીઝવી લઇને પાછલે બારણેથી પાકીસ્તાનને એનાં સર્વ અનિષ્ટો સાથે પેમાડવા ને સુદૃઢ કરવાની રીતિ અખત્યાર કરી છે. એકને બદલે બે પાકીસ્તાનો કલ્પાય છે. ન ઇચ્છનાર પ્રાંતને પણ એમાં ઓરાવાનું છે, બિનમુસ્લિમ' આસામને પણ એની

ઝાલી એ વાઘ-બોડમાં પૂરવાનું છે. અને 'મહત્ત્વના કોમી પ્રશ્નો' પર તો લાગતી વળગતી બન્ને કોમોના પ્રતિનિધિઓની બહુમતી વગર કોઈ નિર્ણય જ ન લઈ શકાય એવી જોગવાઈ સૂચવીને તો આ દસ્તાવેજના ઘડવૈયાએ અનંત અનવધિ કલહ, વિગ્રહ; લોહીઉકાળાની સંભાવના ઊભી કરી આપી છે.

*દ્વિમુખી વિગ્રહ સિવાયનો*
*બીજો રસ્તો નથી?*

તો શું આ પ્રતિનિધિમંડળના દિલમાં કપટ છે? બ્રિટિશ સત્તાની આ પણ શું કોઈ હિંદવિઘાતક નવી પ્રપંચલીલા છે?

આવી શંકા વ્યાપક છે. પ્રતિદિન વધુ ને વધુ વહેમ પ્રસરતો જાય છે. પરંતુ આપણા રાષ્ટ્રશ્રેષ્ઠ પુરુષોને એમ નથી લાગતું. લાગે છે તો શાસનત્યાગની સચ્ચાઈભરી વૃત્તિ. એવી કામના પરગજુપણાથી કે કર્તવ્યબુદ્ધિથી પ્રેરિત હો કે ન હો, ભલે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને આભારી હો,' ગુલામ હિન્દ રૂપ નબળી કડીને સ્થાને સ્વાધીન હિંદ રૂપી મિત્રઅંકોડો ગોઠવી જગતમાં પોતાનું તૂટતું સ્થાન ટકાવી રાખવાની પ્રામાણિક આત્મહિત બુદ્ધિના નવોદયનો યશ તો બેશક બ્રિટનને આપી શકીએ, વિના વિગ્રહે ને વિના ખૂનખાર જંગે એક પ્રજા બીજી પ્રજા પરની બે સૈકા જેટલી જૂની જામેલી હકૂમત છોડી જાય એવો આ બનાવ વિશ્વના ઇતિહાસમાં અજોડ ગણાશે. એટલે એમની સચ્ચાઈ વિશે શંકિત ન બનવું ઘટે એ વાત ગાંધીજી જોરશોરથી કહી રહ્યા છે: એ શુભનિષ્ઠાને માની લઈએ તો પણ આપણને વિસ્મય થાય છે એની અક્કલમંદી વિશે. કાં તો તેઓ હિન્દની મૂળભૂત સમસ્યા સમજતા નથી અગર તો એમનામાં એ સમજને આચારણમાં મૂકવાની હિંમત નથી. કાં એ ડરે છે, ને કાં એ ગોટા વાળે છે

તો શું આ ભલામણોને આપણે તરછોડવી? આ ઉદ્દેશમાર્ગનો અસ્વીકાર કરવો? આ નવી રચનાનો અવરોધ પુકારવો? આ તક જતી કરવી? તો શું છેવટે દ્વિમુખી વિગ્રહ—આંતરવિગ્રહ તેમ જ બ્રિટન સામેનો વિગ્રહ, એ જ એક વિકલ્પ પ્રજાને માટે રહે છે? નવી યોજનામાં એવું કોઈ પણ તત્ત્વ નથી કે જે પૂર્ણ આઝાદીના સિદ્ધિપ્રયોગની પ્રાથમિક ભૂમિકા સમું બની શકે? લોહીયુદ્ધ્ધ શું જ રહ્યું છે શું?

*આઝાદી-જંગના મોરચા લેખે*
*વધાવી લેવા જેવી તક*

ના, છેક એવું નથી. વિચ્છેદવાદી પ્રજાબળોના મોરચાને વધુ વિચ્છેદવાદ ભણી ખેંચી જાય તેવી શક્યતાઓ એમાં પડી છે તો તેમના મોરચા ભેદી શકાય તેવી યે એમાં જોગવાઈ છે. વચગાળાની સરકારમાં વાઇસરોય પોતાનું બંધારણીય સરમુખત્યારપણું સ્વેચ્છાથી અભરાઈએ ચડાવી શકે તો, કોમી ધોરણે સરખી સંખ્યાવાળું પ્રતિનિધિત્વ સાચવવા છતાં જો મુસ્લિમ કોમના પ્રગતિગામી રાષ્ટ્રીય તત્ત્વોને અંદર આવવાનો નવી મધ્યસ્થ કારોબારીમાં અવકાશ હોય તો, ભાવી બંધારણના પ્રતિનિધિમંડળના દસ્તાવેજે ઊભા કરેલા હરકોઈ પણ મુદ્દાને બંધારણ ઘડનારી લોકસભા પાસે લાવવાનું જો મંજૂર હોય તો, મતલબ કે વચગાળાના રાષ્ટ્રપ્રધાનોના હાથ દરેક બાબતમાં મોકળા રહે અને બંધારણ ઘડવા બોલાવાતી લોકસભા પોતે ચાહે તે બાબત પર મુક્ત બહુમતિથી નિર્ણય કરી શકે તેમ હોય તો, અવરોધી શક્તિઓનાં અપરંપાર વિઘ્નોની સામે મુકાબલો કરવાની આ સાંપડતી તકને, આઝાદી-જંગના એક મોરચા લેખે પણ વધાવી લેવાનું મુનાસબ લાગે છે.

કારણ એ છે કે બ્રિટિશ સત્તાના આ વચનના પગલામાં આપણે સચિંત હૃદયની પ્રામાણિકતાને ઉકેલીએ છીએ. કારણ એ છે કે બંધારણવિધાન કરનારી પરિષદમાં બિનકોમી રાષ્ટ્રભાવી સમૂહનું જૂથ મોટું હશે. કારણ એ છે કે હિંદનો સેનાપતિ ગોરો છતાં રાષ્ટ્રના રક્ષણપ્રધાનનો આજ્ઞાંકિત તાબેદાર રહેવા કબૂલાત આપે છે. કારણ એ છે કે, બંધારણ ઘડાયા બાદ હરકોઈ પ્રાંત પોતાને અત્યારે જે અનર્થકારી જૂથબંદીમાં ફરજિયાત પુરાવું પડે છે તેમાંથી પ્રજામતનો નિર્ણય મેળવી નીકળી જવા શક્તિમાન બનશે. અને કારણ એ છે કે દેશીરાજ્યોને સાર્વભૌમ તાજસત્તાથી નિરંકુશ બનવાની સાથોસાથ એ સત્તાનું આજસુધીનું રક્ષણ પણ ચાલ્યું જશે, મતલબ કે પછી તો આ નવા 'સાર્વભૌમો'ની ને પ્રજાની વચ્ચેનો મુકાબલો આજમાવી જોવાને માર્ગ મોકળો કરી શકાશે; બેશક બ્રિટિશ લશ્કર ખસી ગયું હશે તો તો.

*થકવનારો રચનાત્મક રસ્તો*
*અને લોહીયુદ્ધનો વિપ્લવ-માર્ગ*

નિરાશાવાદની મનોદશાથી જ આરંભ કરીએ, તો

આ દસ્તાવેજમાં એવું પુષ્કળ છે કે જે આપણને વિફલતા અને નિરાશાવાદને જ માર્ગે લઈ જશે. આશાવાદ અને અવિશ્રાંત પુરુષાર્થની વિચારસરણી તરફ વળીએ તો સફળતાનાં શૃંગ પર પણ પહોંચવાની શક્યતા દેખાશે.

બેશક, એ માર્ગ રચનાત્મક છે એટલે થકવી નાખે તેવો પણ છે. એ માર્ગ પહાડો ખીણો ને અરણ્યોથી ભરેલો છે. તો વિપ્લવનો માર્ગ પણ ટૂંકો હોવાની કોઈ ગેરન્ટી નથી. એ લાંબો પણ હશે ને લોહીઝાણ પણ હશે. રક્તપાતનો માર્ગ ટૂંકો હોય, સાફ ને સીધો હોય, તો પણ આજની હિંદી પ્રજા એ માર્ગની યાત્રા માટે અસરકારક રીતે સુસજ્જ હોય એવું માનવામાં મન અચકાય છે. ઉપરાંત આંતરરાષ્ટ્રીય વિશ્વસ્થિતિના ખૂણા ખાંચરા અને ઓડા બખોલોમાંથી જે નવા વાઘવરુઓ ઘુરકાટ કરી રહ્યા છે તેની ગણતરીને આપણો માર્ગ મુકરર કરવામાં બાદ રાખી નહિ શકાય.

માનીએ છીએ કે કોંગ્રેસની કારોબારીએ કરેલો આ દરખાસ્તો પરનો તા. ૨૪-૫-૪૬ નો ઠરાવ પેલો લોહીઝાણ માર્ગ ગ્રહણ ન કરવો પડે તેવી નિષ્ઠાથી, લાંબા માર્ગ પરનું પ્રયાણનું સૂચવનારો છે. એણે ભલામણોને ફગાવી નથી દીધી એણે મૂળભૂત મુદ્દાની બનેલી ભૂમિકા કબૂલ રાખી જણાય છે. પણ એણે વિગતો પરત્વેની સંદિગ્ધતા, અસ્પષ્ટતા, અને વિઘાતકતાની ચોખવટ માગી છે. સમગ્ર ચિત્રનું દર્શન માગ્યું છે એનો છેલ્લો ઠરાવ કહે છે કે—

### સંદિગ્ધતા, અસ્પષ્ટતા અને વિઘાતકતાની ચોખવટ કરો

'હિંદી આઝાદી વિશેના અમારા ધ્યેયો અને બ્રિ. સરકાર તરફથી કરવામાં આવેલી દરખાસ્તો વચ્ચે ઘણો ફરક છે.

'વચગાળાની કામચલાઉ સરકાર કામ કરતી હશે ત્યારનો કોઈ મહત્ત્વનો ફેરફાર સૂચવવામાં આવ્યો નથી. જો હિંદને આઝાદી આપવાની નેમ હોય તો કામચલાઉ સરકારની કામગીરી કાયદામાં નહિ તો હકીકતમાં તો આઝાદીની છેક લગોલગ હોવી જોઈએ અવરોધોને દૂર કરવા જોઈએ. પરદેશી લશ્કરની ખુદ હાજરી જ આઝાદીને નકારનારી છે.'

'લોકસભા, કે જે બંધારણ ઘડવાની બાબતમાં તો સાર્વભૌમ છે તે રચવા માટેની બ્રિ. મિશને સૂચવેલી રીતો માટેની સલાહો સાથે અમે સંમત થતા નથી. અમારી દૃષ્ટિ પ્રમાણે આ લોકસભાને પોતાના કોઈ પણ તબક્કે ફેરફારો અને સુધારા વધારા કરવાની છૂટ રહેશે, અલબત્ત મુખ્ય કોમી બાબતોના સંબંધમાં બન્ને મુખ્ય કોમોનો બહુમતી નિર્ણય આવશ્યક રહેશે.

'લોકપ્રતિનિધિ સભા એ પ્રાંતિક 'ધારાસભાઓના ચુંટાએલા સભ્યોએ પસંદ કરેલું એક સંપૂર્ણ રીતે ચુંટાયેલું મંડળ હોવું જોઈએ. અને એની ચુંટણીઓમાં ફક્ત સામાન્ય મતદારમંડળો-માંથી ચુંટાઈ આવેલા સભ્યોએ જ ભાગ લેવો જોઈએ.

'મિશન એક તરફથી એવી ભલામણ કરે છે કે પ્રાંતોને જૂથો રચવાની છૂટ છે. પાછળથી તુરત જ એવી ભલામણ કરે છે કે લોકપ્રતિનિધિ સભાના પ્રાંતિક પ્રતિનિધિઓ મિશને ઠરાવ્યા મુજબના જુદા જુદા વિભાગોમાં વહેંચાઈ જશે અને તે દરેક વિભાગનું દરેક પ્રાંતવાર પ્રાંતિક બંધારણ ઘડવું શરૂ કરશે તેમ જ એ પ્રાંતોના જૂથ માટે બંધારણ ઊભું કરવું કે કેમ તેનો નિર્ણય કરશે.

આ બે જુદી જુદી કલમોમાં તરી આવતી ખામી છે, અમુક પ્રમાણમાં ફરજિયાતપણું દાખલ કરવામાં આવેલું દેખાઈ આવશે. પ્રાંતિક સ્વરાજના પાયા પર જ એ તરાપ છે. માટે અમે તો એ ફકરાનો એવો અર્થ કર્યો છે, કે પ્રથમ પહેલાં તો વાગતા વગાડતા પ્રાંતો, પોતાને જે વિભાગમાં મૂકવામાં આવ્યા છે તેમાં તેણે રહેવું કે કેમ તે પસંદગી કરી શકશે.

દેશી રાજ્યો સંબંધની નિવેદનમાંની જોગવાઈ અસ્પષ્ટ છે અને ઘણું ખરું ભાવી નિર્ણય પર છોડી દેવાયું છે. પણ કારોબારી એ સ્પષ્ટ કરે છે કે લોક-પ્રતિનિધિસભામાની રચના અસમાન તત્ત્વો વચ્ચે નહિ થઈ શકે. દેશી રાજ્યોના પ્રતિનિધિઓ પણ બ્રિ. હિંદના પ્રતિનિધિઓને પસંદ કરવાની પદ્ધતિ ને મળતી રીતે જ લેવાવા જોઈએ.

### આ જવાબોમાં સંપૂર્ણ અને સુરેખ ચિત્ર નથી દેખાતું.

આના જવાબો બ્રિ. પ્રતિનિધિમંડળે આપ્યા છે તેનો સાર એ છે કે (૧) વચગાળાની સરકારની રચના જ હિંદી રાજદ્વારી પક્ષો સાથે ચર્ચા ચલાવ્યા બાદ થશે એટલે એ ફેરફારોથી થતી સર્વ અસરોનો સ્વીકાર થશે ને આઝાદી પ્રત્યે એ લાંબી ફાળ સમાન હશે. ચાલુ અમલમાં શક્ય તેટલી વધુ સ્વતંત્રતા હિંદી સરકારને અપાશે. ધારાસભાને એ જવાબદાર તો બંધારણની રૂએ નહિ હોય છતાં પોતાના પર ઠપકા કે અવિશ્વાસની દરખાસ્ત આવતાં એ રાજીનામું આપી શકશે (૨) લશ્કર તો જ્યાં સુધી બ્રિટિશ તંત્ર ચાલુ છે ત્યાં સુધી રાખવું જ

રહેશે. પણ એ વચગાળાનો સમય ઘણો ટૂંકો હશે. લોકપ્રતિનિધિસભા રચાય અને કાર્ય કરતી થાય તો પછી એના નિર્ણયોમાં દખલ કે પ્રશ્નો ઊભા કરવાનો કોઈ ઇરાદો નથી. (૩) પ્રાંતો આજને તબક્કે તેમને જે જૂથોમાં મૂકવામાં આવ્યા છે તેમાં આજે તો બન્ને પક્ષોની સમજૂતી દ્વારા પોતાની સ્થિતિમાં સુધારા વધારા કરી શકે. અને બંધારણ ઘડાઈ રહ્યા બાદ જૂથોની પસંદગી કરવાનો હક્ક પ્રજા વાપરી શકે, બાકી આજની ભૂમિકાએ કોઈ પ્રાંતથી પોતાને માટે મુકરર થયેલા જૂથમાંથી ખસી નહિ શકાય. (૪) દેશી રાજ્યોનું લોકસભામાં પ્રતિનિધિત્વ કઈ રીતે નક્કી કરવું એ તો એમની સાથેની મંત્રણાનો વિષય છે, બ્રિ. ડેલીગેશન નિર્ણય ન આપી શકે.

આ મતલબના ખુલાસા કોંગ્રેસે જોવા માગેલું સંપૂર્ણ ને સુરેખ ચિત્ર ખડું કરી દેતા નથી એ સાચું છે. પણ કોંગ્રેસે આવો ઠરાવ ઘડીને અને આવા જવાબો નોતરીને પોતાની સ્થિતિ બિનજરૂરીપણે કઢંગી કરી છે. એ દસ્તાવેજને કાં તો સર્વાંગે ફગાવી દેવો હતો, નહિ તો એ પરત્વેનાં દબાણ અસરકારક રીતે તો ચાલુ વહીવટ દરમ્યાન જ લાવી શકાયાં હોત. તોડવું જ જો હતું તો પ્રાંતોનાં જૂથ પાડવાના પ્રશ્ન પર જ એ તોડવું શોભત. વચગાળાની સરકારના સંબંધમાં માગેલી ચોખવટ બિનજરૂરી હતી. આ તો હાથી આખો નીકળી જાય છે ને પૂંછડે જતો અટકે છે!

### અનર્થકારી તત્ત્વ વિગતોમાં નહિ — સમગ્ર સિદ્ધાંતમાં છે

સિદ્ધાંત પરત્વે જો સ્વીકૃતિ શક્ય લાગી હોય તો પછી વિગતો પરત્વે તો મિશનની જ સમજણ અત્યારે સર્વાંગે સ્વીકારી લેવી જોઈએ. વિગતોનાં ચૂંથણાંમાં ઊતરે તો પાર ન આવે. એના પરની સમજૂતી અંગત વાતોથી મેળવી લેવી જોઈતી હતી, અનર્થકારી તત્ત્વ જો હોય તો તે વિગતોમાં નહિ પણ સમગ્ર સિદ્ધાંતમાં છે. સિદ્ધાંતનો સ્વીકાર કરવો ને પછી વિગતો પરત્વે આજથી જ ચિકાશ બતાવવી, પરિણામે કાં તો નીચી મૂંડીએ બધું ગળી જવું રહે છે ને નહિ તો ધરમૂળથી તોડી નાખવું રહે છે. વિગતો સ્વીકારવામાં રાજદ્વારી શાણપણ છે. કારણ કે પછી તો જાણનારીમાં જોર હશે ને મુજબ જ નવા બંધારણનો બાળપ્રસવ થઈ શકશે. આપણે ચાહે તેટલી નકારીએ છતાં માથું અફળાવતાં માથું જ ભાંગી નાખે એટલી હદ સુધી જેણે વારતવરૂપ ધારણ કરેલ છે તે વિચ્છેદવાદી બળોનો સિદ્ધાંત રૂપી નકારમાત્ર પૂરતો નથી, કામિયાબ પણ નથી. એની જોડે મુકાબલો, કાં તો બંધારણ ઘડનાર સભામાં - અગર તો જંગેમેદાનમાં કરવો જ રહેશે. જંગેમેદાનમાં માણસની શરીરનો નાશ થઈ શકશે, વિચારસરણીનો નહિ. લોકપ્રતિનિધિસભા એ એક એવો તબક્કો છે, કે જો બ્રિ. બંદૂકો નેપોના તેમ જ પ્રપંચવૃત્તિના રક્ષણથી રહિત અવસ્થામાં એક વાર અવરોધક બળોને મુકાબલે જવું પડે, તો એનો અરધો વિચ્છેદવાદ તો ત્યાં ને ત્યાં જ ટપકી પડશે. બાકીના અર્ધાંશ પર બહુમતિએ પોતાની સાફ દાનતથી ને સર્વ લોકહિતના નેમથી નૈતિક જીત મેળવવી પડશે

### અવરોધોનું શમન સાધવાની આશા અસ્થાને નથી

જો બ્રિટિશ સત્તા પોતાની સાફ દાનતની પ્રતીતિ આપીને એક વાર દૂર હટી ઊભી રહેશે, તો આ નિવેદનની ખુદની જ અંદર એટલો પહોળો પટ પડયો છે કે અવરોધોનું શમન સાધવાની આશા અસ્થાને નથી. એની સિદ્ધિ આ શાંતિને માર્ગે જેટલી પણ મહેનત માગે તેટલી મહેનત લેખે હશે નિરાશાવાદ અને વિફલતાવાદની નજર રાખીને આ નવપ્રયાણ પ્રતિ અગ્રસર બનવાનું ન હોય. વિદેશી કબ્જેદારોની નિઃસીમ સંહારશક્તિઓ તેમજ કૂટ પ્રપંચશૂરતાની સામે 'આખરી સંગ્રામ' ખેલવા જેટલી ગરમ જેમને જેમને તમન્ના છે, તેમને માટે તો આ તબક્કામાં જરૂરી એટલી સબૂરી ને સહનશીલતા બતાવવાનું પ્રમાણમાં સહેલ હોવું જોઈએ, નહિતર તો આ બે મહિના સુધી તીખાં લીધાં શા માટે? પ્રજાને ઘરઘડી હરપલે શંકા ભય અને અશ્રદ્ધાના અગ્નિકુંડ પર લટકાવી રાખી શા માટે? તોડવું જ હોય તો તો એનો લાયક મુદ્દો મૂળભૂત બાબતનો છે. કહી દેવું ઘટે કે આ બધાં ચૂંથણાં નિરર્થક છે. પુખ્ત મતાધિકાર પર પ્રજાસમસ્તે ચૂંટેલી સમસ્ત દેશની એક જ પ્રતિનિધિ સભા જે કંઈ નિર્ણયો કરે તે જ અમને માન્ય રહેશે. બાકી કંઈ લોચા વાળવા નથી. ઘરે ભેગા થઈ જાવ, સાહેબો!

### ઉત્સાહમાં આવેલી પ્રજા
### નફરતમાં સિઝાય છે

આ વખતની બ્રિટિશ-નીતિ પરંપરાગત મનમેળ કે ભાનથી રહિત છે એવો ઘૂંટડો પ્રજાસમસ્તને ગળે ઉતરાવવા માટે ગાંધીજી અને સર્વ કોંગ્રેસ-મોવડીઓ જ્યારે મથામણ કરી રહ્યા છે ત્યારે જ બરોંગર, કાશ્મીર કુર્ગ કોટા વગેરે દેશી રાજ્યોની સત્તાઓ, પોતાના પ્રાંતીય આગેવાનોની ધરપકડ કરે છે અને પોલીસ ઉપરાંત લશ્કરનો પણ ઉપયોગ કરી કારમું દમન ચલાવી રહ્યા છે ઉપરાંત એ દમન-દોર પાછળ સરકારી ગોરા અમલદારોની સીધી આડકતરી પ્રેરણા હોવાના પુરાવા મળે છે કાશ્મીરના નેતા શેખ અબ્દુલ્લાની દિલ્હી પં. જવાહરલાલને મળવા જતા રસ્તેથી કરેલી ગિરફતારી તો આ દમનનું છોગલું જ કોંગ્રેસ કારોબારીના નવા ઠરાવમાં આ દમનદોરની સખત સરોષ નોંધ લેવાઈ છે બ્રિ. ડેલીગેશન અહીં આવી રહ્યું હતું ત્યારે બંગાળની ચૂંટણીમાં પણ ટોચથી તળીઆ સુધીના સરકારી અધિકારીઓની ઉઘાડી પક્ષનીતિ પૂરપાટ ચાલી હતી ચૂંટણીમાં પડેલો મોટો પ્રાંતમત મુસ્લિમ લીગને પક્ષે ઓછો જાણીને ઓરવામાં આવેલો હતો એ દીવા જેવું હતું એને અટકાવવા આંગળી પણ ઉંચકાઈ નહોતી. સત્તા છોડવાની બ્રિટિશ દાનત વિષે પ્રજાને શંકિત કરી મૂકે તેવા આ વાતાવરણ પ્રત્યે કાં તો બ્રિ. ડેલીગેશન નાપરવાહ હશે અગર તો એની નિષ્ક્રિયતા એની કશું કરવાની અશક્તિને આભારી હશે શ્રી જીણા હરએક પગલે જે વિઘ્ન-નીતિ આચરી રહેલ છે અને જ્યાં બ્રિ. પ્રધાનો એની સગવડોને અધીન બનતા રહે છે તે પણ બતાવે છે કે મિશનના હાથ કમજોર છે આવી કમજોરી જો ચાલુ રહે તો સંપૂર્ણ આઝાદી હાંસલ કરતા પહેલાના હવે પછીના તબક્કાઓ નિર્વિઘ્ને ને ઝડપે પાર ઊતરવાની આશા રાખવી ફોગટની છે શેખ અબ્દુલ્લા જેવા આગેવાન ડેલીગેશનની મુલાકાતનું માન પામવાને બદલે કારાગારના દ્વાર દેખે છે તે એક વિચિત્રતા છે આવા બનાવો બન્યા કરશે તો તો પ્રજા એમ પણ ઇચ્છશે કે કોંગ્રેસ-નેતાઓ બ્રિ. ડેલીગેશનને અને એની કાર્યવાહીને તડકે મૂકી ઘર ભેગા થઈ જાય આઝાદ હિંદ ફોજના મુકદ્દમાઓની માંડવાળ અને રાજકેદીઓની મુક્તિ પણ કેટલી બધી મુશ્કેલીભરી હદે પ્રજાહિતને તંગ કર્યા પછી આવી! હર પળે પ્રજા ઉત્સાહમાં આવી આવી પાછી નફરત અને હતાશામાં સિઝાય છે

### ટીલાટપકાંના અતિરેકને
### રાજકારણમાંથી વિદાય

મહાસભાના બંધારણમાંની પહેલી કલમમાંથી 'શુદ્ધ અને શાંતિમય' શબ્દો કાઢી નાખવા તેમ જ તેમાંની ખાદી વિષેની કલમ રદ કરવી, એવું ગાંધીજીનું સૂચન થયું છે આ સૂચન ઘણું વહેલું થવું જોઈતું હતું એ શબ્દોનો પ્રયોગ મૂળથી જ નિરર્થક હતો અને એ શબ્દોએ અસત્ય તેમ જ દંભને પોષ્યા છે આ અસત્ય અને દંભની ગુનેગારી માત્ર જેમણે હિંસા આચરી છે ને ખાદી વાપરી નથી તેવા પ્રકટપણે [illegible] કે અશ્રદ્ધા દાખવનારા અનુયાયીઓની જ નથી એ અસત્ય અને દંભનો દોષિત તો ખાદી અને અહિંસાના શાસ્ત્રોક્ત ટીલાટપકાં પહેરનાર ચુસ્ત સમૂહ પણ છે-બલ્કે એ જ મુખ્યત્વે છે ખાદીએ તો એક પછી એક પ્રયોગભૂમિ પર રહી ગયે ઉલટું ભારે ગૂંચવાડો કર્યો છે એ ન બની શકી આર્થિક ધોરણ પર નિશ્ચિત કે ન રહી શકી ધાર્મિક આધ્યાત્મિક શીલસદાચાર શ્રદ્ધાનું પ્રતીક કોંગ્રેસમાં જે એક અમીર વર્ગ જામી પડ્યો તેની જ એ દાસી બની રહી હોય ખાદીના અર્થશાસ્ત્રનો નથી, પણ ખાદી જેવી પોશાકની વસ્તુની પીઠ પર લાદવામાં આવેલી નૈતિક આધ્યાત્મિક મૂલ્યોની ગાંસડીનો છે એ જ ગતિ થઈ છે 'શુદ્ધ' 'અહિંસક' શબ્દોની રાજકારણમાં ભાવના વિચારો અને વર્તનની વિશુદ્ધિ શબ્દો દ્વારા આવી શકે નહિ એ વિશુદ્ધિનું ઉદ્ગમસ્થાન બલિદાનની સચ્ચાઈમાં છે બીજા કોઈ દેશોનું રાજકારણ આવા શાબ્દિક ચોખલિયાવેડામાં ગુંચવાયું નથી ને આપણી કોંગ્રેસની આ વિશેષતાએ આપણા રાજકારણને કોઈ અનેરા આદર્શપદે સ્થાપી આપ્યું નથી ગાંધીજીનું આ કથન તો શબ્દશઃ સાચું છે, કે 'સૂચવવામાં આવેલો સુધારો કરવાથી આપણે વધારે નીરોગી, વધારે અહિંસક ને વધારે ખાદીપ્રેમી બનીશું' ખરું છે ટીલાટપકાંનો અતિરેક મુક્ત જીવનની માનસિક ક્રિયાને રૂંધનારો છે એ દૂર થશે ત્યારે પ્રજામાનસ કુંઠાળું મટી જશે અને ટીલાં ટપકાંને જોરે જ પ્રજામાં સરસાઈ ભોગવતા સામાન્ય જને

દેવપૂજારીઓના સ્થાન પરથી ઊતરી જશે. પ્રજાને દોરવા પ્રેરવાનો અધિકાર આજે તો બીજા જ માણસોના હાથમાં સરી પડ્યો છે, એટલે જો કે આ શબ્દનું હોવું ન હોવું કંઈ ફરક પાડી શકે તેમ નથી, તો પણ એના જવાથી આપણી હાંસી થતી અટકશે, ઉપરાંત આવાં બીજાં પણ જે દંભપોષક તત્ત્વો ઘર કરી ગયાં છે તેના પ્રત્યે ય ગાંધીજીનું ધ્યાન દોરાશે. કસ્તૂરબા ટ્રસ્ટમાં કાળાં બજાર કરનારાઓને, યાંત્રિક ઉદ્યોગોના માલિકોને, સોંપેલું સ્થાન તેમ જ વિદેશી કાપડનો વેપાર કરનારને કોંગ્રેસમાં સ્થાન, વગેરે વગેરે સમસ્યાઓ પર કેટલાક માણસો હામ બીડીને ગાંધીજીને પૂછવા લાગ્યા છે. જાહેર પ્રાર્થના પણ અસત્ય અને દંભને પોષે છે કે નહિ તે વિચાર ક્રમે ક્રમે ઊઠશે.

*વૈજ્ઞાનિક પ્રગતિની આશા સમા*
*વિદેશગામી વિદ્યાર્થીઓ*

વિદેશમાં ભણવા જતા અને ખાસ કરીને અમેરિકા જતા હિંદી વિદ્યાર્થીઓને વિશે આ પાનાં પર અવારનવાર લખાતુ રહ્યું છે. લખવાનો નવો પ્રસંગ મદ્રાસના 'ધ હિંદુ' પત્રે ઉપસ્થિત કર્યો છે. પ્રો. સુંદરમ્ નામના હિન્દી સરકારના કેળવણીવિષયક પ્રતિનિધિએ ન્યુયોર્કના એક સમારંભમાં એવું કહ્યું કે—

'તમારી અમેરિકાની તરફ સમગ્ર દુનિયા પોતપોતાની જરૂરીઆતો માટે નજર કરી રહી છે. હિંદુસ્તાન પોતાની યાંત્રિક ઔદ્યોગિક જરૂરીઆતો માટે તેમ જ વૈજ્ઞાનિક પ્રગતિને માટે તમારા તરફ નિહાળી રહ્યું છે ખેતીની આધુનિક પદ્ધતિઓ, ઉત્પાદનની આધુનિક યુક્તિઓ, રોગોનું નિયમન, અદ્યાપિપર્યંત અણવિકસ્યા રહેલાં એનાં ખનીજ દ્રવ્યો અને જળશક્તિનું સંશોધન, એ અમારી હિન્દની તાત્કાલિક જરૂરીઆતો છે. અમારી સરકારનો કાર્યક્રમ વાર્ષિક ૪૦૦ વિદ્યાર્થીઓને અહીં મોકલવાનો છે, અને બીજા એટલા જ સ્વતંત્રપણે આવશે. તમારી યુનિવર્સિટીઓ અમારા વિદ્યાર્થીઓને દાખલ કરવા રાજીખુશી હોય છે, પણ સરકારમાંથી પાછા ફરતા તમારા પોતાના જુવાનોનો ધસારો છે, વ્યવહારનાં સાધનો ખેંચાઈ ગયાં છે, તેને કારણે અમારા ૨૧૫ જણા તો હજુ પેસેજને વાંકે રખડી પડ્યા છે. વળી અમેરિકામાં ભણવાનું ખર્ચ હિંદના કરતાં ચાર પાંચ ગણું વધારે આવે છે, છતાં પરિણામ જો સમય, મહેનત અને ખર્ચને લેખે લગાડે તેવાં આવે તો અમે ખર્ચથી ખચકાશું નહિ. હિંદ એવી આશા સેવે છે કે પાછા ફરીને આ જુવાનો રાષ્ટ્રના જુવંદ આર્થિક તંત્રનું અને દેશનાં સાધનોનું આધુનિક ધોરણે પુનઃનિર્માણ કરે

*વર્ગોની પોપટ-વિદ્યા નહિ*
*પણ વ્યવહારુ જ્ઞાન જોઈએ*

આના પર 'હિન્દુ'નો તંત્રીલેખ ટીકા કરે છે કે—

'આ જુવાનો ઘેર આવી દેશનાં જુવંદ ઔદ્યોગિક સાધનોનો ઉપયોગ કરે એવી પ્રો. સુંદરમ્‌ની દલીલમાં વજૂદ તો ક્યારે કહેવાય, કે જ્યારે આ દેશની સરકાર દેશાવર મોકલેલા જુવાનોને માટે પદ્ધતિસરની તાલીમનું આયોજન કરતી હોય, મોકલાતા વિદ્યાર્થીમાંનો દરેક જણ જો આંહીં ખાતે જે જ્ઞાન એને મળતું નથી તેની પ્રાપ્તિ ત્યાં જઈને કરી શકે નહિ તો પછી અમેરિકાની કેળવણી આપણે માટે નિરર્થક છે. આધુનિક વિજ્ઞાન અને 'ટેકનોલોજી'ની પાર્શ્વભૂ તો આપણી યુનિવર્સીટીઓ પણ આંહીં પૂરી પાડી શકે તેટલા હદે પ્રગતિ કરી ચૂકી છે. અહીં હિંદ ખાતે જે શીખવાય છે તે વિષયોનો શાસ્ત્રાભ્યાસ કરવા માટે જ જો ત્યાં વિદ્યાર્થીઓ મોકલાતા હોય, અને ઉદ્યોગોના વિકાસ સાથે જરૂરી એવું ટેકનિકલ જ્ઞાન જો ત્યાં ન મળી શકે તેમ હોય, તો ત્યાં જવું નિરર્થક છે. અમેરિકા પાસેથી હિન્દને જે જોઈએ છે તે ક્લાસરૂમની પોપટ-વિદ્યા નહિ પણ કારખાના અને રિસર્ચ-ભવનોનું વ્યવહારુ જ્ઞાન છે આવા જ્ઞાનની શક્તિની જેઓએ અહીં પ્રતીતિ કરાવી હોય તેમને જ ત્યાં મોકલવા જોઈએ. એ જ રીતે સરકારી મદદથી ગયેલાઓને એ આંહીં પાછા આવે ત્યારે એવી યોજનાઓ ને સાહસો પર મૂકવા જોઈએ કે જેમાં એમનું નવું જ્ઞાન તાત્કાલિક ખપનું નીવડે. ખેતીવાડીના નિષ્ણાતોને અહીં આવી રેલ્વેઓમાં નોકરી મેળવવાની હોય અને આંકડાશાસ્ત્રના ધુરંધરોને બેન્કોમાં કારકુની કરવાની હોય તો એમની પાછળ ખર્ચ વેઠવા આપણે તૈયાર નથી. ભૂતકાળમાં આમ બન્યું છે, આજે પણ આમ બની રહ્યું છે.'

*અન્ય યોગ્ય દિશાઓ છોડી*
*અમેરિકા જતો ગાડરિયો પ્રવાહ*

'હિન્દુ'ની છેલ્લી ટીકા તો વધુ મહત્ત્વની છે. આજ સુધી ઇંગ્લાંડ આપણા જુવાનોનું મક્કા કે કાશી હતું, તો આજે હવે અમેરિકાનો નાદ લાગ્યો છે. પણ જો વિદેશાભ્યાસનો હેતુ એકલું પુસ્તકજ્ઞાન મેળવવાનો નહિ પણ પ્રજાપ્રજાની સંસ્કારિતાનું દર્શન મેળવવાનો હોય, તો વિયેના મોસ્કો અને પેકીંગ તરફ જુવાનોને કેમ નથી મોકલાતા? ઓક્સફર્ડ અને કોલંબીઆથી જ શા માટે ઇતિશ્રી મનાય છે? ઉપરાન્ત ટેક્નીકલ અને ઔદ્યોગિક તાલીમ માટે પણ જવા લાયક જબરી પ્રગતિ કરી ચુકેલા અન્ય દેશો દુનિયાના પટ પર પડ્યા છે. ત્યાંની સાથે સરકાર પ્રબંધ કેમ કરતી નથી? પ્રજા કેમ ગાડરિયા પ્રવાહની પેઠે અમેરિકા તરફ ધસી

રહી છે? શું મોરકો વિજ્ઞાન–અણુતરનું સુયોગ્ય ધામ નથી? તાજા સમાચાર વાંચવા મળે છે કે–

'મૂએલાં માણસોનાં શરીરોમાંથી હૃદયો કાઢીને એને અમુક પોષક પ્રવાહીઓના બનેલા 'બાથ'માં મૂકી મોરકોના વિજ્ઞાનીઓએ જીવતાં કર્યાં છે એ હૃદયોએ પૂર્વવત્ ક્રિયા કરવાનું ૧૦ થી ૧૩ કલાક ચાલુ રાખ્યું હતું. ૧૮૦ હૃદયો પર પ્રયોગ કર્યો તેમાંથી ૪૫ની જીવનક્રિયા ટૂંક મુદત માટે પણ પુનર્જીવિત કરાઈ હતી.'

આમ મૃત્યુદશાને જ મિટાવવાની સફળતા જ્યાં હાથવેંતમાં છે, એવા દેશ રશિયાને હિંદી વિદ્યાર્થીઓનું યાત્રાધામ બનાવીએ તો જ વિદેશાગમનની દૃષ્ટિ સાચી ઊઘડી કહેવાય. ભાષાની મુશ્કેલી તો સહેલાઈથી નિવારી શકાય તેમ છે. જર્મની વીયેના અને ઝેકોસ્લાવેકીઆ જઈ આવેલા જુવાનો એની સાક્ષી પૂરે છે સ્વાહિલી, બરમી, જાપાની જેવી અટપટી ભાષાઓને પકડવામાં હિંદીજનની કુશળતા પુરવાર થઈ ચૂકી છે.

આમાંથી ફલિત થતી બાબત સાહિત્યક્ષેત્રને લગતી છે. આજસુધી હિન્દનો સાહિત્યસંપર્ક અંગ્રેજી ભાષા પૂરતો જ રહ્યો છે. જે કંઈ એ ભાષા અહીં ઘસડી લાવે છે તેનાં જ આપણે જળ–દેડકાં રહ્યા છીએ. અંગ્રેજી ભાષાએ આપણા સાહિત્યજ્ઞાનને અને વિચારદૃષ્ટિને પક્ષાઘાતનો રોગ આપ્યો છે. વિદેશ જતા વ્યાપારીઓ ને ઉદ્યોગપતિના છોકરાઓ પરદેશી ભાષાઓને પોતાના વ્યવહાર પૂરતી જ સેવે છે. વિચારધન તેઓ લાવી શકતા નથી. સંસ્કૃતિના વિનિમય માટે પણ સાહિત્યલક્ષી વિદ્યાર્થીઓનાં જૂથ મોરકો, ઈસ્તંબુલ, પેકીંગ ને વિયેના મોકલાવાં જોઈએ

*માણસાઈનું દેવાળું કાઢતો*
*લગ્નસરાનો એક જ મહિનો*

આવતા ઓગસ્ટ મહિના સુધીમા જો દેશાવરથી અનાજ નહિ આવે તો હિન્દની અનાજની માપબંધી તૂટી પડશે, એવી સરકારી જાહેરાતની ભયંકરતાની જોડાજોડ આ વખતના વિવાહાએ મચાવેલી ખાદ્ય પદાર્થોની બરબાદીનું ચિત્ર ઊભું છે. આ લગ્નસરાનો એક વૈશાખ મહિનો જ લઈએ તો પણ હિંદી પ્રજાની બેભાન મનોદશાનો ચિતાર મેળવવાનું બસ થઈ પડશે. સમજુ ને અણસમજુ અભણ ને ભણેલા, ગામડિયા, શહેરી, જડસ ને સંસ્કારી, એવા કોઈ પણ વર્ગભેદ વગર લોકોએ વિવાહ પાછળ લોહિયાળ વરા .ઊજવ્યા છે. અનાજ ઘી ગોળ ખાંડ કાળાં બજારોમાંથી ચોરીને ખેંચ્યાં છે. ભૂખમરાની આગાહીને કોઈએ ગનકારી નથી. મુકરર સંખ્યાને નેવે મૂકી સેંકડો લોકોને જમાડવા માટે રસ્તો પાથરી છે. આ ભોજનનો કોળીઓ ગરીબોને હોઠે પહોંચાડવાનો થોડો સંતોષ પણ તેમને સાંપડ્યો નથી. ભરેલાં પેટ પાસે જ થાળીઓ પિરસાઈ છે ને એઠાંમાં ફેંકાઈ છે. દેશ્વે વહેવારને એની આજની યુદ્ધોત્તર તંગ દશામાં આ વિવાહ નિમિત્તે એટલો તો કપરો બનાવી દેવાયો છે કે માણસમાંથી માણસાઈનું દેવાળું નીકળ્યું છે કંકોતરીઓનો શોખ તો પૂરબહારમાં માણ્યો છે.

*પ્રજાવિઘાતક ધંધાઓ કરનારા*
*રાષ્ટ્રીયતાના બિલ્લેદારો*

વનસ્પતિ ઘીની નવી નવી ખોલાઈ રહેલી પેઢીઓના સૂત્રધારોની નામાવલિ પર નજર કરો, ત્યાં તમને રાષ્ટ્રીયતાના બિલ્લેદારો બિરાજમાન દેખાશે. આ કંપનીઓની બુલંદ જાહેરાતો રાષ્ટ્રીય છાપાંમાં છપાય છે. દેશમાં કોઈ મહાન ઉદ્યોગની સ્થાપના થઈ રહી હોય એવા દરેસા અને દમામ સાથે આ ચાલી રહ્યું છે. ભાગીદારો રાષ્ટ્રફાળાના દાનેશ્વરીઓ હોવાથી કોઈ પણ રાષ્ટ્રપુરુષના ઠપકાથી પર છે. આવા લોકોનું, પ્રજાવિઘાતક ધંધા કરવા પાછળનું પીઠબળ તેમની રાષ્ટ્રીયતાની ઈજ્જતમાં રહેલું છે. જે પગલાં માટે સમાજે એમનાં શિર પર ફિટકાર ને થૂથૂકાર કરવો ઘટે તે જ પગલાં તેમને વધુ નાણાં રળતા બનાવી રાષ્ટ્રકાર્યોમાં વધુ ફાળા પૂરવાની સ્થિતિ સંપડાવે છે

આ જમાતોના ગોરખધંધાને ખતમ કરવાનો માર્ગ એક છે, ને તે આસામની નવી કોંગ્રેસ સરકારે અપનાવ્યો છે. ત્યાંની સરકાર ત્યાંના મુખ્ય મુખ્ય ઉદ્યોગોનું રાષ્ટ્રીકરણ કરનાર છે, એટલે કે ખાનગી પ્રજાજનોના હાથમાંથી આંચકી લઈ રાજશાસન હસ્તક લઈ લેનાર છે. સમાજવાદ તરફ ભરાતું આ મહત્ત્વનું પગલું છે. દરેક કોંગ્રેસશાસિત પ્રાંતે આ દિશામાં જવું જોશે. એરણની ચોરી કરીને સોયનું દાન દેનારાની આ જમાતેને નિર્મૂળ કરવા સિવાય દેશની આર્થિક દશા ઠેકાણે આવશે નહિ. એમનો હૃદયપલટો થાય નહિ. બિરલાનો પણ નથી થયો. 'હિંદ છોડો' એ સૂત્ર એકલા પરદેશી ગોરા

પ્રત્યે જ નહિ પણ આ વધુ કુનેહબાજ અને સુરક્ષિત સ્વદેશી શોષણકારો પ્રત્યે પણ ચરિતાર્થ કરવાનું છે. પ્રજાની બેકારી ટાળનારા બુલંદ ઉદ્યોગોને પ્રાંત સરકારો પૈસાને વાંકે હાથ ધરી શકતી નથી. એ ગેરલાભ આ પૈસાવાળા લૂટે છે. પ્રાંતોએ સાધનસંપન્ન બનવું હોય તો આ જ માર્ગ છે ફાળા ઉઘરાવવા એ માર્ગ નથી. એ દાનો નથી પણ રૂશ્વતો છે, 'બ્લેકમેઇલ મની' છે. એને અંકુશે પણ વિનાશ છે. મુસ્લિમ લીગને દેશદ્રોહી કહીએ છીએ, પણ આ હિંદુ શોષકોની લીગ દંભ ધરીને જે દેશદ્રોહ ચલાવી રહી છે તેનો હિસાબ નીકળવો જોઇએ.

અમુક પ્રાંતોની સરકારો પોતે ધારે તો વહાણવટાને પણ પોતાનો ઉદ્યમ બનાવી શકે. આસામની સરકારે પ્રથમ ઉદ્યમ તો ગોરાને હસ્તક ચાલતા ચહાના બગીચાનો હાથ કરવા જેવો છે. એ ઉદ્યોગ દેશની મજૂર-પ્રજાનાં હાડચામ પણ ચૂસી રહ્યો છે.

*રણજીતરામ ચંદ્રકદાનને*
*સર્વાનુમતિથી શોભાવો*

રણજીતરામ સુવર્ણ ચંદ્રકના વાર્ષિક માનાધિકારીની વરણી કેટલીકવાર જાહેર ટીકાનો વિષય બની જાય છે આ ટીકામાંથી એક તો સારી વાત ફલિત થાય છે કે ઉક્ત ચંદ્રક ગુજરાતના ગૌરવની વસ્તુ છે અને તેથી કરીને તેનો મેળવનાર પણ આ ગૌરવનો સાચો અધિકારી હોવો ઘટે એવી લાગણી સૌ કોઇ સેવી રહેલ છે. એની મહત્તા ને મોભો ઊતરી જવાં કે સસ્તાં થવાં ન જોઇએ. પરંતુ એક વાત યાદ રાખવા જેવી છે, આ ચંદ્રકદાન માટેની વ્યક્તિની, ગુજરાત સાહિત્યસભાની કારોબારી સમિતિમાં રીતસર વરણી થાય છે. સમિતિની સભામાં એક કરતાં વધુ સભ્યો-તરફથી જુદાં જુદાં નામો રજૂ થાય છે અને પછી બહુમતી મેળવી જનાર નામ મંજૂર રહે છે. નાની એવી કારોબારી સભામાં એકબીજા નામોની હરીફાઇ એ બેશક આદર્શ રીત તો નથી. બેચાર મતોના તફાવતે લેવાતો નિર્ણય ગમતો તો ન જ હોઈ શકે, વિવાદાસ્પદ તો બન્યો જ હોય, ને એ વિવાદના પડઘા બહારની દુનિયામાં પડ્યા વિના રહે નહિ. ઇષ્ટ તો સર્વાનુમતે થતો નિર્ણય જ હોઈ શકે, પણ દબાઈ શરમાઈ કે જતું કરીને જો સર્વાનુમતિ મેળવાય તો પણ સારું નથી એ કરતા ઉઘાડો મતભેદ સારો. છતાં શોચનીય તો એ છે કે આટલા અલ્પસંખ્ય મતદારો વચ્ચે પણ આવી નાજુક બાબત પર મતૈક્ય સાધી શકાતું નથી. વિધિસર સભા મેળવતા પહેલાં આપસ આપસમાં, બની શકે તો વ્યક્તિગત સંપર્ક સાધીને અમુક એક જ માણસના નામ પર સૌને એક, મત કરવા એ શું અશક્ય છે? આંતરિક તાણખેંચની વૃત્તિ શું મૂઠીભર માણસોમાં—ને તેય પાછી સંસ્કાર-સંપન્ન માણસોમાં—એટલી બધી પ્રબળ હશે, કે વર્ષમા એક વાર આવતો ચંદ્રકદાનનો અવસર પણ શોભાસ્પદ સર્વાનુમતીથી પાર પાડી શકાતો નથી? આમાં તો બાપડા ચંદ્રક મેળવનારની દશા કમબખ્ત બને છે. એના કશા દોષ વિના એને સુંઘવુ પડે છે. આમ જો બન્યા કરે તો ચંદ્રક માટે ચુંટનારે પોતે જ સામે ચાલીને કહી દેવા જેવો સમય આવશે કે, ભાઈ! સર્વાનુમતે વરાયા વિના હું એ ચંદ્રકનો સ્વીકાર નહિ કરી શકું. દરેક વરાનાર જો આમ કરે તો સર્વાનુમતીની પ્રણાલિકા ચાલુ થાય પણ ખરી.

માણસ પોતે છે તેના કરતાં પોતાની જાતને
હમેશ ઊંચી આંકતો હોય છે ને તેની કિંમત તે છે
તેના કરતા હમેશ ઓછી અંકાતી હોય છે.

# યજ્ઞનો બલિ

બાબુભાઇ વૈદ્ય

'હું તારી વાત માનતો નથી.'

'તું ભલેને ન માન, પણ વાત એ જ સાચી છે.'

'તું વીરચંદભાઈને ઓળખે છે?'

'વીરચંદભાઈને ઓળખવાનો તો તેં ઇજારો રાખ્યો હશે, કાં?'

'છતાં ય તું કહે છે કે વીરચંદભાઈ લડતમાં નહીં જોડાય?'

'હા!'

'શા ઉપરથી એમ કહે છે?'

'ખુદ વીરચંદભાઇના કહેવા પરથી.'

'વીરચંદભાઈ એમ કહે જ નહીં.'

'વીરચંદભાઈ શું કહે અને શું ન કહે એની તને શું ખબર પડે?'

'વીરચંદભાઈને મેં બરાબર ઓળખી લીધા છે.'

'આ વખતે તું ખોટો પડવાનો છે.'

'હું ખોટો પડું જ નહીં ને!'

'પણ ખોટો પડ તો?'

'સો-સો રૂપિયાની શરત!' મેં કહ્યું.

'શું કહ્યું?' મિત્રે આશ્ચર્યથી પૂછ્યું.

'હું કહું છું કે વીરચંદભાઈ આ લડતમાં જોડાશે.'

'અને હું કહું છું કે નહીં જોડાય.'

'જો વીરચંદભાઈ લડતમાં જોડાય તો તારે મને સો રૂપિયા આપવા. અને ન જોડાય તો મારે તને સો રૂપિયા દેવા.'

'એટલી મોટી રકમ મને ન પોસાય'

'ચાલને દશ રૂપિયા.'

'ભલે, એ કબૂલ!'

હું ત્રીજી અંગ્રેજી ભણતો હતો ત્યારે અમારા એક શિક્ષકે અમને સમજાવેલ કે 'શરત એ જુગાર છે.' જ્યારે જ્યારે હું કોઇ સાથે શરત બકતો ત્યારે મને એ વાત યાદ આવતી. પણ વીરચંદભાઈનો કિસ્સામાં તો હું શરત બકી રહ્યો હોઉં એમ મને નહોતું લાગતું. મારો મિત્ર દશ રૂપિયા ગુમાવશે અને હું એ રકમ મેળવીશ તેની મને પૂરેપૂરી ખાત્રી હતી.

વાત એમ હતી કે વીરચંદભાઇ સત્યાગ્રહની લડતના જૂના ને જાણીતા લડવૈયા હતા. દરેક લડત વખતે કામકાજ છોડીને એ લડતને મોખરે રહ્યા હતા. હવે ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો હતો. ચુનંદા સત્યાગ્રહીઓ જ તેમાં જવાના હતા મારો મિત્ર કહેતો હતો કે વીરચંદભાઈ એમાં નહીં જોડાય. હું કહેતો હતો કે એ જોડાશે. આ બાબત પર અમે શરત મારવાની હદ સુધી ગયા હતા.

*

'૨૧ ની લડત આવી ત્યારે વીરચંદભાઈ એક દેશી રાજ્યમાં થાણદાર તરીકે કામ કરતા હતા. રેવન્યુ અધિકારીઓને ત્યાં જે સાહ્યબી હોય છે તે વીરચંદભાઇને ત્યાં પણ હતી. ઘેર ગાડી-ઘોડા, ગાયો-ભેંશો વગેરે હતાં. વીરચંદભાઈ એકંદરે પ્રામાણિક અમલદાર હતા, છતાં પોતાનાં ઢોર-ઢાંખર માટે લોકો પાસેથી ખડ-પૂળા લેવામાં તેમને કશું અજુગતું ન લાગતું. વીરચંદભાઇ જેવા ભલા અધિકારીને ત્યાં ખડ-પૂળો કે શાક-પાન નાખી આવવામાં ખેડૂતોને પણ પોતે વેઠ કરતા હોય તેમ ન લાગતું. ખેડૂતો અને વીરચંદભાઈ વચ્ચે અંગત સંબંધ બંધાઈ ગયો હતો.

વીરચંદભાઇને ત્યાં ઘી-દૂધની છોળો ઊડતી, મહેમાનો ને મહેફિલોની પરંપરા ચાલ્યા જ કરતી. નાના શા ગામમાં વીરચંદભાઈ રાજશાહી ઠાઠમાઠથી રહેતા.

આમાં '૨૧ ની લડત આવી. ગાંધીજીએ ગુલામ રાષ્ટ્રમાં સ્વરાજ્યની ભાવના પ્રગટાવી. એમની રણહાકે દેશ આખો ખળભળી ઊઠયો. નિયમિત 'નવજીવન' વાંચતા વીરચંદભાઇ રાષ્ટ્રવ્યાપી લડતના આંદોલનથી અલિપ્ત ન રહી શકયા.

ગુલામીની જંજિરો તોડવા દેશભરમાં લડત જામી હતી. માથાં ફૂટતાં હતાં. ગોળીબારો થતા હતા અને તેમ તેમ તો રાષ્ટ્ર-લડતનો જુવાળ વધતો જતો હતો.

વીરચંદભાઈએ નોકરી છોડી દીધી. લોકોને આશ્ચર્ય થયું. આવી સારી નોકરી મૂકી માથાં ફોડાવવા જનાર તેમને ઘેલો લાગ્યો. વીરચંદભાઈને મનાવવાના પ્રયત્ન પણ થયા.

'સા'બ, તમારે લડતમાં શું કામ જાવું જોઇએ ?' એક ખેડૂતે પૂછ્યું.

'આજે આપણે બધા ગુલામ છીએ. એ ગુલામી દૂર કરવા મહાત્મા ગાંધીજી પ્રયત્ન કરે છે. સ્વરાજ્ય મેળવવા માટે થોડી મહેનત તો કરવી પડેને ?'

'તી મે'નત કરનારા બીજા કયાં થોડા છે ! તમારે શું કામ જાતું જોઇએ ?'

'પટેલ ! ગાંધીજીની લડત જરા વિચિત્ર છે. અત્યાર સુધી લડતમાં મારી ને મરવાની વાત હતી. ગાંધી મહાત્મા કહે છે કે સામાનો વાળ વાંકો કર્યા વિના આપણા પ્રાણ આપી દેવા.'

'ઈ સંધું ય સાચું. પણ એમાં તમારે શું કામ જાવું જોઇએ ?'

'મારે શું કામ ન જાવું ?'

'સા'બ, તમે સુંવાળા માણસ. કોઇ દી' તુંકારો ય સહન કર્યો ન હોય, માર ખાવા ઇ કાંઈ તમારાં કામ છે! બીજાં કયાં થોડા છે! તમતમારે થાણદારી કર્યે રાખોને !'

'પટેલ, તમારે ઘેર તમે જગન માંડો ત્યારે એમાં હોમવા માટે સડેલ વસ્તુઓ ભેગી કરશો કે સારી?' વીરચંદભાઇએ પૂછ્યું.

'જગનમાં સડેલ વસ્તુ હોમાતી હશે ?'

'તો એમ જ આ ગાંધીજીની લડાઈનું સમજી લેવું. એ પણ જગન છે, એમાં જેવા તેવા માણસો કામ ન આવે. સારામાં સારા માણસોએ જ તેમાં જવું જોઇએ, આ લડાઇ એ તો હિંદમાતાની મુક્તિનો યજ્ઞ છે. એમાં અપિ બનનાર અપવિત્ર હશે તો કામ નહીં આવે.' વીરચંદભાઇની વાત સાંભળી એ ભાઇ ચૂપ થઇ ગએલ.

વીરચંદભાઇ લડતમાં જોડાયા, પકડાયા. જેલમાં પુરાયા. ગાડી-ઘોડા અને ઘી-દૂધની છાકમછોળમાંથી એકાએક જેલમાં આવી પડવા છતાં વીરચંદભાઇને કોઇએ કદી કટાણું મોઢું કરતા જેયા ન હતા, જેલ-જીવનની યાતનાઓથી એ દુબળા પડી ગયા હતા, પણ તેમના મુખ પરની કાંતિ વધી હતી.

એક સાચા સત્યાગ્રહીને છાજે એ રીતે વીરચંદભાઈએ પોતાનું જીવન ઘડયુ. સામાન્ય સ્વયંસેવકો વાતવાતમાં ગાંધીજીને પત્ર લખવા બેસતા, વીરચંદભાઇ પોતાને કંઇ શંકા થાય ત્યારે ગાંધીજીનાં ઝગલાબંધ લખાણો વાંચવા બેસી જતા. પણ ગાંધીજી પર સીધો પત્ર લખવાનો તો તેમને વિચાર પણ ન આવતો. ગાંધીજીના જીવનની પળેપળ કિંમતી હતી. એના પર તરાપ મારવાનું વીરચંદભાઇ નાપસંદ કરતા.

જેલમાંથી છૂટી વીરચંદભાઈ રાષ્ટ્રીય શાળામાં જોડાયા. લડત સફળ નહોતી થઈ, કેટલાક નિરાશ થયા હતા, પણ વીરચંદભાઈ તો સત્યાગ્રહનાં સાચાં સ્વરૂપને સમજી શકેલા. નિરાશા તેમને સ્પર્શી નહોતી શકતી. પોતાના કારકૂનને જેટલો પગાર મળતો એટલા પગારથી વીરચંદભાઇ રાષ્ટ્રીય શાળામાં જોડાયા. ઘણો કાલ સુધી હાકેમી કરતા વીરચંદભાઇને શિક્ષક બનવામાં અનેરો આનંદ આવ્યો હતો. વિદ્યાર્થીઓ તેમના પર આફરીન હતા.

પણ રાષ્ટ્રીય શાળાના સંચાલક સંકુચિત માનસવાળા હતા. ગાંધીજીની સાચી ભાવના એ પચાવી શકયા ન હતા. ગાંધીજી નોકરશાહીના જે દુર્ગુણો કાઢવા મથતા હતા એ જ દુર્ગુણો જરા જુદે સ્વરૂપે આ સંચાલકમાં હતા. વીરચંદભાઇએ બે ત્રણ વખત તેમનું ધ્યાન ખેંચ્યું, પણ સંચાલક સુધરી શકે તેમ ન હતા.

આખરે કંટાળીને વીરચંદભાઇએ ગાંધીજી પાસે દોરવણી માગી. ગાંધીજીનો જવાબ આવ્યો. 'મારા સાથીદારોની ક્ષતિઓ હું જાણું છું. તમે છૂટા થાવ તો કંઇ ખોટું નથી. પણ મનમાં કડવાશ સાથે છૂટા ન થશો.' એવી મતલબનું કંઇક તેમણે લખ્યું હતું.

વીરચંદભાઇ રાષ્ટ્રીય શાળામાંથી છૂટા થયા. વિદ્યાર્થીઓ થોડા દુઃખી થયા. સંચાલકને પણ પોતાને કારણે વીરચંદભાઇ છૂટા થાય એ ઠીક તો ન લાગ્યું, પણ તેમનો અને પોતાનો મેળ મળે તેમ ન હતો.

રાષ્ટ્રીય શાળામાંથી છૂટા થયા પછી વીરચંદભાઈ સામે 'હવે શું ?' એ પ્રશ્ન ઊભો થયો.

'કેમ ક્યાં યે બીજે નોકરી મળે છે ?'

'ના–રે!' વીરચંદભાઈએ હસીને કહ્યું, 'મારે નોકરી કરવી જ નથી.'

'ત્યારે શું કરવું છે ?'

'દેશમાં જવું છે.'

'દેશમાં જવું હોય તો રજા લઈને ક્યાં નથી જવાતું? તમે એમ માનો છો કે હું રજાની ના પાડીશ ?'

'ના–ના, શેઠ! એવું કંઈ નથી. મને તો માતૃભૂમિનો સાદ આવ્યો છે. આજે ત્યાં લડતનાં મંડાણ થયાં છે. હું ત્યાં જાઉં છું.'

'લડત પ્રત્યે સહાનુભૂતિ બતાવવી હોય તો અહીંથી સારામાંસારો ફાળો કરીને મોકલીએ. એમાં નોકરી મૂકી દેવાની શી જરૂર છે ?'

'શેઠ, હું તો લડતમાં જ ઝંપલાવવા માગું છું.'

''૨૧ની લડતથી ધરાઈ નથી ગયા ?'

''૨૧ની લડતનો મને તો બહુ સારો અનુભવ છે માટે જ આજે પાછો લડતમાં જવાનું વિચારું છું. અને નૂ કરે નારાયણ ને આ લડત નિષ્ફળ જાય તો આ પછીની લડતમાં પણ હું તો અચૂક જઉં.'

શેઠની વાતો કાન પર ધર્યા વિના વીરચંદભાઈ તો નોકરી છોડી હિંદમાં આવી પહોંચ્યા.

પછીની વાત તો ટૂંકી છે. લડતમાં બધે વીરચંદભાઈ મોખરે હતા. વ્યક્તિગત સત્યાગ્રહમાં પણ એ હતા. યાતનાઓ સહેવાની, વ્યવસ્થા કરવાની અને પ્રેમથી સૌને વશ કરવાની વીરચંદભાઈની શક્તિથી તેઓ સત્યાગ્રહીઓમાં માનીતા થઈ પડ્યા હતા, પણ કંઈક શરમાળ પ્રકૃતિને કારણે તેમ જ સાચા સત્યાગ્રહી તરીકે સત્તાનો મોહ ન હોવાથી વીરચંદભાઈ આગેવાન નહોતા બન્યા.

'૩૦–'૪૦ ની લડતો ય પૂરી થઈ. પાછો વીરચંદભાઈ માટે રોટીનો પ્રશ્ન ઊભો થયો. એક રાષ્ટ્રવાદી પત્રના તંત્રી વિભાગમાં તે જોડાયા. રાષ્ટ્રવાદી પત્રની નીતિરીતિના વીરચંદભાઈને જે અનુભવ થયા તેની તો ઘણી લાંબી કથા છે. પણ અહીં તે અસ્થાને છે.

રાષ્ટ્રીય શાળાની માફક વીરચંદભાઇને રાષ્ટ્રીય પત્ર પણ છોડવું પડ્યું. ૧૯૩૯માં વીરચંદભાઈ છૂટા થયા. એ પછી તેઓ ઘણી તંગી અનુભવી રહ્યા હોવાનું મેં સાંભળ્યું હતું.

તેમાં આવી વ્યક્તિગત સત્યાગ્રહની '૪૦ની લડત. મારા પ્રદેશમાં હું જાણીતો નેતા બની ગયો હતો. મારે ત્યાંના કસાએલ સત્યાગ્રહીઓનાં નામ મારે ભેગાં કરવાનાં હતાં. વીરચંદભાઈનું નામ મેં મારી ગણતરીમાં લીધું હતું.

મારો એક મિત્ર વીરચંદભાઇને મળી આવ્યા પછી કહેતો હતો કે તે સત્યાગ્રહમાં નહીં જોડાય. મેં વીરચંદભાઈની નોંધપોથીઓ વાંચી છે. હરેક વર્ષથી હું તેમને ઓળખું છું. તેમનાં દિલમાં ક્યાં ય કડવાશને સ્થાન નથી. બાપુજી જ્યારે ચુનંદા સત્યાગ્રહીઓ માગે છે ત્યારે વીરચંદભાઇ ના પાડે એ મારી સમજમાં જ નથી ઊતરતુ અને તેય વીરચંદભાઇ બેકાર છે ત્યારે તો કેમ જ સમજાય ?

સત્યાગ્રહીઓનું પત્રક તૈયાર કરવા નીકળેલો હું મિત્ર સાથે શરત મારી, બીજે દિવસે વીરચંદભાઇ પાસે પહોંચ્યો.

'કેમ છો, વીરચંદભાઇ?' મેં પૂછ્યું.

'પધારો–પધારો! આજ તો તમે આવી ચડ્યા!' વીરચંદભાઇએ કહ્યું

'આપ ક્યારે જાવ છો?' મેં પૂછ્યુ.

'ક્યાં ?' વીરચંદભાઇએ પૂછ્યું.

'જેલમાં.' મેં કહ્યું.

'છે કાંઇ?'

'કઇ દુનિયામાં વસો છો ?'

'કાં ?'

'વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થનાર છે તેની તમને ખબર નથી?'

'ખબર છે.'

# એ પ્રાણ હજુ મર્યો નથી

ઝવેરચંદ મેઘાણી

## ટાંચણપોથીનાં વધુ પાનાં (હપ્તો બીજો)

૧

ગીતો મેં ગાગરમાં ભરી રાખ્યાં છે.
ઈચ્છું ત્યારે ઢાંકણ ઉપાડી નાખું,
એટલે ગીતોની ધાર થાય.

૨

ધરતીની ધૂળમાંથીય
ગીતો હું બનાવી શકું છું.
એક પૂરું થયું નોય
ત્યાં તો બીજું હાજર!

૩

જાનારાને માટે
ચોખ્ખી ને અજવાળી રાત રૂડી.
પણ સજણાંને કાજે તો સારેરી
અંધારપછેડે ઢાંકેલી રાત.

૪

આ મોં તારું તું શા વડે ધૂએ છે અલિ!
તે તાજું ને તાજું જ દિસે છે?
હું તો ધોઉં છું ચોખે જળે,
બાકીનું બધું ભગવાન કરે છે.

૫

તને મેં ફૂલ સમી કહી,
સરખામણી સાચી'તી
કારણ તારા પર બધા યે મોહે
તને મોહ કોઈ પર નહિ

૬

હઠા રસ્તે પડ પાગલી!
તું તો છે દેરાંની ઠેકરી જેવી.
જે આવે તે વગાડે.

સ્પેનીશ લોકગીતોના અંગ્રેજી અનુવાદોવાળા મારા ટાંચણનું આ ગુજરાતી કરીને આપું છું. ૧૯૨૯ની એ સાલ છે. જ્યારે રોયલ એશિયાટિક સોસાઇટીના ગ્રંથાગારમાં બેઠો બેઠો થોથાં ઉથલાવતો હતો, ને ક્ષુધાતુર જેમ ખાય તેમ ઉતારા કરતો હતો. 'સ્પેનીશ ફોકસોંગ્ઝ-બાય એસ. ડે. મેડેરિઆગા' આ મેડેરીઆગા નરવાચક નામ હશે કે નારીવાચક? જાણી શકાયું નથી, પણ છે તો કોઇક સમાનધર્મી જીવડો! લોકગીતની પાછળ પાગલ બનેલા વિના તો આવું કોણ લખે કે:

'બુદ્ધિ તો ગુમાની છે. માનવીનો આત્મા સત્ય અને સૌંદર્યને ઉંબરે, વિચારનાં વણેલાં રાંદવાની સીડીને માર્ગેથી નહિ પણ એથી ટૂંકે માર્ગે પણ પહોંચી શકે છે એ વાતને બુદ્ધિ તો મહામુશ્કેલીએ નિહાળી શકે છે. સ્પેનીશ પ્રજાએ સત્ય અને સૌંદર્યની શોધમાં નીકળી પડવામાં, એના સુધારકોએ એને છાપાં વાંચનારાં વિદ્વાનોની કક્ષાએ પહોંચતાં કર્યાં ત્યાં સુધી વાટ જોઇને બેસી રહેવું ગણકાર્યું નથી, એમણે તો ઉઘાડી આંખે ચોપાસ નજર કરી અને સહૃદયતાભેર ગાયે રાખ્યું. પરિણામે નીપજી આ લોકકવિતા, કે જેને ટપી જાય તેવું બીજું કંઇ હજુ નીપજ્યું નથી સમૂહ-શાયર લેખે જોઇએ તો સ્પેનીશ જનતા એ યુરોપના સર્વોત્તમ મર્જક કવિઓની હરોળમાં બિરાજે છે.'

એ સર્વોત્તમ કવિતાનાં બાહ્યાભ્યંતર લક્ષણો બતાવતી અને તુલના કરી આપતી એ મેડેરીઆગાની પ્રવેશિકાનો મારા ટાંચણમાં ટપકેલો પાનાંબંધ ભાગ અહીં ઉતારીને વાચકોને વિવેચનથી ગુંગળાવી નાખવા કરતાં તો સારી વાત એ જ છે કે આ સ્પેનીશ લોકકવિતાને પોતાને સ્વયંપ્રતીત બનવા દઉં. ટાંચણમાંના એ મુક્તકોને જ ગુજરાતી ગદ્યમાં મૂકું:

*

તારીરે જુદા પાડેલા
બે ઝાડ જેવા તું ને હું:
વચ્ચે પડ્યો છે રસ્તો
પણ ડાળીઓ આપણી ગુંથાઈ ગઈ છે ઊંચે

*

ઓ માડી!
પણી-સદેં એણે મારું બેડું ફોડ્યું.
બેડાનું મને દુઃખ નથી,
દુઃખ તો છે ગામગપાટાનું.

*

બે જણીઓ જોઉં મને જોઇને
રસ્તે જતી તું પડકાની ના,
મેએ તો ઘણાય જાય,
પણ એ તો જોવા—વોરવા નહિ

*

છે ના કંઈ અચરજની વાત!
એ જ દહાડા પર એની ઓળખાણ થઈ,
આ જ તો મારી મા કરતાં ય વહાલેરી લાગે છે.

*

તું કહેછ કે એને તું ચાહતો નથી,
તેમ નથી તું એને મળવા જતો;
પણ તો પછી એના ઘરની કેડીએ
ઘાસની સળી યે ઊગતી નથી શાથી!

*

મારી શાળીના બાગમાં
વાવી ગોટીને સીંચી તો હું તરીભૂખો.
ગુલાબો ચૂંટવાની મોસમ આવી
ને બીજો માળી પેસી ગયો.

*

તારે હોઠે છે તુચ્છકાર
નેણુંમાં છે પ્યાર.
હોઠ કહે છે 'ચાલ્યો જા.'
નેણું કહે છે 'આવ.'

*

પાણી જેમ નદીને શોધે છે,
ને નદી જેમ દરિયાવને,
તેમ તારે મને શોધવા તો આવવું નથી,
ને કહેવું છે કે મને પ્રેમ કાં કરતી નથી!

*

દયા થાય છે એ પંખીડાની;
તારી બારીને ઝૂમખે બેસી એ ગાય છે,
હું ગાઉં છું એકલો ને ઉદાસ,
ગાન મારા મનને જ સંભળાવું છું.

*

રડો નયનો, રડો,
કારણ કહ્યા વિના યે રડો
નારીને ખાતર નરે રડવું
એ કંઈ શરમની વાત નથી.

*

તારો પ્યાર પતંગિયા જેવો છે,
ને મારો છે ઝરા જેવો
સૂરજ તપે ત્યારે પતંગિયું સુકાય,
ઝરો તો વહેતો જ રહે છે

*

દરિયાને તળિયે
મોતી યે સલામત નથી;
તો કોઈ ઊંડેથી તું શી રીતે
હેમખેમ જવાની આશા કરે!

*

આખરીનું આવાની ખેવના હોય,
તો ગાને કહેલું પચાય તે કાળે
છો ને આવાનું જરીકે ન આવડતું હોય,
વેદના જ કળાનું સ્થાન લેશે.

*

એક રૂપાળી બાળા
ગોખે અઢેલીને ઊભી હતી.
એણે મારો આતમ માગ્યો,
મેં એને હૈયું આપ્યું.
એણે મારો આતમ માગ્યો,
મેં એને રામરામ કર્યાં.

*

ઓ જાય વાયરામાં લહેરાતા
મારા પ્રીતમના નિઃશ્વાસ,
ઓ જાય હવામાં
ઓ જાય—ઓ જાય.

*

રૂપેરી નાનું પારેવું,
હિમ જેવું સફેદ,
દરિયાળીમાં ફરતું.
નહાવું છે એને.
સોનાની પાંખો,
દૂધ જેવું મોઢું,
સરસર રૂપેરી આંખો.
દરિયાળીમાં જઈશ ના પંખી,
આવ મારી સંગે.

માટે ઉદ્યત થતી એવી બૌદ્ધિક કવિ-રચનાથી વેગળી બેસીને આ સ્પેનીશ લોકકવિતા નિરુદ્દેશપણે સર્જાય છે, અનુભવના વૃક્ષ પરથી પાકા ફળની પેઠે ટપકી પડે છે, અને વિના યત્ને એક કાતિલ પરિપૂર્ણતાને પ્રાપ્ત કરે છે.'

***

રૉ. એ. સો. ના ગ્રંથાગારમાં સાંપડેલી આ સ્પેનીશ સમધર્માની દોસ્તીને તાજી કરતો પાનું ફેરવું છું ત્યાં સામા મળે છે 'ઉજડ ખુમાણ્ કાંકચ'ના.' ભાઈબંધી પણ આ પરિભ્રમણની વાટે કેવી પચરંગી પામ્યો છું! કોઈક ભાઈએ મુંબઈમાં મને શોધી કાઢ્યો અને સંદેશો દીધો, કુંડલા ગામના એક ગૃહસ્થ તમને સેન્ડહર્સ્ટ રોડના અમુક મકાને મળવા માગે છે. એની પાસે જોગીદાસ ખુમાણ વિશેની એક ઘટના છે.

સોનેરી પટાવાળી લાલરંગી ચક્કરધાટ પાઘડી પહેરીને બેઠેલા એ ગૃહસ્થે, છાતીની કશીક ખોટને લીધે પ્રત્યેક શબ્દ ચીપી ચીપીને ત્યાં મને નીચેનો કિસ્સો કહી બતાવ્યો

'અમારા જ કુટુંબની આ વાત છે કુંડલામાં અમારા દાદા જીવા પારેખ થઈ ગયા. ઠાકોર વજેશંગજીના કાળમાં એ કુંડલા મહાલનો ઇજારો રાખતા, મહારાજના કૃપાપાત્ર હતા, રાણી નાનીબાએ ભાઈ કહી રાખેલા. એમણે ૪૦૦૦ રૂ. ના બે સોનાના તોડા નાનીબાને ભેટ આપેલા. નનીબાએ તેમનો ઇજારો કાયમ રખાવેલો. જીવા પારેખના દીકરા જૂઠાભાઈ, માધવજીભાઈ, ગિરધરભાઈ, ભગવાનભાઈ ને રામજીભાઈ.

એક દિવસ એક ઘોડેસવાર સાંજને ટાણે બજારમાં આવી ઊભો રહ્યો. પૂછ્યું:

'આ દુકાન ગિરધર શેઠની?'

કહ્યું 'હા.'

'લ્યો આ ચિઠ્ઠી.'

ચિઠ્ઠી હાથોહાથ દઈ, દુકાનની દીવાલમાં અંદૂકનો ભડાકો કરી, ઘોડેસવારે ઘોડી ઉપાડી મૂકી

ઘોરના દૂધથી ચોડેલી એ ચિઠ્ઠીમાં લખ્યું હતું: 'તને મારવો હોય તો અત્યારની વાર. પણ ન મારું તું પારેખનું ખોરડું. તું ઠાકોરને જલદી મનાવજે'

કુંડલામાં આરબની બેરખ રહેતી, ચાઉસ જમાદાર કહે કે ચાલો એની પાછળ ચડીએ.

ગિરધર પારેખ કહે 'ના, ના.'

'ઓ પારેખ, તમે આ શું કહો છો? ચડ્યા વિના ન ચાલે.'

'ના, ના.'

બહારવટીઓ તો ચાલ્યો ગયો. ગિરધર પારેખ મહારાજ પાસે ગયા. મહારાજે કહ્યું. 'તમે ઉતાવળ ન કરો. વષ્ટિ ચાલે જ છે. અમારે પણ બહારવટું લાંબું ચલે તે પાલવે નહિ.'

એવામાં ગિરધર પારેખના દીકરા જમનદાસ પરણે. જાન ડેડાણ કીકાણીને ત્યાં જાય કુંડલાથી ડેડાણ દસ ગાઉ. રસ્તો ઘણો ખરાબ. જાનમાં એકસો ગાડાં અઢીસો વોળાવીઆ. વાણીઆ પચાસ બહારવટીઆ સાથે વેર એ બીકથી આટલો બંદોબસ્ત.

ડેડાણમાં વિચાર થયો આપણે દુશ્મનાવટ પાર પાડીએ. કોઈની સાથે બહારવટીઆને કાગળ મોકલીએ.

ભગવાનભાઈ કહે કે, 'ના, ના, હું જ બહારવટીઆની પાસે જઈશ.'

'અરે, મારી જ નાખે'

'મારે નહિ'

એક બેલગાડી લીધી, એમાં વીશ મણ લાડવા લીધા, ને પહોંચ્યા સાણાને ડુંગરે.

ડુંગર પર ચાડિયો બેઠેલ.

એને ભગવાનભાઈએ નિશાની કરી, ધોળા ખેસથી.

ચાડિયે આવવા ઈશારત કરી. ગયા, ને કહ્યું, 'આપાને ખબર આપો'

ગયા ડુંગરાની અંદર, બહારવટીઆના રહેઠાણમાં. બધા જોઈ રહ્યા.

બહારવટીએ પૂછ્યું: 'કેમ આવવું પડ્યું પારેખ?'

કહે કે, 'પીરસણું લઈને.' એમ કહી ૨૦ મણ લાડવા હાજર કર્યા.

'અરે પણ આટલું બધું?'

'હા, જોવે.'

'બીક ન લાગી!'

'ન લાગે. કળ કેવું ?'
પછી પાછા ફરી ગયા.

* * *

એ સેન્ડહર્સ્ટ' પરના મકાનમાં આ વાત કહેનારનું નામ મળે છે ટાંચણમાં. એ હતા જીવા પારેખના પૌત્ર દ્વારકાદાસ પારેખ. એમની ચોકસાઈ પણ કેટલી અધી હતી! પાછળથી એમણે મને કહેરાવ્યું કે આ કિસ્સો જોગીદાસ ખુમાણનો નહિ પણ એમની પછીના બહારવટીઆ, કાંકચના ઊજાડ ખુમાણનો છે

પારેખના પુત્ર ભગવાનભાઈનું જિગર કેટલું જબરું હશે! હાડોહાડ વેરથી ભરેલા બહારવટીઆની સાવઝ-બોડમાં જનાર એ વણિકને બાન પકડાવાની પૂરી સંભાવના હતી. ને બાનને બહારવટીઆ ખતમ પણ કરતા. એ જાણ્યા છતાં પોતે ચાલ્યા, અને દીકરાનાં લગ્ન વચ્ચે આવી હામ ભીડી. વણિકના રક્તમાં રાજપૂતી હતી. મારા મેઘાણી કુટુંબનો જ એક કિસ્સો યાદ ચડે છે. પ્રેમજી મેઘાણી, ભાયાણી કાઠીઓના કામદાર, ધણીના કટ્ટર શત્રુ ખાનાણી કાઠીઓના ગામ લાખાપાદરની બજાર સોંસરા નીકળે છે. ગાડું હતું સાથે, પણ બજારમાં પોતે હેઠા ઊતરી ચાલતા હતા. હાથની આંગળીમાંથી સોનાનો વેઢ પડી જાય છે. પણ એની પરવા કર્યા વગર પોતે ચાલ્યા જ જાય છે. ખાનાણીઓનો ભરચક ડાયરો બેઠો છે. એમાંથી એક જણે વેઢ પડી ગયેલો જોયો, સાદ પાડ્યો, 'અરે કામદાર, આ વેઢ પડી ગયો.'

પ્રેમજી મેઘાણીએ પાછળ ફરી, પલવાર ઊભા રહી, પ્રત્યુત્તર વાળ્યો :

'જાણું છું. પણ હું ભાયાણીનો કામદાર, ખાનાણીની ધૂળમાં હાથ નાખું નહિ.'

ચાલ્યા ગયા. એવા તિરસ્કાર–શબ્દો પણ શત્રુ–હૈયાંમાં પડેલી ઉમદા લાગણીને સ્પર્શ્યા ડાયરામાંથી કોઈએ સામો હરફ ન કાઢ્યો. જવા દીધા.

* * *

એ વણિક સંસ્કાર, જેના ઉપર વર્ષોથી 'વાણિયા-મત'ના કુસંસ્કારનો પોપડો બાઝી ગયો છે, તેની ચમક, વર્તમાન યુગમાં ફરી બહાર આવી છે. બરમા જાપાન-અને મલાયામાં રુંધાઈ રહેલા વણિક યુવાનોના કેટલા કાગળો વાંચવા સાંપડ્યા છે. કોઈ જુવાનો વિખૂટા ગયા હતા ને ત્યાં જ રોકાઈ રહ્યા. કોઈ તાજાં લગ્ન કરી, મહેકતું જોબન લઈ એકાકી દરિયો ઓળંગી ગયા; પાછળ નવવધૂઓ ફફડતી બેઠી રહી, ન સામે પારથી તાર કે ટપાલ, ન રેડિયો દ્વારા પતો, ત્રણચાર વર્ષે જાણ પડે છે કે એ જીવતા છે, સુભાષ બોઝનો સંજીવની-સ્પર્શ પામ્યા છે, સમગ્ર મન કોઈ ગુલાબી સ્વપ્ન સમું બની સમેટાઈ ગયું છે, આઝાદ હતા તે કારાગારમાં ધકેલાયા છે ને કારાગારોમાંથી એમને છોડાવવાના પ્રયત્નો ચાલે છે. એની વચ્ચે આ કાગળ વાંચવા મળે છે. નામું લખવામાં જેટલી સુઘડતા તેટલી જ સુઘડતાવાળા મરોડદાર અક્ષરોમાં લખ્યું છે–

............(બર્મા)

૧૪-૩-૪૬ ગુરુવાર

પૂ. ...............ભાઈ,

જય હિંદ. એક સ્નેહી મારફત ..ની ચોપડી વાંચવા મળેલી. સત્યકથા પર રચાઈ છે એટલે દિલને અસર કરે એ સ્વાભાવિક છે. અંગ્રેજે હિંદીઓ પર કરેલો ત્રાસ વર્ણવાયો નથી હશે. લાખો હિંદીઓ ભાગતાં ભાગતાં મરી ગયાં. અગ્નિસંસ્કાર પણ ન અપાયો.

હજુ એ દિવસ દૂર છે કે જ્યારે દેશ માટે લાખોની સંખ્યામાં મરણીઆઓ નીકળે. બંગાળના દુકાળની વાત આથી ય ભયંકર છે. કાયર કૂતરાનું મોત ભલે થાય, પણ હજુ ય દેશ ખાતર શહીદ થવાનું કેમે ય ગળે ઊતરતું નથી. વારુ, ક્યારેક સમજ આવશે.

હમણાં હું બારસો સાથીઓ સાથે કારાગૃહમાં છું. અમે આઝાદ હિંદવાળા છીએ. દસેક મહિના થયા હજુ દેશ પહોંચવાનો વારો આવ્યો નથી. અમોને ખરે જ ભાગ્યે જ આશા છે એવી ખાતરી ઉકેલતાં ત્રણ વરસમાં થઈ. આઝાદ હિંદ ફોજે અંગ્રેજોને જે ઝડપથી ભગાડ્યા છે તે પણ એક અભિમાનની કથા છે. દેશ આઝાદ ત્યારે વાત. પૂર્ણ સ્વરાજ એ દિનમાં સ્વપ્ન છે, પૂર્વ એશિયામાં સિદ્ધિ હતી. આટલાં વર્ષોની ખરી આઝાદી બાદ ગુલામ દેશમાં આવવાનો વિચાર સુખમય તો નથી જ, જન્મભૂમિ છે એટલે જીવન અને મરણ ત્યાં જ હો છે. મારી જેવા આછખાઉ જૈન માણસો પણ માણસ ખાઉ થયા છે. તે પણ સમયની બલિહારી છે. ખૂબ મજા આવે છે લડાઈમાં. મારો અને મરો. બસ કોઈ ચિંતા નહિ. સદ્દગત આનંદમાં હશો. હું મજામાં છું. જય હિંદ.

લી. ........

સામાન્ય ભણતર ભણેલા, બિલકુલ વેપારી જ ધંધાવાળા એક ગ્રામવાસી વૈશ્યપુત્રનો આ કાગળ છે. ઉઘાડા નાનકડા પોસ્ટકાર્ડમાં પડેલી એ વાણી એને ભણતરે નહિ પણ ભાવનાએ સંપડાવી છેઃ 'હું ધણીઆણીનો કામદાર, ધણીઆણીની ધૂડમાં હાથ નાખું નહિ' એ ભાષાનું પણ એમ જ હતું.

***

વનવિહારી મારા હૃદયવિહંગ, ફરી પાછા માળામાં ચાલો, ટાંચણ-પાનું ફરી એક વાર રો. એ સો. ના અંધાગારમાં બોલાવી રહ્યું છે. અજાણ્યો અંગ્રેજ આલ્ફ્રેડ વિલિયમ્સ તને યાદ કરે છે. એના દેશની, સોગંદ ખાવા જેવી એક જ મહાનદીના ઉપરવાસના પ્રદેશમાં આથડીને એણે 'ફોકસોંગ્ઝ ઑફ અપ્પર ટેમ્સ' સંઘર્યાં છે. આપણો એ સમકાલીનઃ એનો સંગ્રહ પણ ૧૯૨૩ નો. એના પ્રવેશકમાંથી એકીધારે ઉતારા કર્યા છે, એ કહે છે કે–

'મારે નિસર્ગ અને જીવન બેઉ જોવાં હતાં. મેં યત્ન કર્યો છે સુંદર તેમ જ વાસ્તવિક ઉભયનું આલેખન કરવાનો.

'મારે માટે ત્યાં ગીતોની હરતી જોયા ભેળી જ પક ડાય તેવી નહોતી. સેંકડો ગામોમાં તમે ફરી વળો, આંખો ઉઘાડી ભલે હોય ને બુદ્ધિ જાગ્રત ભલે હોય, છતાં એક પણ ગીત જડે નહિ. ગીતો કંઇ ધોરી રસ્તા પર રાહ જોતાં નથી હોતાં. એ તો લપાયાં હોય છે ખૂણે ને ખાંચરે. આથી જ એ સામાન્ય પ્રવાસીઓની આંખે ચડતાં નથી.

'સાદી વસ્તુઓ જ મહાન હોય છે, અને પ્રાથમિક વસ્તુઓ પાયાની હોય છે. ઈમારતનો ઉપલો ભાગ વિલુપ્ત થયો હશે ત્યારે એ પાયાની સામગ્રી જ ટકી રહેશે.

'હમેશાં એવું બન્યું છે કે જ્યારે કલા, સાહિત્યમાં કે ચિત્રમાં–ઊતરી ગઈ હોય છે, ઝાંખી પડી ગઇ હોય છે અથવા સાચે માર્ગેથી ચાતરીને અધોગતિને પામી હોય છે, ત્યારે ત્યારે એનો પુનરુદ્ધાર મૂળનાં પ્રાથમિક સ્વરૂપોનું જ શરણ લેવાથી થઈ શકયો છે આજે પણ આપણું સાહિત્ય, વિશેષે કરીને આપણી કવિતા,–ઊર્મિકાવ્યોની તેમ જ મહાકાવ્યોની,–એ જ માર્ગે નવસંસ્કરણ માગે છે. નવા ભાવોદ્રેકને આપણે મારવો કે રૂંધવો નથી, પણ જૂની નસોમાં નવું રુધિર ભરવું છે, નવી નસોમાં જૂનું લોહી નહિ.

'જે મરણ પામ્યું છે તેને ઢંઢોળ્યે કશો લાભ નથી સારુ કે નરસુ, મર્યું છે તે છો મર્યું. પણ એના પર વિસ્મૃતિની ધૂળ વાળી દેતા પહેલાં ખાતરી કરજો કે શું ખરેખર એમાંથી પ્રાણ ચાલ્યા ગયા છે?

'મારો દાવો છે, કે જૂનાં લોકગીતોને જન્માનાર 'સ્પિરિટ' હજુ મર્યો નથી, મરી જઈ શકે નહિ, અને ભલે બહિરંગ ધાટે આકારે નહિ તો પણ ભાવિ કાર્યના પાયા લેખે એ જૂના સ્પિરિટની નવજાગૃતિ કરવી એ હિતાવહ છે' (ચાલુ)

## આત્માનાં ગીત

કો' જળભર કૂવા કાંઠે  
ઊડે ચકાવો લેતાં;  
પારેવાં શાં એ પાછાં  
આવીને છાઇ દેતાં.

ગીતો ઊંડા આત્માના  
આવીને ઊડી જાતાં;  
દોરી વર્તુલો આછાં  
ઊડી આવીને ગાતાં.

# એક લાખ, સત્તાણું હજાર, આઠસો અઠયાસી

મૂળ લેખક : 'રાધાકૃષ્ણ'

અનુવાદક : મગનલાલ પડિયા

> *Mr. Y. A. Godbole Adviser to the Governor of Bihar, stated that the total deaths from cholera and malaria are 1,97,888.*
>
> ('Indian Nation' Patna, 19 November-'44)

આ મિથિલા.

જુઓ ગામને કાંઠે 'કોસી' નદી વહી જાય છે. સામે જ ઘરડો પીપળો ઊભો છે. પીપળાની નીચે પાકો ઘાટ છે. જૂના જમાનાના કોઈ જમીનદારે આ ઘાટ બનાવરાવ્યો હતો. હાલના જમીનદાર બાબુ તો ખટલાઓ લડે છે, દારૂ પીએ છે ને બંગલાઓ બંધાવે છે. ઘાટ-બાટ બંધાવવાની જંજાળમાં તેઓ પડતા નથી. આ ઘાટની ઈંટો છૂટી પડી ગઈ છે, પ્લાસ્ટર ઊખડી ગયું છે ને તૂટેલા પગથીઆઓ ઉપર લીલ જામી ગઈ છે. અમારે કામનો આ ઘાટ નથી. અહીં તો ફક્ત સ્ત્રીઓ જ નહાય છે. અમે છોકરાઓ તો ઘાટની બાજુમાં થઈને નદીમાં જ ઊતરીએ છીએ. ત્યાં જ ગાયભેંસોને નવરાવીને છબછબિયાં કરતાં નાહીએ છીએ. સરસરાટ પાણીમાં તરીએ છીએ. પેલા પીપળા ઉપર કહે છે કે ભૂત થાય છે. ભૂત પણ કેવું : બ્રહ્મપિશાચ. આમાં કહેવાય છે કે, રાત્રે તે ઘાટ ઉપર બેસે છે. જો કોઈ ત્યાંથી નીકળે તેને મારી નાખે છે. અમે રાત્રે કોઈ વાર ત્યાં જતા નથી—જવાની જરૂર પણ પડી નથી. બ્રહ્મપિશાચની વાત કેટલી સાચી છે તે કહી શકાતું નથી.

ગામની વસતિ સારી એવી છે, ગામમાં તાડનાં ઝાડો છે.

પોતાના પગમાં દોરડું ભરાવીને ઠેઠ ઉપર સુધી માણસો પહોંચી જાય છે ને ખોળામાં તાડીનાં ફળ ભરી લાવે છે. ખજૂરનાં ઝાડ છે ને રસદાર આંબાઓ પણ છે. અમારે ત્યાંની કેરીઓને તમે 'દરભંગા' કેરીઓ કહો છો. એ બધી કેરીઓ મિથિલામાં જ થાય છે છતાં તમે લોકો અમારી કેરીને તથા અમારા મહારાજાધિરાજને પણ, દરભંગાના તરીકે જ ઓળખાવો છો. દરભંગા તો કેવળ એક શહેર છે, ત્યાં કચેરી છે ને મહારાજાધિરાજનો કિલ્લો છે. ડેપ્યુટી સાહેબ ને વકીલ લોકો ત્યાં રહે છે ને મુકદમાઓ ચાલે છે. અમારા ગામના ઘણા માણસો સદા રોટલાનું પોટકું બાંધી, બગલમાં કાગળના બંડલો મારી દરભંગા કેસ લડવા જાય છે. દરભંગા અહીંથી દૂર છે. અહીં અમારે દિવસે જેવું સૂરજનું અજવાળું હોય છે તેવી જ ત્યાં રાત્રે વીજળી ઝગમગે છે ત્યાં કોલસા ને પાણીથી ચાલતી રેલગાડી પણ છે ને એક જાતના દુર્ગંધ મારતા તેલથી મોટરો પણ ચલાવાય છે. પણ આ વાતની વધારે માહિતી હું તમને આપી શકીશ નહિ, કારણ એક તો હું હજુ બાળક છું ને બીજું હું ક્યારે ય દરભંગા ગયો નથી.

હું તમને અમારા ગામની વસતિની પણ પૂરી માહિતી આપી શકીશ નહિ. વસતિ ઘણી છે ને મારા ખ્યાલ મુજબ સાત કોડી (૧૪૦) થી વધુ ઘર તો હશે જ. આ જ ગામમાં ભૂમિહાર બ્રાહ્મણ રહે છે, તેના ઘરની સ્ત્રીઓ રંગીન સાડી પહેરે છે, આંખોમાં સુરમો આંજે છે. ને સોના ચાંદીનાં ઘરેણાં પહેરીને રૂમઝુમ કરતી ચાલે છે, તેની દીકરીના લગ્ન વખતે જ અમે પહેલવહેલો હાથી જોયો. ગામમાં મદન ઝા[1], લખન ઝા, ત્રિજુગ ઝા વિગેરે મોટા મોટા પંડિતો છે. આ લોકો ગળીને પાણી પીએ છે, ને રોજ 'રોહુ' માછલી સિવાય બીજી કોઈ માછલીનું ભોજન કરતા નથી. ટેમન સાવ[2], ટેસા સાવ, સફરમિયાં વગેરે મોટા મહાજન છે. તેમને ત્યાં પાંચ કોડી (૧૦૦) સુધી રૂપીઆ વ્યાજે મળી શકે છે. માસ્તર પણ આ જ ગામના રહેવાસી છે ને તેમની વિદ્યા તો! તેઓ અંગ્રેજી પણ જાણે છે ને શરૂથી તે અંત સુધી ચોપડીઓ વાંચી શકે છે. સુચિન ઝા આ જ ગામના નેતા હતા. તેઓ કહેતા કે 'આપણે સ્વરાજ્ય લેવું જ પડશે'....તેઓ બહુ ભલા માણસ હતા ને ઘણી

---

૧. ઝા પંડિત સૂચક શબ્દ છે. ૨. હિંદુઓ માટે વપરાતો સૂચક શબ્દ.

વાતો કહેતા. દરેક અઠવાડિયે એમની પાસે એક છાપું આવતું. તેમાં વનસ્પતિ અને સ્વરાજના લાભની ઘણી વાતો આવતી. દર અઠવાડિયે એમાં દાદરની દવા તથા ડૉંગરેના બાલામૃતની જાહેરાત પણ આવતી. સુચિતકાકા તે શરૂથી છેવટ સુધી વાંચતા અને અમે પૂછતા તો અમને પણ એમાંથી વાતો કહેતા ને સમજાવતા. એ દિવસોમાં સચિત ઝા એક દિવસ ગામમાં એક મોટા નેતાને બોલાવી લાવ્યા હતા. આવનાર નેતાની મૂછો મોટી ને ઘાટી હતી ને શરીર ભારેખમ હતું. તેમણે ચશ્મા લગાવ્યા હતા ને ફૂલોનો હાર પહેર્યો હતો. તે દિવસે આંબાના વનમાં સાદડીઓ પાથરવામાં આવી હતી અને મોટો સમારંભ થયો હતો. બધા છોકરાઓ આ બનાવથી ખૂબ આનંદમાં હતા ને ઊંચા અવાજે 'જય જય'ની બૂમો પાડતા હતા. તે નેતાએ મોટું બધું ભાષણ કર્યું. તેણે યુદ્ધનો વિરોધ કર્યો ને દરેક માણસને રેડિયો ફેરવવા કહ્યું. સુચિતકાકા સિવાય કોઇએ ગામમાં રેડિયો ચલાવ્યો નહિ. લોકો કહેતા કે એમાં મજૂરી ઓછી છે. બીજું કાંઇ કામ કરે તો બે પૈસા વધારે મળતા. આ બધી તો ઘણા વખત પહેલાંની વાત છે. અત્યારે તો અમારા નેતા સચિત ઝા પણ જેલમાં છે.

પુત્રશોકથી કકળતી કકળતી એની માએ પ્રાણ કાઢી આપ્યા. મરણબાદ ઘરમાં કફન માટે કપડાની ચીર પણ મળી નહિ. કેળના પાનથી ઢાંકીને એની લાશ દફે કરી. સચિત કાકાની સ્ત્રી આજકાલ દળણાં કરે છે ને થીગડાંવાળી સાડી પહેરે છે. તેણે પતાસાં વેચવાનું કામ હાથમાં લીધું 'તું પણ ખાંડના અભાવે તે બંધ કરવું પડ્યું. દળણા ઉપરાંત તે ઢીંગલીઓ પણ બનાવતી ને ગામની છોકરીઓને અધેં કદિયે કે કદિયે વેચતી. બધા જાણે છે કે સુનૈનાકાકી મુશ્કેલીમાં છે પણ કોઈ એને મદદ કરતું નથી. ટેમન સાવ ને ટેસા સાવ પાસે ઘણા પૈસા છે પણ તેઓ એને ધીરતા પણ નથી. સચિતકાકાને કોઈ પણ રીતે સ્વરાજ્ય મળી જાય તો એમાં આ ધનવાનોને લાભ તો થવાનો જ છે, અને છતાં આ લોકો સુનૈનાકાકીને કાંઈ જ મદદ કરતા નથી. અમે તો નાના માણસો છીએ. અમે શું કરી શકીએ ? અમારી સુનૈના કાકી બિચારી એક સાંજ ખાય છે ને બીજી સાંજ ભૂખી રહે છે. પૂછીએ છીએ તો કહે છે, 'બેટા, સાંજને વખતે મને ભૂખ જ નથી લાગતી.' મને તો રાતે પણ એવી ભૂખ લાગે છે કે જે મળે તે ખાઉં.

આ સુનૈનાકાકીની પડોશમાં જ મારું ઘર છે. અમે લોકો સોની છીએ. બાપુજી ઘરેણાં ઘડવામાં ઉસ્તાદ છે. કંગન, અણવટ, વીંછીઆ, હાંસડી, હાર, કડલાં, ખૂબ સરસ બનાવી શકે છે પણ ગામમાં કોઈને ઘરેણાં ઘડાવવાનો શોખ જ નથી. તેનું શું ? થોડીક ખેતી છે તેનાથી જ ગુજરાન ચાલે છે. ગાયનું દૂધ, ભેંસની છાશ ગોળની મીઠાઇ. ગામમાં અમે ખાધે-પીધે સુખી છીએ. છમ્મી મારી નાની બહેન છે. કોઇ કોઇવાર એ હઠ કરે છે કે તેને ઘીની મીઠાઈ જ જોઇએ પણ ઘીની મીઠાઇ દશેરા સિવાય ક્યાંય થતી જ નથી એમ હું તો કહું છું. છમ્મી નાની છે. એને અક્કલ ક્યાં છે ?

(૨)

સચિતકાકા જેલમાં ગયા ને ગામના રંગરૂપ પલટાયાં. અમે અચંબામાં જ રહ્યા કે આ શું થયું ? ગોળની ભેલી જે અમે પૈસામાં બે લેતા તે ત્રણ પૈસામાં એક જ મળવા લાગી. ભૂખણ શાએ દુકાન જ બંધ કરી. હવે તે ન તો હળદર દેતા કે ન ધાણા વેચતા કે ન તો કોઈને ઘાસતેલ આપતા. 'નથી' એમ જ કહેતા. પણ હું જાણું છું કે બધી ચીજો એની પાસે હતી. મારા બાપુજી જ રાતે એને ત્યાં જતા ને કાકલૂદી કરીને ઘાસતેલ લઇ આવતા. કહેતા કે એક શીશાના બાર આના બેસે છે. બેસતા હશે. માને માટે બાર રૂપિયાની સાડી આવી હતી, ને એના માટે બાપુજીને સવામણ ચોખા વેચવા પડ્યા હતા. અમારા માટે કફની-ધોતી પણ જરૂરી હતાં. છમ્મી વળી લાલ સાડી લેવા જ ધમપછાડા કરતી. એક લાલટેન (હરીકેન)ની પણ ખાસ જરૂર હતી. એમાં જ અમારા બધા ઘઉં વેચાઈ ગયા, ચોખાનો દાણો પણ રહ્યો નહિ ને પૂળા વગર ગાય ભૂખી રહેવા લાગી. કેવળ કપડાં-લતા ને લાલટેનમાં જ અમારી મૂડી સાફ થઇ ગઈ. બાપુજી હવે શું થશે એ ચિંતામાં ઉદાસ રહેવા માંડ્યા.

બાપુજી ચિંતામાં જ દુબળા પડવા માંડ્યા. એક બપોરે તેઓ ખૂબ કાંપવા ને હાંફવા લાગ્યા. તેમને ખૂબ જ તાવ આવ્યો. તાવ એટલો સખત હતો કે આખી રાત તેઓ મોઢું ફાડી પડ્યા રહ્યા. ઘડીકમાં

માં અમારે માટે કોણ હતું? સહુ પોતપોતામાં પડ્યા હતા. કોઇ મારી સાથે આવવા તૈયાર થયું નહિ.

છેવટે મારો દોસ્ત રામનાથ કામ આવ્યો. તે ઉંમરમાં મારાથી મોટો છે સાત મહિના દરભંગામાં રહી આવ્યો છે. તે ઘણી વાતો જાણે છે ને હિંમતવાળો પણ છે. તેણે બે ચાર મિત્રોને ભેગા કર્યા: બધાની સાથે હું ઘરે પહોંચ્યો ત્યારે જઇને જોયું તો માની આંખો ખુલ્લી છે. પાંપણ પણ હલતી નથી. આખું શરીર ગંધાઇ ઊઠ્યું છે! દુર્ગંધ સહેવાતી નથી એ વરંડામાં પડી'તી. ને આખા શરીર ઉપર માખીઓ બણબણતી'તી.

રામનાથે કહ્યું: 'આતો મરી ગઈ.'

હું ચમકી ઊઠ્યો.

છમ્મી બોલી: 'થોડી વાર પહેલાં તો પાણી માગતી' તી. ના, ના મરી નથી. સુનૈનાકાકી પણ આમ જ પડી છે ને!'

રામનાથ બોલ્યો' ઊંહું. આ તો મરી ગઈ હવે એને લઈ જવી પડશે'

એક જ ખાટલા ઉપર સુનૈનાકાકી અને માને રામનાથે સુવાડી દીધા. અમે ચાર-પાંચ જણા તેમને ઉપાડી ચાલ્યા. બાપુજીને તો પથારીમાંથી ઊઠવાની પણ શક્તિ નહોતી. રસ્તામાં રામનાથે અવનવી વાતો કરી. મર્યા પછી મુડદું ભારી થઇ જાય છે. માણસ જીવે છે ત્યાં સુધી જ હલકો રહે છે વગેરે.

આમ વાતો કરતા અમે સ્મશાનમાં પહોંચ્યા. રામનાથ સાથે હું નિશ્ચિંત હતો. તે અમારો અગેવાન હતો. સ્મશાનમાં જઇને જોયું તો કેટલીક ચિતા બળતી'તી ને કેટલીક ઠરી ગઇ હતી, ત્યાં ટેસા સાવ પણ હતો. તેની છોકરી મરી ગઇ હતી. તેની સાથે મસાણમાં સુદન ઝા, લખન ઝા, બિરજૂ ઝા વગેરે પણ આવ્યા હતા. બે ત્રણ બીજી લાશો પણ હતી, ગીધ-સમડાં ઉપર આકાશમાં ઘુમરી મારતાં ઊડતાં હતાં. દુર્ગંધ તો ચારે બાજુ ફેલાઇ'તી. અમે બેસીને હવે શું કરવું તે વિચારવા લાગ્યા. એટલામાં રઘુ ચમાર ત્યાં દેખાયો, તે અમારી પાસે આવી બોલ્યો: 'મરકીના વખતે મુડદા નદીમાં જ વહેવરાવી દેવામાં આવે છે, આવે વખતે લાકડાં શોધવા ક્યાં જવું? મારી વહુને હું પોતે લઇ આવ્યો ને નદીમાં વહાવીને જ આવું છું. તમે પણ એમ જ કરો.'

આટલું કહીને તે ચાલતો થયો; તેને એની મારી ને બાળકોની ચિંતા હતી. રામનાથે મને કહ્યું 'એમ જ કરીએ.' બધાનો મત એ જ પડ્યો, પહેલા સુનૈનાકાકીને તરતાં મૂક્યાં: મેં એની ડૂબતી લાશ જોઇ કહ્યું, 'જાવ, કાકી, દુનિયામાં તમે કષ્ટ જ ભોગવ્યું છે, પણ ભગવાનના દરબારમાં તમને સુખ મળશે.'

માની લાશ ડુબાડતાં તો મારી આંખ આંસુથી ભરાઇ ગઇ, ભાંગતે હૈયે મેં માને આશ્વાસન આપ્યું:- 'તું સુખેથી જા, મા મારી કંઇ જ ચિન્તા કરતી નહિ. હવેથી બાપુજીની દેખભાળ પણ હું જ કરીશ. છમ્મીને સુખી રાખીશ. તે મોટી થાશે એટલે એનાં લગ્ન કરી દઇશ. તું અમારી જરા પણ ચિન્તા ન કરતી, મા.'

અને પછી તરત જ હું ડુસકે ડુસકાં ભરી રડવા લાગ્યો. ઘેર પહોંચવામાં મને મોડું થયું. રસ્તામાં રામનાથ અને અમો છૂટા પડી ગયા હતા. હું એકલો ઘેર આવ્યો. મને જોતા જ બાપુજીએ ગુસ્સે થઇ બૂમ પાડી' 'તું ક્યાં મરી ગયો'તો? જોતો નથી, મને ઊલટી ને ઝાડા થાય છે. લાવ, પાણી લાવ થોડુંક મીઠાનું ઓસામણ દેતો જા. ને શ્રી રામવૈદને બોલાવી લાવ.'

હું હેરાન થઈ ફરીથી રામનાથ પાસે પહોંચ્યો.

રાત્રે હું, રામનાથ ને છમ્મી બાપુજીની લાશ લઈ સ્મશાને જઇ રહ્યા હતા. ઘરમાં મુડદું ન રાખવું જોઇએ. રામનાથ કહેતો કે એમ કરવાથી દુર્ગંધ ફેલાય ને બિમારી વધે. બાપુજીની લાશ મા જેટલી ભારે નહોતી તો પણ છમ્મી કહેતી: 'બહુ ભારે છે. મારાથી ચલાતું નથી.'

રસ્તામાં જ છમ્મીએ ઊલટી કરી ને કાંપવા લાગી, તેણે કહ્યું કે ઘરે જ એને ત્રણ ચાર ઝાડા થઇ ગયા'તા પણ બીકની મારી બોલી નહોતી

રામનાથે પૂછ્યું 'શાની બીક, ગાંડી?'

'મરવાની,' છમ્મીએ કહ્યું 'કાકી, બાપુજી ને માને મરતાં જોઇ મને ખૂબ બીક લાગી'તી. થોડું પાણી...'

રામનાથ એના માટે પાણી લાવ્યો. પછી મને કહ્યું 'સાંભળ્યું કે! છમ્મીને પણ કોલેરા જ છે.'

'ત્યારે ?' મેં પૂછ્યું.

'ચાલ કોઈક ઝાડ નીચે બેસીએ. એને લઈ જાશું તો મર્યા પછી પાછી લાવવી તો પડશે જ. એટલે વડ નીચે જ બેસીએ. હવે તો પાણી પણ નથી આ ચાંદો નીકળ્યો છે, તું જઈને લોટો ભરી આવ.'

રામનાથની વાત બરોબર હતી. ઘર પણ સ્મશાન જેવું જ હતું ને! જે આરામ ઘરમાં હતો તે જ અહીં વડ નીચે મળી શકતો હતો. બાપુજીની લાશ મૂકીને અમે છમીને લઈને વડના ઝાડ નીચે ગયા. પછી હું લોટો લઈને પાણી લેવા દોડ્યો પાણી ભરી પાછો આવ્યો તો જાણ્યું કે છમીને ઝાડા તો ઓછા થઈ ગયા હતા પણ તરસ ખૂબ લાગી'તી પાણી પીએ ને ઊલટી કરે. કહે કે, શરીરમાં અગ્નિ બળે છે ને જોરથી બૂમો પાડતી. દાંત કચકતી ને અમને ગાળો દેતી. અમે કહીએ તે સાંભળતી જ નહિ

– પછી તે નિશ્ચેષ્ટ થઈ ગઈ ફક્ત કણસતી ને કોઈ વાતનો જવાબ દેતી નહિ. મે રામનાથને પૂછ્યુ 'આ આમ કેમ કરે છે!' રામનાથે મારા પ્રશ્નનો જવાબ આપવાને બદલે કહ્યું 'રામ રામ કરો.'

હું જોરથી રામ રામ એમ બોલીને પાછો રામનાથ ને પૂછું છું: 'રામનાથ કેમ? આમ કેમ થાય છે?'

'એ મરવા પડી છે' રામનાથ બોલ્યો.

શું? છમી પણ મરવા પડી છે! મા મરી, બાપુજી ગયા, સુનૈનાકાકી મર્યાં ને હવે છમી પણ મરવા પડી છે. હવે હું શી-રીતે રહીશ! હું રોવા લાગ્યો. રોતાં રોતાં જ બૂમ પાડી: 'છમી'! જવાબ મળ્યો નહિ.

'છમી!'

કાંઈ જ જવાબ નહિ. હાય! હવે હું શી રીતે જીવીશ! કોની સાથે રહીશ? કોના સારુ માછલાં પકડવા જઈશ ને કોના સારુ જામફળ ચોરી લાવીશ? છમી કેમ બોલતી નથી! હું કકળી ઊઠ્યો, 'દુનિયામાં જેનું રાજ્ય છે તે તો અમારું નથી સાંભળતા. પણ સ્વર્ગમાં તો ભગવાનનું રાજ્ય છે. એ તો સહુનું સાંભળે છે. તું એને અમારા વિશે કહેજે, છમી, તું એને અમારાં દુઃખોની વાત જરૂર કરજે—'

......શું છમીએ અમારે વિશે ભગવાનને કાંઈ કહ્યું હશે? કાંઈ કહ્યું હશે, તો ભગવાને પણ આજસુધી ......પણ જવા દો, હું મારી વાત પૂરી કરું છું.

## માજણ્યાં

એક રે જનનીનાં આપણ માજણ્યાં.
આવો કરીએ સુખદુઃખની વાત;
આવો રહીએ હૈયાં રળિયાત:
એક રે જનનીનાં આપણ માજણ્યાં.

એક રે માટીનાં રજકણ આપણાં,
એક છે આ શ્વાસ ને ઉચ્છ્વાસ;
એક છે આ ભૂખ અને પ્યાસ:
એક રે જનનીનાં આપણ માજણ્યાં.

જુજવાં રૂપો ને જુજવા રંગ જે,
ઘડીભરનો એ તો માયાભાસ;
એક તો આતમનો ઉજાસ:
એક રે જનનીનાં આપણ માજણ્યાં.

માનાં તે બોલાવ્યાં સૌએ આવીઆં,
આવ્યાં છીએ રમવાને માટ;
સહુ જાશું ખોળે સાથોસાથ:
એક રે જનનીનાં આપણ માજણ્યાં.

આવો તો માડીનાં જાયાં! જાગીએ,
જાગીએ આ અંધિયારી રાત;
ઊગશે ત્યાં ઊજળું પરભાત:
ત્યારે તો માડીનાં નેણાં હાસશે.

દેશળજી પરમાર

# સ્વામી વિવેકાનંદની પ્રતિભા



[ આ લેખના આગળના હપ્તાઓ માટે 'રામકૃષ્ણ-વિવેકાનંદનો વારસો' શીર્ષક એપ્રિલ અને મેના અંકમાં આવેલા લેખો જુઓ. ]

ગુરુદેવનો દેહવિલય થયો છે પણ ગુરુદેવની સારવાર દરમિયાન જે ભક્તોને એ પારસસ્પર્શનો અનુભવ થયો છે તેમનું તો અંતરબાહ્ય બધું બદલાઈ ગયું છે. એમનાં સગાંવહાલાં એમને આવીને સમજાવે છે, ઘેર પાછા આવવાનું કહે છે, પણ એમને પાછું સંસારમાં જવું એ અશક્ય થઈ પડ્યું છે. એમાંનો મોટો ભાગ ૧૬ થી ૨૧ વર્ષના વિદ્યાર્થીઓ છે. એમના સહાધ્યાયીઓ એ વખતે નાટક-સીનેમા કે હોટેલોમાં ઘૂમતા હોય છે એ જ વખતે આ બધાને તો ઈશ્વરદર્શનની ઝંખનાએ બાંધી લીધા છે. રામકૃષ્ણદેવના સહવાસે એ જુવાન શિષ્યમંડળીમાં યે એવી તો શાંતિ ભરી દીધી છે કે હવે કોઈ તેમને ફરી સંસાર તરફ ધકેલી શકે તેમ રહ્યું નથી. એટલે સૌ ગુરુદેવના અસ્થિને એક ભાંગ્યાતૂટ્યા ઘરમાં પધરાવી ત્યાં જ અવધૂતોનો મઠ જમાવીને બેઠા છે. એ વખતે એ મંડળીને બહુ ઓછા જ ઓળખે છે, ને કિંમત તો કોઈ આંકતું નથી. એ ભાંગ્યાંતૂટ્યા ઘરમાં એકઠા મળેલ મુઠ્ઠીભર સંન્યાસીઓ નામસંકીર્તન કરતા, તત્ત્વચર્ચાઓ કરતા-યોગ સાધતા, એક રાષ્ટ્ર ને ધર્મનું સંસ્કરણ કરી રહ્યા હતા એની કોને ખબર હતી? કદાચ તેઓ પોતે પણ એ નહિ જાણતા હોય.

..નરેન આ બધાનો મોવડી છે. એ બધાને જૈન અને બુદ્ધધર્મનું સ્વરૂપ સમજાવે છે. કોઈવાર ઇસાઈ ધર્મ ઉપર વાર્તાલાપ ચાલે છે; હિંદુ ધર્મના અનેક મતમતાંતરોને જોડતી ભાવનાનું સ્પષ્ટીકરણ કરે છે, ને એ બધી માન્યતાઓ ને વિચારણાઓને આવરી લેતી ગુરુદેવની મૂર્તિનું આલેખન કરી સૌને એ જે માટે એકઠા થયા છે એની કર્તવ્યની યાદ દે છે. મોળા પડે તે એને ટટાર કરે છે, કોઈ ભક્તિમાં જ ભાન ભૂલી જતો હોય તો એને જ્ઞાનની દિશાએ વાળે છે. ને કોઈ જ્ઞાનની શુષ્કતામાં ઊતરી જાય તો એને ભજનો સંભળાવી ભક્તિનો મહિમા બતાવે છે. પણ નરેનને પોતાને જ વચમાં વચમાં 'નાસી જાઉં, નાસી જાઉં' એમ થયા કરે છે. થય છે કે જો ઘરનું બંધન ત્યજ્યું, જો મિલકતનું બંધન ત્યજ્યું તો આ મઠનું બંધન પછી શા માટે? શા સારુ વળગી રહેવું? કરતલ ભોજન, તરુતલ વાસનું નિર્બંધ મુક્તજીવન માણવા માટે એનો જીવ પાંખો ફફડાવી રહ્યો છે. ભગવાન આપે એ જ પથારી, ભગવાન આપે એ જ ભોજન, ને ભગવાન આપે તે જ સહવાસ એવું અનિકેત જીવન એને આકર્ષી રહ્યું છે.

પણ ગુરુભાઈઓ એને છટકવા દેતા નથી. જ્યાં જાય ત્યાં પાછળ ને પાછળ આવ્યા કરે છે. આખરે કોઈને ધમકાવી પાછા વાળે છે. 'પાછા ફરો, મને મારા અંતરાત્માની સંગાથે જ ફરવા દો.' કોઈક હઠીલો નથી માનતો એટલે ઉપર નજર ચૂકવીને છટકી જાય છે. એક ભિક્ષાપાત્ર, એક દંડ ને ભગવદ્‌ગીતા સાથે એક દિવસે ભારતવર્ષના અફાટ જનસમુદાયમાં નરેન્દ્ર ડૂબકી મારે છે પરંતુ કોઈને ખબર નથી એ ક્યાં છે; કોઈવાર જંગલોમાં, તો કોઈવાર મહારાજાના મહેલોમાં, અસ્પૃશ્ય જાતિના મહારો વચ્ચે તો કોઈવાર પંડિતોની સભામાં; કોઈવાર વિવિદિશાનંદ કે કોઈવાર સચ્ચિદાનંદને નામે અજાણ્યુ યાત્રા ચલાવ્યા કરે છે. ભારતવર્ષના એક છેડે પોરબંદર ને બીજે છેડે આવેલ પુરી, એક છેડાના કન્યાકુમારી ને બીજા છેડાનું કેદારનાથ એમ ચારે સીમાડે એ ફરે છે. નવસેં નવાણું નદીઓમાં સ્નાન કરી તીર્થે તીર્થે સંકલ્પની શુદ્ધિ કરે છે, ને એ અનુભવોમાંથી બહાર આવે છે હિંદુ પરિવ્રાજક વિવેકાનંદ.

ભારતવર્ષનું આ જાગરૂક પરિભ્રમણ જ એને ખાતરી કરાવી આપે છે કે ઋષિઓનો આ દેશ મરણાસન્ન દશામાં છે. ચારે બાજુએ રૂઢી, જડતા, ને દારિદ્ર્યજન્ય તમસનું સામ્રાજ્ય પ્રવર્તે છે. પાશ્ચાત્ય દેશોનું અડધું ભણતર ભણીને ઊછરેલ બુદ્ધિશાળીઓ કહે છે કે ધર્મ જેવી વસ્તુ જ અવિકસીત ને અજ્ઞાન લોકોનો વહેમ છે; મનુષ્યજીવનમાં ધર્મની કોઈ જરૂર નથી. બીજી બાજુએ પોતાને ધાર્મિક ગણાવતા વર્ગનો ધર્મ એ રસોડાં, પાણિયારાં ને રાંધવાનાં વાસણોમાં જ પુરાઈ રહ્યો છે. છૂતાછૂત એ જ ધર્મનો પ્રાણ થઈ પડેલ છે, ને આ બંને વર્ગોથી જુદો એવો વર્ગ અસીમ જનસમુદાયનો છે; જે દરિદ્રતાના દરિયામાં જ એટલા ડૂબ્યા છે કે તેમને આડું અવળું જોવાની કે વિચારવાની નવરાશ નથી. નરેન્દ્રને હલાવી મૂકે છે તે આ વર્ગ. પાશ્ચાત્ય માનસવાળાને માટે એની પાસે તીખી ને ધારદાર જબાન છે. પણ આ ગરીબ

ભેડુલો, ગદ્દારો, ચમારોનું દુઃખ એનાથી દેખ્યું જતું નથી ફલાણા ભાગમાં દુષ્કાળ છે, ફલાણા ગામમાં એક જણ ભૂખે મરી ગયો, ફલાણાએ આપઘાત કર્યો. આ બધા ખબર સાંભળતાં જ એની આંખમાં આંસુ ઊભરાઈ જાય છે, છાતી કૂટીને કહે છે 'અમે સર્વ સ્થળે આત્માને જોનારા—સર્વભૂતહિતરત સંન્યાસીઓએ એમને માટે શું કર્યું છે? અમારું અદ્વૈત અમને રોટલીનો ભાગ પાડતાં ક્યારે શીખવશે? અમે ભગવદ્‌ભક્તો શા ખપના?

એને રામકૃષ્ણદેવ કહેતા એ યાદ આવે છે કે, 'ભૂખ્યાં ને ભજન શા ખપનું?'

એ ભૂલી જાય છે કે એ તો બધી જ માયા મમતાને છોડી નિજાનંદરત થવા ભાગી નીકળેલ છે. એણે તો સર્વસંકલ્પ સંન્યાસી થવાનું છે છતાંએ એની નજર સામે તો આ અફાટ અધભૂખ્યો જનસમુદાય તર્યા કરે છે. કોટિ-કોટિ નારાયણ—હા, દરિદ્ર છતાં નારાયણ. આ નારાયણની કોઈ પૂજા કરતું નથી. કોઈ સ્નાન કરાવતું નથી. કોઈ નૈવેદ્ય ધરતું નથી.

બીજા તો અસનનો આશરો લઈને ય છટકી શકે પણ જેણે અભેદભાવે જીવવાનું વ્રત લીધું છે એવા સંન્યાસીઓથી એમની આ બેદરકારીનો શો બચાવ થવાનો હતો? કેટલા સંન્યાસીઓએ—કેટલા પંડિતોએ એ અજ્ઞાન ને દરિદ્રયથી પીડિત જનતાને પાટાપીંડી કરી છે? કેટલાએ એમને જ્ઞાન દીધું છે? કેટલાએ અન્નનો કોળિયો મોંમાં મૂકતાં પહેલા એમને સંભાર્યા છે? એ બધા પંડિતોનો ધર્મ તો એમનાં પુસ્તકોમાં જ પુરાઈ રહ્યો છે. જમણા હાથે ખાધું કે ડાબા હાથે એની ચર્ચાઓમાંથી જ એમને નવરાશ મળી નથી.

છતાં ધર્મના પાલનમાં એ ગરીબ જનતામાં ય પણ પંડિતો કરતાં ય ચડીઆતા સાધુઓ પડ્યા છે, ખેત્રીના રાજદરબારની એક ગણિકાએ એને એ સમજાવી દીધું છે ખેત્રીના મહારાજાના દરબારમાં પોતે એક વખત જઈ ચડેલ છે—વાર્તાલાપ ચાલતો હોય છે, ત્યાં ચોપદાર ખબર આપે છે કે એક ગણિકા યુવતી ગાયનવાદન માટે આવે છે ગણિકા શબ્દ સાંભળીને જ નરેન્દ્ર ઊભો થવા જાય છે પણ મહારાજા એને આગ્રહપૂર્વક બેસાડી રાખે છે. ગણિકાની કન્યા જાણે એને ઠપકો આપતી હોય—વિનવણી કરતી હોય તેમ ગાય છે.

> 'પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો
> સમદર્શી હૈ નામ તુમ્હારો ચાહે તો પાર કરો'

નરેંદ્રની આંખો જાણે ઊઘડી જાય છે; મનમાંનો રોષ સરી જાય છે, ને મનમાં થાય છે કે જે દેશની ગણિકા સ્ત્રીઓ પાસે પણ આ ભાવે પડ્યો છે. જેના હલકા દુષ્ટ લોકોમાં પણ પ્રભુની આ કલ્પના પહોંચી છે, એ દેશની સંસ્કૃતિ કેટલી ઊંચી હશે? આવી મહામૂલી સંસ્કૃતિને શું વિસરાઈ જવા દેવી? આ દેશમાં પડેલી આધ્યાત્મિકતા—જ્ઞાનદૃષ્ટિ એનો શું દુનિયાને ખપ નથી! વિશ્વભંડારમાં જો શું હીરામાણેક—કોલસા ને તેલ, રેલગાડી ને આગબોટની શોધોની જ કિંમત? ને આ વસ્તુમાત્રને અજવાળનાર જ્ઞાનની કશી કિંમત જ નહિ?

ભારતવર્ષને ભૂખે મરવા દેવો એ દુનિયાને ન પોસાય. પશ્ચિમની પાસે જો આધિભૌતિક સંપત્તિ છે તો ભારતવર્ષની પાસે આધ્યાત્મિક સંપત્તિ છે, એની લેણદેણ આપલે થવી જોઈએ. એમ નહિ થાય તો હિંદુસ્તાન ભૂખના માર્યું મરશે. વિશ્વ માટે થઈ ને પણ હિંદુસ્તાને જીવવું જ જોઈએ. આ વિચાર સાથે જ પશ્ચિમના દેશોમાં પ્રવાસ કરી આ દેશના પદદલિતોના પેટનો ખાડો પૂરવાનું સ્વપ્નું એની આંખમાં રમવા માંડ્યું. એને થયું કે સોદો/કાંઈ ખોટનો નહોતો. યુરોપમાં અતુલ સંપત્તિ પડી છે. પણ સંપત્તિ જ એને સર્જનારને ખાઈ ન જાય એ માટેનું જરૂરી જ્ઞાન નથી. એ જ્ઞાન આપીને હિંદુસ્તાનનો પેટનો ખાડો શા માટે ન પૂરવો? આ ભૂખ્યાનું પેટ ભરાય તેવું કાંઈક ન થાય ત્યાંસુધી મારા સંન્યાસની શોભા શી? એ જ વખતે એમણે સાંભળ્યું કે અમેરિકાના શિકાગો શહેરમાં એક સર્વધર્મપરિષદ ભરાવાની છે; પોરબંદરમાં નવ માસ એ રહ્યા એ દરમ્યાન ત્યાં શંકર પાંડુરંગ પંડિતે એમને કહેલું જ, 'સ્વામીજી, તમારા જેવાએ તો યુરોપમાં જવું જોઈએ, - એકવાર ત્યાંના લોકોની આંખ ઉઘાડી આવો.' ને એ ગણતરીથી એમને ફ્રેંચભાષા પણ શીખવવાનું શરૂ કરેલું સર્વધર્મપરિષદના સમાચારે એમના વિચારને દૃઢ કર્યો ને મદ્રાસમાં એમના શિષ્યોને એક દિવસે કહ્યું 'હું અમેરિકા જવા માગું છું'

ખેત્રીના રાજા તેમ જ બીજા શ્રીમંત પરિચિતોએ એમનું ખર્ચ આપવાનું કહેવરાવ્યું ત્યારે એમણે પોતાની

આજુબાજુ ભેળેલાને કહેલું, 'હું તો આ ગરીબ લોકોના વતી જવા માગું છું. એટલે થોડું એકઠું થાય તો હરકત નહિ પણ એમની પાસેથી જ લેજો' વરાહનગરમાંના પોતાના ગુરુભાઈઓને એમણે લખ્યું. 'મેં આખા ભારતવર્ષનું ભ્રમણ કર્યું છે; સામાન્ય જનતાનું દારિદ્ર્યને દુઃખ મારી સગી આંખે જોઈને મને અપાર વેદના થઈ છે, ને મારી આંખમાંથી આંસુ ટપકી પડયાં છે. મારી એ દૃઢ પ્રતીતિ થઈ ગઈ છે, એમનાં દુઃખ દારિદ્ર કાપ્યાં પહેલાં એમને ધર્મોપદેશ દેવાનો પ્રયત્ન વ્યર્થ છે. આ કારણે-ભારતવર્ષના આ ગરીબોના દુઃખ ફેડવાનો કોઈક માર્ગ શોધવા માટે હું અમેરિકા જાઉં છું.'

ને માતાશ્રી શારદામણિદેવીના આશીર્વાદ લઈને એમણે એ અદ્દભુત દિગ્વિજય કરવા આગબોટ પર પગ મૂકયો.

* * *

વિવેકાનંદની અમેરિકાની યાત્રા એ કોઈ મહાકાવ્યમાં ગુંથાઈ એવી ઘટના છે. ભારતવર્ષનાં સંતાનો હમેશાં એમાંથી પ્રેરણા પીધા કરશે. જ્યારે એ વહાણ પર ચડયા ત્યારે ભાગ્યે જ કોઈ એમને ઓળખતું હતું. મોટા ભાગની જાહેર જનતાએ રામકૃષ્ણનું નામ પણ સાંભળ્યું નહોતું. એમના પાસે નહોતી પ્રતિષ્ઠા, નહોતા પરિચયપત્રો કે નહોતો પૈસો. જે દેશમાં એ જતા હતા એમાં સંપત્તિની રેલમછેલ હતી. બુદ્ધિ, સંગઠનશક્તિ, ને આયોજનશક્તિમાં દુનિયાનો કોઈ દેશ એની પાસે ઊભો રહી શકે તેમ ન હતો. બુદ્ધિ-ધન-યશ, સંસ્કારિતા આ બધાંની ત્યાં કૃપા હતી. સર્વધર્મપરિષદમાં યુરોપ અને અમેરિકાના વિચારકો, ચિંતક-શ્રેષ્ઠો ને વયોવૃદ્ધ ફિલસૂફો એકઠા થવાના હતા. એ બધાની પાસે જનાર પાસે શું હતું? કશું જ નહિ. કેવળ આર્યોની શ્રદ્ધા, વિશ્વકલ્યાણનો સંકલ્પ ને રામકૃષ્ણદેવનું દર્શન.

ભારતવર્ષની આધ્યાત્મિક સંસ્કૃતિ એ સહુની મજિયારી મિલકત છે. એને વિનાશ પામતાં બચાવવી જોઈએ. આ એક જ ઝંખનાને જોરે એ આ આખો આંજી નાખનારા મહામેળાને બે વેણ સંભળાવવા નીકળ્યા હતા. ત્યાં દાખલ થવા દેશે કે નહિ, એની પણ ખાતરી નહોતી કારણ કે એ અજાણ્યા પરિવ્રાજકને કયું મંડળ પોતાના પ્રતિનિધિ તરીકે મોકલે? કોણ ત્યાં એનો ભાવ પૂછે?

છતાં બન્યું શું? દિગ્વિજય. ભારતવર્ષની સંસ્કૃતિએ ભૌતિક વિજયોની સ્પૃહા ઓછી કરી છે. પરભૂમિ પર લાલચુ નજર ના નાખવાની એને બહુ ટેવ નથી. પણ ધાર્મિક દિગ્વિજયો, હૃદયસિંહાસન પર આધિપત્ય, ધર્મસન્દેશનો પ્રચાર એ છેક મુની અગત્સ્યના કાળથી ચાલ્યા કરેલ છે; તીબેટનો બુદ્ધધર્મ, જાવા ને સુમાત્રાની સંસ્કૃતિ, મધ્યએશિયાનાં બૌદ્ધ મંદિરો-એની સાક્ષી પૂરે છે. સેંકડો યાત્રીઓ જ્ઞાનનું ભાથું લઈને લોકયાત્રા કરવા નીકળી પડતા. સૌને એ ભાથું વહેંચતા જવું એ જ એમનો પરમ આનંદ હતો. પણ ભારતવર્ષે એ જાતનો દિગ્વિજય પણ સૈકાઓથી જાણ્યો નહોતો. જગતને પણ ભારતવર્ષનો તો ૧૭૫૭થી એક જ જાતનો પરિચય હતો. ને તે હિંદી એટલે કુલી, ફેરીઓ, કારકૂન, અસ્પૃશ્ય, વહેમી ને ગુલામ. કુલી શબ્દ એ જ હિંદીના પર્યાય તરીકે ચાલતો હતો. હિંદુસ્તાનમાં પણ વિચારકો, વૈજ્ઞાનિકો, સ્વાતંત્ર્ય-પ્રેમીઓ હોઈ શકે એ કલ્પના જ જાણે નાશ પામી હતી-વિવેકાનંદના જ એક વ્યાખ્યાનમાં એક અમેરિકન સન્નારીએ પૂછેલું કે 'હિંદી સ્ત્રીઓ એમનાં બાળકોને નદીને ભોગ ધરાવવા પાણીમાં નાખી દે છે. એ સાચી વાત?' વિવેકાનંદે ખડખડાટ હસીને કહેલું, 'સાચી વાત મારી માએ પણ મને નદીમાં નાખી દીધેલો પણ હું જરા જબરો ખરોને એટલે તરીને બહાર નીકળી ગયો.'

આ ને આવી ભ્રમણાઓના કોટ કિલ્લામાં પહેલવહેલાં વિવેકાનંદે સુરંગ ચાંપી ને યુરોપ અને અમેરિકાની સંયુક્ત બુદ્ધિને એણે પહેલવહેલાં આહ્‌વાન આપ્યું, ને ચિત્ત કરી કબૂલ કરાવ્યું કે હિંદીઓ હમેશાં તમારી પાસે ઓક્સફર્ડ, પેરિસ કે બર્લિનમાં ભણવા જ કરશે એ માન્યતા પાયા વગરની છે. હિંદ પાસે પણ એક એવી સામગ્રી છે, જે મેળવવા માટે તમારે રામકૃષ્ણ જેવાના પગ સેવવા પડશે; ભલેને એ હિંદીઓનાં કપડાં ફાટેલાં હોય, એમના રહેવાનાં મકાનો આલેશાન હવેલીઓને બદલે ઝૂંપડાં જ હોય. એમનો ખોરાક અધૂરો ને સાદો હોય, રૂપિયા, આના, પાઈમાં એમની કમાણી ભલે કમ હોય તો પણ હિંદીઓ એમની જોડાજોડ બેસી શકે ને સમોવડીઆ થઈ શકે એનું ગૌરવભર્યું પ્રતિપાદન સૌથી પહેલાં સ્વામી વિવેકાનંદે જ કર્યું. ને એ સાથે જ ભારતવર્ષની સામૂહિક અસ્મિતાનો ઉદય થયો.

વિજય અને મદથી ઉન્મત્ત પાશ્ચાત્ય રાષ્ટ્રની આંખ તો ઊઘડી જ પણ લઘુતાભાવે પરદેશીઓની ચરણપૂજા કરતા આ દેશના કાન પણ એ દિવસે ખૂલી ગયા. ને સેંકડો વર્ષ પછી પહેલી વાર પોતાની અંદર પડેલ આત્માને જોવા દ્રષ્ટિને અંદર વાળી. અદ્‌ભુત દિગ્વિજય. જાણે ચમત્કાર.

શિકાગો જઈને સર્વધર્મપરિષદની કચેરીમાં પૂછ્યું તો જવાબ મળ્યો કે પરિષદને તો હજુ મહિનાની વાર છે. ને પ્રતિનિધિ તરીકે સ્વીકારાવાની તારીખ તો વીતી ગઈ છે છતાં હિંદુસ્તાનના કોઈ માન્ય ધર્મમંડળનું ભલામણપત્ર લાવો. ખિસ્સામાં હાથ નાખે તો ચાર–છ દિવસ ચાલે એટલા જ પૈસા છે. મહિનો દિવસ કાઢવો ક્યાં ? આ લક્ષ્મીવંતા શહેરમાં કોઈની ઓળખાણ નથી. તેમ દેશની પેઠે અહીં હાથ લંબાવીને ભિક્ષા માગી શકાતી નથી વિવેકાનંદે મદ્રાસના મિત્રોને તાર કર્યા. જાણીતા ધર્મમંડળો પાસેથી પ્રતિનિધિપણાના અધિકાર મગાવ્યા, ને પછી નિરાંતે દુનિયાના આ રિદ્ધિભર્યા નગરમાં ઘૂમવા માંડ્યું ચાર દિવસ વીતી ગયા. છતાં કોઈ માન્યમંડળે જવાબ ન આપ્યો એ તો કહેવ-રાવ્યું 'છો રખડી મરતો, અમને પૂછ્યા સિવાય સીધો ગયો !' પણ વિવેકાનંદના નસીબમાં રખડી પડવાનું પણ નહોતું ને એમ મરવાનું પણ નહોતું. આકાશની પેઠે જ ઈશ્વર પણ સર્વવ્યાપી કર્તાભર્તા રૂપે હતો જ. શિકાગોથી બોસ્ટન જતાં રસ્તે એક સન્નારીનું એની તરફ ધ્યાન દોરાયું, ને વાર્તાલાપ કરતા પોતાને ત્યાં આવવાનું નિમંત્રણ આપ્યું. ઘેર જઈને હાર્વર્ડ વિશ્વ વિદ્યાલયના એક અધ્યાપક રાઈટ મહાશય જોડે ઓળખાણ કરી આપી; ને રાઈટને લાગ્યું કે તમારે સર્વ-ધર્મપરિષદમાં 'હિંદુધર્મના પ્રતિનિધિ તરીકે જવું જ જોઈએ.'

'પણ મને ત્યાં દાખલ જ કોણ થવા દે !'

'હું જ પ્રમુખ પર ભલામણ લખી આપીશ તમારી બધી વ્યવસ્થા થઈ જશે.'

ને એ ભલા અધ્યાપકે એમના ઉતારાની તેમ જ પ્રતિનિધિ તરીકેની વ્યવસ્થા કરી આપી.

૧૧ મી સપ્ટેમ્બરે સર્વધર્મપરિષદ શરૂ થઈ. યુરોપ, અમેરિકાના શાસ્ત્રજ્ઞો ને તત્ત્વવિદો પોતપોતાની પ્રજાની સદીઓજૂની કમાઈ સહુની પાસે ધરવાના હતા. પણ વિવેકાનંદની મૂંઝવણનો પાર ન હતો. જીવનમાં કદીએ આવડી જાહેર જનતાને સંબોધી નહોતી. આ પળિયાં આવી ગયેલા શાસ્ત્રજ્ઞોની પાસે તો પોતાની ઉમ્મર પણ સાવ બાળક જેવી હતી.

વારા પ્રમાણે એમનું નામ જેમ પાસે આવતું ગયું તેમ તેમ ક્ષોભ વધતો ગયો. પ્રમુખને કહીને પોતાનો વારો પાછળને પાછળ ઠેલે ગયા

પણ એમ થોડું જ છુટાય તેમ હતું ? છેવટે નામ પોકારાયું 'સ્વામી વિવેકાનંદ' અમેરિકન જનતાની પાસે એક ભગવો ફેંટો બાંધેલ, ભગવો ઝભ્ભો પહેરેલ તેજસ્વી, પ્રતિભાસંપન્ન, કમલાક્ષ સ્વામી ખડો થયો. વિવેકાનંદે મનમાં ને મનમાં ગુરુદેવ રામકૃષ્ણદેવને પ્રણામ કર્યા—ને શ્લોક બોલ્યા

મૂકં કરોતી વાચાલં પંગુ લઘયતે ગિરિમ
યત્કૃપા તમહં વંદે, પરમાનંદ માધવમ્

ને ધીમે સાદે શરૂ કર્યું

'અમેરિકન ભાઈ બહેનો,

ને સમસ્ત શ્રોતાગણ ઊભો થઈ ગયો. તાળીઓનો ગડગડાટ થવા લાગ્યો આગળના સૌ વક્તાઓએ સામાન્ય રીતિ પ્રમાણે સદ્‌ગૃહસ્થો ને સન્નારીઓ એમ સંબોધન કરેલું, વિવેકાનંદે સંબોધનમાં એ કૃત્રિમ ભેદની દીવાલને ફગાવી દીધી ને દુનિયાના સૌથી પુરાતન ધર્મસંઘ તરફથી અમેરિકન પ્રજાનો આભાર માન્યો.

એમના પહેલાંના દરેક વક્તાએ પોતાનો ધર્મ શ્રેષ્ઠ હોવાનો, એમાં એકમાં જ સંપૂર્ણ સત્ય હોવાનો દાવો રજૂ કર્યો હતો સ્વામી વિવેકાનંદ જ આમ કહે-વામાં પ્રથમ હતા કે 'મારો ધર્મ' કેવળ સર્વધર્મસમ-ભાવમાં જ નથી માનતો પણ બધા જ ધર્મો સત્ય છે એમ માને છે. મારા ધર્મે અનેક પરધર્મીઓને પોતાના હૈયામાં આશ્રય આપ્યો છે. એનું મને અભિમાન છે. ઊંડે નાનપણથી અમે કરોડો હિંદુઓ એ શ્લોકોનો નિત્યપાઠ કરીએ છીએ

'આકાશાત પતિતં તોયં યથા ગચ્છત સાગરમ્
સર્વ દેવ નમસ્કારઃ કેશવં પ્રતિ ગચ્છતિ'

જે હિંદુઓનો બ્રહ્મ છે, જરથોસ્તીઓનો અહુરમજ્દ છે, બૌદ્ધોનો બુદ્ધ છે, ને યહુદીઓનો જેહોવા, ખ્રિસ્તી-ઓનો સ્વર્ગીય પિતા ને મુસ્લિમોનો અલ્લા છે તે તમને સૌને બળ આપે,

(અપૂર્ણ)

# ગીતાજયંતી

રવિશંકર મહારાજ

## માગશર સુદી ૧૧ કેમ?

ગીતા જયંતી મા. સુ. ૧૧ ને રોજ કેમ ઉજવાય છે? વેદ વગેરેમાં ક્યાંય માગશર માસની વાત નથી આવતી, પણ ગીતાજીમાં 'મામાનામ્ માગશીર્ષોઽહં' આવે છે. એટલે બાર માસમાં પ્રથમ માગશર હશે. ત્યારપછી કારતકને પ્રથમ સ્થાન મળી ગયું હશે. એનું કારણ એ હશે કે માસ અને વર્ષ ગણવાની આપણી રીતો અલગ અલગ છે. જેમકે ખ્રિસ્તી લોકો પૃથ્વીની સૂર્યની આસપાસની ગતિ પ્રમાણે ૩૬૫ દિવસનું વર્ષ ગણે છે. તેમને દર ચાર વર્ષે એક મહિનામાં એક દિવસની વધઘટ કરવી પડે છે. અને સૈકામાં પણ એમ કરવું પડે છે. હિંદુ લોકો નક્ષત્રની ગતિ પ્રમાણે વર્ષ ગણે છે એટલે ૩૬૦ દિવસનું વર્ષ થાય છે. મુસલમાન લોકો ચંદ્રની ગતિ પ્રમાણે ૩૫૪ દિવસનું વર્ષ ગણે છે.

આ ત્રણેનો મેળ મેળવવામાં અધિકમાસ તથા ક્ષય માસ ગણતાં છતાં દર ૭૫ વર્ષે એક દિવસની ભૂલ રહી જાય છે. આજે ઉત્તરાયણ અંગ્રેજી તારીખ પ્રમાણે ૨૨ ડિસેમ્બર છે. અને હિંદુ તિથિ પ્રમાણે જાન્યુઆરી ૧૪ મી છે. એમ ૨૩ દિવસનો તફાવત છે.

આ પ્રમાણે વિચાર કરીએ તો મહાભારતકાળમાં માગશર સુ. ૧૧થી વર્ષ શરૂ થતું હોય એમ હોવાનો સંભવ છે.

## મહાભારતનું યુદ્ધ અને ગીતા

આ ગીતા મહાભારતનો એક ભાગ છે. પણ તે જ આખા ભારતનો નિચોડ છે.

આ મહાભારત આખુંય કાલ્પનિક છે એમ ગાંધીજી અને બીજા મહાપુરુષો માને છે. એનાં પાત્રોનાં નામ અર્થસૂચક છે. એટલે કાલ્પનિક નામો રજૂ કરીને ભારતકાળને જીવનનું સમગ્ર દર્શન કરાવવું છે.

ધૃતરાષ્ટ્રને આંધળો બનાવ્યો છે. તેનું કારણ તે મોહઅંધ હતો—પુત્રના મોહમાં આંધળો હોવાથી. દુર્યોધન ખરાબ છે, પાંડવોને ખોટી રીતે પજવે છે અને રાજ્ય પડાવી લેવાનું વિચારે છે એમ જાણતાં છતાં તે તેને ટેકો આપે છે.

એના મોહમાંથી ઉત્પન્ન થએલા પુત્રોનાં નામ પણ દુર્યોધન, દુર્નીતિ, દુઃશાસન વગેરે પણ તેમના ગુણોનાં દ્યોતક છે. દુર્યોધન હોશિયાર હતો, પણ તે શુભ રીતે લડનારો ન હતો. અને એને બધા ભાઈઓનો ટેકો મળતો હતો.

ધૃતરાષ્ટ્ર મોહાંધ હતો એટલે ગાદી તેને ન મળી પણ તેનો ભાઈ પાંડુ કામાંધ હતો છતાં તેને ગાદી મળી. કામ અને મોહ બંને જોડી છે. પણ મોહ કરતાં કામ જુદો છે. મોહાંધ થયા પછી તેનો ઉદ્ધાર શક્ય નથી, પણ કામી માણસની કામનાઓ અનેક જાતની હોય છે. તેને મોટાઈ વગેરેનું ભાન હોય છે અને એમાં ધર્મ ભળે તો તેનો ઉદ્ધાર શક્ય બને છે. પાંડુ કામી હોવાથી તેના શરીરનો વર્ણ પીળો મળ્યો છે. તે કામમાં જ મૃત્યુ પામે છે. તેના છોકરાઓ પણ કામી હતા. પરંતુ તે બધાની ઉત્પત્તિ પાંડુથી નહિ પણ જુદી રીતે બતાવી છે. એટલે કામનાઓવાળા હોવા છતાં ધર્મ મોટાભાઈ (મુખ્ય) હતા. ધર્મ સામે બધા ભાઈઓ ઘણી વખત ઊકળી ઊઠતા; છતાં છેવટે ધર્મની આજ્ઞા પ્રમાણે વર્તતા હતા. અને ચારે ભાઈઓ ધર્મનું રક્ષણ કરતા હતા. ધર્મ છોડીને કોઈ ભાઈએ કંઈ કર્યું નથી.

યુદ્ધ શરૂ થતાં પહેલાં દુર્યોધન અને અર્જુન શ્રીકૃષ્ણની મદદ ઈચ્છે છે. સમાજમાં ચોર હોય છે તેય ઈશ્વરને ભજે છે. અને એનું નામ લઈને કામ શરૂ કરે છે. આ વિશ્વયુદ્ધમાં જર્મની અને ઇંગ્લેન્ડ—બંને—લડાઈ દરમિયાન દેવળોમાં પ્રાર્થના કરતા અને ઈંગ્લેન્ડની જીત થઈ ત્યારે તેણે દેવળોમાં પ્રાર્થનાઓ રાખી. બંનેના ઈશ્વર છે એટલે સાચા કે ખોટા, પણ ઈશ્વર પાસે તો જાય છે. પણ તેમની ભાવના નોખી નોખી હોય છે. તેથી તેનું ફળ પણ નોખું હોય છે.

અર્જુન અને દુર્યોધન બંને કૃષ્ણ ભગવાન પાસે જાય છે અને તેમની મદદ માગે છે. અર્જુન ભક્ત હતો તેથી તેની નમ્રતા તેને પગ પાસે બેસવા દે છે. જ્યારે દુર્યોધન અભિમાની હોવાથી ભગવાનના માથા પાસે જઈને બેસે છે. દુર્યોધન મોટો હોવાથી ભગવાન તેને પ્રથમ માગવાનું જણાવે છે ત્યારે, તે ભગવાનના લશ્કરની માગણી કરે છે અને અર્જુન ભગવાનને માગે છે. બંનેને પોતપોતાની માગણી પ્રમાણે મળવાથી સંતોષ થાય છે.

એક માગે છે સ્વાર્થ, બીજો માગે છે પ્રેમ. એક માગે છે માયા, બીજો માગે છે ઈશ્વર. દુર્યોધન પાસે આસુરી સંપત્તિ આવી. અર્જુન પાસે દૈવી સંપત્તિ આવી.

### ફેર ક્યાં પડયો?.......સોબતની અસર

પાંડવો અને કૌરવો બંને કામાંધ અને મોહાંધના પુત્રો હતા. બંનેનું કુળ એક જ છે. ત્યારે ક્યાં જુદા પડયા?

પાંડવો ધર્મને મુખ્ય ગણતા હતા. તેથી તેમને ભગવાન સારથિ મળ્યા. કૌરવોને સ્વાર્થ મળ્યો.

એક જ પિતાના બે પુત્રો હોય, છતાં સોબતની અસરને કારણે બંને ભાઈઓનાં જીવન જુદાં હોય છે. કેમકે બંનેને સોબત જુદી જુદી મળે છે. બુધ્ધિવાન હોય, સાધન સંપત્તિ હોય, બુદ્ધિ હોય છતાં જો સોબત ખરાબ મળે તો તે દુષ્ટ થાય છે અને તેની સાધન-સંપત્તિ અને બુદ્ધિ દુષ્ટતામાં વપરાય છે. અને જગતને નુકસાન કરે છે. પણ જો તેની સોબત સારી હોય તો તે કલ્યાણને માર્ગે વપરાય છે અને જગતનું ભલું કરે છે.

એટલે મનુષ્ય ક્યાં જન્મ્યો એના કરતાં કોની સોબતમાં એ જીવન વ્યતીત કરે છે એ મહત્ત્વનું છે. જેને સારી સોબત મળી, એ, તેનું ધનભાગ્ય ગણાય છે.

એમ, અર્જુનને કૃષ્ણ ભગવાનની સોબત થઈ. દુર્યોધન અને અર્જુન બંને બુદ્ધિશાળી અને બળવાન હતા. બંને પક્ષમાં યોદ્ધાઓ હતા. બંનેનાં સગાં સારાં હતાં. પણ અર્જુનને માર્ગદર્શક કૃષ્ણ મળ્યા અને દુર્યોધનને માર્ગદર્શક કપટી શકુનિ મળ્યો.

સંસારમાં સંપત્તિબળ નહિ હોય તો ચાલશે, પણ સારી સોબત આપવાની પ્રાર્થના તો કરવી જોઈએ કેમકે એના સિવાય ઉદ્ધાર નથી અને સન્મિત્ર હોય તો તેનાં લક્ષણ કેવાં હોય છે તે જાણો છો? पापान्निवारयति योजयते हिताय......એનો અર્થ એ કે સાચો મિત્ર પાપનું નિવારણ કરવામાં મદદ કરે. અને હિત તરફ પ્રેરે. દુર્ગુણોને દાબે અને ગુણોને ખેંચી ખેંચીને બતાવે. અને આપત્તિ આવે ત્યારે સર્વસ્વનું બલિદાન આપવા તૈયાર થાય. એવા સન્મિત્ર અર્જુનને મળ્યા અને દુર્યોધનને ન મળ્યા એ તેનું દુર્ભાગ્ય.

### ગીતા નામ કેમ?......

ગીતા એટલે ગાએલી. શું? બ્રહ્મવિદ્યા. બ્રહ્મવિદ્યા એટલે શરીર બહારની વિદ્યા—વિશ્વવિદ્યા.

'ગીતા' સ્ત્રીલિંગ છે. કેમકે 'બ્રહ્મવિદ્યા' સ્ત્રીલિંગ છે. અને 'ગીત' નથી કહ્યું. વળી તે કોણે ગાએલી છે? ભગવાને ગાએલી છે. તે ગાએલી કેમ કહ્યું? કેમકે તેમાં સંગીત છે. સંગીત ગદ્યમાં પણ હોય અને પદ્યમાં પણ હોય. જે હૃદયના તારને, આત્માના ભાવને ઝણઝણાવી મૂકે તે સંગીત છે. હૃદયમાં સૂતેલા ઊંડા ભાવોને જાગૃત કરે તે સંગીત. ભગવાને અર્જુનના હૃદયના ભાવોને જાગૃત કર્યા છે.

અર્જુનને તો મોહ હતો. એ મોહનું પડળ કાઢીને, તેના હૃદયના ઉન્નત ભાવોને બહાર લાવવાનું કામ ગીતાએ કર્યું છે.

### આચારગ્રંથ

અર્જુનની ઇચ્છા તો રાજ્ય જીતવાની, કૌરવોનું વેર લેવાની, પ્રજાને સુખી કરવાની વગેરે અનેક કામનાઓવાળી હતી. અને તે માટે યુદ્ધ કરવા તે તત્પર થયો હતો. તે કામનાઓમાં બેભાન થયો હતો. ભગવાને તેને જાગૃત કર્યો. ગીતામાં ભગવાને લુખું ભાષણ–ઉપદેશ નથી કર્યો, પણ 'युद्धस्व' એમ કહ્યું છે. ભગવાને તેને યુદ્ધ કરવાની આજ્ઞા આપી છે. ત્યારે અર્જુન કહે છે– नष्टो मोहः स्मृतिर्लब्धा'...અને, પછી 'करिष्ये वचनं तव'.

એટલે ગીતામાં એકલું ભાષણ નથી. તેમાં તો આચરવાનું બતાવ્યું છે. એટલે જ ગાંધીજી તેને આચાર-ગ્રંથ કહે છે.

ગીતા ગોખવા માટે નથી. તેથી કંઈ સમજાય નહિ. જેમકે કોઈનું સગુંવહાલું મરી જાય ત્યારે રડે અને સાથે ગીતાનો પાઠ કરે તો તેનો શો અર્થ? એ જે બોલે છે તેમાં રડવાનું કહ્યું નથી. એમાં તો 'नष्टो मोहः' છે. એમાં તો કામાંધે સારા થઈને–સારી સોબતમાં રહીને–મોહાંધના પુત્રોને મારી, મોહનો નાશ કરીને જીવવું છે.

શરીર અને આત્મા નોખાં છે. બંનેનો ઉપયોગ છે. પણ શરીરનો ઉપયોગ આત્માના કલ્યાણને માટે કરવાનો છે. શરીરને માટે આત્માનો ઉપયોગ કરવાનો નથી.

### સંસારનું નાટક

જેમ માટીમાંથી અનેક જુદા જુદા ઘાટ ઘડવાથી જુદા જુદા આકાર બને છે, કોઈ કોડિયું બને, કોઈ કુંજો બને, પણ કોડિયું અને કુંજો જુદા હોવા છતાં અંતે તો માટીનાં જ છે. તેમના પ્રતિષ્ઠા માટી છે. તેમ આ શરીરો બધાં જુદાં જુદાં દેખાય છે પણ અંતે તો આત્મા જ તેમની પ્રતિષ્ઠા છે.

નાટકમાં બાપદીકરો હોય, તો પણ એ સામસામા દુશ્મનોનું પાત્ર લે, મિત્રો બને, શિક્ષક-શિષ્ય બને. પણ જ્યાંસુધી તે રંગભૂમિ પર છે ત્યાં સુધી તેઓ પોતાના ભાગે આવેલું પાત્ર બરાબર ભજવે છે.

ધારો કે દીકરો સાહેબનું પાત્ર લે અને બાપ ગરીબ ડોસાનું પાત્ર લે, ત્યારે સાહેબ ગરીબ ડોસાને હુકમ કરે અને તેની પગચંપી કરાવે. પણ બંને

સમજે છે કે આ બધું તો રંગભૂમિ પર છીએ ત્યાં સુધી જ. રંગભૂમિ પર તો બંને જણ જે પાત્રનો વેશ ભજવવાનો હોય તે બરાબર ભજવે છે ત્યારે જ તે નાટકને ન્યાય આપી શકે. પણ જો રંગભૂમિ પર જઈને ડોસો વિચારે કે આ મારો દીકરો મને હુકમ કરે ! હું વેઠું શાનું ! તો તે નાટકને નિષ્ફળ બનાવે છે, તે પોતે શોભતો નથી અને આખું નાટક નકામું બનાવી દે છે.

એવી જ રીતે આ સંસાર એક નાટક છે. એમાં જેને જે કામ ભાગે આવે, તે તેણે યથાશક્તિ શોભાવવું જોઈએ. ભગવાન અર્જુનને કહે છે : 'नियतं कुरु कर्म त्वं' ... નાટકમાંની માફક અહીં તું સગાંવહાલાંને ભૂલી જા

અર્જુને યુદ્ધકાળ સુધી અનેકને માર્યાં, ત્યારે કંઈ આઘાત ન થયો. તે તેને યોગ્ય લાગ્યું. પણ સગાં સામે આવ્યાં ત્યારે સામે કામનાઓ આવી અને તેમની સાથે લડવાની વૃત્તિ ન થઈ. એ મોહાંધતા.

જેમ એક ન્યાયાધીશ હોય. અનેકને ફાંસીની સજા કરે અને કંઈ અરેરાટી ન થાય, પણ પોતાનો પુત્ર કે સગો ગુન્હેગાર તરીકે સામે ઉભો રહે ત્યારે તેને થાય કે આને ફાંસીની સજા કરવાથી મરી ગએલો માણસ જીવતો થવાનો નથી આ ફાંસીની સજાથી કોનું કલ્યાણ થવાનું ? વિ. દલીલો થાય, કેમકે પુત્ર જીવે એ કામના ઉત્પન્ન થઈ. એમ જ અર્જુનને થયું હતું. ક્ષત્રિયો યુદ્ધને નોતરતા નથી 'લડ, નહિ તો લડનાર લાવ' એ રાક્ષસી વૃત્તિ છે એવી ક્ષત્રિય-વૃત્તિ ન હોય. પણ જો સ્વાભાવિક રીતે યુદ્ધ આવી પડે તો પાછી પાની નહિ કરે.

આપણી સામે પણ આવા પ્રસંગો આવવાના. એક તરફ માબાપની સેવા કરવાની હોય અને સામે ઘર બળતું હોય અને તેમાં કોઈ છોકરો બળી મરતો હોય તો શું કરશું ? આપણે દોડી જઈને છોકરાને બહાર કાઢીને તરત જ માબાપની સેવામાં લાગી જઈશું. એ વખતે અટોલી માબાપની સેવાએ બંનેનું કલ્યાણ કર્યું છે ભગવાને ગીતામાં કહ્યું છે. 'તું જે કંઈ પ્રવૃત્તિ કરે તે મને અર્પણ કરીને કર.' પુરાણમાં એક વાર્તા છે કે એક વ્યાધ હતો તે ધર્મિષ્ઠ હતો. ને નિયમ કર્મ કરતો હતો. તેની પાસેથી કૌશિક બ્રાહ્મણ જ્ઞાન મેળવે છે કેમકે વ્યાધે કર્મના ફળની ચિંતા ન કરતાં ધર્મકાર્ય ચાલુ રાખ્યું હતું. એટલે મનુષ્ય કયું કામ કરે છે તેના કરતાં તેની પાછળ કેવી ભાવના છે તે વધારે મહત્વનું છે. રામાયણમાં શબરીનું પાત્ર આવે છે. તે ભીલડી હતી. તે જ્ઞાની ન હતી. તેને રામની ખબર નહોતી. તેમને જોયા પણ નહોતા. છતાં ઋષિઓએ કહ્યું, 'આજે મહેમાન આવવાના છે' એટલે તેણે ભક્તિપૂર્વક સેવા કરી. તેથી તેને ભગવાનનાં દર્શન થયાં અને તેનો ઉદ્ધાર થયો.

હિંદુધર્મમાં શંકરાચાર્ય વિ. પાંચ મહાઆચાર્યો થઈ ગયા. તેમણે દરેકે ગીતામાં દ્વૈતાદ્વૈત વગેરે જુદા જુદા ભાવો વ્યક્ત કર્યા છે.

ગીતાજી કહે છે કે કર્મ કરો. અને કાર્ય કરતાં બંધનમાં ન પડાય એ બતાવ્યું. કર્મ કરતી વખતે યાદ રાખવું કે હું આ શરીરનો પાઠ ભજવું છું પણ છું તો બ્રહ્મ જ.

જેમ બ્રાહ્મણનો દીકરો નાટકમાં વાઘરીનું પાત્ર લે ત્યારે તે કહેશે કે નાટકમાં હું વાઘરી થયો ખરો, પણ હું બ્રાહ્મણ જ છું.

તેમ જ આ શરીર પણ સંસારની રંગભૂમિ પર પાત્ર રૂપે છે. પણ પડદા પાછળ બ્રહ્મ છે તે નહિ ભૂલવું જોઈએ.

વળી 'આસક્તિ રાખ્યા સિવાય તું કામ કર એટલે બંધન નહિ થાય.' એમ ગીતાજી કહે છે.

આજે આપણે સરકાર સાથે લડીએ છીએ અને જેલમાં જઈએ છીએ ત્યારે કોઈ જેલ જવાથી આનંદ માને તો તે યોગ્ય નથી શું જેલ ગયવાથી જેલમાં જઈએ છીએ ? ના, જેલ જવામાં આનંદ ન હોય. પણ જો કર્તવ્ય કર્મ કરતાં કરતાં જેલમાં જવું પડે તો તે સારી રીતે ભોગવી જાણવી જોઈએ. આપણે કંઈ ગુન્હેગાર કેદી નથી આપણે તો સ્વરાજ તરફ મોં રાખીને જેલ ભોગવવી જોઈએ. સ્વરાજના સૈનિક માટે જેલ એ રંગભૂમિ જેવું છે.

### સંજયનું પાત્ર

ગીતામાં સંજયનું પાત્ર આવે છે. એ પંડિત હતો. પણ તેનામાં કર્તૃત્વશક્તિ ન હતી તે આંધળાને-અજ્ઞાનીને સમજાવતો હતો. તેને વિશ્વરૂપ દર્શનની સમજણ પડી હતી. તે સમજી શક્યો હતો. પણ એને કંઈ લાભ ન થયો પણ અર્જુનમાં કર્તૃત્વશક્તિ હતી. અને તેને જ્ઞાન થયું એટલે તેને લાભ થયો.

એ સંજય છેવટે ધૃતરાષ્ટ્રને કહે છે 'જ્યાં યોગેશ્વર એટલે કુશળતાના સ્વામી કૃષ્ણ છે, અને જ્યાં તે પ્રમાણે આચરનાર અર્જુન છે, ત્યાં શ્રી છે, વિજય છે; નીતિ અને કલ્યાણ છે.'

---

* (વલ્લભ વિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલું વ્યાખ્યાન).

# સાને ગુરુજી

ગોવિંદરાવ ભાગવત

## —એક રેખાદર્શન

૧

મહારાષ્ટ્રમાં એવો તરુણ વિદ્યાર્થી ભાગ્યે જ મળી આવશે જેણે સાને ગુરુજીનું નામ સાંભળ્યું ન હોય. ખાનદેશને ગામડે ગામડે રાષ્ટ્રભક્તિનો મંત્ર લઈ જનાર સાને ગુરુજીને ખાનદેશનો એકએક વતની ઓળખે એમાં નવાઈ જ નથી. પણ હવે તો તેમના લેખો અને પુસ્તકોને લીધે તેમનું નામ બૃહદ્ મહારાષ્ટ્રમાં પણ ગાજવા લાગ્યું છે. મહારાષ્ટ્રમાં નાનામોટા ગ્રંથકારો અનેક છે પણ સાનેના જેટલી લોકપ્રિયતા આજના કોઈપણ લેખકને મહારાષ્ટ્રમાં લાધી નથી. પ્રકાશકો કહે છે કે આજે મહારાષ્ટ્રમાં શ્રી સાનેનાં પુસ્તકોનો ઉપાડ સાથી વધારે છે.

આનું કારણ શું? આટલી બધી લોકપ્રિયતા સાનેજીને એકાએક કેવી રીતે પ્રાપ્ત થઈ? તેમનામાં અને તેમના લખાણોમાં એવું તે શું છે કે જેથી લોકો તેમનો પરિચય કરવા આટલાં બધાં ઉત્સુક હોય છે.

સાને ગુરુજી એ કંઈ પર્યંકપંડિત નથી. સુખેથી આરામખુરશીમાં પડ્યાં પડ્યાં સારા ગ્રંથો વાંચવા, પોતાની શક્તિ પ્રમાણે તેમનું મનન કરવું અને પછી તેમાંના વિચાર પુસ્તકોમાં ગૂંથીને લોકોની આગળ રજૂ કરવા એવો સાહિત્યકારોનો જે એક વર્ગ છે તે વર્ગના તે નથી. તેઓ જીવતા જાગતા કર્મવીર છે. તેઓ વિદ્યાર્થીઓ સાથે ભળે છે, મજૂરોમાં ફરે છે, ગામડે ગામડે રખડે છે, ખેડૂતો સાથે રહે છે અને એ બધાના જીવનને સુખી અને ઉન્નત કરતાં કરતાં જે કંઈ સંવેદના અનુભવે છે તેમાંથી એ બધાને ઉપયોગી થઈ પડે એવું મોસનાર અને સમજનાર એ જીવંત સાહિત્યકાર છે. આ જાતનું જીવન ગુજારતાં તેમને અનેક આફતોનો સામનો કરવો પડે છે. અનેક માણસો સાથે ઝગડવું પડે છે. પણ તેનાથી ન હારતાં તે સદા યે વીરતાથી જીવનનો જંગ ખેલતા જ હોય છે. આવા કર્મવીર સાહિત્યકારની લોકપ્રિયતા દહાડે દિવસે વધતી જ જાય એમાં નવાઈ નથી.

૨

સાને ગુરુજી એ મૂળ કોંકણના વતની. ચિપળૂણકર, ટિળક, આગરકર, પરાંજપે, કર્વે એ બધા મૂળ કોંકણના જ. આવા નરરત્નોની ખાણમાં જ સાનેનો જન્મ થયો.

તેમના પિતા મૂળ ખાધે પીધે સુખી હતા. પણ પાછળથી કેટલાંક કારણોને લીધે તેમની આર્થિક સ્થિતિ બગડી અને તેથી સાનેને પોતાના માતાપિતા સાથે એક ઝૂંપડીમાં રહેવાનો વારો આવેલો. ઘરની અત્યંત ગરીબાઈ છતાં સાનેના પિતાએ તેમને નાનપણમાં અનેક સંસ્કૃત સુભાષિતો, સ્તોત્રો, શ્લોકો મોઢે કરાવેલાં. અને તેમની માતાએ તેમને જે શીલનો વારસો આપેલો તે સાનેના જીવન ઉપર બરાબર અંકિત થયેલો છે. 'શ્યામચી આઈ' એ પુસ્તકમાં તેમણે પોતાની માતાનું જ ચરિત્ર આલેખ્યું છે એ વાત તો સુવિદિત છે. એમની મા જો કે આજની પદ્ધતિએ ભણેલીગણેલી નહોતી તેમ છતાં તેણે પોતાનો ગૃહસંસાર સ્વચ્છ અને સુઘડ બનાવ્યો હતો. બાળકોને ઉછેરવામાં તે કુશળ હતી. તેણે છોકરાંઓને સુંદર ટેવો પાડી હતી. છોકરો રિસાય તો તે તેને પાસે રહીને સમજાવતી. છોકરાને તરતાં આવડે, સગાંવહાલાં ઉપર પ્રેમ કરતાં આવડે, ગાય-ભેંસને પાળતાં આવડે, ફૂલપાંદડાંને પણ સંભાળતાં આવડે એ બધી તાલીમ તે પોતાના આચરણ દ્વારા જ આપતી. તેમની મા નોકરચાકરોને ઘરનાં માણસોની જેમ જ રાખતી, છોકરાની ખોટી હઠને ખોટા લાડથી તે પોષતી નહિ.

પણ સાને નાનપણમાં ખૂબ હઠીલા હતા. મા પણ તેમના આ સ્વભાવને સારે રસ્તે લઈ જવા મથતી. આ હઠીલા સ્વભાવને લીધે જ સાનેએ નાનપણમાં સંસ્કૃતના બધા શ્લોક ઉતારીને મુખપાઠ કરેલા.

ઘરની ગરીબાઈને લીધે સાનેનું પ્રાથમિક તેમ જ માધ્યમિક ભણતર જુદી જુદી જગાએ થયેલું. મામા તીખા સ્વભાવના હોવાથી ત્યાંથી તે ચુપચુપ નાસી ગયેલા. કોઈ શિક્ષક તેમને ન ફાવે તો ત્યાંથી પણ તે નાસી જતા.

ભણતરના કાળ દરમિયાન એમનું ખાવાપીવાનું પણ ઠેકાણું નહોતું. કોઈવાર કોઈ મિત્રને ત્યાં ખાય, તો કેટલીક વખત માધુકરી ઉપર નિર્વાહ ચલાવે. કેટલા યે મહિના

તેમણે એક ટંક જમીને જ કાઢેલા. અઠવાડિયામાં ત્રણ જ દિવસ જમવા મળે એવા તો કેટલા યે દિવસ ગયેલા. અન્નની જેમ વસ્ત્રની બાબતમાં પણ એમની દશા સારી નહોતી. કોમળ હૃદયના અને લાગણી પ્રધાન સ્વભાવના હોવાથી માનાપમાનના પ્રસંગો તેમને અનેક વાર અકળાવી મૂકતા અને જીવનને દુઃખી કરી મૂકતા. પણ આ બધાં સંકટોને લીધે તેમનું શિક્ષણ અટકી પડતું એવું નથી. આવાં બધા કડવા મીઠા પ્રસંગોને લીધે સાનેનું મન કેળવાતું જ ગયું. દુઃખને પ્રસંગે એક બાજુ જઈને તે પ્રસંગનું તે મનન કરતા અને જ્યારે ઈષ્ટ મિત્રોનો સહવાસ તેમને સુખપ્રદ થતો ત્યારે તેઓ પોતે શીખેલી વાતો તેમને શીખવવામાં તલ્લીન થઈ જતા. સાને ગુરુજીને નાનપણથી જ મિત્રોની મિજલસ જમાવી તેમને વાતો કહેવાનો બહુ શોખ હતો. અને આને જ લીધે કથા-લેખનની વિદ્યા તેમને સહજ સિદ્ધ થઈ.

આમ બીજાને શીખવતાં શીખવતાં તેમણે પોતાનો અભ્યાસ પણ ખૂબ ચીવટપૂર્વક વધાર્યો. અભ્યાસનાં પુસ્તકો ઉપરાંત બીજાં પુસ્તકો ખરીદીને સાને વાંચતા. વાંચતા જ નહિ પણ તેમનું પાન કરતા. વાંચતાં વાંચતાં અટકીને તેમાંની વિગતોનો પોતાના જીવન સાથે તાળો મેળવતા અને પછી આગળ ચાલતા. કોઈકોઈ પુસ્તક તો તે ફરી ફરી વાંચતાં. ખાવાનું છોડીને જે પૈસા બચતા તેમાંથી તેમણે શ્રીરામકૃષ્ણ, સ્વામી શ્રીરામતીર્થ ઇત્યાદિનાં પુસ્તકો ખરીદેલાં અને તે વાંચેલાં! બહારનાં પુસ્તકો વાંચતાં એટલે વિદ્યાભ્યાસનાં પુસ્તકોનો ભોગ અપાતો એવું નથી. તેમણે યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષા ઉચ્ચ નંબરે પસાર કરી હતી.

૩

એમ. એ. થયા પછી સાને અમલનેરની પ્રતાપ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. તેમનો અત્યંત સાદો પહેરવેશ, બોલવા-ચાલવામાં ખૂબ જ શરમાળપણું, અને ચીડ ચડે એટલી નમ્રતા જોઈને શરૂઆતના દિવસોમાં તે પ્રતાપ હાઈસ્કૂલની વિદ્યાર્થીઆલમમાં ચર્ચાનો વિષય થઈ પડ્યા હતા. કેટલાક શિક્ષકો તેમની આ રીતભાતને બાઘી ગણી હસતા. પણ થોડા જ વખત પછી બધાંને ખબર પડી કે આ બાઘા દેખાતા માણસનું જ્ઞાન ઊંડું છે અને તેને વિદ્યાર્થીઓ આગળ સહેલું કરીને મૂકવાની હથોટી છે. તેમની વાણીની મોહિનીએ વિદ્યાર્થીઓ ઉપર જાદુ કર્યું અને પછી વિદ્યાર્થીઓમાં તેમના વિશેનો આદર વધી ગયો. છોકરાઓ તેમની પાછળ ગાંડા થયા અને તેમને ત્યાં વીસ વીસ છોકરાઓનું મંડળ પડ્યું પાથર્યું રહેવા લાગ્યું. સાનેને ઘેર અમે ત્યારે જઈને જોઈએ તો ત્યાં કોઈને કોઈ ઉદાત્ત વિષય ઉપર અખંડ વાર્તાલાપ, ચર્ચા, વાચન ચાલતાં જ હોય.

સાનેના વર્ગો ઉત્સાહભરપૂર રહેતા. તેમ જ વિષયોનો અભ્યાસ વિદ્યાર્થીઓ ઉત્સાહપૂર્વક કરતા. સાને મારફત તેમને વિવિધ વિષયોનો સ્વાદ પણ ચખાડતા. નવાં નવાં પુસ્તકો સૂચવતા અને વર્તમાનપત્રોમાંના મહત્ત્વનાં લખાણો ઉપર લાલ પેન્સીલથી નિશાનીઓ કરી મૂકી વિદ્યાર્થીઓને ચાલુ રાજકારણથી વાકેફ પણ રાખતા.

તેમણે શાળામાં એક હસ્તલિખિત દૈનિક શરૂ કરાવ્યું હતું. તેના લેખો, નોંધો, સમાચારો સુંદર અક્ષરે તેઓ પોતે લખતા અને વિદ્યાર્થીઓને દોરવણી આપતા. આ સિવાય ઉત્સવોની ઉજવણી આવે એટલે વિદ્યાર્થીઓમાં નવું જ ચેતન આવતું. ગણપતિ ઉત્સવ, રાષ્ટ્રીય ઉત્સવ, ગાંધીજયંતી એવા ઉત્સવો વખતે તો સાનેની શિક્ષણકલા પૂર બહારમાં ખીલતી. શણગારો સજવા, કાંતણયજ્ઞ ચલાવવો, ખાદીફેરી કરવી એ બધું તેઓ વિદ્યાર્થીઓને, પોતે મોખરે રહી કરાવતા. તેમનો પગાર સિત્તેર રૂપિયા હતો. અને તે જમાનામાં એકલા માણસને માટે એ ઘણો હતો. પરંતુ વિદ્યાર્થીઓ માટે ખર્ચ કરનાર સાનેને મહિનો પૂરો થતાં પહેલાં જ તે ખૂટી પડતો. અનેક વિદ્યાર્થીઓ તેમના પગારમાં ભાગ પડાવતા.

તેમની જ પ્રેરણાથી પ્રતાપ હાઈસ્કૂલ તરફથી 'વિદ્યાર્થી' નામનું છાપેલું માસિક પ્રસિદ્ધ થયું. તે સમયે દેશમાં સ્વાતંત્ર્યસંગ્રામનો નાદ ગાજતો હતો. તેના પડઘા પણ આ માસિકમાં પડવા લાગ્યા. વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રપ્રેમ જાગે, વીરવૃત્તિ જાગે, ત્યાગવૃત્તિ અને હિંમત કેળવાય એ 'વિદ્યાર્થી' માસિકનું મુખ્ય લક્ષ્ય હતું. અધિકારીઓ તેનું તેજ સહન કરી શક્યા નહિ અને તેને બંધ કરવામાં આવ્યું.

એવામાં ૧૯૩૦ની સાલ આવી. ૧૯૨૯ની ડિસેમ્બરની ૩૧મી તારીખે મધરાતે કોંગ્રેસે પૂર્ણસ્વરાજનો ઠરાવ પસાર કર્યો અને તેને ખાતર સંગ્રામ ખેડવાનું

નેતૃત્વ ગાંધીજીને સોંપવામાં આવ્યું. ગાંધીજીએ વ્યૂહ-રચના કરવા માંડી. જુવાન વિદ્યાર્થીઓમાં જ સદા યે વસતા સાને માસ્તરને લાગ્યું કે ચાર દીવાલોની શાળામાં ભણાવવાનો સમય હવે પૂરો થયો છે. પુસ્તકોમાંનો ઇતિહાસ શીખવવા કરતાં સ્વાતંત્ર્યસંગ્રામમાં કૂદી પડી જીવતો જાગતો ઇતિહાસ ઘડવાની તાલીમ જ સાચા શિક્ષકે હવે આપવી રહી, તે જ શિક્ષણ તેજસ્વી શિક્ષણ નીવડશે. આમ વિચાર કરી સાને માસ્તર પ્રતાપ હાઇસ્કૂલ છોડીને બહાર નીકળ્યા. તેમની સાથે તેમનું મંડળ પણ રણસંગ્રામમાં કૂદી પડ્યું.

ગાંધીજી ઉપર સાનેને અપૂર્વ શ્રદ્ધા હતી. ગાંધીજીએ દાંડીકૂચ શરૂ કરી અને પ્રજામાં જાગૃતિનો પારો ચડતો ગયો. ગાંધીજીની સાથે આખું રાષ્ટ્ર જાણે કૂચ કરતું હોય તેમ થનગની ઊઠયું. સર્વત્ર ચેતન ઉત્પન્ન થયું. આબાલ-વૃદ્ધ સ્ત્રીપુરુષો સ્વરાજને માટે સર્વસ્વ અર્પણ કરવા ઘરબાર મૂકીને નીકળી પડયાં. ગાંધીજીનો સંદેશો સાનેએ પ્રથમ વિદ્યાર્થીઓને સંભળાવ્યો. તેઓ તેમની સાથે જોડાયા એટલે સાનેએ કૂચ આરંભી. ખાનદેશની તેમની ટુકડી ખાનદેશને ગામેગામ પહોંચી ગઈ. આખો ખાનદેશ સળગી ઊઠયો. જાણે દાવાનળ સળગ્યો.

સરકારે સાને ઉપર છાપો માર્યો. તેમને ગિરફતાર કરી ધૂળિયા જેલમાં પૂરી દીધા. પણ આ જીવનભરનો શિક્ષક જેલમાં થોડો જ કંઈ મૂંગો બેસી રહેવાનો હતો. ત્યાં તેમનું નવું વિદ્યાર્થીમંડળ નીમ્યું અને તેજસ્વી અધ્યાપનનું કાર્ય ત્યાં પણ અવિરતપણે શરૂ થયું. જેલના અમલદારોને લાગ્યું કે આ માણસને અહીં રાખવા જેવો નથી. તેમણે તેમને ત્રિચિનાપલ્લી ખસેડયા.

ગાંધી-અર્વિન કરાર વખતે તે છૂટયા, પણ તેમનો છુટકારો બીજાઓની જેમ અલ્પજીવી હતો. સરકારનો હૃદયપલટો થયો નહોતો. સંધીની શરતોનું પાલન સચ્ચાઈથી તે કરતી નહોતી. ગાંધીજી વિલાયત ગોળમેજીમાં ગયા ત્યાંએ તેમણે સરકારની દાનત સાફ ન જોઈ. તે હિંદમાં પાછા ફરે ત્યાર પહેલાં તો સરકારે હિંદી રાષ્ટ્રીય લડતને ઊગતી જ દાબી દેવા માટે નાનામાં નાના ગામના એકેએક કાર્યકર્તાને એક જ દિવસે પકડયો. સાને પણ પકડાયા.

આ વખતે ધૂળિયા જેલ પ્રયાગ તીર્થ જેવી થઈ પડી હતી. ગૂજરાત, મહારાષ્ટ્ર અને મધ્યપ્રાંતના સુવિખ્યાત પુરુષો— વિનોબાજી, જમનાલાલજી, મારૂકલાલ કોઠારી, દાસ્તાને જેવાને ત્યાં પૂરવામાં આવ્યા હતા. તપસ્વી વિનોબાજીનાં ગીતાનાં સુવિખ્યાત પ્રવચનો ત્યાં જ થયેલાં. સાને ગુરુજીને આ જેલમાં ચકીનું કામ મળેલું. મૂઠી હાડકાંનો દેખાતો આ માણસ ૨૫—૩૦ શેર અનાજ ઝપાટામાં દળી નાખી તુરત જ પોતાના અધ્યયન-અધ્યાપનકાર્યમાં પડી જતો. વિનોબાજીનું પ્રવચન ચાલતું હોય ત્યાં શ્રવણભક્તિ કરી એ પ્રવચન તે લખી લેતા. તેમણે ઘણું લેખન આ જેલમાં જ કર્યું. લેખનમાંથી પરવારી તેઓ વિદ્યાર્થીઓના ટોળામાં જઈને બેસતા. અને ત્યાં પ્રશ્નોત્તરી ચાલતી. વચમાં વચમાં સાનેની વાર્તાઓ ચાલતી અને ટૂચકાઓ ઊડતા. વિદ્યાર્થીઓમાં એ સાંભળીને જ્ઞાનલાભ સાથે હાસ્યની છોળો ઊડતી. આ જ વખતે એરંડોલની રાષ્ટ્રીય શાળાના જે વિદ્યાર્થીઓ ત્યાં હતા તેમણે સાને માસ્તરને સાને ગુરુજી કહેવાનું શરૂ કર્યું. સાનેને એ સંબોધન ગમ્યું અને ધીમેધીમે એ સંબોધન બધે ફેલાયું. હવે આખું મહારાષ્ટ્ર તેમને સાને ગુરુજી તરીકે જ ઓળખે છે.

ધૂળિયામાંથી તેમની નાસિકની જેલમાં બદલી થઈ. નાસિક એ સર્વોત્તમ જેલ ગણાતી અને છે પણ તેવી પરંતુ ૧૯૩૨ના અરસામાં ત્યાં જે જેલર વગેરે અમલદારો હતા તેમણે તેને નરકસ્થાનના જેવી હીન બનાવી મૂકી હતી. કેદીઓ ઉપર જેલનો કાયદો સખતાઈથી લાદવામાં આવ્યો. હુકમ થાય એટલે ઊઠવું, હુકમ થાય એટલે બેસવું. હુકમ સિવાય ખવાય નહિ કે હુકમ સિવાય પડોશી સાથે વાતચીત કરાય નહિ. રાજકીય કેદીઓને ચક્કીકામ એવું સખતાઈથી કરાવવામાં આવતું કે વિનોબાજીના ખાતલ આશ્રમવાસીઓને પણ એ સખતાઈ અસહ્ય થવા લાગી. આ બધો જુલમ કેદીઓએ સહન કર્યો, પણ સહનશીલતાની પણ હદ આવી. ગિનતીને વખતે રોજ સાંજે કેદીઓની ગણતરી કરવામાં આવે ત્યારે કેદીઓએ પગ ઉપર હાથ મૂકીને, ડોક બે ઘૂંટણની વચ્ચે રાખીને નીચી મૂંડીએ બેસવું જોઈએ એવી સખતાઈ જ્યારે શરૂ થઈ ત્યારે સ્વાતંત્ર્ય લઈને દુનિયામાં ઉન્નતમસ્તકે ફરવા માગતા રાજકેદીઓએ તેનો ઇન્કાર કર્યો. વૉર્ડરોએ કેદીઓના માથા ઉપર દંડા મારવા માંડયા ત્યારે કેદીઓ વિશેષ જ અક્કડ થયા. તેમના આગેવાન સાને ગુરુજી હતા. તેમને જુદા કાઢી તેમને જેલની કોટડી

શિક્ષા કરવા માંડી. ચક્કી પીસવા આપી, કંતાન પહે-રાવ્યું, દંડાબેડી પહેરાવી, કોમળ શરીરવાળા સાને ગુરુજીમાં આ બધું સહન કરવાની વજ્ર જેવી શક્તિ ક્યાંથી આવી તેનું સહુને આશ્ચર્ય થયું. પણ અંતે જેલના મુખ્ય અમલદારને જ સજા થઈ અને જેલનું વાતાવરણ બદલાઈ ગયું. સાને ગુરુજી અગ્નિપરીક્ષામાં ઉત્તીર્ણ થયા અને વિશેષ સન્માન પ્રાપ્ત કરી બહાર આવ્યા.

૪

૧૯૩૪ની સાલમાં કોંગ્રેસે પાર્લામેન્ટરી કાર્યક્રમ સ્વીકાર્યો. ધારાસભાઓની ચૂંટણીઓ શરૂ થઈ અને ધારાસભામાં પ્રવેશ કરી રાષ્ટ્રને મજબૂત કરવાનો કાર્યક્રમ શરૂ થયો. રાષ્ટ્ર આઝાદીના જંગમાં ત્યાગ અને બલિ-દાનનો પાઠ સારી પેઠે શીખ્યું હતું એટલે ધારાસભાઓમાં જઈને કોંગ્રેસ મવાળવૃત્તિ ધારણ કરે એવો સંભવ નહોતો. આવા કાર્યક્રમમાં શિક્ષકને રસ ન હોય એ સ્વાભાવિક છે. દેશમાં પાર્લામેન્ટરી માનસ ફેલાવા લાગ્યું એટલે સાને ગુરુજી આ નવી જાતના રણમેદાનમાં દેખાતા બંધ થયા. વસંતઋતુ પૂરી થતાં કોયલ જેમ અદૃશ્ય થાય છે તેમ સાને ગુરુજી ખાનદેશમાંથી ક્યાંક ચાલ્યા ગયા. તેમની શોધ શરૂ થઈ. કોઈકે કહ્યું કે પુનામાં છે. પુનાની કોંગ્રેસ કમિટીના કાર્યાલયમાં તપાસ કરી તો ત્યાં તેઓ હોય જ શેના? કોંગ્રેસની સમિતિઓ એ કંઈ તેમનું ક્ષેત્ર નથી. સાહિત્યકારોની- મિજલસોમાં તપાસ કરી તો ત્યાં પણ તે નહોતા. આ લેખક લેખકોના મંડળમાં પણ મળ્યો નહિ એટલે તેમની વિશેષ શોધ શરૂ થઈ. છેવટે પુનાના પેરુગેટ પાસેના એક મકાનમાં તેઓ છે એવી ખબર મળી. તે મકાનમાં તેમના મિત્રો ગયા પણ ત્યાંએ કોઈને માહિતી ન મળે. છેવટે એક ડોશીએ કહ્યું કે વાડામાં એક ઓરડી છે ત્યાં તપાસ કરો. ઓર-ડીએ જઈને મિત્રો જુએ છે તો સાને પોતડી પહેરીને રસોઈનાં વાસણ ચૂલા ઉપરથી ઉતારે છે.

'ગુરુજી, અહીં તમે શું કરો છો? તમારી શહેરમાં કેટલી બધી તપાસ કરી.'

'છોકરાઓની મા થઈને અહીં રહું છું.' ગુરુજી બોલ્યા.

'છોકરાઓની મા!'

'હા. અમારા અમલનેરના કેટલાક ગરીબ વિદ્યાર્થીઓ અહીંની કૉલેજમાં અભ્યાસ કરે છે. તેઓ સાયન્સના વર્ગમાં ગયા છે. હું તેમની રસોઈ કરી મૂકું છું. તેમની આટલી ચિંતા ઓછી થાય તો તેમને અભ્યાસ માટે વખત મળી રહે છે. રસોઈમાંથી પરવારી વખત મળે છે ત્યારે હું લેખનકાર્ય કરું છું.'

સાને ગુરુજીનો સ્વભાવ આવો છે. સેવા, લેખન અને અન્યાયની સામે લડવું એ સાને ગુરુજીનું જીવન છે. લડત ન હોય ત્યારે નાનાં નાનાં સેવાનાં કામ કરવાં. કામમાંથી નવરાશ મળે એટલે લખવું. કામ કરવું અને લખવું. લખવું અને કામ કરવું એ એમનો નિત્યનો વ્યવસાય.

એવામાં ફૈજપુર કોંગ્રેસ આવી. ગામડાંમાં આ પહેલી જ કોંગ્રેસ હતી. પણ ગાંધીજીની કોંગ્રેસની આ સાચી કલ્પના હતી અને તેને મૂર્તિમંત કરવી એ ગાંધીભક્ત મહારાષ્ટ્રનો નિશ્ચય હતો. સાને ગુરુજી પછી શાના બેસી રહે? ખાનદેશનાં ગામડાંઓમાં કોંગ્રેસ-આતાનો સંદેશો લઈને એમણે ભ્રમણ શરૂ કર્યું. સેંકડો સ્ત્રીપુરુષો અને બાળકો કોંગ્રેસમાં કંઈને કંઈ કામ કરવા માટે ખાનદેશમાંથી ફૈજપુરમાં ઊતરી પડ્યાં. કોંગ્રેસનું અધિવેશન શરૂ થયું ત્યારે સાને ગુરુજી ભંગીનું કામ કરતા હતા. સ્વચ્છતા વિભાગના મુખી હતા. અઠવાડિયા સુધી હજારો માણસોનો મેળો ભરાયો હતો. તેમાં જો સ્વચ્છતા બરાબર ન જળવાય તો રોગ ફાટી નીકળવાનો પૂરો સંભવ હતો. આમ હોવાથી સફાઈનું કામ સાને ગુરુજીએ ઉપાડ્યું. વિદ્યાર્થીઓની મા આવું જ કામ ઉપાડે.

ત્યાર પછી તો કોંગ્રેસે પ્રાંતિક સરકારનાં પ્રધાનપદ સ્વીકાર્યાં, તેમની પાસે જો કે સત્તા મર્યાદિત હતી, પણ તેટલી સત્તાથી યે પ્રજાને મજબૂત કરી શકાતી હોય તો તેમ કરવાનો કોંગ્રેસે નિશ્ચય કર્યો હતો. આવી પ્રવૃત્તિ વખતે સાને ગુરુજી તો પ્રજા સાથે જ હતા. આ કાળ દરમ્યાન સાનેએ નાના નાના અન્યાયો સામે સત્યાગ્રહ કરીને પ્રજાનો પક્ષ લીધો હતો.

અમલનેરના રોલર્કસ વખતે એમણે ઉપવાસ આદર્યા એટલે રોલર્કસમાંથી ગાડાવાળા ખેડૂતોને થોડી રાહત મળી.

પ્રતાપ મિલના કામદારોનો પક્ષ લઈને તેમણે મિલના માલિકો સામે લડત આદરી. મિલને તાળાં વસાવ્યાં. તેમણે જાહેર કર્યું કે અમુક દિવસ સુધીમાં જો તાળાં

નહિ છોડે તો પોતે તાપીમાં જ જળસમાધિ લેશે. બધાને જ પ્રિય થઈ પડેલા સાને ગુરુજીને આમ આમ જવા દેવા મિલના માલિક પણ ખુશી નહોતા. છેવટે સમાધાન થયું અને મજૂરો તેમ જ માલિક વચ્ચેનો ઝગડો મટ્યો.

સાને જેટલા લાગણીપ્રધાન છે તેટલા જ ભોળા છે. આ સમય દરમ્યાન તેઓ કોમ્યુનિસ્ટોની જાળમાં ફસાયા. કોમ્યુનિસ્ટોની પ્રવૃત્તિ મંડનાત્મક નહિ પણ ખંડનાત્મક હોય છે. મજૂરોની મુશ્કેલીઓ ઓછી થાય, તેમનો પગાર વધે એ તેમનું લક્ષ્ય નથી હોતું પણ પગાર-વધારાનું બહાનું બતાવી ઉપરાછાપરી હડતાળો પાડી અંધાધૂંધી ફેલાવવી એ તેમનું લક્ષ્ય હોય છે. ગરીબોનો પક્ષ લેનાર સાને ગુરુજીના ખ્યાલમાં કોમ્યુનિસ્ટોની આ વૃત્તિ આવી નહિ અને તેઓ તેમની સાથે ભળ્યા, અને સેક્રેટરિયેટ ઉપર કિસાનોની તેમ જ મજૂરોની કૂચ લઈને ગયા.

એકવાર મહાસભાના બે લાખ સભાસદ નોંધવામાં બળ આવે તેથી તેમણે ૨૧ દિવસના ઉપવાસ આદરેલા મહાસભા સંગઠિત થાય તે માટે જ તેમનો આ પ્રયાસ હતો પણ આ પ્રયાસની પાછળ જેટલી મહાસભાનિષ્ઠા હતી તેટલી જ ઉતાવળ પણ હતી. મહાસભાનો સંદેશો ઘેરઘેર લઈ જવા માટે તેમણે 'કોંગ્રેસ' નામનું પત્ર શરૂ કર્યું. આ પત્ર ખૂબ લોકપ્રિય થયું. સરનામા કરવાથી માંડીને લેખો, નોંધો, સમાચારો બધું જ લખવાનું સાનેજી કરતા. પણ એકલી મહેનતથી જ કોઈ કાર્ય સફળ થતું નથી.-કાર્યની પાછળ વ્યવસ્થા પણ જોઈએ.

તેનો સાને ગુરુજીમાં થોડો અભાવ હોવાથી સો એક અંક નીકળ્યા પછી તે બંધ પડ્યું.

બેંતાળીસની સાલ નજીક આવતી હતી. કોંગ્રેસ પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યાં હતાં. વ્યક્તિગત સત્યાગ્રહ ચાલુ થયો હતો. તે પહેલાં સાનેએ કોંગ્રેસપ્રેમી યુવકોની એક પરિષદ ચાંદવડમાં ભરી અને યુવકોને કોંગ્રેસનો પેગામ આપ્યો. આ પરિષદમાંના કોઈ એક ભાષણને લીધે સરકારે તેમને પકડ્યા અને ધૂળિયાના વિશ્રામસ્થાનમાં તેમને પહોંચાડ્યા.

બેંતાળીસની ઉથલપાથલ વખતે તેમની સજા પૂરી થઈ અને તે છૂટ્યા. હજારો નેતાઓ જેલમાં જતા હતા ત્યારે ગુરુજી જેલમાંથી છૂટ્યા હતા. ૮મી ઓગસ્ટે મહાસમિતિએ ઠરાવ કરીને અંગ્રેજોને 'ચાલ્યા જાઓ'નો આદેશ સંભળાવ્યો હતો. એવાઓની જેલમાં સબડાવાનું સાનેજીને કેમ પસંદ પડે? તેમણે અંગ્રેજી રાજ્યને ઉખેડવાને વાસ્તે સંગઠન અને કાર્ય શરૂ કર્યું. જેલમાંથી છૂટતાંની સાથે જ તેઓ ભૂગર્ભવાસી થયા, પછી તેમણે શું શું કર્યું તે હજી અજ્ઞાત જ રહેલું છે. પણ સરકાર એમને શોધતી હતી, અને અકસ્માત તે ઝડપાયા અને પરવડા જેલમાં પુરાયા, સાને ગુરુજી જેવા જીવતા બોંબને બહાર રહેવા દેવો એ સામ્રાજ્ય-સરકારને ફાવે એવું નહોતું.

હમણાં હવે એ છૂટ્યા છે અને એમના સ્વભાવ પ્રમાણે સેવા, લેખન અને અન્યાય સામે લડતનું કાર્ય કર્યા કરે છે.



જ્યાં જ્યાં તને મહાન અંતની આપત્તિ થાય છે ત્યાં ત્યાં કોઈ બીજા મહાન પ્રભાત વિષે શ્રદ્ધા રાખજે. તારું મન, વીતી ગયેલા ભયંકર ઉથલપાથલથી વ્યગ્ર પણ હોય તો તેના પછી એક વિશાળ ને મહાન સર્જનના પગલાં સંભળાય છે તે વિષે નિશ્ચિંત બનજે. હૃદયના નાજુક આંતર-અવાજ ઉપરાંત અગ્નિના કડાકા ને વાવટોળના ગર્જનમાં પણ ઈશ્વર રહ્યો છે. ત્યાં પણ તેનો સાદ સંભળાય છે

—શ્રી અરવિંદ

# ડાબા હાથની કેળવણી

રમણલાલ એન્જિનીઅર

આદર્શ કેળવણીની સર્વસંમત વ્યાખ્યા એ છે કે એ કેળવણીએ માનવીના વ્યક્તિત્વનો સંપૂર્ણ વિકાસ કરવો જોઈએ. જુદા જુદા કેળવણીકારો વચ્ચે અનેક બાબતોમાં ઉગ્ર મતભેદો હોવા છતાં આ મુદ્દા પરત્વે તો ઘણાખરા કેળવણીકારો એક મત છે. આમ હોવા છતાં ય માનવજીવન એટલું બધું જટિલ છે. અને માનવીના વ્યક્તિત્વનાં એટલાં બધાં પાસાં છે કે સર્વાંગસંપૂર્ણ કેળવણીની વ્યાખ્યા અને વિગતો બાબત ઘણા જ મતભેદો રહેવાના. આ સ્થિતિમાં આપણે અંગ્રેજીમાં જેને ત્રણ "H"ની કેળવણી કહેવામાં આવે છે તે હૃદય, મગજ અને હાથ (Heart, Head, and Hand) એ ત્રણેનો સમધારણ વિકાસ કરનારી કેળવણીને આદર્શ કેળવણી માનીને આપણો પ્રશ્ન ચર્ચીશું.

આપણી ચાલુ કેળવણીમાં આપણે ડાબા હાથની એટલી બધી ઉપેક્ષા કરી છે કે એ અંગ અત્યંત કઢંગુ અને અંશતઃ નિષ્ક્રિય થઈ ગયું છે. જમણા હાથને પવિત્ર માનીને અને ડાબા હાથને અપવિત્ર માનીને આપણે એને એટલો નિષ્ક્રિય કરી દીધો છે કે, આપણા દૈનિક વ્યવહારની સાદામાં સાદી ક્રિયાઓ પણ આપણે સરળતાથી કરી શકતા નથી. આપણું અપંગપણું આપણને સાલતું નથી. એટલું જ નહિ પણ નાનાં બાળકોને પણ આપણે આપણા ઘાટ મુજબ ઘડીએ છીએ. જો કોઈ બાળક બન્ને હાથે એક સરખી કુશળતાથી લખતું માલૂમ પડે તો તેની આ આવડતથી ખુશ થવાને બદલે માતાપિતા અને શિક્ષકો એની આ ખરાબ ટેવને માટે એને શિક્ષા કરે છે.

કેળવણીની અનેક નવી યોજનાઓમાં પણ જૂની કેળવણીનો આ દોષ બહુ જ ઉદારતાપૂર્વક નભાવી લેવામાં આવ્યો છે. જગત આખામાં જાપાન એ જ એવો એક દેશ છે, કે જ્યાં બધાં બાળકોના બન્ને હાથને એક સરખી રીતે કેળવવામાં આવે છે. પૂ. ગાંધીજી બન્ને હાથે એક સરખી સરળતાથી લખી શકે છે એ હકીકતથી ઘણા લોકો અજાણ્યા છે.

ડાબો હાથ કેળવવાના કેટલાક દેખીતા લાભો નીચે મુજબ છે.

આ કસરતથી મગજની જમણી બાજુનો વિકાસ થાય છે. એનાથી વાચાનું એક નવું કેન્દ્ર ખીલે છે અને મૂંઝાપણું, તોતડાપણું, અને લેખનમાં વિચારો વ્યક્ત કરવાની અશક્તિ (Agraphia) જેવી ફરિયાદોના નિવારણમાં એનાથી કિંમતી મદદ મળે છે. એનાથી મંદ બુદ્ધિનાં બાળકો અને પુખ્ત વયનાં સ્ત્રી–પુરુષોને લાભ થયો છે. એ ઉપરથી આપણે એમ અનુમાન તારવી શકીએ કે બુદ્ધિશાળી વ્યક્તિઓની બુદ્ધિમાં પણ આ ટેવથી સુધારો થવાનો સંભવ છે.

આપણે ડાબો હાથ જોઈએ તેટલો વાપરતા નથી, અને પરિણામે આપણી આખી ડાબી બાજુ જમણી બાજુના પ્રમાણમાં અવિકસીત રહે છે. કોઈ પણ પુખ્ત વયની વ્યક્તિનું શરીરમાપ લેવાથી ડાબા દંડ, પ્રકોષ્ટ, કાંડું, જાંઘ, પીંડી ને ઘુંટી, જમણી બાજુનાં તે તે અંગો કરતાં ઘેરાવામાં ઓછા માલૂમ પડશે. ડાબો હાથ કેળવવાથી ધીમે ધીમે આ અસમાનતાઓ દૂર થશે.

એ ઉપરાંત નાક, ફેફસાં, ખભા, કરોડ બીજાં અંગો અને બેસવાની ને ચાલવાની ઢબના દોષો ને ખોડખાંપણો દૂર કરવામાં આ પ્રકારની કેળવણી મદદરૂપ થશે.

એનાથી જમણા હાથને આરામ મળશે. જો ડાબો હાથ કેળવાયલો હશે તો જમણા હાથના થાક, અંકડી અને સામાન્ય કે કાયમી ઈજા વખતે મુંઝાઈને બેસવાનો વખત નહિ આવે.

ડાબો હાથ અને ડાબી બાજુ બુદ્ધિપૂર્વક કેળવવાથી આપણું સ્વમાન વધશે. સામાન્ય રીતે આપણા આંતરમનમાં સ્વમાન સામે એક અંતરાય એ હોય છે કે, આપણે આપણી સાથે એક કઢંગુ ને અસંતોષકારક અંગ ફેરવી રહ્યા છીએ. ડાબો હાથ જમણા હાથ જેવો કાર્યક્ષમ થતાં જ આ અંતરાય દૂર થઈ જશે.

ડાબો હાથ કેળવવાની જરૂરીઆત જૂના જમાનામાં પણ કેટલાક લેખકોને લાગેલી. સોળમી સદીનો એક સુવિખ્યાત આબ્બે ફિંક સજ્યંનની લાયકાતો ગણાવતાં લખે છે કે મજ્યંનનો ડાબો હાથ જમણા હાથ જેટલો જ કાર્યક્ષમ હોવો જોઈએ

અર્વાચીન મજૂરીમાં તો ૩૦૦ ઉપરાંત એવા પૈસા પેદા કરવાના ધંધાઓ છે કે જેમાં ડાબા હાથની કુશળતા જમણા હાથની કુશળતા જેટલી જ જરૂરી છે.

ડાબા હાથને કેળવવાથી આપણું મોટાભાગનું કામ વધુ ઝડપી અને સારું થઈ શકે એમ લાગે

શરીરવિકાસ અને અભિનવ ચિકિત્સાશાસ્ત્રને લખતા અનેક લેખકોમાંથી ફક્ત ગુરટેસ માર્ઇકસે જ આ મહત્વના વિષય તરફ પ્રજાનું વારંવાર ધ્યાન ખેંચ્યું છે. ડાબા હાથની કેળવણીના આટલા લાભો જાણ્યા પછી આ ઉપેક્ષિત પ્રશ્નને ન્યાય આપવાની વૃત્તિ અનેક વાંચકોને જાગે એ સાવ સ્વાભાવિક છે.

સૌથી પહેલાં તો બાળકોને બન્ને હાથ એક સરખી કુશળતાથી દરેક ક્રિયામાં વાપરતાં શીખવવું જોઈએ. બાળકોને નવી ટેવો પાડવાનું કામ પ્રમાણમાં સહેલું છે.

ડાબા હાથના ઉપયોગ સામેના સામાજિક પૂર્વગ્રહને લઈને અનેક માબાપો પોતાના બાળકને આ ટેવ પાડતાં ખચકાય એમ બને. આ મુશ્કેલીનો રસ્તો એ છે કે ડાબા હાથને કૌટુંબિક હાથ બનાવવો અને જમણા હાથને સામાજિક હાથ બનાવવો. બાળક નિશાળમાં જમણા હાથે લખે અને ઘેર ડાબા હાથે. કોઈને ત્યાં મહેમાન તરીકે જઈએ ત્યારે જમણા હાથે જમે અને ઘરમાં ડાબા હાથે જમે. આ રીતે કરવાથી સામાજિક પૂર્વગ્રહનો પ્રશ્ન ઉકલી જશે

બાળકોની કેળવણીમાં ડાબા હાથની કેળવણી તરફ પૂરતું ધ્યાન આપવાની જરૂર છે, પણ એનો અર્થ એવો નથી કે મોટા માણસોએ આ પ્રશ્નની ઉપેક્ષા કરવી.

જો એક વસ્તુ સારી હોય તો તે કરવા માટે જીવનમાં કદીયે મોડું થયું છે, એમ માની લેવાની જરૂર નથી.

'પાકે ઘડે કાંઠા ન ચઢે' એ કહેવતને આધુનિક શિક્ષણશાસ્ત્ર માન્ય રાખતું નથી એ કહેવત જો સાચી હોત તો પ્રૌઢશિક્ષણની અનેક યોજનાઓનો કંઈ જ અર્થ ના રહેત.

એ એક જાણવા જેવી અને રસિક હકીકત છે કે, ડાબા હાથની કેળવણીની બાબતમાં અમેરિકામાં જે અનેક પ્રયોગો થાય છે, એનાથી એમ માલૂમ પડ્યું છે કે, જેમણે જેમણે પોતાનો જમણો હાથ કોઈ પણ ક્રિયા કે કસરતમાં કેળવ્યો છે, તેઓ જો તે જ ક્રિયા કે કસરત ડાબા હાથે કરવા માગે તો તેઓ પોતાના ડાબા હાથને એ પ્રક્રિયામાં ફક્ત ટૂંક સમયમાં એટલો જ કુશળ બનાવી શકે છે.

એ ઉપરાંત એક વખત આ કુશળતા મેળવ્યા બાદ સાઈકલીંગ અને તરવાની ટેવોની પેઠે, એ ભુલાતી નથી. ડાબો હાથ બરાબર કેળવ્યા પછી, કદાચ કોઈ સંજોગવશાત બે-ત્રણ વર્ષ તમે એને ન વાપરી શકો અને ત્યારબાદ વાપરવાની શરૂઆત કરો તો થોડાક મહાવરાથી જ કુશળતાની અસલ સપાટી પ્રાપ્ત કરી શકાશે.

મારો પોતાનો અનુભવ પણ આ અમેરિકન પ્રયોગોને મળતો આવે છે મેં ૩૨ વર્ષની ઉંમરે મારો ડાબો હાથ કેળવવાની શરૂઆત કરી. અને એને માટે ખાસ સમયનો ભોગ આપ્યા સિવાય ફક્ત એક વર્ષમાં જ લેખન સિવાયની બીજી દરેક પ્રવૃત્તિ જમણા હાથ જેટલી જ કુશળતાથી કરી શક્યો.

અત્યારે હું મારા ડાબા હાથનો લખવામાં, વાળ ઓળખવામાં, સ્નાનમાં, માલીસમાં અને બીજી અનેક પ્રવૃત્તિઓમાં સરળતાથી ઉપયોગ કરી શકું છું.

ગુરટેસ માર્ઇકસના એક શિષ્યે ૮૦ વર્ષની ઉંમરે ડાબો હાથ કેળવવાની શરૂઆત કરી હતી. અને એમાં સારી કુશળતા મળી હતી.

એટલે કોઈપણ ઉપયોગી કામ માટે આપણી ઉંમર બહુ મોટી થઈ ગઈ છે એમ માની લેવાની જરૂર નથી.

અલબત્ત, દરેક પુખ્ત ઉંમરની વ્યક્તિએ પોતાનો ડાબો હાથ જમણા હાથ જેટલો જ કાર્યક્ષમ બનાવવો જોઈએ એવી સલાહ હું નથી આપતો. જીવન એને માટે જ ટૂંકું પડે. પણ એ હાથને ઓછો કઢંગો અને વધુ ઉપયોગી દરેક માણસ આવશ્ય બનાવી શકે.

એક નિવૃત્તિવિનોદ (હોબી) તરીકે પણ ડાબા હાથની કેળવણી સ્થાન લઈ શકે. જો થોડીક રમૂજની વૃત્તિ રાખીને પણ દરરોજની પ્રવૃત્તિઓ, નિત્ય-કર્મો, રમતગમત અને બાગાયત ડાબા હાથથી કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો તમને તુર્ત જ સમજાશે કે, તમારી એ બાજુ કેટલી અણઘડ અને અણુંધડ છે.

ડાબા હાથની કેળવણી પાછળ ખાસ મહેનત કરવાની જરૂર નથી. પહેલે મહિને ડાબા હાથથી દાતણ કે બ્રશ કરવાની ટેવ પાડો. એક મહિનો બરાબર એ રીતે કર્યા પછી બીજે મહિને એ ટેવ ચાલુ રાખી ડાબા હાથે માથું ઓળવાનું શરૂ કરો. આ રીતે દર મહિને એક એક ક્રિયાનો વધારો કરવાથી ક્રમશઃ ડાબા હાથની કુશળતામાં વધારો થતો જશે. અને બે ત્રણ વર્ષમાં તો તમે એ હાથને કોઈ પણ ક્રિયામાં સરળતા અને કુશળતાપૂર્વક વાપરી શકશો.

ડાબો હાથ કેળવવા માટે ખાસ સમય, શક્તિ કે પૈસાની જરૂર જ નથી. જે જરૂર છે તે ધીરજ, ખંત અને સતત જાગૃતિની.'

આ વિચારને એક વાજબી તક આપ્યા બાદ વાચકો જો મને તેઓના અનુભવો લખી મોકલશે તો હું તેમનો આભારી થઈશ.

કાનેટ (૧૮૪૬–૧૯૦૮). વેસ્ટીંગહાઉસે મોટરની બ્રેક, ઝડપથી ચાલતાં એન્જિન, વીજળીના સંચા ઇત્યાદિ વિષયોમાં સુંદર કાર્ય કર્યું છે. જાણીતી સીમ્પ્લોન ટનલ બાંધવાનું માન બ્રાન્ડ્ટને જાય છે.

આ સાલની જયંતીઓમાં મોટો ભાગ ગણિતશાસ્ત્રીઓ, ઇજનેરો અને ભૌતિકવિજ્ઞાનીઓનો છે રેમ્સેન સિવાય રસાયનશાસ્ત્રમાં કોઈ ખાસ જયંતી દેખાતી નથી.

('નેચર'માં કેપ્ટન ઇ. સી. સ્મિથના એક લેખ પરથી)

## ગેમેક્ષેઇન : નવીન જંતુવિનાશક રસાયન

૧૯૪૨ સુધી જંતુવિનાશક રસાયનો તરીકે મુખ્યત્વે કાઇસેન્થેમમ જાતના પાઇરેથ્રમનાં ફૂલોનું સત્ત્વ અસરકારક રીતે વપરાતું. પાઇરેથ્રમ ઉપરાંત વપરાતા અન્ય રસાયનોમાં ડેરીસનું સત્ત્વ, નિકોટીન, (તંબાકુમાંથી) હાઈડ્રોસાયનીક એસિડ, પેરા-ડાઈ ક્લોરોબેન્ઝીન અને કાર્બનિક આર્સેનો-સાઇનાઇડ પણ જંતુવિનાશક દવાઓ તરીકે ઉપયોગમાં લેવામાં આવતા. સોમલ અને સીસાના ક્ષારો પણ જંતુવિનાશક ગુણો ધરાવે છે. આ બધામાંથી હાઇડ્રોસાઇનિક એસિડ પાઇરેથ્રમ અને ડેરીસનાં સત્ત્વો થોડી માત્રામાં પણ જંતુનો નાશ કરે છે: પણ હાઇડ્રોસાઇનિક એસિડ માણસને ઝેરરૂપ છે, જ્યારે પાઇરેથ્રમ અને ડેરીસનાં સત્ત્વો–પાઈરેથ્રીન અને રોટેનોન–મનુષ્યને નુકસાનકારક નીવડતા નથી દર વર્ષે ૧૫૦૦૦ ટન પાઇરેથ્રમનાં ફૂલો પેદા થાય છે. આમાંથી ૭૦ ટકા જાપાન પેદા કરે છે. આશરે બે ત્રણ હજાર ટન કેનિયામાંથી મળે છે આ બધો કાચો માલ અમેરિકા લઈ લેતું. જાપાને યુદ્ધમાં ઝંપલાવ્યા પછી પરિસ્થિતિ બદલાઇ, માલ મળતો બંધ થયો પણ માગણી ખૂબ વધી પડી. ડેરીસની પેદાશ પણ મર્યાદિત છે આ સંકડામણમાંથી બચવા પાઇરેથ્રીન અને રોટેનોન જેટલાં અસરકારક અન્ય જંતુવિનાશક રસાયનો શોધવા સંશોધનકારો પ્રયત્ન કરવા લાગ્યા. અનેક પ્રયત્નોના પરિણામે ડી. ડી. ટી નામનો પદાર્થ શોધાયો. ડી. ડી. ટી એ પેરા પેરા ડાઇક્લોરો–ડાઇફીનાઇલ–ટ્રાઇક્લોરો ઇથેન નામના રસાયનનું ટુંકાવેલું નામ છે. માખી, મચ્છર, જૂ, માંકણ વગેરે રોગોત્પાદક જંતુઓ સામેની મનુષ્યજાતની અવિરત લડતમાં ડી. ડી. ટી ખરેખર એક નવો યુગ શરૂ કરે છે.

પણ ડી. ડી. ટી કરતાં વધારે અસરકારક પદાર્થ શોધી કાઢવાના પ્રયત્નો ચાલુ રહ્યા. શકરીઆના વેલાને ધાતક ચાંચડ-ચંદા મારી નાખે એવા કેટલાક રાસાયનિક પદાર્થો વડે અખતરા ચાલુ રહ્યા. પરિણામે ૧૯૪૨ના આખરમાં આવો પદાર્થ ઇંગ્લેંડની ઇમ્પીરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ નામની સંસ્થાના સંશોધનકારોએ શોધી કાઢયો. આ પદાર્થનું રાસાયનિક નામ બેન્ઝીન હેક્સા ક્લોરાઇડ છે. બેન્ઝીનને પ્રકાશમાં ક્લોરીન સાથે સંયોજવાથી આ તૈયાર થાય છે. તેને બેન્ઝીનના દ્રાવણમાંથી પાસાદાર પદાર્થ તરીકે જુદો પાડવામાં આવે છે. આ પદાર્થ જંતુવિનાશક તરીકે ઠીક કામ આપે છે: પણ તેના જંતુવિનાશક ગુણો એક સરખા માલુમ ન પડયા. વિશેષ સંશોધનના પરિણામે બેન્ઝીન હેક્ષા ક્લોરાઈડમાંથી એક પદાર્થ જુદો પાડયો: ૧૦–૧૨ ટકાના પ્રમાણમાં તે નીકળે છે. આ પદાર્થ ડી. ડી. ટી કરતાં પણ વિશેષ પ્રબળ માલૂમ પડયો છે. આ પદાર્થનું નામ ગેમેક્ષેઇન ગેમેક્ષેઇનને ૬૬૬ તરીકે પણ ઓળખવામાં આવે છે.

૨૦ ટકા ગેમેક્ષેઇન, ૮૦ ટકા જીપ્સમ સાથે મિશ્ર કરીને તૈયાર કરેલ ભૂકો ડેરીસના જેવું જ કામ આપે છે. ગેમેક્ષેઇનને વધારે ઉષ્ણતાએ રાખવાથી પણ તેના ગુણોમાં ફેરફાર થતો નથી, એટલે ગરમ કરીને તેનો ધુમાડો દીવાલ પર છાંટી શકાય. કોઇ પણ જંતુવિનાશક દવા કરતાં ગેમેક્ષેઇન જંતુઓને વધારે ઝેરી નીવડે છે. ખેતીમાં પણ તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે. જંતુઓને પદાર્થનો સંસર્ગ ઝેર તરીકે પણ અસર કરે છે.

માંકણ, કંસારી, વાંદા, કીડી, મચ્છર, ડાંસ ઈત્યાદિ જંતુઓનો નાશ કરવા માટે ગેમેક્ષેઇન ખૂબ ઉપયોગી માલૂમ પડયું છે. ખેતીમાં પાકનો નાશ કરનાર જાતજાતનાં ઉપદ્રવ ગેમેક્ષેઇનના વપરાશથી કાબૂમાં આવી શકે છે. ગેમેક્ષેઇનને દ્રાવણરૂપે વા ભૂકારૂપે વાપરી શકાય અનાજના સંઘરામાં થોડુંક ગેમેક્ષેઇન નાખવાથી અનાજ બગડતું નથી. આ ઉપરાંત બીજી અનેક વસ્તુઓને જીવાતમાંથી બચાવવા માટે ગેમેક્ષેઇન ખૂબ ઉપયોગી નીવડયું છે.

ગેમેક્ષેઇન પાણીમાં અદ્રાવ્ય છે; પણ કાર્બનિક પ્રવાહીઓમાં સહેલાઇથી ઓગળી જાય છે, તેને ગંધ નથી; પણ કડવો સ્વાદ આપે છે.

## મધ

ડૉ. કાન્તિલાલ શાહ લખે છે :

સાધારણ રીતે દૂધ સર્વસંપૂર્ણ પૌષ્ટિક ખોરાક ગણાય છે. પરંતુ દૂધમાં બે મોટી ન્યૂનતાઓ છે અને તે બંને મધ પૂરી પાડે છે. દૂધ અને મધ સાથે લેવાથી સર્વસંપૂર્ણ આહાર મળી શકે.

મધ મુખ્યત્વે ખાંડનો જ એક પ્રકાર છે. મધમાં આવેલી ખાંડ આપણે દરરોજ વાપરીએ છીએ તે ખાંડ કરતાં જુદા પ્રકારની છે. મધની ખાંડ ફળશર્કરા અને દ્રાક્ષશર્કરા છે. આ શર્કરાને પચાવવા માટે શરીરને મહેનત પડતી નથી, ને સીધી લોહીમાં ભળી જાય છે. આ ઉપરાંત મધમાં થોડા પ્રમાણમાં પ્રોટીન પણ હોય છે. મધના આ પ્રોટીન જૂજ પ્રમાણમાં હોવા છતાં તેનું પાચન એકદમ સહેલાઈથી થાય છે અને મધ-સાકરની માફક સીધાં લોહીમાં મળી જાય છે. ઉપરાંત મધમાં કેટલાક શરીરોપયોગી ક્ષારો પણ છે. આ ક્ષારોમાં લોહ સારા પ્રમાણમાં છે અને આ હકીકત બહુ અગત્યની છે. કારણ દૂધની એક ખામી તેમાં લોહની અછત છે. મધમાં વિટામીન પણ છે. એ, ડી, ઇ વિટામીનો નથી, પણ બી વર્ગનાં બધાં જ વિટામીન ઓછા વત્તા પ્રમાણમાં મધમાં હોય છે અને સી વિટામીન સારા પ્રમાણમાં હોય છે. દૂધમાં સી વિટામીન ઘણું ઓછું હોય છે, એટલે મધ દૂધની આ ઉણપ પણ દૂર કરે છે. મધમાં દૂધ કરતાં પણ એક વિશેષ ગુણ છે. તે જંતુઘ્ન છે. આથી કરીને મધનો ઉપયોગ કરનારે કોઈ જાતનો ડર રાખવાની જરૂર નથી.

મધના રૂપરંગ કે વાસ ઉપરથી મધની શુદ્ધતાનો નિર્ણય કરી ન શકાય. શુદ્ધ મધના આગ્રહીઓએ પ્રમાણિક રીતે મધ પેદા કરનાર વેપારી કે સંસ્થા પાસેથી મધ ખરીદવું એ એક રાજમાર્ગ છે.

## વણાટમાં વિદ્યુત

પક્ષીના પીંછાને વાળ સાથે ઘસવાથી તેમાં વિદ્યુત આવે છે અને તે પીંછા કાગળના ઝીણા ટુકડા ઇ. ને ખેંચી શકે છે. નાના છોકરાઓ આવા ખેલ ઘણી વાર કરે છે. કાંસકાને વાળ સાથે ઘસવાથી કાંસકામાં પણ આવી જ વિદ્યુત ઉત્પન્ન થાય છે આવી વિદ્યુત બે પ્રકારની હોય છે: પું. વીજ અને સ્ત્રી. વીજ. આ બંને વીજનાં ખાસ લક્ષણ એવાં છે કે પું. વીજકારાવાળા પદાર્થો સ્ત્રી. વીજકારાવાળા પદાર્થોને આકર્ષી શકે પણ એક જ જાતના વીજકારાવાળા પદાર્થો એકબીજાને દૂર ધકેલે. વીજળીના આકર્ષણ-પ્રત્યાકર્ષણના આ નિયમને મેટ્રિકનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ જાણે છે આ સાદા નિયમનો ઉપયોગ વણાટઉદ્યોગમાં પલટો લાવે તો નવાઈ નહિ.

રગ, મખમલના ગાલીચા ઇ. માં જે જુદા જુદા રંગવાળી રૂંવાટી હોય છે તે રૂંવાટીવાળું વણાટ વણતાં એકંદરે ઠીક ઠીક સમય જાય છે. તેમ જ ખૂબ મહેનત પડે છે. બીજું, આવા વણાટમાં રૂંવાટીવાળા રેસા સારી રીતે બેસાડી શકાતા નથી. પરંતુ વીજકારાની મદદ વડે ત્રણ ચાર ગણા રેસા ઠાંસી ઠાંસીને ભરી શકાય છે. અને તેની કરામત સાદી છે.

તૈયાર રેસાઓને વીજ-ક્ષેત્રમાં ગોઠવવામાં આવે છે. તેની ઉપરની બાજુએ રગ રાખવામાં આવે છે. તે રગની નીચલી બાજુ ચીકાશવાળી રાખવામાં આવે છે અને વીજકારાની મદદથી રેસાઓ ઉપરની બાજુએ ખેંચાઈ સખત ચોંટી જાય છે. આવી પદ્ધતિએ ચોંટાડેલા બધા જ રેસા એકબીજાને સમાંતર રહેવાથી તે ઓછી જગ્યામાં ખૂબ સમાઈ શકે છે, અને આમ તૈયાર થયેલો માલ મજબૂતી તેમ જ સફાઈમાં ઉચ્ચી જાતનો બને છે.

('પોપ્યુલર મીકેનીક્સ'ના એક લેખને આધારે)

❧

શ્રી. રમણલાલ એન્જિનીઅર હાલ તુરત થોડા સમય માટે મુંબાઇમાં છે એમને મળવા ઇચ્છનાર વ્યક્તિઓએ ભારતી સાહિત્ય સંઘમાં આવી સમય નક્કી કરી જવો.

તંત્રી : 'ઊર્મિ'

# [illegible]

ચાર જ મહિનામાં આ પુસ્તક નવી આવૃત્તિમાં પ્રવેશ કરે છે. તદુપરાંત જાણીતા તેમ જ અજાણ્યા સંખ્યાબંધ વાચકો તરફથી આ કૃતિને માટે વિશિષ્ટ પ્રકારનાં અભિનંદનો મળ્યાં છે. મને પણ થાય છે કે જીવનમાં અણચિંતવ્યું એક સંગીન કાર્ય થઈ ગયું. જીવનની સમૃદ્ધિ ઠીક ઠીક વધી ગઈ. ગુજરાતને પણ એનામાં પડેલા ખમીરનું નવું દર્શન લાધ્યું.

કશા સુધારા વધારા વગર નવી આવૃત્તિ બહાર પડે છે; તે વખતે એક ખુલાસો જરૂરી બને છે. બાબર દેવાનું ચરિત્ર આ પુસ્તકમાં શા માટે સ્થાન પામી શક્યું તેવી શંકા કેટલાકને થઈ છે. કારણ તેઓ એવું આપે છે કે અન્ય તમામ કિસ્સાઓમાં માનવીની માણસાઈના દીપક પ્રકાશિત બની રહે છે અને ઉચ્ચગામી અંશો રમણ કરે છે તેવું કશુંય બન્યા વગરનો બાબર દેવાનો ઇતિહાસ નરી ક્રૂરતા અને અધોગામિતાથી ભરપૂર છે.

આવા કારણસર મારે બાબર દેવાને અહીં સ્થાન નહોતું આપવું જોઈતું એવી દલીલ બરાબર નથી. કારણ કે બાબર દેવાની બહારવટી-કથા તો મહારાજ કેવી સમાજસ્થિતિની વચ્ચે કામ કરી રહ્યા હતા તેના સર્જનને સારુ પૂરી આવશ્યક બને છે. બાબર દેવા અને એની સાથે સંબંધ ધરાવતાં સંખ્યાબંધ નાનાં મોટાં પાત્રોના આલેખન દ્વારા તેમ જ એ બધી ઘટનાઓના રજેરજ ચિતાર દ્વારા આપણને મહારાજ જેની સાથે મુકાબલો કરી રહ્યા હતા તે સમગ્ર દુનિયાનો દસ્તાવેજી પરિચય સાંપડે છે. મારી તો વાચકોને એવી ભલામણ છે કે અન્ય તમામ પ્રસંગચિત્રણોને જો એના સાચા 'સેટીંગ' વચ્ચે નિહાળવાં હોય, એનું ખરેખરું મૂલ્યાંકન કરવું હોય, એની સુંદરતા, શોભા સમજવી હોય, તો પહેલાં પ્રથમ બાબર દેવા વાંચીને પછી બાકીના આલેખનમાં પ્રવેશ કરવો. બાબર દેવાની કથા તો 'માણસાઈના દીવા'નું પ્રવેશદ્વાર છે.

ઉપરાંત આ પણ મહત્ત્વનો એક મુદ્દો છે, કે જેને જેને મહારાજનો ભેટો થયો તે પાત્રોને કેવા પ્રકારનો રંગ લાગ્યો, અને જેઓ એથી વંચિત રહી ગયા તેમનાં પગલાં કેવે જુદે પંથે ઊતરી ગયાં! બાબર દેવા એનું દૃષ્ટાંત પૂરું પાડે છે. બાબરને પોતે કેમ મળી ન શક્યા તે પ્રશ્ન તો મારાથી પણ મહારાજને સ્વાભાવિક રીતે પુછાઈ ગયો હતો.

જવાબમાં મહારાજે મને જણાવ્યું છે કે, રાસ ગામ પાસે સદરણા નામે ગામ છે ત્યાં પોતાને મળવા બાબર દેવાએ મહારાજને સંદેશો મોકલાવ્યો. મહારાજ તે દિવસે બહારગામ હતા. આવ્યા ત્યારે બાબરનો સંદેશવાહક મળ્યો. પોતે બહારવટીઆ પાસે જવા ચાલ્યા જતા હતા. પણ માર્ગે એક બે માણસો મળ્યા તેમણે મહારાજને સૂચક હાસ્ય કરીને કહ્યું, 'કાં, મહારાજ, કંઈ ચાલ્યા, તંઇ કે?'

મહારાજ ચેતી ગયા. નક્કી બાબરના માણસે ગામના અન્ય એક બે જણાને વાત કરી લાગે છે! એટલે કે પોલીસને વાત પહોંચી ગઈ હોવા પૂરો સંભવ. હવે જો હું જાઉં, ને પોલીસ મારી પાછળ આવે, તો બાબરનો વિશ્વાસઘાત કર્યો કહેવાય.

બસ, આટલા નાનકડા અકસ્માતે મહારાજનો ને બાબર દેવાનો ભેટો થતો અટકાવ્યો અને ચાર મહિના પછી બાબર પકડાઈ ગયો. પોતે બાબરને ન મળી શક્યા તે વાતનો મહારાજના મન પર ભાર રહી ગયો છે.

બાબરને ફાંસી થયા પછી એકવાર એની મા હેતા બોરસદના ક્રિમિનલ સેટલમેન્ટમાંથી રજા પર પોતાની દીકરીને ઘેર પીપળાઈ ગામમાં આવી હતી. એની પાસેથી સંદેશો લઈને એનો જમાઈ મહારાજ પાસે આવ્યો. મહારાજ પીપળાઈ ગયા ત્યારે બપોર વેળા હતી. ભયંકર હેતા દીકરીને ઘેર પરસાળમાં બેઠી હતી. એણે કહ્યું: 'તમારો ચેલો તો મહારાજ, બહુ સારો હતો. ખાદીની ટોપી પહેરતો. એ તો બાપડો ગયો. બાકીના મારા છોકરાઓને પણ ત્યાં સેટલમેન્ટમાં સારું છે. વણાટના કામમાં રોજ કરે છે. પણ એમને અહીં લઈ આવો.'

મહારાજ કહે, 'અહીં લઈ આવીને શું કરશો? ત્યાં તો રોજી છે, અહીં તો નથી મજૂરી, નથી ખેતર, વેરીઓ ઘણા છે, માટે ત્યાં જ રહો ડોશી, અહીં આવો શું?'

---

* 'માણસાઈના દીવા'ની ત્રીજી આવૃત્તિ વેળાની પ્રસ્તાવના.

'ખાશો શું !' કહેતી ઠેના ગાજી: 'મને નહિ જાણતા મહારાજ ! એંહ, આ જુઓ' એમ કહીને એણે પોતાનો ખોળો ખંખેર્યો, તેમાંથી પચાસેક રૂપિયા નીચે ઢળી પડેલા. આ કિસ્સો આજે પણ મહારાજને હસાવે છે.

મહારાજની સ્વાનુભવસંપત્તિ તો મેં આલેખ્યા છે તેના અન્ય સંખ્યાબંધ પ્રસંગોથી ભરપૂર છે. એનું દોહન અન્ય જિજ્ઞાસુઓ કરે એવું હું હૃદયથી ઇચ્છું છું. મારું પુસ્તક તો એક ગુપ્ત ખજાનાની માત્ર ભાળ આપીને વિરમે છે. અન્ય ભાઈઓ તરફથી પ્રયાસો ચાલુ છે તે સુખની વાત છે. ગુજરાતના અન્ય લોકસેવકો, જેઓ દૂર દૂર ખૂણે વસતી જનતાના ખોળામાં આળોટતા પ્રવૃત્તિ કરી રહેલ છે, દાખલા તરીકે જુગતરામભાઈ, અને એથી પણ વધુ લીલાભરપૂર જેમનું સેવાજીવન છે તે શ્રી ઠક્કર બાપા, તેવી પ્રસિદ્ધિના પ્રકાશથી વેગળા રહી કામ કરી રહેલી વ્યક્તિઓનો સંપર્ક કરીને એમના અનુભવખજાના પણ કઢાવી શકાય તો ગુજરાતને ઘેર પ્રાણવંત સાહિત્યનો તોટો ન રહે.

આજે જ્યારે 'ડૉ. કોટનીસ' જેવું ચિત્રપટ ઉતારીને એક સાહસિક પુરુષે દાખલો બેસાર્યો છે, ત્યારે ગુજરાતના ચિત્રપટ-નિર્માતાઓએ, ભવિષ્યમાં પોતાને કોઈક દિવસ પસ્તાવો કરવાનું ન રહે તે માટે ઠક્કર-બાપા, રવિશંકર મહારાજ, શ્રી જુગતરામ, છોટુભાઈ પુરાણી, ડૉ. ચંદુલાલ અને મહારાજ શ્રી સંતબાલ સમા મિશનરી ગુર્જરોના મોડેલને પકડી સંઘરી લેવાની જરૂર છે. તેઓ આજે જીવતા છે, આવતી કાલે પછી આપણે તેમનું સંશોધન કરવું રહેશે ! તેમના કાર્યપ્રદેશો, તે તે પ્રદેશોની માનવજાતિઓ, તેમની જીવનલીલાનાં પ્રકૃતિસ્થાનો વગેરે ઝડપભેર આવી રહેલા જીવનપરિવર્તનના જુવાળમાં લુપ્ત બની ગુમ થઈ જાય તે પહેલાં જ એમનું નિરીક્ષણ થઈ જવું જોઈએ. નહિતર આપણે ખૂબ પસ્તાશું. પછી ખોટાં ને વિપમગામી અનુમાનો કરીને વેરણછેરણ સાંભળેલી વાતોના તકલાદી પાયા પર જૂઠી ઈમારતો ચણીશું એ કેવું હાસ્યાસ્પદ બનશે ?

*

## વર્ષાગમ

સુંદર વર્ષા અભિનવ રંગે
આવે નીર અનંતે રે.

આભા શ્યામ નભે છાઈ
વેણુ દૂર વને વાઈ
ગાઈ રહ્યું આ વિશ્વ સકલ ઓ !
સર્જનના શુભ પંથે રે—સુંદર વર્ષા.

જળધારે પૃથ્વી મહેકી
મધુર તણી વાણી ગહેકી
આજ વધાવો વર્ષા, ગાઓ !
સ્વાગત સુમધુર કંઠે રે—સુંદર વર્ષા

નર્તન અંતર ભરી ઉમંગે
જીવન જાગો ખંતે રે
સુંદર વર્ષા અભિનવ રંગે
આવે નીર અનંતે રે.

મ.

# લગ્નગીતો—જૂનાં અને નવાં

મીઠાભાઈ માસ્તર

અહીં લગ્નમાં જુદે જુદે પ્રસંગે ગવાતાં અસલી ગીતો ને તેની સાથે અત્યારે સારા ગણાતા કુટુંબોમાં ગવાતા ને સ્ત્રીઓએ પોતે રચેલાં નવાં લગ્નગીતો આપ્યા છે. લગ્નગાળો હમણાં જ વીત્યો છે ને તેથી તેના આછા પણ નવા પડઘા સાંભળી નાખેલી એક દૃષ્ટિ સજ્જનની ને ટાણાસરની લાગણી આ ગીતો એકત્ર કરનાર શ્રી. મીઠાભાઈ માસ્તર રાજકોટના એક શિક્ષક છે, અને કણબી લગ્નગીતો વગેરે લોકસાહિત્યના લાગણીસભર શોધક છે. નવી નારીઓ ગીતો વિના તો રહી શકતી જ નથી, પણ એને સૂઝે છે સિનેમાના રાગ, અને એની પાસે કલ્પનાયુક્ત ઊર્મિની મૂડી નથી. જૂનાં ગીતોનું કાવ્યતત્ત્વ એમનાં નવાં મગજમાં ઊતરતું નથી તે કારણે કે કાવ્યતત્ત્વનો જ એમનામાં અભાવ છે એ કારણે.આમ બની રહ્યું હશે!

**મંડપારોપણ વખતે**

**(રાગ: એવી મોજ મુંબઈની)**

રૂડા ગીત ગવાય એવી મોજ લગ્નની
મંડપ રચાય છે ને માણેકસ્થંભ રોપાય છે
રૂડા મીંઢળ બંધાય એવી મોજ લગ્નની.
તોરણ છવાય છે ને વરરાજા પોંખાય છે
રૂડા કન્યાદાન દેવાય એવી મોજ લગ્નની.
હથેવાળો દેવાય છે ને હસ્તમેળાપ થાય છે
રૂડા ગીત ગવાય એવી મોજ લગ્નની.
ચોરીએ ચડાય છે ને ફેરા ફરાય છે
રૂડી પ્રેઝન્ટો અપાય એવી મોજ લગ્નની.

**મંડપારોપણનું અસલી લોકગીત આમ છે.**

સોનાની સળીએ માંડવો, રૂપાની વળીયે માંડવો
માંડવડે મોહ્યા રે મોરાર, છપ્પન કરોડ જાદવ મળ્યા.
—વહુ-ભાઈને વીનવે, સ્વામી અમને રાયજગ દેખાડો
રાયજગ હોય રે રળિયામણો.

*

**કન્યા વળાવતી વખતનું નૂતન ગીત**

**(રાગ જીવનકી નાવ ના ડોલે)**

બેની તું સાસરે જાને હાં બેની સાસરે જાને
સાસરિયામાં સુખ છે પીયરિયામાં માન છે
તારા વિના સોરવશે નહિ, હો બેની સોરવશે નહિ
શેઠનિવાસમાં આજ આનંદ વરતાણો
બેની તારો લગ્નદિન આજ હાં બેની સાસરે જાને
નાની ઉંમરમાં બેની સાસરે વળાવી
સાસરે તું કુળને દીપાવજે હાં બેની સાસરે જાને.

**હવે તે જ પ્રસંગનું એક જૂનું લગ્નગીત લઈએ.**

પડસાળેથી કેસર રૂડે, ઘોડવેલ્યું આવે રે ધડૂકતી
ઘોડવેલે બેસી બેની—બાઈ ચાલ્યા
દાદરે—ભાઈ વળામણે

વળોરે વળો મારા સમરથ દાદા
અમને રે દીધા તમે વેગળા
દેશ ન જોયો દાદે પરદેશ ન જોયો
જઈ ને જોયો રે હરખ માંડવો.

**કન્યા વળાવતી વખતનું બીજું લોકગીત**

દાદાને આંગણે આંબલો આંબો ધીર ગંભીર જો,
એક પાંદ તે દાદા તોડીયું, દાદા ન દેજો ગાળ જો
અમે રે લીલા વનની ચરકલી, ઊડી જાશું પરદેશ જો,
આજ રે દાદા કેરા દેશમાં, કાલ જાશું પરદેશ જો

*

**પરણી ઊતર્યા પછી વરપક્ષ તરફથી ગવાતું નૂતન ગીત**

**(રાગ: આજ હિમાલયકી ચોટીસે ફિર હમને લલકારા હૈ)**

આજ લગ્નનો લ્હાવો, ભાઈ આનંદથી ઉજવાય છે
દૂર હટો, દૂર હટો ઓ વેવાઈઓ કન્યા હવે હમારી છે.
ક્યાં તમારું બેંસાણું ને ક્યાં અમારું પોર્ટસુદાન
ક્યાં તમારું અગસરા ને ક્યાં અમારું રાજકોટ
આજનો આનંદ એ તો કિસ્મતની બલિહારી છે…દૂર હટો.
મોટા ઘરની જાન આવી સ્વાગત આપે સારું કીધું
સંસ્કારીનો નિયમ બતાવી કુળ આપે દીપાવ્યું
દંપતિ સુખી રહો એ જ અમારું મુબારક હો…દૂર હટો

**હવે એ જ પ્રસંગનું અસલી લગ્નગીત લઈએ**

રેલીયો ધધુડા લાડિ, ચાલો આપણે દેશ રે.
પરણ્યા એટલા પ્યારા લાડી, ચડી બેસો ગાડે રે
ઊભા રહો તો માગું મારા, દાદા પાસે શીખ રે
હવે કેસી શીખ રે લાડી, હવે કેસા બોલ રે
સોનીડાને હાટ ઘોડો અટકાને ઊભો રે
ઝુમણલા વરસાવ રે વીરા, —વહુને કાજે રે

**લગ્ન લખાઈને આવ્યા પછી રાત્રે કુટુંબની સ્ત્રીઓ ટોળે મળીને ગાય છે તેનું નૂતન ગીત**

બ્હેની પધારો રે અવસર આવ્યો
દીલ કરોમાં વિવાહ ટાંકણે.

# સેવાની સમસ્યા

જ્યોત્સના ખંડેરીઆ

દિવસોનાં મંથન, અનિશ્ચય અને ઉચાટ પછી આજે હું અને સતીશ જુદાં થયાં.

આજે હું ઘરમાં એકલી જ છું. ઉદાસ મહિનાઓના પ્રસંગો એક પછી એક મારા મનમાં આવ્યા જ કરે છે; એમનું આલોચન કરતાં ફરી ફરીને મનમાં પ્રશ્ન ઊઠે છે, મેં ખોટું તો નથી કર્યું? સતીશથી જુદા થવામાં મેં ભૂલ તો નથી કરી? જુદા થઈને જે મંથન, કચવાટ અને વ્યથામાંથી મુક્તિ મેળવવાનો મારો આશય હતો તેને બદલે આજે તો મારું અંતર વધુ ભારે ને વિષાદપૂર્ણ બની ગયું છે. ભૂતકાળનાં સ્મરણો ને ભવિષ્યની આશંકાઓએ આજ તો હૃદયને અષાઢના વારિપૂર્ણ મેઘ જેવું ભારે બનાવી દીધું છે. કદાચ હું આ સ્થિતિથી ટેવાયેલી નથી એટલે આમ લાગતું હશે ને થોડા વખતમાં હું પ્રફુલ્લ બની શકીશ; કદાચ આ સ્થિતિ કાયમની જ રહી જાય. અમારા સહજીવનની સ્મૃતિઓ અમારી અતૃપ્ત આકાંક્ષાઓ ને અભિલાષાઓનાં ભૂત કદાચ હંમેશાં મારી આસપાસ ઘૂમ્યા કરે.

આપણે ત્યાં સામાન્ય રીતે જ પૂર્વના સંસ્કાર અને આદર્શોને પાશ્ચાત્ય સંસ્કાર અને આદર્શોથી જુદા તારવી બતાવવામાં આવે છે. ખાસ કરીને લગ્નની બાબતમાં તો આ બંને આદર્શો વચ્ચે દોન ધ્રુવ જેટલું અંતર છે એવી પ્રચલિત માન્યતા છે. પશ્ચિમમાં લગ્ન એક કરાર માનવામાં આવે છે ને બંને પક્ષ ધારે ત્યારે એનો વિચ્છેદ કરી શકે છે, જ્યારે પૂર્વના અને ખાસ તો આર્યલગ્નના આદર્શો મુજબ મારે જ લગ્નજીવનની આંધીમાં અટવાઈને વિચ્છેદને કિનારે ઊતરવું પડશે?

કોઈ એમ ન ધારી લે કે એ નિર્ણય મેં તદ્દન હળવા મને, વિચાર કર્યા વિના અથવા ઉતાવળે કર્યો છે. એ નિર્ણય પર આવતાં મને મહિનાઓ લાગ્યા છે, એ નિર્ણય પર આવતાં મારું હૃદય અનેકવાર ચિરાઈ ગયું છે, ફરી ફરી મેં વિચાર કરી જોયો છે, પણ છેવટ આ એક જ માર્ગ દેખાયો છે. મારી સમક્ષ કપરી પસંદગી હતી, સેવા કે સહજીવન? અને પસંદગી સ્પષ્ટ જ હતી. મેં બંનેને સાથે નિભાવવા અનેક વલખાં માર્યાં, અનેક પ્રયત્નો કરી પણ નિષ્ફળ. આખરે મેં સહજીવન જતું કર્યું!

મારી મનોવ્યથા સમજવા માટે મારી પૂર્વકથની તમારે જાણવી પડશે. સ્થિતિસંપન્ન અને આધુનિક કહી શકાય એવા માતાપિતાની હું પુત્રી હોવાથી સામાન્ય રીતે જ, શાળાનું શિક્ષણ પૂરું થયું એટલે મને કૉલેજનું શિક્ષણ મળ્યું હતું. એ માટે મારે કોઈપણ જાતનો પ્રયત્ન કરવો પડ્યો ન હતો. સ્ત્રી–પુરુષસમાનતાના અને સ્વતંત્રતાના ખ્યાલો મેં પોષ્યા હતા. કેળવણી પૂરી થયા પછી કાંઈક કરવાની, સમાજ અને દેશ માટે કાંઈ કરી શકવાની અસ્પષ્ટ ઇચ્છા પહેલેથી જ મારા અંતરમાં હતી. કૉલેજમાં ઉચ્ચ કેળવણી પામેલી થોડાઘણી સ્ત્રીઓ સામાન્ય સ્ત્રીઓની માફક જ પોતાનું જીવન વ્યતીત કરે એ મને જરા વિચિત્ર લાગતું હતું. જો કે મારું ધ્યેય બહુ અસ્પષ્ટ હતું, શું કરવું એનો મને કોઈ ખ્યાલ ન હતો, છતાં કાંઈક કરવાની ઇચ્છા હંમેશાં મારા મનમાં

...જુઓ ૨

આવીને આપી જ જતો. જવાબદારી અને ફરજો વિનાના એ સખ્યમાં અજબ માધુર્ય હતું. અમે પરસ્પરને સહૃદયતાથી ચાહતાં, એકના વિના બીજાનું જીવન અકલ્પ્ય લાગતું. આબુ અને માથેરાનની ટેકરીઓ પર આથમતા સૂર્યને નીરખતાં અમે ભવિષ્યની યોજનાઓ કરતાં. એક ઘર, સતીશ, રેખા ને અમારું સહજીવન–માત્ર આટલાથી જ ચિત્ર એટલું મનોરમ બની જતું કે ચિત્ર અધૂરું જ રહી જતું. એ સ્વૈરવિહારમાં કોઈ વાસ્તવિકતાને સ્થાન જ ન હતું.

હું બી. એ. પાસ થઈ ને અમારાં લગ્ન થયાં. પણ લગ્ન પછી બે જ મહિનામાં સતીશને બેરીસ્ટર થવા માટે વિલાયત જવાનું થયું. અમારી બધી યોજનાઓ થોડા વખત માટે તો બાજુએ મુકાઈ ગઈ. સ્ટીમર પર એને મૂકવા જતાં હૃદય જાણે ભાંગી જતું હતું, સતીશે એના રૂમાલથી મારી આંખો લૂછી,

'રેખા, ઘેલી થઈ કે શું? મને તારી પ્રસન્ન મનની વિદાય જોઈએ.'

નિયમિત લાંબા પત્રો લખવાનાં વચન આપી અમે છૂટાં પડ્યાં, સ્ટીમરના ડેક પર જ્યાં સુધી દેખાયો ત્યાં સુધી સતીશનો હવામાં ફરફરતો રૂમાલ મેં જોયા કર્યો.

થોડા દિવસ સુધી તો જીવન તદ્દન ખાલી જેવું લાગ્યું. કોઈક પ્રવૃત્તિથી મનની એ શૂન્યતાને પૂરી શકાશે એમ ધારી મેં કાંઈક કામ લેવાનો વિચાર કર્યો. એવામાં જ ઓગસ્ટનું રાષ્ટ્રવ્યાપી આંદોલન શરૂ થયું, રાષ્ટ્રની આઝાદીની લડતમાં ઝંપલાવવાનું યુવાનોને આહ્વાન મળ્યું ને અનેક વિદ્યાર્થીઓએ અભ્યાસ તજી એમાં ઝંપલાવ્યું. જાગૃતિના ઉત્સાહના પ્રથમ આવેશમાં શું કરવાનું છે એના કશા યે ખ્યાલ વિના અનેક નવલોહિયા યુવાનો અને યુવતિઓ તત્પર થઈ ગયાં. આ જુવાળને રોકવો કે એમાં ખેંચાઈ જવાના પ્રલોભનનો વિરોધ કરવો એ અશક્ય હતું હું પણ રાષ્ટ્રસેનાની એક સૈનિક બની ગઈ.

દર પખવાડિયે સતીશનો પત્ર આવતો જ. ત્યાંના જીવનના અનુભવો એ વિસ્તારથી લખી મોકલતો. 'અહીંનું સમાજજીવન કાંઈક જુદું જ છે, રેખા, સ્ત્રી–પુરુષસમાનતાની વાતો તો આપણે પણ ખૂબ કરીએ છીએ, પણ આપણા સામાજિક જીવનનાં બંધનો ને રૂઢિની શૃંખલાઓ વચ્ચે જ વસીને મુક્તજીવનનો ખરો ખ્યાલ નથી આવતો. અહીંના જીવનમાં આવીને મેં એ જોયું. અહીંની સ્ત્રીઓ ને પુરુષો લાખોની સંખ્યામાં યુદ્ધકામે લાગી ગયાં છે. સ્ત્રીઓ એ કાર્યો ન કરી શકે એમ કોઇ કહેતું નથી. પુરુષની જોડાજોડ ઊભીને કારખાનાઓમાં, ઓફિસોમાં, વાહનવ્યવહારમાં દરેક જગ્યાએ સ્ત્રીઓ કામ કરે છે. હિન્દની સ્ત્રીઓની લજ્જા, સંકોચ કે શરમ એમાંનું કાંઇ તેમનામાં નથી. યુનિફોર્મ પહેરીને ઉન્નત મસ્તકે ને સીધી ગતિથી ચાલી જતી એ સ્ત્રીઓને જોઉં છું ત્યારે જરૂર માન ઉત્પન્ન થાય છે. પણ એક સવાલ ઊઠે છે, યુદ્ધ તો અમુક વખતનો પ્રશ્ન છે, રાષ્ટ્રની કટોકટીની ઘડીએ એમણે બરાબર ફરજ બજાવી છે. પણ યુદ્ધ પછી એમનું શું? બહારનું જીવન જીવ્યા પછી શાંતિકાળમાં એ પાછી ગૃહસંસારની ફરજો સ્વીકારવા તૈયાર થશે? આખરે તો સ્ત્રી–જીવનનું સાફલ્ય ગૃહિણીપદમાં જ છે ને!'

હું આ બહારની નવીન દુનિયાના સમાચારો રસપૂર્વક વાંચતી ને સાથે સાથે જ મારી પરિવર્તન પામતી મનોદશાની તુલના કરતી. મારી આસપાસનું વાતાવરણ જ પલટાઇ ગયું હતું દેશને માટે કાંઈક કરી છૂટવાની ઝંખના એકેએક યુવાનદિલમાં જાગી હતી, હું એ રાષ્ટ્રવ્યાપી અસરથી અલિપ્ત નહોતી જ રહી કાંઈક કરી છૂટવાની અત્યાર સુધી અવ્યક્ત રહેલી ઝંખનાને હવે માર્ગ મળ્યો, મૂર્તસ્વરૂપ મળ્યું. વિદ્યાર્થી ચળવળમાં મેં આગેવાનીભર્યો ભાગ લેવા માંડ્યો. માત્ર સૂત્રોથી જ ન સંતોષાતી એ ઝંખનાએ રચનાત્મક કાર્યક્રમનું સ્વરૂપ પકડ્યું. કિસાન મજદૂરોની ચળવળમાં મને વધુ રસ પડવા માંડ્યો. આંદોલનના દિવસો દરમિયાન એક સ્થળેથી સંદેશવાહિની તરીકે ફરતાં ગામડાંઓની દશા મેં મારી નજરે જોઈ, ગામડાંની ગરીબી ને દુર્દશાનો મને પ્રથમ તાદૃશ ખ્યાલ આવ્યો ને જાણે મારી દૃષ્ટિ જ બદલી ગઈ.

સતીશનાં પત્રોના પ્રત્યુત્તરમાં હું મારા અનુભવો ને નવા વાતાવરણે મારા જગાડેલા પ્રત્યાઘાતો લખતી. 'ત્યાંની સ્ત્રી–જાગૃતિની અને સ્ત્રી–પ્રવૃત્તિની તારી વાતો વાંચી અહીંની પરિસ્થિતિ સરખાવવાનું મન થાય છે. ખરું કહું તો છેલ્લા આંદોલન પછીથી, એટલે કે તારા વિલાયત ગયા પછીથી જ મેં આ દૃષ્ટિ મેળવી છે. આપણે ત્યાં સ્ત્રીઓ જાગ્રત નથી એ ખરું છે, કારણ કે એમને જાગૃતિ આપવામાં નથી આવી, એમને

શિક્ષણ નથી આપવામાં આવ્યું, એમને કોઈએ હાથ આપીને ઊભાં નથી કર્યાં. પરંતુ એથી જ તો જે સ્ત્રીઓ જાગ્રત છે એમની ફરજ ને જવાબદારી શતધા નથી વધી જતી ? એ શિક્ષિત સ્ત્રીઓ પણ જ્યારે સામાન્ય નારીની માફક રસોડામાં ને બાળકોમાં જ પોતાનું જીવન સાર્થક સમજે છે ત્યારે હું નથી સહન કરી શકતી, નથી સમજી શકતી. તને જાણીને આનંદ થશે કે હું પણ હવે active worker બની ગઈ છું. અહીંના મજદૂરમંડળનું અમુક જવાબદારીભર્યું કામ મારા પર છે, ખાસ કરીને સ્ત્રી-મજૂરો ને એમનાં બાળકો—એ વિભાગ મારા હાથ નીચે છે."

જવાબમાં સતીશ મારી પ્રવૃત્તિઓ માટે આનંદ વ્યક્ત કરતો. મારા સમયનો આવો સરસ ઉપયોગ કરું છું માટે ગર્વિત થતો ને લખતો, 'છતાં રેખા, નથી લાગતું કે કુટુંબજીવન એ સંપૂર્ણ મનુષ્યજીવનનું આવશ્યક અંગ છે ? અહીં યુદ્ધને લીધે ઊભરેલાં અનેક વધારાનાં કાર્યો માટે સ્ત્રીઓની જરૂર પડી છે ને સ્ત્રીઓ વતનના સાદને ઓળખીને ઘરમાંથી બહાર ચાલી આવી છે. એમનાં બાળકો ક્યાંય દૂર, દેશની અંદરના ભાગમાં લઈ જવામાં આવ્યાં છે. કુટુંબજીવનનો આ કરુણ વિચ્છેદ જોઉં છું ત્યારે થાય છે કે crisis ના સમય પૂરતી જ આ સ્થિતિ નભી શકે. જીવન હંમેશાં uniform અને discipline માં રહેવા જ નથી સર્જાયું. એ સૌ બંધનમાંથી મુક્તિ એનું જ નામ કુટુંબજીવન, જ્યાં માણસ સૌ ચિંતા, દુઃખ, થાક વીસરી શકે. રેખા માનશે ? આ વિચાર કરું છું ને મારી દેશ પાછા ફરવાની ઝંખના તીવ્ર બની ઊઠે છે, આપણા સહજીવનનું રમ્ય ચિત્ર મારી દૃષ્ટિ સમક્ષ ખડું થઈ જાય છે.'

આખરે લાંબા બે વર્ષ પૂરાં થયાં ને સતીશ બૅરીસ્ટરની પરીક્ષામાં ઉચ્ચ કક્ષાએ પાસ થઈ પાછો ફર્યો. એનું ઊંચું સુદૃઢ શરીર જરા વિકસ્યું હતું. ઔર ઘણું ઠંડી આબોહવામાં રહીને આછો ગુલાબી બન્યો હતો. નખશીખ અંગ્રેજી પહેરવેશમાં સજ્જ જ્યારે એ સ્ટીમરની સીડી ઉપરથી ઊતરતો હતો ત્યારે ખૂબ મોહક લાગતો હતો. મિલનના પ્રથમ આવેશમાં હું ભાન ભૂલી ગઈ.

'રેખા, તું ખૂબ બદલી ગઈ છે.' મને નખશીખ નિહાળતાં ને મારો ખાદીનો વેશ જોતાં સતીશે કહ્યું.

'કઈ રીતે ?'

'સહેજ ઊંચી વધી છે, જરાક અક્કડ થઈ છે. થોડુંક વજન પણ ઓછું થયું લાગે છે, ને વેશભૂષા પલટી ગયાં છે.'

'અને તું ?'

'હું યે બદલાયો તો હોઈશ જ. તદ્દન સ્થિર તો આ જગતમાં કોણ રહી શકે ?'

ને અમે બંને હસ્યાં. કોણ ત્યારે કહી શક્યું હોત કે આ બાહ્ય પરિવર્તન એવા જ અગાધના માનસપરિવર્તનનું સૂચક હતું !

આવ્યા પછી તરત જ સતીશે પ્રૅક્ટીસ શરૂ કરી ને અમે નવું ઘર માંડ્યું. નવા ઘર માટેની ખરીદીઓમાં જ ઘણા દિવસો તો વહી ગયા. સતીશને આકર્ષક સુશોભિત ને કલામય ઘર માટે ખૂબ ચીવટ હતી ને એ માટે કેવું ફર્નીચર જોઈએ, દીવાલો અને બારીબારણાંને કેવો રંગ જોઈએ, ગાલીચા અને પડદા કેવા જોઈએ, બગીચાની યોજના કેમ કરવી જોઈએ-એ દરેક જોવા માટે રસિક દૃષ્ટિ હતી. આ ઓછણ્ડકારી કલ્પનાશક્તિથી હું પણ ઘણીવાર ચકિત થઈ જતી. આ બધા દિવસો દરમ્યાન મારું બહારનું કાર્ય મેં લગભગ છોડી જ દીધું હતું.

ઘરમાં અમે બરાબર વ્યવસ્થિત થઈ ગયાં ને મેં મારું મજદૂર-મંડળનું કામ પાછું શરૂ કર્યું. સતીશની પ્રૅક્ટીસ સારી ચાલતી હતી એટલે ઘરનું બધું કામકાજ કરવા નોકરો રાખી શકીએ એવી સ્થિતિ હતી. મારા બહાર જવાથી ઘરનું કોઈ કામ અટકે એમ ન હતું. શરૂઆતના દિવસોમાં રસોઈ હું હાથે જ કરતી પણ એ માટે પણ મારી ઇચ્છાથી એક મહારાજ અમે રાખી લીધો.

પણ એથી તરત જ મને લાગ્યું કે સતીશની ભોજન પરની પ્રથમની રુચિ ઓછી થઈ ગઈ.

'કેમ, સતીશ આમ ?' મેં પૂછ્યું.

'તારા હાથની રસોઈ જેટલી મહારાજની રસોઈ નથી ફાવતી.' સતીશે હસીને કહ્યું.

મને લાગ્યું કે થોડા વખતમાં ટેવ પડી જશે, પણ સતીશનો અસંતોષ કાયમ જ રહ્યો એ મહારાજ બદલીને

મેં બીજો રાખ્યો. એની રસોઈ પહેલાના કરતાં ઘણી સારી થતી હતી છતાં સતીશને પૂરતો સંતોષ ન જ થયો.

ખરું પૂછો તો ખોરાકની વિવિધતા બાબતમાં મને બહુ રસ ન હતો. સાદો, સાત્ત્વિક ને પૌષ્ટિક ખોરાક હોય તો તેનાથી ચલાવી શકાય તેમ હું માનતો. પણ સતીશને ખોરાકની વિવિધતાની બહુજ ચીવટ હતી. અથાણાં, મસાલા, પાપડ એ બધું નિત્યનવીન હોય તો જ એને ભાવતું. સતીશને પ્રસન્ન કરવા મહારાજને રજા આપી મેં હાથે રસોઈ કરવા માંડી છતાં મારી બહારની પ્રવૃત્તિને લીધે સતીશ ઇચ્છે એટલો સમય તો મારાથી એની પાછળ ન જ આપી શકાયો.

રોજ સાંજના પાંચથી આઠનો મારો સમય મજદૂર-સંઘની કચેરીમાં જતો એટલે સાંજના સતીશ ઓફીસથી ઘેર આવે ત્યારે હું ક્વચિત જ ઘેર હોઉં એમ બનતું. અમુક મહિનાઓ વીત્યાં એ પછી જ હું સતીશની અવ્યક્ત ઇચ્છાને પરખી શકી કે ઓફીસથી ઘેર આવતાં એ રોજ ઇચ્છતો કે હું ઘેર જ હોઉં. આખા દિવસના કામથી શ્રમિત એનું મન ઘેર મને ન જોઇને ઉદાસ થઈ જતું. રોજના સાંજના મારા આ વ્યવસાયને લઈને સતીશની સાથે મારાથી કલબમાં કે કોઈ આમંત્રિત પાર્ટીમાં પણ ન જઈ શકાતું. મને એને માટે ખૂબ દિલગીરી થતી પણ મારું કામ હું છોડી શકું તેમ ન હતું.

આમ ધીરે ધીરે અમારું જીવનનાવ ચાલ્યું જતું હતું. સતીશને મારી બહારની પ્રવૃત્તિ આડખીલીરૂપ લાગતી એ તો હું પ્રથમ છ મહિનામાં જ જાણી શકી; પણ મારાથી બને એટલી રીતે તેને અનુકૂળ બની જવા, તેની ઇચ્છાને બને ત્યાં સુધી નમી જવા મેં પ્રયત્નો કર્યા. સતીશને મારા પર પ્રેમ ન હતો એમ ન હતું, અત્યંત પ્રેમ હતો. ને એ પ્રેમ જ મને આખો દહાડો ઘર સાથે બાંધી રાખવા માગતો, એટલે પરસ્પર પૂર્ણ પ્રેમ અને વિશ્વાસ હોવા છતાં અમારી વચ્ચે આવી ઝીણી ઝીણી બાબતોમાં કચવાટ રહ્યા કરતો. આમ બીજા છ મહિના વીતી ગયા.

ધીમે ધીમે એ સ્પષ્ટ થતું જતું હતું કે સતીશની અને મારી જીવનદૃષ્ટિ જ જુદી હતી. બંને વચ્ચે રાત દિવસ જેટલું અંતર હતું. સતીશ વ્યક્તિગત જીવનની, કૌટુંબિક જીવનની પૂર્ણતામાં જ માનતો, એથી આગળ એને કશું નહોતું જોઈતું. તે પૂરતું કમાઈ લાવતો હતો. જીવનની અમારી સર્વ જરૂરિયાતો આરામથી ને સરળતાથી પૂરી પડી શકે તેમ હતી. અમે બંને તન્દુરસ્ત હતાં, શિક્ષિત હતાં, સમજુ હતાં, બીજું શું જોઈએ? આ માટે કલ્પેલું કુટુંબજીવન જ અમારા જીવનનું મહદ્ સાર્થક ન બની રહે?

જ્યારે વ્યક્તિજીવનની પૂર્ણતામાં જ મને સંતોષ ન હતો. મારી આસપાસ ગંદકીના, અજ્ઞાનના, વહેમના, રોગના થર જામ્યા હતા. હું અથવા બીજી અમુક વ્યક્તિઓ એ થરથી ઉપર જીવી શકતા હોઈએ, પણ મારે એ નીચલા થરને પણ ઉપર લાવવો હતો. સૌને જ્યાં સુધી મારી કક્ષાએ ન લાવી શકું ત્યાં સુધી મારું વ્યક્તિગત સુખ ને વૈભવ મને અકારાં થઈ પડતાં. શહેરના મજૂરલત્તાઓમાં ગંધાતા ગારાનાં ખાબોચિયામાં ગબગબતા મચ્છરોને ઉડાડી કાદવથી રમતાં અબુધ બાળકોને હું જોતી ને મારું અંતર કકળી ઊઠતું; દિવસભરના મશીન સાથેના કામથી જીવનસત્ત્વ નીચોવાઈ ગયેલા મજૂરોને દિવસ આથમે દારૂના પીઠા પાસે થાક ઉતારવા ને દુઃખ વીસરવા આવતા જોતી ને મને કમકમી આવી જતી. સુખનો, વૈભવનો, આરામનો મને શું અધિકાર હતો?

એકાએક જ બધી મિલોમાં હડતાલનો વાયરો ફેલાયો. મિલમાલેકો મોંઘવારીભથ્થામાં ૫૦ ટકા કાપ મૂકવા માગતા હતા કારણકે યુદ્ધ પૂરું થયું હતું. પણ મોંઘવારી તો હજી જેટલી ને તેટલી જ હતી. મજૂરો બરાબર સંગઠિત હતા એટલે શહેરની એકેએક મિલ કામગાર વિના અટકીને ઊભી. મજદૂરસંઘની કચેરીનું કામ અનેકગણું વધી પડ્યું. રોજ રાત્રે કામગાર આગેવાનોની સભાઓ ભરાતી. મિલમાલિકોને મળવા જનારા પ્રતિનિધિમંડળમાં સ્ત્રીમજૂરોના પ્રતિનિધિ તરીકે મારી વરણી થઈ એટલે પ્રતિનિધિમંડળની મંત્રણાઓમાં ને મિલમાલિકો સાથેની વાટાઘાટોમાં પુષ્કળ સમય જતો. સવારના અમુક કલાક બાદ કરતાં મારો આખો સમય આ કામમાં જવા લાગ્યો. રાત્રે સભા પૂરી થયા પછી ઘેર આવતાં પણ લગભગ દશ થઈ જતા, મંત્રણાઓ માટે ક્વચિત પ્રતિનિધિમંડળના બીજા સાથીઓને પણ મારે ત્યાં આવવું પડતું.

અને અહીં જ સતીશ અને મારી વચ્ચે મુખ્ય સંઘર્ષણનો પ્રસંગ ઊભો થયો. અત્યારસુધી અવ્યક્ત અસંતોષ, નાની નાની ફરિયાદો, અતડાપણું, અણગમો એ તો ચાલ્યા જ કરતું. પરંતુ તે દિવસે પ્રથમ વાર જ સતીશે મને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે મારી બહારની આટલી બધી પ્રવૃત્તિ, રાતના મોડા આવવું, બીજા પુરુષ કાર્યકરો સાથે સંપર્કમાં આ હું તેને પસંદ નથી, એની સામાજિક પ્રતિષ્ઠાને એથી સહન કરવું પડે છે; મારી પત્ની તરીકેની ફરજોમાંથી એથી હું ચ્યુત થઈ જાઉં છું.

તે દિવસે પ્રથમ જ મેં સતીશના ખરા સ્વભાવને ઓળખ્યો. શિક્ષણ, સંસ્કાર, સૌજન્ય એ બધું હોવા છતાં એનું માનસ બીજા પુરુષો જેવું જ હતું. લગ્ન એટલે સહજીવન અને મૈત્રિ જ નહીં પણ પુરુષનું સ્ત્રી પર આધિપત્ય એમ તે માનતો હતો, પત્નીને આખો દહાડો પતિપરાયણ રહી ઘરમાં જ ગાળવો જોઈએ, એનું ક્ષેત્ર ગૃહ જ છે, બહારની સ્વતંત્ર ને ઉદ્દેશસહની કોઈ પ્રવૃત્તિ તેને ન હોવી જોઈએ, પત્ની એ માલિકીની વસ્તુ છે.

તે દિવસે મેં સતીશને કોઈ પ્રત્યુત્તર ન આપ્યો. મારું મન અત્યંત ખિન્ન બની ગયું હતું, સતીશના આ નવા સ્વરૂપે મારા અંતરની લાગણીઓને સખત આઘાત પહોંચાડ્યો હતો. મારા ખંડના બાર બંધ કરીને હું ખુલ્લે મોંએ રડી. મારા સહજીવનનાં સર્વ સ્વપ્નો નષ્ટ થઈ જતાં હતાં. સતીશને હું મારા ખરા હૃદયથી ચાહતી હતી, એને અનુકૂળ બની જવા હું ખૂબ મથી હતી. પરંતુ આ તો મારા જીવનધ્યેયના ત્યાગનો પ્રશ્ન હતો. હું શું રાખું ને શાનો ત્યાગ કરું,—ધ્યેય કે સહજીવન ?

સતીશની સ્થિતિ પણ હું બરાબર સમજી શકતી હતી. એ પણ સુખી નહોતો રહેતો ને એને દુઃખી જોઈને મારું અંતર વલોવાઈ જતું હતું. શું થઈ શકે ?

મંથન, અનિશ્ચય ને વ્યથાભર્યા દિવસો પસાર થયા. મેં આત્મપરીક્ષણ કરી મારા અંતરનો ખૂણેખૂણો તપાસી જોયો. ક્યાંય સતીશ માટે અણગમાની કે ધૃણાની લાગણી ન હતી. મારું અંતર હજી પણ એને એટલા જ અનર્ગળ સ્નેહથી ચાહતું હતું, મારા હૃદયમંદિરના સિંહાસને હજી એની જ મૂર્તિ વિરાજમાન હતી. અમારા કૌમાર-જીવનના દિવસો યાદ કરતાં મારું હૃદય ચિરાઈ જતું.

ને આટલો અસીમ સ્નેહ છતાં હું ને સતીશ દુઃખી હતાં એ પણ હકીકત હતી. મેં જેને મારું જીવનધ્યેય ગણ્યું હતું તે કાર્યને હું છોડી શકું તેમ ન હતી, સતીશ મારી માન્યતાઓને અનુકૂળ થઈ શકે તેમ ન હતું. આમ દુઃખી ને અથડામણવાળું સહજીવન નિભાવવા કરતાં એ સહજીવનનો અંત આણી અમે અમારા ન્યારા રાહે જઈએ તો ?

આ નિર્ણય પર આવતાં મેં કેવી વ્યથા અનુભવી છે તે હું કદી શબ્દોમાં નહીં ઉતારી શકું. મારી બધી હિંમત એકઠી કરીને મેં જ્યારે એ વાત સતીશ પાસે મૂકી ત્યારે સતીશ પણ ઘડીભર તો સ્તબ્ધ જ થઈ ગયો, એ માની જ ન શક્યો. ને મારું કહેવું જ્યારે સમજ્યો ત્યાર પછી પણ એ વાત સ્વીકારતાં એને જબરું મનોમંથન ભોગવવું પડ્યું.

વિદાયનું દૃશ્ય હું જીવનભર નહીં ભૂલી શકું. સતીશની આંખોમાં ધ્યેયહીન પથિકના જેવી શૂન્યતા હતી. ઠપકો કે રોષને બદલે ઘેરી કરુણા ને વિષાદ હતાં. અને હું ? મારું અંતર તો ચોધાર આંસુએ રડી રહ્યું હતું. કાંઈ બોલીને પ્રસંગની ગંભીરતાને હળવી બનાવવાની બેમાંથી એકેની હિંમત ન હતી.

કાંઈ બોલ્યા વિના જ સતીશ નજીક આવ્યો. વિદાયના પ્રતીક સમું એક ચિહ્ન મારે કપાળે ચોડ્યું ને મુખ ફેરવી ચાલ્યો ગયો. પ્રેમ-જીવનની કરુણતાએ હું ભાન ભૂલી ત્યાં ઢળી પડી.

આજે હવે ઘરમાં બીજું કોઈ નથી, શયનગૃહ કે બધા ખંડમાં આંટા મારું છું, બધું જાણે ખાવા ધાય છે. અજાણતાં જ સતીશની એકેએક સ્મૃતિ મારે હૈયે ચડી બેસે છે—અહીં સતીશ બેસતો, અહીં બેસીને લખતો, અહીં એનાં કપડાં રહેતાં, બાગનો આ ખૂણો સતીશને પ્રિય હતો—કલ્પનાનો અંત નથી રહેતો ને મને લાગે છે કે સતીશ જાણે મને આજીજીભર્યા ગદ્‌ગદ સ્વરે સાદ કરે છે 'રેખા ! રેખા !'

ફરી ફરીને મારા અંતરમાં પ્રશ્ન ઊઠે છે, મેં ભૂલ તો નથી કરી ? અયોગ્ય તો નથી કર્યું ? જીવનનું ધ્યેય કયું ? ગૃહજીવન કે સેવા ? એ બન્ને સાથે ન જ નભી શકે ? એ બંને વચ્ચે શું ન ટાળી શકાય એટલું વૈમનસ્ય છે ?

# સપ્રેમ ભેટ

પોગેન્દ્ર પ્રિયદર્શી

ન્યુયોર્ક શહેરના એક જૂના મકાનમાં બે ઓરડા ભાડે રાખીને એક ગરીબ દંપતિ રહેતું હતું. પતિનું નામ જીમ અને પત્નીનું નામ ડેલાં હતું. આ સાદા ઘરમાં આ દંપતિ જેમ તેમ કરીને પોતાનું જીવન પૂરું કરતાં હતાં. પહેલાં જીમ મહિનાના સોએક કમાતો હતો. પણ હમણાં તો એને સાઠ જ મળતા હતા. આટલામાંથી જ તેમને ચલાવવું પડતું.

નાતાલ ખ્રિસ્તીઓનો સૌથી મોટો તહેવાર છે. આ ઉત્સવમાં ગરીબ તવંગર સૌ કોઇ પોતપોતાની શક્તિ અનુસાર કંઇ ને કંઈ ખરીદ કરીને પોતાનાં સ્વજનો અને સ્નેહીઓને ભેટ આપે છે. આવતી કાલે એ જ તહેવાર છે.

પલંગ પર પડી પડી ડેલા ઉદાસીન ભાવે કંઈક વિચારી રહી છે. આખા વરસ દરમિયાન ખૂબ મુશ્કેલીથી થોડાક જ પૈસા બચાવી શકાયા હતા. આટલામાં એના પતિ માટે શું ખરીદે? ખૂબ વિચાર કરવા છતાં એને કોઈ ઉપાય ન જડ્યો. સહસા એના મનમાં કંઈક વિચાર આવ્યો. અને અરીસા પાસે જઇને એ પોતાનું મોઢું જોવા લાગી. તે જોતાં જોતાં એની આંખો ચમકી ઊઠી. એણે પોતાના વાળ છોડી નાખ્યા. નીલરંગી જલતરંગો પર પડેલાં સૂર્યકિરણોની જેમ તેની સોનેરી વાળના ગૂંચળા ચમકી રહ્યાં હતાં. વાળ તરફ જોઇને એણે કોણ જાણે શો વિચાર કર્યો અને એને પાછા ઝડપટ વીંટી લીધા. અને પોતાની જૂની ટોપી અને ઓવરકોટ પહેરીને એ ઘરની બહાર નીકળી પડી.

ડેલા અને જીમના ઘરમાં ગર્વ લેવા જેવી બે જ વસ્તુ હતી. એક ડેલાના ગૂંચળાવાળા વાળ, અને બીજી જીમની પિતા તરફથી મળેલી સોનાની ઘડિયાળ. ઘેરથી નીકળીને ડેલા એક દુકાન પાસે જઇને ઊભી રહી. ત્યાં મોટા અક્ષરે લખ્યું હતું 'વાળની બનાવટની સર્વ ચીજો અહીં મળે છે.'

દુકાનની અંદર જઇને ડેલાએ દુકાનવાળી બાઇને પૂછ્યું 'તમે વાળ ખરીદો છો કે?'

દુકાનવાળીએ કહ્યું 'હા, ખરીદું છું. જોઉં તમારા વાળ.'

ડેલાના સોનેરી વાળની લટો જોઇને દુકાનવાળીએ ધંધાદારી રીતે કહ્યું: 'આના સત્તરેક રૂપિયા આપી શકાશે. તમારે આપવા હોય તો આપો.'

ડેલાએ પોતાના વાળની લટો ઉતરાવી આપી. અને તેની કિંમત લઈને તેણે બે કલાક સુધી પોતાને મન પસંદ વસ્તુની અનેક દુકાનોમાં તપાસ કરી. આખરે એક દુકાનમાં તેને તે મળી ગઈ. તે એક પ્લેટીનમ ધાતુની ઘડિયાળની ચેન હતી. એ તેને બહુ પસંદ આવી ગઈ. એને થયું કે, 'આ ચેન જરૂર એના પતિ માટે જ બની હોવી જોઇએ. હું આટલી દુકાનોમાં ફરી પણ ક્યાંય આવી ચેન ન જોઈ. તેમના સોનાના ઘડિયાળ સાથે એ બહુ સરસ લાગશે.' ચેન ખરીદીને ઘેર આવતાં તેના ઉત્સાહનો આવેગ ઓછો થઇ જતાં એ હોશમાં આવી. અને અરીસા સામે ઉભી રહી. પોતાના ટૂંકા થઇ ગયેલા વાળ જોઇને મનમાંને મનમાં કહેવા લાગી. આ જોઇને જીમ બીજું કંઇ ન કહે તો એટલું તો જરૂર કહેશે કે હું સાવ ભૂખડી બારસ જેવી દેખાઉં છું.'

જીમનો આવવાનો સમય થઇ ગયો હતો. ડેલા ચા માટે ગરમ પાણી મૂકીને ટેબલ પર નાસ્તાની રકાબી ગોઠવી, વાટ જોતી બેઠી. જીમને આવતાં કદી વાર ન થતી. આજે પણ ન થઇ. બરાબર સમયસર દાદર પર એના બુટનો અવાજ સંભળાયો. અવાજ સાંભળીને ડેલાનું મોઢું ડરથી ફીકું પડી ગયું. પણ તે પછી સ્વસ્થ થઇ ગઇ. ઘરમાં આવીને જીમે બારણું બંધ કર્યું. અને ડેલા તરફ જોતાં જ તે સ્થંભિત થઇને ઊભો રહી ગયો. ડેલાએ એની પાસે જઇને કહ્યું, ' તમે મારી સામે આવી રીતે ન જુઓ. મેં વાળ કપાવી નાખ્યા છે કેમ કે ઇસુના જન્મોત્સવના દિવસે તમને ભેટ આપ્યા વગર મારાથી રહેવાય તેમ ન હતું, તમે નાખુશ ના થશો. વાળ તો પાછા મોટા થઇ જશે. આ ઉત્સવને દિવસે આનંદ કરો. તમને ખબર છે? તમારે માટે હું કેવી સુંદર વસ્તુ લાવી છું, એ જોઇને તમે ખૂબ ખુશ થશો.'

પણ જીમ અવાક્‌ની જેમ ઊભો રહ્યો. ડેલાએ કહ્યું. ' આજ ઇસુના જન્મોત્સવના દિવસે મારા પર નારાજ ન થશો. આજે આનંદનો દિવસ છે ' જીમને જેમનો તેમ ઊભો રહેલો જોઇને વળી એણે દુઃખપૂર્ણ સ્વરે

સ્વરે કહ્યું. 'વાળ તો પાછા વધી જશે. પણ આ જન્મોત્સવના દિવસે તમને કંઈ ભેટ આપ્યા વગર મને વસવસો રહી જાત, આ બનાનું ?'

કોટના ખિસ્સામાંથી એક પેકેટ કાઢીને જીમે કહ્યું. 'એવું કંઈ નથી ડેલા ! આ પેકેટ ખોલીને જો એટલે તને સમજાશે કે હું કેમ ઉદાસ થઈ ગયો છું.'

ડેલાએ ઝટ પેકેટ ખોલ્યું. અંદરની વસ્તુ જોઈને આનંદથી ઊછળી પડી. પણ બીજી જ ક્ષણે એને રડવું આવી ગયું. પેકેટમાં વાળમાં ખોસવાની સોનાની ત્રણ પીનો હતી. કેટલાય વખતથી ડેલા આવી પીનો માટે ઝંખતી હતી. પણ પૈસાની તંગીને લઈને એની ઇચ્છા પૂરી નહોતી થતી પણ આજે જ્યારે એ ઇચ્છિત વસ્તુ એના હાથમાં જ છે. ત્યારે એના વાળ ક્યાં છે ?

ડેલાએ સ્વસ્થ થઈને કહ્યું, 'કંઈ ફિકર નથી, મારા વાળ તો બહુ જલદી વધી જશે. પણ હું તમારા માટે શું લાવી છું તે તો જુઓ.' એમ કહીને એણે પ્લેટીનમની ચેન જીમને દેખાડી ' જુઓ તો, કેટલી સુંદર છે.! આજ આના માટે હું કેટલી રખડી તેની ખબર છે ? લાવો તો તમારી ઘડિયાળ ? જોઉં, એની સાથે એ કેવી લાગે છે !'

જીમ થોડીક વાર સુધી ચૂપ રહ્યો. પછી દુઃખપૂર્ણ હસીને કહ્યું.

'તારા માટે પીનો ખરીદવા મેં ઘડિયાળ વેચી નાખ્યું છે.' એમ કહીને એણે સજલ નેત્રોથી પત્નીને બાથમાં ભીડી લીધી.*

---

* ઓ. હેનરીની એક વાર્તા ઉપરથી

# રૂપની ખોજ

શામાં હશે રૂપ ! વિમાસતો હું
મથું મહા પ્રશ્ન ઉકેલવા એ.
કહો તો ખરા રૂપ ક્યહીં છુપાયું
પૂછું કલાકોવિદ આશકોને.

કહે ચિતારો : સહુ ચિત્ર-ચારુતા
રેખાંકને રંગ છટા મિલાવટે.
કહે ગવૈયો : સહુ ગાયનોનું
માધુર્ય તો સૂર-ધરા મિલાવટે.

ઇશ્કી લવે-' માશૂકના ગુલાબી
ગાલે છલે જામ-શરાબ-હુસ્નના
ને ક્રાન્તદર્શી કવિ કો વદે ત્યાં :
'માણેકઢારી રઢિયાળી રાતે
લાવણ્ય-મ્હેરામણ લે છ લ્હેરીયાં !'

હું સાંભળું વાત બધી ય આમની
કિન્તુ ન મારું મન લેશ માને.

ગૌરાંગમાં રૂપ વસે અનોખું ?
રાધા વરી તો ઘનશ્યામ શાને ?
ત્યારે લસે રૂપ સુરૂપમાં શું ?
મોહ્યા હરિ તો પછી કાં સુદામે ?

શોધું વધુ તેમ વધુ મુંઝાતો
ઉકેલતાં તો ઉલટો ગુંચાતો.
અંતે ખરું રૂપ અનૂપ ખોજવા
હું મસ્ત કોઈ મરજીવિયા શો
અરૂપને સાગર ઝંપલાવતો.

લાધ્યો મને સત્ય ઉકેલ ત્યાંથી:
છીપે છુપ્યું મૌક્તિક મોંઘું, એવું
હૈયે લસે રૂપ અનૂપ આત્મનું !

' નૌતમ '

# હે વૈશાખ !

૧

હે ભૈરવ ! હે રુદ્ર વૈશાખ !
ધૂળે રગદોળાયલાં તારાં
રુક્ષ પીંગલાં જટાજૂટ
ઊડ ઊડ થાય છે.
તપથી ક્ષીણ બનેલી
સંતપ્ત તારી કાયા છે,
ભયઘોર ભેરી મોઢ માંડીને
કોને તું હાકલ કરે છે
હે ભૈરવ ! રુદ્ર વૈશાખ !

૨

ત્રાંબાવરણા તપ્ત દિગન્તોનાં દરોમાંથી
તારાં અનુચર-વૃંદ ધસ્યાં આવે છે.
મધ્યાહ્ન-નભમાં
ભીષણ અગોચર ને નિ:શબ્દ,
તેમનાં તાંડવ મંડાય છે.

૩

મદમત્ત હુતાશન
થાકીને હાંફતો હાંફતો,
અંતર્દાહે પીડાતો,
ફરી ફરી ઊઠે છે,
પડી પડી ઊઠે છે,
ઘૂમરીઓ ખાય છે,
તૃણપાંદડાંને ચકર ચડાવતો
રેતઢગલાને શૂન્યમાં ઘુમાવતો,
પુછડી ફેરવતો
ઉગ્રવેગે દોટો કાઢી રહ્યો છે.

૪

દીપ્તચક્ષુ હે દુર્બલ સંન્યાસી !
લાલ નેત્રો લલાટે ખેંચીને,
પદ્માસન વાળીને,
નિર્જળા નદી-તીરે

ને વેરાન ખેતરે ખેતરે
તું બેઠો છે, હે ઉદાસી પ્રવાસી !
તારી સન્મુખે સળગી રહી છે
લસલસન્તી ચિતાગ્નિ-જ્વાળા—
વિરાટ નભને ચાટતી,
વિશ્વ-છાંડ્યાં વિગત વર્ષનાં થળ-રાશિને
ભસ્મ કરતી.

૬

હવે તો શાંતિપાઠ કરો હે વૈરાગી !
તારો ઉદ્દાર ઉદાસ એ કંઠસ્વર
ઊગમણો ને આથમણો પથરાતો
નદનદીને પાર કરતો,
ગામ પર ગામ વટાવતો,
ખેતરોને છલકાવતો
સર્વત્ર જઇ પહોંચો.
ક્લાન્ત કપોતના કંઠને વિષે,
ક્ષીણ જાહ્નવીના શ્રમિત જળસૂરમાં,
પીપળની છાયામાં,
સર્વત્ર તારા કરુણ મંત્રની સાથે
વિશ્વભરમાં
સર્વ મર્મવેદનાઓ વિસ્તરી પડો.

૭

સુખદુઃખો ને આશાનિરાશા
તારી ફૂંકે ઊપડતી ધૂળની પેર
આકાશે ઊડો !
ખરી ગયેલાં કુંજ-ફૂલોની ગંધ સંગે
આકુલ ગગનને છવરાઇ નાખો !

૮

ગેરૂઆ તારા અંચળાને
ગગન-પટપર પાથરી દે.
જરા મૃત્યુ ક્ષુધા તૃષ્ણાને
ઢાંકી દે.
લાખો કરોડો માનવ-હયાં
ચિંતાએ વ્યાકુળ છે આજે.

૯

એવી તો રણશીંગી બજાવ હે રુદ્ર વૈશાખ !
કે મધ્યાહ્નની તંદ્રા તૂટી જાય મારી,
જાગી ઊઠીને હું બારણાની બહાર નીકળું,
પ્રાણીહીન તૃણહીન દિગન્તને પેલે પાર
નિઃસ્તબ્ધને ચુપચાપ નિરખ્યા કરું.

[ રવીન્દ્રનાથ ટાગોરના વૈશાખ' પરથી ]

## અધીરાં હંસોને

અરે ! આવ્યા પ્હેલાં જવું જવું કરો ! શાંતિ પકડો,
જવાની તૈયારી સહ અહીં જ આવ્યા, પછી જજો.
અને જો આવ્યાં છો, જવું જ પડશે વાત નકી છે,
થતું ખાટું મોળું ઘડી અધિક બેસ્યે ? ધીર ધરો.

ન- આમ આ ના' વ્યાં, અધિક દીસતું જેથી અડવું,
અને આવો તો શું ! સકલ દિલદારો નભ સમા
તમોને ના શોભે જગત જન નિર્મ્યાં રૂઢ વિધિ,
તમારે કાજે તો સતત ધબકારે ઉર શ્રમે

જવું છે શું ઊડી ? ગરીબ મુજ આવાસ નિરખી ?
સમાતાં ના તેથી ? જતુ જતુ કરો, કો કસુર છે ?
વિવેક ? શું એની અનુભવી અહીં શૂન્યમયતા ?
ન ઉષ્મા હૈયાની નિરખી ઊડવાના દિન થયાં ?

ન લેખો હૈયાનો ગરીબ, મુજ આવાસ નિરખી,
જરા થા આ વાસે દિલ વસત રત્નાકર- સમું,
વિવેક જો ખાત્રી — અતિપ્રણયનું એ ફળ લહો,
તમોએ જે ઉષ્મા અનુભવી હતી તે પ્રણયની.

જવાના વિચારો અધિક દિલને દુઃખ કરતા,
જવા આવ્યાં જાણી અધિકતર, ને જ્યાં પગધ્વનિ
જવાના રે સુણ્યા, બધિર મન બુદ્ધિ બની જતા,
વધારે શું કહેવું ? ત્વરિત ગમને હું દુખિત છું

જવાવીને હારા સકલ જગના કાળ વહેતો,
પરે તે બુદબુદો સમયસલિલે આપણ સમાં
થતાં ફોટિ, રાચે, રમી વળી જતા ભાગ્ય પવને.
ક્ષણો થોડી કાજે જવુ જવુ કરો, આ ઉચિત કે ?

વિશાળું આ દેખો જગ, જગનસિંધુ ઠીક કહ્યો.
જરા જુઓ, જાણો પ્રબળ વડવાગ્નિ ભડ બળે.
દઝાતા સીઝાતા જીવન જીવવાનું વિધિ-લખ્યું,
તમારા સાન્નિધ્યે ભડઅગન ઝાળો હિમ સમી.

તમે, સૌ, હું પંખી જગતનીડના સ્હેલ કરવા
ઊડ્યાં, ક્યાં ક્યા ? ક્યાના ? અહીં, તહીં, બધે ભાગ્ય ઉડવ્યા
અહીં અંતે આવ્યાં, શ્રમ અધિક લાંબો-મુખ કહે.
જરા બેસો, ખેલો, હૃદય હળવાં સાથ ઉડજો.

અને જો આવ્યાં છો–
દીસે છો લાવ્યા છો અનુભવ ઉંચા ઉડ્ડયનના,
નિરાંતે છો થાતા વિનિમય, થશે લાભ સહુને
અમોને તો નક્કી. અહ ! પુનઃ પાંખો ફફડી !
અભિલાષા આંખે ઉતરણી તરે ઉડ્ડયનની,
દીસે છે પાંખોમાં જીવનબળ જે આભ, ગિરિને
ખૂંદે, માપે, મુક્તા, કમલ બિસપાથેય રળતું
તમોને પ્રેરે છે કપન કરવા આમ અધીરાં ?

અધીરાં મા થાઓ, જવુ જ બસ છે ? તો ક્યહીં જશો ?
દિશા, ગન્તો ધાર્યો ? નહિ જ બસ ઊડ્યાં જ કરશો ?
ભલે ઊડો ઊડો—
નમે ઊંચે ઊંચે વિહગગનના હંસ અધીરાં !
ફરી આ આવો તો આચૂક મળજો આ કમળને !

**'અનામી'**

# પિતા અને પુત્ર

ભૂપેન્દ્ર ઉપાધ્યાય

વાંસમાંથી ચીરેલા કામઠાના કટકાની ભારી, કંકુનું પડીકું, તુળશીની માળા, સુખડનો કટકો, ચાર વારનું કોરું કપડું અને સુતળીની દોરી, તાવ તપતો હતો, અશક્તિ વધતી હતી અને આંખે સૂઝતું ન હતું તો પણ બજારમાં જઈને મણિશંકર લઈ આવ્યા. આ વૈભવ ઘરમાં વસાવવાના માનમાં એક ટાણું જ ભોજન કર્યું, ચા-દૂધને તિલાંજલિ આપી અને સાર્વજનિક દવાખાનાની બે આનાની ફી ભરીને આણવાની દવા પણ તે દિવસે બંધ રાખી. માણસના મનમાં ધૂન જન્મે છે ત્યારે પુરુષાર્થ પ્રજ્વળી ઊઠે છે, એ વખતે અપૂર્વ શક્તિનો ભંડારી બની માનવી જે ધારે છે તે કરી શકવામાં નિષ્ફળ નથી જતો. વસ્તુઓ પોતાના ખાટલાની સામેના ગોખલામાં મૂકી, કામઠાની ભારી ખાટલા નીચે મૂકી શ્રમથી નિઃસહાય બનેલા મણિશંકર સંતોષ ધારણ કરી પથારીમાં પડયા. એનો સંતોષ કે એ સંતોષની પાછળ સદાએ હાજર રહેતી કરુણા જોનારું ત્યાં કોઈ હતું નહિ.

જર્જરિત રંક દુર્બળ માનવી પ્રત્યે દયાભાવથી ખેંચાઈ તેને મદદ કરવાની વૃત્તિવાળા માણસો દુનિયામાં નથી એવું કોઈ નથી. મણિશંકર સૂતા અને થોડી જ વારમાં પાડોશીનો છોકરો આવીને એના કાકાએ પૂછવાનું પૂછી ગયો કે: કંઈ કામકાજ હોય તો કે'જો. મણિશંકરને કંઈ કામકાજ હતું નહિ. એને તો દેહની અંતિમ જરૂરિયાતની વસ્તુઓ આવ્યા પછી એટલો વિશ્વાસ રહ્યો હતો કે એના દેહને સદ્ગતિએ પહોંચાડવા એ સામગ્રીની ઉપયોગવેળાએ સૌ કોઈ આવી રહેશે. બીજી વાસનાઓમાંથી એ નિરાસક્ત થતા જતા હતા, સાચું કહીએ તો, આશક્તિના અતિરેકમાંથી ઉદ્ભવેલી નિરાશક્ત મનોદશામાં એ જીવતા હતા. થોડી વાર પછી, એના એક માત્ર સ્નેહી જીવણરામ નિયમ પ્રમાણે ઘરમાં ડોકિયું કરી જવા આવ્યા, અને 'કેમ શરીર બહુ બગડ્યું છે' કહેતા મણિશંકરના ખાટલા સુધી પહોંચી ગયા. બેસાણ પડી ગએલા બળદને કાગડો ચાંચ મારે ને જે અસહાયતાપૂર્વક બળદ દૃષ્ટિ ફેંકે એ રીતે મણિશંકરે જીવણરામ તરફ માત્ર જોયું 'આ સાંજને વખતે તો જરા બેઠા થાવ, ઊઠો, શું લેરઈ ગયા ?' એમ એણે કહ્યું ત્યારે પોતે હમણાં જ બજારમાં જઈને તદ્દન થાકીને પડયો છે એમ કહેવાનું મન થયું. પણ તો પછી હેતુ વિશેની પૂછપરછ વધતે પોતાની ગુપ્ત વસ્તુ સંતાડવા આ જર્જરિત અવાજને ગલ્લાં તલ્લાં કરવાં પડે એના કરતાં તરીએ અટેલી બેસતું એને ઉચિત લાગ્યું.

જીવણરામ એની લાગણીઓની અસરથી પર હતા એટલે ત્રીજું વાક્ય બોલવાનું પણ એમણે જ રાખ્યું. દવા વિશે પુછાયું, સલાહ અપાઈ, મદદ માટે આગ્રહ થયો, માંદગીની ગંભીરતા જાણી. અને દયાભાવથી મણિશંકરનું દિલ હળવું કરવાના શુભ આશયથી એને વાતમાં દોરવા માંડયો. પોતાને સાંભળનારું મળે છે ત્યારે ઘણા માણસોને મોટું સુખ મળ્યાનો સંતોષ થાય છે.

'ચંદુ પકડાયો ત્યારે પણ આવી જ માંદગી હતી, એને બહુ સમજાવ્યો કે દીકરા, પછી મારું કોણ ! પણ એને તો સ્વરાજ લાવવું હતું, એની બા તનના મરણનો ઘા સહન નહિ કરી શકેલી. આજે એ હોત તો નિરાંત હોત.' મણિશંકરે કરુણ કથની ઉકેલવા માંડી બે દીકરામાંથી રહેલો એક દીકરો તો એની માંદગીમાં અને ઘડપણમાં એની સેવા કરવા ન રહ્યો પણ મોટો દીકરો જીવતો હોત તો એને કશી આધિ હોત નહિ એમ એ મનને ફોસલાવી રહ્યો. એની પત્ની તો એની સેવામાં જરાયે કચાશ નહિ રાખત એ વિષે તો એને શંકા જ નહોતી, પણ છે તેની મદદની ગેરહાજરીમાં ગત થએલાં સ્વજનોના બળના વિચાર ઉપર જિવાતું હોત તો મણિશંકર માંદા યે શા માટે પડયા હોત, પૈસાની એ શા માટે ચિન્તા કરતા હોત ને અસહાય બની જીવણરામ આગળ પોતાની વાત પણ કયાંથી કરતા હોત !

ગોરપદું કરતાં કરતાં પત્નીની ત્રેવડને પરિણામે મોટા છોકરાને ભણાવ્યો. મેટ્રિક જેટલું ભણ્યા પછી એ પુત્રને બાપનો ધંધો અનુકૂળ પડયો નહિ, લોકોની અંધશ્રદ્ધાને જોરે તેમની પાસે ભીખ માગવા કરતાં સરકારની વીશ રૂપિયાની તલાટીગીરીની બાદશાહી ભોગવવી લાખ દરજ્જે સારી એમ બાપ આગળ કહી દૂરના કસબાના નોકરી કરવા ઊપડી ગયો. નાના છોકરા ચંદુને પછી તો બેવડા ઉત્સાહે ભણાવવા માંડયો અને સારો દિવસ દેખવાની મા-બાપ રાહ જોતા હતા, ત્યાં રાગમાં

સપડાઇને તનુ નોકરીને સ્થળે મરણ પામ્યો. રળતો, કમાતો, ભણેલો પહેલો દીકરો ચાલ્યો ગયો પછી પોતે શા માટે જીવવું એવા ને એવા વિચારમાં પોતાની અને પુત્રની દરકાર કર્યા વિના, થોડા મહિના પછી એની પત્ની પણ ચાલી ગઈ સુખી સંસારમાં દુઃખના દિવસો શરૂ થયા. ચંદુને તાંતણે આશાનો દોર સંધાવવાનો ન મળ્યો હોત તો બાર બાર ગાઉ જજમાન-વૃત્તિ કરીને ઘસાઇ ગએલી કાયા કાંઇ તૂટયા વગર રહી ગઇ હોત ખરી? શહેરના અંધારઘેરા નાના ઘરમાં, થોડી આવકમાં પિતા-પુત્ર ગાડું ગબડાવતા. ફળિયામાં શહેરની ઝળક-ઝળકની વાતો કરતા પોતાના પુત્રને નીરખી થાક્યા પાક્યા મણિશંકર ગતપત્ની અને પુત્રને ભૂલવાનો પ્રયત્ન કરતા. પુત્રની હોશિયારી અને ભણતરના લાભની લાલચે વૃદ્ધાવસ્થામાં કમાવાનો ભાર ખેંચી શકાતો ન હતો તો પણ એણે મહેનત કર્યા કરી અને પુત્રને કોલેજમાં ભણવા મૂક્યો. દુઃખ પછી સુખના દિવસો જોવાની એની સ્વાભાવિક ઇચ્છા એનું બળ હતું.

વિદ્યાનું દાન કરનાર વર્ણમાં જન્મેલા મણિશંકરને માટે પુત્રને ભણાવવો એ કાંઇ સહેલી વાત ન હતી. લોકોની અશ્રદ્ધા વધતી જતી હતી તેવા સમયમાં પુત્રના કોલેજશિક્ષણનો બોજો ઊંચકવો કપરો થઇ પડ્યો ને તેમાંએ શક્તિના વ્યયથી અવારનવાર માંદગીમાં એ સપડાતો ગયો તેમ તેમ નાણાંની તંગી વધતી ચાલી. સોળ રુદ્રિ વંચાવ્યા વિના કે કથાનું પારાયણ કર્યા વિના બ્રાહ્મણને દક્ષિણા આપવાની ઉદારવૃત્તિ જજમાનો ધરાવતા ન હતા તો વળી 'બીજી બાજુથી સારા મુહૂર્ત' વિના પુત્રીને સાસરે વળાવવા માટે કે માનેલી સત્યનારાયણની કથા વંચાવ્યા વિના કે જે કાંઇ ધાર્મિક ક્રિયાની જરૂર ઊભી થતી એ પ્રમાણે ધર્મને આચર્યા વિના પણ લોકો રહી શકતા ન હતા. ધંધાની ગુલામી તો એમના ધાર્મિક આચારને પણ છોડતી ન હતી. પોતાના પૈસા ઉપર જીવતો બ્રાહ્મણ પ્રસંગોપાત હાજર ન રહી શકે તો બીજા 'ગોર મહારાજ' શોધી લેવાનું બે ત્રણ ગામના જજમાનોએ કહેવડાવી દીધેલું અને એ વખતે લાગ જોઇ દુનિયાનો ભેરુ જીવણરામ ગણતરી કરીને આવી પહોંચ્યો કે હવે એનાથી કાંઇ થવાનું નથી, છોકરો તો કોલેજમાં ભણે છે એટલે મામલતદાર થઇને આવો કોઇ ધંધો કરવાનો નથી, તો લાવને હું જ જઇને ગામનું ગોરપદું હાથ શા માટે ન કરી લઉં? મલકાતો મલકાતો એણે વાત દાખી જોઇ: 'જજમાનની ઇચ્છા હોય અને ક્રિયાકાંડ ન કરાવીએ તો આપણે જ પાપી ઠરીએ આપણે એક જ કુટુંબના, જ્યારે કાંઇ મદદ જોઇએ ત્યારે કહેજો. હાલ તો હું જઇને બધું કરાવતો રહીશ, તમે તમારે જલદી સાજા થઇ જાઓ.' પણ એમ માત્ર પરમાર્થવૃત્તિથી મદદ કરીને જીવણરામ અટકી જાય એવા ન હતા. થોડા દિવસ પછી રીતસરની વ્યવસ્થા કરી નાખી કે સીધું વગેરે એનું જ રહેશે, માત્ર રોકડ દક્ષિણામાંથી અર્ધો ભાગ એને આપશે. બસ, થઇ રહ્યું. પ્રજા ઉપર પરદેશી રાજાએ પોતાનો જાદુ ફેલાવવા માંડયો. મણિશંકરની અણઆવડતની વાતો વધતી ચાલી અને જીવણરામની લાયકાત, એકે એક ક્રિયામાં પૂરેપૂરી ઝીણવટ વ્યવહારની એકે એક હકીકતનું ઊંડું જ્ઞાન સ્ત્રી-પુરુષોની-પ્રશંસાને પાત્ર બનવા માંડયા. મણિશંકર ભુલાતો જતો હતો, એના પુત્રને તો પછી યાદ પણ કોણ કરવાનું હતું?

મહિને ૭ સાત રૂપિયા ચંદુ અનેક વખત જઇને માગતો ત્યારે જીવણલાલ પરખાવતા જીવણરામ સાથે જઇ કાંઇ સીધું-દક્ષિણા લાવવાની પિતાની ઇચ્છા ચંદુને અપમાનકારક લાગી. તો પછી બે-ત્રણ ગામનું બધું જ એ શાનો સંભાળી લે? અને આવતા ભાગમાંથી કંઇ ગાડું થોડું ચાલતું? કમરી મણિશંકરે જે કાંઇ સાચવેલું એ પણ ક્યાં સુધી ચાલે? તનુના વિમાના પાંચસો રૂપિયા તો એની વિધવા પત્નીને મળ્યા હતા અને કંગાળ સાસરમાં ઘરડા સસરાનો ટસડબોડો કરવા કરતાં પિયરમાં રહેવાનું એણે પસંદ કરેલું એટલે તનુના પૈસા કે એની વહુ કોઇ મદદ કરે એમ રહ્યું ન હતું. પોતે સારો થઈ ફરી પાછો કામ પર ચઢી જશે ત્યારે પૈસાનું તો થઇ રહેશે એ આશાએ એણે દેવું પણ કર્યું.

* * *

આખો દેશ તૈયાર થઇને ઊભો હતો ગુલામીમાં આટલાં વર્ષો દુઃખ અને કંગાલીઅતમાં વિતાવ્યા પછી આઝાદી મેળવવા માટે એકે એક સ્વદેશાભિમાની વીર તૈયાર હતો. શા માટે અને કેવી રીતે સંગ્રામ ચાલવાનો છે એની, હજુ ખબર પડી ન હતી પણ આઝાદીનો પ્રાણવાયુ સૌમાં ચેતન પૂરી રહ્યો હતો. મુંબાઇની મહાસમિતિની બેઠકમાં બધું નક્કી થશે. કોઈ કોઈ વાતો ચાલતી હતી,

હવામાં ગરમાવો શરૂ થઈ ગયો હતો. દેશનેતાઓ મુંબઈની સભામાં હાજરી આપવા જતા પહેલાં પોતપોતાના વિભાગમાં મોટી માનવમેદનીઓ સમક્ષ પ્રેરણાનો મંત્ર ફૂંકી જતા હતા. ઉધની લડત છે, કોઈ લડ્યા વિના નહિ રહે, એક મહિનામાં આપણે નીકાલ આણી દેવાનો છે સૌ આતુર બની બેઠા હતા અને તેમાં યુવાન વિદ્યાર્થીઓએ તો નક્કી કરી દીધું કે આ જંગ તો જીતી આપવો.

સરદારના મુખમાંથી વહેતી વાણીરૂપી ગંગા સૂરતવાસીઓને ઘેર બેઠાં પાવન કરવાની હતી. ગામગામથી લોકો ઊભરાવવાના હતા વ્યવસ્થા માટે સ્વયંસેવક બનવા યુવાનોને પડકાર થયો. એક કહેતાં હજાર યુવાનયુવતિઓ હાજર થઈ ગયાં હતાં ચંદુ—ચન્દ્રકાન્તને તો માનવમેદનીથી સરદારને બચાવવા માટે એમની આજુબાજુ કોર્ડન કરીને ચાલનાર સ્વયંસેવક થવાનું માન મળ્યું હતું. એના ઉમંગનો પાર ન હતો જાહેરાત—પત્રો વહેંચવામાં બે દિવસ ચાલ્યા ગયા એટલે પિતાને માટે દવા લાવી શકાઈ ન હતી એ કારણે ઊંચા ટકટક કરી રહ્યા હતા, અને દવા લઈ આવે તો કાંઈ—શું થઈ જવાનું હતું ? વડિલો દેશસેવામાં આડે વિઘ્ન કરી રહ્યા છે. દેશને યુવાનોની કેટલી મોટી જરૂર પડી છે ત્યારે શું આવા ક્ષુલ્લક કાર્યમાં એણે ગુંથાઈ રહેવું !

'ના, ના બે ત્રણ દિવસ મારાથી કાંઈ થાય એમ નથી.' પિતાને એણે કહી દીધું. 'તમે તમારે પડી રહો. એકવેળ ખીચડી કરી નાખીશ, કપડાં ધોવાનું તો હમણાં નહિ બને.' કોંગ્રેસનો એ સૈનિક હતો.

'પણ, ભાઈ, જરા દવા આણી આપે તો'ય હું તને સાર્વજનિકમાં જવાની ક્યાં ના કહું છું ? દવાથી અશક્તિ કેવી ઘટતી જાય છે, પછી તારી જરૂર નહિ પડે' !—

'તારી જરૂર નહિ પડે' બોલતાં બોલતાં તો પિતાનું હૃદય ભરાઈ આવ્યું એણે ક્યાં કોઈની એ મદદ નહિ લેવાનો નિયમ કર્યો હતો પુત્ર પિતાની સેવા કરે એવી પ્રસ્થાપાની કહેવી હોય તો તેવી પ્રસ્થાપતી મનોદશામાં જ એ જીવતો હતો. એટલે એવું બોલવું એને પસંદ પડ્યું નહિ, છતાં પુત્રને સમજાવતાં એણે બોલી નાખ્યું

'ડૉક્ટરો તો લુચ્ચા હોય છે. હવે તો તાવ પણ નથી આવતો, શક્તિ તો આરામથી આવી રહેશે, છતાં દવા હું વખત મળે તો આપી જઈશ' કહી ચન્દ્રકાન્તે ચાલવા માંડ્યું.

અને એ સાંજના, મોટા મેદાનમાં ભરેલી સભામાં અસંખ્ય માનવમેદનીના ધક્કા વચ્ચેથી, સ્વયંસેવકોની કોર્ડનની અભેદ્ય દીવાલ સાથે, સરદાર મહીસલામત રીતે વ્યાખ્યાનમંચ ઉપર જતા હતા, ત્યારે દીવો સળગાવવા, અંધારામાં દીવાસળી ગોધતાં શોધતાં અશક્ત મણિશંકર ગબડી પડ્યા અને જેમ તેમ દીવો કરી સ્વસ્થ બનતા, ખાટલા ઉપર પડ્યા. સરદારે તાળીઓના ગગડાટ વચ્ચે ઊંચા મંચ ઉપર સ્થાન લીધું ત્યારે ચન્દ્રકાન્ત આનંદના સાગરમાં સ્નાન કરતો હતો. મણિશંકર આઝાદી યજ્ઞમાં હવિ બનવા જતા પુત્રના ગૌરવનો ખ્યાલ કર્યા વિના, પોતાના સ્વાર્થનો વિચાર કરી આંસુઓ પાડી રહ્યા હતા.

પછી તો, સરકારે ગાંધીજી સહિત બધા નેતાઓને અંધારી રાત્રે કારાવાસમાં મોકલી સંગ્રામનો આરંભ કરી દીધો. જીવનને સાટે બળવો કરી આઝાદી હાંસલ કરવાનું વાતાવરણ ફેલાતું જતું હતું લોકોએ પોતાની રીતે સ્વતંત્રતાના સંગ્રામનો આરંભ કરી દીધો હતો વિદ્યાર્થીઓએ કોલેજ છોડી લડત ઉપાડી લીધી. આ દરમિયાન મણિશંકરની તબિયત સુધરતી જતી હતી. અને વળી પાછા વિત્ત ઉપાર્જનની પ્રવૃત્તિનો પ્રારંભ કરી દેવાની આશ સેવતા હતા મહાત્મા ગાંધી અને દેશને ઝૂકી નમવા દેવા કોઈ તૈયાર ન હતું. આવા વાતાવરણમાંથી ચન્દ્રકાન્ત વધારે ને વધારે પ્રેરણા મેળવતો હવે પિતાની અનિચ્છા છતાં કોલેજમાં જવાનું એણે બંધ કરી દીધું.

'તું ભણીને વહેલો કમાતો થઈ જાય તો સારું' એમ પિતાએ કહ્યું, ત્યારે આખી કોલેજમાં કોઈ જતું નથી, ત્યારે પોતે એકલો દેશદ્રોહી કે ઉપહાસપાત્ર બનવા માગતો નથી એમ તેણે કહી દીધું બીજાની સ્થિતિ અને પોતાની સ્થિતિ વિષે પિતાએ લંબાણથી ઘણું કહ્યું પણ એનો કશો અર્થ ન હતો. એને તો એથી ઘણાં મોટાં કાર્ય કરવાનાં હતાં પિતાની ચિન્તા અને વ્યગ્રતા વધતી જતી હતી તેમ તેમ દેશ ચન્દ્રકાન્તને બોલાવી રહ્યો હતો. માત્ર સ્વદેશસેવા જ કરવાની દેશે

તો બેઠા બેઠા ચન્દ્રકાન્ત ઘણું કરી શકે એમ હતું, પણ જેલ જવાની તૈયારી વિનાની સેવા અફળ ગણાતી અને તેમાંએ ચન્દ્રકાન્ત તો ગાંધીજીનો સત્યાગ્રહી હતો, ગમે તે ભોગે સ્વદેશસેવાનો મંત્ર તેણે પચાવ્યો હતો. પિતાની ગરીબાઈનો ખ્યાલ એને ન હતો એમ ન હતું, પિતા વિશે લાગણી નં હતી એમ હતું નહિ, પણ આખો દેશ કંગાલીઅતમાં સબડે છે, એ દેશને સ્વરાજ્યના સાધન દ્વારા ઉન્નતિને માર્ગે લઈ જવાનો મહાન પ્રયત્ન થઈ રહ્યો છે કે જેને પરિણામે વ્યક્તિગત દુઃખો ટળી જશે અને આખો દેશ માનભેર જીવી શકશે ત્યારે અલિપ્ત રહેવામાં એને દ્રોહ લાગ્યો. એમાં સાધન બનવું એ તો એની મોટી ફરજ હતી.

પિતાના દુઃખનો પાર ન હતો. એ સ્વાર્થી જીવને પોતાનું સુખ પીગળી જતું હતું. બધા સુખી થવાના હોય એવું સ્વરાજ એને નહોતું જોઈતું એમ નહિ પણ પોતાના, તત્કાલીન સર્વ સુખનો આધાર, જેના પર છે, એવા પુત્રને ભોગે ભવિષ્યનો આનંદ એને આકર્ષી શક્યો નહિ.

'પિતાનો વિચાર કર, આ ઘડપણમાં એનું કોણ? જેલમાં તને કેટલું દુઃખ પડશે, એ વિચારે એ કેટલા દુ:ખી રહેશે? તાજી માંદગીમાંથી તો એ હજુ હમણાં જ જેમ તેમ ઊઠયા છે.' જીવણરામે પણ ચન્દ્રકાન્તને સમજાવવા માંડયો.

ચન્દ્રકાન્તે સ્વદેશભક્તિનો પાઠ બરાબર પચાવ્યો હતો. કેવા કેવા દુઃખમાં, કેટલા માણસોએ, આઝાદી માટે શું શું કર્યું હતું તે એણે જીવણરામને કહી બતાવ્યું મરતી માતાને, મારી માગીને મળવા જવાની ના પાડનાર દેશનેતાના મહાત્યાગની એણે વાત કરી. આત્મત્યાગ વિના ઉદ્ધાર થવાનો નથી અને આ રીતે મને સંગ્રામમાં જવાની રજા આપી પિતાજી પણ આત્મત્યાગ કરી સેવા જ કરી રહ્યા છે. ચન્દ્રકાન્તે મહાન ભાવના વિશેના લખાણો વાંચ્યાં હતાં, એનો અહીં થતો ઉપયોગ જીવણરામને પસંદ પડયો નહિ.

'ત્યારે, તને તો બાપ માટે કાંઈ લાગણી જ નથી ને?'

'એમાં લાગણીનો સવાલ જ નથી, લાગણી પૂરી છે. આજ સુધી મેં શું નથી કર્યું? અને હું ક્યાં સંસાર છોડી બાવો થઈ જવા નીકળી પડું છું? સંગ્રામનો અંત આવશે પછી સ્વતંત્ર હિંદમાં હું પિતાની સેવા વધારે સહેલાઈથી કરી શકીશ' આ બધું સાંભળીને જીવણરામ તાત્કાલિક ફરજો અને મહાન ફરજોનો ભેદ સમજી પગલું ભરવું જોઈએ એવા અર્થનું કાંઈ બોલતા હતા. સ્પષ્ટ રીતે એ હકીકતને સમજાવવી એમને માટે શક્ય ન હતી.

અંતે ચંદ્રકાન્તે સંગ્રામસમિતિને પોતાનું નામ પ્રભાતફેરી સત્યાગ્રહ માટે આપી દીધું. જે દિવસે એ સત્યાગ્રહ કરવાનો હતો તેને આગલે દિવસે એ કંઈક નિર્બળ બની ગયો પણ તરત જ નિર્બળતા ખંખેરી સ્વસ્થ બની વીરના ઉત્સાહથી પિતા પાસે આશીર્વાદ માગ્યા. પિતાની સાથે એણે પણ થોડી વાર આંસુઓ પાડયા.

'મારી કાંઈ ચિન્તા કરશો નહિ, ભાભીને બોલાવી લેજો, તમારી તબિયત પણ સારી છે એટલે હું જઈ શકું છું, દેશની સેવા કરવી જ જોઈએ ને?'

'પણ આપણી સ્થિતિ તો જોવી જોઈએ ને?' એને મનાવી લેવાનો પિતાનો આગ્રહ અટક્યો ન હતો પણ ચન્દ્રકાન્તે ઘણા ભાષણો સાંભળ્યા હતા એટલે એણે તરત જ કહ્યું.

'એટલે જ જવું જોઈએ. લાખો રૂપિયા છોડીને કેટલાએ યુવાનો ચાલી નીકળે છે, આપણે શું ગુમાવવાનું છે? અને ઈંગ્લાંડમાં તો સરસ બંગલો, મોટરકાર, સુખી કુટુંબ અને એવું એવું છોડીને કેટલાએ યુવાનો દેશ માટે નીકળી પડે છે આપણી પાસે શું છે? આ, ખોરડું, આ ગરીબાઈ? છે શું કે મારે ગુમાવવાનું હોય?'

'બેટા, મને......' ત્યાગ, સ્વદેશસેવા વગેરે નહિ સમજી શકેલો સ્વાર્થી પિતા પોતાના દુઃખનું ઉચ્ચારણ કરી શક્યો નહિ.

અંતે તો પિતાનું વાત્સલ્ય પુત્રના મંગળ માટે ઈશ્વરને પ્રાર્થી રહ્યું. હિન્દમાં રહેલી બ્રિટિશ સત્તાના પાયા ડગમગાવવા માટે ચન્દ્રકાન્ત પ્રભાતમાં પિતાને પ્રણામ કરી ચાલી નીકળ્યો. સત્તાના સંરક્ષકોએ એને પકડી લીધો અને ન્યાયની અદાલતમાં એક વર્ષની સજા પણ મળી ગઈ

ચન્દ્રકાન્ત પ્રભાતમાં ગયો ત્યારે કોઈને કોઈ રીતે એ પાછો આવશે એવી ખોટી આશા પિતાએ રાખ્યા કરી પણ અંતે એના પકડાયાના સમાચાર મળ્યા ત્યારે એનું હૈયું ભાંગી પડ્યું. કોઈ ઉપાય હતો નહિ—અને તેમાંએ ચુસ્ત સનાતની હિન્દુ મનોદશામાં ઊછરેલા, અર્ધી સાચી, અર્ધી ખોટી વેદાન્તની વિચારસરણીમાં ઘડાએલા, અને કર્મ, પુનર્જન્મ, ગત જન્મનાં પાપો જેવાં, દુઃખનિવારણના અકુદરતી ઉપાયો દ્વારા બીજાને દુઃખ સહન કરવાની સલાહ આપનારા, એટલે સહન-શક્તિ ગુમાવી માત્ર મન બાળ્યા કર્યું અને માંદગીમાંથી ઊઠેલો દેહ, માંદગીમાં સપડાતો ગયો. વિધવા પુત્રવધૂને ભોલાવવાના અનેક પ્રયત્નો અનેક કારણોએ નિષ્ફળ ગયા. થોડા પૈસા કોઈ બાળબચ્ચું અને આપવાના કરી, તૈયાર ખાવાનું મેળવવા માંડ્યું પણ તેમાં થતો દગો, ભૂલો અને બેકાળજી સામે કશું બોલી શકાય એમ હતું નહિ. ઘરની અવ્યવસ્થા ટાળવાનો કોઈ ઉપાય હતો નહિ. પોતે કામ વિનાના નવરા માણસ હતા અને આજુબાજુ રહેતા કામગરા માણસો એમની સાથે વાતો કરવાનો વખત ન જ મેળવી શકે એ સ્વાભાવિક હતું. સ્ત્રી-બાળકો વિનાના ઘરમાં સ્ત્રીઓ તો આવી જ ક્યાંથી શકે? અને બાળકોનું તો એને સ્વપ્નું જ રહ્યું હતું બાપ-દાદા પાસેથી વારસામાં મળેલું ઘર ગીરે મૂકી નાખ્યું ઉપાડવા પડ્યા. જેલમાંથી પુત્રના પત્રમાં એના આનંદના સમાચારથી કાંઈક સંતોષ થતો પણ પોતા વિષેની પુત્રની ઉપેક્ષા અને સ્વદેશસેવા વિષે પુત્રના ચિત્તમાં જન્મેલો સંતોષ એનામાં અસંતોષ પ્રગટાવી રહ્યો. કંગાલ...એકલવાયું...રસહીન...આનંદ-વિહીન...અને રોગથી ભરેલું જીવન...એની અસહ્યતા એને સાલ્યા કરતી હતી.

અશક્તિ વધતી ચાલી. પોતાનાં દુઃખ અને દુર્ભાગ્યને એકલા એકલા સહન કરતાં કરતાં કુદરતી રીતે મૃત્યુનો વિચાર આવી એમને બ્હેકાવી ગયો. અને મરતો માણસ અંતસમયે જેમ ચેતન બતાવે તેમ એમની બુદ્ધિએ અને શક્તિએ પણ મૃત્યુના વિચારે ઝગારો માર્યો. ઘણે દિવસે ચૂપચુપ બજારમાં નીકળી પડ્યા અને યાદ આવી તેવી દેહવિલય પ્રસંગે જરૂર પડે એવી સામગ્રી ખરીદી, અત્યાર સુધી પોતાના દુઃખને ગીત દ્વારા વ્યક્ત કરી રહેલા. મણિશંકરે કાર્ય દ્વારા વ્યક્ત કરી દીધું.

થોડા સમય પછી જીવણરામ આવ્યા અને એમણે એમને વાતમાં પાડવા. જીવણરામે એને મદદ કરી હતી, એના મિત્ર હતા. મૃતપુત્ર અને પત્નીની વાતમાં સરી પડતા પોતાના મિત્રને એમણે બીજે રસ્તે, એને કશો થાય એ રસ્તે વાળવા પ્રયત્ન કરવા માંડ્યો.

– 'એ બધું યાદ કરવાથી શું? ગયે જન્મે પુણ્ય કર્યાં હોય તો આવો પુત્ર મળે કે જે દેશને ખાતર દુઃખ સહન કરે...' પણ મણિશંકરે એ વાત જુદી રીતે પકડી લીધી.

'કે પોતાના જ બાપને દુઃખી કરે. એણે મારી સામે કદી જોયું નથી, અને હવે મને આમ નાખીને ચાલ્યો ગયો છે. મેં નથી ખાધું અને એને ખવડાવ્યું છે; મેં નથી પહેર્યું અને એને પહેરાવ્યું છે. હવે તો એનું સુખ પણ જોવા નહિ પામું, એણે આણેલું સ્વરાજ પણ જોવા નહિ મળે.' પુત્રના પ્રેમમાં નિષ્ફળ તાને વરેલા મણિશંકર, કોઈ સુંદરીના પ્રેમમાં નિષ્ફળ ગએલા પ્રેમીના જેવી અપ્રણિત પ્રેમની નિરાશાનો ઘા પણ બીજાં દુઃખો ઉપરાંત સહન કરી રહ્યા હતા.

'ભગવાન કરે ને બધું સારું થઈ જશે.' આ સિવાય બીજું કાંઈ જીવણરામને કહેવાનું હતું નહિ. 'ઓ વૃથા જીવ, જો એમ છે તો તું શા માટે પુત્રને ખાતર બળી મરે છે, છો તેનું ભોગવીને પુત્રનો વિચાર કર્યા વિના તું તારે રહ્યાસહ્યા દિવસો મનગમતી રીતે ગાળી જાને...' એવું એવું કહેતા જેટલો વિકાસ જીવણરામે કે એના જમાનાએ કર્યો ન હતો.

આમને આમ દિવસો જતા ગયા તેમ તેમ માંદગી વધતી ચાલી. વિધવા પુત્રવધૂ, તારો પણ મિલકતમાં ભાગ છે, વખતે તને કોઈ ડોસો આપી જશે, ચંડુ છે નહિ એટલે બીજા પડાવી જાય તો તું જ જાને, એવી હિતચિન્તકોની સલાહ માન્ય કરી સસરાજીની સેવામાં હાજર થઈ ગઈ હતી. પણ એ બધી વસ્તુ ડોસા સમજી ગયા હતા, એટલે એક બાજુથી વધારે કડુ બન્યા હતા. પુત્રવધૂની કદીક સેવા પામતા ત્યારે એને આપવા જેવું પોતાની પાસે કશું રહ્યું નથી એ વિચારે વધુ કડુ બનતા જતા હતા. જીવણરામે પણ 'જજમાનોનું' પાકે પાયે કરાવી લીધું. વત્સલ પિતાએ પોતાની હયાતી બાદ પુત્રનો હક રહે એ માટે રોકડ દક્ષિણા નીમ્યે ભાગે પુત્રને મળ્યા કરે એ વિશે પૂરી તજવીજ કરી રાખી.

મણિશંકરના પરિચિતોને ખબર મળી ગઈ કે મુંબઈ

એની નજીક ને નજીક નજીક આવી રહેલ છે. જન્મતું બાળક, પરણતો વરરાજા અને મરણ પથારીએ પડેલો માણસ વ્યક્તિગત ગુણ અવગુણથી પર બની, કોઈ એક જુદા જ પ્રકારની પ્રસંગ પૂરતી મહત્તા મેળવી લે છે. લોકો ખબર પૂછવા આવવા લાગ્યા, તબિયતના સમાચાર પુછાવતા પત્રો પણ ક્વચિત આવતા, એક બે જજમાનો પણ આવીને જોઈ ગયા. પણ એ બધામાં જેને જોવાને ચિત્ત તલપાપડ થઈ રહ્યું છે તે ક્યાં છે? ચંદુને ખબર મળી ત્યારે, એ પેરોલ ઉપર છૂટવાનો પ્રયત્ન કરી રહ્યો છે, એવું જણાવ્યું ત્યારે મણિશંકરને ઠીક લાગ્યું, પણ પુત્રને એ કેવી સ્થિતિમાં મૂકી જાય છે, એના વિચાર માત્રથી, ખંડેર થઈ ગયેલા એના તન અને મનને જબરજસ્ત આંચકો લાગ્યા કરતો હતો. મરતા પિતાની સારવાર માટે પુત્રને ન છોડવાની સરકારની ક્રૂરતાની ટીકા સિવાય, આવનાર લોકો પાસે બીજા કશાની આશા રાખવી વ્યર્થ હતી. જતાં–આવતાં માણસોએ સ્મશાનમાં જરૂર પડતી સામગ્રી મણિશંકરના ઓરડામાં જોઈ, કોઈએ ન કર્યું હતું એવું આ માણસ શા માટે કરી રહ્યો હશે, એવું આશ્ચર્ય અનુભવતા, એની સ્થિતિ વિષેની ચિન્તા સૌ કોઈ બતાવતું. જેના પોતે જ એક માત્ર મિત્ર હતા એવા જીવણરામ એમની સારવારમાં પોતાની સગવડે ભાગ લઈ રહ્યા હતા. ડોસાનો જીવ મૂંઝાતો હતો. મૂંઝાતા મનની વાત પ્રગટ કરવામાં મૂંઝવણનો ભાર વધારો જ કરવાનો હતો:

* * *

જેલમાંથી છૂટીને પિતાની પાસે પહોંચી જવા માટે ચંદ્રકાન્ત સુરત તરફ પ્રયાણ કરતો હતો ત્યારે એણે જોયું કે હિંદમાં રહેવા માગતી બ્રિટિશ સત્તાએ પૂર ઉત્સાહમાં શરૂ થયેલા સંગ્રામના પૂરને, હિન્દવાસીઓની મદદથી, પાછું વાળી દીધું હતું, 'સ્વરાજ દશ વર્ષ દૂર ગયું' એમ બોલતા પણ કેટલાક માણસોને એણે ગાડીમાં સાંભળ્યા. હજી તેથીએ કારમી ગુલામગીરીના ભાનથી આઘાત અનુભવી એ જ્યારે સુરત ઊતર્યો તે પહેલાં તો અશ્વિનિકુમાર પાસે થઈ વહેતી તાપી નદીએ ભસ્મીભૂત બનેલા એના પિતાના દેહના અવશેષોને પોતાનામાં સમાવી લીધા હતા.

## ઊર્મિ – નવરચનાના

# ગ્રાહકોને

'ઊર્મિ અને નવરચના' આજસુધી રાણપુર છપાતું હતું તેને બદલે જુલાઇ મહિનાથી અમદાવાદ છાપવાનું નક્કી કર્યું અને એ પ્રમાણેની ગોઠવણ કરી. અંક લગભગ છપાઇને તૈયાર થઈ ગયો હતો પણ અમદાવાદમાં હુલ્લડનું તાંડવ શરૂ થયું. બધો વ્યવહાર ખોરવાઈ ગયો. એટલામાં પૂરું ટપાલ હડતાળ આવી પડી. અંક આ બધા કારણે મોડો પડયો છે.

ઓગસ્ટ અંક વહેલી તકે પ્રગટ કરવાની ગોઠવણ કરી છે. ગ્રાહકો આ અનિવાર્ય આવેલા વિલંબને દરગુજર કરશે.

—સંપાદક




સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૬ : 'નવરચના' વર્ષ ૧૧ : અંક ૭

જુલાઈ ૧૯૪૬




## અનુક્રમ



આ અંકમાં આપવામાં આવેલી બન્ને શાસ્ત્રીઓની બન્ને તસ્વીરો આપવા માટે 'ભારતી'ના આભારી છીએ.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૬–૦–૦ : પરદેશમાં રૂ. ૯–૦–૦

છૂટક નકલ ૧૨ આના

ભારતી સાહિત્ય સંઘ લિ.

ભીમરાજ બિલ્ડિંગ, બીજે માળે નવી હનુમાન ગલીના નાકે, કાલબાદેવી રસ્તો, મુંબઇ ૨.

કુરતાનીઝ પુલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ

ઊર્મિ અને નવરચના સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક જૂલાઈ : ૧૯૪૬

ઊર્મિ વર્ષ : ૧૬મું : નવરચના વર્ષ : ૧૧મું : : અંક ૪ થો.

## એ બન્ને તો બાદબાકી કરવા ના રોકાયા!



વીરા! તેં તો રંગ રાખ્યો:
પ્રથમ વખત તેં મુક્તિનો સ્વાદ ચાખ્યો;
'બી ના! બી ના! પુકારી'
નિજ બંધુજનને ભવ્ય પેગામ ભાખ્યો.
'તેં માગ્યું કાંઈયે ના!'
કહી કહી અધીરા આપશે ક્રૂર મેણું;
કે'જે પ્રત્યુત્તરે કે
'અભય બની પ્રજા: લેશ હું સર્વ લેણું.'

—ઝવેરચંદ મેઘાણી

## વહેતાં પાણી — માસિક નોંધ

### લોકહૈયામાં પહેલેથી જ અવિશ્વાસ હતો

ત્રણ મહિનાની મુલાકાતને અંતે બ્રિટિશ મંત્રી-મિશન નામોશીનું પોટલું બાંધીને ઘેર સિધાવ્યું છે. હાડોહાડ સામ્રાજ્યવાદી બ્રિટિશર અને મજૂરપક્ષનો લેબલધારી બ્રિટિશર મૂળગત તો એક જ મગની બે ફાડ છે, સત્તા છોડવાની નેમ એ કદાપિ સેવે નહિ અને કૌટિલ્ય તો એનું મજ્જાગત લક્ષણ છે, એવું માનનારા અનુભવીઓને આ મિશને સાચા ઠરાવ્યા છે. આ મિશને હિંદમાં હજુ પગ નહોતો મૂક્યો ત્યારથી જ સાધારણ શેરીનો હિન્દી-ભણેલો કે અભણ-એક જ વાત ઉચ્ચારતો હતો કે એનો ઇતબાર કરવો નહિ. સહેજ વધારે સમજદાર પ્રજાજન વળી એમ કહેતો કે આંતરરાષ્ટ્રીય આંટીઘૂંટીમાં અટવાયાને લીધે જ આ લોકો અહીં આવ્યા છે અને એ ગૂંચનો ત્યાં ઉકેલ થયે તુરત ઉલાળિયો કરી ચાલ્યા જવાના. ત્રીજા વર્ગની એવી માન્યતા હતી કે હિન્દી રાષ્ટ્રવાદના ધગધગાટની સાથે અણધારી રીતે હિન્દી લશ્કરની દુનિયામાં-તરી, ખુશ્કી તેમજ હવાઈ એ ત્રણે ફોજી પાંખોમાં વિદ્રોહની જે આગ ધુંધવાઈ રહી છે તેને ઓલવવાની અને એ દ્વિવિધ ઉલ્કાપાતને વેરણ છેરણ કરી નાખવાની મુદત બ્રિટનને જોઈએ છે તેટલા માટે આ મિશનને, પોતાની મેલી સજાવટ આડે ઢાંકવાના ઢુંઢાપટ રૂપે મોકલાયું છે. એમાંનું સર્વ સત્ય હો કે એકેએક વિધાન અસત્ય હો, તારતમ્ય એકજ હતું કે સમગ્રતાએ હિન્દના હૈયામાં અવિશ્વાસ હતો, ઉપરાંત ભય પણ હતો.

### જૂના ને જાણીતા નાટકના અંકો

પછી મિશન પધાર્યું, જુદા જુદા પક્ષો સાથે, જુદી જુદી જમાતો સાથે ને વ્યક્તિઓ સાથે મુલાકાતો, વાટાઘાટો ને ચર્ચાઓ. પાછળ દિવસ પછી દિવસ ગાળવા લાગ્યું, 'પરિસ્થિતિનો અભ્યાસ કરીએ છીએ' એવું કહેવા લાગ્યું, અને દેશના કેટલાક સંભાવિતો એ ત્રિપુટિની નિષ્કપટ, નિર્મળ નેમ સત્તા, ત્યાગની જ હોવાના ઢોલ ત્રાંસા પીટવા લાગ્યા, ત્યારે પણ અગાઉ કહી તેની તે જ પાપશંકા દેશનાં સામાન્ય હૃદયોમાં ઘાટો રંગ પકડતી હતી, અને રાષ્ટ્રનેતાઓ ફસાઈ જશે એવી બીક પણ સેવાતી હતી:

મુલાકાતો, મંત્રણાઓ, પત્રવ્યવહારો, પત્રકારો સાથે વાર્તાલાપો, વગેરે બધાનું ગુસપુસ ગુસપુસ વાતાવરણ ઘાટાશ ને ઘેરાશ પકડતું ગયું અને 'પરિસ્થિતિના અવલોકન' નામના પ્રથમાંક પછી ઊપડેલા બીજા અંકનો પરદો પણ પડ્યો, એ અંકનું નામ હતું 'બે મુખ્ય પક્ષો વચ્ચે સમજૂતી થવામાં નિષ્ફળતા' આ બેમાંથી એકેય અંક નવો નહોતો. મૂળ નાટક જ એટલી બધી વાર ભજવાઈ ગયેલું કે એની એકેએક લીટી લોકોને કંઠામ હતી. 'નવા સિનસિનેરી અને ચુનંદા નવા એક્ટરો' વાળી જાહેરાતથી પણ પ્રજા કેં કાળની પરિચિત હતી. એટલે આ દૂરથી પધારેલા સજ્જનો પર ઇતબાર રાખો, વિશ્વાસ રાખો' એવાં નેતા-વચનોમાંથી નરી રમૂજ વગર જનતાને કશું જ સાંપડતું નહોતું. બ્રિટિશ-પ્રતિનિધિઓનાં ભેજાંમાંથી હવે પછી કઈ નવી જુક્તિ બહાર નીકળનાર છે તે પર જ પ્રજાની ટાપ હતી. 'વિશ્વાસ કરશો નહિ!' 'ફરેબમાં ફસાશો નહિ!' 'લડ્યા વગર બ્રિટન અહીંથી નીકળનાર જ નથી!' એવા સાવધાની બોલ પહોરે પહોરે સાચા અભ્યાસીઓને કંઠેથી સંભળાયા જ કરતા હતા.

### ન છેતરાયા ફક્ત કોંગ્રેસના સૂત્રધારો

નાટકનો જવનિકા-પટ ત્રીજી વાર તા. ૨૬-૫-૪૬ ના રોજ ઊપડ્યો અને રંગમંચ પર મિશન-ત્રિપુટિએ પેશ કરેલી યોજનાના દર્શન થયાં. ગાંધીજી જેવા રાજનીતિજ્ઞ-નાના ઉસ્તાદ મનાયેલા પુરુષે અણકલ્પ્યા ગુલતાનમાં આવી જઇ આ યોજનાનાં ગુણગાનની અવધિ કરી નાખી એથી આશ્ચર્ય પ્રસર્યું.

એમને પગલે બીજા પણ ભલભલા વિચર્યા. 'આ તો આઝાદીનો દસ્તાવેજ છે' એવો પડો વગડ્યો. પણ કોંગ્રેસની કારોબારી ઠાવકા ઠરેલા, જમાનાના ખાધેલા પુરુષોની બનેલી છે. એણે વિવેક ન ખોયો. દસ્તાવેજને તળિયા લગી તપાસ્યો. પછી કહ્યું કે દાળમાં કંઈક કાળું છે. પાકીસ્તાનની અશક્યતા તો જાહેર કરો છો પણ પ્રાંતોનાં પેટા-જૂથો દ્વારા પાછલે બારણેથી એ પલીતને પેસાડતા લાગો છો! રાષ્ટ્રની એકતા સાચવનારી વરિષ્ઠ, કેન્દ્રસ્થ યુનિયન સરકારની સ્થાપના તો સ્વીકારો છો પણ એને દમ વગરની, નાણાં વગરની, સત્તાવંચિત સ્વરૂપે સ્થાપીને પ્રાંતશાસનોની સાંકળીને વિશૃંખલિત બનાવવાની પેરવી રખાઈ છે. ઉપરાંત અમારા દેશનું બંધારણ ઘડનારી, અમારા જ પ્રતિનિધિઓ વડે રચાનારી લોકસભામાં બંગાળ, આસામના વિદેશી વિભંજનપ્રેમી અંગ્રેજ ધારાસભ્યોને પણ શું પેસારવા માગો છો? અને આ બંધારણ વિધાનના વચગાળા માટે જે મુખ્ય પક્ષોની મિશ્ર સરકાર રચવા માગો છો તેને પ્રજાને જવાબદાર તેમજ કુલ સત્તાધારી જાહેર ન કરો તો તો નિરર્થક છે.

આ દૂષણો દેખાડવામાં આવ્યાં તેના જ પ્રત્યુત્તરો મિશન-ત્રિપુટિ તરફથી મળ્યા, તેટલાથી જ આંખ તો આપણી ઊઘડી ગઈ. 'આઝાદીના દસ્તાવેજ' નામના એ સુંવાળા રેશમ સુરીખા વસ્તુની ફેણ ઊઘડી, દાંત દેખાણી—વિદિત થયું કે આ મુલાયમ પ્રાણીનું નામ સાપ છે. છતાં એ સાપને પણ, બેઉ પક્ષે સદ્વૃત્તિ ને સાચી દાનત હશે તો, આપણે વશ કરી કરંડિયે પૂરશું એવી એક હિંમત હતી, ને રાષ્ટ્રવાદી પ્રબલ બહુમતી પ્રત્યે, મુસ્લિમો આદિ લઘુમતીઓ પર ચડી બેસવાના ઇરાદાનો જે સંશય પ્રવર્તે છે તે જેટલે દરજ્જે પ્રામાણિક છે, તેટલે દરજ્જે તે સંશયને અંદર જઈ મિટાવી દેશું એવી મનોકામના સાથે આપણે એ ખામીભરી યોજનાને પણ સહકાર આપવા તત્પર બેઠા.

## મિશ્ર સરકારની મશ્કરીભરી યોજના

જૂનની તા. ૧૬ મી આવી ને ઉપરના અંકનો પરદો ઊપડ્યો, અને દેશનાયકો હેરત પામ્યા. વચગાળાની મિશ્ર સરકારની રચનાને મિશને ને વાઈસરોયે બહાર પાડી. 'મિશ્ર સરકાર' એવા સુંદર નામની એમાં ક્રૂર ઠેકડી હતી. પાંચ પ્રધાનો મુસ્લિમ લીગના, પાંચ કોંગ્રેસના, એક કોંગ્રેસી હરિજન, એક શીખ, એક દેશી ખ્રિસ્તી ને એક પારસી. સંખ્યા પ્રમાણની બેહુદાઈ તો જુઓ: દસે દસ ક્રોડ મુસ્લિમોનું કુલઝપટ પ્રતિનિધિત્વ કરવાનો લીગનો જે દાવો ચૂંટણીએ પોકળ પુરવાર કર્યો છે જેને ઘડીભર માન્ય રાખીએ તો પણ ચૌદમાંથી પાંચની પ્રધાન-સંખ્યા એને ભાગે શી રીતે વહેંચાય? સંખ્યા પ્રમાણનો મુદ્દો ગૌણ ગણીએ, આ વહેંચણીના પ્રમાણને કોઈ ભાવી રચના પરત્વે પૂર્વાધાર રૂપ નથી ગણવાનું એવા મિશન-બોલ પર ઇતબાર મૂકીએ, તો પણ, કોંગ્રેસને હિસ્સે જતી બેઠકોમાં વણપૂછી ગડબડ કરવામાં મિશનની કઈ 'શુભ નૈયત' હતી? મનસ્વી નામ ફેરફારો કર્યા તો ખરા, પણ એ 'સદ્નિષ્ઠા'નો ત્યાંથી જ અંત નહોતો આવતો. કોંગ્રેસને કહી દેવામાં આવ્યું કે તમારા પોતાના કવોટાની અંદર પણ તમારાથી કોઇ રાષ્ટ્રવાદી (મતલબ કે બિનલીગી) મુસ્લીમને નહિ મૂકી શકાય—ના, ડો. ઝાકીર હુસેન જેવા શુદ્ધ શિક્ષણશાસ્ત્રીને પણ નહિ! કારણ? કારણ કે મી. ઝીણા અને મુસ્લીમ લીગની એ ઇચ્છા નથી!

## શુભ આશયની આખરી સાબીતી

'શુભ આશય' ની સાબીતીઓની, તે પછી તો પરંપરા ચાલી પડી. મિ. ઝીણાએ બાંહેધરીઓ માગી, અને મિશને તે તુરતાતુરત આપી પણ દીધી. (૧) મુખ્ય બે પક્ષોની સંમતિ સિવાય નિવેદનમાં ફેરફાર થશે નહિ. (૨) મુખ્ય બે પક્ષોની સંમતિ સિવાય ૧૪ની સંખ્યામાં ફેરફાર કરાશે નહિ. (૩) આમંત્રિત લઘુમતી પ્રતિનિધિઓ નિમંત્રણ નહિ સ્વીકારે તો ખાલી જગ્યા પૂરવામાં બેઉ પક્ષ સાથે ચર્ચા કરવામાં આવશે. (૪) બેઉ પક્ષોની મુખ્ય સંમતિ સિવાય કોમી પ્રમાણ બરાબર રહેશે. (૫) બે પક્ષોની બહુમતીનો જે સામે વિરોધ હોય

એવા કોઈ પ્રશ્નનો નિર્ણય વચગાળાની સરકાર કરશે નહિ.

'સત્તાત્યાગની શુભનિષ્ઠા'ને માટે જગમશહૂર બનાવેલાઓએ આમ અનેકવિધ રીતે નિષ્ઠાની પ્રતીતિ કરાવી, અને કોંગ્રેસે લીગની બાંદી તરીકે રહેવાનું છે એવું સુણાવી દીધું. લઘુમતીઓને પણ લીગ-આધીન બનાવી દીધી. મિશ્ર સરકાર એટલે કે સર્વ મુખ્ય પક્ષોના મુક્ત પ્રતિનિધિઓની બનેલી, એકરાગતાથી પ્રેરિત સરકાર, 'ટીમ-વર્ક' કરી શકે તેવું એક લોહીનું જૂથ, બંધારણ વિધાયક લોકસભાની કાર્યવહીને અનેક ગૂંચોમાંથી, વિકટ વાટ વચ્ચેથી, મતભેદ દૃષ્ટિભેદનું નિરસન કરાવતી કરાવતી આઝાદીનું પૂર્ણ ચિત્ર આલેખવા શક્તિમાન કરી શકે તેવી સરકાર, ભયાનક ભૂખમરો, મજૂરો કામગારોની દુનિયાના પ્રચંડ ખળભળાટો, લશ્કરની તંગદિલી, આંતરરાષ્ટ્રીય ઉલ્કાપાતો, ઈત્યાદિ એકસામટા ધસારો કરી રહેલા તુમુલ પ્રશ્નોનો સામનો કરી શકે તેવી સમર્થ સરકારઃ- ટૂંકમાં વચગાળાની મિશ્ર સરકાર એટલે તો આખી ઇમારતની કમાન-તે કમાનની અંદર જ એક હલેસો માર્યો ભેળું ચણતર પડી જાય એવા પ્રકારની કમજોરી રાખવાની આ મિશન-પેન્ગીએ 'સન્નિષ્ઠા'ના ઢોલ પીટનારાઓનો તો ભિન્નજ પાટો કરી નાખ્યો.

## કોંગ્રેસે સર્વની લાજ રાખી

પ્રજા તલાપર ખડી હતી. કોંગ્રેસ શું કરશે? કડવો ઘૂંટડો ગળી જશે? નીચી મૂંડીએ સ્વીકારી લેશે? 'કોઈપણ ભોગે શાંતિ અને સમાધાન,' 'કોઈ પણ ભોગે લીગને રાજી રાખવાની જૂની નીતિ'નું પુનરુચ્ચારણ કરશે! અરર! તો તો રાષ્ટ્રવાદી મુસ્લિમોને કેવો કારમો દગો દીધો કહેવાશે! શીખ, પારસી વગેરે લઘુમતીઓ પ્રત્યે કેવી ફરેબી આચરી કહેવાશે!

એ 'અરર' ઉચ્ચારને લોકના હોઠ પરથી કોંગ્રેસે આખરે લૂછી નાખ્યો છે એણે રાષ્ટ્રવાદી મુસ્લિમોને સત્તા વેચ્યા નથી, લઘુમતીઓને વટાવી નથી. વચગાળાની સરકારમાં ન જોડાવાનો નિરધાર એણે નીચેના શબ્દોમાં જાહેર કર્યો છે-

કામચલાઉ સરકારને સંપૂર્ણ આઝાદી તરફ દોરી જતી સંપૂર્ણ સ્વતંત્ર સરકાર તરીકે સત્તા તથા જવાબદારી હોવી જોઈએ અને કાયદામાં નહિ તો વાસ્તવમાં પણ તેણે સ્વતંત્ર સરકાર તરીકે કાર્ય કરવું જોઈએ, આવી સરકારના સભ્યો માત્ર પ્રજાનેજ જવાબદાર હોઈ શકે, કોઈપણ બાહ્ય સત્તાને નહિ જ. કામચલાઉ કે બીજી સરકારની રચનામાં કોંગ્રેસીઓ કોંગ્રેસનું રાષ્ટ્રીયસ્વરૂપ કદીપણ છોડી શકે નહિ કે કૃત્રિમ તથા અન્યાયી સમપ્રમાણ સ્વીકારી શકે નહિ અથવા તે એક કોમી જુથની 'વીટો' ને પણ સંમત થઈ શકે નહિ

## ઠરાવ પાછળની ઊંડી મનોવેદના

આ શબ્દો ઠરાવના છે. ઠરાવ તો ભાષાસંયમનો અને લાગણી નિયંત્રણનો નમૂનો છે. ઠરાવને ઉગ્ર વાક્યોથી ખરડ્યો નથી. ઠરાવ પાછળનું દર્દ તો વાઈસરોય પર રાષ્ટ્રપતિ આઝાદે લખેલા કાગળમાં છે-'અમને ઉમેદ હતી કે એક કામચલાઉ રાષ્ટ્રીય સરકાર રચવામાં આવશે જે હકીકતમાં આ પ્રકારના સ્વાતંત્ર્યને અમલમાં લાવશે, તમારી કેટલીક મુશ્કેલીઓનો ખ્યાલ કરતાં તાત્કાલિક સ્વાતંત્ર્યને અમલમાં મૂકતા ધારા વિષયક ફેરફારો માટે અમે દબાણ કરતા નથી. પરંતુ સ્વાતંત્ર્યને કાર્યમાં મૂકતી એવી સરકારના સ્વરૂપમાં અમે ચોક્કસ ફેરફારની આશા રાખીએ જ. આ રીતે કામચલાઉ સરકારનો દરજ્જો અને સત્તા અગત્યની બાબત છે. અમારી દૃષ્ટિએ વાઈસરોયની કારોબારી કરતાં આ સરકાર જુદી જ બનનાર હતી. આંતરિક અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં હિંદની નવીજ દૃષ્ટિ, નવી કાર્યપદ્ધતિ અને નવુંજ વલણ તે પ્રદર્શિત કરનાર હતી. ૩૦મી જુનનો તમારો પત્ર કામચલાઉ સરકારની સત્તા અને દરજ્જા અંગે અમને કેટલીક બાંહેધરી આપતો હતો. મારા માનવા મુજબ આ પૂરતું સંતોષકારક નહોતું. પરંતુ અમે એ પત્રના મિત્રતાભર્યા વલણની કદર કરી અને એ બાંહેધરીઓનો સ્વીકાર કરવાનો તેમજ આ બાબત વધુ દબાણ નહિ કરવાનો નિર્ણય કર્યો.

મિત્રતાભર્યા વલણની આ કદર કરવામાં કૉંગ્રેસ –કારોબારી જે ઝેરના ઘૂંટડા પી રહી હતી તેની, આપણને બહાર ઊભેલાઓને ખબર નહોતી, શાંતિથી સ્વાતંત્ર્ય-પ્રશ્નનો ઉકેલ લાવવા મથનારા આપણા લોકનાયકોએ સિદ્ધાંતની બાબતમાં બંધછોડ કરી નહોતી. કામચલાઉ પગલા તરીકે પણ લીગ-કૉંગ્રેસ કે હિંદુ મુસ્લિમ વચ્ચેનું સરખું સંખ્યાપ્રમાણ સ્વીકાર્યું નહોતું. નાની લઘુમતીઓને પણ પ્રતિનિધિત્વ આપવા કામચલાઉ સરકાર પંદરની બનાવવાની ને બિનલીગી મુસ્લીમ માટે પણ અવિધિસર સૂચનો કર્યાં હતાં એવું રાષ્ટ્રપતિનો આ કાગળ બોલી રહ્યો છે, તે પછી તો આ અવિધિસરની વાતચીતોને ઘોળી પી જવામાં આવી. 'અગાઉના કશાજ નિર્દેશ કે વાતચીત વગર સર નૌશીરવાન એન્જિનીઅર વગેરેનાં નામો ફૂટી નીકળ્યાં 'ફરીથી અમારી યાદીમાં એક નામ બાકાત રાખવામાં આવ્યું.' જે રાષ્ટ્રપતિ ખરું બોલાણું તો કૉંગ્રેસની યાદીમાંથી મુસ્લીમના નામ–સૂચનને સંબંધે મિશન–વેવલ જે ચાલ ચાલ્યા તે વિષયમાં ખુલ્લું કરે છે.

અમને લાગ્યું કે અમારા પોતાના એક માણસનું નામ બદલવા સામે કોઈપણ વાંધો લઈ શકાય નહિ મેં જ્યારે તમારું ધ્યાન દોર્યું કે મુસ્લિમ લીગના પ્રતિનિધિઓમાં એવા એક માણસનું નામ છે કે જેણે સરહદમાં તાજેતરની ચૂંટણીઓમાં હાર ખાધી છે અને અમારા માનવા મુજબ રાજકિય કારણોસર જેમનું નામ મુકાયું છે, ત્યારે તમે મારા ઉપર નીચે મુજબ લખી જણાવ્યું. જેવી રીતે મુસ્લિમ લીગના આવા સુધારા હું સ્વીકારી શકું નહિ તેવીજ રીતે મને ભય છે કે મુસ્લીમ લીગે રજૂ કરેલા નામો સામે વાંધો લેવાનો કૉંગ્રેસનો હક હું સ્વિકારી શકું નહિ. ધોરણ હંમેશાં ક્રોશાયનું હોવું જોઈએ." પરંતુ અમે સૂચના કરીએ તે પહેલાં ૧૮ ૨૨ મી જુનનો તમારો પત્ર મળ્યો જેથી અમને ભારે આશ્ચર્ય થયું. કેટલાક અખબારી હેવાલો ઉપરથી તમે આ પત્ર લખ્યો હતો. તમે મને જણાવ્યું કે મંત્રી મિશન અને તમે વચગાળાની સરકારમાં કોંગ્રેસે સૂચેલા મુસ્લીમોનો સમાવેશ કરવા તૈયાર નથી.

## જૂઠા હવાલા આપનાર વેવલ

'પ્રામાણિક નિષ્ઠા' ના પૂજારીઓએ બીનરમાં કેવા રંગો ભજવ્યા છે તેની સમજ માટે આ ફકરો ઉપકારક બની જશે. ચાલાકીનો એક નમૂનો તો હજુ પણ બાકી છે, મિ. ઝીણાએ બાંહેધરી માગી કે મહત્વના કોમી મુદ્દા અંગે વચગાળાની સરકાર પણ મુખ્ય પક્ષની બહુમતી વિરુદ્ધમાં હોય તો નિર્ણય લઈ શકે નહિ. વાઈસરોયે મિ. ઝીણાને જવાબ વાળ્યો કે કૉંગ્રેસના પ્રમુખનું આ બાબત ધ્યાન ખેંચ્યું છે, ને કૉંગ્રેસ આ અભિપ્રાયની કદર કરે છે. તેથી તેમણે સંમતિ આપી છે.' એ વિષે રાષ્ટ્રપતિ પત્રમાં જે કહે છે તેનો અર્થ એ છે કે મિશને ને વાઈસરોયે મિ. ઝીણાને આપેલો જવાબ નરદમ જુઠાણું છે. આ તો યુનિયન સરકારની અંદર જે સિદ્ધાંતને કૉંગ્રેસ તરફથી સમાધાન ખાતર સ્વીકૃત કરવામાં આવ્યો છે તેને અહીં, આ કામચલાઉ, બિનચૂંટેલી, તદ્દન જુદાજ ધોરણે રચાતી શાસન–યોજનામાં પણ સિફતથી પેસારી દેવામાં આવે છે! એ ન બની શકે. એ રીતનું ધ્યાન રાષ્ટ્રપતિએ આગલા પત્રમાં ખેંચ્યું પણ હતું. છતાં રાષ્ટ્રપતિનો કેવો જુઠો હવાલો અપાયો છે! રાષ્ટ્રપતિનો એ કાગળ પાકા પાયાથી બેઈમાનીની કથા કહે છે. પણ એમાં એ દિલના દર્દ પર અસાધારણ સંયમ સચવાયો છે. વચગાળાની યોજનાનો આ અસ્વીકાર દેશભરમાં રાહતની હવા ફેલાવી રહેલ છે. પ્રજા ભયમુક્ત બની છે, કે કૉંગ્રેસને હાથે તો પ્રજાના જીવન પર કુહાડો કદી નહિ પડે.

## કૉંગ્રેસના અસ્વીકારમાં અવરોધ નહોતો

એ ફગાવવામાં વચગાળાની સરકાર રચનારા બીજા કોઈપણ પક્ષ કે પક્ષો પ્રત્યે વિરોધ નથી, અવરોધ નથી, તિરસ્કાર નથી, અંતરાયો ઊભા કરવાની ઇચ્છા નથી,–કૉંગ્રેસને પાની મરીને પણ વચગાળાની સરકાર રચવાનો મિશનનો મક્કમ નિર્ધાર (જે હવે તો નિર્લજ્જપણે પ્રગટ થઈ ચૂક્યો છે) જાણવા છતાં પણ કૉંગ્રેસે કેવળ પોતે ખસી માર્ગ આપવા ઉપરાંત કશું કર્યું નથી. એ તો ઉપરાની વચગાળાની સરકાર –રચનાની તારીફ કરે છે.

## લાંબા ગાળાની યોજનાનો સાવશ્યપણે સ્વીકાર

મિશન–યોજનાના એ એક ભાગને તિલાંજલિ દીધા પછી બંધારણ વિધાયક લોકસભાવાળા વિભાગનો જે સ્વીકાર કર્યો છે. તેમાં પણ મલકાટ નથી, પોતાના મૂળભૂત ધ્યેયની સ્પષ્ટતા સાથે પોતે આ વિભાગમાં જે ત્રુટિઓ નિહાળે છે. તેની ચેતવણી આપે છે.–

'કોંગ્રેસનું એવું ધ્યેય છે કે આમજનતાની આર્થિક તેમજ સામાજિક રીતે પ્રગતિ થાય અને ગરીબી, પોષણનો અભાવ, દુષ્કાળ અને જીવનની જરૂરિયાતોની તંગીનો અંત આવે, તેમજ દેશના તમામ લોકોને તેમની શક્તિ મુજબ પ્રગતિ કરવાની સ્વતંત્રતા ને તક મળે. આ દરખાસ્તોમાં આ હેતુઓનો અભાવ છે, છતાં પણ હિંદી પ્રશ્નના શાંતિભર્યા ઉકેલ માટે તેમજ હિંદ અને ઇંગ્લેંડ વચ્ચેના ઝઘડાનો અંત લાવવા માટે કંઈક માર્ગ શોધી કાઢવાની ઇચ્છાને કારણે કારોબારીએ એ દરખાસ્તોની ખરા દીલથી સર્વાંગી વિચારણા કરી હતી.

કોંગ્રેસ જે પ્રકારની આઝાદી ઇચ્છે છે તે સંયુક્ત અને લોકશાહી હિન્દી સમવાયતંત્રની સ્થાપના છે. એ સમવાયતંત્રમા એક મધ્યસ્થ સત્તા હશે કે જે વિશ્વનાં તમામ રાષ્ટ્રોમાં માનભર્યું સ્થાન મેળવશે અને ઉપરાંત તેમાં વધુમાં વધુ પ્રાંતિક સ્વરાજ્ય તથા તમામ સ્ત્રી–પુરુષોને સમાન અધિકારો પણ હશે. દરખાસ્તોમાં આવતી મધ્યસ્થ સત્તાની મર્યાદા તેમજ પ્રાંતોના જુથવાર જોડાણની પદ્ધતિથી સમગ્ર યોજના નબળી પડી અને સરહદપ્રાંત તથા આસામ જેવા અમુક પ્રાંતોને તેમજ ખાસ કરીને શીખો જેવી અમુક લઘુમતિઓને એ અન્યાયી હતી. કારોબારીને આ નાપસંદ પડ્યું તેમ છતાં કારોબારીને લાગ્યું કે દરખાસ્તોને સમગ્ર રીતે વિચારતા તેમાં મધ્યસ્થ સત્તાને વિસ્તારવા તથા બળવાન બનાવવા માટે અને જુથવાર જોડાણની બાબતમા પોત પોતાની પસંદગી મુજબ વર્તવાના તથા બીજી કોઈ રીતે જેમને નુકશાન થાય તેવી લઘુમતિઓને રક્ષણ આપવાના જ પ્રાંતના અધિકારની સંપૂર્ણ બાંહેધરી આપવા માટે પૂરતો અવકાશ છે.'

## મિ. ઝીણાની કાર્યદક્ષતાનો લાભ મળત

કોંગ્રેસના આવા સૌમ્ય સુગંભીર ઠરાવમાં શાંતિપાલનનો સ્પષ્ટ કોલ હતો. એટલે દેશને એવી સમજણ ધારણા હતી કે મંત્રી–મિશનનો ને વાઇસરોયનો અફર નિશ્ચય અમલમાં આવશે. મિ. ઝીણાના વડા પ્રધાનપદની રાહબરી હેઠળ પ્રધાનમંડળ રચાશે, રાષ્ટ્રને ઝીણાની અને લીગની–અરે કોંગ્રેસનિન્દ્રો સર્વ પક્ષોની બુલંદ કાર્યદક્ષતાનો ને રાજનીતિજ્ઞતાનો સક્રિય લાભ સાંપડશે, અને કેવળ ગાળો, દમદાટી તથા અંધી અવરોધના જોરે કોંગ્રેસના સમોવડપણાના અધિકાર પ્રાપ્ત કરનારાઓ શાસનધુરામાં જોતરાયા પછી કેટલી વીસે સો થાય છે તેનો આસ્વાદ કરશે. ત્યાં તો મિ. ઝીણાની ચુગવાઈની મોટામાં મોટી હાંસી કરતું 'વચગાળાની સરકાર હાલમાં તો નથી રચવી' એવું નિવેદન ઝીણા સાહેબને એમને ઉતારે પહોંચાડીને મંત્રી–મિશન ત્રણ મહિનાથી અમારાં કામ રઝળે છે તેને હાથ ધરવા ધરે' અને 'ત્રણ માસની કામગીરીનો ઘરની સરકાર તેમજ પાર્લામેન્ટને અહેવાલ પેશ કરવા માટે, રૂખસદ થાય છે.

### ભરતીઉ ભળાવીને જાય છે

મિસ્તર ઝીણાના ગાલ પર પડેલો આ તમાચો ગજબનાક છે. મંત્રી–મિશને રાતોરાત કરેલા આ નિર્ણયની પાછળ મિ. ઝીણા માને છે તેમ કાઇક મિસ્ટરી–રહસ્ય–ભેદ હોવો જ જોઈએ, આંતરરાષ્ટ્રીય દુનિયામાં કશુંક એવું જરૂર બની રહ્યું છે કે જેથી બ્રિટિશ સરકાર વચગાળાની સરકાર–સ્થાપનામાં સારાવાટ જેતી નથી. અગર તો મિ ઝીણાનું ગાડું ગમડે તેવી બ્રિટનને શ્રદ્ધા નથી; અગર બીજા સબ્બો મેળવવાની સંભાવના નથી, અગર તો રચી ગયેલ બંધારણ વિધાયક સભાની અનુકૂળ કામગીરી પર હિંદી પક્ષોને ચડાવી દેવાનું શક્ય બન્યું છે એટલે સત્તા સોંપણીનો સાચો પ્રશ્ન જેમાં સમાયો છે તેવી વચગાળાની યોજના, બ્રિટન તો શું ઘેલું છે તે અમલમાં મૂકે! એણે તો સરકારી અધિકારીઓની અવેજી સરકાર રચીને માત્ર પોતાની પાસે રાખ્યો છે, ભરતીઉ હિંદને ભળાવ્યું છે

( અનુસંધાન પૃષ્ઠ ૨૯૯ ઉપર )

# કાળચક્ર

ઝવેરચંદ મેઘાણી

## પ્રકરણ પહેલું

### હેમાણીની ખડકી

સૂરજ આથમ્યો હતો, છતાં એણે રાતના અંધકારની પાસે મીનો નહોતો ભણ્યો. છાતી પર ચડી બેઠેલ હરીફના દબાણ નીચે પણ પછાડા મારતા છોકરાની માફક સૂરજ પણ ઊંહા અજવાળાં ફેંકી રહ્યો હતો.

વિમળા હજુ પાછી ફરી નહોતી. એ બપોર-વેળાની બહાર ગઈ હતી, સાથે ઉઘરાણીનો ચોપડો હતો. અને એ ચોપડાના કરતાં ય વધુ કીમતી એવું જોબન એની સાથે હતું. પાછું કેરાળી જેવું ગામ હતું. ક્ષેડિયા કણબીની વહુવારુઓએ કુદરતે બક્ષેલા અને ભરતભર્યાં કપડાં ચેપાગ્રે ભાંગી પડતાં રૂપના રેલા ઘડા પાઈ પાઈને કેરાળીના જુવાનોને ઉબેડી નાખ્યા હતા. ધોળે દિવસે અત્તરની શીશીઓ કણબણોનાં શરીર પર છંટાતી હતી અને સીમસેડે તો શું પણ પાધરની નાળીઓને મોઢે પણ રંગીલાઓ આડા ફરી ચેનચાળા કરતા. નાની ઉંમરના દીકરાઓને પરણાવનારા બેડું પિતાઓ એવાં લગ્ન પોતાને જ માટે કરાવતા એવું જોડેચોક કહેવાતું, એની વચ્ચે વિમળા ઉઘરાણી કરવા નીકળી હતી.

ચિંતા કરતી મા ઓરડા બહાર નીકળી શકતી નહોતી. કારણ કે પોતે ખૂણો પાળતી હતી. વિમળાના બાપાને ગુજરી ગયે ચાર મહિના થયા હતા: ને એકજ ઓસરીએ કુટુંબીઓનાં ચારેક ઘર હતાં. વરસી વાળ્યા પહેલાં ફળીઉં પણ વળોટાય નહિ.

ઉકરે દિવસને રાત પૂછડી સુધી ગળી ગઈ, ત્યારે ખડકી ખખડી. 'કોણ?'

'એ તો હું પેલી'.

એકજ ઓસરીએ આવેલા બીજા ઘરમાંથી બળકના બબડતા એક પંચાવન વર્ષના આદમી કોવા: 'આ તે હેમાણીનાં ખોરડાં સમજ્યાં કે વાઘરીવાડો સમજવો! અઢાર વરસની છોકરી રાતે પાટકવા નીકળે છે! હજી તો બાપની ચેહ ટાઢી પડી નહિ, ત્યાં તો બસ કોઈ દી 'સામાદ નો'તા મળ્યાં જાણે!' એ બોલનાર વિમળાના ભાઈજી (બાપના મોટાભાઈ) હતા. ભાઈજી બોલતા બોલતા ખડકીએ પહોંચે તે પૂર્વે તો ભાઈજીના એ બબડાટ બન્ને બાજુએ પહોંચ્યા. ઓરડામાં ખૂણે બેઠેલી વિધવાને કાને, અને ખડકી બહાર ઊભી રહેલી વિમળાને કલેજે એકના પતિની ને બીજીના પિતાની ચિંતા બે જુદી જુદી જગાએ જાણે પાછી પ્રજ્વલી ઊઠી.

'અટાણુમાં શીદ આવી બાપ! હજી નિરાંતે રોકાવું હતું ને!' ખડકી ખોલીને ભાઈજીએ વિમળાને સત્કારી. ખડકી એ બન્ને ઘરને એક જ હતી.

વિમળામાં એક અવગુણ હતો. તે અંધારે પણ દેખાયો. એના મોં પર મલકાટ રમતો હતો. એ ફક્ત એટલું જ બોલી: 'ઘરમતી પટેલે માંડ પૈસા કાઢ્યા ભાઈજી! એની સાથે બહુ કડાકૂટ કરવી પડી.'

'સારું! સારું! તારા વિના એની ઉઘરાણી ન જ પતત. અમને ડોકરાઓને તો ઘરમતી ગોળો કાઢી આપે!'

એ શબ્દોનો મર્મ ન પકડી શકે એવી પેલી તો વિમળા, એનું લાડમણું નામ 'પેલી' હતું તેમ છતાં પણ અસમજ નહોતી. એણે જવાબમાં ફક્ત એટલાનો પાલવ જ સંકોર્યો, અને એ અંદર આવીને સીધીસોર ઓરડે ચાલી ગઈ ત્યારે એના સાડલાના સરકટ નીચે એક હાથમાં કાગળિયાંનો જે સળવળાટ થયો તેને પણ ભાઈજીના સરવા કાને પકડી પાડ્યો. એ હતી મોમેક રૂપિયાની નાની મોટી નોટો.

ખૂણામાં લપાઈને બેઠેલી માની સામે કવિમળા ઊભી રહી, પછી બેઠી ગઈ, ચોપડો મા પાસે મૂક્યો અને રૂપિયાની નોટો નીચે મૂકીને મા ખારને નજરે દેખાવા લાગી. છતાં મા મૂંગી જ રહી. વિમ-

બાને છેક બપોરથી લઈ સાંજ સુધીની પોતાની વિજય-વાર્તા બાને સંભળાવવાની હૈયાથી હોઠ સુધી આવેલી હોંશ પાછી હોઠ અને હૈયા વચ્ચે જ આવજા કરતી રહી ગઈ. મૂંગી બેઠેલી બન્ને મા-દીકરીને કાને હેમાણી-ખડકીના મોટા આગળિયારા અને ધીંગી સાંકળ ભિડાવાનો અવાજ પડ્યો. ખડકી વાસવામાં ભાઈજી કોઈ મોટા સેન્ટ્રલ પ્રીઝનનો રાત-બંદોબસ્ત કરનાર જેલ-દરોગાનું સ્મરણ કરાવતા હતા. સાંકળ આગળિયારા વાસીકરી બરાબર વસાયું છે કે નહિ તે વિશે સાંકળ આગળિયારા ઉપર હાથ ફેરવી ખાતરી કરી પાછા ફરતા ભાઈજી લૂખસ ભરેલું શરીર ઝરડ ઝરડ ખજવાળતા પોતાની મૂળ વાતનો ત્રાગડો ફરી સાંધતા હતા.

'હું શું મરી ગયો છું બાપ! ટપોટપ ઉઘરાણી પતાવી દેતો'તો. આંટા ખાઈ ખાઈ નવા નકોર પગરખાં પણ ઘસી નાખ્યાં. પણ મારું કાંઈક મેલાપણું દીઠું હશે તે દીકરીને ઉઘરાણીએ કાઢી. આજ જઈને મહેસુલી સાહેબ પાસે ઊભી રહી છોકરી. મેં જાણેલ કે છોકરીના મોઢામાં જીભ નથી. પણ આ અઢાર વરસમાં નહિ બોલી હોય એટલા તડાકા ત્યાં કચેરીમાં ઊભી ઊભી પાંચસો પાદરના હાકિમની સામે મારી આવી. ગામના થાણદારને-ઈ નપેદમાં નપેદ અને નાગા માણસને-નાહક ત્યાં મોટા અમલદારની આગળ વગોવીને દુશ્મન બનાવ્યો. મોટો અમલદાર તમારી ઉઘરાણી તાતી ઘડીએ ચુકાદાનો હુકમ છોડી ગયો. એમાં નવાઈ શું! ગામ આખું મોં આડાં ફાળીઆં રાખીને ખીખીઆટા કરી રહ્યું છે બાપ! બજારે નીકળવું જાતું નથી. જે મળે એને હોઠે એ જ વાત: 'અરે શેઠ! હદ કરી તમારી ઘેલીએ તો! વસુલાતીને-કાળમીંઢ પાણાને એગાળી નાખશે. વકીલ બાલીસ્ટર કાંઈ કરે એવી તો વાચા તમારી ઘેલીની! થાણદારને તો ગાભાનો માનવી બનાવી દીધો તમારી ઘેલીએ.' હુશીઆરીનાં આવાં વર્ણન હેમાણીના કુળની દીકરીનાં થાય તેનો માયલો મરમ શું શું નહોતો પામી શકતો! હે...હે રણછોડરાય!

એટલું બોલીને ભાઈજી ખાટલા પર બેઠા, ત્યારે એ ચુપકીદીના ગાળામાં દીકરી વિમળા પોતાની માતાનું મોં નીરખી રહી. બપોરવેળાનો જે ઇતિહાસ પોતે કહેવા ઉત્સુક હતી તે તો ભાઈજીએ જ આખી નાખ્યો હતો. મુએલા બાપની ખેડૂતોમાં રોકાઈ રહેલી ઉઘરાણી એ એકમાત્ર આ મા-દીકરીનું જીવન-સાધન હતું. એની પતાવટ ભાઈજીને સોંપીને એકું જ મહિનામાં માદીકરીએ બિલાડીને દૂધ ભળાવ્યા જેવો-અનુભવ કર્યો હતો. ભાઈજી સોના પચાસે પતાવી, પચીસ પોતાના ગજવામાં ટપકાવી પચીસ જ પત્યા એવો હિસાબ પોતાના સગા નાના ભાઈની વિધવાને ભણાવતા હતા. એ સ્થિતિને પામી ગયા પછી જ માએ પુત્રીને હાથ ચોપડો પકડાવ્યો હતો. અને સાંજે જ્યારે ગામમાંથી એક બે જણીએ આવીને ઓસરીની કોરે બેસી, ઓરડામાં લપાયેલી વિધવા પાસે વધામણી ખાધી કે ઘેલીએ તો મહેસુલી સાહેબની પાસે આજે રંગ રાખી દીધો, તમારી ઉઘરાણીનું તો ઠીક પણ આખા ગામનું લોહી પીનાર થાણદારનો ઘડો ફોડી નાખ્યો હતો, ત્યારે માતાને હૈયે આટલાં વર્ષે ધાવણનો પાનો ચડ્યા જેવું થયું હતું; એને ધોકે ધોકે મારો તો પણ જે ઘેલી લૂલી ન હલાવે તેની ઘેલી અમલદારોની સાથે ભરવસ્તી વચાળે આટલી બધી વાણી ક્યાંથી લાવી હશે તેનું વિધવાને ત્યારે વિસ્મય થયું હતું. પણ એ વિસ્મયનો, માનનો, વહાલનો ચડેલો પાનો અત્યારે ઊતરી ગયો. ભાઈજીએ સાચું કહ્યું: હેમાણી-ફળીઆની પટારા જેવી કુળમરજાદમાંથી આજે પહેલી જ વાર પરણાવવા જેવડી પુત્રીએ મોટી માલમતાનું ખાતર પડાવ્યું હતું. વિધવાને વિજયી દીકરી દેખાતી મટી ગઈ, કોઈક એબવાળી દીકરી દેખાઈ. સૂરજ આથમે કે તુરત ભડોભડ દેવાઈ જતી, વીસ વર્ષની અતૂટ પ્રણાલિકાવાળી હેમાણી-ખડકી, કુટુંબના કોઈ મરદને માટે પણ રાતે ઉઘાડવી પડે એવા પ્રસંગો જૂજ જૂજ હતા. (કારણ કે કેરાળીમા ૭૬ની સાલમાં બહારવટિયા પડ્યા ત્યારે આ ઘર લુંટાયું હતું.) એક જુવાન વયની અણપરણી છોકરીને માટે ઉઘાડવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

ફળીને એક છેડે બાંધેલ ભેંસના રણકારથી મા-દીકરીના મૌનમાં મીઠો ભંગ પડ્યો. એ બન્ને જણીઓને ભેંસ બોલાવતી હતી: ઝટ ચાલો, મારાં આઉ ફાટે છે અને મારી પાડી ભૂખી છે.

એક તાંબડી માએ ને એક બીજી તાંબડી દીકરીએ લીધી, ટંકે અધમણ દૂધ કરનાર ભેંસને દોવી એક જણ માટે અશક્ય હતું. મા–દીકરીએ સામસામાં બેસી બન્ને આંચળ દોયાં. ચાર શેડની મેઘવૃષ્ટિ ચાલતી હતી. દોનારનાં મોં મૂંગાં હતાં, પણ મન બોલતાં હતાં. (ભેંસ વિમળાનાં સાસરાંની ભેટ હતી. એ ડમરાળાવાળા આ વાત જાણશે તો? જેઠ એમને જણાવી દેશે તો?)

ત્રીજા માનવી–ભાઈજી–નો રુદો પણ એ જ રટણ કરી રહ્યો હોય, તેમ તેમણે પથારીમાં બેઠે બેઠે પાછો ત્રાગડો આગળ કાંતવા માંડ્યો.—

'મરનારો મૂર્ખો હતો ત્યારે જ આમ બને ના! મેં એનું પચાસ વખત નાક કાપેલ, કે ભાઈ! હવે આ ડમરાળાવાળાની મધલાળ છોડી દે, જમાઈ માંદો રહેતો ત્યારે જ કહ્યું, તો કહે કે ભગવાન એને સાજો કરશે; જમાઈ સાજો થઈને કાઠીઓના કજીઆમાં ઓરાઈ ગયો ત્યારે પણ મરનારને મેં ચેતવ્યો કે ભૂંડા! હવે ડમરાળાને શેઠ ખોરડે દીકરીનો ચૂડો હેમખેમ નથી: તો પણ મરનારો વટ ન મેલે. એ યે પત્યું, પણ હવે શું બાકી રહ્યું છે! ડમરાળામાં હવે કઈ સાયબી બેઠી રહી છે! ભાણાં ઉટકનારી એઠી થાળીઓમાંથી લૂઈલૂઈને અરધું છાલિયું રોજ ઘીનું ભરી લેતી એ દા'ડા શેઠ–ઘરમાંથી આથમી ગયા; રહી છે એક સ્વામી વિવેકાનંદની ચોપડીયું. અને જમાઈ જઈ બેઠા સીંગાપુર. ત્રણ વરસ થઈ ગેયાં. નથી કોઈ ખરખબર, નથી રેડીઓ બોલ્યો કોઈ દી', કે સુમનચંદ્ર જીવતો છે કે મુઓ. મારા છોકરા રોજ મુંબઈમાં રેડીઆ ઉઘાડીને બેસે છે, બીજા કઈકના ખુશીખબર આવે છે, નથી એક એ ઓટીવાળેલનો પત્તો. કેક ભૂખે મરી ગયા, કેકને જાપાનવાળે પૂરા કર્યા. મરનારને કહી કહીને કૂચા વળી ગયા, કે ભાઈ, આપણાથી તો મોટા કેક નાટકીએનુએ પણ બરમા, મલાયા ને જાપાન રહી ગયેલા જમાઈઓનાં નામનાં સ્નાનસૂતક કરી નાખી દીકરીયુંને બીજે દઈ દીધી, તું એક જ શીદને સદ્ધાઈ પકડી બેઠો છે! દીકરીને ટોડીમાં ચાંદીને ક્યાં સુધી રાખી મૂકીશ? ને ને ક્યાંક કુંડાળે પગ પડી ગયો…'

ભાઈજીના પ્રત્યેક બોલને પકડતી બેઠેલી વિમળાનાં બે સાથળ વચ્ચેથી, આ છેલ્લા શબ્દો બોલતી વખતે, દોવાના દૂધની તાંબડી ગબડી, માંડમાંડ ઢળતી રહી ગઈ. એ ઊભી થઈ, પણ પોતે જ હમણાં પડી જશે એવાં એને તમ્મર આવ્યાં. મા દીકરી તાંબડીઓ લઈને ઘરમાં પાછાં પેઠાં. ભાઈજીની વાણી ગરમીનો પારો કમતી કરતી કરતી આગળ ચાલી—

'આમ કરવામાં આપણને કોઈ ખોટ નથી. કોઈ એબ નથી. ન્યાતે છૂટી કરી દીધી છે; અને ડમરાળાવાળા પોતે જ સામેથી કહી મેલે છે, કે સુમનની આશા ઓછી કહેવાય, તમે તમારે તમારી તજવીજ કરી લેજો, તે છતાં મરનારનું મન ન કબૂલ્યું. તો ખેર! એ બાપડાનો હવે તો કાંઈ દોષ ન કહેવાય. હવે તો વહુ! બાપુ! તમારે ને મારે લાંબો વિચાર કરવાનો છે. નીકર આવતી કાલથી ગામમાં કે પરગામમાં હાલવું ભોંભારે સમજજો. આજ જે મોભો તૂટ્યો છે તેના ધજાગરા ગામોગામ બંધાણા સમજી લેજો. વાઘદીપડો એકવાર કાચું લોહી ચાખે અને કુંવારી દીકરી આઝાદી ચાખે ઈ બેઈ સરખું.'

'આઝાદી' શબ્દનો આવા અર્થમાં પરિચય હમણાં હમણાં ભાઈજીને મુંબઈમાંથી અને બાજુનાં મોટાં ગામોમાંથી ઠીક ઠીક થયો હતો. કુળવાન ઘરની નિશાળે ભણતી અગર તો સાંજે ફરવા નીકળતી, અથવા તો સભાસરઘસોમાં ઉઘાડે માથે બેસતી પુત્રીઓ વિશે કહેવાતું કે એ તો આઝાદ છે. બાપલા, આઝાદ.

'હે…એ…એ કૃષ્ણવાસુદેવ!' એટલા શબ્દોથી પોતાના પ્રવચનની સમાપ્તિ કરીને 'ભાઈજી'એ શરીર પથારીમાં લંબાવ્યું, તે પછી મા દીકરીએ વાળુ કર્યું, દૂધ કઢ્યું, દોણાં માંજ્યાં, દૂધ હાર્યું, જમાડ્યું, પથારીઓ કરી, એટલા બેએક કલાક સુધીમાં હરફ સરખોય ન બોલનારી વિમળા વિશે કોઈને પણ જો કહેવામાં આવે કે હજુ તો બપોરે જ એ રાજ્યના એક વડા અધિકારીની આગળ કડકડાટ કંઈ બોલી હતી, અને ગામના થાણદારનું પાણી માત્ર ઉતારી નાખ્યું હતું, તો સાંભળનારો આપણને કહેનારને જ ભાંગ પીધેલા માને. વિમળા

પોતે જ કદાચ એ વાત પર વિશ્વાસ ન મૂકે. માને પથારીમાં પડખાં ફેરવતી, લોચતી ને ધોકા ધડતી રહેવા દઈ વિમળાએ સાડલાનો છેડો મોં પર ખેંચી લીધો. ઘોડિયામાં હતી ત્યારથી એ જ એની ટેવ, કપડાનો છેડો મોં પર ખેંચી લે, પછી વહેલું પડે સવાર!

વિધવા પડી પડી જોડની શિખામણની ઘડી પછી ઘડી ઉખેળતી, સાચું છે, બરાબર છે, હવે બેઠાં ન રહેવાય, એવા ટપલા મનને મારતી રહી.

## પ્રકરણ બીજું

### ગોપાળભાનું ડમરાળું

વિમળાના ભાઈજીએ કહેલી એક વાત શબ્દેશબ્દ સાચી હતી. ડમરાળા ગામના શેઠ–ઘેરે, વાસણ ઉટકનારી કામવાળી અજીઠાં ઠામડાંમાંથી જે થીજી ગયેલું ઘી ઉખેડતી તેનું રોજ રાતે અરધું છાલિયું ભરાતું. ઘી ત્યાં રોટલીઓ પર નહોતું ચોપડાતું, ઘીની તો વાટકીઓ જ ભાણે મુકાતી અને એનાં બટકાં ઝબોળી ઝબોળી જમાતું હતું. સીંગાપુર આવ્યો ગયેલ બાવીશ વર્ષનો યુવાન સુમનચંદ્ર જન્મ્યો તે પૂર્વેની આ જાહોજલાલી એના પિતા દલભાઈને ઘેર જામી પડી હતી. એ જમાવટ કરનાર હતા ગોપાળ શેઠ. ડમરાળા નામનાં ગામો તો એ એક જ પંથકમાં બે ત્રણ હતાં, પણ આ ડમરાળા ગોપાળ શેઠનું ડમરાળા એ નામે ઓળખાતું. અદાવતીઆઓએ એક વાર એવું ઉડાડેલું કે ગોપાળ શેઠ વાઘરણોને ગુજરાતમાં લઈ જઈ ઊંચા વર્ણોની કહી પરણાવવાના ધંધા કરનાર રોળીના આશ્રયદાતા હોઈને તાલેવાન બન્યા હતા. બીજી વાર એવી વાત વહેતી મુકાયેલી કે એણે તો એની એક ભાણેજના દરદાગીના ઓળવીને સાહેબી જમાવી છે. સાચી વાત એ હતી કે ધરતી ધનધાન્યે દૂઝતી તેને હજુ ચાલીશી પણ નથી વીતી. ડમરાળાના ખેડૂતો પોતાની તમામ નીપજનો ગંજ ગોપાળ શેઠને જ વેચી દેતા; અને પાંચ ગાઉ પર આવેલા પ્રતાપગઢમાં એ અનાજ વેચી ગોપાળ શેઠ મોટો નફો કરે છે તે જાણવા છતાં ખેડૂતોને બારોબાર શહેરમાં પહોંચી ઊંચા ભાવ રળવાની કશી પડી નહોતી. કાળી રાતે કામ પડ્યે ખેડુ–કજીને જવાબ આપતી ગોપાળ શેઠની ડોયળી, સુનંદુ બીઆરણ એક ગોપાળ શેઠ સાચવતા. વીશ ટાણે 'વિશ્વાસપાત્ર સોનું રૂપું' ગોપાળ ભાભાની પાસેથી જ ખેડૂતને મળી રહેતું. સંધીઓ પાસેથી ખેડૂતો ગોધલા લેતા તેના કબાલા પણ ગોપાળભા જ કબૂલતા, એટલે સંધીએ આવીને કોઈ દેણદાર ખેડૂતને–ઘેર એક કલાકને માટે પણ સાંઢિયાં ઘોડાં બાંધ્યાનો દાખલો બધાં ગામોમાંથી ફક્ત એક ડમરાળામાં જ શોધ્યો જડે તેમ નહોતો. માટીજ ગોપાળભાને ઘેર ધરતી દૂઝતી–પ્રાસવો મેલતી. ખેડૂતો ધરતીનાં વાછરડાં હતાં, વાછરડાંને ગોપાળભા પેટપૂર ધાવવા દેતા.

વર્ષને અંતે રાજ્યનું મહેસૂલ ભરવા ડમરાળેથી દરેક ખાતેદારને પ્રતાપગઢ ટાંપે જવું પડતું તે ગોપાળભાએ જ બંધ કરાવ્યું હતું. ગામ સમસ્તના બસો ખાતેદારોની મહેસૂલ વગેરે રાજલેણાંની ટીપ લઈને અમલદાર સામેથી ડમરાળે આવતો અને ગોપાળભા એકી રકમે એ આખું ગામ–મહેસૂલ ચૂકવી દઈ પ્રત્યેક ખેડૂતે ખાતે પોતાના હવાલા નાખી લેતા. 'એલા હાલ તને મામલતદાર સાહેબ, ટપેદાર સાહેબ, ફલાણો કે ઢીંકણો સાહેબ બોલાવે છે,' એવું કોઈ ટપ્પાના વાણેથી ડમરાળે આવી શકતું નહિ. કારણ કે મિષ્ટાન્ન જમવાની સ્વાભાવિક અમલદારી ઇચ્છા એ કોઈ પણ ટાણે ગોપાળભાને ઘેર જ્યારે આવે ત્યારે પૂર્ણપણે સંતુષ્ટ થતી; હડે બાજરાની પોંક, શેરડીના સાંઠાના ભારા, તલ દાળીઆના લાડવા, હોકા માટેની દેશવેલી તમાકુ, ઘોડાનાં જીન માટેનું ચામડું, બળતણ અને નીરણના ભરોટાં, શિયાળુ માટલાંનાં લગડાં, એની એવી અમલદારો તરફની ઝીણી મોટી ઉપદ્રવકારક માગણીઓ ડમરાળે આવી પહોંચે તે પૂર્વે જ વર્ષોવર્ષ ઉપલા ચાર–પાંચ અધિકારીઓને મોકલી દેનારા ગોપાળભાએ પોતાના પ્રત્યે આદરમાન ઉપરાંત એક પ્રકારની શેહ પેદા કરી હતી.

શેઠ આ રીતે, કે શીધેસીધો ધરતીના માણસ પાસે જો કોઈ અમલદારી માણસ જતો તો તેની જાણ થતાં જ ગોપાળભા એને ડેલીએ બોલાવતા ને મીઠો ઠપકો આપતા કે 'કાં ભા, આંહીં તમને કોઈએ ના પાડી? અહીં પરબુનો પરતાપ છે.'

પણ એ પરભુના પરતાપ સુધી પહોંચવા માટે અમલદારને ગોપાળભાની ડેલીએ આવવું પડતું, બહારની બેઠકમાં રોકાવું પડતું, ગોપાળભા પ્રભુપૂજામાં છે. બેસો હમણાં આવશે. એવું સાંભળવું પડતું, ને છેવટે ગોપાળભા આવતા ત્યારે વસ્તીનાં લોક પાસેથી ઘોહાવીને લઈ શકાય તેવી ચીજ માટે ભાને વિનતિ કરવી પડતી. ભા આપતા ત્યારે પણ કૃપા કરતા હોય તેવા દેખાતા.

'પરભુનો પ્રતાપ છે' એજ બોલ ભા ગામમાં આવતા અભ્યાગતોને પણ કહીને દેતા, અમલદાર બેઠો હોય, એણે માગેલી ચીજને માટે 'હા, ભલે, પરભુનો પ્રતાપ છે.' એવો બોલ કહેવો હોય, તેજ વખતે કોઈ સાધુ આવીને માગે તેને પણ 'હા ભલે બાપુ, પરભુનો પરતાપ છે.' એવું ભાનું વચન સડેડાટ અમલદારના મનમાં વાસો કરીને સમજાવતું, કે આ તો દાતાર છે, વેઠદાર નથી.

ગોપાળભાના પુત્ર દલભાઈની (મૂળ નામ દલીચંદ) આ જાહોજલાલીની વેળામાં હજુ ઊગતી જુવાની. લગ્ન કરીને એણે રંગીલો રાહ લીધો. ઊંચામાં ઊંચી લીલાગર દલભાઈ માટે પાતાળ ફાડીને પણ પ્રત્યેક ઉનાળામાં ડમરાળે આવતી, આજથી ત્રીશ વર્ષ પૂર્વેના ગામડામાં ખાસ મુંબઈથી મગાવાતી નીલગિરિની ચા વગર બીજે ઘા ન કરનાર દલભાઈનો છાકો બેઠો. કેરીની મોસમમાં રેલગાડીના વેગનમાં બફાઇ આવતી બત્તર કેરીઓ નહિ પણ કરંડિયાબંધ વકલ ને વકલ દલભાઈને ઓરડે આવી પડતા, અને રસની તાંસળીઓ સિવાય કદી કોઈ નાનું વાસણ ન પિરસાતું. અત્તરો લઇને અત્તરિયા પણ ડમરાળે ઊતરતા.

આ તેલ, અત્તર, આ કેરી, નીલગિરિની ચા કે સુનંદી લીલાગર, એ દરેક વસ્તુ છેલ્લામાં છેલ્લી કઈ જાતની દલભાઈને ઘેર આવી છે તેની જાણ ગામમાં ચાર પાંચ જણાને તો અચૂક રહેતીઃ બાવા લખમણ પરીને, રૂખડ ગોવાળને, પદમશી કણબીને, દેતા બાચર કાઠીને અને પીરમામદ સપાઇને, કારણ કે એ પાંચના વિના દલભાઈએ ઉપલી વસ્તુનો ઉપયોગ કદી કર્યો નહોતો. એકવાર દલભાઈનાં તાજાં જ

આણું વળી આવેલાં વહુએ દલભાઈની બેઠકમાંથી વરને ઘરની અંદર બોલાવી ખાનગીમાં એમ સૂચના આપી કે 'આજના પાંચ પ્યાલામાં તમારો કપ આ જોઈ ને લેજો.' એમ કહીને એણે ખૂમચામાં ભરેલા પાંચ કપમાંથી એક નિશાનીવાળો બતાવ્યો, પૂછ્યું 'કેમ?' જવાબ મળ્યો કે નીલગિરિની ચા ફક્ત એક તમારે પ્યાલે થાય, તેટલી જ નીકળી છે. હજી પ્રતાપગઢથી નવું પાર્સલ આવ્યું નથી. બીજાને માટે ભૂકીની ચા નાખવી પડી છે.

'અને તમારો કપ?'

'આ રહ્યો. ભૂકીની ચામાંથી.'

'ઠીક, લાવોને એક તપેલી.'

તપેલી લઇને છયે છ કપ દલભાઈએ એમાં ઠાલવ્યા, પછી એ મિશ્રણના ફરીથી છ કપ ભર્યા, એક પત્નીને આપ્યો, બાકીના પાંચ પોતે બેઠકે લેવરાવી ગયા.

પાંચ પંદર દિવસથી જ ઘરમાં આવનાર વહુને વરના બીજા એક સગપણની ખબર નહોતી, વાશીદું કરનારી મેઘવાળ (હરિજન) ડોશીને પત્ની સૂચનાઓ દેવામાં 'ડોશી' 'ડોશી' કરે છે, 'ડોશી આ લે આ ખીચડી' એમ કહી આગલી રાતનું વધ્યું રાંધણું આપે છે, એ જાણી લીધા પછી દલભાઈ એક દિવસ ફળીમાં જઈ ઊભા અને રોજ સવારે આવતી હરિજન ડોશીને પોતે ડેલી બહાર જ જે સત્કાર-શબ્દ કહેતા તે પત્ની સાંભળે તેમ કહ્યાઃ 'જે સ્વામીનારાયણ પાનીકાકી, કેમ છે હવે મારા કલા કાકાને?'

'જે સામીનારાણ ભાઈ!' ડોશીએ સાવરણો ઊંચે લઈ ઓઢણું કપાળ સુધી ઉતારી, પચીસ વર્ષના ગોપાળ-પુત્રની અદબ કરીને કહ્યું: 'હવે તો કાયા પાછી કડે થઇ ગઈ છે, તમારી આપેલી દવા તો રામબાણ રોખી હો બાપા!'

લ્યો પાનીકાકી, આ મારા કાકા સારુ લેતાં જજો, કહેતે કહેતે દલભાઈએ બે પાવલી કરી ડોશીના ખોળામાં ઊંચેથી ટપકાવી, અને પાછાં ઘરને ઓટે આવીને પાણીની છાંટ સુદ્ધાં લીધી.

હરિજનની આ છાંટ ભેરી અને ટાકા-બત્રીજાનો સંબંધ રાખવો, એ બન્ને વાનાં ફક્ત એકલા દલભાઈને માટે જ નહિ પણ આખા ગામને માટે સ્વાભાવિક હતાં.

નવા આવેલ વહુ ચતુર હતાં. સમજી ગયાં કે તે દિવસની ચાવાળી ઘટના પછીનો બીજો પાઠ પણ વરે પોતાને માટે જ ગોઠવ્યો હતો.

દલભાઈની બેઠકના પાયે ગોઠિયા કાંઈ એની હેડીના જુવાન નહોતા. બાપા જૈતો ખાચર પચાસને કાંઠે હતા અને પીરમામદ સપાઈ વનમાં પ્રવેશી ચૂકેલ હતો. જૈતો બાપો પંદર સાલથી એકલવાયા હતા, બાઈનું કાંઈક દીધું હશે એટલે રજા દીધી હતી. નાવારસ જૈતાભાઈએ તમામ જમીન ગોપાળભાને ઘરે ગીરો મૂકી હતી અને એનો એકમાત્ર રસ દલભાઈની બેઠકમાં બેસીને 'જૈતા મામા!' એવું શેઠ પુત્રના મુખનું સંબોધન પામવામાં રહ્યો હતો. એના રોટલા ટીપી દેનારી અને એના પ્રેમવિહોણા સંસારમાં થોડો ઝાઝો શૃંગારરસ સીંચનારી બાવણ મોતીના મરી ગયા પછી 'જૈતામામા' હાથે જ બે રોટલા ટીપી લેતા, પણ માંદા પડતા ત્યારે ટૂંટિયાંવાળા પગથી માથા સુધી ધાબળો ઓઢીને ઘરમાં ભૂખ્યા તરસ્યા પડ્યા રહેતા.

ભાણું પિરસાવીને દલભાઈ પોતે મામાને ઘેર ખવરાવવા જતા ત્યારે ગોપાળભાએ એક વાર ટોર કરેલી કે 'માણસ તો આગળે દસ મુવાં છે' પણ ભાને સામો ઉત્તર વાળવાની દીકરાની સાત વર્ષની વયથી પડેલી રસમ પચીસની વયે કંઈ પલટી નહોતી. તેમ ભાની રસમ પણ જ્યારે હદથી જ્યારે વાત થાય ત્યારે પણ એકજ વાર કહેવાની હતી. તે ય કદી મોઢામોઢ તો નહિ જ.

જૈતા મામા તો ડાહ્યા હતા. પણ મામાનો તાવ ગાંડો હતો. તાવમાં બીજાને ભૂખ મરી જાય ત્યારે મામાને બે ઘડી ઊઘડતી. દલભા ભાણું લાવીને જમાડે ત્યારે મામા, ના પાડતો, ન માનતા પણ ભાણું પા કલાક મોડું પડે તો ગાળો સુધી પણ આગળ વધતા.

રાંડેલા પીરમામદનો છોકરો કપાતર હતો. છોકરાની વહુ સાસરે રહેતી નહોતી. 'હે સાલા ઓંણી વિનાના!' એ બાપના વારંવારના બોલ મહેમાનને ખરેખર ઓંણી વિનાનો કરી ઘર ઉઠાડ્યું હતું. જ્યારે જ્યારે બપોરે ચૂલો ફૂંકી ફૂંકી છેવટે 'હે સાલા! તેરે પર તો મેં પેશાબ કરતા હું' એવા શબ્દ સાથે ધૂંધવતાં છાણાં પર પાણીનું ટીનનું ડબલું રેડીને પીરમામદ ઘરની ઓસરીમાં નીકળતો ત્યારે કેમ જાણે બીબીએ મસાલેદાર રસોઈ 'મેરી સોગાન' દઈ દઈ જમાડ્યા હોય એવા તોરથી ઓડકાર પર ઓડકાર ખાતો; એ જ વખતે પાછલા વાડામાંથી દલભાઈ છાનુંમાનું ભાણું લાવીને ઘરમાં મૂકતા, ને પીરમામદ જ્યારે 'મેં ખાયું, બાઈની સોગાન હમણાં જ ખાઈને ઊઠયો.' એવી રકઝક કરતો ત્યારે દલભાઈ કહેતા કે 'ન ખાય તેને આવતા ભવની બીબીની સોગાન.'

'તો ઠીક દલભાઈ! બાપડી કોઈક મિયાંની બાળકીનો આવતો ભવ શીદ બગાડવો?' એમ કહી પીરભાઈ જમતો ને દલભાઈ પાડોશીઓ પીરભાઈની ઈજ્જત લઈ ન જાય તેની ચોકી રાખતા બેસતા.

ગોપાળભાની કૃપાનિધાન કરડાકીમાં દલભાઈની આવી માનવતા મળી, એટલે ડમરાળા પગનો કાળજડબેસલાક બન્યો. એવી સાયબી, સત્તા અને દિલાવરીની પૂર્ણ તપતી વેળાએ દલભાઈને ઘેર દીકરો સુમન જન્મ્યો. પણ સુમનને ધાવણ છોડાવવા સુધીની જ વાટ જોતી હોય એમ બરાબર દોઢ વર્ષે સુમનની બા જ્યાંથી આવી હતી ત્યાં ભગવાનને ઘેર સિધાવી ગઈ. એના બારમાને દિવસે સાંજ પડી ન પડી ત્યાં તો મલબારકાંઠાની નાળીએરીઓ જાણે કે ડમરાળે ડાળો લંબાવીને વરસી પડી! સગપણનાં આટલાં આટલાં કહેણની સામે 'જોઉં છું, વિચારું છું' એવો શબ્દ કાઢનાર દલભાઈ પર ગોપાળભા રાતાપીળા થયા. 'મોટો વિચારવાવાળો જોયો ન હોય તો! આજ જેવી કાલ ન સમજતો. કાલ આપણે ઊઠીને ગોતવા નીકળવું છે એમના!'

અડવાડિયું વીત્યું હદ થઈ ગઈ. શ્રીફળો ઊભાં થઈ રહ્યાં હતાં. પ્રતાપગઢ સ્ટેશનની એક પણ ટ્રેન ખાલી નહોતી આવતી. બારબાર રૂપિયાની ઘોડાગાડી કરીને હાલાર, ગોહિલવાડ, ઝાલાવાડના ચમરબંધી ઊતરતા હતા. કોઈ કોઈની પાસે તો કન્યાના ફોટોગ્રાફ

પણ હતા. જોઈ જોઈને દલભાઈએ ડોકી ધુણાવી.

'હા, હવે તો ઈંદ્રલોકથી નાળિયેર આવવાની વાટ જોઈ એ.' ગોપાળભાએ એકલા બેઠેલ દલભાઈની પીઠ પાસેથી પસાર થતાં થતાં બરડાપર જાણે બરછી ચોડી. દલભાઈ હૈયામાં હસ્યા.

પખવાડિયું ને મહિનો થયો. દલભાઈ દાદ દેતા નથી. કઈ અપ્સરાની તપાસમાં છે? જેતામામાને અને પીરભાઈને બહારગામ કયાં કયાં મોકલી રહ્યા છે? કુટુંબમાં કેમ કોઈને પેટ દેતા નથી? એના ભાઈઓ, ભત્રીજા, ભાભીઓ, બેનો, દીકરીઓ, આટલાં કળશી માણસોથી ચોરી રાખી રહ્યા છે. એવી તે કઈ ઈંદ્રપરી ઉતારવી છે? ભા તપતા હતા, પણ પોતાની જે કડક આમન્યા પુત્ર ઊભી કરી હતી તે જ આમન્યા અત્યારે પુત્રને કોટકિલ્લા જેવી બની ગઈ. બાપ એ આમન્યાની ભીંતને ભેદી ન શકયો. ગોપાળભાને ડર હતો. નરી એકલી આમન્યા ઉપર તો એણે પોતે જ પોતાના વ્યક્તિ પ્રભાવનું ચણતર ચણ્યું હતું. ઓછું બોલવું, ઓછામાં ઓછું મળવું, મેળાપ આપતા પહેલાં સામા માણસને ચોકીપહેરાથી આંજી નાખવો, સામો સો બોલ વેરીનાખે તે પછી પોતાનો એકાદ બોલ સંભળાવી પોતાના શબ્દોની ઊંચી કીમત અંકાવી દેવી, સામો માણસ પગમાં અટવાય તેમ રસ્તા વચ્ચે ઊભો હોય તે છતાં કૂતરું પણ નથીએવી અદાથી એને લક્ષમાં લીધા વગર ચાલ્યા જવું, એ બધી ગોપાળભાની શેહની ચાવીઓ હતી. કોઇ પણ માણસ એનું વેણ વજોટે તો તેટલામાં જ આ પ્રતિભાનું મોત હતું. ગોરી બીક પુત્રનો આડો શબ્દ નીકળવાની હતી. એ નીકળે એટલે ખેલ ખતમ થાય!

બીજે મહિને દલભાઈ ડેલીમાંથી નીકળી એકલા સામેની ગામરસ્તા પરની અવાવરુ મેડી પર પધારી લેવરાવી મપા. ને ત્યાં પાણીનું એક નાનું ગટકું મુકાવ્યું. એક સાવરણી રાખી. એક ખાજા ખીંટીએ લટકાવી.

ભાએ કારણ પુછાવ્યું. કહેવરાવ્યું કે 'બાયુંવાળા ઘરમાં સંકોચ જેવું લાગે.'

મહિના પછી મહિના વીતવા લાગ્યા તેમ તેમ આહાર વિહાર અને સુગ્રાંસનામાં, સર્પની કાંચળી કે પંખીનાં પીંછાં ઊતરી પડે તેવી સ્વાભાવિકતાથી દલભાનું રંગીલાપણું ટપકતું ગયું. લીલાગર, કેરી, નીલગિરિની ચા, અને અત્તરનાં પૂમડાં, દલભાઈએ ત્યાગ્યાં નહિ પણ એ બધાં જાણે પોતાની મેળેજ પોતાની સાર્થકતા પૂરી થયે સરીને ચાલ્યાં ગયાં. જતાં જતાં એકેય સાયબીએ તકરાર તરફડાટ ન કર્યો.

પણ એ તો બહારનાં સાધનો હતાં. દલભાઈનું ભીતર એવું જ રંગીલું રહ્યું. પાંચે ગ્રામ-સ્નેહીઓ સાથેની બેઠક ચાલુ હતી. હાસ્યવિનોદ ચાલુ હતા. એ પાંચેને ખવરાવવું પીવરાવવું ચાલુ હતું. એમાં સાતમો આવ્યો હતો એક બાળક સુમન.

'પોતાને બાવા બનવું છે તે છોકરાની ટંટાળ કોકને ગળે પહેરાવવી છે એમ કે?'

ફરી ન પરણનારા દીકરાને ધા મારવા માટે જ ભાએ આવું એક વાર કહ્યું. તે પછી સુમન, સુમનનું ઘોડિયું, સુમનનાં રમકડાં અને બાળોતિયાં, આ અલાયદી મેડી પર ક્રમે ક્રમે આવતાં ગયાં. વાંક તો એમાં સુમન પર જ ઓઢાડી દેવાયો. 'શું કરું! મારો બેઘ મેલતો નથી. આવો હરામનો હેડો થઈ જાશે એવી ખબર હોત તો સામું ય ન જોત. આતો ચોંટી પડયો! મારા નિત્યનીમ રઝળાવ્યાં! હું તો પાછો આ ટંટામાં લપટાણો! મારે તો હિમાલયનો કેડો કુંધાણો.'

ભાએ વિચાર્યું કે 'આ દિસાબે શું ખોટું છે મર રમાડતો. નીકર સાવ ઉંહલે પાટલે બેસી જાત. માથું મુંડાવીને નીકળી પડત તો હું કયાં આડા આગળા દેવા પહોંચત! ભલેને ધૂવે ગુવાળાં! એતો માયા માયાનું કામ કરશે.

ગોપાળભા આવી આશા બાંધવાને વખતે પોતે પોતાનો જ ઇતિહાસ ભૂલી બેઠા નહોતા. પોતે રાંડયા ત્યારે વય અત્રીસથી વધુ નહોતું, પરણવાની ઉત્કટ ઈચ્છા હતી. પણ ત્યારે એને બે હજારની કોથળી કાલવ્યા વગર કોઈ કન્યા દેનાર નહોતું, જ્યારે બે હજાર તો પાવલાં પણ તે દિવસે ઘરમાં નહોતાં. વળી વાઘરણો વેચનારી છૂપી ટોળીમાં ભળ્યાનો જોરદાર વહેમ એના પર તોળાઇ રહ્યો હતો. આજે જો દલભા ન પરણે તો એ જૂની કલંકકથા આપના જીવનને ભભાડી નાખે તેમ હતું. [ચાલુ]

# સજણ ગિયાં ને શેરીયું રહી !

ઝવેરચંદ મેઘાણી

## ટાંચણ પોથીનાં વધુ પાનાં : ( હપ્તો ત્રીજો )

વિશ્વ-સાહિત્યમાં ઠેકાણે ઠેકાણે બે તત્ત્વોને સામસામે છેડેથી ખેંચી લાવીને ભેગાં બેસારેલાં જોવાય છે : મરણ અને પરણ, લગ્નમંડપ અને મસાણ, કંકુ અને ભસ્મ. મારી ટાંચણપોથીનાં નવાં પાનાંમાં પણ એવાં બે તત્ત્વોની જોડી બની ગઇ છે, એક જ શાહીએ ને કલમે, એકી બેઠકે, (અનુમાન થાય છે કે ચાલતી ટ્રેનમાં કોઇક બરવાડે કયેલાં) ત્રુટક છૂટક જે લોક-કવિતાના ટુકડા ટપકાવ્યા છે, તેમાં પહેલું આ પદ છે–

કાયા બાંધી કરે લાકડે,
ફરતાં શ્રીફળ ચાર;
પંડ પરમાણે પાભરી
ઓટપેને તાર. ( ? )
નગરમાંથી નનામીયું નીકળીયું,
તે દી તેના ફરકે ચાર.

મસાણે જોને મડાં લૂંટશે
વારો વા ને ઊડશે સેલીયું

જોડવો રામનો કે'
કાયા બાંધી કરે લાકડે
ફરતાં શ્રીફળ ચાર.

*

જોડો કે'
એક દીના જાવું એકલાં
કાં રે'વી મસાણે રાત,
ગોળા છૂટે ગેબના
( તે દી ) ઘટડું પામે ઘાત.

દાર્શનિક લોકકવિ આ જોડો તો આ પાનાં પર આપણો જાણીતો સહયાત્રી છે. લોકવાણીમાંથી જીવનરસ પીતો પ્રવાસી-માનવ ઘડીક એ ફિલસૂફીનું પદ બોલી સ્મશાનનાં સ્મરણ આપે છે, 'વારો વા ને ઊડશે સેલીયું' એમ યાદ કરાવી આપણા પિંડની બની ગયેલી રાખને પવનમાં ઊડતી બતાવી ઠીક વ્યંગ કરે છે, અને તે પછી વળતી પળે એ પ્રવાસી ચૂડ વિજોગણની પ્રેમ-કવિતામાં લેટી પડે છે—

સાજણ સિવાડે ચણીયો
ફરતી મુકાવે કોર;
ઉરે ટંકાવ્યાં આભલાં,
હૈડે લખાવ્યા ઝીણા મોર.
હૈડે લખાવેલ મોર તે ખરા
ઈ સાજણ છે પાકા તેલના ઘરા
બોલે મીઠું ને કરે છે ગોર
સાજણ સિવાડે ચણીયો, ફરતી મુકાવે કોર.

*

નવી જ ઉપમા મળી-સ્વજન એ તો 'પાકા તેલના ધરા'—પાણીનો નહિ, પાકા તેલનો ભરપૂર ધૂનો !

સજણાં ચડ્યાં ગોરીએ
ચકલાં બાંધ્યાં ચાર;
બથમાં ઘાલી બેસારી માયરે,
કોડે જમાડો કંસાર.
કોડે જમાડો કંસાર તે લગારક ચાખશે
પછે પીઠીઆળી વરમાળ ડોકમાં નાખશે

*

ઊજળાં સાજણને ન મારીએ
જેની કાયામાં હોય બો'ળા કાંટા;
સાજણ દીએ પાડે હા
રાતના અવારે આંટા.

જોડો ને ચૂડ વિજોગણ, બેઉ બાદ દેવાય છે. કવિ નહિ, કવિતા જ રહી જાય છે. લોકવાણીમાં શ્વાસ ઘૂંટનાર એ સંગાથી મુસાફરનું મન જ આપણા વિચારનો એકમાત્ર વિષય રહે છે. પ્રિયજન-સ્વજનનાં પરણેતરનો ચિતાર મહાલીને એ વળતી જ ક્ષણે ચંચળ સ્વજન-મનથી ચેતી જવા કહે છે. પ્રેમમાં મળેલી

નિરાશા એ તો ભારી સાર્વજનીન ભાવ લાગે છે ! કોણ જાણે ક્યાંથી કાને પડેલાં, કેટલી પેઢીએ રોયાતાં ને ખરી જરી જતાં આ ખંડિત પદોને એ ભરવાડે પેકડી, કલેજે ને કંઠે રમમાણ રાખ્યાં હશે—

સજણે શીખું માગીયું
રદાના રામ રામ કરે.
પલમાં ખોળા પાથર્યા
ચડીને ગિયાં સવાર.

ચડીને ગિયાં સવાર તે ઊભાં સસાસું ધરે
સજણે શીખું માગીયું, રદાના રામ રામ કરે.

*

સજણે સાંકળું ચડાવીયું.
ખોરડાં કર્યાં ખાલી;
પારોશમાંથી પ્રીતાળુ ગિયાં
હૈડાઉત ગિયાં હાલી.'

હૈડીનાં — સરખી જોડીનાં સ્વજન, ઘરને સાંકળ ચડાવી પાડોશમાંથી ચાલ્યાં તો ગયાં, છતાં એ જ્યારે બાજુમાં વસતાં હતાં તે કાળનું તેમનું સૌંદર્ય તો નથી વીસરાતું —

સજણાં ખડિ જે દી ખાંડણાં
હલકે ઉપાડે હાથ;
હમે આંગળીએ ગોગદ્ય વળે
નવરો દીનોનાથ.

નવરો દીનોનાથ ને માદુર્ં ઘડ્યાં,
માદુ કમાણગને પાને પડ્યાં.

દરેક પ્રેમિકની એ જ માન્યતા ! પોતે સુમાણસ અને સ્વજનને જે પરણી ગયો તે કમાણસ. ખેર, એ આશ્વાસન કંઇ ઓછું નથી. આપણને ગમે છે તે તો આ 'માદૂર્ં' (માનવી) જેવો લાક-પ્રયોગ. પ્રેમની વિભાવના તો આ છે કે —

સજણાં ઝંપે ને અમે શેરીએ
પગમાં વણુંપાર્ણ દિયાં,
સજણ, તમે દે'ની અમે લાલસું

3

ક્રોક દી અબોલડા ભાંગ્ય;
મોઢે ચડી તમે કે' દી, માગેલ ને
અમે કે' દી' પાડેલ ના ?

વિદાય લેનાં 'સજણ'ની સાથે આટલો ઝડપી વાર્તાલાપ પણ થઈ જાય છે. પછી તો પ્રવાસી સાથી સેન–હલામણ, નાગમદે–નાગવાળો, સોણી–વિજાણંદ, મેહ–ઉજળી વગેરેની કરુણાન્ત પ્રેમગાથાઓમાં ઊતરી પડી દુહા પર દુહા રેલવે જાય છે. ખંડિત અને તેમ છતાં મૂળ વિષયને વળગી રહેતી એ કવિના સૂત્રાત્મક સ્વરૂપને પામી રહે છે —

સજણ ગિયાં ને શેરીઉં રહી
ઊડવા લાગી ખેપ;
ઊડવા લાગી ખેપ તે ઝારા ઝરે
ઓતરની વાદળી સુકાં સોવર ભરે.
તૂટી પાળ તે નીર આં વહી,
સજણ ગિયાં ને શેરીયું રહી.

છેવટે —

માયા રાખજો માનવી, દેયે રાખજો દેન;
બોલ્યાં ચાલ્યાં માફ કરજો, અવગણ અમારા અનેક.

એમ કહીને પાછા વળતું જ રહ્યું ! પણ પછી પાછો નરને બદલે નારીને ઝૂરવા વારો આવે છે. આ અડબૂથની વણીમાં —

સાજણે ઘોડો શણગારિયો,
દોરી કાઢ્યો ડેલા બા'ર;
વનિતણી ખોળા પાથરે,
સજણ, ઘેરે ફિયાગો ગાળ.

ઘેર ફિયાગો ગાળ તે આડ્યું
અમો તમારા જીવની નાડ્યું.

તે પેંડાં લેને અમને બાઈડીએ માર,
સજણે ઘોડો શણગારિયો, દોરી કાઢ્યો ડેલા બા'ર.

*

વાટ છે જૂની ને પગ નવો
સંધાય જા'દૂ જાય,

કરને હૈડા પંખાડી !
મારે મેળા થાય.

મારે મેળા થાય તે ઘડી દો ઘડી
ખેલાડુ સાજણ જાશે વહાણે ચડી.

ગયાં સ્વજન, વહાણે ચડી ગયાં, હૈયાએ પાંખ ફેરી નહિ, પછી તો રાત્રીએ–

સજણ સ્વપને આવિયાં
ઉરે ભરાવી બાથ,
જાગીને જોઉં ત્યાં જાતાં રિયાં,
પલંગે પછાડું હાથ.

પલંગે પછાડું હાથ ને કાંઈ ન ભાળું
વાસાં સજણ સારુ ખોળલે આંસુ ઢાળું
આદર્યાં કામ તે અધવચ રિયાં
જાગીને જોઉં તો સજણ જાતા રિયા



વિપ્રલંભની ઊર્મિ સર્વ સંયમ સાચવતી સાચવતી યે વધુ ને વધુ આંતરિક ઉત્કટતા ધારણ કરે છે –

સાજણ વેળાવી હું વળી
આડા દીધા વન,
રાતે ના'વે નીંદરા
ને દી'એ ન ભાવે અન્ન.

દી'એ ન ભાવે અન્ન તે અરોસરાં,
નાખવાં બાજુ તે કાઢવાં કાળજ મોંસરાં.
આંખ્યુંની ઓળખાણુ ને મુંદરા મળી
સાજણ વેળાવીને હું તો વળી.

સાજણ વેળાવી હું વળી
ઊભી વડલાની છાંય,
વડલો વરસે મોતીડે
ડાળ કોળાંબા માંય.

કોળાંબો ભાંગીને કટકો પિયો
પ્રીતનો માર્યો સાજણ પરદેશ ગિયો.
ભાળી બોમ તો લાગે ગળી
સાજણ વેળાવીને હું રે વળી.

અરે સ્વજન ! રહી જાવને ! કહેશો તે ખિદમત કરીશ :–

સજણ રિયો તો રાખિયેં, લાગી તમારી માયા;
ઓરે માથે ઉતારા દૈયેં, કરીએં છતરીયુંના છાંયા.
કરીએં છતરીયુંના છાંયા ને તમને વરિયેં;
કલેજાં માગો તો લૈ મુખ ઉપર ધરિયેં.

નમ્યો છે દી ને ઢળ્યા છે છાંયા
સજણ રિયો તો રાખિયેં, લાગી તમારી માયા.

ઓરે માથે – ઉર પર, છાતી પર – ઉતારા દઈ: પ્રણય – કવિતાની ઘણી ઊંચી કક્ષાએ પહોંચી જઈ લોકકવિતા. ફરી પાછી એક ચોટદાર, અને લોક સાહિત્ય સીવાય અન્યત્ર અસંભવિત એવી ઉપજ મળે છે આ રેલગાડીના ખોતડ સાથી પાસેથી :

'સજ્જાં ! તમારી શેરીએ,
(અમે) ગળીને ખાલર થયાં !'

ગળીને – કળેકણમાં ગળી જઈને નરમ ખાતર બની જવું, વાવેતરની બોયમાં રસકસ પૂરનાર પદાર્થ બની જવું, પારકી સુગતિને ખાતર સ્વયમ્ દુર્ગતિને પામવું, એ દશા પ્રિયજનને કારણે પોતાની કરી નાખ્યા પછી વિચ્છેદ પડતો બતાવ્યો છે.



લોકકવિતાનો એક પ્રતિનિધિ એ મારો સહયાત્રી પ્રથમ દેહની ક્ષણભંગુરતાનાં અને પછી 'સજ્જાં'–ના સ્નેહમાં સાંપડેલી વિપુલતાનાં પગથાંથી જીવનની વિદાય પર ઊતરી પડ્યો હતો –

કાના કેસા ને લોચના, ઝગમગતે દાતે,
ઈ ને લાંઝન લાગશે, એક જોબન જાતે.

કાળા હતા કેશ, ખાદરાઈને બીજા થિયા
દવને બોરપ દેછ, દુનિયાને કાંઉ દેખાડિયેં.

જુવાની હતી તે જાતી રહી, દેઈ ને નાખી દળી.
રાણો કે' શું વાવરિયેં ભર્યાં ભમરાં પગી.

દેહને દળી પીસી નાખી. ભમરાં–કાળાં પગલાં આવી ગયાં. શા માટે આમ ? જીવનને સંસારી જન રૂપેરા આપે છે.–

જોબનિયા, તુંને જાળવ્યું, ચાર્યું માજમ રાત
જાતાં જાણ્યું હોત તો, પછી ઉધારા કરત.

નાની એવી એ પંક્તિમાં પણ રૂડું રૂપક મૂકી આપ્યું –'ચાર્યું માજમ રાત': વનવાસી સંસારની માટીમાંથી આપોઆપ ઉદ્ભવતી એ કલ્પના લોકસાહિત્યનો વિશિષ્ટ પ્રકાર બતાવે છે. પશુઓને આખી રાત ચારનારાં માનવો જોબનને એમની ન્યારી રીતે પિછાને છે.

દાંતને પણ પડતા દેખીને લોકકવિ ઉપાલંભ દે છે –

દંતડા, દિન સંભાર, શી શી ચીજું ચખાડિયું,
લાજ્યા નહિ લગાર! હાડા પહેલા હાલિયા!

પણ લોકકવિતા 'ફ્રસ્ટ્રેશન'નું–વિફલતાનું શરણું સ્વીકારતી નથી. સમાધાનવૃત્તિ એ એનું મોટું લક્ષણ છે. વિદાય લેતા દાંત સ્વામીના એ ઉપાલંભનો તુરત જવાબ વાળે છે :–

અમને ન દેજો દોષ, જાયું તે સૌ જાવશે,
રદા ન ધરજો રોષ, (અમારાં) પેઢાં પ્રતગ્યા પાળશે.

એવા વાર્ધક્યના વિચાર–પગથિયેથી જ શું મારો ભરૂ (ભરવાડ) ભાઇબંધ યાત્રાસ્થાનોની યાદમાં ઊતરી પડયો હશે? ત્રુટક છૂટક અને પરાપૂર્વના સંબંધ વિનાનું એનું કાવ્ય-રટન ઊંડાણે એના અંતસ્તલમાં શું કોઈ સંબદ્ધતા અને સુમેળ સૂચવતું હતું! એણે ગિરનારના તીર્થસલિલને સંભાર્યું :

મરઘી કુંડના પથ્થરા, (તુંને) કેતા જુગ વિયા?
માનવી હતાં તે મરી ખૂટયાં, પથરા ઊભા ઈ રિયા!
પથરા રિયા તે ખરાખરી,
ભવેશરની બજાર લે છટાપુરી.

*

મરઘી કુંડને કાંઠડે, અમે પથરા સરજ્યે પ્રાણ,
વાલી લાગે વનરા, લીલાં નાગરવેલ પાન;
લીલા નાગરવેલ પાન તે આવ્યાં નો ખૂટે,
જે જાય ગરવે ઈ કૂતરાં ગીંદાનો અવતાર છૂટે.

*

ભારી દેરૂં ભીમાણુંદનું, ને પગથિયાનો પાર,
ચડતાં સાજણ લપટયાં, તૂટયો હૈયાનો હાર.
હવે વીણવાં મોતી ને પરોવવો હાર,
ભારી દેરૂં ભીમાણુંદનું, ને પગથિયાનો પાર.

*

ફરી ફરી પાછા તીર્થપથે પણ 'સાજણ'નાં સ્મરણો પાની ખૂંદતાં પાછળ પડે છે! કોણ જાણે કેમ પણ પહાડની સ્મૃતિની પછવાડે નદીની યાદ ગૂંજે છે—

માતાની શેત્રુ સુકાણી, નિર્જળ નદી-નવાણ,
આજેથી ફોરૂં નવ પડયું, કૂંજડી ગઈ મેરાણ
કૂંજડી ગઈ મેરાણ તે નિસાસો નાખી,
સુકાણાં પાન ને વનરા થઈ ઝાંખી.

અને પરોઢથી સવાર સુધીનો રેલગાડીનો આ સંગાથ પોણા જંકશન ટૂકડું આવતાં, જીવની આખરી ગતિને યાદ કરાવતું એક ભજન ગાઈને જુદો પડયો—

ચેતનહારા ચેતી લેને ભાઈ!
જાવું છે નિરવાણી,
જાવું છે નિરવાણી ગરૂ મારા!
જાવું છે નિરવાણી રે—ચેતનહારા૦

માટી ભેગી તારી માટી થાશે,
પાણી રે ભેળા પાણી;
કાચી કાયામાં કાંઈ રે ન જાણ્યું ભાઈ!
શું ભૂલ્યો તું તો પ્રાણી રે—ચેતનહારા૦

રાજન જાશે પરજા જાશે,
જાશે રૂપાળી રાણી;
ઇંદરનું ઇંદ્રાસન જાશે
બ્રહ્મા ને બ્રહ્માણી રે—ચેતનહારા૦

× × ×

અવિચળ વાસ ગુરુને ચરણે,
દાસી પોતાની જાણી;
ગુરુ પ્રતાપે બાઈ અમરબાઈ
બોલ્યા અમર વાણી—ચેતનહારા૦



સ્મશાનની સેલી (રાખ)થી શરૂઆત કરીને સમાપ્તિ પણ 'જાવું છે નિરવાણી' થકી જ કરી. વચ્ચે એણે સાજણાંનાં સૌંદર્ય, વરમાળ, સાથરાં, વિદાય, શેરીઓના સુનકાર, ખાલી પડેલ ઓરડાં, ચાલી નીકળેલ સ્વજનની વેલ્યની ઊડતી ખેપટ, આડાં દેવાઈ ગયેલાં વન, સ્વપ્નાલિંગન, ખોબલે ખોબલે આંસુડાં, પલંગે પછડાતા હાથ—એમ પ્રગાઢ પ્રણયની આરઝૂઓ ગાઈ. પછી વહી જતા જોબનની વિદાય ગાઈ, શૂન્ય સંસારને પાછળ છોડી તીર્થશૃંગોનાં ચઢાણ ગાયાં, ને છેલ્લે નિર્વાણ ગાયું. એ ગાન એક ને અખંડ છે. લોકકવિતા સમુચ્ચયસ્વરૂપ છે. સમગ્રતાએ જ એનું ગાયેલું ગ્રહવું જોઈએ. એના એકાદ કોઈ પ્રદેશને છૂટો પાડીને સમૂહ—જીવનનું તત્ત્વરહસ્ય તોળાય નહિ.



આ પ્રવાસ ક્યાનો હતો? ક્યારનો હતો? આગળ આવતું એક પાનું પતો આપે છે. ૧૯૨૯ની સાલ અને ફેબ્રુઆરીથી એપ્રિલના એ મહિના હતા વસવાટ હતો ભાવનગરમાં. મુંબઈની જ્ઞાનપ્રસારક મંડળીના આશ્રયે પખવાડિયે એકેક એવાં છ વ્યાખ્યાનોનું મળ્યું હતું. દર વ્યાખ્યાને ભાવનગરથી મુંબઈ જતો. એમાંના એક પ્રવાસેથી પાછા વળતાં આ સાથી ભેટી ગયો હતો. એ વ્યાખ્યાનમાળાનું ટાંચણ માનસપટ પર રહ્યું છે કાવસજી જહાંગીર હૉલમાં શ્રોતાસમૂહ ચિક્કાર રહેતો. પ્રમુખસ્થાને બેસતા સ્વ૦ ડૉ૦ સર જીવણજી મોદી: પેલા રૉયલ એશિયાટિક સોસાયટીના મારા વાચન-ખંડમાં લગ્નગીતો પર અંગ્રેજી નિબંધ વાંચનારા જે વૃદ્ધ વિદ્વાન હતા તે જ એ ડૉ૦ મોદી.

એમની પાસે મને મોકલનાર મુરબ્બીશ્રી કૃષ્ણલાલ ઝવેરી. મારી સૌ પહેલી નાનકડી કૃતિ 'કુરબાનીની કથા'થી લઈ આજ પર્યંત જેમનો રસ કદી ન્યૂનતાને પામ્યો નથી એવા એ મુરબ્બીને મળવા ગયો હતો મુંબઈમાં કહે કે 'ઝવેરચંદ, ડૉ૦ સર જીવણજી મોદીનો આ કાગળ છે. એ લખે છે કે સુરતમાં પોતે હમણાં ગયેલા ત્યાં ગુજરાતી સ્ત્રીઓનાં લગ્નગીતો સાંભળી આવેલ છે, ને એ વિશે વધુ જાણવા માગે છે. તું જ જઈને એમને બધું કહી આવ.' એમની ચિઠ્ઠી લઈને ગયો, એ પારસી બુઝર્ગને મેં ગુજરાતી લગ્નગીતોના મારા સંગ્રહ 'ચૂંદડી'ની વાત કહી. પહેલો જ પ્રશ્ન એમણે આ પૂછ્યો: 'ચૂંદડી' શબ્દની મૂળ વ્યુત્પત્તિ શું છે?' મારી પાસે ઉત્તર નહોતો. કહે કે 'યુ મસ્ટ નો ધૅટ.' (એ અર્થ મેં સોળ વર્ષ પછી મેળવ્યો! પ્રશ્ન મન પર રહી ગયો હતો. ગયા ઇતિહાસ-સંમેલન વખતે શ્રી કેશવરામ શાસ્ત્રીજીને પૂછ્યો. એ કહે કે ચંદ્ર પરથી ચૂંદડી, ચંદ્ર પરથી ચંદ્રકળા.—ચંદ્ર જેવી બુટ્ટાની ભાત હોય છે ને, તે પરથી ચૂંદડી.)



પછી ડૉ. જીવણજીએ, શ્રી ઝવેરીના ઊંચા અભિપ્રાય પર આધાર રાખી મને કહ્યું: 'અમારી જૂની સંસ્થા જ્ઞાનપ્રસારક મંડળી છે. એનું છ વ્યાખ્યાનોનું વાર્ષિક સત્ર હોય છે. દરેક વ્યાખ્યાન માટે જુદા જુદા વ્યાખ્યાતાને નોતરીએ છીએ. વ્યાખ્યાન દીઠ રૂ. પચીસની રકમ આપીએ છીએ. આ વર્ષનાં છયે છ વ્યાખ્યાન તું ન આપે?'

આવા પ્રખર વિદ્વાનની સમક્ષ ઊલટાની અશક્તિનું ભાન છતાં, વ્યાખ્યાનો કેમ અપાય તેની ગમ ન હોવા છતાં, કામ કામને જ શીખવશે એવી જ આશાથી સ્વીકારી લીધેલી એ વ્યાખ્યાનશ્રેણીમાં હું પાર ઊતર્યો. વિશેષ યાદ આવે છે છેલ્લા વ્યાખ્યાનની સંધ્યા. રણજિતરામ સુવર્ણચંદ્રકનું પહેલવહેલું સન્માન પામીને મુંબઈ ઉપરનું ભાષણ દેવા ગયો હતો. પોતે કડક હતા, કરડા હતા, સહેલાઈથી પ્રસન્નતા બતાવતા નહિ. શિખાઉ માણસ મલકાઈ છલકાઈ જાય એવી રીતે વર્તતા નહિ. મારો ચંદ્રક હાથમાં લઈ, પંપાળી પંપાળી સર્વ શ્રોતાસમૂહને એ બતાવી મને કહ્યું: 'આ ચંદ્રકથી તારી જવાબદારી ઘણી બધી વધી જાય છે. સંશોધન કરતો જ રહેજે, મલકા જતો ના.'

સેંકડો ગુજરાતીઓની સાક્ષીએ સ્વીકારેલો એ ગુરુમંત્ર સતત કાનમાં ગુંજતો રહ્યો છે. યથાશક્તિ એનું પાલન કરે ગયો છું. (ચાલુ)



# જે અમે નજરે જોયું

પુરાતન બુચ

"પણ, આ ભંગીઓએ હડતાળ પાડી છે તેનું કારણ શું છે?"

"એમને પગારનો વધારો જોઈએ છે."

અમદાવાદની એક પોળમાં બે સ્વયંસેવકો હાથમાં લાંબુ ઝાડુ લઈને સફાઈ કરતા કરતા વાતો કરતા જાય છે. વાત આમળ ચાલે છે...

- "ભંગીનો પગાર કેટલો છે?"

"પુરુષને માસિક રૂ. વીસ, સ્ત્રીને અઢાર."

—"ને મોંઘવારી?"

'રૂપિયા ચોવીસ."

"એટલે કુલ કમાણી ચુમ્માલીસ એમ જ ને?"

"ના, તે ઉપરાંત મ્યુનીસીપાલીટી તરફથી અનાજખરીદીમાં રૂ ચારનું વળતર અપાય છે. એટલે કુલ કમાણી રૂ. અડતાળીસ થાય. ને એક ઘરમાં સ્ત્રી પુરૂષ બેય નોકરી પર હોય એટલે ઘરની કમાણી રૂ. ૯૬ થાય."

"તો હવે તેઓને શું વધુ જોઈએ છે?"

સફાઈ થતી જાય છે ને ડેરીના ગોટલા તથા બીજા કચરાનો ઢગલો એકત્ર થાય છે. તેને ઉઠાવવા બીજા સ્વયંસેવકને હાક મારીને બોલાવે છે:

"ચલો, આ ઢગલી પોળને નાકે લઈ જાઓ." તરત બે વિદ્યાર્થીઓ નાની ઠેલણગાડી લાવીને તેમાં પેલી ઢગલી ભરે છે ને પોળને નાકે જાય છે.

પેલા બે ભાઈઓ પોળની બીજી તરફ પોતાને ભાગે આવેલ કચરાવાળી જગા વાળવાનું શરૂ કરે છે ને વાતો ચાલે છે:

"હં... તે સીવાય અમદાવાદ મ્યુની. ભંગીઓને બીજી શી સગવડ આપે છે?"

"રહેવાને માટે રૂ. બેથી ત્રણના ભાડાથી ઓરડી જે કુલ ૪૦૦ છે. પહેરવાને માટે વર્ષે બે જોડી કપડાં, હક્ક રજા, અકસ્માતિક રજા, માંદગીની રજા, કાયમી નોકર તરીકેના બધા હક્કો." વાળતાં વાળતાં તેમણે ખીસ્સામાંથી રૂમાલ કાઢીને કપાળ ઉપર બાઝેલો પસીનો લૂછ્યો ને કહ્યું:

"તે ઉપરાંત સ્ત્રીઓને પ્રસૂતીની વખતે પગારે ચાલીસ દિવસની રજા મળે છે."

"ત્યારે કુલ ભંગી નોકરો કેટલા?"

"બે હજાર"

"ઓહો...તેમાં હડતાળ ઉપર કેટલા ઊતર્યા છે?"

"લગભગ એક હજાર"

"ને કામે કેટલા આવે છે?"

"લગભગ આઠસો"

"ને બીજાઓ?"

"તેઓમાંથી કાયમ વીસ ટકા તો ગેરહાજર જ રહેતા હોય છે..."

વાતચીત ચાલતી હતી ત્યાં તો પોળને નાકે મ્યુનીસીપાલીટીની કચરાની મોટર આવીને ઊભી. છોકરાઓએ એકઠો કરેલો કચરો તેમાં સપાટાબંધ ઠાલવવા માંડ્યો. મેલો, ગંધાતો કચરો ઉઠાવવાનું કામ જરા આકરું ગણાય છે, તે છતાં યુવાનો ઉત્સાહથી એ કામ પાર પાડે છે. મોટર ઉપડે છે. ઉપર દંતાળી લઈને બેઠેલા જવાનો પોકારે છે: 'મહાત્મા ગાંધીજીકી જય' 'સરદાર વલ્લભભાઈકી જય' 'ઈન્કીલાબ ઝીન્દાબાદ.' ને મોટર અદૃશ્ય થઈ જાય છે....

"તમે ભંગીઓની સેવાનું કામ દશ વર્ષથી કરો છો, તો પણ આ હડતાળ કેમ પડી?"

એક મહોલ્લામાંથી પસાર થતાં પરિચિત મિત્ર મળ્યા. તેમણે મને સીધો પ્રશ્ન પૂછ્યો. તેના ઉત્તરમાં મેં [illegible]:

"તમે મારી સાથે ચાલો ને રૂબરૂમાં તમે જોઈ શકશો કે આ હડતાળ કેવી રીતે પાડવામાં આવી છે."

એ ભાઈએ મારી સાથે આવવાની ઉત્સુકતા બતાવી એટલે અમે બન્ને એક ભંગીવસ્તી તરફ ચાલવા માંડયા.

"આ ભંગીઓ ગરીબ છે ને તેથી તેમને પગાર વધારી આપવો જરૂરી છે એમ તમે નથી માનતા?"

તેમણે ચાલતાં ચાલતાં ઓચિંતો જ મને પ્રશ્ન પૂછ્યો. મેં તેમને તરત સમજાવ્યું'

"જુઓ, ખરી વાત એમ છે કે ભંગીઓને પૂરતો પગાર મળે એની તરફેણમાં આપણે બધા જ છીએ, પરંતુ તેઓએ પગાર મેળવવાની જે રીત અખત્યાર કરી છે તે વાજબી ને ન્યાયી નથી. સમજુતીથી-લવાદથી પતે એવો તેમનો પ્રશ્ન હતો. છતાં તેમણે તો સીધી હડતાળ જ પાડી. આ રીતે કોઈ તેમનું ન સાંભળે. એ તો દેખીતી વાત છે."

અમારી વાતો ચાલતી હતી ત્યારે અમે માર્ગમાં નાની બાળાઓ અને યુવતીઓને પોતાની પોળ સાફ કરતી જોઈ. અમે ઘડિક એ સુકુમારવર્ગનું સફાઈ કામ જોવા ઊભા રહ્યા.

બાળાઓ હાથમાં નાની સાવરણી લઈને આમથી તેમ ઘૂમી રહી હતી. મોટી બેનો ઝાડુ લઈને કચરો વાળી રહી હતી. આખું દૃશ્ય જાણે બોલી રહેલું હતું: 'જેમણે કદી પોતાના ઘરમાં પણ સફાઈનું કામ જાતે નથી કર્યું' એ આજે મહોલ્લો સાફ કરવા નીકળી પડ્યાં છે.'

અમે આ દૃશ્ય જોયું ને ખૂશ થયા. સાથી થોડે દૂર જ એક ભંગી મહોલ્લો હતો ત્યાં પહોંચ્યા.

કોઈક જવાન એકઠા થયેલા ભંગીઓને ભાષણ આપી રહ્યો હતો, બાજુએ ઊભા રહીને એને અમે સાંભળવાનું મુનાસીબ ધાર્યું. કારણ કે એ જવાન મુંબઈ તરફનો રહેવાસી હતો. અમને તો શેનો ઓળખે? એનું જુસ્સાદાર ભાષણ ચાલતું હતું:

"તમારા પેટને માટેની આ લડત છે. એ યાદ રાખો. ને પેલા ગાંધીવાળા તમને કાંઈ સમજાવવા આવે તો તેમને એટલું સાફ સંભળાવી દો કે અમે અમારા પેટને વાસ્તે હડતાળ પાડી છે. ને અમારી માગણી મંજૂર ન થાય, અમારા સંઘને મ્યુની. માન્ય ન કરે, ત્યાં સુધી અમે હરગીજ કામ પર નથી ચઢવાના."

બોલતા બોલતાં જવાન પોતાના હાથની મુઠ્ઠી હવામાં ઉછાળતો જાય છે. ને કપાળપર ઝુકી પડતાં વાળનાં ઝૂલ્ફાંને કોઈ અનોખી અદાથી હાથવડે ઊંચા ચઢાવતો જાય છે. એ આગળ ચલાવે છે...

"અને યાદ રાખો. જો કોઈપણ આ મહોલ્લા-માંથી કામ કરવા બહાર જવા પ્રયાસ કરે તો તેને સમજાવો, રોકો ને તેમ છતાં એ ન જ રોકાય તો તેને બળજબરીથી પકડી રાખો. છાનો માનો કામ કરી આવે તો તેના પગ ભાંગી નાંખો, તેનાં ઝાડુ ટોપલાં તોડીને ફેંકી દો. પણ તેને કોઈપણ રીતે કામ કરતો અટકાવો. ભાઈઓ! એક વાત યાદ રાખો કે આ આપણા પેટની લડત છે. એમાં નોકરી ગુમાવવી પડશે. તમે તેને માટે તૈયાર છો?"

સભાજનોમાંથી અવાજ આવે છે:

"હા, સાહેબ."

"તમારે ભુખે મરવાનો વખત પણ આવશે. એ માટે તમે તૈયાર છો?"

"હા સાહેબ."

ફરીથી સંમતિ પોકારાય છે ને વક્તા આગળ વધે છે. પોતાની પહેરણની બાંયો ઊંચી ચડાવીને બોલે છે;

"આપણા હક્કો મેળવવા માટે આપણે જેલમાં પણ જવું પડશે. તેને માટે તમે તૈયાર છો?"

"હા, સાહેબ." ભંગી ભાઈબેનો બધાં એક-બીજાની સામે જોતાં જાય છે ને હા ભણે છે.

"ઠીક, ત્યારે જુઓ, આજે તમે બધા એક એક રૂપિયો હડતાળફંડમાં ભરો. એટલે આપણી લડત સફળતાથી પાર પડશે." એમ કહીને એ જવાન કેટલાક ભંગી આગેવાનોને-દાદાઓને ઈશારો કરે છે.

દાદાઓ સભામાં ફરી વળે છે. ને મળે તેટલાની

બેઠેલા ચારેક લાઠીધારી પોલીસો જોઈને મિત્રે એ બાઈને સાચો સવાલ પૂછ્યો :

"તો શું પેલા પોલીસો તમને રક્ષણ નથી આપી શકતા ?"

"અરે સાહેબ, પોલીસો તો બેઠા બેઠા જોયા કરે છે. કોઈ તોફાનીને પકડતા નથી. અમે રીતસર ફરિયાદ નોંધાવીએ તો વળી તેને પકડે, પણ બે-ચાર કલાકમાં એ તોફાનીને તેમની ટોળીમાંનો કોઈક જામીન થઈને છોડાવી લાવે છે. એ છૂટેલા તોફાનીને હાર પહેરાવીને સરઘરમાં ફેરવે છે, ને પોલીસ એમ અમારી ઠેકડી ઉડાવે છે..."

બાઈ બોલી રહી ત્યાં બીજા ભંગી ભાઈએ મને પૂછ્યું :

"ભાઈ, તમે શું સલાહ આપો છો ?"

"મારી સલાહ બીજી તો શું હોય ? તમને એટલું કહું છું કે તમને ઈશ્વરે અક્કલ-બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ કરીને જે કરો તે વિચારીને કરજો. કોકની પાસેથી લીધેલી ઉછીની અક્કલ ઉપર કંઈ કામ ન કરશો. બસ બીજું તો શું કહું ?"

ભંગી ભાઈ બેનો બધાં એકબીજાની સામે જોઈ રહે છે. ને અમે ત્યાંથી પાછા ફરવાની તૈયારી કરી નાનાં બાળકોએ નમસ્કાર કર્યા. તેમની સાથે વાતો-ગેલ કરીને અમે એ મહોલ્લાની બહાર નીકળ્યા.

થોડીવારે શાન્તિથી સાથે ચાલ્યા પછી મિત્રે મને એકાએક પૂછ્યું :

"આ અજ્ઞાન લોકોને શી રીતે સમજાવી શકાય ? હડતાળનો અંત કેવી રીતે આવે ?"

"પૂ. ગાંધીજીએ બતાવેલી જાતે સફાઈ કરીને ભંગીઓને જુદે જુદે ધંધે વળગાડીને તેમને જીવનમાં નવી જવાબદારીઓનું ભાન કરાવવાની રીત જ આમાં રાજમાર્ગ છે." મેં કહ્યું.

અમે વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા ત્યારે કચરાની મોટરો ભરી ભરીને પસાર થઈ રહેલી હતી. ને ઉપર નવજવાનો બેઠેલા હતા. તેની સામે આંગળી ચીંધીને મિત્રે કહ્યું :

"વાત તો એ જ સાચી છે. અમદાવાદ આજે નવો ઇતિહાસ સર્જી રહેલ છે. એ માર્ગ ગ્રહણ કર્યા વગર આપણે માટે બીજો કોઈ ઉપાય નથી રહ્યો !"



પેલા ખરતા તારાની જેમ-પળમાં તું વિલય પામે
તો પણ શું મારા જીવન,—જો એક વાર તું એની
જેમ પ્રકાશથી સળગી ઊઠી શકે !

—જાપાની કવિતા

જેના હાથમાં સપડાઇ મને જેનું અંતર જોવા મળ્યું તે—

# હરામખોર

*

[ લેખક:–સૌજન્ય ]

*

હું ગામમાં આવ્યો ત્યારથી જ ગામ લોકોએ તો મને ચેતવી દીધો હતો કે, 'જો જો હોં માસ્તર! આ નટવર સાથે ઝાઝી લપ્પન છપ્પન રાખશો નહિ. એ રહ્યો હરામખોર, કોક દા'ડો તમને આંખો ચોળતા રાખીને રફુચક થઈ જશે. એ નાગોડને શું? એકવાર તો મામાને ઘેર જઈ આવ્યો છે તો યે છે જરાયે લાજશરમ. એનાથી ચેતતા રહેજો. બીજું શું? આ તમે ભલાભોળા માણસ દેખાઓ છો તો ચેતવી દેવા સારા.'

આ સીવાય પણ નટવર વિશે મેં ઘણું ઘણું સાંભળ્યું હતું. કોઈ કહેતું એને ચોરી કરવાની આદત છે. કોઈ કહેતું એ ફેલબાજ છે. ગામના ઘૈડિયા તો એને દાંડ કહેતા. આખા ગામમાં કોઈએ એના વિશે સારો મત આપ્યો નહિ. પાછી ખૂબી એ કે મારા વગર પૂછે ગામ લોકોએ નટવર વિશે આ બધી વાતો કરી દીધી. પણ મારે નટવરથી બ્હીવાનું શું હતું? મારી પાસે એવી તે કઈ ધનદોલત હતી કે મારે નટવરથી ચેતતા રહેવું પડે! અને મારો સ્વભાવ પણ કંઈક વિચિત્ર છે. મને જ્યાં સુધી અમુક પ્રકારનો અનુભવ ન થાય ત્યાં સુધી હું અમુક વ્યક્તિ વિશે કંઈપણ ખોટો મત બાંધતો નથી. નટવર વિશેનો પણ મારો અભિપ્રાય જુદો જ હતો. મને તો એનામાં ક્યાંય બદમાશી દેખાતી ન હતી. અને એનામાં હરામખોરી હોય તો યે મારે ક્યાં એની સાથે પાનું પડ્યું હતું તે ચિંતા! આ તો એ મારી સાથે ઘડી બેસતો અને માજના કરવા આવતો. એટલું જ. વળી તે શું કરે છે!–તે કોણ છે એ તે હું ક્યાં જાણું છું મારે એવા ઊંડા પાણીમાં ઊતરવાની જરૂર શું?

ધૂન કહો, ઘેલછા કહો, ગાંડપણ કહો, જમે તે કહો, મારામાં એવું કંઈક હતું. મને એવી લગન લાગી હતી, કે ગામડામાં રહીને જે થાય તે સેવા કરવી અને જીવન ધન્ય કરવું. ગાંધીજીના ગામડાં વિશેના, ગ્રામોદ્યોગ વિશેના લેખો વાંચી મને મનમાં એમ જ ઠસી ગયું હતું કે આ દેશમાં જો કોઈ સાચું કામ કરવાનું હોય તો ગ્રામજાગૃતિનું કામ કરવાનું છે. તેમાં સાતલાખ ગામડાં જ્યાં સુધી ઊંઘે છે ત્યાં સુધી સ્વરાજ્ય ઘણું દૂર છે. એટલે જેને સાચી સેવા કરવી છે તેણે ગામડે પહોંચી જવાની જરૂર છે. આ ધૂનમાં હું શહેર છોડી ગામડામાં આવ્યો. શહેરમાં એમ તો હું સો સવાસોની નોકરી કરી સુખેથી આરામનું જીવન જીવી શકત. પણ એ બધું મારા સ્વભાવને પ્રતિકૂળ હતું. એટલે મેં ગામડામાં શિક્ષક તરીકેની નોકરી સ્વીકારી. પગાર તો ચાલીસ રૂપિયા જ મળતો હતો. પણ એનો મને રંજ ન હતો. ઊલટું મારા મનમાં સંતોષ હતો કે હું કંઈક મહત્ત્વનું, દેશસેવાનું કામ કરી રહ્યો છું.

હું પહેલવહેલો ગામમાં આવ્યો ત્યારે ઊતરવાની કોઈ સગવડ તો ન હતી. એટલે હું મહાદેવના મંદિરમાં ઊતરેલો. નિશાળ પણ એ મંદિરના એ કમરામાં જ બેસતી. ત્યાં મને સૌથી પહેલો પરિચય નટવરનો થયો. એ મહાદેવના બાવાજી પાસે ચલમ પીવા આવતો હતો. પાછળથી માલૂમ પડ્યું કે નટવરની બાવાજી પાસે બેઠક જ હતી. ગાંજો પીવો, ગપ્પાં મારવાં અને ગામમાં આંટા મારવા એ એનું કામ. મને જોઇ તે મારી પાસે આવ્યો.

'કેમ ક્યાંથી આવવું!'

'શહેરમાંથી'

'અમસ્થા કે કંઈ?'

'હું ગામની શાળાનો માસ્તર છું.'

'હા, લોકો વાતો કરતા હતા ખરા કે નવા માસ્તર આવવાના છે.' અને તે મને ધારી ધારીને જોવા લાગ્યો. જાણે મારો તાગ લેતો હોય તેમ મારી આંખોનું પાણી પણ તેણે જોઈ લીધું

'ચા પીશો ?' મારી સામે જોઈ નટવરે કહ્યું.

'ના, હું ચા નથી પીતો.'

'પણ અત્યારે ભૂખ્યા હશો. જમવાની વ્યવસ્થા તો થઈ શકે તેમ નથી, પણ થોડુંક દૂધ છે. ઊભા રહો હું દૂધ લાવું.' અને હું કંઈ પણ કહું તે પહેલાં તો નટવર બાવાજી પાસે પહોંચી ગયો અને વાટકો ભરીને દૂધ લાવ્યો. એ પછી મારી અને તેની વચ્ચે ગામની અને નિશાળની થોડીક વાતો થઈ. પછી તો બન્યું એવું કે શાળા છૂટયા બાદ નટવર ગમે ત્યાંથી મારી પાસે આવે. થોડીવાર બેસે. જાતજાતની વાતો કરે. મારે કોઈક તો વાતો કરનાર જોઈતો હતો તો આ શું ખોટો હતો! સાંજના એકલા એકલા ફરવા જવું એના કરતાં કોઈ સાથે હોય તો મઝા પડે. ગામમાં સૌ ખેતીના કામમાં પરોવાયેલાં હતા. એમને ફરવાની નવરાશ ક્યાંથી હોય? એટલે નટવર રોજ મારી સાથે ફરવા આવતો. મને એની વાતો કરવાની છટા ગમતી. તેની તડાક ભડાક જે હોય તે સ્પષ્ટ કહેવાની રીત પણ ગમતી. ગ્રામજીવન વિશે હું પણ અજ્ઞાન હતો એટલે નટવર પાસેથી મને ઘણું જાણવાનું મળતું. એણે તો એના સ્વભાવ પ્રમાણે આગળથી જ મને કહી દીધું હતું.

'માસ્તર! અહીં કોઇને સેવાની યે પડી નથી. તમે ગમે તેટલાં ભાષણ કરો, ગમે તેટલું સમજાવો, તોયે આ લોકો તો કરતા હશે તેમ કરે જશે. ગામડાના લોકોને તમે સાદા, ભોળા, ભલા માની બેઠા છો એ જ તમારી ભૂલ છે. અરે, આ લોકો જેવા લુચ્ચા, હોશિયાર અને ગરજાઉ માણસો તો બીજે કયાંય જોવા નહિ મળે. આ લોકો તો વખત આવ્યે તમને યે વેચી ચણા ખાય તેમના છે.'

નટવર આવું કહેતો ત્યારે મને હસવું આવતું. ગામડાનું કેવું અધૂરું દર્શન! કેવો પૂર્વગ્રહ! કેવી અધૂરી સમજ! હું એની સાથે ચર્ચા કરતો જ નહિ. મૂંગે મોંયે સાંભળ્યા કરતો અને એમાં કેટલું સત્ય છે તેનો નિર્ણય મારી મેળે કરી લેતો. નટવરની એ વાતો પરથી એટલું તો હું જાણી શકયો કે તે ગામલોકોથી અળગો થઈ ગયો હતો. એને જાણે ગામડામાં કંઈ સારું દેખાતું જ ન હોય એવી રીતે તે વાત કરતો. મને તો એથી લાભ થતો. ગામડાના બીજા પક્ષના મત મને જાણવા મળતા. આ પ્રમાણે રોજ સાંજના ફરવા જવાનો અમારો કાર્યક્રમ નિયત થઈ ગયો. નટવર સાથેનો વધતો જતો આ સંબંધ ગામના આગેવાનોને ગમતો ન હતો. ગામના મુખીએ પણ મને ટકોર કરેલી.

'માસ્તર! એનો સંગ ક્યાંથી કર્યો? એ તો ડામીસ છે. એની સાથે ફરો છો તે કોઈ દિવસે તમને યે છાંટા ઊડશે.'

ગામમાં હું ફરવા નીકળતો ત્યારે નટવર વિશેની આ વાત અનેક વાર નીકળેલી. બધા એક જ પ્રકારની ચેતવણી આપતા કે એનાથી દૂર રહેજો. આ બધા આમ શા માટે કહેતા હશે? નટવરને હરામખોર, ચોર કેમ ગણતા હશે? મને તો એનામાં એવું કંઇ દેખાતું ન હતું. અને જો તે સાચે જ એવો હોત તો મારી તો ફરજ હતી કે એને વિશ્વાસમાં લઈ સુધારવો. સેવકનો ધર્મ જ એ છે કે 'નાગા' માણસને પોતાના રંગે રંગી 'માણસ' બનાવવો. એથી પણ નટવર સાથે હરવું ફરવું મને વધારે ગમતું. લોકો ટીકા કરતા તો હવે તો હું સેવકની અદાથી કહેતો યે ખરો.

'તમે કહો છો તે ખરું હોય તો તો મારે ખાસ તેની સાથે સંબંધ વધારવો જોઈએ તેને એવોને એવો રહેવા દેવો કે કંઈ સુધારવો?'

'એને તો તમે સુધારી રહ્યા. જેને લાજ શરમ નહિ તેને શું?' મોં ચઢાવી લોકો કહેતા.

પણ આથી તો નટવરના જીવનમાં મને વધુ રસ પડવા લાગ્યો. ગામડું સમજવું હોય તો આવા જ માણસોને તો ખાસ સમજવા જોઈએ. સેવકને એમાં ગુમાવવાનું પણ શું હોય છે?

ખૂબી તો એ હતી કે ગામલોકો નટવરને ભાંડતા અને નટવર ગામના આગેવાનોને ભાંડતો. તે મને વારંવાર કહેતો

'તમારે ગામ સુધારવું હોય તો પહેલાં ગામના મુખી મતાદારને સુધારો. એ લોકો જ ગામને ફોલી ખાય છે. ગામડાની ગરીબાઈનું મૂળ જ એ છે.'

'એ લોકોને આપણે કેમ દોષ આપી શકીએ?'

'એ લોકો જ ગરીબોનું લોહી ચૂસે છે માટે. એક

બે વરસ થવા દો. તમારી મેળે જ તમે કહેશો કે નટવર ખરું કહેતો હતો.'

નટવર કહેતો હતો તેમાં કેટલુંક તથ્ય હતું તેનો તો હું ઇન્કાર કરી શકતો ન હતો, પણ તે કહેતો હતો તેટલે અંશે આ લોકો જવાબદાર છે એવું માનતો ન હતો. નટવર શાથી આ લોકો વિશે આવો અભિપ્રાય બાંધી બેઠો હતો? એ લોકો નટવરને કેમ હરામખોર કહેતા હતા? આ પ્રશ્નોના જવાબ હું મારી મેળે શોધવા પ્રયત્ન કરી રહ્યો હતો. નટવરને સીધે સીધું પૂછવું મને ગમતું ન હતું; પણ તેની વાતો પરથી હું હકીકત તારવી શક્યો હતો કે નટવર દુભાયેલો આત્મા હતો. તેને માબાપ ન હતાં. તેને પરણાવીને માબાપ દેવલોક થયાં હતાં, અને કમનસીબે તેની પત્ની પણ એક વર્ષ પછી પગ લપસી જતાં કૂવામાં પડી ગયેલી અને બહાર કાઢે તે પહેલાં તો રામશરણ થયેલી નટવરને માબાપ જતા જેટલું દુઃખ નહોતું થયું તેટલું તેની પત્ની જતાં થયું. વહુ જતાં તેને એમ જ થયું કે તેનું ઘર ગયું. તેનું ભર્યું ભાદર્યું જીવન ગયું. તેનો જીવનનો આશરો ગયો. બસ. ત્યારથી નટવરનું દિલ ઘરમાં નથી, કામમાં નથી, કશાયમાં નથી.

તેના બાપના વારસામાં મળેલી તેની પાસે પાંચ સાત વીઘા જમીન છે. તેના કાકા ધારે તો બીજુ બૈરું કરાવી શકે તેમ છે. પણ નટવર કહે છે તેમ કાકાની દાનત કાળી છે. નટવરને બીજું બૈરું થાય નહિ તો તેમનાં છોકરાંને નખ્ખોદિયું મળે, એની પંદર વીઘા જમીન પછી તેમના છોકરાની થઈ જાય. કાકાની આ કાળી દાનતની પ્રતીતિ નટવરને થઈ ગઈ છે. એટલે તો કાકા ભત્રીજા વચ્ચે હમેશાં તણખા ઝર્યા જ કરે છે. એક તો કાકા વાત હલાવતા નથી. અને ભૂલેચૂકે કોઈ પૂછવું આવે તો અધવચ્ચથી જ વાત કાપી નાખે છે. કાકીએ તો વાત વહેતી મૂકી છે કે નટવરની વહુ તો અવગતે ગઈ છે અને ચુડેલ બની છે. રાતના કૂવા પર આવીને રોજ બેસે છે અને દાંત કચકચાવે છે. એટલે હવે તો કયો અભાગિયો હોય તે નટવરને કન્યા આપે! ચુડેલ! વળગે તો મોત લઈને જ જાય. એવી ચુડેલના મોંમાં કોણ કન્યા મૂકે? આ કારણોથી નટવર રખડી પડ્યો. જેમ જેમ વર્ષ જતાં ગયાં તેમ તેમ તેનો સ્વભાવ ઉગ્ર બનતો ગયો. તેને કોઈ વાત ગમતી નહિ. કોઈ માણસ ગમતું નહિ. બધાય તેને વેરી દેખાતા. તે વાતવાતમાં ગરમ થઈ જતો. નજીવી બાબતમાં મિજાજ ગુમાવી બેસતો અને ઝગડા કરી મૂકતો. સ્વભાવ પણ ચિડિયો બની ગયો હતો. એ કારણે ગામ લોકો તેનાથી દૂર રહેતા. અને એ એમનાથી દૂર રહેતો. તેને તેની એકલતા કોરી ખાતી હતી. દુનિયામાં તે એટલો, અટુલો છે એ વસ્તુ તેના દિલમાં ચિરાડા પાડતી હતી. કાકા જ તેના દુશ્મન છે. દુનિયા આખી સ્વાર્થી છે. બધા જ મતલબી છે. તેમને મારી જમીન પડાવી લેવી છે. ચોર, ગામમાં ચોર ભેગા થયા છે. આખો દિવસ તેને આવા જ વિચાર આવ્યા કરતા. કાકા જ મારી જિંદગી બગાડે છે. મારાં સગાં જ મને પાયમાલ કરવા બેઠાં છે. નટવરનો અંદરનો દુભાયેલો જીવ બબડયા કરતો. લડવાનું, ઝઘડવાનું તે નિમિત્ત શોધવા લાગ્યો. અંદરથી તે એવો તો દુભાઈ ગયો હતો કે ઉભરો કાઢવાની તક શોધતો હતો. અને એકવાર તેના કાકાની સાથેની સામાન્ય વાત વાતમાં તે ચણભણી ઊઠયો અને ગાળાગાળી પર આવી ગયો. તેમાંથી વાત વીફરી. તેના કાકાએ પગમાંથી જોડો કાઢી તેના લમણામાં લગાવી દીધો. નટવરનો ક્રોધ સળગી ઊઠયો. તેના હાથમાં લાકડીનો કકડો આવી ગયો અને તેણે કાકાના માથામાં જ માર્યો. કાકા લોહીલુહાણ થઈ, બેભાન બની નીચે પડયા, ખલાસ, નટવરને માટે રહી સહી લોકોની સહાનુભૂતિ પણ ચાલી ગઈ. મુખીએ મારામારીનાં કાગળીઆં કર્યાં અને નટવરના કાકા પાસે ફરિયાદ કરાવી. ફાટી ગયો છે. હરાયો પાડો વકરી ગયો છે. અરે આજે તેના કાકાને તો કાલ બીજાને, મારી જ નાખે ને! ગામમાં આ છેડેથી પેલા છેડા સુધી આ જ વાત થવા લાગી. ફોજદાર આવ્યા. નટવરને પકડી ગયા. કેસ ચાલ્યો અને તેને ત્રણ મહિનાની સજા થઈ.

જેલમાંથી આવ્યા પછી તો ખુદ નટવરે પણ બૈરાના નામનું નાહી નાખ્યું હતું. હવે કોણ આપે? જેલની કાળી ટીલી તેના કપાળ પર લાગી ગઈ. ત્યારથી તો તેનાથી ગામના બૈરાં પણ બ્હીતાં. તેની

પાછળ-મોટી મોટી વાતો કરનાર - તેની સામે હરફે ઉચ્ચારી શકતો નહિ. કોઈ-નટવર સામે ઉતાવળા સાદે પણ બોલતું નથી. અંદરથી બધા ગભરાતા; પણ પાછળથી બબડતા : એને શું ? એ તો નાગોડ છે. કાદવમાં પથ્થર નાંખીએ તોયે છાંટા ઊડે. એના કરતાં આઘા રહેવું સારું ! નટવરથી ગામલોક દૂર રહેવા લાગ્યા અને નટવર ગામલોકથી દૂર રહેવા લાગ્યો. આખરે તેણે મહાદેવના બાવાજીની સોબત સાધી, બાવાજી પાસે બેસે, અલકમલકની વાતો કરે. ગાંજો પીએ અને એમને એમ દિવસ ઓછા કરે. હવે મારી પાછળ કોણ ખાનાર છે ! જિંદગીમાં શું લાવ્યા છીએ અને શું લઈ જવાના છીએ ! મઝા કરી તે ખરી. આ તાંત પર તેના મનનું ગાણું ગવાવા માંડયું અને તે વાણિયાને ત્યાં જમીન લખારી પૈસા ઉપાડવા લાગ્યો.

હવે તો ખાય છે, પીએ છે અને દેખીતી રીતે મઝા કરે છે. તેનું કોઇ નામ દેતું નથી એટલે તેનું જોર વધી ગયું છે. મુખી કોઈ ગરીબગુરબાને તતડાવતા હોય તો વચ્ચે પડે છે. વસવાયાંને કોઈ સતાવતું હોય તો તેનો પક્ષ કરે છે. કોઈકવાર તે પારકી તકરાર પોતા પર ઓઢી લે છે. મુખીને તો સીધા કરવા છે. એ લોકોને ચૂસી તાગડધીના કરે છે. બિચારાં ગરીબ લોકોને સતાવે છે, નટવર મુખીને ચાનક દેખાડવાની તક શોધતો હતો. મુખી નટવરથી ગભરાતા હતા. એટલે તેને કંઈ કહી શકે તેમ ન હતા. એકવાર એક ગરીબ ખેડૂતને મ્હેસુલ વખતે મુખી અને તલાટી માબેન સામી ગાળો દેતા હતા. નટવરનો મિજાજ ગયો. તેણે ચોરા વચ્ચે જ સંભળાવી દીધું.

'એ મુખી, ક્યારની વારનો ગાળો શાનો દઈ રહ્યો છે ? ગરીબ લોકોને ગાળો દેવા તને મુખી બનાવ્યો છે ! કેમ તું જ ગામનો રાજા છે કે શું ?'

'વખતસર વેરો ભરી જાય તો કોણ નામ દે છે. અમારે તેની સારુ ક્યાંસુધી દિવસ ભાંગવા ?' મુખીને બદલે તલાટી બોલ્યો.

'વેરો ભરવાનું મોડું થાય એટલે તમે એને ગાળો દો ખરા કે ? સરકારે તમને ગાળો દેવાનો પટો લખી આપ્યો હશે ?'

'એટલું બધું પેટમાં દુઃખે છે ત્યારે તું જ એનો વેરો ભરી દે ને !' મુખીએ ટોણો માર્યો પણ નવાઈ વચ્ચે નટવરે ત્યાંને ત્યાં રૂપિયા ગણી આપ્યા. પછી તેને કદી એ રૂપિયા પેલા પાસેથી માગ્યા પણ નથી. આ પછી તો તે ઉઘાડે છોગે ગરીબ લોકોનો પક્ષકાર બની ગયો. મુખીની ઘણી ચાલીઓ તે જાણી ગયો અને પૈસા પડાવવાની તેમની યોજનાઓ ઉઘાડી પડી ગઈ. લોકો યે કંઈ હોય તો નટવરને જ આગળ કરવા લાગ્યા; આથી મુખી, મતાદાર અને આગેવાનોને તો નટવર ખૂંચવા લાગ્યો. આ નખ્ખોદિયો વસવાયાંને ફટવાડે છે. કોઈ વેઠે પણ આવતું નથી. ગામના ઠાકરડા, વાઘરી પણ હવે તો સામે બોલે છે. અરે, પેલા ઢેડ પણ આઘા રહેજો એટલું યે કહેતા નથી. આખું ગામ બગાડી નાખ્યું. અંગારો પાક્યો છે અંગારો. કુળ લજવ્યું. પણ અહીંથી ટળે તો યે સારું . . . નટવર આવા ટીકાકારો વચ્ચે છાતી કાઢીને ફરતો અને તેનું મનમાન્યું કરતો. જેમ જેમ તે નિડર, બેપરવાહ બનતો ગયો તેમ તેમ ગામ તેનાથી જ ડરવા લાગ્યું. એવો ઉખડેલ, હરામખોર, નાગોડ નટવર ગામના ભલોભોળા, સેવાભાવી માસ્તર સાથે હરેફરે તે ગામના આગેવાનોને કેમ ગમે ! નટવરનો આ ઈતિહાસ જાણ્યા પછી જ મને સમજાયું કે લોકો શા માટે તેનાથી દૂર રહેવાનું કહે છે.'

પણ મેં કોઈનું ગણકાર્યું નહિ. એટલું જ નહિ પણ નટવરમાં મેં વિશ્વાસ, અતિ વિશ્વાસ મૂકવા માંડયો. મને તે સીધો, નિડર અને સાચાબોલો દેખાતો હતો. એટલું જ નહિ પણ તે ગરીબોનો બેલી હતો. મારી માફક સેવક હોવાનો ડોળ કર્યા વગર તે લોકોનું કામ કરી દેતો હતો. આવો માણસ મારા કાર્યને પણ વેગ આપે એ હેતુથી પણ હું તેને મારા વિશ્વાસમાં લેતો જતો હતો. થોડાક મહિનામાં તો અમે એક જેવા જ બની ગયા. પણ એક એવો પ્રસંગ બની ગયો કે મને ય શંકા પડી : નટવર સાચે જ હરામખોર છે. તે મને આબાદ રીતે બનાવી ગયો.

હું એક રાતના વાંચી કરીને સૂઈ ગયો ત્યાં કોઈએ સાંકળ ખખડાવી. બારણું ઉઘાડીને જોઉં તો નટવર. અત્યારે કાળી રાત્રે કેમ આવ્યો હશે ? મારા મનમાં પ્રશ્ન કરું તે પહેલાં જ તે બોલ્યો.

'માસ્તર ! તમારું ખાસ કામ પડ્યું છે એટલે

તમારી પાસે આવ્યો છું. તમારા સીવાય બીજું કોઈ એ કામ કરી શકે તેમ નથી'

'મારું કામ? અત્યારે . . .'

'હા . . . હા, આવોને અંદર.' મેં બત્તી સળગાવી અને ખાટલામાં બેઠો. તેને ઉતાવળ હોય તેમ તે પાછો બોલ્યો. 'માસ્તર! મને આવા કામમાં એક તમારા પર વિશ્વાસ છે. અને હું તમને ખાતરી આપું છું કે હું તમારો વિશ્વાસભંગ નહિ કરું. ગામ ગમે તે કહે પણ તમે કોઈની વાત માનશો નહિ. મારામાં વિશ્વાસ રાખજો.' નટવર શું કહેવા માગે છે તે હું સમજી શકતો ન હતો એથી તેની સામે જ જોઈ રહ્યો હતો.

'તમને તો મારામાં વિશ્વાસ છે ને?'

'તે એવું છે શું? તને કેટલી વાર કહ્યું કે લોકો ગમે તે કહે પણ મને તારામાં વિશ્વાસ છે. બીજાની સાથે તો ગમે તેમ પણ મારી સાથે તો તું વિશ્વાસથી વર્તીશ એમ હું માનું છું.'

'તમારો મારામાં વિશ્વાસ છે માટે જ હું તમારી પાસે આવ્યો છું. મને અત્યારે હાલ ને હાલ ત્રણસો રૂપિયાની જરૂર છે.'

'ત્રણસોની? ત્રણસો રૂપિયા . . .'

'હા, મારે ત્રણસો રૂપિયા જોઈએ. તમને બે દા'ડામાં પરત કરી દઈશ. હું તમારા વિશ્વાસે આવ્યો છું, એટલો વિશ્વાસ ન હોત તો અત્યારે રાત્રે બારણું મા ઉઘડાવત.'

હું શું બોલું? મારી પાસે ત્રણસો રૂપિયા છે એવું નટવરે કેમ જાણ્યું હશે? ચાલીસ રૂપિયાના પગારદાર પાસે ત્રણસો રૂપિયા ક્યાંથી હોય? પણ મારી પાસે પૈસા હતા. નટવરને આપું? ન આપું? શા માટે માગતો હશે? એવું તે શું જરૂરી કામ પડ્યુ હશે? અત્યારે રાતોરાત એ શુ કરશે? મને વિચારમાં પડેલો જોઈ પાછો બોલ્યો.

'માસ્તર! વિચારમાં પડી ગયા! તમને આખરે મારામાં અવિશ્વાસ આવ્યો? માસ્તર! તમારી સાથે તે દગો રમવાનો હોય! એટલું યાદ રાખજો કે નટવર કદી વિશ્વાસઘાત નથી કરતો. કંઈ નહિ, હું એમ માનીશ કે હું જ ખોટો હતો. મેં જ ભૂલ કરીને માની લીધું કે તમને મારામાં વિશ્વાસ છે. ઠીક ત્યારે . . .'

નટવર ઊભો થવા લાગ્યો. મને થયું નટવરને કેમ પાછો કઢાય! આ માણસ મારો, બીજા કોઈનો નહિ ને મારો વિશ્વાસભંગ કરે ખરો? ના . . . ના . . . નટવર ગમે તેવો હશે પણ મારી સાથે તો સીધો છે. અરે ઝટ આપે તેવો છે, અને મેં એને એ વખતે, કંઈપણ પૂછ્યાગાછ્યા વગર નટવરને ત્રણસો રૂપિયાની નોટો આપી દીધી.

એક દિવસ ગયો, બે દિવસ થયા તો ય નટવર દેખાયો નહિ. ક્યાં ગયો હશે? એને પૂછ્યું પણ નહિ કે તું રૂપિયાનું શું કરવા માગે છે? ગામમા તો છે નહિ? તેની શોધ કયા કરવી? કંઈ દગો ફટકો... પહેલી જ વાર નટવર વિશે મનમા આશંકા જન્મી. મે પૈસા આપવામા ઉતાવળ કરી હોય એવું લાગ્યું. બીજું કંઈ નહિ તો એને પૂછવું જોઈતુ હતું કે તારે શા કામમાં પૈસા જોઈએ છે? નટવરને મેં વાતવાતમાં કહી દીધેલુ કે મારી પાસે પૈસા છે. જરૂર હોય તો જણાવજે. એ વાત યાદ આવી. હવે મને ભાન થયું કે એ કહેવામાં મેં ભૂલ કરી હતી. એ પૈસા તો મેં ખાસ જરૂરી, સંકટ સમયે, માંદેસાજે કામમાં આવે તે માટે રાખી મૂક્યા હતા. નટવર પણ કેવો હોશિયાર! પૈસાની વાત મનમાં રાખીને અડધી રાતે પૈસા કઢાવી ગયો.

બીજી બાજુ મનમા એમ પણ થતું હતું કે 'ના નટવર ક્યાંય જાય નહિ. તેમાં યે મારા પૈસા તો તે ન ખાશે. દુનિયા ગમે તેમ કહે પણ એ હરામખોર નથી. એની દાનત ખોટી નથી. આજે નહિ તો કાલે તો જરૂર આવીને આપી જશે. મનમાં આવી ગડમથલ ચાલ્યા જ કરતી હતી ત્રીજે દિવસ પણ પસાર થઈ ગયો, હવે તો મારો જીવ પણ અધિરીઓ બનવા લાગ્યો. કદાચ નટવર પાછો ફરે નહિ તો! અગર તો માહનોમાસ બહાર રહીને આવે ને કહે કે મેં તો તમારા પૈસા લીધા જ નથી તો! હું કેવી રીતે સાબીત કરવાનો હતો. એની પાસે કંઈ લખાવ્યું પણ નથી. એની સહી પણ લીધી નથી? આ તો ભારી ભૂલ કરી......

મેં મહાદેવના બાવાજીને પૂછ્યું પણ તેમણે યે કહ્યું કે, 'કીધર ગયા વો તો મેરેકુ માલૂમ નહિ હૈ.'

બીજા કોને પૂછવું ! એવી બાતમી આપે તેવું ગામમાં કોઈ ન હતું. બાવાજી સિવાય નટવરની હિલચાલ બહુ કોઈ જાણતું ન હતું. નટવરનો પત્તો નથી. મારા તો રૂપિયા ગયા... છેવટે તે દગો રમી ગયો. મારી માંદગીની મૂડી કહો, બચત કહો, જે કહો તે બધું જ તે લઈ ગયો. હવે તેને ક્યાં શોધવો !

ચાર દિવસ અને પાંચ દિવસ થયા ત્યાં તો મારી ગભરામણ વધી પડી. નક્કી નટવર બનાવી ગયો. લોકો ના...ના... પાડતા હતા તો યે મેં એની સાથે મિત્ર જેવો સંબંધ રાખ્યો. તેણે મારા જ પગ કાપી નાખ્યા. બીજો કોઇ ન મળ્યો ને તેણે મારા પર જ આ તરકીબ અજમાવી. વિશ્વાસની વાતો કરી પૈસા લઈ ગયો અને હવે મો યે દેખાડતો નથી. હવે શું થશે ? બે વર્ષ થયા તો યે ત્રણસો રૂપિયા ભેગા નહિ થાય. નટવર... નટવર તને આ શું સૂઝ્યું ?

મારા જીવને નિરાત ન હતી હવે બીજા નામે વિચાર આવતા ન હતા. રૂપિયામાં મન એવું તો ઓતપ્રોત થઈ ગયુ હતુ કે નિશાળમા એ એના એ વિચાર આવતા હતા. મનમા એક જ ઘટમાળ ચાલ્યા કરતી હતી. મારા રૂપિયા પાછા આવશે કે નહિ ? મનમાં ને મનમા અકળાતો હતો. નટવર પર ચિડાતો હતો. મનમા તેને ગાળો દેતો હતો, એવો તો ધૂવાંફૂવાં થઈ ગયો હતો કે મારો મિજાજ મારા કબજામા ન હતો. છોકરાઓને કદી આંગળી યે ન અડાડનાર આ જીવે એક છોકરાને સોટી વડે માર્યો. બીજા બે ચારને લપડાકો લગાવી દીધી ગામમાથી એક ભાઈ એમના છોકરાની રજા માગવા આવ્યા હતા તેમની સાથે તોછડાઈ કરી કાઢી મૂક્યા. પૈસા ? મારા પૈસા પાછા આવશે કે નહિ ?

ચોરની મા કોઠીમાં પેસીને રડે તેના જેવી મારી દશા થઈ હતી મેં એવી મૂર્ખાઈ કરી હતી કે કોઈને કંઇ કહી શકતો એ નહિ આખા ગામની ના પર મેં નટવરનો સંબંધ બાંધ્યો હતો હવે વાત ક્યાં સુધી છૂપી રાખવી. આ ઘટનાથી હું એવો તો તંગ આવી ગયો હતો કે બીજાની આગળ વાત કર્યા વગર રહી શકુ તેમ ન હતો. હું ગયો કોટાવાલ શેઠ પાસે નટવર તેમને ત્યાંથી પૈસા લેતો હતો એટલે તેમની પાસેથી કંઇ બાતમી મળશે એમ લાગતું હતું. શેઠને મેં વાત કરી એટલે તુરત જ તે બોલી ઊઠયા

'અરેરે ...તમે ક્યાં એની ઝડપમાં આવ્યા એ મારી પાસે એ જ રાતે પૈસા લેવા આવ્યો પણ એમ હું શાનો આપું ? આગલા પૈસા વ્યાજમાં એના ખેતર ડૂલ થાય છે. હવે એની રહ્યું છે શું ? મે ના પાડી એટલે એ પાસે આવ્યો.'

શેઠ ચશ્માંમાંથી મારી સામે નીચે મો કરી ટગર જોઈ રહ્યા.

'માસ્તર ! તમે એક બીજી ભૂલ કરી ' તે બોલ્યા. 'પૈસાનું કામ એવું છે કે કદી રાતે ન આપવા, હવે તમારા પૈસા ન આવે. ... નાખી નાખવાનું......'

'હેં...પૈસા પાછા નહિ આવે ?'

'પાછા આપવા એ લઈ ગયો છે ! ' હસીને બોલ્યા: 'પાછું તમે કંઈ લખાવી પણ લીધું ' અરે, એની સહી પણ કરાવી નથી, હવે શા માટે આપે ? હું તો પૈસો ધીરતો એના ખેતર પર. એને ગામના ઉતારને બીજુ કોણ પૈસોએ આપે ? પૈસા આપ્યા તે મોટી ભૂલ કરી. એ તમારી ... કરતો હતો ત્યાર વાતનું મને મનમાં થતું હતુ કે ... પર જરૂર માસ્તરને શીશામાં ઉતારશે, અને શું તમને આબાદ બનાવી ગયોને ?'

શેઠના શબ્દો મને સાચા લાગતા હતા. નટ... ચાલાકીબંધ મારી પાસેથી પૈસા કઢાવી ગયો. મારી જાત માટે પૈસોએ ન વાપરું. એ ત્રણ રૂપિયા તો જાણે મારી પાસે નથી એમ જ હું કહે હતો પણ નટવરે એ કાળી રીતે કઢાવ્યા. એ ... થાનો નામનું નાહી નાખવું પડશે ! ઘા પર મીઠા પાણી રેડતા હોય તેમ શેઠ પાછા બોલ્યા :

'માસ્તર ! એ હવે પાછો ન આવે. આવશે બાર મહિને, પણ હવે એ વાત સુધરે નહિ. ત... ભણ્યા પણ ગણ્યા નહિ. ભલા માણસ, સહી વગર પૈસા અપાતા હશે ?'

'શેઠ ! મેં વિશ્વાસથી તેને પૈસા આપ્યા છે. ... મારો તો વિશ્વાસભંગ નહિ કરે ...'

'તમારો શું ? એના સગા બાપનો વિશ્વાસઘાત કરે એમાંનો એ છે, અમે તો તમને ચેતવ્યા હતા પણ તમે માનો નહિ ત્યાં !'

પછી તો શેઠે શિખામણની અને નટવરનાં કાર-સ્તાનથી અનેક વાતો કહી. મારું ચિત્ત વાતમાં ન હતું એટલે ધીમે રહી ઊભો થઈ હું ચાલતો થયો, ઘેર પહોંચ્યો ત્યાં સુધી કાનમાં એ જ શબ્દો સંભ-ળાવા લાગ્યા. હવે એ પાછો ન આવે. એના નામનું નાહી નાખો.

મારા આશ્ચર્ય વચ્ચે આ વાત ગામમાં ફેલાઇ ગઈ. સાંજના તો ગામના કેટલાક માણસો મારી પાસે આવ્યા.

'અરે તમારા જેવો ભલો માણસ ક્યાંથી અડ-ફાઇ ગયો.'

'અમે કહેતા હતા કે માસ્તર' એનો સંગ ન કરશો, ચોર હોય તે સ્વભાવ પર ગયા વગર રહે ખરો ?'

'પૈસા કઢાવવા જ એ માસ્તરની સાથે ફરતો હતો, દુષ્ટ, હરામખોર ! બીજું કોઈ ન મળ્યું તે આ ભલા આદમીના પૈસા લઇને નાસી ગયો ?'

લોકોની સહાનુભૂતિના આ શબ્દો પણ મને ગમતા ન હતા. આખો દિવસ એની એ વાત ! માથામાં હથોડા પડતા હતા ત્યાં આ લોકો વાતને ઉગ્ર બનાવતા હતા. મેં એ વાણિયાને ક્યાં વાત કહી ? લોકો જીવ ખાઈ જશે કેટલાક ચિકણા મા-ણુસો તો વળી પૂછતા: 'માસ્તર ! તમારી પાસે પૈસા ક્યાંથી આવ્યા ? નટવરને કેવી રીતે ખબર પડી કે તમારી પાસે પૈસા છે ? તમે શા માટે પૈસા પાસે રાખ્યા હતા...'આવા આવા પ્રશ્નો કહીને લોકો માથું પકવી નાખતા હતા. નટવર...નટવર...તને આ શું સુઝ્યું !

બીજા દિવસે સવારે મુખી મારી ઓરડીએ આવ્યા. તેમણે પણ તેમની રીતે સહાનુભૂતિ દર્શાવી, હું તો ચૂપચાપ સાભળી જ રહ્યો હતો, મારે બોલવા જેવું યે શું હતું ? તેમના હાથની મોટી વડે જમીન ખોતરતાં ખોતરતા મુખી બોલ્યા:

'હવે શો વિચાર છે ?'

'શાનો ?'

'આનો જ તો. પૈસા મળે તેવો કંઈ રસ્તો કરવો છે કે નહિ ?'

'કરવો તો છે જ ને ! પણ એનો પત્તો જ નથી ત્યાં ?'

'એ ક્યાં જવાનો છે ? સરકારના હાથ ઘણા લાંબા છે. તમે તમારે ફરિયાદ નોધાવો. પોલીસ તો પાતાળમાંથી યે પકડી પાડશે.'

'ફરિયાદ !......'

'હા,-હા, ફરિયાદ એમાં શું ? એ વગર તમારા પૈસા આવી રહ્યા. એ નાસતો ફરશે અને તમે રોતા રહેશો. એ તો હું કાગળિયાં કરી લઉં છું. તમે તમારે જોયા કરોને કે પૈસા તમારી પાસે આવે છે કે નહિ ?'

'પણ મુખી......ફરિયાદ સીવાય બીજો કોઈ રસ્તો નથી !'

'બીજો તો શો રસ્તો હોય ? તમારે પૈસા જતા કરવા હોય તો પછી તમે જાણો, ફરિયાદ સીવાય બીજો એકે રસ્તો નથી.'

હું સાંભળી જ રહ્યો, મારે જ ફરિયાદ કરવી પડશે ? હું ગામડામાં સેવા કરવા આવ્યો અને હવે ફરિયાદી બનવું પડશે ? નટવર પૈસા જ મોકલી આપે તો કેવું સારું ?

મને વિચારમાં પડેલો જોઈ મુખી બોલ્યા:

'તમારે ફરિયાદ ન કરવી હોય તો તમારી મરજી, આ તો તમે ભલા માણસ છો તો બે ધકકા ખાત. ઠીક ત્યારે......'

મુખી ચાલ્યા ગયા અને મને વિચારમાં મૂકતા ગયા.

ફરિયાદ ! નટવર સામે ફરિયાદ મારે કરવાની ! તો બીજું થાયે શુ ! એણે જ એવુ કર્યુંને ? બીજે દિવસે આપી જવાની વાત કરી પૈસા ઉપાડી ગયો. મોં યે ન દેખાડયું. પણ શું થાય ? રૂપિયા ...ત્રણસો રૂપિયા કંઈ નાની રકમ છે તે જતી કરુ. પછી મારે માદેસાજે શું ? બીજો રસ્તો નથી. મુખી કહે છે તે ખરું કહે છે. ફરિયાદ સીવાય બીજો કોઈ ઉપાય નથી.

મુખી પાસે ફરિયાદ નોધાવવા નીકળ્યો. જે કરવુ તે જલદી કરવું, એમાં વિલંબ કર્યે શું ફાયદો. મુખીના ઘર પાસે પહોચ્યો અને મન ડગવા માડયું. ફરિયાદ...ના...ના મારાથી એ ન થાય, અને હું ત્યાથી પાછો ફર્યો. સીધો ગામ બહાર નીકળી ગયો. મનને એમ મનાવ્યુ કે હજુએ બે દિવસ રાહ જોવી. કદાચ નટવર પાછો આવીએ જાય. એ પૈસા લઈ નાસી ન જાય. એની દાનત ખોટી હતી એમ કેમ કહેવાય ?.અને મનને મનાવી બે દિવસ ચૂપ રહેવું મુનાસબ માન્યુ.

પણ આ તો એના ત્રણ દિવસ પસાર થઈ ગયા, નટવરનો તો પત્તો યે નથી. કાગળ પત્ર પણ નથી. બાબાજી પર પણ કંઈ સંદેશો યે નથી. હવે તો એ નહિ આવે. જરૂર એની પૈસા પર નજર બગડી, એ બહાનાથી કરવા જ મારી સાથે ફરતો હતો. દગાદેર ! હરામખોર, મને બનાવી ગયો. એવા દુષ્ટ માણસ સાથે ફરિયાદ કરવી એ કંઈ ખોટું નથી અને મુખીને મેં મારો નિર્ણય જણાવ્યો. મુખી સાથે સવારે તાલુકાના થાણામાં જવું એમ નક્કી કર્યું.'

મુખી સવારે મારે ઘેર આવીને ઊભા રહ્યા. હું નાહી ધોઈને તૈયાર થયો. તાલુકાવાળું ગામ ત્રણેક ગાઉ દૂર હતું. વાહનવહેવાર હતો નહિ એટલે ચાલીને જવાનું હતું. ઠંડા પહોરે અમે ચાલવા માંડ્યું. રસ્તામાં મુખીએ ગામની, નટવરની અને તેમની મોટાઈની અનેક વાતો કરી. ભવિષ્યમાં તેમને પૂછ્યા સીવાય કંઈ કામ ન કરવું તેની એ ચીમકી આપી દીધી. વાતોમાં ને વાતોમાં અમે સ્ટેશન પાસે આવી પહોંચ્યા. સ્ટેશનથી થાણા તરફ જવાનો બાંધેલો રસ્તો હતો. મુખીને ચા પીવાનું મન થયું તે સ્ટેશનની હોટલમાં બેઠા. ગાડી આવવાની તૈયારી હતી, ગાડી પર આવનારા હોટલમાં બેઠા હતા. મુખીનો વટ તો બધે જ છે એ બતાવવા મુખી એ હોટલવાળા સાથે છટાથી વાતો કરવા લાગ્યા મેં ના ..ના...પાડી તો યે મને દૂધનો ઉકાળો પાયો અમે ઊઠીને થાણાનો રસ્તો લઈએ ત્યાં ગાડી આવી હું અને મુખી બંને જાણા ઊભા

'માસ્તર ! તમને યે મારામાં અવિશ્વાસ આવ્યો ! તમારી આટલીએ ધીરજ ન રહી !' હું શરમના ભારથી ઊંચું જ જોઈ શકતો ન હતો. મુખી તરફ ફરી તેણે સંભળાવ્યું, 'કેમ મુખી ! ફરિયાદ કરવા લઈ જાઓ છો ખરા ! નટવરને જેલમાં પુરાવવો છે કેમ ? પણ જરા મોડા પડ્યા. હવે તો મારે મારે કહાય...' અને બાકીનું તેણે આંખથી કહી દીધું.

મુખી નટવરને જોઈ ઝંખવાયા હતા તે હવે આ સાંભળીને ઉશ્કેરાયા. 'ચાલો માસ્તર, આ હરામખોરને હાથબેડી ન કરાવું તો હું મુખી નહિ છો એ બકતો, તમે તમારે મારી સાથે ચાલોને !'

મારી સ્થિતિ વિચિત્ર બની ગઈ. હું નીકળ્યો હતો ફરિયાદ કરવા પણ નટવર તો સામે આવીને ઊભો હતો. તેણે ગજવામાંથી નોટો કાઢી મારાં હાથમાં, મફત મને ચાબખા મારતો-હોય તેમ તેણે કહ્યું.

'લ્યો માસ્તર ! હવે ઊંઘ આવશે ને ? ભલા માણસ, વિશ્વાસ નહોતો પડતો તો પૈસા શું કરવા આપ્યા, જાઓ હવે તમારે જ્યાં જવું હોય ત્યાં !' નટવરે ગામનો રસ્તો પકડ્યો. હું મૂઢ બની થોડીવાર તેને જતો જોઈ રહ્યો અને પછી તેની પાછળ દોડ્યો. પાછળ મુખી 'માસ્તર ! એ માસ્તર . . .!' બૂમો મારતા જ રહ્યા.

શરમ, લાચારીથી હું નટવર સાથે વાત પણ ન કરી શક્યો પણ તેણે જ ખુલાસો કરી દીધો કે

# શ્રીનિવાસ શાસ્ત્રી

[ જી. એ. નાટેસનનાં સ્મરણો ]

*

છોટાલાલ માનસિંહ કામદાર

*

હું ઘણી અમૂલ્ય બાબતો માટે મારા સ્વર્ગસ્થ બંધુ જી. એ. વિદ્યારમણનો આભારી છું. શ્રી. શાસ્ત્રી સાથેની મૈત્રી તે વસ્તુ પૈકીની છે. શાસ્ત્રીજીએ જાહેરમાં અનેક વખત જણાવ્યું છે તેમ અમારી મૈત્રી ઘણાને અદેખાઈનું કારણ થઈ પડી છે. આ મૈત્રી અવિરતપણે છેલ્લી ઘડી સુધી ચાલુ રહી. ગઈ સદીના છેલ્લા દશકામાં અમે લાંબા સમય સુધી ટ્રિપ્લિકેનમાં એક જ ઘરમાં રહેતા હતા અને મને તેના ઉદાત્ત ગુણો, અંતરની ભલાઈ અને મહત્તા જોવાની તક મળી હતી. જાહેર પ્રવૃત્તિનાં ઘણાં ક્ષેત્રોમાં—મદ્રાસ મહાજન સભા, મદ્રાસ પ્રાંતિક મહાસભા સમિતિ, હિંદી દક્ષિણ આફ્રીકાલીગ, મદ્રાસ ટીચર્સ ગીલ્ડ, મદ્રાસ યુનિવર્સિટીની સેનેટ તથા રાજસભામાં—મેં તેની સાથે કામ કર્યું છે. આ બધી સંસ્થાઓમાં તે તેની શાંત તથા ડોળ વિનાની રીતભાતથી જાણીતા થયા હતા. તે સંસ્થાઓની તેણે ઉપયોગી સેવા બજાવી હતી.

એ સમયમાં આ વસ્તુ સામાન્ય જાણની હતી કે સ્થાનિક તથા શાહી ધારાસભાઓના ઘણા સભ્યો તથા ઘણા જાહેર કાર્યકર્તાઓ, પોતાનાં ભાષણો તૈયાર કરવામાં તથા જુદી જુદી કમિટીઓ સમક્ષ 'મેમોરન્ડા' રજૂ કરવા માટે મદદ માટે શાસ્ત્રીજી પાસે જતા. મને એવો એક પ્રસંગ યાદ આવે છે. ત્યારે હસતાં હસતાં મેં તેને કહ્યું કે, 'તમે એટલા બધા શાહીકમિશનો માટે 'મેમોરન્ડા' તૈયાર કરો છો કે જ્યારે તે કમિશન સમક્ષ તમારે પોતાને જુબાની આપવાનો વખત આવશે ત્યારે તમારે કંઈ મૌલિક અથવા અતિ અગત્યનું કહેવાનું કશું રહેશે કે કેમ તેની મને શંકા છે.'

આ તો જાણીતી વાત છે કે જ્યારે ઈ. સ. ૧૯૦૦માં મેં 'ઇન્ડિયન રિવ્યુ'ની સ્થાપના કરી ત્યારે સ્વ. શ્રી. કે. બી. રામનાથ આયર તથા શાસ્ત્રી મારા મુખ્ય મદદકર્તા હતા. શ્રી શાસ્ત્રીએ બે વર્ષ સુધી માસિક માટે અથાગ શ્રમ કર્યો અને જો કે તેનો ઔપચારિક સંબંધ બંધ પડ્યો છતાં માસિક માટેનો તેનો પ્રેમ કદી ઓછો થયો નહોતો. અવારનવાર હું ચાલુ વિષય માટે તેના કીમતી લેખો માટે આધાર રાખતો અને મારા વાચકો તે લેખોની ભાગ્યે જ કદર કર્યા વિના રહેતા. ખરેખર, હજુ હમણાં સુધી જ્યારે જ્યારે તેમની કલમથી વિશિષ્ટ દલીલની જરૂર પડતી ત્યારે હું તેની સેવાનો ઉપયોગ કરતો. હજુ હમણાં જ, તેના મૃત્યુ પહેલાં થોડા અઠવાડિયા ઉપર, 'મારા પર પ્રભાવ પાડનારાં પુસ્તકો' પર તેના વાર્તાલાપને તેણે વિસ્તૃત કરવાની તકલીફ લીધી હતી. 'ઇન્ડીયન રિવ્યુ'ના વાંચકો પર તે લેખે ગંભીર અસર કર્યાનું મને જાણવાનું મળ્યું છે.

શાસ્ત્રીજી આદર્શ શિક્ષક હતા. શિક્ષણમાં તે ખૂબ રસ લેતા હતા. પોતાના ગુરુ ગોખલેજીની માફક, પોતાના વિદ્યાર્થીના હિતમાં તે અંગત રસ ધરાવતા હતા. ત્રિપ્લિકેન હિંદુ હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે તેણે એ સંસ્થાને નવું જ સ્વરૂપ આપ્યું અને એક આદર્શ સંસ્થા તરીકે તે સંસ્થા પ્રસિદ્ધ થઈ. ધારણા મુજબ, શાસ્ત્રીજીને શિક્ષકના ધંધાના મહત્ત્વ માટે ઊંચો મત હતો અને તે પોતાના સાથીઓમાં તે ધંધા માટે પ્રેમ ઉપજાવવા પોતાનાથી બનતું કરતા હતા. શિક્ષકના પક્ષ માટે હેડમાસ્તરની મદદ માટે તે હમેશા તૈયાર રહેતા અને ઘણા પ્રસંગોએ તો ખૂબ હિંમત બતાવતા હતા. મને બરાબર યાદ છે કે એક પ્રસંગે તે પોતાની સંસ્થાની વ્યવસ્થાપક કમિટીના નિર્ણય સાથે એકમત થઈ શક્યા નહિ અને તેને અંગે રાજીનામું આપી દીધું. જ્યારે મને રાજીનામાની ખબર પડી ત્યારે મેં તેને પૂછ્યું કે

'તમારા પર મોટા કુટુંબનો આધાર છે. તમે કઈ રીતે પૂરું કરશો?' તેણે સીધો જવાબ વાળ્યો કે, હું વ્યવસ્થાપક કમિટીને સાબીત કરી આપી શકીશ કે હું ભૂખે મરવા માટે તો શક્તિમાન છું.' પોતાના સિદ્ધાંતોના પ્રતિપાદન માટે તેનામાં આવું બળ હતું. તેને માટે ભોગ આપવાની તેની આવી તત્પરતા હતી.

શાળાના શિક્ષકના હક્ક માટે લડવામાં શાસ્ત્રીજી ખૂબ ચોક્કસ હતા. વર્ષો પહેલાં જ્યારે મદ્રાસ સરકારે રાજકારણમાં ભાગ લેવા શિક્ષકો પર પ્રતિબંધ મૂક્યો ત્યારે શાસ્ત્રીએ જાહેર વિરોધ ઉઠાવ્યો અને બીજા પ્રભાવશાળી કેળવણીકારોની 'મદદથી તે હુકમ રદ કરાવવામાં તે સફળ થયા. અહીં મારે જણાવવું જોઈએ કે, તેના પોતાના સાધનો નજીવા હતા અને તેને મોટા કુટુંબનું ગુજરાન કરવું પડતું અને પોતાની ટૂંકી આવકમાંથી પોતાના ભાઈઓ તથા ભત્રીજાઓને શિક્ષણ આપવું પડતું, છતાં કંઈ પણ આનાકાની વિના તે તે કરતા હતા. આ સંબંધમાં તે બીજાઓને આદર્શરૂપ હતા. ઘણા ગરીબ વિદ્યાર્થીઓ અને કોઈ કોઈ વખત મુશ્કેલીમાં આવી પડેલા સાથીઓ તેની ઉદારતાનો લાભ મેળવતા હતા. એક પ્રસંગે હિંદુ હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે પોતાના પગારની પૂરે પૂરી રકમ તેના પિતાને ન સોંપવા માટે તકરાર થઈ. જે દિવસે પગાર મળ્યો તે જ દિવસે મુશ્કેલીમાં આવી પડેલ એક સાથીએ શાસ્ત્રી પાસે મદદ માગી અને શાસ્ત્રીએ પોતાના પગારમાંથી થોડા પૈસા તેને આપ્યા. પિતાને ઘરની વ્યવસ્થા ચલાવવાની હતી અને આવકખર્ચના પાસા સરખા કરવાના હતા. કુદરતી રીતે જ તે ગુસ્સે થઈ ગયા અને ગૃહકલેશ અટકાવવા માટે શાસ્ત્રીજીને પોતાની બધી બુદ્ધિનો ઉપયોગ કરવો પડ્યો.

વસ્તુતઃ-સ્વાર્પણ કરેલ જીવન માટેની શાસ્ત્રીજીની મનોવૃત્તિ વિવિધ રીતે પ્રદર્શિત થતી હતી.

હિંદ સેવક સમાજમાં જોડાવાના તાત્કાલિક સંજોગો શાસ્ત્રીજીએ પોતે એકથી વધારે વખત જણાવ્યા છે. ૧૯૦૫ની પાનખર ઋતુમાં, તે વર્ષની હિંદી મહાસભાની બનારસની બેઠકના પ્રમુખ મી. ગોખલેના ભાષણો, કાપલીઓ તથા સંખ્યાબંધ કાગળો મેં તેને આપીને ગોખલેનું ટૂંક જીવનવૃત્તાંત તૈયાર કરવાની વિનતી કરી. કાગળો સાથે મેં તેને હિંદ સેવક સમાજની જાહેરખબરની એક નકલ આપી. જાહેર જીવન તથા આત્મભોગના ગોખલેજીના ઉદાત્ત દાખલાની તથા નિસ્વાર્થી કાર્યકરોના મંડળ તરીકે હિંદ સેવક સમાજની જરૂરિયાતની તેના પર એટલી ઊંડી અસર થઈ કે તેણે સમાજના સભ્ય તરીકે પોતાને દાખલ કરવાની વિનતિનો ગોખલેજી પર સીધો પત્ર લખ્યો. આ બાબતની કોઈને ખબર નહોતી, પાછળથી જ્યારે તેણે મિત્રોની સલાહ લીધી ત્યારે સ્વ. મી. વી. કૃષ્ણસ્વામી આયરે તેને કહ્યું કે 'હું તરફેણમાં કે વિરુદ્ધમાં મત આપીશ નહિ. આ બાબતનો નિર્ણય તમારે જ કરવાનો છે.' મી. શાસ્ત્રી જે જોખમ વેઠી રહ્યા હતા અને તેની તેના ભાવિ પર તથા કુટુંબ પર જે અસર થવાની હતી તે વિષે ચેતવણી આપનારાઓ પૈકી હું એક હતો તે હવે જાહેર રીતે કબૂલ કરવામાં મને વાંધો નથી. તેણે મને જે જવાબ આપ્યો તે હું કદિ ભૂલી શકીશ નહિ. તેણે કહ્યું, 'નાટેસન, મારે ઘેર ખૂબ ચિંતા તથા મુશ્કેલી છે. મારાં માતુશ્રી તથા પત્ની મને આ પગલું ન લેવા સતત સમજાવી રહ્યા છે. મહેરબાની કરી, મારી ચિંતામાં ઉમેરો ન કરો. મે ઇરાદાપૂર્વક આ પગલું લીધું છે કારણ કે મને સાદ પડ્યો છે.' હિંદુ હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકેના તેના રાજીનામાના તથા હિંદ સેવક સમાજમાં દાખલ થયાના જાહેરમાં ખબર પડ્યા ત્યારે ચારે બાજુ પ્રશંસા થઈ રહી. કારણ કે તે સમયે આ કાર્ય યોગ્ય રીતે ત્યાગનું કાર્ય ગણાતું હતું.

સમાજ માટે તેણે જે મહાન કાર્ય કર્યું તથા તે ગોખલેજીના યોગ્ય અનુગામી શી રીતે નીવડ્યા તે વિષે વર્ણન કરવું મારા માટે ભાગ્યે જ જરૂરી છે. છતાં સમાજના દરેક સભ્યે લીધેલ પ્રતિજ્ઞા પાળવામાં તે કેવા દૃઢ નિશ્ચયી હતા તે બતાવવા હું એકાદ બે દાખલા આપવાની રજા લઉં છું. આ પ્રતિજ્ઞા અંગત પૈસા ન કમાવાની છે. શાસ્ત્રીજી પગારવાળી કોઈ નિમણુંકનો સ્વીકાર કરતા નહિ, જ્યારે તે વખતના હિંદી વજીર મી. મોટેગ્યુએ હિંદી કાઉન્સીલમાં સ્થાન લી.

કારવાનો તેને આગ્રહ કર્યો ત્યારે તેનો અસ્વીકાર કરવામાં શાસ્ત્રીજી દૃઢ નિશ્ચયી હતા. તે જ કારણથી તે દક્ષિણ આફ્રિકાના એજન્ટ–જનરલની જગ્યા સ્વીકારવાની આનાકાની કરતા હતા. વિશુદ્ધ જનસેવા તરીકે તેનો સ્વીકાર કરવા માટે ગાંધીજીને તેને ખૂબ સમજાવવા પડયા હતા. પોતાની તાત્કાલિક અંગત જરૂરિયાતો પૂરી પાડયા પછી વધતી રકમ શાસ્ત્રીજી સમાજને આપી દેતા હતા. આ જરૂરિયાતો, ખરેખર બહુ નહોતી.

સમાજના નિયમ પ્રમાણે શાસ્ત્રીજીએ પોતાના પુત્રની કેળવણી માટે થયેલ ખર્ચની રકમ દર મહિને ઉપાડવી જોઈતી હતી. આ સંબંધી શાસ્ત્રીજીએ કંઇ ઉપાડ નહોતો કર્યો તેના પર ગોખલેજીનું ધ્યાન ખેંચાયું. આ સંબંધમાં શાસ્ત્રીજીને પૂછતાં તેણે એમ કહ્યાનું જણાય છે કે, 'હું તેની બીજી રીતે વ્યવસ્થા કરું છું કારણ કે હજુ ઊગતી અવસ્થાની આ સંસ્થા પર મારા પુત્રની કેળવણીના ખર્ચનો બોજો નાખવો તે યોગ્ય નથી.' આમ કરવાથી બીજા સભ્યો નાજુક પરિસ્થિતિમાં મુકાઈ જશે તેમ ગોખલેજીએ ચેતવણી આપી ત્યારે પણ તકનો લાભ ન લેવામાં શાસ્ત્રીજી અડગ હતા.

સમાજનો બીજો નિયમ એવો છે કે કોઈ પણ સભ્ય પોતે અંગત કોઇ પણ પ્રકારની કમાણી કરી શકે નહિ અને અધિકારી અગર બિનઅધિકારી દરજ્જામાં તે કંઈ પણ કમાય તો તે તે રકમ સમાજને આપવા બંધાયેલ છે. શાસ્ત્રીજી હિંદી સરકારની ઘણી કમિટીઓ, એકથી વધારે શાહી કમિશન તથા હિંદ બહાર ઘણા પ્રતિનિધિમંડળના સભ્ય હોઈ તેને સારી જેવી રકમ મળતી હતી. વધારાના બધા પૈસા સમાજને આપી દેવામાં તે ખૂબ ચોક્કસ હતા. મારા જેવા બીજાઓ, સમાજના એસોસિયેટ ગણાતા સભ્યોને સમાજના વાર્ષિક રિપોર્ટો તથા બજેટોનો અભ્યાસ કરવાની તક મળે છે તેઓ સારી રીતે જાણે છે કે સમાજની ખાધ આવી રકમોથી જ પુરાઇ જતી હતી.

તેણે બે વખત 'કે. સી. એસ. આઈ.'નો ખિતાબ સ્વીકારવાની ના પાડી હતી તે જણાવવા માટે આ કદાચ યોગ્ય પ્રસંગ છે. તેના ગુરુ ગોખલેજીની માફક તેણે સામાન્ય મનુષ્ય રહેવાનું પસંદ કર્યું.

નોકરોને બક્ષીસો આપવામાં શાસ્ત્રીજી હમેશાં ઉદાર હતા. તેમની લાગણીઓ માટે તે ખૂબ ચોક્કસ રહેતા તેવા પ્રસંગો મને યાદ આવે છે. તે નોકરોને મોટો પગાર આપતા. એટલું જ નહિ પરંતુ તેમની સાથેના વ્યવહારમાં તે એટલા વિનયી હતા કે તેની સેવા બજાવવામાં નોકરોને આનંદ આવતો.

શાસ્ત્રીજીને પોતાના સિદ્ધાંતોમાં શ્રદ્ધા હતી. મદ્રાસ હિંદુ એસોસીએશનના સ્વ. મી. વી. કૃષ્ણસ્વામી આયર પ્રમુખ હતા અને હું મંત્રી હતો. તે સભાએ તેને યુવાવસ્થા પછી લગ્નની હિમાયત સબંધી નિબંધ લખવાનું કહ્યું. તે વિષય પર શાસ્ત્રીજીનો નિબંધ તે વખતે શ્રેષ્ઠ ગણાયો હતો અને સારડા કાયદા સમયે તેની ખૂબ માગ જામી હતી. શાસ્ત્રીજીએ પુસ્તિકા લખ્યા પછી તેનો અમલ કરવાની પોતાની ફરજ માની અને તેની પુત્રી રૂક્મિણીનું યોગ્ય ઉમરે જ સગપણ કર્યું તે તે સમયમાં છાનું રહ્યું નહોતું. શાસ્ત્રીજી વિધવા પુનર્લગ્નના હિમાયતી હતા અને આવા એકથી વધારે પ્રસંગોએ તેણે હાજરી આપી અને ભોજનસમારંભમાં ભાગ લીધો હતો. તેથી ઘેર થોડી મુશ્કેલી ઉપસ્થિત થઇ હતી. પણ આટલેથી વાત પૂરી થતી નહોતી. ૧૯૧૫માં જ્યારે મદ્રાસ આવ્યા અને તેના યજમાન થવાનું મને માન મળ્યું ત્યારે મારા આશ્ચર્ય વચ્ચે તે મારે ઘેર એક હરિજન છોકરાને લાવ્યા હતા. ગાંધીજી દક્ષિણ આફ્રિકામાંથી તાજેતરમાં આવેલા હોવાથી તે સમયના દક્ષિણ હિંદના સામાજિક જીવનથી તે અજ્ઞાત હતા. મારી માતાને સમજાવતા ઘણી જ મુશ્કેલી પડી અને મેં તથા મારા ભાઈએ હરિજન છોકરાને મારા ઘરમાં રહેવા દીધો. ગાંધીજીને ચાના પ્યાલાના તોફાનની તરત ખબર પડી ગઈ અને બીજે દિવસે તે શાસ્ત્રીજીને ઘેર ટ્રિપ્લિકેન જવાના હતા તે મુલાકાત રદ કરવાનું મને કહ્યું. કારણ કે તેને લાગ્યું કે તેણે મારી માતાને ખૂબ દુ:ખ દીધું હતું અને શાસ્ત્રીજીની માતાને તે દુ:ખ ફરીથી આપવાનો તેનો વિચાર નહોતો. મેં

શાસ્ત્રીજીને આ વાત કરી. તેનો જવાબ ચોક્કસ હતો. 'નાટેસન, મારી માતા કરતાં વધારે કડક તમારા માતા-જો સમજી જાય તો મારી માતા સહેલાઈથી સમજી જશે. વળી મારે તમને કહેવું જોઈએ કે સમાજના સભ્યો તરીકે અમે લીધેલી પ્રતિજ્ઞા પૈકી એક પ્રતિજ્ઞા એમ છે કે અમે જાતિભેદમાં માનીશું નહિ અને જાતિ અંગર ધર્મના ભેદની અવગણના કરીને અમે છૂટથી બધા સાથે ભોજન લઈશું માટે નક્કી થયા મુજબ ગાંધીજી મારે ઘેર ભલે આવે. ગાંધીજી નક્કી કર્યા મુજબ તેમને ત્યાં ગયા.

શાસ્ત્રીજી ખૂબ હિંમતવાન હતા. એવી વાત કહેવાય છે-આ માટે ડૉ. પટ્ટાભિ સીતારામૈયાએ પોતાના પત્ર 'જન્મભૂમિ'માં નિર્દેશ કર્યો હતો કે વર્ષો પહેલા જ્યારે તેઓ મહાસભાની બેઠકમાથી પાછા આવતા હતા ત્યારે પૂનાના રેલવે સ્ટેશનના પ્લેટફોર્મ પર, સંખ્યાબંધ લોકો ગાડીની રાહ જોઈને, આડા થઈને પડયા હતા તો કેટલાક સામાન પર સૂતા હતા. બે ત્રણ સોલ્જરો પ્લેટફોર્મ પર આમતેમ આંટા મારી રહ્યા હતા. એક હિંદી સામાનનો તકિયો કરીને સૂતો હતો તેને એક સોલ્જરને લાત મારતાં શાસ્ત્રીજીએ જોયો. શાસ્ત્રીજીના ગુસ્સાનો પાર ન રહ્યો, તેણે એકદમ આગળ જઈને સોલ્જરને કહ્યું 'નાલાયક, તે બિચારા હિંદીને લાત મારવાની તું હિંમત જ કેમ કરે?' સોલ્જર તો ડઘાઈ ગયો. તેના સાથીઓ તેને ત્યાંથી દૂર લઈ ગયા.

શાસ્ત્રીજીએ પોતાના સકળ જાહેરજીવન દરમિયાન ઉચ્ચ કક્ષાની સ્વતંત્રતા જાળવી રાખી હતી. તેનાં ભાષણો હિંમતવાળાં તથા મુદ્દાસર હતા, નોકરશાહીના દોષો ખુલ્લા પાડવામાં તે જરા પણ પાછું વાળીને જોતા નહિ, જો કે તે અનેક વખત 'મવાલ' તરીકે જાણીતા હતા છતાં જે લોકો તેના અંગત પરિચયમાં આવ્યા હતા તેઓ જરા પણ વિરોધ સીવાય કહી શકે કે તે ખરેખર 'જહાલ' હતા. તેમનાં મહાન ભાષણો તથા વકતૃત્વ દરમિયાન તેઓ શબ્દો તોળીતોળીને વાપરતા અને ખૂબ સાવચેતીથી બોલતા હતા. તેની ચીવટભરી સંભાળને અંગે તે કોઈની લાગણી દુભાવતા નહિ અને પોતે જે પક્ષ લીધો હોય તેને જરા પણ નુકસાન થવા દેતા નહિ, તે હમેશાં હિંમતવાન હતા પરંતુ ભાષાના ઉપયોગમાં તે કદી પણ ગાફેલ રહેતા નહિ.

ફરજના માર્ગમાંથી કોઇ પણ પ્રલોભન તેને ચ્યુત કરતું નહિ, અહીં આપવામાં આવતા બીજા દાખલાનો હું સાક્ષી છું. આ બનાવ લૉર્ડ ચેમ્સફર્ડના શાસનકાળ દરમિયાન બન્યો હતો:

જલિયાંવાલા બાગની કતલ તથાં લશ્કરી કાયદાના અમલની ક્રૂરતાએ તે સમયમાં આખા દેશને સળગાવી મૂક્યો હતો, અને તેથી હિંદી રાષ્ટ્રીય મહાસભાની અમૃતસરની બેઠકમાં લૉર્ડ ચેમ્સફર્ડને પાછા બોલાવી લેવાનો ઠરાવ આવ્યો હતો. અમૃતસર જતા રસ્તામાં, નજીકના રેલવે સ્ટેશને શાસ્ત્રીજીના ડબામાં વાઇસરોયની કાઉન્સિલના એક સભ્ય દાખલ થયા. વાતચિત દરમિયાન તેણે શાસ્ત્રીજીને લૉર્ડ ચેમ્સફર્ડ પર નિંદાનો ઠરાવ લાવવા વિરુદ્ધ શાસ્ત્રીજીને પોતાનો અવાજ ઉઠાવવા પહેલાં સૂચના અને પાછળથી આજીજી કરી, પરંતુ શાસ્ત્રીજીને એક જ જવાબ આપવાનો હતો, આ જવાબ 'ના'નો હતો, આ જાણીતી વાત છે કે આ 'ના'ને કારણે, જ્યારે વાઇસરૉયની કારોબારીમાં જગ્યા ખાલી પડી ત્યારે શાસ્ત્રીજીને પડતા મૂકવામાં આવ્યા.

લંડનમાં મળેલી પહેલી ગોળમેજી પરિષદમાં શાસ્ત્રીજીએ હિંદને તેનું ઘણા વખતનું લેણું-હોમરૂલ, સંપૂર્ણ સંસ્થાનિક દરજ્જો અપાવવા માટે ખૂબ સખત ભાષણો કર્યાં. તેણે જુદા પડવાના હક્કની પણ હિમાયત કરી તે વાત સારી રીતે જાણીતી છે. હિંદ વિરુદ્ધની મહાન લડતમાં મી. ચર્ચીલે પોતાના પક્ષની સભાઓમાં, હિંદને સ્વરાજ્ય આપવાની વિરુદ્ધમાં આને પણ એક કારણ તરીકે દર્શાવ્યું હતું.

સર સેમ્યુઅલ હોરને શાસ્ત્રીજીએ ખૂબ તકલીફ આપી હતી. તેથી ત્યાર પછીની ગોળમેજી પરિષદમાં તેને બોલાવવાનો તેણે વિચાર સરખો યે કર્યો નહિ. જાહેરમાં તો શાસ્ત્રીજીની તબિયત માટે લાગણીનું કારણ આપવામાં આવ્યું હતું પણ દરેક જણ જાણતું

હતું કે અગવડ પડતા માણસોને દૂર કરવાનો આ યત્ન હતો. લગભગ તે જ સમયે તેને રાજસભાનું પ્રમુખપદ આપવાનું કહેવામાં આવ્યું હતું. તેનો અસ્વીકાર કરવામાં તેણે જરા પણ આનાકાની કરી નહિ.

છેલ્લાં બે વર્ષથી શાસ્ત્રીજી પાકીસ્તાનના પ્રશ્ન પર ક્ષુબ્ધ થયા હતા અને તે હિંદના મૂળભૂત ઐક્યને તોડી પાડવાના કોઈપણ યત્નની વિરુદ્ધ ખૂબ લખતા તથા બોલતા હતા. મી. ઝીણાને શાંત કરવાની શ્રી. રાજગોપાલાચારીની યોજના તેને પસંદ નહોતી અને તેણે આ વાત છુપાવી નહીં. રાજગોપાલાચારીની યોજનાને ગાંધીજીની સંમતિ પણ તેને ગમતી નહોતી, કોઈપણ રીતે દેશના ભાગલાની વિરુદ્ધમાં તેણે સામનો કર્યો. પણ શાસ્ત્રીજી સ્વભાવે સહિષ્ણુ હતા. અને જો કે તે આ બાબતમાં રાજગોપાલાચારીથી જુદો મત ધરાવતા હતા છતાં તેણે પોતાનો મત દર્શાવ્યો હતો કે પ્રાંતના નેતા તરીકે તેને ફરીથી લાવવા જોઈએ. શાસ્ત્રીજીના મનમાં દેશ સંબંધી એટલા બધા વિચારો ઘોળાતા હતા અને તેના ભાવિ સંબંધી તે એટલી ચિંતા સેવતા હતા કે એમ કહી શકાય કે દિવસે તે હિંદના સ્વાતંત્ર્ય તથા ઐક્ય સંબંધી વિચારો કરતા હતા તથા રાત્રે તેનાં નિહાળતા હતા.

તેના સાથેની મારી લાંબી અને અંગત મૈત્રીને અંગે હું જેને તેની મહત્તા માનું છું તેના પર મારે અંતમાં ભાર દેવો જોઈએ. સ્વાતંત્ર્યની તેની ભાવના તથા પોતાના નજીકનાં સગાવ્હાલાંઓના વિરોધ તથા વિનતિઓ છતાં પોતાના સિદ્ધાંતો મુજબ કામ કરવાની તેની ઇચ્છા આ શાસ્ત્રીજીના જીવનની ખાસ વિશિષ્ટતાઓ હતી. જ્યારે લોકમત વિરુદ્ધ હોય અને અનિચ્છનીય અંશ પર મનોવૃત્તિઓ પહોંચી હોય તેવા પ્રસંગોએ પણ પોતાને જે વાત સાચી લાગે તેને વ્યક્ત કરવામાં શાસ્ત્રીજી કદી આનાકાની કરતા નહિ.

આપણા જાહેર જીવનમાં આપણને શાસ્ત્રીજી જેવા સહૃદયી અને સરળ માણસો મોટી સંખ્યામાં મળતા નથી. જેમ ટ્રેવેલ્યને મેકોલે સંબંધી કહ્યું હતું તેમ તે પાછળ 'મહાન અને કીર્તિવંત નામ તથા જીવનનું સ્મરણ મૂકી જાય છે—જેનું દરેક કાર્ય પોતાના વાક્યો જેટલું સ્વચ્છ તથા પારદર્શક છે.'



કોઈ પણ કાર્યને યંગીન રીતે પાર પાડવામાં જોઈતા સતત પરિશ્રમ
અને મહેનતની પાછળ છ[?] અને ત્યાગની ભાવનાનું બળ જોઈએ

—વિ. સ. ખાંડેકર

ખંડ ૩ જો (ચાલુ)
[ મરાઠા રાજ્યમંડળ પર હલ્લો ]

# રજવાડી હિંદનો પરાજય

મગનભાઈ દેસાઈ

*

[ 'ઊર્મિ–નવરચના'ના એપ્રિલ અંકમાં શિંદે–ભોંસલેના પરાજયની વાતથી આ લેખમાળા અટકી હતી. આ બે મરાઠા સરદારોને પતવીને વેલેસ્લી હોલ્કર જોડે લડે છે. તે માટે તે પેશવાને પહેલો સાધે છે. પરંતુ તેમાં પૂરો ફાવતો નથી ને વચ્ચેથી તેને વિલાયત જવું પડે છે. એ પ્રકરણ હવે આગળ ચાલુ થાય છે. ]

૫

## નાદાનની દોસ્તી

"કેટલાક એવું માનનારા હશે કે, આપણે માટે સૌથી સારું એ કે મરાઠા રાજ્ય પડી ભાંગે, અને તેને બદલે નાનાં નાનાં અનેક રાજ્યો થાય. આ લોકો સાથે હું સંમત નથી. આમ થાય તો આપણી સરહદ પર શાંતિ નહિ રહે અને શત્રુને તેનાથી દૂર નહિ રાખી શકીએ; એટલું જ નહિ પણ નિઝામની સત્તા સામે જે એકમાત્ર બળને લીધે સમતુલા જળવાઈ રહે છે તે પણ નબળું પડશે. એ વાત ખરી કે, આજે નિઝામનું બળ તુચ્છ છે; પરંતુ સબળ માણસોના હાથમાં આવે તો આપણા લાભ સામે એને તેઓ બરોબર વાપરી શકે....(એટલે) આપણે બળની સમજણ એવી ગોઠવવી જોઈએ કે તે નિઝામના રાજ્યને હમેશ અંકુશમાં રાખે. આ દૃષ્ટિથી, મરાઠા રાજ્ય કોર્નવોલીસ વખતના યુદ્ધ પૂર્વે, જેવું હતું તેવી દશામાં, અને તો, આપણે સાચવવું જોઈએ; અને તેથી આપણે તે ગજ્ય સદંતર નાશ પામે તે સ્થિતિ તથા તે સામ્રાજ્યના બધા ઘટક સચ્ચો એક મંડળ બને તે સ્થિતિ, બેઉને ટાળવાને માટે એટલી જ કાળજી રાખવી જોઈએ."

—આર્થર વેલેસ્લી

૧૯–૧૧–૧૭૯૯

(થૉમ્સન-ગૅરેટ પા. ૨૧૪ ઉપરથી)

ગવર્નર–જનરલ વેલેસ્લીનો સ્વભાવ જ એવો હતો કે તે કોઈને સ્વતંત્ર સાંખી શકે નહિ. તેના આ સ્વભાવનું તેણે રાજસૂત્ર જ બનાવી દીધું હતું. જેનું નામ 'સહાયકારી લશ્કર પદ્ધતિ' છે, અને આ નીતિ હિંદીઓ માટે અપમાનકારક તથા હુમલાખોર હોવા છતાં, અત્યાર સુધી નભી, પછી તેને મિજાજ શું કામ ઝાલ્યો રહે!

પરંતુ, એને માટે નર્યો એને દોષ દેવો ન જોઈએ. મરાઠાઓ પણ એમાં દોષિત ગણાય, કેમ કે વેલેસ્લી આમ જીત્યે ગયો તે મરાઠાઓની ફૂટને આભારી હતું. તે વગર વેલેસ્લી કાંઈ ન કરી શકત, એમ સૌ કબૂલ કરે છે. હવે તેણે હોલ્કરને દબાવવાનું વિચાર્યું. (મિલ તેના ઇતિહાસમાં (પા. ૬૬૫) કહે છે કે, "શિંદે અને વરાડના ભોંસલે જોડેના યુદ્ધનાં જોખમો અને જવાબદારીમાંથી અંગ્રેજો છૂટ્યા, એટલે તેઓએ જસવંતરાવ હોલ્કરની સત્તાને લમાનો વિચાર કર્યો." એમ જુઓ કે, અત્યાર સુધી તેની જોડે અંગ્રેજોએ સારાસારી રાખી હતી, કેમ કે શિંદે સાથે પતવવાનું ઊભું હતું, હવે તે પતી ગયું એટલે મિત્રાચારીનો પડદો લઈ લેવામાં આવ્યો અને વેલેસ્લીએ તેની આગળ પોતાનું ખરું પોત પ્રકાશ્યું.

જસવંતરાવ સ્વભાવે એકલવીર લાગે છે, બીજા મરાઠા સરદારો તથા પેશવાએ તેની છતની કશી કદર ન કરી, તેથી તે એવો આપોઆપ ઘડાયો ને તેને એકલવીર બનવું પડ્યું. જો પેશવાઈએ એને વખતસર માન્ય રાખી ઇંદોરની ગાદી શિંદે પાસેથી છોડાવીને જસવંતરાવને સોંપી હોત, તો એ માણસ જુદી ઢબે ઘડાત. પરંતુ આખર સુધી એને હડધૂત જેવો રાખવામાં આવ્યો. અને છેલ્લે જસવંતરાવ જેવો રાખવામાં આવ્યો. અને છેલ્લે જસવંતરાવ પોતે થઈને મરાઠાઓનો એકચિત સામનો અંગ્રેજો સામે ગોઠવવા ગયો, ત્યારે પણ શિંદે–પેશવા દગો રમવા લાગ્યા. એ દગો આર્થર વેલેસ્લીએ પોતાના દેશનો સ્વાર્થ વિચારીને સામો ઉલાળીને તેમના જ ઉપર નાખ્યો, એ આપણે આગળ જોઈ ગયા.

એ શિંદે હાર્યો છતાં હોલ્કર પરનું એનું વેર

તો ન ગયું. ઊલટું, અંગ્રેજો એને પણ ખરાબ કરે તો સારું, એમ જાતે પડેલા ને તેની દાઝે બળતા શિંદેને મનમાં થયું. બાજીરાવ પેશવા તો નાદાન હતો જ. તે અંગ્રેજોને કહ્યા જ કરતો હતો કે, ગમે તેમ કરીને હોલ્કરને ઠીક કરો !

વેરઝેરનો માર્યો શિંદે હવે એટલે સુધી ગયો કે, એ મહિના પછી ૧૮૦૪ માં બુરાનપુર મુકામે તેણે અંગ્રેજો જોડે બીજી સંધિ કરી સહાયકારી લશ્કર રાખ્યું અને સામેથી અંગ્રેજોએ કહ્યું કે, તમારે હોલ્કરને હરાવવો જોઈએ.

વેલેસ્લી ઘર પૂછતી આવેલી આવી સંધિની શું કામ ના પાડે ? સહાયકારી લશ્કર આપવા પેટે નવો મુલક માગ્યા વગર તેણે એને કબૂલ રાખી. બાપડો શિંદે એવી આશા સેવતો આ ફાંદામાં પડયો હતો કે, "(આ તહ પ્રમાણે મળતી) અંગ્રેજોની મદદ લઈને મરાઠા રાજ્યમંડળમાં મારું પહેલાં હતું તેવું વજન પાછું મેળવીશ."

—સર દેસાઈ.

દેશી રાજસત્તાઓમાં આવા અંધા લોભી હોય ત્યાં પહોંચેલા અંગ્રેજ ધુતારા ન ફાવે તો પેલી કહેવત ખોટી ન પડે !

આ કાળના રાજકારણ વિષે શ્રી. સરદેસાઈ પોતાના ઈતિહાસમાં એક શુભેચ્છા વ્યક્ત કરે છે કે,

"અમૃતરાવ અને હોલ્કર જો પૂનામાં પેશવાઈની વ્યવસ્થા કરત, તો તેમને જ મદદ કરીને તેમની મારફત બાજીરાવને માટે કોઈ ને કોઈ સ્વતંત્ર વ્યવસ્થા નક્કી કરવાનું અંગ્રેજોને માટે શક્ય હતું. એમ થાત તો યુદ્ધ ટળત અને મરાઠા રાજ્ય આટલું દસકાઈ ન પડત. શિંદે–ભોંસલેને પૂના આણી બધા મરાઠા સરદારોની એકતા અંગ્રેજો કરાવી શકત. આમ કરવાનું બાજુએ રાખી, થયું તે થયું એમ સમજી અંગ્રેજો જો તટસ્થ રહેત, તો પણ મરાઠા રાજ્યમંડળને પોતાનું ઘર સુધારવાની સંધિ મળત. અમૃતરાવ અને જસવંતરાવ બેઉ ઉત્સાહી તરુણ હતા, પૂર્વપરંપરા અનુસરી મરાઠા રાજ્ય ચલાવવાની જ તમન્ના બેઉને હતી. એક રાજકાજમાં તો બીજો લશ્કરી બાબતમાં હોશિયાર હતો, તે પડતીના કાળે આવી જોડી યદૃચ્છાએ જામી હતી."

અને સામે પક્ષે અંગ્રેજોએ જેનો સાથ કર્યો તે બાજીરાવ કેવો હતો, એ આપણે આગળ જોયું. અંગ્રેજોને હિંદમાં જે કામ કરવું હતું તે માટે આવા નાદાનની દોસ્તી જ તેમને ફાવતી હતી ! અને હિંદના રાજકારણમાં તે વખતે વેલેસ્લીએ જે એક દંભ ચલાવેલો તે પણ આ દોસ્તીથી ઉઘાડો પડે છે. આ દંભ સમજવા જેવો છે.

અયોધ્યા, કર્ણાટક ઇ૦ કેટલાક દેશી રાજ્યો ગળવા માટે ગ. જ. વેલેસ્લીએ એક એવો વાદ રજૂ કરેલો કે, સુરાજ્યના હિતમાં તેમ કરવાની જરૂર છે. દેશી રાજ્યોના આંતરિક કામકાજમાં, સર્વોપરી સત્તા તરીકે અંગ્રેજો સામાન્યપણે, દખલ નહિ કરે. પરંતુ જો તે ખરાબ ચાલતું હોય તો ઉપરી સમ્રાટ–સત્તાના હકથી અંગ્રેજ સરકાર તે વહીવટમાં પડી શકે, એવો ધારો આજે ચાલે છે. આ ધારાની શરૂઆત વેલેસ્લીના જમાનાથી શરૂ થયેલી છે. આપણે જોયું કે, વેલેસ્લીને હિંદમાં સલાહશાંતિની ગરજ હતી, કેમ કે તે વગર અંગ્રેજી વેપાર ન વધી શકે. આ ચોખ્ખી વાત ઉપર એણે, પોતાના શસ્ત્રબળને જોરે અને દેશી રાજસત્તાઓના માંહોમાંહેના ઝઘડા અને ફાટફૂટના પાયા ઉપર, એક મોટો સમ્રાટસત્તાવાદી સિદ્ધાંત ઘડી કાઢયો, ને તેને સહાયકારી લશ્કરી પદ્ધતિની રાજનીતિનું રૂપ આપ્યું.

પરંતુ ટીપુને પરાસ્ત કરવા વખતે તે આ ભૂલી ગયો. ટીપુનું રાજ્ય કેવું સરસ ચાલતું હતું એના પુરાવા જાતે જોનારા અંગ્રેજોના આજે પણ મળે છે.

અને એમ જ એણે મરાઠા રાજ્યો જોડેના વહારમાં પણ કર્યું. બહુ ખૂબીભેર અને સફાઈથી પોતાનો સુરાજ્યવાદનો સિદ્ધાંત એણે ખિસ્સામાં મૂકી દીધો. બાજીરાવ કુરાજા હતો એ તેને ખબર હતી. જો સુરાજ્યની જ ચિંતામાં તે હોત તો તેણે, સર દેસાઈ ઉપર કહે છે તેમ, વર્તવું જોઈતું હતું. પરંતુ

એને તો અંગ્રેજ સત્તાને હિંદમાં સર્વોપરી કરવી હતી અને તેને સારુ મરાઠાઓની ફૂટનો લાભ લઈ, જે કોઈ તેમાંથી કુહાડાનો હાથો બની શકે કે બનવા તૈયાર હોય તેને પકડી લઈ, પોતાનું હલકટ કામ કરવું હતું. તેથી જ તે બાજીરાવને વસઈના સમયથી બગલમાં મારે છે અને આખા હિંદની પ્રજા ઉપર એક નાહકનું યુદ્ધ ગુજારે છે, જેને પરિણામે પછીથી ભારે અરાજકતાનો ગાળો પ્રજાને માથે પડે છે. આ કામમાં બાજીરાવ વેલેસ્લીનો સાગરીત બને છે એ પણ, વેલેસ્લીને આ આક્ષેપમાંથી બચાવી ન શકે, કેમ કે તે જો ખરો સુરાજ્યવાદી હોય તો તેણે તેને સાગરીત તરીકે લેવો જ નહોતો જોઈતો. એ જો તે હોત તો, લોકના શુભની અને હિંદની શાંતિની દૃષ્ટિએ, "એક ત્રાહિત તરીકે અંગ્રેજોનું મુખ્ય કર્તવ્ય પૂનામા સૌ પક્ષોની એકવાક્યતા કરી મરાઠા રાજ્યને સંભાળવાનું હતું. તેને બદલે બે વેલેસ્લી-ભાઈઓએ બાજીરાવને વસાઈના ઓરડામાં ઘાલી બધું ઓહિયાં કરવાનો જ પ્રયત્ન આરંભ્યો." (સર-દેસાઈ ૩–૨૯૬)

અંગ્રેજ ઇતિહાસકારો આ સમયના મરાઠાઓને ગાળો દેવામાં ઠીક ઠીક શૂર બતાવે છે, એમ કહીને, થોમ્સન ગૅરેટ કહે છે તે જોવા જેવું છે, આટલે વરસે અંગ્રેજો આટલું કબૂલ કરે છે એ સારી વાત છે. તે બે ઇતિહાસકારો (પા. ૨૧૪) કહે છે –

"સામ્રાજ્ય અંગે મહાન રોમન રાજસૂત્ર છે કે, તેને માટે ભેદનીતિ ઉત્તમ છે. આપણે હિંદમાં આ સૂત્ર પ્રમાણે વર્ત્યા એ આક્ષેપથી આજ આપણી લાગણી દુખાય છે. ૧૮મા સૈકામા રાજકારણી મુત્સદ્દીના હેતુનું એ સામાન્ય ધોરણ હતું, અને કોઈને એમાં કાંઈ ખરાબ લાગતું નહિ....

× ×

"આ વખતના મરાઠાઓની દુષ્ટતા પર ભાર મૂકીને ગુસ્સો કાઢી, ઇતિહાસકારો આ વાતને નાહક-ની વધારે ગૂંચવે છે. પરંતુ, સામાન્ય રીતે બદમા-શીમાં પણ કોણે પહેલ કરી ન કરી એનો કાંઈક અંશ રહેલો હોય છે. અને આપણે જોયું કે, સામ-સામે આથડતા દેશી હકદારોમાંથી વધારે ભૂંડા અને શઠને મદદ કરવાનું પસંદ કરવા માટે કંપનીને જાણે કે ખાસ આકર્ષણ કે પ્રેમ હતો. વેલેસ્લી સતત જે મરાઠારાજ્યોમાં દખલ કરતો હતો તેમાં કંપનીએ હવે આમ જ કર્યું, અને તેમાં અજાણપણાનું બહાનું પણ નહોતું."

આમ, જાણી જોઈને નાદાન જોડે આદરેલી દોસ્તી ને બાજીરાવ–પરસ્તીમાં અંગ્રેજો એક ડગલું આગળ વધ્યા, અને તે એ કે, તેમણે હોલ્કર પર હલ્લો કરવાનું ધાર્યું. આ લડાઈ ને તેના ખર્ચને લઈને, વિલાયતથી ઠપકો આવ્યા કરતો હતો છતાં, વેલેસ્લી એ કામમાં કૂદી પડ્યો, પણ એમાં સખત ફટકો ખાધો. વિલાયતના ઉપરીઓ તરફથી જ નહિ, હોલ્કરને હાથેથી પણ. ૧૮૦૫માં વેલેસ્લીના આધાર-રૂપ પીટ વડોપ્રધાન મટી માંદગીમાં પટકાયો, એટલે વેલેસ્લીનું ચલણ વિલાયતમાં મંદ પડ્યું; પરિણામે ડિરેક્ટરોને તરછોડી મનસ્વીપણે વર્તવાનું તેનું બંધ થયું. ડિરેક્ટરોએ તેને પાછો બોલાવવા હુકમ કાઢ્યો, અને તેની જગાએ ઘરડા લૉર્ડ કૉર્નવૉલીસને પાછો હિંદમાં ગ. જ. તરીકે મોકલ્યો. કંપનીને આ માણ-સમાં શ્રદ્ધા હતી. પાછો ખામોશી રાખવાનો સમય આવ્યો હતો, એટલે તેને માટે યોગ્ય ગણાયેલા માણ-સને તેમણે હિંદ મોકલ્યો. આ ખામોશી ગાળાનું રાજકારણ સમજતા પહેલાં હોલ્કર વેલેસ્લીના યુદ્ધ વિષે થોડુંક જોવું જોઈએ. તે હવે પછી.

# દાયકાની ગુજરાતી નવલ

નિરુ દેસાઈ

ગુજરાતી નવલકથા અવનતિના પંથે છે એમાં કાંઈ શંકા નથી. 'સરસ્વતીચંદ્ર'નું ગહન ઊંડાણ કે 'ગુજરાતના નાથ'નો વેગ—એ બન્ને ગુમાવી બેઠેલ ગુજરાતની નવલકથા આજે છીછરા પાણીમાં છબછબીયાં કરવામાં રાચે છે. ગુજરાતની સૂરતમાં મોટાં મોટાં પરિવર્તનો થયા છે. ગુજરાતની છાતી પર ત્રણ રાષ્ટ્રીય સંગ્રામો ખેલાયા છે. રાસ, બારડોલી, અમદાવાદ એની ગૌરવકથાઓ અનેક હિંદીઓના અંતરમાં અંકિત થઈ છે. એના ઉદ્યોગપતિઓએ ગુજરાતને નવું કલેવર, નવું રૂપ પ્રદાન કર્યું છે, છતાં ય આપણું સાહિત્ય—અને નવલકથા આ બધાનું મૂર્તસ્વરૂપ બધાએ દેશમાં રજૂ કરે છે—લૂલું પાંગળું રહ્યું છે. નવલિકા અને કવિતાએ નવો પ્રચાર થોડે ઘણે અંશે ઝીલ્યો છે. ગુજરાતના માનસનું આછેરું દર્શન એમાં થાય છે. પણ નવલકથામાં આજે ય શરદ્બાબુનું જ સામ્રાજ્ય છે. એ શરદ્બાબુ સાથે આવી બંગાળના સાહિત્યકારોનો મોટો પ્રવાહ સૌરીન્દ્રમોહન પ્રભાતકુમાર, નિરુપમાદેવી વગેરેનો પ્રવાહ પણ ચાલ્યો જ આવે છે. નવલકથા સૌથી વિશેષ પ્રગટ થાય છે, છતાં સાહિત્યના આ અંગમાં સમૃદ્ધિ, સૌષ્ઠવ, સૌંદર્ય સુદઢતા કેટલા પ્રમાણમાં ? છેલ્લા એક દાયકામાં ગુજરાતી સાહિત્યે કોઈ શક્તિશાળી નવલકથાનાં દર્શન આપણા દુર્ભાગ્યે હજી થયા નથી.

મુનશી, રમણલાલ હજી ય નવલકથાઓ લખે છે પણ એ આ દાયકાના નવલકથાકારો નથી. 'ધૂમકેતુ'એ 'રાજમુગટ' 'પૃથ્વીશ' આગલા જમાનામાં લખ્યા પછી આ દાયકામાં નવલિકાને કોરાણે મૂકી નવલકથાક્ષેત્રે વિશેષ ઝંપલાવ્યું છે એ વાત સાચી છતાં એમને પણ આ દાયકાના નવલકથાકાર કહેવામાં ઔચિત્યભંગ જ થશે. 'અજિતા' 'પરાજય'—માં એમને જે માનસનું દર્શન કરાવવા પ્રયત્ન કર્યો છે, એ આગલા દાયકાનું છે. ગુજરાતના સમાજ—માનસના પલટાતા પ્રવાહોનું સૂક્ષ્મ અવલોકન કરનારને આ નવલકથાઓમાં ચર્ચાયેલા પ્રશ્નો લગભગ આગલા દાયકાના લાગશે.

૧૯૩૦-૩૨ના દાયકામાં આશા તો ઘણી પાંગરી હતી. રમણલાલ દેસાઈએ પ્રવેશ તો આ અગાઉ કર્યો હતો પણ 'દિવ્યચક્ષુ'ના આલેખાયેલા રાષ્ટ્રીય ઉત્થાનની ભૂમિકાએ યુવક માનસ, પ્રજા હૃદય પર જરૂર અસર કરી. ગુજરાતની પ્રાચીન ઐતિહાસિક (!) અસ્મિતાનું પાન કરતી ગુજરાતની જનતાને વર્તમાન જીવનમાં કાંઇક સજીવ તત્ત્વ લાગવા માંડ્યું. એ પુસ્તક વાંચતાં જ અંતર એક પ્રકારનો આનંદ અનુભવી રહેતું—જાણે આપણું પોતાનું માનસ એમાં અભિપ્રેત થતું હતું. લેખકે કુશળતાપૂર્વક આપણી પોતાની જ સંવેદનાઓ એની તીવ્રતાઓ, અને સંઘર્ષ સાથે આલેખી હતી મેઘાણીએ અપ્ટન સિંકલેરના એક પુસ્તક પરથી તૈયાર કરેલ 'સત્યની શોધમાં' દ્વારા એમની નવલકથાકારની શક્તિનો પરિચય આપ્યો. 'સૌરાષ્ટ્રની રસધાર' રેલવનાર આ શબ્દસ્વામી શબ્દોની રંગત દ્વારા અદ્ભુત સંવેદનાઓ જગવવાની શક્તિ ધરાવે છે અને એમની કલમમાંથી ગુજરાત—કાઠિયાવાડમાં જીવન ટપકશે એવી આશા જાગી. 'સોરઠ તારાં વહેતાં પાણી'માં એમણે કાઠિયાવાડના જીવનનું સમગ્ર દર્શન કરાવ્યું. આજે ય મેઘાણીની નવલકથાઓમાં એ સર્જન ઉત્કૃષ્ટ ગણી શકાશે. કદાચ ગુજરાતના આ દાયકાનાં રાષ્ટ્રના પ્રવાહને આલેખતા પ્રતિભાશાળી સર્જનોમાં ય એ ટોચે રહેશે.

૧૯૩૩-૩૭ સુધીમાં તો નવલકથાકારો ઊગતા હતા—વાધતા હતા. જાણે નવલકથાનું સુકાન મુનશી પછી સૂનું નહિ રહે એવી આશા પણ પડવા માંડી હતી. સોપાન, દર્શક, રામનારાયણ પાઠક, ગુણવંતરાય આચાર્ય, પન્નાલાલ પટેલ, જેઠાલાલ ત્રિવેદી, દુર્ગેશ શુક્લ, ઇંદ્ર વસાવડા, શ્રીકાંત દલાલ, રમણલાલ સોની વગેરે નવા નવા તારકોનો ઉદય સાહિત્યવ્યોમે થતો હતો. 'સોપાને' 'પ્રાયશ્ચિત'માં હરિજનપ્રશ્નને

રૂપ કે બીજી કોઈ વસ્તુના અર્થ સમજવાની શક્તિ ખોઈ બેઠો છે નહિ તો એમને એટલું ય મન નહિ થતું હોય. ... એક દિવસ ટ્યુશન પર ગાપચી મારી જલદી ઘેર જાઉં. બીજા લોકો જેમ હું ય રોજ નહિ તો કોઈક દિવસ પત્ની સગાથે બહાર નીકળું. વાર તહેવાર બધું જ સરખું. એમને માટે એમનો ગરબાર જ સંસાર. એવું ભોજન અને શાન્તિદાયક સંસારનું સુખ. વિચારોનો ઘોડો ગરદન પર ... પડે તો ય થાક્યો ... આપવા ન કહે. પોતે જ એકલી અભાગી છે જે ... ધ્યાના આકાશમાંથી ફૂટતા રંગો સજોડે જોવાને બદલે સ્વામીની પ્રતીક્ષામાં જોગીની ટીપણ જેમ લાંબી સડકને નીરખી રહી છે. આકાશમાં તો કેવા કેવા રંગીન વાદળો આવે છે! ઊડવા અધીર પંખી પાંખ ફેલાવી કેવા ક્ષિતિજ પાર ઊડી જાય છે!

અકસ્માત પવિત્રાએ પરામાં પણ વસ્તીથી જરા દૂર આવેલા પોતાના મકાનની સામે બાગના ખેતરમાં એક દૃશ્ય જોયું. એક મજાનો મોર ... કરી ઢેલને રીઝવી રહ્યો હતો. પગના ઠેકા દેતા એની ડોકમાં લપાતો હતો, તેમ તેમ ઢેલ ની માનુની બની ઢેલ દૂર સરી જતી હતી. પવિત્રાએ એ દૃશ્ય સ્થિર નયને અને ઊંચે શ્વાસે નીરખ્યું. એને પ્રશ્ન ઉઠ્યો: મોર શું કરે છે? પત્નીનું મન હરણું કરવા પીંછા પસારી લહેકાપૂર્વક નાચે છે. ઢેલ ભાવ ખાય છે. પોતાના જીવનમાં પ્રેમની આ મદમસ્ત મસ્તીનો કેવો અભાવ?

# દાયકાની ગુજરાતી નવલ

નિરુ દેસાઈ

ગુજરાતી નવલકથા અવનતિના પથે છે એમાં કાંઈ શંકા નથી. 'સરસ્વતીચંદ્ર'નું ગહન ઊંડાણ કે 'ગુજરાતના નાથ'નો વેગ–એ બન્ને ગુમાવી બેઠેલ ગુજરાતની નવલકથા આજે છીછરા પાણીમાં છબછબીયાં કરવામાં રાચે છે. ગુજરાતની સૂરતમાં મોટાં મોટાં પરિવર્તનો થયા છે. ગુજરાતની છાતી પર ત્રણ રાષ્ટ્રીય સંગ્રામો ખેલાયા છે. રાસ, બારડોલી, અમદાવાદ એની ગૌરવકથાઓ અનેક હિંદીઓના અંતરમાં અંકિત થઈ છે. એના ઉદ્યોગપતિઓએ ગુજરાતને નવું કલેવર, નવું રૂપ પ્રદાન કર્યું છે, છતાં ય આપણું સાહિત્ય–અને નવલકથા આ બધાનું મૂર્તસ્વરૂપ બધાએ દેશમાં રજૂ કરે છે–લૂલું પાંગળું રહ્યું છે. નવલિકા અને કવિતાએ નવો પ્રચાર થોડે ઘણે અંશે ઝીલ્યો છે. ગુજરાતના માનસનું આછેરું દર્શન એમાં થાય છે. પણ નવલકથામાં આજે ય શરદબાબુનું જ સામ્રાજ્ય છે. એ શરદબાબુ સાથે આવી બંગાળના સાહિત્યકારોનો મોટો પ્રવાહ સૌરીન્દ્રમોહન પ્રભાતકુમાર, નિરૂપમાદેવી વગેરેનો પ્રવાહ પણ ચાલ્યો જ આવે છે. નવલકથા સૌથી વિશેષ પ્રગટ થાય છે, છતાં સાહિત્યના આ અંગમાં સમૃદ્ધિ, સૌષ્ઠવ, સૌંદર્ય સુદૃઢતા કેટલા પ્રમાણમાં? છેલ્લા એક દાયકામાં ગુજરાતી સાહિત્યે કોઈ શક્તિશાળી નવલકથાનાં દર્શન આપ્યાં દુર્ભાગ્યે હજી થયા નથી.

મુનશી, રમણલાલ હજી ય નવલકથાઓ લખે છે પણ એ આ દાયકાના નવલકથાકારો નથી. 'ધૂમકેતુ'એ 'રાજમુગટ' 'પૃથ્વીશ' આગલા જમાનામાં લખ્યા પછી આ દાયકામાં નવલિકાને કોરાણે મૂકી નવલકથાક્ષેત્રે વિશેષ ઝંપલાવ્યું છે એ વાત સાચી છતાં એમને પણ આ દાયકાના નવલકથાકાર કહેવામાં ઔચિત્યભંગ જ થશે. 'અજિતા' 'પરાજય'–માં એમને જે માનસનું દર્શન કરાવવા પ્રયત્ન કર્યો છે, એ આગલા દાયકાનું છે. ગુજરાતના સમાજ–માનસના પલટાના પ્રવાહોનું સૂક્ષ્મ અવલોકન કરનારને આ નવલકથાઓમાં ચર્ચાયેલા પ્રશ્નો લગભગ આગલા દાયકાના લાગશે.

૧૯૩૦–૩૨ના દાયકામાં આશા તો ઘણી પાંગરી હતી. રમણલાલ દેસાઈએ પ્રવેશ તો આ અગાઉ કર્યો હતો પણ 'દિવ્યચક્ષુ'ના આલેખાયેલા રાષ્ટ્રીય ઉત્થાનની ભૂમિકાએ યુવક માનસ, પ્રજા હૃદય પર જરૂર અસર કરી. ગુજરાતની પ્રાચીન ઐતિહાસિક (!) અસ્મિતાનું પાન કરતી ગુજરાતની જનતાને વર્તમાન જીવનમાં કાંઈક સજીવ તત્ત્વ લાગવા માંડ્યું. એ પુસ્તક વાંચતાં જ અંતર એક પ્રકારનો આનંદ અનુભવી રહેતું–જાણે આપણું પોતાનું માનસ એમાં અભિપ્રેત થતું હતું. લેખકે કુશળતાપૂર્વક આપણી પોતાની જ સંવેદનાઓ એની તીવ્રતાઓ, અને સંઘર્ષ સાથે આલેખી હતી મેઘાણીએ અપ્ટન સિંકલેરના એક પુસ્તક પરથી તૈયાર કરેલ 'સત્યની શોધમાં' દ્વારા એમની નવલકથાકારની શક્તિનો પરિચય આપ્યો. 'સૌરાષ્ટ્રની રસધાર' રેલવનાર આ શબ્દસ્વામી શબ્દોની રંગત દ્વારા અદ્ભુત સંવેદનાઓ જગવવાની શક્તિ ધરાવે છે અને એમની કલમમાંથી ગુજરાત–કાઠિયાવાડમાં જીવન ટપકશે એવી આશા જાગી. 'સોરઠ તારાં વહેતાં પાણી'માં એમણે કાઠિયાવાડના જીવનનું સભર દર્શન કરાવ્યું. આજે ય મેઘાણીની નવલકથાઓમાં એ સર્જન ઉત્કૃષ્ટ ગણી શકાશે. કદાચ ગુજરાતના આ દાયકાનાં રાષ્ટ્રના પ્રવાહને આલેખતા પ્રતિભાશાળી સર્જનોમાં ય એ ટોચે રહેશે.

૧૯૩૩–૩૭ સુધીમાં તો નવલકથાકારો ઊભરાતા હતા–વધતા હતા. જાણે નવલકથાનું સુકાન મુનશી પછી સૂનું નહિ રહે એવી આશા પણ પડવા માંડી હતી. સોપાન, દર્શક, રામનારાયણ પાઠક, ગુણવંતરાય આચાર્ય, પન્નાલાલ પટેલ, જેઠાલાલ ત્રિવેદી, દુર્ગેશ શુક્લ, ઈંદ્ર વસાવડા, શ્રીકાંત દલાલ, રમણલાલ સોની વગેરે નવા નવા તારકોનો ઉદય સાહિત્યાકાશે થતો હતો. 'સોપાને' 'પ્રાયશ્ચિત'માં હરિજનપ્રશ્નને

જુદી રીતે જોવા પ્રયત્ન કર્યો જ્યાં 'મંગલ મૂર્તિ' અને 'જાગતા રે'જો'માં એમની વાર્તાકલા–એમના લેખનમાં આ જ વિશેષતા છે. વધારે રસમય અને સચોટ બની, એટલું જ નહિ જીવનના પ્રશ્નોને તપાસવાની, આલેખવાની એક સરળ હથોટી પણ એમને ફાવી ગઈ હતી. 'બંધન, અને મુક્તિ'માં શ્રી દર્શકે નવીન, અદ્યતન માનસનો ખ્યાલ આપ્યો. એમની શક્તિશાળી, પ્રવાહી ભાષાએ વાર્તાપ્રવાહને વધારે રસાળ બનાવ્યો. 'ભીખા ચોટ્ટા'માં શ્રી. રમણલાલ સોનીએ શરદબાબુની ઋજુ મૃદુલ શૈલીને ગુજરાતીમાં ય અનુરૂપ બતાવી શકાય છે, એ પુરવાર કર્યું એટલું જ નહિ ગુજરાતી સમાજના તરછોડાયેલા અંગનું જીવનદર્શન કરાવવામાં એ સફળ થયા. રામનારાયણ ના. પાઠકના 'પચાસ વર્ષ પછી' ની વેગવંત, એકધારી પ્રવાહી ભાષામાં એના રચનાનો, નબળું પાત્રાલેખન ભૂલી જવાય છે. 'આવતી કાલ'માં પાછું એ જ પુનરાવર્તન.

એટલે એમ થતું હતું કે મુનશી બિનવારસદાર તો નહિ જ રહે. ઊંડે ઊંડે એવી આશા પણ પડતી હતી કે આ લેખકોમાંથી જ કોક ગોલ્ડ કે દાસ્તોવસ્કી કે હ્યુગો જાગશે અને ગુજરાતના અંતરને વાચા આપશે. આમાંથી જ કોક સ્ટાઈન્બેક કે સીલોન કે માલ્ગો જાગશે અને ગુજરાતની પ્રતિકાર કથાને અમર બનાવશે–અને આવી આશા કેમ ન પડે? આવી કથા સર્જાવવા માટે શક્તિનો અભાવ તો નહોતો જ. મેઘાણીએ–આચાર્યે, પન્નાલાલે કે પ્ર–આ લેખકે–એ જ આવી આશા જન્માવી છે, એમનાં સર્જન દ્વારા–સમરાંગણ'ના લેખક 'ધારાસણા' ન આપી શકે?' 'હરિયાલાલ'ના લેખક ગુજરાતના કાકાજીવનનું રસમય રોમાંચક દર્શન ન કરાવી શકે? 'મળેલા જીવ'–ના લેખક જો ગુજરાતના નીચલા વર્ગના મનોમંથનો આલેખી શકે તો 'ગોર્કી' માફક જીવનચિત્રો ન સર્જી શકે? 'વિકાસ' અને 'પ્રણય તથા પરિણય'ના લેખક સ્ટીફન ઝવાઈગ ન બની શકે? ગુજરાતના સમાજ જીવનમાં અનેક પરિવર્તનો આ દાયકામાં આવ્યાં છે. પ્રેમ તથા લગ્નજીવન, આર્થિક કલહ, માબાપ–શિક્ષકની સત્તા સાથેનો સંઘર્ષ–આ બધામાં દૃષ્ટિકોણ બદલાયો છે, મૂલ્યો બદલાયાં છે. ગમે કે ન ગમે પણ આજનો ગુજરાતી જુવાન એને પેદા કરનારી ધરતી સાથે બહુ ઓછો સંબંધ ધરાવે છે, છતાં આ ધરતી એના દિલમાં અવનવા, તુમુલ તોફાનો પણ જગવે છે. એના મનોવિશ્લેષણની કથા હજી ય શ્રી. ચુનિલાલ શાહ–એમના સિવાય બીજા કોઈ એનું સમભાવપૂર્વક આલેખન કરી શકે એમ નથી.–પાસેથી આપણે મેળવવાની રહે છે. ૧૯૩૯ સુધીમાં તો સ્વ. પ્ર. પણ 'દેશદ્રોહી' મારફતે ઝળક્યા અને આશા વધતી ચાલી. પ્રથમવાર જ એક એવા લેખક મળ્યા હતા, જે શબ્દોનું પ્રાચુર્ય જો છોડે તો ગુજરાતના અંતરને રજૂ કરી શકે એવી શક્તિ ધરાવતા હતા

છતાં ય.....આ આશાને અંકુર આવ્યા, પુષ્પ ન પ્રગટ્યાં. આમાંના એકે ય લેખકે વિકાસ ન કર્યો. આમાંના ઘણાખરા લેખકો આજે લખે છે, પણ બધાયના સર્જનની હાલત નિઃસાર છે–મૌલિકતાનો કે સર્જનશક્તિનો અભાવ નથી છતાં અમુક સરળ પ્રદેશ છોડી નવા ટેકરાઓ, નવી ધરતી શોધવાની એમની વાર્તાસરિતાની ઇચ્છાનો ઇન્કાર જરૂર લાગે છે. એમનો આ દોષ સાચે જ લાક્ષણિક છે. 'વસુંધરાનાં વહાલાં દવલાં'ને હ્યુગોમાંથી જ પ્રેરણા શોધવી પડી. ઘરના આંગણેથી એમને કંઈ ન લાધ્યું 'પ્રભુ પધાર્યા'નો અનુભવ એમને ત્યાંના હિજરતીઓની કરુણ કથાઓએ કરાવ્યો પણ 'લીંબડીની હિજરત' કશું સંવેદન ન જગવી શકી. સાહિત્યના દરબારમાં આ લેખકોનું મૂલ્ય એમની સિદ્ધિઓ પરથી જ નહિ અંકાય પણ એમની શક્તિ અનુસાર એમણે સર્જન કેટલું કર્યું એ પર જ અંકાશે. આ તમામ લેખકોએ એક યા બીજા પ્રકારે પોતાની શક્તિ ઝાંખી તો કરાવી જ છે. વધારે સારો સમય આવવાનો નથી કે પ્રગતિનું કોઈ ચિહ્ન દેખાતું જ નથી, એવું નથી. શ્રી. જયંત દલાલ કૃત 'ધીમુ અને વિભા' એ નવું ડગ જરૂર માંડ્યું છે. મનોવિશ્લેષણની દિશામાં. એમની વીરશૈલી અભિનવ શબ્દપ્રયોગો અને ઊંડું મનોવિશ્લેષણ ભાવિ વિશે આશા આપે છે. પણ ૧૯૩૯–'૪૨ના સમયમાં તો એમ કહેવું જ પડશે કે ગુજરાતી નવલકથાનો સાહિત્યપ્રકાર અણુવિકસીત જ રહ્યો છે, એટલું જ

નહિ જે લખાય છે તે મોટે ભાગે છીછરું, અને ઊછીનું છે. નવા લેખકોમાં એકાદ બે સીવાય કોઈની પાસે આની આશા રાખી શકાય એમ નથી. નવા લેખકોમાંથી મોટો ભાગ કવિતા કે નવલિકા તરફ વળે છે, પણ નવલકથા લખવા જેટલી ધીરજ પણ એ રાખી શકતો નથી. ખરાબ નવલકથા પણ લખતા નથી! આજનો લેખક એ કવિ કે નવલકથાકારનો પર્યાય જ બની ગયો છે. એક નિરાશાવાદી ખ્યાલ એવો પણ બંધાતો જાય છે કે સાહિત્યના સ્વરૂપ તરીકે નવલકથા અનુપયોગી બનવા માંડી છે અને એનું સ્થાન સાહિત્યશરીરનાં વાંદરાના પૂછડા જેવું જ રહેશે. કોઈ 'સરસ્વતીચંદ્ર જેવી નવલકથા લખતું નથી' એવી ટીકા દાયકા પહેલાં સંભળાતી હતી. આજે એમ કહેવાવા લાગ્યું છે કે કોઈ 'ગુજરાતનો નાથ' આપી શકતું નથી.

એક રીતે નવલકથા એ સાહિત્યનો સૌથી અદ્યતન પ્રકાર છે. સો વર્ષ પહેલાં નવલકથા લખાતી જ નહિ. બધા જ દેશોના સાહિત્યનો ઇતિહાસ આની સાક્ષી પૂરે છે. લેખકો કાવ્યો લખે, નાટકો લખે, નિબંધો કે વિવેચનો કે દર્શનશાસ્ત્રના ગ્રંથો લખે; પણ પ્રાચીન જગતમાં નવલકથા ક્યાંય જણાતી નથી. આ વર્તમાન યુગની શોધ અકાળે જ બાલ્યવયમાં અવસાન પામશે એવી શંકા પડતી જાય છે; એને માટે શ્રમ ઉઠાવવાની, કે આગળ વધારવાની જરૂર નથી એવું વલણ આજે આ ધમાલના, ઝડપના યુગમાં બંધાતું જાય છે. આરંભની નવલકથા ચિત્રાત્મક કે ઉપદેશાત્મક કે કટાક્ષાત્મક હતી. વચ્ચે જે ઐતિહાસિક નવલકથાઓનો યુગ આવ્યો—આ નવલકથાઓને કેટલે અંશે ઐતિહાસિક કહેવી એ વાતને અત્યાર પૂરતી છોડી દઈએ—પણ એમાં ય ઉદ્દેશ ગુજરાતની અસ્મિતા જાગૃત કરવાનો એટલે કે બીજો હાડ અમુક ઉપદેશ રજૂ કરવાનો હતો. નવલકથાના વર્તમાન યુગ સુધીના ઇતિહાસને જો ઝીણી નજરે તપાસીએ તો આપણી ભૂમિમાં એ પરદેશથી ઉછીના લાવેલા છોડ જેવી રહી છે. 'સરસ્વતીચંદ્ર'થી માંડીને 'બંદુ મ.ધી' આપણા સમાજની દેવાની દાંવા કરતી નવલકથાઓમાં જ્યાંસિંહેન મોટે ભાગે તો પશ્ચિમનાં જ થયાં છે. એનો પ્રકાર અને એની વસ્તુ બહુધા બહારનાં અગર એવી છાપવાળાં રહ્યાં છે. માટે દેશની જ ભૂમિમાં પાંગરે એવી શરદબાબુની નવલકથાઓ આપણે ત્યાં વધારે પ્રિય થઈ પડી છે. પરદેશનું અનુકરણ સર્વથા ત્યાજ્ય ન હોઈ શકે, પણ આપણી ભૂમિમાં એ પાંગરે એવી રીતે એમાં ખાતર, પાણી સિંચાવા જોઈએ. જ્યાં સુધી આ વલણ આપણા સાહિત્યકારો નહિ છોડે ત્યાં સુધી ઉત્કૃષ્ટ નવલકથાનું સર્જન બહુ સંભવિત લાગતું નથી.

વિખ્યાત નવલકથાકાર ફ્લોબેરે નવલકથા માટે એક સીધી સાદી વાત કહી છે. પ્રત્યેક સ્થળે અણશોધેલું એવું તત્ત્વ પડેલું જ છે. (There is an element of unexplored in everything) નવલકથાકારનું કામ આ નવીનના શોધવાનું અને વ્યક્ત કરવાનું છે. એનો મોટામાં મોટો ગુનો આ પુરોગામીઓનાં સંશોધનોનું 'પુનરાવર્તન' કરવાનો છે, (આપણે ત્યાં 'ધૂમકેતુ' એ રીતે મુનશીના બિસાચાયુ બનવાનો જ પ્રયાસ કરે છે. શૈલી અને વસ્તુ બન્નેમાં. અને એમાં એ કેવા નિષ્ફળ નિવડ્યા છે તે જોઈ શકાય છે.) પ્રત્યેક સાચા નવલકથાકારની આ અવિનાશી માન્યતા હોવી જોઈએ—"હું સતત પ્રગતિ કરીશ." નવું જૂના કરતાં સારું છે એવું કહેવાનો આશય નથી. પણ જૂના કરતા નવું ભિન્ન જરૂર હોવું જોઈએ. એક નવલકથાકારે સો માઈલના વિસ્તારવાળો પ્રદેશ શોધ્યો તો બીજા નવલકથાકારનું કામ આ પ્રદેશમાં જ ઘુમ્યા કરવાનું નથી. પણ એક તસુ જેટલો પણ નવો પ્રદેશ શોધવાનું છે. આમ થાય તો જ સાહિત્યની પરંપરા જળવાઈ રહે.

આ દાયકાના આરંભમાં આ સતત દર્શન શોધવાનું અંગે નવલકથાકારોને થયું હતું અને નવા લેખકો નવા નવા પ્રદેશ પર વિજયધ્વજ ફરકાવવાની માથાકૂટમાં પડ્યા હતા. શ્રી. મુનશીએ પણ ગુજરાતની ઐતિહાસિક નવલકથાઓ લખી પણ એ રજૂઆતે સામાજિક શૈલી જ ઉપજાવ્યું ર. વ. એ રાષ્ટ્રીય ઉત્થાનના પ્રસંગો પકડી દેશના દર્દના વિકાસનો ઇતિહાસ આલેખવા પ્રયાસ કર્યો. પણ એ સામાનું અનુસરણકિંદું અનુભવોદ્ભવેલું કેમ હતું [illegible]

મણ્ણા આપી. જુદી જુદી દિશાઓ તરફ નૌકા દોડતી હતી. સહુ જાણે બલિષ્ઠ, શરવીર, દીર્ઘદૃષ્ટિના વિગેરેના ક્ષેત્રો ભાખી જાય." મેઘાણીએ નવાં કલાસ્વરૂપો સંશોધવા માંડ્યા. એમના ઉકેલો કદાચ ન ગમે–પણ ચિત્તાકર્ષક અને વિચારપ્રેરક તત્ત્વ એમાં ઘણું હતું. શ્રી. મેઘાણીએ ભાવના, વેગ અને શબ્દની તાકાત દ્વારા આપણા જીવનને મૂર્તિમંત કરવા માંડ્યું.

પણ આ પરંપરા ચાલુ ન રહી. એકાદ–બે નવલકથા લખીને એ બધાની પ્રગતિ થંભી ગઈ. કારણ કે સમાજમાં આજના અનેકવિધ સંઘર્ષથી લેખક વિમુખ થતો ચાલ્યો. ઉપર ગણાવેલા ઘણા લેખકોએ ૧૯૨૦–'૩૦ ના મોટે ભાગે તો ૧૯૩૦ ના રાષ્ટ્રીય આંદોલનના મહાનદમાંથી જળ પીધાં હતાં. એમનાં સાહિત્યજીવનનો ઉગમ આ આંદોલનના બળે જ કર્યો હતો. પણ એ કારણે સમાન રસ આપ્યો. સમભાવ અને ઉદારતા આપ્યાં. લેખક જેમ જેમ આ સમાજસંઘર્ષથી દૂર દોડતો ગયો, એનું જીવન એણે જ નિર્મેલા વર્તુલમાં બંધિયાર થતું ગયું તેમ તેમ આ ગુણો વિલાવા લાગ્યા. લેખકની સર્જનશક્તિ પછી બંધિયાર થાય એમાં નવાઈ નથી. આખું સમાજજીવન આજે તો અસ્તવ્યસ્ત ખંડિત થવા માંડ્યું છે. આ અવ્યવસ્થા, અંધાધૂંધીના બળો લેખક જોતો હશે પણ એના સર્જન કે વિનાશના બળોમા એનો કશો હિસ્સો નથી. ૧૯૩૦ માં એ આનાથી અલિપ્ત નહોતો. આજે એ અલિપ્ત છે. આશાભરી નવપરણીત યુવતીને એકાએક વૈધવ્ય સાંપડ્યું. નવલકથાક્ષેત્રે તો આ તફાવત સ્પષ્ટ જણાય છે.

સમાજનાં દુઃખો પરત્વે, કે રાજકીય બનાવો પરત્વે લેખકો,એ ઉપેક્ષા જ રાખવી જોઈએ, આવાં બળોથી અલિપ્ત રહી એક પ્રકારની અનાસક્તિ કેળવવી જોઈએ, એવો વિચાર હવે તો ઘણા ઓછા સ્વીકારતા હશે એમ હું માનું છું. આર્થર કોસ્લરે એવી સૂચના કરી છે કે સૌથી ફળદાયી અનુકરણ સીલોન, માલરો વગેરે સમાજસંઘર્ષણના અનુભવથી પુષ્ટ બનેલા નવલકથાકારોનું થવું જોઈએ. આ મતને એણે પોતે Darkness at noon જેવું સુંદર નવલ સરજી પુષ્ટિ પણ આપી છે. આ વિધાનનો અર્થ એ નથી કે બધા જ લેખકોએ રાષ્ટ્રીય હકતમાં કે એવા આંદોલનોમા ભાગ લેવો જોઈએ, અગર તો એના દૃષ્ટિબિંદુએ કોઈપણ સંકુચિત સ્વરૂપ ધારણ કરવું જોઈએ. આમ થાય તો સર્જનનો હેતુ જ માર્યો જાય. સર્જક એમ તો જુદો 'પક્ષપ્રચારક' બની જાય.

વર્તમાન નવલકથાકારનો આ જ સૌથી કરુણ dilemma છે. બધા ય કલાકારોમાં એ જ આજે આવી અંગત અલિપ્તતાના અનેક સ્વરૂપોને કારણે વેઠે છે. જીવન, માનવીઓનાં સંવેદનો ટેવો, વર્તન, આશા નિરાશા, કરુણતા જ એનું પોષક, ધારક બળ છે. ચિત્રકાર કે સંગીતકાર એકાંતમા અથગ રહી સર્જન કરી શકે પરન્તુ ગમે તેવા એકાંગી, એકાંતપ્રિય નવલકથાકારે સંકુચિત વાસ્તવવાદનો વિરોધી હોવા છતાં ય સાંપ્રત માનવભૂમિમાં જ પોતાનાં મૂળ રોપવા પડશે. ટોલ્સટોય, બાલ્ઝાક, ડીકન્સ, ફ્લોબર્ટ, દાસ્તોવસ્કી વગેરે જગવિખ્યાત નવલકથાકારોને આમ જ કરવું પડ્યું છે. પ્રાઉસ્ટે આવી એકલતાનો અખતરો કરી જોયો તો એના છેલ્લા સર્જનમાંથી પ્રથમની શક્તિ ચાલી ગઈ.

વસ્તુતઃ તો સાંપ્રત સંઘર્ષમાં એવું કાંઈ નથી જે નવલકથાકારના કાર્યક્ષેત્રની બહારનું હોય આપણા કરતાં ઓછી ધમાલવાળા પ્રસંગમાં ય ટોલ્સટોયે જાણી બૂઝીને આપણા જેવા સમયના તૂટતા જતા મૂલ્યોની શાશ્વત મૂલ્યો સાથે સરખામણી કરી જનતાને રસ્તો ચિંધ્યો છે. પરન્તુ વર્તમાન સમાજના પ્રશ્નો સમાજનું હિત અહિત, જીવન મૃત્યુના વિશાળ પ્રસંગો સત્ય અસત્યની પરિપાટી–આલેખવા માટે નાનું મન કે નાની કલમ નહિ ચાલી શકે. એ માટે તો વિશાળ વિધાન જોઈએ. આયોજનની પરિપાટી પણ નાની ન ચાલે. આજે જો નવલકથાકાર નિષ્ફળ નીવડ્યો હોય તો આમાં. આ વાસી સમાજના પરિવર્તનનાં બળોના પ્રભાવથી એ દૂર રહી શકતો નથી. તો એને આલેખવા માટે જે મહાનતા–જોઈએ એનો અભાવ છે. આ કારણે નવલકથાનો સ્વાભાવિક, સહજ વિકાસ અટકી ગયો. અને નવલકથાનું પતન શરૂ થયું મારે મન આપણી અવનતિનું આ એક મોટું કારણ છે.

આમ છતાં ય આંતરિક સાહિત્યિક નબળાઈઓની જ

વિશેષ ચર્ચા કરવી જોઈએ. બાહ્ય વાતાવરણ અને સંજોગો નવલકથાકારના કાબૂ બહારના છે. પણ આંતરિક ત્રુટીઓ તો એ સમારી શકે છે. આજથી ૩૦–૩૫ વર્ષ પૂર્વે નવલકથાકારનાં દૃષ્ટિવિધાન કાર્ય અને શક્તિ મર્યાદિત હતાં. શ્રી. ગોવર્ધનરામ જેવાએ અમુક રૂઢિગત મર્યાદાઓનો પણ સ્વીકાર કર્યો હતો, સમયના વહન સાથે વર્ણનનો યુગ આવ્યો. માનસસંવેદનના આલેખનને ગૌણ સ્થાન આપી વાર્તાનો વેગ જ પ્રધાન ગણાવા લાગ્યો. શૈલી લગભગ એકસરખી હતી. આમ છતાં નવલકથાનો વિષય–વિસ્તાર વધતો હતો. 'કરણઘેલાથી' માંડીને 'રાજાધિરાજ'માં નવલકથાનો પટ કેવો વિસ્તર્યો એ કળવું મુશ્કેલ નથી.

કલ્પનાત્મક ગદ્યના કોઈપણ પ્રકારને નવલકથા નામ આપી શકાય એમ આજે તો ગણાવા લાગ્યું છે. 'ઉષા' 'શિશુ અને સખી' એને નવલકથાનું નામાભિધાન જ સાંપડયું છે. અને નવલકથાના નામે ગમે તેવા પ્રકારનું ધૃણાત્મક વેવલું ગદ્ય કલાના આ સુંદર સ્વરૂપને કલંકિત કરે એવું પણ બનવા લાગ્યું છે. 'વળામણાં' 'સોરઠ તારાં વહેતાં પાણી' 'ચૌલાદેવી' આમ છતાં ય ઉત્કૃષ્ટ સર્જનો છે એમાં શંકા નથી.

અન્ય કોઈપણ કલાસ્વરૂપ કરતાં નવલકથાનો વિશેષતઃ સંબંધ માનવી સાથે જ છે. માનવીના અંતરનું, વિચારનું વ્યવહારનું એ કલામય, નિરૂપણ કરે છે. એક છેડે કવિતા છે તો બીજે છેડે માનસશાસ્ત્ર અને જીવનચરિત્ર છે. સાચી રીતે તો બધા જ સાહિત્યસ્વરૂપો એકબીજામાં અંતર્ગત છે. એને સાવ અલગ કરી શકાતા નથી. પરન્તુ કોઈપણ સ્વરૂપની પ્રથા જોતાં એણે ગમે તેવા ન્હાના પણ પોતાના જ માનેલા પ્રદેશમાં કેટલું પ્રભુત્વ મેળવ્યું એ ઉપરથી જ એને મૂલવી શકાય. જો અંતરના વક્તવ્ય માટે બીજું કોઈ ઉપયોગી સાધન મળી જાય તો એ સ્વરૂપ છોડવું વાજબી ગણાય. નવલકથાના સ્વરૂપે આ શરતો હજી પૂરેપૂરી પાળી નથી બતાવી. ઉદાહરણ લઈએ: મારા બે મિત્રો આવા બીજા જ એક મિત્રના જીવનના પ્રસંગો ગણાવી જાય છે. હકીકતોમાં ય કેટલોક મતભેદ છે. હકીકતોના અર્થમાં, એના રંગમાં અને રજૂઆતમાં બહુ ઓછું સામ્ય છે. આ આખી ય હકીકત હું મારા નવલકથાકાર મિત્રને જણાવું છું. એના પ્રત્યાઘાતો મારાથી સાવ ભિન્ન થવાના. હકીકત ગમેતેવી રંગભરીત કે સમૃધ્ધ હોય, પણ નવલકથાકાર જ એનો કલામય ઉપયોગ કરી શકે. 'જિગર અને અમિ' સત્યઘટનાઓમાંથી આલેખાયેલી જ કથા, છતાં એના મુખ્ય પાત્રે જ એને આલેખી હોત તો આવી સુંદર કે કળામય રીતે રજૂ થઈ શકત ખરી! In everything there is an element of the unexplored.' એ વિધાન હમેશાં હૃદયપટે કોતરી રાખવા જેવું છે.

આ પરિસ્થિતિ જરા વિષમ અને મૂંઝવે એવી છે. સાંપ્રત સમયે નવલકથાના વિકાસ માટે સરસ અણમોલ અવસર આવ્યો છે. વાતાવરણમાં એટલા બધા બનાવો બને છે, બનતા જાય છે, ગુજરાતની સૂરત બધી જ દૃષ્ટિએ ફેરવાતી જાય છે–કે સૌથી સરસ સ્વરૂપને જો કોઈ પણ સાહિત્યક્ષેત્ર મળતું હોય તો નવલકથાને જ છે: છતાં આપણા મોટા ભાગના નવલકથાકારો પોતાની પ્રતિભાથી કયાં તો નીચલી પંક્તિએ જઈને બેઠા છે અગર તો એમનામાં પ્રત્યુત્તર આપવા જેટલી શક્તિ યા તમન્ના નથી. પ્રતિભાનો જ અભાવ છે એવું વિધાન કરવા હું તૈયાર નથી: જો ભૂમિ સમૃદ્ધ હોય તો પાક કેમ હલકો ઊતરે છે એ જોવું જોઈએ.

અને એ કામ તો નવલકથાકારે જ કરવાનું છે એમાં મને શંકા નથી. દાયકા પછી જાતનું અન્વેષણ, પૃથક્કરણ એમણે કરવું જોઈએ. એ ભલે આજની લભાટવૃત્તિ પર લાજ કેન્દ્રીત કરે; પણ વિકાસના સીમાડાથી એની દૃષ્ટિ કેવી રીતે દૂર રાખી શકશે! એ રાજમાર્ગ છોડી પગકેડીઓ પાછળ ન પડે. આવી પગકેડીઓ આખરે તો નિષ્ફળ જ જાય છે. 'ભીરુ સાથી' આવી નિષ્ફળતાનું દૃષ્ટાંત છે. બધી જ સરસ નવલકથાઓનો પાક છે. એની સુવિમતોના સુંદર આરસનમા આવી વિગતો સમાજ પૂરી પાડે જ છે. એ માટે દૃષ્ટિ નવલકથાકારો જો કેળવશે તો આજની અવનતિમાંથી નવી ક્રાન્તિનો આરંભ થશે.

જાય છે, બીજી ઘણી વસ્તુના અર્થ સમજવાની શક્તિ ખોઈ બેસે છે. નહિ તો એમને એટલું ય મન નહિ થતું હોય : લાવ એક દિવસ ટ્યુશન પર ગાપચી મારી જલદી ઘેર જાઉં. બીજા લોકો જેમ હું ય રોજ નહિ તો કોઈક દિવસ પત્ની સંગાથે બહાર નીકળું, વાર-તહેવાર બધું જ સરખું એમને માટે એમનો કારભાર જ સંસાર. એકલું ભોજન અને રાત્રિશયન સંસારનું સુખ. વિક્ટોરિયાનો ઘોડો ગરદન પર છાલાં પડે તો ય થાકયો. બાપડાં ન કહે. પોતે જ એકલી અભાગી છે જે સંધ્યાના આકાશમાંથી ફૂટકતા રંગો સજોડે જોવાને બદલે સ્વામીની પ્રતીક્ષામાં બેઠીની ટીપણું જેમ લાંબી સડકને નીરખી રહી છે. આકાશમાં તો કેવા કેવા રંગીન વાદળો આવે છે ! કેવા અધીર પંખી પાંખ ફેલાવી કેવાં ક્ષિતિજ પાર ઊડી જાય છે ? પોતે જ માત્ર પીંજરસ્થ છે.'

પવિત્રાનો જીવ આજે તળે ઉપર થઈ રહ્યો હતો. એને ક્યારનું મન થઈ રહ્યું હતું કે પતિદેવ આજે અકસ્માત વહેલા અહીં ટપકી પડે તો પોતાને સુંદર કિંમતી સાડી અને તે જ રંગનું બ્લાઉઝ પહેરી લટકમટક ફરવા જવાની કેવી મઝા પડે ! તે ટ્રંક ઉઘડાવી અકબંધ—ગડી પણ જેની હજી કદી ઉકલી નથી તેમાંથી કઈ સાડી પસંદ કરશે તેની ભાંજગડમાં પડી.

'સાંજનો દરિયાકિનારો, તે પરથી ભવ્ય ઈમારતો, રંગીન વાદળ, પંખીઓનું ઉડ્ડયન અને તેથી ય વિશેષ, માનવપંખીઓનાં શરીરમનના ફફડાટ—એ બધું જ્યારની પરણી મુંબઈ આવી ત્યારથી ભાગ્યે જ જોવા પામી છું. અને વરસમાં વચ્ચે ગાળે એકાદો સિનેમા પણ તે બરાબર નહિ. ઘર બહાર પણ બે ત્રણ વાર. તે ય કોઈને ત્યાં જઈ બેસાઈ પડવાનો વખત આવેલો. મારે નસીબે ઘરકૂકડીનું જીવન. આ ઘર પણ કેવું સાંકડું ! જરા શું ઓરડો. તે ય ખુલ્લું નહિ નસીબમાં ડાગી ડીવાલ. ભૂગ આકાશનો જરા શો ખંડ. નળની ચાવી ને ડાગી લટકાવવો, લીલોતરીનો ગુલાબ ઝૂલાવતો કેવો લીમડો જોઈ ધરાયા કરવાનું.'

અકસ્માત પવિત્રાએ ઘરામાં પણ વસ્તીથી સહેજ દૂર આવેલા પોતાના મકાનની સામે બાગનાં પેડ઼રમાં એક દૃશ્ય જોયું. એક કળાયેલ મોર કળા કરી ઢેલને રીઝવી રહ્યો હતો. પગનાં ઠેકા દેતાં એની સોડમાં લપાતો હતો, તેમ તેમ ઉદાસી માનુની બની ઢેલ દૂર હટી જતી હતી. પવિત્રાએ એ દૃશ્ય સ્થિર નયને અને ઊંચે શ્વાસે નીરખ્યું. એને પ્રશ્ન પડઘાયો : 'મોર શું કરે છે ! પત્નીનું મન હરણ કરવા પીંછા પસારી લહેકાપૂર્વક નાચે છે. ઢેલ ભાવ ખાય છે. પોતાના જીવનમાં પ્રેમની આ મદમસ્ત મસ્તીનો કેવો અભાવ !'

જીવનને જીવી નાખવા ખાતર ચાહવાને બદલે પોતાના સહજ સ્વાર્થ ખાતર ચાહવા જતાં પવિત્રાને તે સુખ ભૂતભડકાની પેઠે ડારવા લાગ્યું. પવિત્રાના ઉમંગોનું આયો આંધળું મર્દ થઈ રહ્યું હતું. એનાં અરમાનોનું મૃત્યુ થઈ રહ્યું હતું. આવી કેટલીય સાંજ—સંધ્યા વિફળ પ્રતીક્ષામાં ગુજાર્યા પછી હવે તેનામાં પહેલાં જેવો ઉમંગ રહ્યો ન હતો. એ આરજુ બુઝાઈ જવા બેઠી હતી. તેથી વાજુથી પુરવારી તે બમતિ મને અને ખાલી ચહેરા હૃદયે આવી પડી ત્યારે કેવી ઝંપી ગઈ એનું એને ભાન ન રહ્યું. જ્યારે એને ધસધસાટ ઊંઘ આવી હતી, જ્યારે જગતને ધારણ ચડવા બેઠું હતું, ત્યારે 'હેનું' બારણું જોરથી ખખડ્યું.

'ઓહો.. ઓ !'

'કેમ બિચા !' વેરી થઈ દૂધવાળો બિરોદર રોજ ઊંઘમાં ખલેલ કરતો, તેને કંટાળાભર્યો, અર્ધજાગ્રત ચિનગારી જ આવતી છૂટવી.

'એ તો હું છું. ખોલ, ધીરે રહીને.'

'હા બોલું દો' નમ્રતીપૂર્વકનું ભાન ખોઅર્ધા નિદ્રામાં પરિભ્રમતાં ઝટ બારણું ખુલ્લું થઈ ગયું.

પ્રભાકર આખા દિનભરની ભાગદોડ અને ગતના અથાગ પરિશ્રમથી લીમજાયેલા ચહેરે, થાકેલા પગલે ને નિસ્તેજ દેહે હાથમાં શાકભાજીની થેલી અને દાતણની બે સોટી લઈ પ્રવેશ્યો. અધિનજના પવિત્રા

પ્રભાકરનો ઉતારેલો કોટ ખીંટી પર ટીંગાવી દેતા બોલી,

'આટલું ગદ્ધાવૈતરું કરી તમારી કાયા કેમ ટકાવી રાખશો ? શરીરના ઘસારાનો કદી ખ્યાલ કરો છો ?

'આટલુ વૈતરુ ન કરુ તો આપણી આમદાનીનુ શુ ? નિશાળના પગાર પર ઓછો ગુજારો થાય ? જગતમાં ચાલેલી ઘોડદોડમા પોતાની તદુરસ્તી, આકાંક્ષા અને સ્વપ્નોને ભોગે પણ શિક્ષકે પાછળ ન જ રહેવુ જોઇએ, ગાંડી' વળી તેણે આગળ ચલાવ્યુ

'સાઠ રૂપૈડીમાથી તો રૂા ૨૨ ભાડા પેટે જાય. નળ લાઈટનુ બીન અબમ પાસ ખરચ, બસટ્રામ, બિરસા ખરચ વળી જુદુ કપડાલત્તા અને બીજા જરૂરિયાતના ખરચખુટણની તો વાત કરતો જ નથી.'

'૭ મહિનાથી તેથી જ મે એક કબજાનો કકડો પણ જોયો નથી '

'અને મે કયો સૂટ સીવડાવ્યો તે મને કહી દેખાડે છે ? આ પહેરેલ કપડે આબરુ વધશે કે ?'

'મને શુ સભળાવો છો ? બાર કલાકની મન-શરીરની મજૂરીની કમાઈ જોતા પગાર પર દીવેલ થયુ '

'ખરેખર આજનો શિક્ષક હીનશક્તિ જીવન જીવી રહેલ છે એના શિક્ષણથી એ ભવિષ્યની પ્રજાને ઉન્નત નહિ બનાવી શકે ગતિહીન સસ્કૃતિ, કમ જોરી, લાચારી આપશે વારસામા '

'પણ તમને એમ જીવવુ સદી ગયુ છે આ ધંધા સિવાય તમને બીજુ પ્રયોજન કે બીજી સાર્થકતા ક્યા દેખાય છે ?'

'અનેક ફોસલામણી ચીજોથી વિવશ ન થવુ એ અનેકવાર તને સમજાવવા છતા તારો અસતોષ વા જ્યો છે, ખેર, મને કકડીને ભૂખ લાગી છે હુ તો એજ્યુમ્તા છુ.'

રાત્રીના ભયાનક સન્નાટામા તોફાનનો રવ જાગી ઊઠે એમ પવિત્રાએ જામતી રાત્રીની નીરવતાનો ભગ કરતા વાસણોના ઢગમાંથી થાળી ખેંચી કાઢી ચપોચપ પીરસી નાખ્યું પછી કોઈ દિવસ નહિ અને આજે શા ઉમગથી પૂછવા લાગી.

'આ રવિવારે સિનેમા જોવા જઈશુ ના ? કહે છે કે ફિલ્મ બહુ સરસ છે '

'રવિવારે ?'

'હા, કેમ વિચારમાં પડી ગયા ? આજે પણ તમારે એમ કહેવુ છે, 'તમારા દેશી સિનેમા મને ગમતા નથી તેમા ન મળે રહસ્ય, ન હોય સાચો આનદ વાહિયાત કલાકારીગીરી મન કયાથી આકર્ષી શકે ? ''

'હા એ પણ એક કારણ છે, પરતુ એમ છે વચ્ચમાં એક દહાડો પડયો છે છોકરો સિનેમા જોવા ચાલ્યો ગયેલો એથી આ રવિવારે એ ખાડો પૂરી આવુ.'

'ટ્યુશનવાળાઓને તમે જ ખોટી ટેવ પાડો છો.'

'પણ કોઈ બીજા દિવસે જઈશુ '

'ફુરસદનો દિવસ તમને હોય છે ક્યારે ? ભગવાને તમારે માટે ત્રીશે દિવસ અને બારે માસ બધા સરખા ઘડયા મારે સિનેમા જોવાનુ મન પણ ન કરવાનુ ?'

'તુ તો જરા જરા શી વાતમા રૂઠી જાય છે કામ કરુ તો ય આફત ન કરુ તો ય આફત '

'કામ કરવાને મેળે રોકયા, માત્ર મારી ચિંતા ન કરશો '

પવિત્રાની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં રૂંધાયલા સ્વરે ગળામાં આસુની ખરખરીવાળા અવાજ સાથે આગળ ચલાવ્યુ

'રાતે ઘેર તમે વામાં ઘોડો છૂટે તેમ ઘેર આવો છો, સૂરજ ઊગતાં પહેલા ગાડીએ જોડાતા માફક કામે જોતરાઈ જાવ છો હુ તમારી ચિંતામા રોકાઈ રહી છુ તમને તેની ક્યા કઈ પડી છે ?'

આ વાતથી ખિન્ન થતા પ્રભાકર બોલ્યો,

'તું એમ કેમ નથી માનતી પવિત્રા, કે કામ-થાકી લોથ થઈ જઈએ ત્યાં સુધીનું કામ એ જ ખરો આનંદ છે, તેમાં નિર્દોષ સ્વાર્થ ભલે ભળે. વિચારું છું કે વળી એક બીજું ટ્યુશન લઈ લઉં, પરંતુ તારી આ નારાજી એમ નહિ થવા દે'

હાથ ધોઈ થાળી ખસેડી પ્રભાકર ઊઠ્યો. એંઠવાડ ચોકડીમાં રાખી, અબોટ ઝટપટ દઈ પવિત્રા સાંજના બદલેલાં કપડાં ય ચોળાયેલાં સમજી બદલવા લાગી. માથાના વાળ કાંસકી વડે ઠીક કર્યા. હરેક પળે પતિ સમક્ષ સોહામણા ને તાજા દેખાવાને રૂપ કાઢવાનો પ્રયત્ન હશે ?

પણ જેવી તે સૂવાના ખંડમાં ગઈ ત્યારે તેણે પ્રભાકરને ખાટ પર સોડ તાણી ઘસઘસાટ ઊંઘતો જોયો. પવિત્રાની ઊંઘ ઊડી ગઈ હતી. પતિના સાન્નિધ્યમાં કઈ કોડ ભરી પત્નીને ઊંઘ આવે ? તે પોતાના પતિને ફરિયાદ ભરી દૃષ્ટિએ જોઈ રહી. ખીલેલા નાજુક બદનમાં ગરમી અને અંતરનો ઉકળાટ અનુભવી રહી. એને એક ડૂસકું આવતું અટકી ગયું.

એણે સૂતેલા પ્રભાકરના મુખ પરની મૃદુતા દર્શક રેખાઓ ખેંચાતી જોઈ. એનું મુખ સુકાઈ જતું ન હોય એમ વારેવારે થૂંક ગળતા ખારેક શો હૈડિયો ઊંચોનીચો થતો દેખાયો, જાણે આંધળિયું કરી તે ઊંચી વાટે ચાલી રહ્યા ન હોય—જુએ મોટર ટ્રામ કે વાહન વ્યવહાર. એના અંગો ઊંઘમાં હાલી રહ્યા હતા એ પ્રતીતિ આપવા બસ હતાં. રાત દિવસ ગાજતા રેસ્ટોરાંમાંથી જથ્થાબંધ જતા આવતા માણસો વચ્ચેથી કે માણસોનાં નાનાં મોટાં જૂથ, વસ્તીનો કોલાહલ, વાહનોનો ખખડાટ એ વચ્ચેથી બચી બચી માર્ગ કરતા કઈ એના મગજ પર અથડાતું ન હોય એમ તે ચમકી ઊઠતો હતો. આ બધું તે ગભરાટની લાગણીએ નીરખી રહી. પ્રથમ અસ્પષ્ટ લવરી પછી ઓચિન્તા ખિખિયાટાના અવાજ સાથે તે ચોંકી જાગી ઊઠ્યો તો ખંડની બત્તીના ઝગઝગાટ પ્રકાશમાં પવિત્રાના આશ્ચર્ય દેહને નિહાળ્યો.

'હવે સૂઈ જા. બધા બાર વાગવા આવ્યા. જો કોઈ કરતાં કોઈ અત્યારે જાગે છે !'

પવિત્રાના મસ્તકની રેખાઓમાં દિનભરનો ઉદાસ એકલવાયો અને કંટાળા ભર્યો થાક દેનારો કાર્યક્રમ ગતના દશ અગિયારથી સવારના ૭ સાડા ૭ સુધીનો પતિદેવનો માત્ર નિર્જીવ સમાગમ, વર્તમાન ભવિષ્યનું આવું અંધારું તથા આશા રહિત દિવસ ઉભરાઈ આવ્યાં.

પવિત્રાએ જ્યારે માન્યું નહિ ત્યારે પ્રભાકરે જાતે ઊઠી દીવો બુઝાવી દીધો. બહાર આસમાનમાં કાળાં વાદળોની ઘટા છવાઈ હતી. ધીરો મંદ પવન વાઈ રહ્યો હતો. વાતાવરણમાં ઉન્માદ હતો છતાં પ્રભાકર અશોક વાટિકાની સીતા સમાણી પવિત્રાના કરમાયલા મોઢાની ઉદાસીનના અંધારાખંડમાં વિસ્ફારિત નેત્ર જોઈ રહ્યો. હૃદયમાં ત્યારે તેને એક આલિંગન કે ચુંબનની રતિભાર ઉત્તેજના ન થઈ. તેના ઘરેડવાળા જીવનમાં ક્યાં એવા ભિન્ન દિવસો આવે છે કે પત્નીને તેનો અનુભવ કરાવી રસિકાનો રસ પોષે. હાડિયાતોડ, મગજમારી પછી તેનું શરીરમન થાક માગે છે, વિશ્રામ ઇચ્છે છે, ત્યાં જીવનસાથીની સાથ જ્યાંત્યાંથી નિશ્ચલ ઘડીઓ વીતાવવાની હોય. પરંતુ એ સંસારમાં રસ નથી. ઉત્સાહહીન ઉમંગ રંકિનતા છે, સ્મિતનું ચિહ્નય નહિ

બે વિરુદ્ધ વીજળીમાં મળવાની ઇચ્છા પ્રબળ હોય છે, એના સહજ કુદરતી જ્ઞાનથી પવિત્રા સંગીતના સ્થિર સૂરગ્રામોમાં ચંચલ તાર પ્રવેશ કરે તેમ રતિ માટે ઉન્માદ વિનાના પ્રભાકરની સોડમાં ભેગી ગઈ. પરંતુ પ્રભાકર સાહિત્ય બનવાને બદલે ચાનોના ઘુંકાના બળનો થોડી જ વારમાં પરસું ભરી નસકોરા બોલાવવા લાગ્યો. ત્યારે ગાનભંગ પવિત્રાએ એનો પડખા નીચે દબાયેલો પોતાનો હાથ ખેંચી કાઢ્યો. છતાં ય તે જાગ્યો નહિ એટલે પવિત્રા પ્રભાકરની પૂઠને પૂંઠ ધરી આડી પડી. અને અંધારી રાત્રીના આભમાંથી છતના છૂટા છવાયા તારાઓ ગણવા ઊંડી બેચેની આંખો મીંચી દીધી.

*

અમે મરવા ઊઠયા—

# તે શું રોટી માખણ ને મુરબ્બા માટે?

'હિંદી સાગર-સેનાનો સૈનિક' એ નામની વહેતા પાણી પ્રકાશનમાળાની આગામી ત્રીજી પુસ્તિકામાંથી આ લખાણ અહીં આપ્યું છે.

હિંદી નૌકાદળમાં ગયા ફેબ્રુઆરીમાં થયેલા બળવાના કારણોની તપાસ કરવા માટે સરકારે નીમેલી એક સમિતિ સમક્ષ એ નૌકાદળના એક નાવિકે અને એક અફસરે કરેલા આ નિવેદનો છે.

દિલ્હી, મુંબઈ અને કરાચીમાં મળીને લગભગ દોઢ મહિના સુધી આ તપાસ-સમિતિની કાર્યવાહી ચાલેલી. તે દરમિયાન બસોએક સાક્ષીઓએ એમની સમક્ષ જુબાની આપેલી. રોજબરોજની એ સળંગ કાર્યવહી ઉપરાંત આ પુસ્તિકામાં હિંદી નૌકાદળની સ્થાપના અને વિકાસ અંગે માહિતી, ફેબ્રુઆરીના બળવાની હકીકતો અને તેનું નજરે જોયેલું બયાન અને અનેક તસ્વીરો છે

કલ્યાણની અટકાયતી-છાવણીમાંથી આવેલા શ્રી અહમ્મદ ઓલીએ પોતાની જુબાનીમાં જે કહ્યું તેથી અદાલતના ખંડમાં સનસનાટી વ્યાપી ગઈ :

'સારો ખોરાક કે વધુ પગાર મેળવવા માટે અમે હડતાલ નહોતી પાડી. અમે "રોટી, માખણ અને મુરબ્બા"નાં સૂત્રો નહોતાં પોકાર્યાં, પણ "જય હિંદ", "ક્વીટ ઈન્ડીઆ" અને "શાહીવાદ હો બરબાદ"ના નાદ ગજવ્યા હતા. દેશ ઉપર દુકાળનો ભય ઝઝૂમતો હોય ત્યારે ખોરાક માટે હડતાલ કેમ પાડી શકાય?......અમને રશિયન સાહિત્ય વાંચવું કેમ ગમે છે? હિંદમાં સામ્યવાદ પૂરપાટ વેગે કેમ પ્રસરી રહ્યો છે? એ વાતોનો તમે કદી વિચાર કર્યો છે ખરો? મોસ્કોના સામ્યવાદીઓ સાથે અમારે કોઈ મહોબ્બત નથી પણ અમે જાણીએ છીએ કે નાઝી હકૂમતની બીજી આવૃત્તિ જેવી આ સરકારના એ ઘોર દુશ્મનો છે. અમારી નેમ, અમારી મહત્ત્વાકાંક્ષા અને અમારી ભાવિ નીતિ બ્રિટિશ શાહીવાદ સામે બળવો કરવાની છે. અમારી હડતાલનો એ જ મુખ્ય મુદ્દો છે. સરકાર સાથેના કોઈ પણ બળવાને અમે ટેકો આપશું. દાખનો કે અફસરોનો વાંક શીદ કાઢો છો? માત્ર ખોરાકને ખાતર હજારો નાવિકો પોતાનું લોહી વહાવવા તૈયાર ન થઈ જાય! હડતાલનાં કારણો જુદાં જ હતાં. એક કારણ એ હતું કે નાવિકો બ્રિટિશ શાહીવાદના કટ્ટર વિરોધીઓ થઈ ગયા છે. એટલે કોઈ પણ શાહીવાદ-વિરોધીને નાવિકો પોતાનો દોસ્ત સમજે છે.'

હડતાલ માટેના કારણોમાં સાક્ષીએ નીચેનાને મુખ્ય ગણાવ્યાં : આઝાદ ફોજના મુકદ્દમાઓ, કલકત્તાના ગોળીબારો, નાવિકો પ્રત્યેનું પ્રજાનું બેદરકારી ભર્યું વલણ, અંગ્રેજો પ્રત્યેનો નાવિકોનો તિરસ્કાર, સૈન્ય વિખેરણીની યોજનાઓ પ્રત્યેનો એમનો અસંતોષ, ઈન્ડોનેશિયાના બનાવો, હિંદી અને શાહી વિમાનીદળોમાંની હડતાલો, સામ્યવાદી સાહિત્ય, કમાન્ડર કિંગે દીધેલી ગાળો અને 'તલવાર' મથકમાંની ઢીલી શિસ્ત.

'૧૯૪૫માં બરમા મોરચા પરની હીલચાલ દરમિયાન હિંદી નૌકાદળના કેટલાક નાવિકોએ રંગૂનને કિનારે પગ મૂકયો. ત્યાંના હિંદીઓએ આઝાદ હિંદ ફોજના શૂરવીર કૃત્યોની અમને વાત કરી અને એને લગતું સાહિત્ય અમને આપ્યું, ફરી સિંગાપુરમાં પણ નેતાજીની વાતો અમે સાંભળી, એમની છબીઓ અમને મળી, લખાણો મળ્યાં અને આઝાદ ફોજનાં ગાણીનાની રેકર્ડો પણ અમે સાંભળી. એનાથી અમારા દિલમાં નવી પ્રેરણા ફૂટી. તે પછી ૧૯૪૫-

ના ડિસેમ્બરમાં અમે મુંબઈ પાછા ફર્યા. તે પછી આઝાદ ફોજના મુકદ્દમાઓ ચાલ્યા. કૅપ્ટન રશીદને સજા થઈ તેથી અમને આઘાત લાગ્યો. દરમિયાન આઝાદ ફોજ માટે ફાળાઓ ઉઘરાવા માંડ્યા. ચારે તરફ આઝાદ ફોજનાં ગુણગાન ગવાતાં હતાં. અમને આઝાદ ફોજની ઈર્ષા આવી. એમને શૂરવીર ગણીને પૂજવામાં આવતા હતા. પણ અમારું શું? અમારી પ્રશંસા કેમ કોઈ નહોતું કરતું? અમે શું દેશભક્તો નહોતા? ના, અમને તો લોકો, અંગ્રેજોના કાંધિયા ગણતા હતા. અમારે માટે એમના દિલમાં એકલો તિરસ્કાર હતો. અમારા પેટને ખાતર અમે નૌકાદળમાં જોડાયા હતા. પણ લોકોના વલણથી અમને શરમ આવી. અમે શું કરવા માગતા હતા તે અમારે પ્રજાને દેખાડી આપવું હતું એટલે અમે કદમ ઉઠાવ્યું તે ઉપરાંત; અંગ્રેજો માટેનો ઊંડો ધિક્કાર નાવિકોના દિલમાં પ્રસરી ગયો હતો. એ અંગે વિશેષ કહેવાની મારે જરૂર નથી કારણ કે, તે પછીના બનાવોએ બતાવી આપ્યું છે કે એ ધિક્કાર કેટલો વ્યાપક હતો......

'સામાન્ય રીતે એમ મનાય છે કે બહારની કોઈ સંસ્થાએ અમને હડતાલ ઉપર જવાની શીખવણી કરેલી. પણ એ ખોટું છે. શરૂઆતમાં તો અમારી હડતાલ બિલકુલ ઇજા વગરની હતી. અંગ્રેજોની ગેરહકૂમતની સામેના વિરોધનું એ માત્ર એક પ્રતીક હતી. પણ સરકારે હલકાં અને અયોગ્ય પગલાં લીધાં અને અમને હથિયાર ઉઠાવવાની ફરજ પાડી. એમણે અમારા ભાઈઓને કેદ કર્યા, એમને મળતા ખોરાક પાણી પણ બંધ કર્યાં. એટલે પછી નાવિકો માટે હથિયાર ઉપાડવા સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો નહિ. એમાં વળી એડમિરલ ગૉડફ્રેએ નૌકાદળનો નાશ કરવાની ધમકી આપી. એથી તો નાવિકો વધુ મક્કમ બન્યા.

'રાષ્ટ્રીય આગેવાનોનાં સળગતાં ભાષણોએ અમારા દિલને તૈયાર ન કર્યાં હોત તો આવું આકરું પગલું અમે ન ભર્યું હોત. તે ઉપરાંત છાપાંનાં મથાળાંઓમાં પણ ગર્જનાઓ થતી હતી, અમને પ્રોત્સાહન ખૂબ મળ્યું હતું. નાવિકોએ હથિયાર ઉઠાવ્યાં તેની ઘડી સુધી રાષ્ટ્રીય નેતાઓ સતતયોગ આગ્રહ કર્યે જતા હતા, પણ અમે જ્યારે સાચે જ હથિયાર ઉગામ્યાં ત્યારે—ત્યારે શું થયું! ત્યારે પછી નેતાઓ અહિંસાની વાતો કરવા માંડ્યા. અમને તો લડવાની અને મારવાની તાલીમ મળેલી હતી. ચરખાની વાત અમે કઈ રીતે સમજી શકીએ? કૉંગ્રેસના આગેવાનો પાસે અમે કેટકેટલી વાર ગયેલા! રોજેરોજ પોતાની ફરિયાદો લઈને નાવિકો નેતાઓ પાસે જતા. પણ નેતાઓ તો મૂંગા જ રહ્યા. પોતાનું મોઢું એ ઉઘાડતા તો એ અહિંસાનો મંત્ર ઉચ્ચારવા પૂરતું જ, પણ એનો અમલ તો અમારાથી થાય તેમ નહોતો. અમને દોરવા માટે કોઈ જવાબદાર નેતા આગળ આવ્યા નહિ. એ તો ચૂંટણીઓમાં અને પ્રધાન-ત્રિપુટીને આવકારવામાં મશગુલ હતા......

'છેવટ હું મારા સાથી નાવિકોને બે શબ્દ કહેવા માગું છું. કેટલાક મિત્રો અહીં જે વાત બોલી ગયા છે તેનાથી મને તો ઘણી ઘૃણા ઊપજી છે. સરકારી નોકરી એ કાંઈ ગુલાબની સેજ નથી. એટલે નાની નાની ફરિયાદો રજૂ કરવાનો કાંઈ અર્થ નથી. ઉપરાંત સુખ દુઃખમાં આપણી પડખે ઊભા રહેનારા હિંદી અફસરોનો વાંક આપણે શીદને કાઢવો જોઈએ? ઊલટાનો, આ બધી અશાંતિના મૂળ સમાન બ્રિટિશ અફસરોનો જ દોષ આપણે કાઢવો જોઈએ......

'ભવિષ્યમાં મારું શું થશે તેની મને પરવા નથી—ચાહે તો હું જીવું કે ચાહે તો મારી છાતીમાં ગોળીઓ વાગે. પણ મારા આટલા બધા સાથીઓને કતલ કરી નાખવામાં આવ્યા છે તે મારાથી કદી નહિ વીસરી શકાય.'

(મુંબઈ મે ૧૪ : મંગળવાર)

*

નૌકાદળના બળવા પછી કેદ પકડવામાં આવેલા એક માત્ર અફસર લે૦ સોઆનીએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે :—

'ખોરાક, મુસાફરી અને પગાર અંગેની ફરિ

યાદી એટલી બધી વાર અહીં ઉચ્ચારવામાં આવી છે કે આટલા મોટા બળવાનાં એ જ મુખ્ય કારણો હોય એવી માન્યતા બંધાઈ રહી છે. પણ શારીરિક સગવડોને લગતી એવી બાબતો કરતાં ઘણા મહત્ત્વનાં કારણો ઊંડાણમાં પડેલાં છે. બળવો તો નાવિકોના આત્માએ પુકારેલો હતો. અમારી નિરાશાની લાગણી એટલી બધી તીવ્ર હતી કે તમને એની કલ્પના પણ ભાગ્યે જ આવી શકે. અંગ્રેજોને હાથે નાવિકો અને અફસરોને જે અપમાનો સહેવાં પડતાં હતાં તે એટલાં બધાં અસહ્ય હતાં કે બળવા સીવાય બીજો કોઈ રસ્તો રહ્યો નહોતો.....

'૧૯૪૪ની અધવચમાં હિંદી સરકારે એક હુકમ કાઢયો હતો કે હિંદી નૌકાદળના અફસરોને લેફ્ટેનન્ટમાંથી લેફ્૦ કમાન્ડર અને કમાન્ડર સુધીની બઢતીઓ આપવી; એમાં એક હિંદીની સાથે દસ અંગ્રેજોને બઢતી મળતી. એમાંના કેટલાકને તો અફસરપદ માટે નાલાયક ઠરાવીને નૌકાદળમાંથી છૂટા કરવામાં આવેલા હતા. આ અંગેની અમારી ફરિયાદોનો નિકાલ ન થયો. એકેએક અફસરને એનું ભાન હતું પણ એ અંગે કોઈથી કાંઈ થઈ શકે તેમ નહોતું, તેથી મધ્યસ્થ ધારાસભા દ્વારા અમે હિંદી સરકારને અરજ કરેલી. અમારી ધારાસભા પાસે અમારી ફરિયાદો આ રીતે લઈ જવી એ બિલકુલ બંધારણપૂર્વકનો અને કાયદેસરનો રસ્તો છે, પણ એ અનાથ ધારાસભામાં કાંઈ કરવાની શકિત નથી એ અમને પાછળથી સમજાયું......

'લશ્કરમાં ભરતી કરતી વખતે અમને કાયમી હોદ્દાઓની લાલચો અપાયેલી અને નૌકાદળના હિંદીકરણની ગુલાબી તસ્વીરો અમારી સમક્ષ દોરવામાં આવેલી. એ રીતે અમારા કાયમી ધંધા અને અમારાં ભણતર મુકાવીને અમને આ ફરેબમાં લલચાવવામાં આવેલા, અને હવે લડાઈ પૂરી થઈ ગઈ એટલે અમને કહેવામાં આવે છે કે અમારામાં પૂરતી લાયકાત નથી તેથી શાહી નૌકાદળમાંથી ૩૦૦ અફસરોની હિંદી નૌકાદળમાં ભરતી કરવાની છે. હિંદી અફસરો પાસેથી સત્તાધિકારીઓ કોઈ જાતની લાયકાતની અપેક્ષા રાખે એ જ હું તો સમજી શકતો નથી.

'લડાઈને મોરચે પોતાની ફરજ બજાવવામા નિષ્ફળ જવા માટે કોઈ હિંદી અફસરને આજ દિન સુધી સજા થઈ નથી. પણ લેફ્૦ બોઝવેલ અને લેફ્૦ રાઈટ નામના બે બ્રિટિશ અફસરો એમને સોંપાયેલી ચોકિયાતી કામગરી પડતી મૂકીને એમના કાબૂ હેઠળનાં જહાજો છોડીને મુંબઈમાં એમની 'દિલદારો 'ને મળવા આવેલા તેથી એમને ત્રણ-ત્રણ વર્ષની સખત સજા થયેલી એ અમને બરાબર યાદ છે. સરકારી નાણાંના વહીવટમા હિંદીઓ સદાય પ્રામાણિક રહ્યા છે. લડાઈની શરૂઆતથી આજ સુધીમાં એવા નાણાંના ગેરવહીવટ માટે બે જ હિંદીઓ ઉપર લશ્કરી અદાલતમાં કામ ચાલેલું છે. પણ એવા બ્રિટિશ અફસરોની સંખ્યા ઘણી મોટી છે. હજી તો હમણાં જ 'અકબર' નૌકા-મથકના નાવિકોની બેંકના રૂ. ૨૦૦૦ નો હિસાબ ન આપી શકવા બદલ એક બ્રિટિશ અફસરને સજા થઈ હતી.....

'જાપાન સામેની લડાઈ પૂરી થઈ કે તરત જ કદાચ બળવો ફાટી નીકળ્યો હોત, અને બળવાનું કેન્દ્રસ્થાન મુંબઈના 'તલવાર 'ને બદલે કોકોનાડાનું 'જહાંગીર' જહાજ હોત. એ જહાજના અફસરો માટેના ખંડમાં દાખલ થતા જ ત્યાંના રેડીઓ ઉપર વાગતું હિંદુસ્તાની સંગીત બંધ કરવાની બ્રિટિશ અફસરોને આદત હતી. હિંદી અફસરો ત્યાં બેઠા હોય અને એ સંગીત સાંભળતા હોય છતાં પણ બ્રિટિશ અફસરોએ એ રીતે વર્તવાનું ઘણા વખત સુધી ચાલુ રાખ્યું. એક દિવસ, અમુક બ્રિટિશ અફસરોની શીખવણીથી એક બ્રિટિશ અફસર એ ખંડમા આવ્યો અને એનાથી ઊંચા દરજ્જાના અમે કેટલાક હિંદી અફસરો ત્યાં બેઠા બેઠા રેડીઓ ઉપર હિંદુસ્તાની સંગીત સાંભળતા હતા તે છતાં રેડીઓ બંધ કરી દીધો. અમે એમને ચેતવણી આપી કે, રેડીઓ જેમ હતો તેમ રહેવા દેજો નહિતર તોફાન થશે. એટલે પેલો અફસર કહે કે, " તમારાથી થાય તે કરી લેજો, તમારું એ 'બ્લડી' ઓહ હો મારે અહીં ન જ જોઈએ." જહાજના કમાન્ડિંગ ઓફિસર કમાન્ડર

હેન્ડરસનને આ બાબતની જાણ કરવામાં આવી અને પરિણામે પોતાના ગેરવર્તન માટે પેલા બ્રિટિશ અફસરો પાસે માફી મગાવાઈ હતી. આ રીતે જાહેરમાં માફી માગવાનું જે કલંક 'એમને ચોટેલું તે ધોઈ નાખવા માટે એમણે એમ નક્કી કર્યું કે, હું જ આ વાતનો આગેવાન હતો તેથી તે રાતે ખૂબ દારૂ ઢીંચવો, એના નશામાં મને માથા ઉપર ફટકારવો અને પછી કોકોનાડાની ખાડીમાં મને ફગાવી દેવો. એ વખતે મારા મિત્ર એક બ્રિટિશ અફસરે આવીને અમને એમના ઈરાદાઓની જાણ કરી અને ચેતવ્યા. આ સામેના વિરોધરૂપે બ્રિટિશ અફસરો સાથેના તમામ સંપર્કોનો બહિષ્કાર કરવાનું હિંદી અફસરોએ નક્કી કર્યું. હિંદી અફસરોની એક સભામાં સર્વાનુમતે નક્કી કરવામાં આવ્યું કે જો મને ખાડીમાં ફેંકી દેવામાં આવે તો તરત જ તમામ બ્રિટિશ અફસરોને પણ ખાડીમાં ફગાવી દઈને હિંદી અફસરોએ તેનું વેર વાળવું......ત્રણ-ચાર દિવસ પછી મેં કેન્ટીનમાં બેઠેલા કેટલાક નાવિકોને ચા પીતાં પીતાં વાતો કરતા સાંભળ્યા હતા કે, બ્રિટિશ અફસરોએ સોભાની સાહેબનો વાળ પણ વાંકો કર્યો હોત તો, ખુદાના કસમ, 'જહાંગીર' જહાજ પરના એકએક ગોરાના બદનમાં અમે છરો હુલાવી દીધો હોત.

'આવા કારણોને લીધે હિંદી અફસરોએ બળવાને કાબૂમાં રાખવા ખાસ કંઈ પ્રયત્નો કર્યા નહોતા ઉપરાંત દરેક હિંદી અફસર સાચા દિલથી માનતો હતો કે નાવિકોએ હડતાલ પાડી છે તે વાજબી છે, એમ ન હોત તો એ હાથ જોડીને ઊભા ઊભા તમાશો જોયા ન કરત.

'આઝાદ ફોજ જેમ આ બળવાના પરિણામરૂપ ન હોતી તેમ બળવો પણ આઝાદ ફોજને પરિણામે ન હતો થયો. અંગ્રેજોની શાહીવાદી નીતિ અને તેને કારણે પેદા થયેલાં દુઃખો અને અપમાનોનો અંત લાવવાની તમન્ના હિંદીઓના દિલમાં જાગી તેને પરિણામે આ બળવો થયેલો......

'અત્યારે હું કેદમાં પડેલો છું. મારી સામે બાર આરોપો મૂકવામાં આવ્યા છે. બધા તો મને યાદ નથી પણ એમનો એક બળવો અટકાવવાનો પ્રયાસ ન કરવા માટેનો છે અને બીજો બળવાખોર બાપણો કરીને બીજાઓને બળવામાં જોડાવા ઉશ્કેરવા માટેનો છે......'હુમલા' મથકના નાવિકો સાથે હું મુંબઈ શહેરમાં ગયેલો ખરો પણ તે તો આગ અને લૂંટના બનાવો બનતા અટકાવવા માટે. મારા કમાન્ડિંગ અફસરની રજા લેવા જેટલો સમય તે વખતે રહ્યો ન હોતો. મેં બળવામાં ભાગ લીધો નથી. મારા નાવિકોને હિંસાને મારગે ચડી જતા રોકવા માટે જ હું એમની સાથે ગયેલો. હિંસક માર્ગે કાંઈ થઈ શકે તેમ ન હોતું એ અમે જાણતા હતા. અમે એ જાણતા હતા કે સામા પક્ષે ઘણી મોટી તાકાત હતી એટલે શરારતને બદલે શાણપણનો રાહ અમે પસંદ કરેલો. પણ નાવિકોને સંયમમાં રાખવાના બદલામાં મને છેલ્લા સાડાત્રણ મહિનાથી કેદમાં રાખવામાં આવેલો છે.'

[ મુંબઈ: મેરજઃ શુક્રવાર ]

મારા મસ્તકે ભલે હિમઢેલ શિશિરના તંબૂ તણાયા, મારા હૃદયમાં છતાં ચિરંતન વસંતનો નિવાસ છે

—વિક્ટર હ્યુગો.

# વિજ્ઞાન દર્શન

શ્રી. બંસી ગાંધી બી. एससी.
પ્રોફે. જયતિલાલ દે. ઓઝા, एम. एससी.
ડૉ. નરસિંહ મુ શાહ. एम. एससी. पीएच. डी.

## પાલુડ્રીન : નૂતન મેલેરિયાનિવારક ઔષધ

મેલેરિયા—નિવારક ઔષધો તરીકે આજે મુખ્યત્વે ત્રણ ઔષધો વપરાય છે–(૧) ક્વીનીન, (૨) પ્લાઝમોક્વીન, જે પામાક્વીન નામે પણ ઓળખાય છે અને (૩) એટેબ્રીન, જેનું બીજું નામ મેપાક્રીન છે, અને અમેરિકામાં ક્વીનાક્રીન કહેવાય છે. મેલેરિયાનાં જંતુઓ શરીરમાં મચ્છરના ડંખ દ્વારા દાખલ થાય છે ત્યારે તે નાના તણખલા જેવા હોય છે અને તે સ્પોરોઝોઈટ (sporozoite) કહેવાય છે. આ સ્થિતિમાં જો તેમનો નાશ કરવામાં આવે તો, મેલેરિયા વધતો અટકાવી શકાય. સ્પોરોઝોઈટ શરીરમાં દાખલ થયા પછી તેમનું ૧૦–૧૫ દિવસમાં પરિવર્તન થાય છે. તે રક્ત કણોમાં પ્રવેશે છે અને ગોળ આકારનાં બને છે. આ અર્ધ–વિકસિત જંતુઓ બે રીતે પોતાની વૃદ્ધિ કરે છે. એક તો શીઝોગોની (Schizogony) દ્વારા તેમાંથી ઝીણા ઝીણા ગોળ જંતુઓ પેદા થાય છે; બીજી રીતે તેમાંથી ગામીટોસાઈટ (gametocyte) પેદા થાય છે.

મેલેરિયા જંતુઓના આ વિકાસક્રમ દરમિયાન તેમના જુદા જુદા રૂપો પર ઉપલા ત્રણ ઔષધોની જુદી જુદી અસર થાય છે. ક્વીનીન શીઝોગોની અવસ્થામાં મેલેરિયાનાં જંતુઓ પર અસર કરે છે. પણ ગામીટોસાઈટ પર તેની ખાસ અસર નથી.

૧૯૧૪–'૧૮ના મહાયુદ્ધ દરમિયાન ક્વીનીન, જે સીન્કોના ઝાડની છાલમાંથી મેળવવામાં આવે છે, તેના કરતાં વધારે અસરકારક અને સસ્તા કાચા રસાયણોમાંથી રાસાયણિક ક્રિયાથી મોટા જથ્થામાં બનાવી શકાય એવા ઔષધોની શોધ માટે જર્મની અને બીજા દેશોમાં બહોળા પાયા પર સંશોધન શરૂ થયું. જર્મનીમાં બાયર કંપનીની રસાયણશાળામાં લગભગ ૧૨૦૦ રસાયણોની મેલેરિયાનિવારક શક્તિ તપાસવામાં આવી હતી અને સને ૧૯૩૨માં પ્લાઝમોક્વીનની શોધ થઈ. ૧૯૩૩માં તે જ પ્રયોગશાળામાં એટેબ્રીનની શોધ થઈ. પ્લાઝમોક્વીન ગામીટોસાઈટનો નાશ કરે છે. આ કાર્ય ક્વીનીન કરી શકતું નથી તેથી ક્વીનીન અને પ્લાઝમોક્વીન બન્ને સાથે ઘણીવાર વાપરવામાં આવે છે. એટેબ્રીન ગામીટોસાઈટ પર અસર કરી શકતું નથી પણ શીઝોગોની અવસ્થામાં જંતુઓ પર સારી અસર કરે છે અને ક્વીનીન જેટલું જ અસરકારક છે. એટેબ્રીન અને પ્લાઝમોક્વીન અયોગ્ય પ્રમાણમાં લેવાથી ઝેરી અસર પેદા કરે છે, એટલે દાક્તરની દેખરેખ નીચે અને સલાહ મુજબ લેવાની જરૂર છે.

ક્વીનીન, પ્લાઝમોક્વીન અને એટેબ્રીન એ ત્રણે મેલેરિયાનિવારક ઔષધો મોટા પાયા પર વપરાય છે પણ તે આદર્શ ઔષધો તો નથી જ. આદર્શ ઔષધ તો તેને ગણી શકાય કે જે સ્પોરોઝોઈટ પર અસર કરે અને ઊગતા જંતુઓનો તેમનાં કારમા જીવનચક્રનાં મૂળમાંજ નાશ કરે. આવા આદર્શ ઔષધની શોધ માટે દેશપરદેશનાં રસાયણિકો સતત કાર્ય કરી રહ્યા હતા. વિશ્વયુદ્ધમાં જાવા ખોવાથી ક્વીનીનની ખોટ પૂરવા માટે મિત્રરાજ્યોએ મેલેરિયા-નિરોધક આદર્શ ઔષધ મેળવવા માટેના પ્રયોગો વધારે જલદ બનાવ્યા અને તે કાર્યમાં બ્રિટનની ઇમ્પીરીયલ કેમીકલ ઈન્ડસ્ટ્રીઝ નામની વિખ્યાત કંપનીને ફતેહ મળી છે એવા સમાચાર મળે છે. પાલુડ્રીન નામના નવા ઔષધની શોધ તે કંપનીના રસાયણિકોએ કરી છે અને મેલેરિયાના દર્દીઓ પર તેના અખતરાઓએ પ્રોત્સાહક પરિણામો આપ્યા છે. પ્લાઝમોક્વીન અને એટેબ્રીન એ ક્વીનોલીન નામના પદાર્થોમાંથી ઉદ્‌ભૂત પદાર્થો છે. આ બે મૂળભૂત પદાર્થોમાંથી બીજા અનેક ઉદ્‌ભૂત પદાર્થો બનાવી તેમની મેલેરિયાનિવારક શક્તિ

તપાસવામાં આવી હતી પણ સફળતા મળી ન હતી. આખરે ક્વીનોલીન અને એક્રીડીન એ મૂળભૂત પદાર્થો છોડી દઈ અન્ય રોગોમાં ઉપયોગી થઈ પડેલા ઔષધોના મૂળભૂત પીરીમીડીન અને ગોનીડીન જેવા પદાર્થો લઈ તેમાંથી નવા રસાયણો બનાવી તેમને તપાસવામા આવ્યા અને ગોનીડીન એ મૂળભૂત પદાર્થમાથી બનેલો એક પદાર્થ તે પાલુડ્રીન મેલેરિયાના દર્દીઓ પર અત્યાર સુધી થએલા અખતરાઓ પરથી જણાય છે કે આ પદાર્થ સ્પોરોઝોઈટનો નાશ કરી શકે છે અને તેથી તે એક આદર્શ મેલેરિયાનિવારક ઔષધ તરીકે વાપરી શકાશે પાલુડ્રીન સહેલાઈથી મોટા પાયા પર બનાવી શકાશે. ક્વીનીન, પ્લાઝમોક્વીન અને એટેબ્રીનની માફક પાલુડ્રીન શરીર પર ઝેરી ( toxic ) અસર કરતું નથી તેમ જ આ ત્રણે ઔષધો કરતા તે વધારે અસરકારક છે, એટલું જ નહિ, તેની માત્રા પણ આ ત્રણે ઔષધો કરતાં ઓછી છે. ક્વીનીન વગેરે મેલેરિયાનિષેધક ઔષધોની રોગનો ઉથલો અટકાવવાની શક્તિ મર્યાદિત છે; પાલુડ્રીન રોગનો ઉથલો કેટલે અંશે અટકાવી શકશે તે હજી નક્કી થયુ નથી, પણ reticulo-endothelial તંતુઓમાં ઉછરતા સ્પોરોઝોઈટનો તે નાશ કરી શકે છે એટલે રોગનો ઉથલો અટકાવવામા પણ તે બહુ અસરકારક નીવડશે એવી આશા છે.

ઓસ્ટ્રેલીઆ અને બીજા દેશોમાં પાલુડ્રીનની અસરકારકતા નક્કી કરવા માટે મોટા પાયા પર અખતરા ચાલી રહ્યા છે. મેલેરિયાનિષેધ એ હિંદનો એક મહાન અને વિકટ પ્રશ્ન છે, એટલે મેલેરિયાનિષેધક ઔષધો પર સંશોધન પરત્વે હિંદી વૈજ્ઞાનિકોએ ઉત્સાહ બતાવવો જોઈએ એટલું જ નહિ પણ તે કાર્યમાં અગ્રણી ભાગ ભજવવો જોઈએ. આ દિશામાં આપણી વનસ્પતિઓનું સંશોધન વણખેડાયેલા ક્ષેત્ર તરીકે પડ્યું છે. આયુર્વેદ અને અન્ય પદ્ધતિઓમાં વપરાતા ઔષધો પણ વિશેષ સંશોધન માગે છે. રાષ્ટ્રીય પુનરુત્થાનના કાર્યમાં કોઇ એક ભયંકર દર્દના નિવારણ અર્થે શોધાયેલ ઔષધ ભવિષ્યની પ્રજાને એક સ્થાયી વારસાનો અંશ છે. (ડૉ. સુરેશ એમ. શેઠના)




( ટીપ્પણ-[૧] પાલુડ્રીન હજી સામાન્ય જનતાને મળતું નથી : માત્ર લશ્કરી ઉપયોગ માટે બનાવાય છે.

[૨] સાયન્ટીફીક અને ઈન્ડસ્ટ્રીયલ સંશોધન સમિતિની બેઠકમા જાહેર કરવામાં આવ્યું હતું કે હિંદમાં એટેબ્રીન બનાવવા માટે સરકાર જરૂરી રસાયનો આયાત કરવાની છૂટ આપશે, અને એટેબ્રીન બનાવટના ઉદ્યોગને સગવડો આપશે. સંશોધન સમિતિએ એ પરત્વે જરૂરી સંશોધનનો કાર્યક્રમ પણ હાથ પર ધર્યો છે. એટેબ્રીનની બનાવટ માટે રસ લેતી હિંદી વેપારી પેઢીઓ, ડ્રગ્સ અને ડ્રેસીંગ્સ ડાયરેક્ટોરેટ, સપ્લાયના ડીરેક્ટર-જનરલને જરૂરી સગવડો માટે અરજી કરે. ન મુ. શાહ)

*

## ક્રોમાઈટ: ક્રોમીયમનું ખનીજ

ક્રોમીયમના ખનીજને ક્રોમાઈટ, ક્રોમ ઓર, ક્રોમ આયર્ન ઓર એવા અનેકવિધ નામોથી ઓળખવામાં આવે છે ક્રોમીયમ ગ્રીક ભાષાનો શબ્દ છે. ક્રોમ એટલે રંગ આ ઉપરથી ક્રોમાઈટના સંસ્કૃત પર્યાય વર્ણીત, વર્ણક અયસ, અયોવરક, વર્ણારમ યોજવામા આવ્યા છે, અને ક્રોમીયમ ધાતુનો સંસ્કૃત પર્યાય વર્ણાતુ રાખવામાં આવ્યો છે.

ક્રોમાઈટમાથી વાકવેલીન નામના રસાયનિકે ૧૭૯૭ મા ક્રોમીયમ ધાતુ છૂટી પાડી હતી પ્રાચીન હિંદમાં આ ખનીજ ઓળખવામાં આવ્યું હોય કે ઉપયોગમાં લેવાતુ હોય એ સંભવિત નથી.

આધુનિક ઉદ્યોગોમાં આ ખનીજ જુદા જુદા અનેક ઉપયોગમાં આવે છે; યુદ્ધના વખતમાં આ ખનીજ ખાસ મહત્વનું ગણાય છે. આખી દુનિયામા

બે દેશો–રશિયા અને હિન્દુસ્તાનમાંથી આ ખનીજ મોટા પ્રમાણમાં નીકળે છે. ક્રોમ, ન કટાય એવી ગજવેલ, ખૂબ ગરમીની પણ અસર ન થાય એવી ચીજો, અનેક ઉપયોગી રસાયનિક પદાર્થો, રંગ, ચામડું કેળવવા માટે ઉપયોગી પદાર્થો–ઈત્યાદિની બનાવટમાં ક્રોમાઈટનો મોટો ભાગ વપરાય છે.

ક્રોમાઈટમાં ૫૦–૫૨ ટકા ક્રોમીયમ ઓક્ષાઈડ હોય છે. કાળાભુરા રંગથી માંડીને તદ્દન કાળા ગઠ્ઠા રૂપે ક્રોમાઈટ જડી આવે છે. ક્રોમાઈટને ઓળખવાની સહેલી રીત એ છે કે તેને બોરેક્ષ (ટંકણખાર) સાથે મેળવીને ભૂંગળી વડે બધું ઓગળી જાય ત્યાં સુધી ગરમ કરવાથી રંગીન–આછો લીલો, કે ઘેરો લીલો મણકો પેદા થાય છે. સોડા સાથે ઓગાળવાથી પીળો મણકો થાય છે. ક્રોમાઈટ પર તેજાબની અસર થતી નથી : પોટેશીયમ કે સોડિયમ બાયસલ્ફેટ સાથે ઓગાળવાથી તેનું વિઘટન થઈ શકે છે.

હિંદુસ્તાનમાં ક્રોમાઈટ નીચેના પ્રદેશોમાંથી મળી આવે છે : (૧) બલુચિસ્તાન, (૨) માઈસોર. (૩) બિહાર અને ઓરિસ્સા, (૪) મુંબઈ ઇલાકામાં રત્નાગિરિ અને (૫) મદ્રાસ ઇલાકામાં સાલેમ પ્રાંતમાંથી. આ ઉપરાંત સરહદ–પ્રાંતો, કાશ્મીર વગેરે બીજા પ્રદેશોમાંથી પણ મળી આવે છે. પણ તે કાંઈ મહત્ત્વના નથી.

બલુચિસ્તાનમાંથી મળી આવતા ક્રોમાઇટ ખનીજ ઊંચી જાતના છે. ત્યાં ૧૯૦૩માં ક્રોમાઈટ કાઢવાનું શરૂ કરવામાં આવ્યું હતું. ૨૦૪ ટનની પેદાશ થઈ હતી, અને ૧૯૩૭માં આ પેદાશ ૨૭૨૦૯ ટન સુધી પહોંચી હતી. બલુચિસ્તાનમાં ક્રોમાઈટ બે સ્થળે ખાનોઝાઇ અને હિંદુબાગ નજીક આવેલ છે. આ ઉપરાંત સાન્ડેમાન કિલ્લા નજીક અઝઘર ટાંગી અને ગદાઈ ખેલ કલાઇ નજીક સરગારા આગળ એમ બે સ્થળે પણ ક્રોમાઈટ મળી આવે છે પણ આ ક્રોમાઈટ હલકી જાતનું છે,

માઈસોરમાં શિમોગા, કડુર અને ચિતલદુર્ગ જીલ્લાઓમાં ક્રોમાઈટ મળી આવે છે; તેનું કદ ઘણું નાનું છે; ઝીણા દાણા જેવડું હોય છે, એટલે આ ખનીજ આર્થિક દૃષ્ટિએ ઉપયોગી નથી. પણ માઈસોર અને હસન જીલ્લાઓમાં કેટલાક વિસ્તારોમાંથી ક્રોમાઈટના થર મળી આવે છે. ૧૯૦૭માં ક્રોમાઈટ કાઢવાનું કામ માઈસોરમાં શરૂ કરવામાં આવ્યું હતું. હસન જીલ્લામાં ક્રોમાઈટ કાઢવાનું કામ ૧૯૧૬થી સારી રીતે ચાલે છે. માઈસોરના ક્રોમાઈટ પરદેશ ખાતે ચડાવવામાં આવતા. આ ખનીજ ઊંચી જાતના હોવાથી તેની માગણી સારી રહેતી.

હલકી જાતના ખનીજને સુધારી તેમાં ક્રોમીયમ ઓક્ષાઈડનું પ્રમાણ વધારવા માટે માઈસોર ક્રોમાઈટ લિમીટેડ કામ કરે છે. આથી ક્રોમાઈડમાં ઓક્ષાઈડનું પ્રમાણ ૫૦ ટકા ઉપરાંત થઈ જાય છે.

બિહારના સીંગભૂમ જીલ્લામાં ક્રોમાઈટ સૌપ્રથમ જડયા હતા. આ પ્રદેશના ત્રણ વિભાગોમાથી આ ખનીજ નીકળે છે, જેમાં રોરોચિલુંગ બુરુના વિભાગમાંથી નીકળતા ખનીજ ઊંચી જાતના છે. ઓરિસ્સામાં સરાઈકિલા રાજ્યમાથી પણ ક્રોમાઈટ નીકળે છે. ઉપરાંત ભાગલપુર જીલ્લામાં, રાંચી જીલ્લામાંથી પણ ક્રોમાઈટ નીકળે છે.

મુંબઈના રત્નાગિરિ જીલ્લામાંથી અને સાવંતવાડી રાજ્યમાં ક્રોમાઈટના ખનીજ છે. એમ ૧૯૧૦માં માલુમ પડ્યું હતું. આ ખનીજમાં ક્રોમીયમ ઓક્ષાઇડનું પ્રમાણ ૪૦ ટકાથી વધારે નથી.

મદ્રાસ ઇલાકામાં સાલેમ જીલ્લામાંથી, બેઝવાડા પાસેથી અને ત્રિચીનોપોલી નજીકના પ્રદેશમાંથી ક્રોમાઈટ મળી આવે છે. સરહદના પ્રાંતો, આંદામાન ટાપુ અને બરમામાંથી પણ ક્રોમાઈટ નીકળે છે એવા ઉલ્લેખવાળા અહેવાલ પ્રગટ થયા છે પણ મોટા પાયાપર કોઈપણ જગ્યાએ ખનીજ કાઢવાનું કામ ચાલતું નથી.

હિંદનું આ કાચું ધન પરદેશ ખાતે અત્યાર સુધી ચડતું. આ ખનીજને ઉપયોગમાં લઈ શકે એવા ઉદ્યોગો આપણા દેશમા નહોતા. પરંતુ વિશ્વયુદ્ધની અસરને લીધે મુંબઈ, કાનપુર, માઇસોરમાં ડાયક્રોમેટ

બનાવવાના કારખાના શરૂ થયા છે. આ ઉપરાંત ક્રોમાઈટ ગજવેલની બનાવટમાં પણ વપરાય છે. તાતાના જમશેદપુરના લોઢું બનાવવાના કારખાનામાં એકહજાર ટન ક્રોમાઈટ આ કામમાં વપરાય છે. ક્રોમાઈટમાંથી ઉપયોગી પદાર્થો બનાવવાના બીજાં ઘણાં ક્ષેત્રો છે : એટલે આપણા દેશમાં આ ઉદ્યોગને ખીલવવાનો ઘણો અવકાશ છે.

*

## પોરબંદરી પત્થર

આપણા દેશમાં મકાનોમા બાંધકામ માટે જરૂરી વસ્તુઓની આટલી વિપુલતા છતાં તેમને માટે જોઇતી વસ્તુઓ પરદેશથી મંગાવાય છે એ નાનું સૂનું આશ્ચર્ય નથી.

દેશની કેટલીક સુપ્રસિદ્ધ ઇમારતોનાં બાંધકામમાં વપરાયેલ ચીજો આપણા દેશની પેદાશ છે એ નીચેના ઉદાહરણો બતાવી આપે છે; મહાન મોગલ સમ્રાટ અકબરે બાંધેલ ફતેહપુર-સીક્રીમાં ભાનહેરનો લાલ પત્થર વપરાયો છે. સુપ્રસિદ્ધ આગ્રાનો તાજમહાલ મકરાણાના સફેદ આરસનો બાંધવામાં આવ્યો છે. તેમાં જેસલમીરના પીળા આરસ, સાંભરના રંગબેરંગી અકિકીયા પત્થર, વિંધ્યાચળના કાળા આરસ, મોરસુથી રંગના જયપુરી પત્થર, ગ્વાલિયરની ખાણોના લાલ આરસ ઇત્યાદી પણ વપરાયા છે. દક્ષિણ હિંદમાંથી કેટલીય જાતના સુંદર પત્થરો નીકળે છે અને તેનો ઉપયોગ બાંધકામમાં થાય છે. મૈસુરમાંથી નીકળતી એક જાત એટલી સુંદર છે કે તેની નિકાસ પરદેશ ખાતે થાય છે.

આપણે ત્યાં નજીકમાં ધ્રાંગધ્રા, પોરબંદરમાંથી નીકળતો પત્થર બાંધકામમાં વપરાય છે. પોરબંદરી પત્થર લગભગ આખા રાજ્યમાંથી મળી શકે છે. હાલના બરડા પહાડમાં આદિત્યાણા ખાતે તેની ખાણો છે. માઇલોના માઇલો સુધી આ ખાણોનો વિસ્તાર આવેલો છે. તેમાંથી નીકળેલો પત્થર મુંબઇ, કરાંચી, કલકત્તા અને મદ્રાસ જેવા નજીકના તેમ જ દૂરના હિંદુસ્તાન ભરના નગરોમાં વપરાયો છે. પોરબંદરી પત્થર રંગુન, કોલંબો અને ઠેઠ આફ્રિકા પર્યંત જાય છે. પોરબંદર રાજ્યમાં તો આ પત્થરનું જ દરેક નાનું મોટું મકાન નજરે પડે છે. સો એક વર્ષથી પોરબંદરી ખાણોમાંથી આ પત્થર કાઢવામાં આવે છે. છતાં ખૂટી પડે એવું એક ચિહ્ન હજી દેખાતું નથી.

પોરબંદરી પત્થરનો ચૂનો બને છે. તેની સાથે જોઈતી માટીનું પ્રમાણસર મિશ્રણ કરીને તેને પાકી સીમેંટ બનાવી શકાય છે. ઉપરાંત કાચ, સાબુ, સીલીકેટના ઉદ્યોગોમાં તેનો રાસાયનિક પદ્ધતિએ ઉપયોગ થઈ શકે છે. પોરબંદરી પત્થરની સપાટને વહેરીને તેમાંથી જોઇએ તેવડાં માપનાં ચોસલાં, લાદી કે કકડા કરી શકાય છે. પોરબંદરી પત્થર એકદમ પોચો છે; તેને લાકડાની માફક કરવત વડે વહેરી શકાય છે, આ તેની વિશેષતા છે. ધ્રાંગધ્રામાંથી નીકળતો પત્થર આથી ઊલટા પ્રકારનો છે. તે ખૂબ કઠણ છે અને પાયાની મજબૂતાઇ માટે બાંધકામમાં વપરાય છે. પોરબંદરી પત્થર ઘડવો સહેલો છે અને તેમાં સહેલાઇથી કોતરકામ થઇ શકે છે. આ પત્થર બેસાડવામાં ખૂબ ચૂનો વાપરવો પડતો નથી. પોરબંદરી પત્થર ધીમે ધીમે ખવાઇ જાય છે, તેના પર વાતાવરણની અસર થાય છે.

પોરબંદરી પત્થરનો ઉપયોગ અને ગુણો આપણે જોઇ ગયા. હવે પ્રશ્ન ઉદ્ભવે છે કે આ પત્થર બન્યો કેવી રીતે ? ભૂસ્તરીય ઇતિહાસનો અભ્યાસ સૂચવે છે કે ત્રેતાયુગમા અત્યારે જ્યાંથી પોરબંદરી પત્થર નીકળે છે ત્યાં છીછરો દરિયો હતો. તે પુરાઈ ગયો. તેમાં રહેલા દરિયાઈ પ્રાણીઓ દટાઈ ગયા, અને રેતીના પત્થર સાથે તેમના અવશેષો મળી ગયા. તેમાથી આ પોરબંદરી પત્થરના પડો પેદા થયા. એટલે પોરબંદરી પત્થર આધુનિક દરિયાઈ અવશેષો છે. પોરબંદરી પત્થર મીલીઓલાઇટ (miliolite) કહેવાય છે. કાઠિયાવાડના અધુનિક ભૂસ્તરીય ઇતિહાસ પરથી જણાય છે કે ભૂસ્તરીય જમાનામાં કેટલીક જગ્યાઓએ જમીન ઉપસી આવેલી હશે. આનો પુરાવો એ છે કે દરિયાઈ સપાટીથી ૧૧૭૩ ફુટ ઊંચે ચોટીલાની ટેકરીના મથાળે પોરબંદરી પત્થર જેવા અવશેષો મળી આવ્યા. પણ ત્યાં સળંગ તેની

રચના માલૂમ પડતી નથી. પોરબંદર પાસે એ જમાનામાં નાની ખાડી હશે. આ ખાડી સળંગ પુરાવાથી એક સરખા પડની રચના થઈ હશે; અને એટલે એક જ સ્થળેથી આ પત્થર સળંગ નીકળે છે, પોરબંદરી પત્થરના જેવી રચના ગુજરાત-કાઠિયાવાડ માં અન્યત્ર માલૂમ પડે છે પણ તે છૂટીછવાઇ છે.

*

## સીલીકોન – રસાયણ

રસાયણશાસ્ત્રમાં આજ સુધી કોલસાના તત્ત્વ કાર્બનનું મહત્ત્વ અનેરું છે. કાર્બન અણુઓની સંયોજનશક્તિ અદ્‌ભુત છે. એટલે તેના અસંખ્ય પદાર્થો ઉત્પન્ન થઇ શકે છે. બાકીના જાણીતા નેવું તત્ત્વોનાં બધાં મળીને જાણીતા પદાર્થો કરતાં પણ કાર્બનના પદાર્થોની સંખ્યા વધી પડે; એટલે જ કાર્બન રસાયન, રસાયનશાસ્ત્રની એક મહત્તાપૂર્ણ સ્વતંત્ર શાખા થઇ પડયું છે. આ શાખા કાર્બન રસાયન-organic chemistry તરીકે મશહૂર છે. પૂર્વે, પ્રાણીજ અને વનસ્પતિજન્ય બધા પદાર્થો કોઇ છુવન્ત શક્તિ દ્વારા જ પેદા થઇ શકે એવી માન્યતા હતી. મહાન ફ્રેંચ વૈજ્ઞાનિક લેવોઇઝીયરે સ્પષ્ટ બતાવી આપ્યું કે આ બધા પદાર્થોમાં વિશિષ્ટ તત્ત્વ કાર્બન છે. ત્યારથી ખનિજ-inorganic અને organic-કાર્બનિક રસાયણોનો ભેદ નીકળી ગયો. આજે સગવડની ખાતર એ વિભાગ જુદા રાખવામાં આવે છે; બાકી જે મૂળભૂત સિદ્ધાંતો ખનિજ પદાર્થોને લાગુ પડે છે તે જ કાર્બનિક પદાર્થોને લાગુ પડે છે. તત્ત્વોના પરાવર્તન કોષ્ટક (Periodic Table) માં કાર્બન વર્ગમાં બીજો નંબર સીલીકોનનો છે. સીલીકોન તત્ત્વ છે અને તેનો ઑક્સાઇડ તે રેતી. સીલીકોન ડાય ઑક્સાઇડ રેતી, ચકમક, માણેક ઇત્યાદિ સ્વરૂપે કુદરતમાં મળી આવે છે.

અમુક અંશે કાર્બન વર્ગનાં તત્ત્વોના ગુણો સીલીકોનમાં આવવાના. એક કાર્બન પરમાણુ બીજા જોડે સંયોજાય અને અનેક જાતના પદાર્થો ઉત્પન્ન થાય, તેવી રીતે સીલીકોન-પરમાણુ પણ એકબીજા સાથે જોડાવાથી નવા પદાર્થો ઉત્પન્ન થાય. આવા પદાર્થો અસ્થાયી છે અને તેમની બનાવટ ગૂંચવણીવાળી છે. પરંતુ અમેરિકામાં હમણાં આવા પદાર્થોની બનાવટ સુગમ્ય થઈ શકી છે અને પરિણામે સીલીકોન-રસાયણ, કાર્બન-રસાયણ જેટલું જ મહત્ત્વનું બનતું જશે એમ લાગે છે. વીજળીની મોટરને વીજરખું (insulating) વારનીશ લગાડવાથી તેની આવરદા બમણી થાય છે. આવું વારનીશ રેતીમાંથી બનાવવામાં આવ્યું છે. ઉપરાંત તેમાંથી પ્લાસ્ટીક, ચાંટણાં, તેલ, વગેરે બનાવવવામાં આવ્યાં છે. આ પદાર્થોની ખૂબી એ છે કે તે ઊંચું ઉષ્ણામાન સહી શકે છે. તેજાબ અને વીજળીની અસર તેમના પર થતી નથી. સીલીકોનના પદાર્થોમાંથી ઉંઝણાં (lubricants) પણ બનાવવામાં આવ્યા છે. ખૂબ ગરમી ઘર્ષણને લીધે પેદા થાય એવા સંચાઓમાં સામાન્ય ઉંઝણાં નકામા નીવડે છે. પણ આ સીલીકોની ઉંઝણાં ત્યા પણ કારગત નીવડયા છે.

તેમાંથી બનાવવામાં આવતાં રાળી પદાર્થો (resines) ને વીજરખાં વાપરીને વીજળીમોટરનું કદ નાનું કરી શકાશે, છતા તેની શક્તિમાં ફેર નહીં પડે. તેમાંથી રબર પણ તૈયાર કરવામાં આવ્યું છે. અને ગરમીને કારણે જ્યાં કુદરતી રબર કામમાં ન આવી શકે ત્યાં આ રબરનો ઉપયોગ કરી શકાશે એમ માલૂમ પડયું છે. પણ તેની તણાવાની શક્તિ ઓછી હોવાને કારણે તેના ટાયર બનાવી નથી શકાતા.

આ બધા સીલીકોનવાળા પદાર્થો સામાન્યતઃ સીલીકોન (silicone) તરીકે ઓળખાય છે. સીલીકોનોની બનાવટ માટે જોઇતો મુખ્ય કાચો માલ રેતી, કોલસો, તેલ અને મીઠાનું પાણી છે. આ ઉપરાંત ખાસ જરૂરની વસ્તુ મેગ્નેશિયમ ધાતુ છે. કોલસા, તેલ અને ક્લોરીનના સંયોજનથી બનાવેલ ક્લોરાઇડ સાથે સીલીકન ક્લોરાઇડનું સંયોજન મેગ્નેશીયમની હાજરીમાં કરવામાં આવે છે. ઉત્પન્ન થયેલ પદાર્થને પાણી વડે પ્રક્રિયા કરવાથી સીલીકોન પેદા થાય છે. તેમાંથી ઉપરના ઉપયોગી પદાર્થો બનાવાય છે.

*

યાદ આવે છે કે " અન્ય પ્રકારે આ માથું નમે " એમાં ' અન્ય પ્રકારે ' એટલે સ્વીડનબોર્ગના એક ભક્ત તરીકે એમ કહેવાનો 'કાન્ત'નો આશય છે. 'કલાપી' 'સ્વીડનબોર્ગ'ના સાચા સમજનાર હતા એવું 'કાન્ત' ને ખાતરીપૂર્વક સમજાયું ત્યારે એ રીતે પણ એમને નમન કરવાનું એમને લાઝીમ લાગ્યું, એવો અર્થ એ લીટીનો સમજાવવામાં આવ્યો હતો. એ ક્યાં વાંચેલું તે અત્યારે યાદ નથી, પણ ફરી એ લેખ, કે ભાષણ હાથમાં આવશે ત્યારે આપને જણાવીશ.

અને સૌથી વધારે સબળ ગવાહી તો 'કાન્ત'ની પોતાની છે. આપ 'કલાપી'ની કવિતાને ફક્ત ઇશ્કના દર્દથી ભરેલી માનતા હો તો એ તો જેવી આપની દૃષ્ટિ અને વૃત્તિ. પણ 'કાન્ત' પોતે એમ નહોતા માનતા, અને 'કાન્ત'ની કવિતાની કદર કરવાની શક્તિ માટે તો આપને શંકા હશે નહિ. ૧૯૩૦ માં 'કલાપી જયન્તિ' પ્રસંગે 'કાન્તે' જે લેખ–અથવા ભાષણ લખેલ, એનો આખરી ભાગ નીચે મોકલું છું.

ગૃહસ્થો ! આ ભવ્ય ગઝલો સાંભળનાં આપને લાગશે કે "કલાપીને સંબોધન"માં એના નીચે રહેલા બંધુએ કશી અતિશયોક્તિ કરી નથી"

ભાવનગર 'કાન્ત'
તા–૩–૩–'૦૩

"અતિશયોક્તિ કરેલી નથી" એ કદાચ આપ નહિ સ્વીકારો, પણ આ સંબોધન 'કલાપીને છે એમ 'કાન્ત' પોતે જાહેરમાં કહે છે ત્યારે એમની સત્યપ્રિયતા અને પ્રામાણિકતાની ખાતર સ્વીકારશો એટલી આશા તો રાખી શકાય.

'કાન્ત' "એકને સંબોધેલું કાવ્ય બીજાને સંબોધવામાં કેમ પ્રયોજ્યું?" એ પ્રશ્ન આપ ઉઠાવો છો અને એના ખુલાસામાં પ્રો. ઠાકોરને ઉદ્દેશીને લખેલું કાવ્ય—અથવા તેની એમના પોતાના હાથની નકલ—સ્વ. કરુણાશંકર માસ્તરની ફાઈલમાંથી આપને મળી આવ્યાનું જણાવો છો, અને 'સખે' અને 'સખી' શબ્દનો તફાવત બતાવો છો. આમાંથી એટલું જ સ્પષ્ટ થાય છે કે પ્રો. ઠાકોરને માટે "એવા

[ આગળના પાના ૨૪૨થી ચાલુ ]

બંધારણ-સભા પણ રઝળવાની જ છે.

એ ભરતીઆ-સોંપણીરૂપી બંધારણ વિધાયક સભાના કામમાં પણ હિંદનું સરેડે ચડે તેમ નથી એ બ્રિટન સમજે છે. છોને બાપડા જીભાજોડીમાં રોકાઈ રહેતા! ભલેને ડિબેટીંગ સોસાયટી ચલાવતો! આપસમાં ઝઘડી ભાંગી તોડીને ઘેર બેસી જાય તો પણ ઠીક છે, ને બંધારણ ઘડીને તૈયાર કરે તો પણ બીક શી છે? આમ બેવડે દોરે કરીને મંત્રી-મિશન જાય છે. નામોશી લેવામાં એને કંઇ નવું નથી. આંતરરાષ્ટ્રીય દુનિયામાં એને બદનામી આપે તેવો શાહુકારસજ્જન કયો રહ્યો છે કે જેની બીક લાગે? સત્તાત્યાગની સાફ, શુદ્ધ, સાચી નિષ્ઠા, લઇને આવેલાઓને મહાત્માજી વિદાય દેવા જવાના હતા એતો આ ઇતિહાસની બડી રમૂજી સમાપ્તિ છે.

*

હડતાળોનો વંટોળ

દેશના જુદા જુદા ભાગમાંથી આવતા સમાચારો દેખાડે છે કે કામદારોમાં અસંતોષ અને અશાંતિ વધતાં જાય છે. વર્ષોથી જે પરિસ્થિતિ પોતે મૂંગે મોઢે સહેતો આવ્યો છે તેની પ્રત્યેની નફરત આપણા કામદારોમાં પ્રગટતી જોય અને પોતાના અધિકારો પ્રાપ્ત કરવાનો સળવળાટ એના સંકોડાયેલાં અંગોમાં જાગે એ સૌ કોઈ ને માટે ભારે હર્ષની બાબત છે. પણ, રાષ્ટ્રની ઉમ્મર વધે છે અને એનામાં પરિપક્વતા આવતી જાય છે તેમ તેમ પશ્ચિમના દેશોમાં પ્રવર્તી રહેલ અનેક રોગિયલ તત્વો આપણે ત્યાં પણ ન પેસતાં જાય તે અંગે સાવચેત રહેવાની જરૂર છે. એવું એક રોગિયલ તત્ત્વ છે ધંધાદારી રાજકીય આગેવાનો અને ધંધાદારી મજૂર (કે કિસાન) કાર્યકરો. સાચજૂઠનાં, નીતિ-અનીતિનાં, હિતાહિતનાં કે ન્યાય-અન્યાયનાં કોઈ પણ બંધનોથી પોતાની જાતને મોકળી રાખીને સમાજમાં નિર્ભયપણે મહાલતા આ જંતુઓ આપણી આબોહવા બગાડી મારે તે પૂર્વે જ ચેતી જવાની જરૂર છે. દુર્ભાગ્યે-કે સદ્ભાગ્યે-આવા રોગિયલ તત્ત્વો તરીકે જેમને ઓળખાવી શકાય તેવા કોઈને કોઈ ગુદરથો આપણા ઔદ્યોગિક મથકોમાંનાં ઘણાંખરાંમાં નજરે ચઢે છે. એટલે એમને માટે વધુ ઓળખાણની જરૂર નથી. પણ એમનું કાર્ય મુખ્યત્વે કરીને સકારણ-અકારણ હડતાલો પડાવવાનું, મજૂર-માલિકને સદાય ઝગડતા રાખવાનું, એકને ગુંડાગીરી અને બીજાને છળકપટ શીખવવાનું, દેશ-કાળની સારી-માઠી પરિસ્થિતિઓનો ગેરલાભ લેવાનું અને યેનકેન પ્રકારેણ મજૂરો ઉપર પોતાનો કાબૂ ઠોકી બેસાડવાનું હોય છે. મજૂરોને નામે એ મોટી મોટી માગણીઓ કરે છે, એમને નામે હડતાલની ધમકીઓ આપે છે, એમને નામે માલિકો સાથે છાના-અછાના સોદા કરે છે અને કેટલીક વાર તો મજૂરોને જ નામે મજૂરોની ગરદન ઉપર છૂરી ફેરવે છે.

ધૂતારી નેતાગીરી

મજૂરો ભણેગણે અને દરેક વાતનો પોતાની મેળે વિચાર કરતાં થાય તે એને રુચતું નથી. એ તો માગે છે કે ત્રણસોને ચોસઠ દિવસ સુધી ભલે મજૂરો દુઃખ વેઠે, ગંદકીમાં રહે, માંદગીમાં સડે, દારૂ પીએ,જુગાર રમે, દેવું કરે, વ્યાજખાઉ શાહુકારો-પઠાણોની ધાકથી ધ્રૂજતા રહે, પોતાના કામમાં અનિયમિત કે બેદરકાર થઈને પગાર કપાવે, કદી છાપું ય ન વાંચે, પોતાનાં બાળકોને નિશાળમાં મોકલવાને બદલે ગટરના પાણીમાં રમવા દે . . . પણ ત્રણસોને પાંસઠમે દિવસે જો પોતે કોઈ કારણસર એમને નામે હડતાલનો સાદ કરે તો એ સહુએ બોકડાના ટોળાની માફક એની પાછળ પાછળ જવું જોઇએ. હડતાલ શા માટે પાડવાની છે તે કોઈએ પૂછવાનું નથી. હડતાલના દિવસો દરમિયાન પોતાની રોજી માટે અન્ય કોઈ પ્રબંધ થશે કે નહિ તે સવાલ કરવાનો નથી. પોતે હડતાલનો હુકમ આપ્યા છતાં કામ ઉપર જનારાઓને ધમકીઓ આપવાની છે, ગાળો દેવાની છે અને મારવાના પણ છે.

મજૂરો આંખ ઉઘાડીને જોશે તો પોતાની વચ્ચેના આવા આદમીઓ એને સ્પષ્ટપણે દેખાશે. વર્ષોથી મજૂરોની સેવા કરનારા મંડળોથી આવા માણસો પોતાનો નિરાળો ચોકો જમાવતા હોય છે. પોતાનું અસ્તિત્વ વાજબી ઠરાવવા માટે એ મજૂરોની બીજી કોઈ સેવા નથી કરતા—સિવાય કે પોતે જેના હરીફ બન્યા છે તે જૂના મજૂર-કાર્યકરો માલિકો પાસે જે

માગણીઓ રજૂ કરે તેનાથી સવાઈ-દોઢી માગણીઓ રજૂ કરવાનો અફર સિદ્ધાંત એ પાળે છે. દલીલ કરવા બેસીએ તો મજૂરોવતી થતી એકેએક માગણીને વાજબી ઠરાવી શકાય. માલિક પાસે ચાર મોટરો હોય તેમાંથી બે પોતાને માટે માગનારા મજૂરોએ પણ ગેરવાજબી માગણી કરી છે એવું કોઈથી નહિ કહી શકાય. અને છતાં આજની મૂડીવાદી સમાજ-રચનાની મર્યાદાઓ આપણે સ્વીકારતા હોઈએ છીએ. આવી માગણી કરવાની બેહૂદાઈ ગમે તેવા આકરા મજૂર-કાર્યકરો પણ દાખવતા નથી, તેનું કારણ એ છે કે, માલિકની ચાર મોટરમાંથી બે માગવાની— અને માગ્યા પછી મેળવવાની—શક્તિ જે દિવસે મજૂરોમાં આવી હશે તે દિવસે માલિક જેવી કોઈ વ્યક્તિ જ નહિ રહી હોય. ત્યારે તો સમાજવાદી તંત્ર આવી ગયું હશે. તમામ મોટા ઉદ્યોગો ઉપર જનતાની—મજૂરો અને કિસાનોની-સરકારનો કાબૂ હશે. ત્યારે મોટર કોઈની પાસે નહિ હોય અથવા તો ઘણાખરા મજૂરો પાસે મોટરો હશે. હિન્દુસ્તાન સ્વતંત્ર થાય કે તરત જ એ જાતની સમાજ-રચના ઊભી કરવાની આપણને તક મળવાની છે.

### આવા લેભાગુઓથી ચેતજો

પણ એ દિવસ આવે ત્યાં સુધી મજૂરે ગાફેલ નથી રહેવાનું. લેભાગુ આગેવાનોના હાથમાં એમની લગામો સોંપીને એમણે આંખો મીંચી દેવાની નથી. આજે એ મોટી મોટી ડંફાસો મારીને મજૂર-સમૂહો વચ્ચે ઘૂમતા હશે પણ કાલે આપત્તિ ટાણે એ શોધ્યા નહિ જડે. આવા આગેવાનોનું મુખ્ય જોર તો એ હોય છે કે પરદેશી શાસકો કે જુલ્મગારોની માફક એમને એક સપાટે હટાવી શકાતા નથી. જે દેશમાં વધુ વ્યક્તિ-સ્વાતંત્ર્ય જળવાતું હોય છે ત્યાં કામ કરવાનું એમને વધુ ફાવે છે. સ્વાતંત્ર્યને નામે એ પોતાનું કામ કર્યે જાય છે અને સ્વતંત્ર દેશની સરકાર પોતાની મર્યાદાઓ લોપ્યા સિવાય એમને કાંઈ કરી શકતી નથી. એમના ફાંસલામાંથી તો મજૂરોએ પોતે પ્રયત્નો કરીને જ છૂટવાનું હોય છે.

આવા આગેવાનોના દોર્યા દોરવાઈને અમદાવાદના ભંગીઓએ જે હડતાલ પાડી તે અમદાવાદ શહેર માટે એક આશીર્વાદ સમાન બની ગઈ છે. મુંબઈ નગરીમાં પોલું ભાળીને પેસી ગયેલા આંબેડકરવાદી હડતાલિયાઓ અમદાવાદનું પાણી માપવા જતાં સાપે છછુંદર ગળ્યા જેવી સ્થિતિમાં આવી પડયા છે. અમદાવાદના હરિજનોના એક વર્ગે એમને બતાવી દીધું છે કે એને નીરક્ષીરનાં પારખાં પૂરાં આવડે છે અને અમદાવાદના શહેરીઓએ એમને કહી દીધું છે કે જનોના બીજા એક વર્ગને ભલે એ પોતાની કપટજાળમાં મોહ પમાડી શક્યા હોય પણ અમદાવાદને એ ધાકધમકીથી નમાવી નહિ શકે. તાનસા તળાવના પાણીમાં અને સાબરમતીના નીરમાં કેટલો તફાવત છે તેનું ભાન અમદાવાદે આંબેડકરવાદીઓને ભલી રીતે કરાવ્યું છે. પરદેશી સંતનતની ટેન્કો-બંદૂકોથી ન દબાનાર અમદાવાદે આવા રાજદ્વારી અને સામાજિક 'બ્લેક મેઈલિંગ'ને પરાજિત કરીને પોતાનું ખમીર શોભાવ્યું છે. એ અમદાવાદ જ ભંગીઓનો સાચો બેલી નીવડશે, નહિ કે મજૂરોની લાગણીઓને રમાડી રહેલા 'નેતાઓ.'

### રંગ છે અમદાવાદ

પણ આ ભંગી-હડતાલનો એથી ય વિશેષ મોટો આશીર્વાદ તો બીજો છે.

અમદાવાદમાં મિલ-હડતાલ પડી હોત, અં[illegible] ડ્રાઈવરોની હડતાલ પડી હોત કે શિક્ષકોની હડ[illegible] પડી હોત અને એનાં કારણો પોતાને ગેરવાજ[illegible] જણાતાં એ હડતાલને વશ થવાને બદલે અમદાવ[illegible] નાં યુવક-યુવતીઓએ મિલોની શાળો ચલાવી હો[illegible] બસ-વ્યવહાર ચાલુ રાખ્યો હોત કે હજારો વિદ્[illegible] ર્થીઓનું ભણતર રઝળતું અટકાવવા માટે શિક્ષ[illegible] શિક્ષિકાનો પાઠ ભજવ્યો હોત તો એમાં એનું ખમ[illegible] તો દેખાત જ. પણ એનામાં જે ક્રાંતિકારી માન[illegible] રહેલું છે તેને તો ભંગી-હડતાલ સિવાય બીજે કય[illegible] પ્રકાશમાં આવવાનો મોકો ન મળત. અમદાવાદ[illegible] જુવાન કોલેજ છોડીને મિલમાં જાય, બસ ચલાવે[illegible] શિક્ષકપદું કરે તેમાં ક્રાંતિ નથી. ક્રાંતિ તો એ હાથ[illegible] ઝાડુ લઈને ભંગી બને તેમાં રહેલી છે. એ મૂંગ[illegible] અને ગુપ્ત ક્રાંતિ છે કારણ કે એ આંતરિક ક્રાંતિ છે

૧૯૪૬ ના જૂનના બીજા પખવાડિયા પૂર્વે દેશન

સવર્ણ જુવાન સામે કોઈએ ભંગી કામને જીવન-નિર્વાહના એક સાધન તરીકે મૂક્યું હોત તો એ વાત માત્રથી એ સુગાઈ ઊઠયો હોત, ૩૫–૪૦ રૂપિયામાં એ ક્યાંક ગુમાસ્તો બનત, ક્યાંક શિક્ષક બનત, અરે બસનો કન્ડક્ટર સુદ્ધાં બનવા તૈયાર થાત પણ ૫૦–૬૦ રૂપિયાનો પગારદાર ભંગી બનવાનું એ હરગીઝ ન કબૂલ કરત. એના મગજમાં એક દીવાલ હતી. દીવાલની આ બાજુનાં કામ બધાં એ કરી શકે. પણ દીવાલની પેલી બાજુનાં કામ તો ભંગી એક માત્ર ભંગી જ કરી શકે. એ દીવાલ આજે તૂટી પડી છે. આપણાં આંગણાંનો કચરો વાળવો, એ કચરાની ગાડીઓ ભરી ભરીને શહેર બહાર ઠલવી આવવી, આપણાં સંડાસનું મેલું ઉપાડવું, મેલાની ગાડીઓ ઉલેચવી. મેલાનું કામ કર્યા છતાં જાતે પૂરતા ચોકખા રહેવું–એમાં કોઈ નાનપ નથી, કોઈ શરમ નથી, કોઈ માનહાનિ નથી એવો પદાર્થપાઠ અનુભવે એને આપ્યો છે. ભંગીકામ એ માત્ર ભંગી નામની કોઈ કોમનું કામ નથી પણ જાતમહેનત કરીને જીવવા માગનારા કોઈ પણ કોમના માણસથી એ થઈ શકે છે એ જ્ઞાન એને સહજ રીતે જ મળી ગયું છે. જેમ સુથારી કામ કોઈનો ઇજારો નથી, લુહારી કામ, કડીઆકામ કે દરજીકામ જેમ કોઈનો ઇજારો નથી તેમ ભંગીકામ પણ કોઈનો સુવાંગ ઇજારો નથી એ અમદાવાદે સિદ્ધ કરી બતાવ્યું છે.

## સાચું અસ્પૃશ્યતા નિવારણ

આ છે સાચું અસ્પૃશ્યતા નિવારણ. દેશના હજારેક સવર્ણ જુવાનો હરિજન–કન્યાઓને પરણી લાવ્યા હોત કે પોળોએ રાષ્ટ્રિય પર્વો દરમિયાન કુડીબંધ સવર્ણ–હરિજન સમૂહભોજનો માણ્યાં હોત તો પણ જે ન બની શકયું હોત તે આ હડતાલ દરમિયાન થયેલા કાર્યથી બની શકયું છે; ભંગીઓને અપનાવવાની અનેક તરકીબો ભલે સૂચવાય, પણ ભંગી નામની એક નિરાળી કોમ છે અને અમુક કામ તો માત્ર એ કોમ જ કરી શકે એવી માન્યતા, એવી રૂઢિ–ગુલામી જ્યાં સુધી જીવતી હોય ત્યાં સુધી એ નિષ્ફળ જશે. આજે એ ગુલામીના બંધન સવર્ણ યુવકોએ ફગાવી દીધાં છે. સાચો સાવજ તો અમદાવાદીઓએ આ માર્યો છે. બાકી આંબેડકરવાદીઓ તો બિચારા શિયાળીઆં કહેવાય. એમની સામેની જીત એ કાંઈ વિજય ન કહેવાય.

હંગામી પરિસ્થિતિમાં જે બની શકયું છે તેને હવે આપણે કાયમી બનાવી દેવું જોઈએ, જેથી બીજાઓ એનો દાખલો લઈ શકે. અસ્પૃશ્યતા એ ભૂતકાળનો એક ગોઝારો અન્યાય હતો તે મટીને આજે એક ઇજારા સમાન બની ગઈ છે. ગામેગામના ભંગીઓ એમ માનતા થયા છે કે ભંગીકામ તો એમને માટે સુવાંગ અને નિરાળો રખાયેલો એક વ્યવસાય છે. બીજી કોઈ કોમનો માણસ આવીને એ કામ કરે તે એમને એમના અધિકાર ઉપરની અસહ્ય તરાપ લાગે છે, પણ ભંગી–કુટુંબમાં જન્મેલો માણસ મજૂરીનો, કારકુનીનો કે માસ્તરગીરીનો ધંધો કરી શકે છે અને મદ્રાસ જેવા પ્રાંતની ધારાસભાના પ્રમુખને માનનીય દરજ્જે પહોંચી શકે છે તેમ કોઈ પણ મજૂર, કારકુન, માસ્તર કે ધારાસભાનો પ્રમુખ આવીને ભંગીકામ એક ધંધા તરીકે સ્વીકારવા માગે તો એને કોઈ પણ જાતનો બાધ ન હોવો જોઈએ. અમુક જ કોમનાં માણસોના હાથમાં આપણા ગામ–શહેરોના જીવનની આવી મહત્વની કામગીરીનો ઇજારો રહે તે તો એક મોટું જોખમ છે, સમાજના સ્વાસ્થ્ય ઉપર લટકતી તલવાર છે.

## તાલીમ આપો

દુનિયાના બધા દેશોમાં ભંગીકામ તો કરવું જ પડતું હશે, પણ એક હિંદુસ્તાન સિવાય ક્યાંય ભંગી નામની કોમ હોય એવું જાણ્યું નથી. આપણા દેશમાં પણ હવે એવું થઈ જવું જોઈએ. રોટી કમાવાના અનેક ઉદ્યોગોમાં ભંગીકામનો ઉમેરો થવો જોઈએ. એ ધંધો માનભર્યો બને, એમાં કામ કરનારાઓને ઓછામાં ઓછી મુશ્કેલીઓ વેઠવી પડે, એમની તંદુરસ્તીને જરા ન પહોંચે, પોતાના કામ માટે જરૂરી સાધનો એને મળી રહે, તેમજ વૈજ્ઞાનિક અને યાંત્રિક શોધોની મદદથી એનું કાર્ય આસાન બને તે માટે પ્રયત્નો થવા જોઈએ. સારા રંગારા, સારા વણકર, સારા દરજી ને સારા મોચી, સારા સુથાર અને સારા લુહારી બનવા માટે તાલીમ આપતી શાળાઓ–

સંસ્થાઓ ચલાવે છે તેમ ભંગીકામમાં પણ પાવરધા બનવા માટે રીતસરની તાલીમ અપાવી જોઈએ. સાથે સાથે અમદાવાદના જુવાનોએ જે કરી બતાવ્યું છે તેની હકીકત અને તસ્વીરો આપતી હજારો પુસ્તિકાઓ ગામડે-ગામડે વહેંચાવી જોઈએ જેથી લોકોને ખબર પડે કે અમદાવાદમાં ભંગીકામ એ હલકું કામ નથી પણ રોટી રળવાનો સૌ કોઈને માટે ખુલ્લો માનભર્યો રસ્તો છે.

*

## સાંપ્રદાયિકતાના ભેદ ટાળો

પોતે લીધેલા મારગે આગળ વધીને હવે સવર્ણ યુવાનોએ અન્ય કોમેકોમ વચ્ચેના ભેદભાવને પણ દૂર કરવાનો રહે છે. એ ભેદભાવ આપણામાં ઊંડો ગયેલો છે. આવતી કાલના નાગરિકોમાં પણ એનાં બીજ રોપાઈ રહ્યાં છે. દાખલો અમદાવાદનો જ લઈએ,

અમદાવાદમાં કોઈ સાર્વજનિક બોર્ડિંગ કે છાત્રાલયમાં રહીને અભ્યાસ કરવા માગતા હાઈસ્કુલના એક વિદ્યાર્થીએ એવી કોઈ બિન સાંપ્રદાયિક સંસ્થાના નામ અંગે અમદાવાદના રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળને પુછાણ કરાવ્યું. કાગળનો જવાબ આવ્યો કે અમદાવાદમાં કોઈ બિનકોમી બોર્ડિંગ કે છાત્રાલય છે જ નહિ. હાઈસ્કુલના વિદ્યાર્થીઓ માટે તો એક યા બીજી કોમની બોર્ડિંગમાં રહીને ભણવા સિવાય બીજો આરો, નથી.' આવી પરિસ્થિતિ એકલા અમદાવાદમાં જ નહિ પણ મુંબઈ વગેરે બીજાં મોટાં નાનાં શહેરોમાં પણ પ્રવર્તી રહી છે. આજે વીસમી સદીના પાંચમા દાયકામાં પણ આપણા સમાજમાં ઉચ્ચાસને બિરાજનારા, સુશિક્ષિત અને રાષ્ટ્રવાદી ગણાતા શ્રીમંતો કોમી સંસ્થાઓ માટે દાન કરી રહ્યા છે, નવી નવી સાંપ્રદાયિક સંસ્થાઓ હજી ખુલતી જાય છે અને ચુસ્ત રાષ્ટ્રવાદીઓને હાથે તેનાં સંચાલન પણ થઈ રહ્યાં છે. કેળવણી જેવી પુનિત ભૂમિમાં આ વિષનાં બીજ રોપાયે જાય છે. એનાં ફળ નવી પેઢીને ચાખવાં પડશે. આપણા કિશોરના કુમળાં માનસ ઉપર એક ભયંકર છાપ પડી રહી છે કે અમુક છાત્રાલયમાં રહેવાની સગવડ તેને મળી છે તે પોતે અમુક કોમ કે સંપ્રદાયનો છે તેને કારણે અને અમુક બોર્ડિંગમાં તેને જગ્યા નથી મળતી કારણ કે તે અમુક સંપ્રદાયના માબાપને ઘેર જન્મ લેવા જેટલો ભાગ્યશાળી નહોતો. એવા વાતાવરણમાં જે બાળકો ઊછરે તે પુખ્ત વયના નાગરિકો થયે એમને એકાએક કહેવામાં આવે કે તમામ કોમના ભેદભાવ ભૂલીને પોતાની જાતને એમણે હિંદીઓ તરીકે ઓળખાવવી જોઈએ ત્યારે એના માનસ ઘડતર સાથે આ નવી દૃષ્ટિનો મેળ કઈ રીતે ખાય!

## નવી દૃષ્ટિએ વિચારો

ભેદભાવની આવી ભાવનાઓ પોષવા ઉપરાંત આવી સંસ્થાઓ આપણા વિદ્યાર્થીઓને જૂઠું બોલતાં, કપટ કરતાં અને પોતાની જાતને વિના થડકે છેતરતાં શીખવે છે. આવાં કોમી છાત્રાલયોમાં દાખલ થવા માટે વિદ્યાર્થી પોતે પોતાની સાચી કોમ છુપાવતો થાય છે, પોતે અમુક કોમનો જ છે તેવું સાબિત કરવા માટે એ અને એના વાલીઓ પ્રતિષ્ઠિત ગૃહસ્થોનાં ખોટાં પ્રમાણપત્રો રજૂ કરે છે અને, કેટલાક કિસ્સાઓમાં બન્યું છે તેમ, આવા છાત્રાલયોમાં જગ્યા મેળવવાની લાલચે પોતાનાં બનાવટી માતાપિતા ઊભાં કરવાની હદ સુધી પણ એ જાય છે. વળી આવા દરેક સાંપ્રદાયિક છાત્રાલયમાં અમુક વસ્તુ ખાવા ન ખાવાના, મંદિર-મસીદમાં જવાના, ટીલાં-ટપકાં કરવાના, રૂઢિગત ધાર્મિક શિક્ષણ લેવાના, એ અર્થહીન શિક્ષણ પોતે બરોબર મેળવ્યું છે તેની સાબિતિ રૂપે તેની પરીક્ષાઓ દેવાના, ઇત્યાદિ હાસ્યાસ્પદ ગણાય તેવા નિયમો પળાવતા હોય છે. કોઈ નાદાન પણ ન માને કે આ નિયમો વિદ્યાર્થીઓને ગમતાં હોય છે અથવા તો આ નિયમોનું કડવા મને પણ પાલન કરવાથી ભવિષ્યના નાગરિક તરીકેની એમની યોગ્યતામાં વધારો થવાનો છે. ખૂબી તો એ છે કે આવા નિયમો તદ્દન અર્થહીન છે તે આવાં છાત્રાલયોના ગૃહપતિઓ, સંચાલકો અને ટ્રસ્ટીઓ સુદ્ધાં જાણતા અને સમજતા હોય છે. છતાં પણ દાતાઓની લાગણીને પંપાળવા સહુ એને નીચી મૂંડીએ ચલાવી લે છે. સમજુ વિદ્યાર્થીઓને તો આવા નિયમોની મૂર્ખાઈ અત્યંત ખૂંચતી હોય છે

છતાં એમના ગૃહસંજોગોને કારણે એ પાળીને એ પોતાનો તેજોવધ મૂંગે મોંએ થવા દે છે. પણ બાકીના વિદ્યાર્થીઓનો મોટો સમૂહ છૂપી રીતે એનો ભંગ કરવાનું શીખી લઈને પોતાની મનોવેદના ઉપર પડદો પાડી દેતા હોય છે. આ રીતે, ફરીવાર, એ જૂઠું બોલતાં, ચોરીઓ કરતાં અને પોતાના ગુરુને છેતરતાં શીખે છે.

વિદ્યાર્થી મંડળો તો આજે ગામેગામ ફૂટી નીકળ્યાં છે. એમનું કાર્યવર્તુલ શું હડતાલો પડાવવા અને રાજકીય આગેવાનોનાં ભાષણો ગોઠવવા પૂરતું જ મર્યાદિત છે? વિદ્યાર્થી જનતાને આ કોમી ભાવનામાં ઉછરતાં અટકાવવાનો કોઈ ઈલાજ એ કેમ નથી લેતા? કોઈ રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળે એવો નિયમ કેમ નથી કર્યો કે એના સભ્ય થનાર (અથવા તો એના હોદ્દા ધરાવનાર) એક પણ વિદ્યાર્થીથી કોઈપણ સાંપ્રદાયિક છાત્રાલયમાં રહી શકાશે નહિ અને કોઈ એક કોમના વિદ્યાર્થીઓને અપાતી શિષ્યવૃત્તિઓ, લોન કે બીજી વસ્તુઓની મદદ એનાથી લઈ શકાશે નહિ? સંપ્રદાયિક ધોરણે મળતી મદદ અને સગવડોનો લાભ લઈ રહેલા વિદ્યાર્થીઓ એ સ્વીકારવાની ના પાડી દઈને કોમી દાનવીરોને શરમીંદા કેમ નથી બનાવી દેતા! વિદ્યાર્થી મંડળોની ફરજ છે કે આવાં છાત્રાલયો વિરુદ્ધ લોકમત કેળવવો જોઈએ. સાર્વજનિક સંસ્થાઓને જ મદદ કરવાનું એમણે દાતાઓનાં દિલ પર ઠસાવવું જોઈએ પણ તેથીય પ્રથમ તો એવી સાંપ્રદાયિક મદદ સ્વીકારવામાં આજના જુવાનને જે લાંછન લાગે છે તેનો ખ્યાલ એમણે ખુદ પોતાના વિદ્યાર્થી જગતમાં જ પોષવો જોઈએ, એવી મદદ સામે સૂગ અને નફરત કેળવવી જોઈએ.

સમાજવાદી ધોરણે આ પ્રાંતની આબાદીનું ઘડતર કરવા માગતી આપણી પ્રજાકીય સરકારે પણ આ પ્રશ્ન નવી દષ્ટિએ વિચારવો રહે છે.

## રાષ્ટ્રીયકરણ કાં ન કરો?

ઉદ્યોગોનું અને બેન્કોનું આપણે રાષ્ટ્રીયકરણ કરવાના છીએ, જમીનદારોની જમીનો લઈને આપણે કિસાનોને સરખે ભાગે વહેંચી દેવાના છીએ કારણ કે આપણે માનીએ છીએ કે રાષ્ટ્રમાં જે કાંઈ સંપત્તિ છે. તેની ઉપર પ્રજા સમસ્તનો અધિકાર છે. એક હરિજનો સિવાય અઢારે વરણ માટે આજે ખુલ્લાં છે. એવાં મંદિરોનાં દ્વાર આપણા કાયદાને જોરે હરિજનો માટે પણ ઉઘાડવાની આપણે ફરજ પાડવાના છીએ. તો પછી આ સરસ્વતી મંદિરો અને છાત્રગૃહોમાંના પ્રત્યેકનાં દ્વાર તો કોઈ એક સિવાયની બધી કોમો માટે બંધ પડયાં છે. એમને ઉઘાડવાની જરૂરિયાત પહેલી છે. અને દેશનાં કારખાનાં ઉપર આખી જનતાનો અધિકાર હોય તો દેશની નિશાળો ઉપર તો એનાથી પણ પહેલો એ અધિકાર લાગુ પાડવો જોઈએ, આ ભૂમિમાં જે ખાણો છે, તેમાંથી મૂલ્યવાન ધાતુઓ કાઢીને તેનો લાભ શ્રીમંતોની એક ટોળકી લ્યે તે આપણને માન્ય નથી તેથી આપણે ખાણોનું રાષ્ટ્રીયકરણ કરવાના છીએ, તો પછી વિદ્યાની ખાણો કોઈ એક કોમ કે સંપ્રદાયના લાભ માટે ચાલે તે આપણને કેમ રુચે! દેશની તમામ નિશાળો અને દેશનાં તમામ છાત્રાલયોનું પહેલી તકે રાષ્ટ્રીયકરણ થવું જોઈએ. દેશમાં ફરજિયાત પ્રાથમિક કેળવણીનો કાયદો હજી તો લાગુ નથી પડયો ત્યાં જ હજારો વિદ્યાર્થીઓ ભણવાની સગવડો વિના રઝળતાં દેખાય છે, એ સગવડો તો આપણી રાષ્ટ્રીય સરકાર વિના કોઈથી પૂરી નથી પડાવાની તેથી એ પૂરી ન પડાય ત્યાં સુધી અમુક બાળકોને તો રઝળવું જ પડશે. પણ રઝળનારા અમુક અમુક કોમના નથી તેથી રઝળી રહ્યા છે એવું અપમાન એમના કપાળમાં ન ચોડાવું જોઈએ. એ તો દાઝયા ઉપર ડામ બરોબર છે. દેશનાં છાત્રાલયો અને નિશાળો માત્ર સાર્વજનિક ધોરણે જ ચાલી શકે એ જાતનો કાયદો ઘડવાનું કામ પ્રજાકીય સરકાર માટે મુશ્કેલ ન હોવું જોઈએ. આપણા જીવનનાં બીજાં ઘણાં ક્ષેત્રોમાં કોમવાદ પ્રસરેલો છે. એક કેળવણીનું ક્ષેત્ર એનાથી મુક્ત બને તો કાંઈ વધો નહિ આવે.

## આશ્ચર્યોની પરંપરા

સરકારી કોલેજોમાં મુસ્લિમ અને પઠાન કોમના વિદ્યાર્થીઓને દાખલ કર્યા પછી જે જમા વધે તેમાં જ સવર્ણ હિંદુઓ અને પારસી, ખ્રિસ્તી વિગેરે

અનંતરાય મ. રાવળ

પાંજીની અઢારે વાર્તાઓ વાંચી જનારને પ્રતીત થયા વિના નહિ રહે કે એ બધી મુદ્રિત થઈ ગ્રંથાકારે ગુજરાત સમક્ષ રજૂ થવાને હકદાર હતી. એક લેખિકાબેનનું એ સર્જન છે એટલા માટે નહિ—જો કે ગુજરાતી વાર્તાલેખકોમાં સ્ત્રીઓની સંખ્યા નહિ જેવી છે એ જોતાં એમાં એકનો ગણનાપાત્ર ઉમેરો કરનાર ઉમળકાભર્યા આવકારનાં અધિકારી ઠરે છે જ— પણ એ પોતાના ખાતગુણે જ ધ્યાન ખેંચે એવી છે એ કારણે.

લેખિકાના વાર્તાસર્જનનો આ પ્રથમ ફાલ છે. એને જાહેરમાં પ્રગટ કરતાં પહેલાં વાર્તાલેખનની કેટલી પ્રારંભિક કલમકસરત એમણે કરી છે તેની ખબર નથી. પણ શક્તિ હોય તો માણસના પહેલા પ્રયાસમાં ય એ થોડાઝાઝા પ્રમાણમાં કોઈ ને કોઇ રીતે ચમકયા વિના રહે નહિ, અને આ લેખિકાએ વાર્તાલેખનની કળા અને શક્તિની સારી એવી છત બતાવી છે તેમજ આ જ ધોરણે પ્રગતિ કરતાં રહે તો વધુ સિદ્ધિની આશા ઊભી કરી છે એવું પ્રમાણ-પત્ર વિનાસંકોચ આપી શકાય તેમ છે. પ્રારંભના લેખનમાં મનગમતા લેખકના આકર્ષણ અને વાચન-સેવનને લીધે તેની શૈલીનું અનુકરણ જાણ્યેઅજાણ્યે થઈ જવું સ્વાભાવિક છે. આ લેખિકાની 'ઉમા' અને 'મ્યુનિસિપલ ઓફિસર' એ વાર્તાઓ તેમજ 'ડાકણ ડોસી' અને 'ફૂટપાથની કથા' એ વાર્તાઓના અન્ત તેમના પર ધૂમકેતુની છાયા કે અસર હોવાનું સ્પષ્ટ બતાવે છે. એમ છતાં લેખિકાનું સ્વત્વ પણ એ જ અને બીજી વાર્તાઓમાં સાથેસાથ ઝળકયા વિના રહેતું નથી.

આ સાબીત કરવું અઘરું નથી. બધી વાર્તાઓના ઉપાડ જુઓ, એની પ્રસંગખીલવટ જુઓ, એના અન્ત જુઓ, એની સમગ્ર કથનશૈલી જુઓ અને જણાશે કે વાર્તાનું કલાવિધાન લેખિકાને સારા પ્રમાણમાં હસ્તસિદ્ધ થઈ ગયું છે. એમનું ભાષાપ્રભુત્વ પણ નોંધપાત્ર છે. એમની સર્જકતાને કૃતાર્થ કરવામાં એનો ઘણો હિસ્સો છે. 'ભૂખની ભૂતાવળ'ની ચિત્રશૈલીની લખાવટ, 'ડાકણ ડોસી'નાં ગ્રામવાતાવરણ, લોકમાનસ અને લોકબોલીની રજુઆત, 'અનંતનો સાદ'માંનાં મુક્ત ઉલ્લાસ અને ગિરના નેમ અને હૈરણ્યના પૂરના અને પ્રકૃતિના પૃ. ૧૩૨ પર * તેવાં કાવ્યમય ચિત્ર, સ્વપ્ન અને કલ્પનાની સૃષ્ટિમાં વિહરતા કુમાર અને ઉમાના સંવાદ, અને 'સેવાની સમસ્યા'ની ઉદ્વિગ્ન નાયિકાની શોકાર્દ્ર કેફિયત—આ સૌ તેની સાક્ષી પૂરશે. એમની ભાષામાં સરળતા છે ને એક પ્રકારનું સીધાપણું છે. આંજવા મથતું નિરર્થક વાણીચાપલ તેમાં નથી, છતાં ભાવ અને પ્રસંગને એ લગભગ બધે વખતે અનુરૂપ હોય છે. એમની વાર્તાઓનું વસ્તુસંવિધાન પણ સંકુલ નહિ પણ હેતુ સાધે એટલું જ, સાદું ને સીધું હોય છે. કહેવાનું કહી નાખવા તરફ જ જાણે લક્ષ હોય છે. એમ છતાં ધારી અસર કરવે તેમજ લેખિકાના ચિત્તે વાર્તાના આધાનની ને તેના સર્જનની પળે અનુભવેલું સંવેદન વાંચનારમાં જગાડવે પણ એમની વાર્તાઓ સમર્થ બની છે.

પણ વાર્તાનું બાહ્ય કલાવિધાન અને ભાષાપરનો કાબૂ એકલાં બસ નથી. છેલ્લાં બે દાયકામાં ગુજરાતી વાર્તાએ સાધેલા વિકાસને લીધે વાર્તાના બાહ્ય સ્વરૂપપર શિખાઉ વાર્તાલેખકો ય ઠીક કાબૂ દેખાડતા થયા છે, કાવ્યક્ષેત્રે સોનેટના બાહ્ય આકારને સંતોષતી પૃથ્વી અને અન્ય છંદોમાં લખાતી અનેક ઊગતા કવિઓની કાવ્યરચના કાવ્યના બાહ્યાંગ પર ઠીક કાબૂ દેખાડે છે તેમ. લખનારની પ્રતિભાનું ખરું માપ તો મંદીની સામગ્રી પરથી, તેમાં રજૂ થતા જીવનદર્શન અને કરેલી જીવનસમીક્ષા પરથી જ કઢાય. 'તેજછાયા'ની વાર્તાઓની અંતરંગ સામગ્રી આપણને નિરાશ નહિ પણ રાજી કરે છે.

* "સંધ્યા ઢળતી હતી. સીમમાં ખાખરાના ઝાડ પર કેસુડા જોઈને આભને ય પોતાને આંગણે કેસુડા વાવવાનું મન થયું હોય તેમ કેસરી રંગ આભમાં ઢળ્યો હતો ત્યાં ઉડતી પાંખાળી છોકરીઓ પોતાની ઓઢણીઓ એમાં ઝબોળતી હતી" [પૃ. ૧૩૨]

એમાંનું સ્થળ, પાત્ર અને વાર્તાવિષય પરિસ્થિતિઓનું રળિયામણું વૈવિધ્ય જુઓ. પ્રાચીન લાગે એવી સુરૂપા નગરીની લેખિકા વાત કરે છે એ જ સરળતાથી 'વોલ્ગાને કિનારે' ને 'સંજીવની' જેવી વાર્તાઓને પરમુલકની ધરતીમાં વાવી વિશ્વયુદ્ધનું ને યુદ્ધછાવણીની ઈરિપતાલનું ચિત્ર એ ખડું કરે છે. ગામડે ગામનું ને ગિરના નેસનું વાતાવરણ જે સજીવતાથી આલેખે છે એ જ સજીવતાથી શહેરના ફૂટપાથ, મ્યુનિસિપાલિટીની ઑફિસ અને શેડિયાના મહાલયને વાર્તાઓની ભોંય એ બનાવે છે. એની પાત્રસૃષ્ટિમાં રાજકુમાર ને દાસી, પરદેશી સૈનિકો ને નર્સો, પત્રકાર, શિક્ષક, કવિ, લશ્કરી અફસર, મ્યુનિસિપલ ઑફિસર, ફૂટપાથના સનાર શ્રમજીવીઓ, ઘાટવાળા, ઘરનોકર, બાળકો ને કિશોરો, વિધવાઓ, ભણવાયેલી ને સેવાભાવી સંસ્કારી યુવતીઓ—એમ બધા થરનાં માનવીઓ નજરે પડે છે. સામાજિક ને સાંસ્કારિક દૃષ્ટિએ વિવિધ કક્ષાનાં એવાં પાત્રોને વિધવિધ હેતુસર એવાં જાતજાતનાં સ્થિતિસંજોગો વચ્ચે મૂક્યાં છે કે પ્રસંગો ને વિષયોનું પણ એવું જ વૈવિધ્ય લેખિકાએ સર કર્યું ગણાય. દરેક વાર્તા પોતાનું નોખાપણું બતાવતી આવે છે.

આ વૈવિધ્ય કૃત્રિમ કે કરામતી કે વૈવિધ્યને ખાતર વૈવિધ્ય દેખાડવાના સ્થૂળ મોહનું પરિણામ નથી, પણ લેખિકાની સર્જકતા, સંવેદનશીલતા, અને જીવન-નિરીક્ષણનું ફળ છે. જીવનમાં ચોમેર પડેલી અખૂટ વારતાજોગ સામગ્રી જોવા ને પકડવા માટે એમને આંખ છે એનો એ પુરાવો છે.

પણ વારતાજોગ સામગ્રી જીવનમાંથી ઉપાડતાં આવડ્યે બસ નથી થતું. વાર્તાકારમાં સંવેદનશીલ હૃદય પણ જોઈએ. એ વિના એની વાર્તાઓ વાંચનારનાં હૃદયને સ્પર્શવાની નહિ. એવી સંવેદનશીલતા આપણાં લેખિકામાં સારા પ્રમાણમાં છે. એમની કેટલી બધી વાર્તાઓ આપણા અંતરને હલાવી કરણ સંવેદનનો લીસોટો પોતાની પાછળ મૂકતી જાય છે! લેખિકા તેમ અનુપ માનવીઓના પ્રહારનો બેવડો માર ખમતી કંકુ ડોશીની ભૂતના જેવી ભેંકાર રુદનચીસ, હૈયાનાં ભાગી ઘાયલ સૈનિકના જીવનમાં રસ છાંટી તેની જિજીવિષા જગાડી સાફલ્યની ઘડીએ ચાલી જતી નર્સ વાસાકિના છૂંદાતા હૈયાનો નિઃશ્વાસ ને અશ્રાવ્ય ડૂસકું, અને ત્રીસ ત્રીસ વરસથી જાત ને સ્વાર્થ ભૂલી જે ઘરની નિષ્ઠાથી નોકરી બજાવી ત્યાંથી ટાઢો જાકારો મળતાં આઘાત અનુભવતા નથુરામના હૃદયની મૂંગી વેદના સહૃદય વાંચકના હૃદયને કરુણ રસનો કેવો સાક્ષાત્કાર કરાવે છે! વેદનશીલ હૈયાની મૂડી વિના માનવીના જીવનનું આવું કારુણ્ય આમ નિરૂપી શકાય નહિ. શું કાવ્ય કે શું વાર્તા, શું નાટક કે શું નવલકથા, જે રસાનુભવ કરાવી શકે તે ઉત્તમ સર્જન. એવો અનુભવ કરાવી શકે તે ઉત્તમ સર્જન. એવો અનુભવ આ સંગ્રહની કેટલીક વાર્તાઓ કરાવી શકે છે તે તેમાં ઉતરેલા લેખિકાના સંવેદનને લીધે.

કંકુડોશી, વાસાકિ ને નથુરામ ઉપરાંત તો ઉમા, લાલુ. અતુલ, મોંઘી, મ્યુનિસિપલ ઑફિસર, ઉષા, રેખા જેવાં બીજાં ઘણાં માનવીઓના 'વિષણ્ણ ચહેરાઓ સામે લેખિકાએ પોતાનો કૅમેરા ગોઠવ્યો છે, અને સંગ્રહની મોટા ભાગની વાર્તાઓ કરુણાન્ત છે, તેમાંથી લેખિકાના સંવેદનનો તથા માનવનાના તેના દર્શનનો ખ્યાલ મળી રહે છે.

સુખદ સ્વપ્ન, કલ્પના, ભાવના કે ભ્રમના નાશનું+, લગ્નજીવનનાં સુખશાતાને રોળી નાખતું દાંપત્યને લગતું× ને એવા બીજા ઘણા પ્રકારનું કારુણ્ય નિરૂપવાનું લેખિકાને વધુ રુચ્યું છે. જીવનપર શ્યામ ઓછાયો પાડતા શોક, દુઃખ ને કારુણ્યને વાર્તાવિષય બનાવી લેખિકાએ પુસ્તકના 'તેજછાયા' એ નામના દ્વિતીય અંગને જેમ સાર્થ બનાવ્યો છે, તેમ પ્રથમાંગને પણ સાર્થ બનાવવા લક્ષ રાખ્યું છે તે જીવનના મંગલ અંશોનું ૫ વાર્તાઓમાં નિરૂપણ કરીને. 'મૃત્યુ અને મિલન'માં બાળકના મૃત્યુ જેવા શોકઘેરા બનાવથી વિખૂટાં અંતરવાળા દંપતી પુનઃ નજીક આવ્યાં એ એ કરુણ ઘટના સાથે જ જોડા-

---

+ જુઓ 'ઉમા', 'વોલ્ગાને કિનારે', અને 'સંજીવની'.

× જુઓ 'મૃત્યુ અને મિલન,' 'એકપાપ', 'નેત્રની સમસ્યા'.